શ્રી પાર્શ્વનાથાય નમઃ



મૂળગ્રન્થ

કલિકાળસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી વિરચિત

# અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા

ટીકાગ્રન્થ

તાર્કિકરત્ન શ્રીમલ્લિષેણસૂરિજી વિરચિત

# સ્યાદ્વાદમંજરી

(ગુર્જર ભાવાનુવાદ યુત)

ગુર્જરઅનુવાદના પ્રેરક અને કૃપાદાતા

સુવિશાળ ગચ્છનાયક ન્યાયવિશારદ, સ્યાદ્વાદસિદ્ધાંતસંરક્ષક, પ્રવચનપ્રવીણ આચાર્ય ભગવંત

શ્રીમદ્વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજા

ગુર્જર અનુવાદક સંશોધક

પરમાત્મભક્તિરસિક ચાર વાર સૂરિમંત્ર સમારાધક આચાર્ય દેવ

શ્રી. વિ. જયશેખરસૂરીશ્વરજી મહારાજ

અનુવાદક

મુનિરાજ શ્રી અજિતશેખર વિજયજી

卐

પ્રકાશક

જૈન સંઘ – ગુન્ટૂર.

PARSHVANATH JAIN TEMPLE

CLOTH BAZAR, GUNTUR - 522 003

સંવત ૨૦૪૮ ★ નકલ-૫૦૦
આવૃત્તિ બીજી ★ કિંમત રૂ. ૧૧૦.૦૦

પ્રા....પ્તિ....સ્થા....ન

શ્રી જિનશાસન આરાધના ટ્રસ્ટ
C/o અધ્યાપક ચંદ્રકાંત એસ. શાહ
કનાસાનો પાડો
પાટણ - ગુજરાત
PIN 384 265

શ્રી કુમારપાળ વી. શાહ
૩૯, કલીકુંડ સોસાયટી
મફલીપુર ચાર રસ્તા
ધોળકા - ૩૮૭૮૧૦

विद्या विवेको विनयो विशुद्धि, सिद्धान्तवाल्लभ्यमुदारता च ।
असद्ग्रहाद्यान्ति विनाशमेते, गुणास्तृणानीव कणाद्दवाग्ने ॥

अध्यात्मसारे

જેમ દાવાનલના કણથી ઘાસની ગંજી ખાખ થાય છે, તેમ અસદ્ગ્રહના પ્રભાવે વિદ્યા, વિવેક, વિનય, વિશુદ્ધિ, સિદ્ધાન્તપ્રિયતા અને ઉદારતા આ બધા ગુણો વિનાશ પામે છે

**ભાવનિદ્રા એટલે મોહમય દૃષ્ટિ, અતત્ત્વના ચિંતન, રાગદ્વેષની રમત, મિથ્યાત્વનો મુઝારો, બાહ્ય ભાવના તાંડવ, પ્રમાદની પરવશતા વગેરે ...**

**આને ટાળીને સતત ધર્મજાગરિકા, ધર્મજાગૃતિ, અર્થાત્ જ્ઞાનમય દૃષ્ટિ, સમભાવનો અભ્યાસ, સંવેગ-વૈરાગ્યની વૃદ્ધિ, તત્ત્વની સમ્યગ્ વિચારણા, અંતર્મુખભાવ, સત્પુરુષાર્થ તમન્ના વગેરે રાખવી જોઈએ.**

- પૂજ્ય ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રી વિ. ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજા ...
★ ઉચ્ચ પ્રકાશના પથે.

Laser Typeset & Printed by
HANSA COMPUGRAPHICS,
No 8, Thirumalai Pillai Road, T Nagar,
Madras - 600 017

# અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા

# એક અવલોકન

પૂજ્યપાદ આચાર્ય દેવ શ્રીમદ્‌વિજય હેમચન્દ્ર સૂ. મ. ના પ્રશિષ્ય મુનિ મહાબોધિ વિજયજી

સસાર દુઃખમય છે!
સસાર પાપમય છે!
સસાર રાગમય છે!!

**સ્તોત્ર :**

ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુ ઉપર રાગ અને દ્વેષ કરીને જીવ પાપમા પ્રવૃત્તિ કરે છે તેને લીધે અશુભ કર્મનો બધ કરે છે આ અશુભ કર્મના ઉદયથી સસારી આત્મા દુ ખી થાય છે સસારના પ્રત્યેક ક્ષેત્રમા તે સુખની ઝખના કરતો દોડે છે, પરતુ તેને ક્યાય સુખ પ્રાપ્ત થતુ નથી તે બેચેન બની જાય છે, હતાશ બની જાય છે, તેનુ મન અશાન્ત બની જાય છે આવા અશાન્ત મનને શાન્ત–પ્રશાન્ત–ઉપશાન્ત બનાવવા માટેનો પરમ ઉપાય છે પરમાત્મ–ભક્તિ

પરમાત્મ–ભક્તિનો રસ એવો અદ્‌ભુત છે કે એ રસગગામા નાના બાળકથી માડીને પ્રૌઢપડિત સુધીના કોઇપણ આત્મા સ્નાન કરે તો એનુ ચિત્ત નિર્મળ થયા વિના ન રહે એમા પણ જ્યારે સ્તુતિ–સ્તોત્રમા રહેલા દિવ્ય ભાવો સમજાય છે ત્યારે તો તેનો આનદ કોઈ અનેરો હોય છે. પ્રભુ ભક્તિથી હૃદયમા શુભ ભાવો પ્રગટ થાય છે આ શુભ ભાવોને વાચા આપવા પૂર્વના મહાપુરુષોએ તેને સ્તુતિ/સ્તોત્ર/સ્તવન આદિમા ગૂથી લીધા છે પ્રાચીનકાળથી સ્તુતિ/સ્તોત્ર વિષયક સાહિત્યની રચના ચાલી આવે છે જે આજે પણ અવિચ્છિન્નપણે ચાલુ છે

પ્રાચીન કાળમા સસ્કૃત/પ્રાકૃત ભાષામા સ્તોત્રાદિની રચના થતી હતી જેમ જેમ કાળની રેતી પરથી એક પછી એક સૈકાઓ પસાર થતા ગયા, તેમ તેમ જનસમુદાયની અભિરુચિ પણ બદલાતી રહી જેને લીધે સસ્કૃત/પ્રાકૃત અપભ્રશ ભાષામા રચાતા સ્તુતિ/સ્તોત્રાદિ સાહિત્યે નવો જ પલટો ખાધો પૂર્વના કાળમા જે સ્તુતિ/સ્તોત્રાદિ સાહિત્ય સંસ્કૃતાદિ ભાષામા રચાતુ હતુ, તે અનુક્રમે વધારેને વધારે ગુજરાતી અને હિન્દુસ્થાની ભાષામા રચાતુ ગયુ બાળજીવો પણ સરળતાથી સ્તુતિના ભાવો સમજી શકે એ માટે ગુજરાતી ભાષાના સ્તુતિસાહિત્યમા ઢગલાબધ ચૈત્યવદન/ સ્તુતિ/ સ્તવન/ દેવવદન/ પૂજા/ ભાસ/ રાસ/ ગીત/ ફાગ વગેરે વિવિધ ભાષા/ છદ/ અલકારમય કૃતિઓ ગૂથાતી ગઇ

અરિહંત પરમાત્માનુ ગુણોત્કીર્તન અથવા તેમની સમક્ષ આત્મનિદાવગેરે સ્તુતિ/ સ્તોત્રોનો વિષય હોય છે તેથી અરિહંત પરમાત્મા વિષયક અનેક સ્તુતિ/ સ્તોત્રોની રચના આજ સુધીમા થઇ છે. આ સિવાય સિદ્ધભગવતો/ શાસનદેવીઓ/ સરસ્વતીદેવી અને શત્રુજયાદિ તીર્થોને ઉદ્દેશીને પણ અનેક સ્તોત્રોની રચના થઇ છે

**સ્તોત્રકાર**

જૈન શાસનમા થયેલા અનેક આચાર્યો/ શ્રમણો/ રાજા–મહારાજાઓ/ મત્રી – મહામત્રીઓએ

પ્રભુભક્તિ નિમિત્તે સ્તુતિ/ સ્તોત્ર સાહિત્યનુ અનેરુ સર્જન કર્યુ છે આ સ્તુતિ/ સ્તોત્રોમાં પરમાત્માના ગુણોનુ વર્ણન તથા આત્માના દોષોનુ દર્શન ખીચોખીચ ભરેલુ છે

શ્રી માનતુંગસૂરિ, શ્રી જિનપ્રભસૂરિ, શ્રી મુનિસુંદરસૂરિ આદિ શ્રમણો તેમજ મહાકવિ ધનપાલ, બિલ્હણ, કવિચક્રવર્તી શ્રીપાળ, ગૂર્જરેશ્વર શ્રી કુમારપાળ, મહામાત્ય શ્રી વસ્તુપાળ આદિ શ્રાવકોએ અનેકાનેક ભક્તિરસભરી કૃતિઓ જૈન સાહિત્યને અર્પણ કરી છે

જ્યારે આચાર્ય શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિકૃત દ્વાત્રિંશિકાઓ, કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિકૃત અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા, અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા, વીતરાગ સ્તોત્ર, મહોપાધ્યાયશ્રી યશોવિજયજી મહારાજ કૃત શ્રી વીરસ્તુતિ, શખેશ્વરપાર્શ્વજિન સ્તુતિ, પ્રતિમાશતક, પરમાત્મસ્વરૂપ પચવિંશતિકા આદિ સ્તુતિઓ માત્ર ભક્તિરસથી જ નહિ, પરતુ ગભીર–અતિગભીર તત્ત્વજ્ઞાનથી પણ ભરપૂર છે. જેને લીધે જૈન દર્શન અને જૈન સાહિત્ય આજે પણ ગૌરવવંતુ છે.

ખરતરગચ્છીય આચાર્ય શ્રી જિનપ્રભસૂરિ તથા તપાગચ્છીય આચાર્ય શ્રી મુનિસુંદરસૂરિએ આ સાહિત્યના સર્જનમા અનન્ય ફાળો નોંધાવ્યો છે વિવિધ ભાષા અને વિવિધ છંદમા તેમણે સેંકડો સ્તોત્રોની રચના કરી છે સ્તોત્ર સાહિત્યના ક્ષેત્રમા આવુ યોગદાન આપનાર પ્રાય તેઓશ્રી જ હશે

આ થઈ સંસ્કૃત/ પ્રાકૃત/ અપભ્રશ ભાષામા રચાયેલ સ્તુતિ/ સ્તોત્ર સાહિત્યની વાત પણ સોળમી શતાબ્દીમા સંસ્કૃત/ પ્રાકૃત ભાષાનુ સ્થાન એકાએક ગુજરાતી ભાષાએ લીધુ અને ગૂર્જરગીરામાં પણ ભાવવાહિની કૃતિઓની રચના થવા લાગી આની અસર એટલે સુધી થઈ કે ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી મહારાજ તથા વિનયવિજયજી મહારાજ જેવા વિદ્વાન શ્રમણોએ પણ આ ક્ષેત્રમા પોતાનુ યોગદાન કર્યુ છે આ સિવાય માનવિજયજી, પદ્મવિજયજી, મોહનવિજયજી, વીરવિજયજી આદિ પડિત મહાત્માઓ તથા ઋષભદાસ કવિ વગેરે ગૃહસ્થોએ પણ વિવિધ સ્તુતિ/ સ્તોત્ર સાહિત્યનુ સર્જન કરી જૈનસ્તવસાહિત્યને ગૌરવવતુ બનાવ્યુ છે વળી ભિન્ન ભિન્ન દેશમા વિચરતા જૈનાચાર્યાદિએ તે તે દેશની ભાષામા કેટલીક રચનાઓ કરી છે અર્થાત્ ગુજરાતી, હિન્દી, મારવાડી, પજાબી, કચ્છી, દક્ષિણી, ફારસી વગેરે દરેક ભાષામા અનેકાનેક કૃતિઓ કરી છે, તે છતા ગુજરાતી ભાષામા જેટલી કૃતિઓ રચાણી છે, તેટલી કૃતિઓ પ્રાય અન્ય કોઈ ભાષામા રચાણી નથી જેની સાક્ષીરૂપે ભારતના વિવિધ ક્ષેત્રમા પથરાયેલ પ્રાચીન/ અર્વાચીન હસ્તલિખિત ગ્રથોના જ્ઞાનભડારો આજે પણ ઊભા છે, જેમા ગુજરાતી ભાષામા રચાયેલ સ્તુતિ/ સ્તોત્ર સાહિત્યનો અણમોલ ખજાનો આજે પણ સુરક્ષિત છે ખેદની વાત એ છે કે છેલ્લા ૪ સૈકામા રચાયેલ ગુજરાતી સ્તોત્ર સાહિત્યમાથી જેટલુ સાહિત્ય પ્રકાશિત થયુ છે તે કરતા વધુ સાહિત્ય આજે અપ્રગટ છે

## અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા

આ સ્તોત્ર શ્રી વર્ધમાનસ્વામી ભગવતની સ્તુતિ રૂપ છે એટલુ જ નહિ પરન્તુ ગભીર તત્ત્વજ્ઞાનથી ભરપૂર છે

આચાર્યશ્રી મલ્લિષેણસૂરિકૃત સ્યાદ્વાદમજરીમા અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકાના બીજા શ્લોકની અવતરણિકામા અન્યયોગવ્યવચ્છેદનો અર્થ આ મુજબ કર્યો છે

"अस्या च स्तुतावन्ययोगव्यवच्छेदोऽधिकृतस्तस्य च तीर्थान्तरीयकल्पिततत्त्वाभासनिरासेन तेपामाप्तत्वव्यवच्छेद स्वरूपम् ।"

અર્થાત્ તીર્થંકર સિવાયના અન્ય દેવોમા આપ્તત્વનો અભાવ તે અન્યયોગવ્યવચ્છેદ (અને તીર્થ કરોમા જ આપ્તત્વ એટલે કે તીર્થંકરોમા આપ્તત્વના અભાવનુ ખડન તે અયોગવ્યવચ્છેદ )

પ્રસ્તુત દ્વાત્રિંશિકા સિદ્ધસેન દિવાકરસૂરિકૃત દ્વાત્રિંશિકાને નજર સમક્ષ રાખીને રચાયેલ છે જે આ સ્તોત્રના તૃતીય શ્લોક ઉપરથી જણાય છે

" क्व सिद्धसेनस्तुतयो महार्था अशिक्षितालापकल्पा क्व चैषा ।

तथापि यूथाधिपते पथस्य स्खलद्गतिस्तस्य शिशुर्न शोच्य ॥३॥ "

વળી કેટલાક શ્લોકો સિદ્ધસેનસૂરિની દ્વાત્રિંશિકાના શ્લોકોને અનુસરે છે

આચાર્યશ્રી મલ્લિષેણસૂરિ મહારાજે પણ સ્યાદ્વાદમજરીમા આ પ્રમાણે કહ્યુ છે–

श्री हेमचन्द्रसूरिणा जगत्प्रसिद्ध श्री सिद्धसेनदिवाकरविरचित द्वात्रिंशद् द्वात्रिंशिकानुसारि श्री वर्धमानजिनस्तुतिरूपायोगव्यवच्छेदान्ययोगव्यवच्छेदाभिधान द्वात्रिंशिकाद्वितय विद्वज्जनमनस्तत्त्वावबोधनिवन्धन विदधे ॥

અયોગવ્યવચ્છેદ દ્વાત્રિંશિકામા જૈનદર્શનનુ સુદર સ્વરૂપ બતાવ્યુ છે સ્તુતિકારશ્રી હેમચદ્રસૂરિ મહારાજાને એ વાતમા કોઇ સદેહ નથી કે,

(૧) તીર્થ કરો સર્વદોષોથી મુક્ત છે

(૨) પરમાત્મામા જે યથાર્થવાદિતાનો ગુણ છે, તેવો અન્યતીર્થિકોમા ક્યાય દેખાતો નથી

(૩) પરમાત્માનુ શાસન અજેય છે, માટે તેમા ક્યારેય કોઇ ને સદેહ કરવાની જરૂર નથી

(૪) પરમાત્માના જ આગમો પ્રામાણિક છે અન્ય તીર્થિકોએ રચેલા આગમોમા વિવેક શૂન્ય હિંસાદિના વિધાનો આપેલા હોવાથી તે અપ્રામાણિક છે

(૫) કલ્યાણકારી એવા જૈનશાસનની જે લોકો ઉપેક્ષા કરે છે તેમા તે લોકોના દુષ્કર્મનો જ ઉદય સમજવો

અતમા સ્તુતિકાર અતિ મહત્ત્વની વાત કરે છે

" न वीतरागात् परमस्ति दैवतम् न चाप्यनेकान्तमृते नयस्थिति ।"

વીતરાગ સિવાય બીજો કોઇ દેવ નથી તથા અનેકાન્તને છોડીને બીજો કોઇ ન્યાયમાર્ગ નથી

૩૨ શ્લોકમય આ સંપૂર્ણ સ્તોત્રમા અન્ય દર્શનો કરતા જૈનદર્શનજ પ્રધાન છે અન્ય તીર્થિકોના દેવો કરતા વીતરાગ પરમાત્માના આગમો જ યથાર્થ છે તેનુ સચોટ વર્ણન કરવામા આવ્યુ છે

છન્દ[૧]

આ દ્વાત્રિંશિકાના શ્લોકો નીચે મુજબના છદોમા છે

* પ્રથમ શ્લોક ઉપેન્દ્રવજ્રા છન્દમા છે | * સત્તર–અઢાર શ્લોક ઉપજાતિ છદમા છે

૧ પ્રોફેસર હીરાલાલરસિકદાસ કાપડીયાએ જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ ખડ–૨, ઉપખડ–૧માં આ સ્તોત્રના કેટલાક શ્લોકોના છન્દો જુદા જ બતાવ્યા છે જે તે શ્લોકમા ઘટતા નથી દા ત એક થી સાત, તેર, ચૌદ, સોળ, ઓગણીશથી બાવીશ, અને છવ્વીસમો શ્લોક ઉપજાતિ છદમા બતાવ્યો છે તથા અઠ્ઠાવીશમાં શ્લોકના અતિમ બે ચરણ ઉપેન્દ્રવજ્રામાં બતાવ્યા છે પણ તે શ્લોકોના છંદો મેળવતા તેમા તે છંદ ન ઘટતા બીજા છંદો ઘટયા છે

* દ્વિતીય શ્લોક વંશસ્થ છંદમા છે
* ત્રણથી સાત શ્લોક ઉપેન્દ્રવજ્રા છંદમાં છે
* આઠથી અગ્યાર શ્લોક ઉપજાતિ છંદમા છે.
* બારમાં શ્લોકનુ પ્રથમ ચરણ ઇન્દ્રવંશા છંદમા છે
* શેષ ૩ ચરણ વંસસ્થ છંદમા છે
* તેર–ચૌદ શ્લોક ઉપેન્દ્રવજ્રા છંદમા છે
* પદરમો શ્લોક ઉપજાતિ છંદમાં છે
* સોળમો શ્લોક ઉપેન્દ્રવજ્રા છંદમાં છે.
* ઓગણીશથી બાવીસ શ્લોક ઉપેન્દ્રવજ્રા છંદમાં છે
* ત્રેવીસથી પચ્ચીશ શ્લોક ઉપજાતિ છંદમાં છે.
* છવ્વીશમો શ્લોક ઉપેન્દ્રવજ્રા છંદમાં છે.
* સત્તાવીશમો શ્લોક ઉપજાતિ છંદમા છે
* અઠ્ઠાવીશમો શ્લોક વસસ્થ છંદમાં છે
* ઓગણત્રીસ–ત્રીસ શ્લોક ઉપજાતિ છંદમાં છે
* એકત્રીસમો શ્લોક રથોદ્ધતા છંદમાં છે
* બત્રીશમો શ્લોક શિખરિણી છંદમા છે

### ટીકા–ભાષાતર

આ સ્તુતિ અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા જેટલી ગહન નહિ હોવાથી કે અન્ય કોઇ પણ કારણે પ્રાચીનકાળ મા આના ઉપર કોઇ ટીકા રચાઇ હોય તેમ જણાતુ નથી

વિ સં ૨૦૧૫ માં લગભગ ૬૦૦ શ્લોક પ્રમાણ કીર્તિકલા નામની વ્યાખ્યા કીર્તિચન્દ્રવિજયજીગણિએ આ સ્તોત્ર પર રચી છે મૂળ શ્લોકનુ ગુજરાતી તથા હિન્દીમાં ભાષાતર બે–ત્રણ સ્થાનેથી થયેલ છે જેમા તત્ત્વનિર્ણયપ્રાસાદમા શ્રી આત્મારામજી મહારાજે કરેલ મૂળ શ્લોકોનુ હિન્દી વિવેચન અતિ મહત્વનુ છે

### ઉદ્ધરણ

કલિકાલસર્વજ્ઞ આચાર્યદેવ શ્રી હેમચન્દ્રસૂરિ મહારાજે આ સ્તોત્રની રચના કરી છે તેમ જ સ્વકૃત પ્રમાણમીમાસા નામના ગ્રથમાં પ્રથમ અધ્યાયના પ્રથમ આહ્નિક ૧૬માં સૂત્રમાં આ સ્તોત્રના ૨૧/ ૨૫/ ૩૧ એમ ૩ શ્લોક અનુકમે यदस्तुम/ यदवदाम स्तुतौ/ अवोचाम हि દ્વારા લીધા છે આ સિવાય અન્ય ગ્રથકારોએ પણ આ સ્તોત્રના શ્લોકોનુ ઉદ્ધરણ ઘણે ઠેકાણે કર્યુ છે

### તુલા

અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકાના કેટલાક શ્લોકો આચાર્ય શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિ કૃત દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા તથા સમન્તભદ્ર કૃત યુક્ત્યનુશાસન સાથે સામ્ય ધરાવે છે કોઇ કોઇ શ્લોક સ્વયંભૂસ્તોત્ર, કલ્યાણમદિર, ભક્તામર, આપ્તમીમાસા સ્તોત્રો સાથે પણ સમાનતા ધરાવે છે.

### રચના

અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકાના પ્રથમ કાવ્યની ટીકામા આવતી નીચેની પંક્તિ પરથી જણાય છે કે અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકાની રચના થયા પૂર્વે અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકાની રચના થઇ છે

અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકાનું પ્રથમ કાવ્ય આ મુજબ છે –

" अनन्तविज्ञानमतीतदोपमवाध्यसिद्धान्तममर्त्यपूज्यम् ।

श्रीवर्धमान जिनमाप्तमुख्यम् स्वयभुव स्तोतुमह यतिष्ये ॥ "

આમાં આવતા श्रीवर्धमान પદની આચાર્ય શ્રી મલ્લિષેણસૂરિ આ મુજબ ટીકા કરે છે

'अत्र च श्री वर्धमानमिति विशेषणतया यद् व्याख्यात तदयोगव्यवच्छेदाभिधानप्रथमद्वात्रिशिकाप्रथमकाव्य तृतीयपादवर्तमान 'श्री वर्धमानाभिधमात्मरूपम्' इति विशेष्यवुद्धौ सप्रधार्य विज्ञेयम् । तत्र हि आत्मरूपमिति विशेष्यपदम्, प्रकृष्ट आत्मा आत्मरूपस्त परमात्मानमिति यावत् । आवृत्या वा विशेषणमपि विशेष्यतया व्याख्येयम् ।'

યોગશાસ્ત્રવૃત્તિ/ પ્રમાણમીમાસા વૃત્તિ આદિ ગ્રન્થોની પૂર્વે આ બને સ્તોત્રોની રચના થઇ છે તેમ તેમા આવતા તેના ઉદ્ધરણો પરથી જણાય છે

**સ્તોત્ર સાહિત્ય-તર્ક સાહિત્ય**

કલિકાલ સર્વજ્ઞ આચાર્યશ્રી હેમચન્દ્રસૂરિ મહારાજનુ અયોગવ્યવચ્છેદદ્વાત્રિશિકા સ્તોત્ર સ્તુતિ અને તર્ક ઉભયને લગતુ હોવાથી અત્રે આચાર્યશ્રી વિરચિત સ્તુતિ અને તર્ક વિષયક સાહિત્યની માહિતી આપવામા આવે છે

**સ્તોત્ર-તર્ક સાહિત્ય**

**(૧) અન્યયોગવ્યવચ્છેદ દ્વાત્રિશિકા**[1]

૩૨ પદ્યાત્મક આ સ્તોત્ર શ્રી વર્ધમાન સ્વામીની સ્તુતિરૂપ છે આમા 'અન્યદર્શનો દૂષણોથી ભરપૂર છે તેમજ અન્યદર્શનોના દેવોમા આપ્તત્વ ઘટતુ નથી' તે જણાવેલ છે

**(૨) અયોગવ્યવચ્છેદદ્વાત્રિશિકા**

૩૨ પદ્યાત્મક આ સ્તોત્રમા શ્રી વર્ધમાન સ્વામીની સ્તુતિ છે તેમજ તીર્થકરોમા જ આપ્તત્વ ઘટે છે અન્યદર્શનના દેવોમા આપ્તત્વ ઘટતુ નથી તે બતાવાયેલ છે

**(૩) વીતરાગસ્તોત્ર**

ભક્તિભાવથી ભરપૂર અને દાર્શનિક ઝળકથી શોભતુ આ સ્તોત્ર ૨૦ પ્રકાશમા વિભક્ત છે તેમા કુલ ૧૮૮ પદ્યો છે

**સ્તોત્ર સાહિત્ય**

**(૪) સકલાર્હત્ સ્તોત્ર**

આ સ્તોત્ર કુલ ૩૩ પદ્યોનુ છે તેમાથી પ્રથમના ૨૫ પદ્યો અને ૨૭મુ પદ્ય ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રના પ્રથમ પર્વમા મગલાચરણરૂપે છે અને ૨૬ મુ તથા ૩૧ મુ પદ્ય પરિશિષ્ટ પર્વના પ્રારભમા મગળશ્લોકો રૂપે છે ૨૮ થી ૩૦ તથા ૩૨ અને ૩૩ મુ પદ્ય અન્યકર્તૃક કહેવાય છે આમા પ્રથમના બે પદ્યો દ્વારા આર્હન્ત્ય અને અરિહતોને વદન કરાયેલ છે પછીના પદ્યોમા ૨૪ ભગવાનની સ્તુતિ કરાયેલ છે

**(૫) મહાદેવ સ્તોત્ર**

૪૪ પદ્યાત્મક આ સ્તોત્રમા મહાદેવ કોને કહેવાય તે વાત સમજાવી છે ૪૩ શ્લોક 'અનુષ્ટુભ્' છંદમા છે અતિમ શ્લોક આર્યાછદમા છે

૧ આ સ્તોત્ર ઉપર આચાર્યશ્રી મલ્લિષેણસૂરિ વિરચિત સ્યાદ્વાદમજરી નામની ટીકા લોકપ્રસિદ્ધ છે આ સિવાય મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે આ સ્તોત્ર ઉપર સ્યાદ્વાદમજુષા નામની ટીકા રચી હતી જે હજી સુધી અપ્રગટ છે આની ૧ નકલ મુબઈના અનતનાથ જૈન દેરાસરના હસ્તલિખિત જ્ઞાનભંડારમાં હતી પરતુ ગમે તે કારણે અત્યારે ત્યાના જ્ઞાનભંડારમાથી તે ગાયબ થઇ ગઇ છે તેમજ આ ગ્રન્થની બીજી એક નકલ કોડાય (કચ્છ)ના જૈન જ્ઞાનભંડારમાં છે તેવુ સભળાય છે જો હોય તો આ ગ્રન્થનુ વ્યવસ્થિત સપાદન કરીને તે બહાર પાડવો જોઇએ

(૬) અર્હન્નામસમુચ્ચય

કહેવાય છે કે આ ગ્રન્થ આચાર્યશ્રી હેમચન્દ્રસૂરિ રચિત છે તેમા અરિહંતના ૧૦૦૦ નામો આપેલ છે તેથી આ ગ્રન્થ અર્હન્નામસહસ્રસમુચ્ચય પણ કહેવાય છે જો કે આ ગ્રન્થના આદિ/ અત ભાગમા ક્યાયતે શ્રી હેમચન્દ્રસૂરિ મહારાજ કૃત હોય તેમ જણાતુ નથી પરતુ પ્રાચીનકાળથી આ ગ્રન્થની તેમના નામે પ્રસિદ્ધિ રહી છે આના દશ પ્રકાશ છે દરેક પ્રકાશમા સો સો નામ છે કુલ ૧૧૭ અનુષ્ટુભ્ શ્લોકાત્મક આ ગ્રન્થ છે

પ્રથમ ત્રણ સ્તોત્રમા પરમાત્માની સ્તુતિ સાથે દાર્શનિક વિચારણા પણ ભરેલી છે તેથી આ ત્રણ સ્તોત્રો સ્તુતિ અને તર્ક ઉભયવિષયક છે અન્ય ત્રણ સ્તોત્રમા પરમાત્માની સ્તવના છે

તર્ક સાહિત્ય

(૭) પ્રમાણમીમાસા-સ્વોપજ્ઞવૃત્તિ

આ મૂળ ગ્રથ સૂત્રાત્મક છે આના ઉપર આચાર્યશ્રીએ સ્વોપજ્ઞ વૃત્તિ રચી છે પ્રથમ અધ્યાયના બે આહ્નિક તથા દ્વિતીય અધ્યાયના દોઢ આહ્નિક જેટલુ વર્તમાનમા મળે છે જે લગભગ ૨૫૦૦ શ્લોક પ્રમાણ હશે આમા પ્રમાણાદિનુ સુંદર વર્ણન છે

(૮) વેદાકુશ

૧૦૦૦ શ્લોક પ્રમાણ આ ગ્રથનુ બીજુ નામ દ્વિજવદનચપેટા છે આ ગ્રથના નામ પરથી લાગે છે કે આમા વેદમા આવતા વિષયોનુ ખડન હશે

(૯) તર્ક

વર્તમાનમા અપ્રાપ્ય આ ગ્રન્થની રચના આચાર્યશ્રી હેમચન્દ્રસૂરિ મહારાજે કરી હતી તે નીચેના બે પ્રમાણથી જણાય છે

(૧) અભિધાનચિતામણિ નામમાલા-કાડ ૬-શ્લોક-૧૩૬૯ની ટીકામા મન શબ્દના પર્યાયમાથી મનસ્ શબ્દની વ્યુત્પત્તિમા નીચે મુજબ જણાવ્યુ છે

मन्यते जानात्यथान् मन , यदवोचाम तर्के 'सर्वार्थग्रहण मन,' इति 'अस्' (उणा ९५२) इत्यस् ।

(૨) આચાર્યશ્રી સોમપ્રભસૂરિ મહારાજ પોતાના શતાર્થ કાવ્ય નામના ગ્રન્થમા હેમચન્દ્રસૂરિ મહારાજની સાહિત્યના ક્ષેત્રમા સર્વાંગીણ પ્રતિભાનુ વર્ણન કરતા જણાવે છે.

क्लृप्त व्याकरण नव विरचित छन्दो नवो द्वयाश्रयालङ्कारो प्रथितौ नवो प्रकटित श्रीयोगशास्त्र नवम् । तर्क सजनितो नवो, जिनवरादीना चरित्र नवम्, वद्ध येन न केन केन विधिना मोह कृतो दूरत ॥

આ સિવાય દ્વાત્રિશદ્દ્વાત્રિશિકા, આપ્તનિશ્ચયાલકાર, પ્રમાણમીમાસા બૃહદ્વૃત્તિ, સપ્તતત્ત્વવિચારણા, પ્રમાણશાસ્ત્ર આદિ સ્તોત્ર અને તર્ક સાહિત્યના ગ્રથોની રચના પ્રાય આચાર્યશ્રીકૃત મનાય છે વર્તમાનમા આમાના એકે ગ્રથો ઉપલબ્ધ નથી

---

૧ આ ગ્રથ અપૂર્ણ હોવાથી કેટલાક વિદ્વાનો આ ગ્રથને આચાર્યશ્રીની અતિમ કૃતિ માને છે પરતુ તે અયુક્ત જણાય છે, કારણ કે અભિધાનચિતામણિસ્વોપજ્ઞ વૃત્તિમા આ ગ્રથનો ઉલ્લેખ છે જેસલમેરના જ્ઞાનભડારમા આ ગ્રથ સપૂર્ણ હતો તેમ કહેવાય છે હાલમાં ત્યા ગ્રથ નથી

જીવનઝરમર

કલિકાલ સર્વજ્ઞ આચાર્યશ્રી હેમચન્દ્રસૂરિ મહારાજનું વિશાળ જીવન ચરિત્ર આજ સુધીમા અનેક સ્થાનેથી પ્રગટ થયુ છે અહી તો તેમના જીવનની મુખ્ય મુખ્ય વિગતોને જ લેવામા આવી છે

આચાર્યશ્રી હેમચન્દ્રસૂરિ મહારાજનો જન્મ ગુજરાતમા, 'ધધુકામા', વિ સં ૧૧૪૫ મા કાર્તિક સુદ પૂનમે શનિવારે રાત્રિના સમયે થયો હતો. તેમના પિતાનુ નામ ચાચિગ હતુ તેમની માતાનુ નામ પાહિનીદેવી હતુ તેમના વશજો મોઢેરા ગામમાથી નીકળ્યા હોવાથી તેમના માતા/ પિતા મોઢવશીય વૈશ્ય ગણાતા તેમની કુળ દેવી ચામુડા હતી તેમના કુલયક્ષ ગોનસ નામના હતા માતા પિતાએ આ બે દેવતાના આદ્યે અક્ષરોને લઇને તેમનુ નામ ચાગદેવ રાખ્યુ ચાગદેવના પિતા શૈવધર્મી હતા જ્યારે તેમની માતા અને મામા નેમિનાગ જૈનધર્મી હતા

એક વખત આચાર્યશ્રી દેવચન્દ્રસૂરિ મહારાજ ધધુકામા આવ્યા ત્યા તેમણે ઉપાશ્રયમા આવેલા ચાગદેવને જોયો તેના શુભ લક્ષણોથી પ્રભાવિત થયેલા આચાર્યશ્રીએ પાહિની પાસે ચાગદેવની માગણી કરી જૈનશાસનની પ્રભાવનાને નજર સામે રાખીને પાહિનીએ ચાગદેવ આચાર્યશ્રીને સમર્પિત કર્યો

આચાર્ય ભગવત સાથે વિહાર કરતો ચાગદેવ ખભાત આવ્યો ચાગદેવની યોગ્યતા જોઇને આચાર્યશ્રીએ વિ સ ૧૧૫૦ મા તેને પ્રવ્રજ્યા આપી અને તેનુ નામ મુનિ સોમચદ્ર રાખવામા આવ્યુ

પોતાની પ્રચડ/ સ્વાભાવિક પ્રજ્ઞાને લીધે થોડા જ વર્ષોમા સોમચદ્ર મુનિ વિદ્યાના દરેક ક્ષેત્રમા પારગત બન્યા બાળપણથી જ સુદર સયમ/ ઉ ડો વિદ્યાભ્યાસ/ સ્વાભાવિક તેજસ્વિતા આદિ ગુણોને લીધે આચાર્ય શ્રી દેવચદ્રસૂરિએ સઘ સમક્ષ વિ સ ૧૧૬૨ મા આચાર્યપદ ઉપર સ્થાપિત કર્યા તે વખતે મુનિ સોમચદ્ર આચાર્ય શ્રી હેમચદ્રસૂરિ થયા આચાર્ય થયા બાદ પોતાની માતાનો ઉપકારનો બદલો વાળવા માતાને ભાગવતી દીક્ષા આપી સ્વગુરુદેવના હાથે પ્રવર્તિની પદ અપાવ્યુ તેમ જ અતિમ સમયે સુદર આરાધના કરાવવા દ્વારા અદ્ભુત સમાધિ આપી

સાધુ સામાચારીનુ સપૂર્ણ પાલન, દેશદેશાતરમા વિહાર, નવ્ય સાહિત્યનુ સર્જન, લહિયાઓ પાસે ગ્રથો લખાવવા, શિષ્યોને અધ્યાપન, રાજાઓને પ્રતિબોધ કરવા, શ્રાવકોને દેશના આપવી ઇત્યાદિ અનેકવિધ પ્રવૃત્તિ જોતા લાગે છે કે તેઓશ્રીનુ જીવન સાધનામય હતુ, પ્રમાદાદિ દોષોનો તેમના જીવનમા અશત' પણ પ્રવેશ નહિ હોય સપૂર્ણ જીવન સાધનામય જીવીને અતે સકળસઘ સમક્ષ મિથ્યાદુષ્કૃત આપીને ત્રણ દિવસનુ અનસણ કરીને વિ સ ૧૨૨૯ મા ૮૪ વર્ષની ઉ મરે કાળધર્મપામીને ચોથા દેવલોકમા ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવ થયા

કલિકાલસર્વજ્ઞ આચાર્યશ્રી હેમચદ્રસૂરિ મહારાજના સમયમા તેમના સમનામી બીજા બે આચાર્યો થઇ ગયા એક તો મલધારગચ્છીય શ્રી અભયદેવસૂરિના શિષ્ય મલધારી શ્રી હેમચદ્રસૂરિ મહારાજ તથા બીજા શ્રી વિજયસિહસૂરિના શિષ્ય આચાર્યશ્રી હેમચદ્રસૂરિ મહારાજ

આચાર્યશ્રી રામચદ્રસૂરિ મહારાજ, આચાર્યશ્રી મહેન્દ્રસૂરિ મહારાજ, શ્રી ગુણચન્દ્રગણિ, શ્રી વર્ધમાનગણિ, શ્રી ઉદયસાગરગણિ, શ્રી દેવચન્દ્રમુનિ, શ્રી ઉદયચન્દ્રમુનિ, શ્રી યશશ્ચન્દ્રમુનિ આદિ વિદ્વાન્ શિષ્યવર્ગના તેમજ સિદ્ધરાજ જયસિહ, કુમારપાળ મહારાજા, ઉદાયનમત્રી, આબડ, શ્રીપાળકવિ, આદિ પડિત વર્ગના કલિકાલ સર્વજ્ઞ આચાર્યશ્રી હેમચન્દ્રસૂરિ મહારાજ પરમગુરુ હતા

પોતાના જીવન દરમિયાન આચાર્યશ્રીએ વ્યાકરણ/ કોશ/ સાહિત્ય-અલકાર/ છન્દ/ દર્શન/ ઈતિહાસ

કાવ્ય/ યોગ/ સ્તુતિ-સ્તોત્રાદિ વિષયક અગણિતસાહિત્યની રચના કરી હતી સાડા ત્રણ કરોડથી વધુ શ્લોક પ્રમાણ સાહિત્યના તેઓશ્રી સર્જક હતા

આચાર્યશ્રીના જીવન માટે કોઈ વિશિષ્ટ ગ્રન્થ લખાયો હોય તેવુ ખ્યાલમાં નથી પરતુ પ્રાચીન કાળમાં લખાયેલા વિવિધપ્રબધો/ કુમારપાળ મહારાજાને લગતા ચરિત્રો/ મહાકાવ્યો/ રાસો તેમજ કેટલાક ગ્રન્થની પ્રશસ્તિઓ પરથી આચાર્યશ્રીના જીવનને લગતા વિવિધ પ્રસગો મળે છે

પ્રાન્તે

પ્રસ્તુત ગ્રન્થ મલ્લિષેણસૂરિકૃત સ્યાદ્વાદમંજરી ટીકાના વિવેચન રૂપે છે અન્યયોગવ્યવચ્છેદ દ્વાત્રિશિકા ઉપર રચાયેલી આ ટીકાનુ ગૂર્જર વિવેચન વિદ્વદ્વર્ય તથા મારા ધર્મ સ્નેહી મુનિવરશ્રી અજિતશેખરવિજયજીએ કરેલ છે આ વિવેચન લોકભોગ્ય બને તેવી શૈલીમાં તેમણે આલેખેલ છે અન્યયોગવ્યવચ્છેદ દ્વાત્રિશિકાની ટીકાના વિવેચન સાથે આજ પુસ્તકમા અયોગવ્યવચ્છેદ દ્વાત્રિશિકાનો ભાવાનુવાદ પણ પરિશિષ્ટરૂપે સમાવી લીધેલ છે અયોગવ્યવચ્છેદ દ્વાત્રિશિકાનો ભાવાનુવાદ તથા પ્રસ્તુત લેખ દર્શનશાસ્ત્રનિપુણમતિ પૂજ્યશ્રી જયસુદરવિજયજી મહારાજે સપૂર્ણતયા તપાસી આપેલ છે તેમનો આ ઉપકાર મારા માટે સદૈવ અવિસ્મરણીય રહેશે વિવેચનકાર મુનિરાજશ્રી અજિતશેખરવિજયજી દાર્શનિક અને તાત્ત્વિક ગ્રન્થોના વિવેચન દ્વારા શાસનસેવાના અને સાહિત્યના ક્ષેત્રમાં આગળને આગળ વધતા રહે એ જ મગળ કામના .

અતમા અયોગવ્યવચ્છેદ દ્વાત્રિશિકાનો ભાવાનુવાદ તેમજ પ્રસ્તુત લેખમાં શ્રી જિનાજ્ઞાવિરૂદ્ધ કઈ પણ આલેખન થયુ હોય તેની હાર્દિક ક્ષમાપના યાચુ છુ

તા ૧૮-૭-૧૯૮૯

परस्पराक्षेपविलुप्तचेतस

स्ववादपूर्वापरमूढनिश्चयान् ।

समीक्ष्य तत्त्वोत्पथिकान् कुवादिन

कथ पुमान् स्याच्छिथिलादरस्त्वयि ॥

હે તરણતારણ નાથ ! પરસ્પર આક્ષેપોના કારણે કુવાદીઓની બુદ્ધિ બુઠ્ઠી થયેલી છે. તેથી તેઓ પોતાના જ સિદ્ધાન્તના પૂર્વાપર નિશ્ચયોનુ અવધારણ કરવાં સમર્થ નથી. અને તત્ત્વનો માર્ગ છોડી ઉન્માર્ગગામી થયા છે.

તેઓની આ પરિસ્થિતિનો સમ્યગ્પ્રકાશ થયા પછી કયો પુરુષ તારા પ્રત્યે મદ આદરવાળો થાય ?

॥ શ્રી અર્હ નમઃ ॥

## અંતરની અનુભૂતિનો આંશિક આવિષ્કાર ...

એક ભાઈએ બીજાને પૂછ્યુ ☛ તને કેટલા વર્ષ થયા ?

બીજાએ કહ્યુ ☛ બાવીસ વર્ષ !

પહેલાએ સવિસ્મય પૂછ્યુ ☛ અરે ! મે તને થોડાક વર્ષ પહેલા પૂછેલુ, ત્યારે પણ તેં બાવીસ વર્ષ જ કહેલા ! આમ કેમ ?

બીજાએ ટાઢકતાથી જવાબ વાળ્યો ☛ હુ સત્યવાદી છું અને સત્યવાદીઓ કદી પોતાના વચનને ફેરવતા નથી ॥

આને સત્યવાદી કહી શકાય ખરો ? 'વચન ન ફેરવવા'એ અલગ વસ્તુ છે, અને 'બદલાતા સત્યને અનુરૂપ વચનો બોલવા' એ અલગ વસ્તુ છે કેટલાક ટકશાળી સત્યવચનો ત્રિકાળાબાધિત હોય છે કદી ફેરવાતા નથી કેમકે તેઓ વસ્તુના સંપૂર્ણ સ્વરૂપનો નિર્દેશ કરનારા હોય છે स्याद् પદથી લાછિત આ અવિચલિત સત્યો સંપૂર્ણ સત્ય (Perfect Truth) છે શાસ્ત્રીય પરિભાષામા કહીએ, તો પ્રમાણવાક્યો છે દા ત, उत्पादव्ययध्रौव्ययुक्त सत् (જે ઉત્પત્તિ, વિનાશ અને સ્થિરતા યુક્ત હોય, તે જ સત્ વસ્તુ છે ) વસ્તુનુ આ સંપૂર્ણ સ્વરૂપ ફેરવાતુ નથી તેથી આ વાક્ય સંપૂર્ણ સત્ય-પ્રમાણવાક્યરૂપ છે બીજા કેટલાક સત્યો દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આદિ પરિસ્થિતિને અનુરૂપ ફરનારા હોય છે જૂદા જૂદા અંશોને આગળ કરી બદલાતા રહે છે આ સત્યો આંશિક સત્યો (Relative Truth) છે શાસ્ત્રના શબ્દોમા કહીએ, તો તેઓ નયવાક્ય છે દા ત, વસ્તુના પર્યાયઅંશને આગળ કરી બોલાતા "વસ્તુ ક્ષણિક છે" ઇત્યાદિ વચનો

આ બે પ્રકારના સત્યો વચ્ચે રહેલી ભેદરેખાને પારખવી ખૂબ આવશ્યક છે. અલબત્ત, આંશિક સત્યોનો સરવાળો સંપૂર્ણ સત્યની કોટિને પામી શકે છે સર્વાભિષ્ટદાયક स्याद् મત્રના પ્રભાવે પ્રમાણપદ પર પહોંચી શકે છે, પરંતુ જ્યારે આંશિક સત્યોને જ સંપૂર્ણ સત્યરૂપે સમજવાની ભૂલ કરાય છે, ત્યારે ભારે ગેરસમજ ઊભી થાય છે અને તે સત્યો જ મહા અસત્યરૂપ બની જાય છે આ વાત ઉપરના દૃષ્ટાંતથી સહજ સમજી શકાય છે આંશિક-નયાત્મક સત્યો અનંતા સંભવી શકે છે કેમકે (૧) આ સત્યની પ્રતીતિ વસ્તુના ધર્મો-પર્યાયોને અપેક્ષીને હોય છે, અને વસ્તુના ધર્મો અનંતા છે (૨) છદ્મસ્થજીવોની પ્રતીતિ ક્ષાયોપશમિક જ્ઞાનપર અવલંબે છે, અને ક્ષાયોપશમિકજ્ઞાન એટલુ બધુ વિચિત્ર છે કે, તેના અપરિમિતભેદો સંભવે છે પ્રતિવ્યક્તિ ક્ષાયોપશમિકજ્ઞાન ભિન્નસ્વરૂપને ધારણ કરે છે તેથી પ્રતિવ્યક્તિ વસ્તુને જોવાની દૃષ્ટિ પણ જૂદી જૂદી હોઇ શકે છે તથા (૩) પ્રતિવ્યક્તિ દ્રવ્યાદિ સામગ્રીમા ભેદ હોય છે. આમ પ્રતિવ્યક્તિ એકની એક વસ્તુ ભિન્ન ભિન્ન ધર્મ, પર્યાય વગેરેને આગળ કરી ભિન્ન ભિન્નરૂપે પ્રતીત થાય તે સહજ છે તાર્કિક પ્રકાણ્ડ શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિના 'જાવઇયા વયણપહા' ઇત્યાદિવચનની સત્યતા અનુભવસિદ્ધ છે

વિશેષ મહત્તા આ દૃષ્ટિકોણની નથી, પણ 'આ દૃષ્ટિકોણથી પ્રાપ્ત થયેલા સત્યને કેવા રૂપે પકડવામા આવે છે' તેની છે દ્રવ્યાર્થિકનયો અને પર્યાયાર્થિક નયોના દૃષ્ટિકોણમા ભેદ છે જ્ઞાનનય અને ક્રિયાનયની વિચારવાની ઢબ ભિન્ન ભિન્ન છે વ્યવહારનય અને નિશ્ચયનયના રાહ અલગ-અલગ છે નૈગમવગેરે નયોનુ

દરેકનુ પ્રતિપાદન જૂદુ જૂદુ છે, પણ ત્યા સુધી વાધો નથી વાધો ત્યા આવે છે, જ્યા તે–તે દૅષ્ટિકોણથી પ્રાપ્ત થયેલા આશિક સત્યને સંપૂર્ણ સત્ય તરીકે સ્થાપવાનો પ્રયત્ન થાય છે નયવાક્ય ને પ્રમાણવાક્ય કલ્પી લેવાની અયોગ્ય ચેષ્ટા થાય છે એક સત્યાશના આધારે એકાતવાદનો આશરો લેવાની ભૂલ અક્ષમ્ય છે, કેમકે આ એકાન્તવાદ દૅષ્ટિને સાકડી, રાકડી અને તુચ્છ બનાવી દે છે. એકાન્તવાદીઓ પોતાને પ્રાપ્ત થયેલા એક સત્યાશને સર્વથા સત્ય તરીકે સ્થાપવાના ઝનુની પ્રયાસમા બીજાને પ્રાપ્ત થયેલા સત્યાશની માત્ર ઉપેક્ષા નથી કરતા, પણ જોરશોરથી વિરોધ કરે છે પરિણામે સર્જાય છે કદી અત ન પામનારી વાદોની વણઝાર 'वादाश्च प्रतिवादाश्च वदन्तोऽनिश्चितास्तथा । तत्त्वान्त नेव गच्छन्ति तीलपीलकवद् गतो॥' આ ઉક્તિને તેઓ સાર્થક કરે છે એકાન્તવાદી પાસે બીજાને સમજવાનુ દિલ નથી, બીજાના વિચારને અપનાવવાની તેયારી નથી. 'મારુ એ સાચુ' એ તેમની માન્યતા છે.

આની સામે અનેકાન્તવાદ–સ્યાદ્વાદ સિદ્ધાત વિશાળ છે–મહાન છે કેમકે તેની પાસે ઉમદા દૅષ્ટિ છે બધા સત્યાશોનો સુયોગ્ય સગ્રહ કરવાની અનોખી આવડત છે બધાને તિરસ્કારવાનુ ઝેર નથી, પણ આવકારવાનુ અમૃત છે આશાવાદ કે નિરાશાવાદના દૂષણો નથી, પણ યથાર્થવાદનુ ભૂષણ છે અદ્ભુત સમન્વયશક્તિ છે, આશિક સત્યોના આધારે સંપૂર્ણ સત્યને તારવવાની કુશળતા છે

દષ્ટાત :– કોર્ટમા એક મહત્ત્વના પ્રસગનો કેસ ચાલતો હતો 'પ્રસગ ક્યા બન્યો ?' તે શોધવા જૂદા જૂદા સાક્ષીઓની જૂબાની લેવાઇ રહી હતી એક વિશ્વાસપાત્ર સાક્ષીએ કહ્યુ ☛ 'આ પ્રસગ ખુલ્લા આકાશ નીચે બન્યો છે ' બીજા એટલા જ વિશ્વસનીય સાક્ષીએ કહ્યુ ☛ 'આ પ્રસગ ચાર દિવાલની વચ્ચે બન્યો છે ' પ્રથમ નજરે દેખાતા આ વિરોધાભાસે ગૂચ ઊભી કરી ત્યા સ્યાદ્વાદ શૈલીના હાર્દને સમજતી ત્રીજી સાક્ષીએ કહ્યુ–'બન્ને સાચા છે ! પ્રસગ એક નવા બનતા મકાનમા બન્યો છે પ્રસગ બન્યો ત્યારે મકાનની દિવાલો ચણાઇ ગઇ હતી, છતનુ કામ બાકી હતુ' અને બધી ગૂચ ઉકળી ગઇ કડીનુ અનુસધાન થઇ ગયુ

અનેકાતવાદીપાસે જ આવી બીજાના વિચારને અપનાવવાની મહાનતા છે, તેથી જ તુચ્છ પકડ, હઠાગ્રહ, કે મમતની ગ્રથી તેને સતાવતી નથી અનેકાન્તવાદને વિશાળ સમુદ્રની અને એકાતવાદને છીછરી નદીની ઉપમા વગર કારણે મળી નથી સાત અધપુરુષ અને હાથીનુ દૅષ્ટાત પણ આજ કારણસર પ્રસિદ્ધ થયુ છે યુએટીટ્યુડ (your attitude)–સામેની વ્યક્તિના દૅષ્ટિકોણથી વિચારવાની તૈયારી માત્ર સ્યાદ્વાદીને જ વરેલી છે તેથી જ સ્યાદ્વાદી સકળજીવસૃષ્ટિ પ્રત્યે સહાનુભૂતિ અને સ્નેહની સરવાણી વહાવી શકે છે તે જ બધા સાથે મૈત્રીના ઉષ્માભર્યા સમ્બન્ધો રાખી શકે છે બધા ગુણોના મૂળ સ્રોત સમાન 'દિલની ઉદારતા' ગુણ સ્યાદ્વાદીને જ સુલભ છે 'સાચુ એ મારુ'–એ તેમની ફિલસુફી છે

## પરવાદનુ ખંડન શા માટે ?

અહી પ્રશ્ન થાય, કે "જો સ્યાદ્વાદી પાસે સમન્વયદૅષ્ટિ હોય, બધાને આવકારવાનુ દિલ હોય, તો પછી નૈયાયિકઆદિ પરદર્શનોના દૅષ્ટિકોણને સમજીને સ્વીકારવાને બદલે તેઓનુ ખડન શ્રી હેમચદ્રસૂરિએ 'અન્યયોગવ્યવચ્છેદ' બત્રીશીમા અને શ્રી મલ્લિષેણસૂરિ એ તેની 'સ્યાદ્વાદમજરી'ટીકામા શા માટે કર્યુ ? બીજાની લીટીને ટૂકી કરી પોતાની લીટી મોટી દેખાડવાની આ પદ્ધતિ શુ ઉપરોક્ત દાવાસાથે સગત છે ? બીજાને પછાડી પોતાની ઊચાઇ દર્શાવવામા સમન્વયદૅષ્ટિને બદલે અસૂયાદૅષ્ટિ જ વ્યકત થાય છે "

આ પ્રશ્નનો ઉત્તર સમજતા પહેલા એક દૃષ્ટાન્ત સમજી લો ભારે તાવમા પટકાઈ પડેલો છોકરો કડવી ગોળી લેવા કેમે કરીને તૈયાર નથી તેથી વાત્સલ્યમયી માતાએ યુક્તિ લડાવી મીઠો, મધ જેવો પે ડો તૈયાર કર્યો અને તેની મધ્યમા તાવ ઉતારનારી કડવી ગોળી ધરબાવી દીધી પુત્રના મસ્તક પર પ્રેમાળ હાથ ફેરવી પે ડો ખાવા આપ્યો પોતે બીજા કામમા પરોવાઇ થોડીવાર રહીને પૂછ્યુ ☛ 'બેટા પે ડો ખાધો ?' દીકરાએ ઠાવકા મોઢે કહ્યું–હા ! મા ! પે ડો ખાધો, અને તેમા રહેલો ઠળીયો ફે કી દીધો!!' નૈયાયિક વગેરે પરવાદીઓની આ દશા છે મહામોહ અને મિથ્યાત્વનો ઉદય તાવ જેવો છે સ્યાદ્વાદનો સ્વીકાર મોહતાવને ઉતારનારુ રામબાણ ઔષધ છે મિથ્યાત્વના ઉદયમા આ સ્યાદ્વાદ ગળે ન ઉતરે–કડવો લાગે તે સહજ છે કરુણાસાગર તીર્થકરો પરમવાત્સલ્યમયી માતા છે, જૂદા જૂદા નયોને આગળ કરી પરમાત્માએ પ્રકાશેલી સુધાવાણી પેડા તુલ્ય છે જૂદા જૂદા નયને પ્રધાન કરનારી દેશનાદ્વારા પરમાત્માને મૂળમા તો મિથ્યાત્વ–મોહ તાવ ઉતારનારુ સ્યાદ્વાદ ઔષધ જ પાવુ છે કેમકે 'सिद्धि स्याद्वादात्' વચનથી તત્ત્વની સિદ્ધિ સ્યાદ્વાદથી જ થઇ શકે–તે સુગમ્ય છે પરદર્શનકારોએ પ્રભુની વાણીમાથી પોતપોતાને ઇષ્ટ નયનો સ્વીકાર કર્યો એ વાત નદીસૂત્રના *'જયઈ સુઆણ પભવો'* વચનથી સિદ્ધ છે આ પરદર્શનોએ સ્વાભિષ્ટનયરૂપ પેંડાનો સ્વીકાર કર્યો, અને સ્યાદ્વાદને ઠળીયાતુલ્ય માની ફગાવી દીધો પેંડામા પુષ્ટિદાયક ગુણ છે, પણ તાવ દૂર થાય તો તાવની હાજરીમા તો પેડા ખાવાથી તાવ વધે જ કડવી ગોળીથી પહેલા તાવ ઉતારવો આવશ્યક છે બસ, આ જ પ્રમાણે સ્યાદ્વાદનો સ્વીકાર મોહ–મિથ્યાત્વતાવને દૂર કરે, અને સમ્યક્ત્વરૂપ આરોગ્ય બક્ષે તે પછી કરેલી નયોની વિચારણા અવશ્ય સમ્યક્ત્વરૂપ આરોગ્યને પુષ્ટિદાયક બને પણ સ્યાદ્વાદને છોડી માત્ર તે–તે નયોને પકડવામાં મોહતાવ હટે તો નહિ પણ ઉપરથી વધે જ પરદર્શનકારોને મોહ મિથ્યાત્વનો તાવ જોરદાર છે, તેથી તેમની પાસે નયસત્ય હોવા છતા સ્યાદ્વાદદૃષ્ટિના અભાવમા લાભને બદલે નુકશાન જ થાય છે વસ્તુના એક ધર્મને પકડી વસ્તુને સંપૂર્ણતયા તે રૂપે જ માનવા–મનાવવાની તેમની ચેષ્ટા તેમના પ્રબળ મોહોન્માદને પ્રગટ કરે છે નયસત્યને તેની કક્ષામા રહેવા દેવાને બદલે પ્રમાણની કક્ષામા લઇ જવામાં એ નય, પ્રમાણ તો બની શકતો નથી, પણ નયરૂપે પણ રહેતો નથી, બલ્કે દુર્નય બની જાય છે 'આશિકસત્યને સંપૂર્ણ સત્ય ઠેરવવા જતા તે મહાઅસત્ય બની જાય છે' આ વાત તેઓ ભૂલી ગયા છે આભિગ્રહિક અને આભિનિવેશિક મિથ્યાત્વના પ્રબળ ઉદયે તેઓ પોતાની આ ભૂલને સત્યમા ખપાવવા ઉદ્યમ કરે છે, અને તે માટે મતિઅજ્ઞાનાવરણના ક્ષયોપશમથી મળેલી દુર્બુદ્ધિનો ઉપયોગ કરે છે અને બીજી અનેક અસત્કલ્પનાઓ વડી 'એક જૂઠ સો જૂઠને ખેચી લાવે' એ પક્તિને ચરિતાર્થ કરે છે તેઓ મુગ્ધ લોકોને છેતરે છે, અને સન્માર્ગ પામેલાઓને ઉન્માર્ગી ઠેરવવાની બાલિશ ચેષ્ટાથી મહાપાપના પોટલા ભેગા કરે છે તેઓની આ સ્વપરને પ્રબળ હાનિકારક ચેષ્ટા જોઇ, અમેય કરુણાથી છલકાતા કાવ્યકારઆચાર્યએ અને ટીકાકારઆચાર્યએ તેમની પ્રરૂપણાઓને ખાડી છે અહી બને પૂજ્ય આચાર્યોએ–આ ભૂલા પડેલાઓ સન્માર્ગને પામે, તથા મુગ્ધલોકો તેઓથી ભરમાઇને ઉન્માર્ગે ન જાય, અથવા સન્માર્ગે પામેલાઓ તેઓના બુમરાણથી શકા પામી સન્માર્ગ છોડી ઉન્માર્ગે ન વળે–આવા પવિત્રઆશયથી જ પરદર્શનોનુ ખડન કર્યુ છે આ ખડનમા ક્યાય બીજાને હલકા ચીતરી પોતાની મોટાઇ બતાવવાની ક્ષુદ્ર મનોદશા નથી ક્યાય બીજાને પછાડી પોતાની ઊચાઇ બતાવવાની તુચ્છચેષ્ટા નથી ક્યાય અસૂયાદૃષ્ટિનો અશ નથી આ બાબતની ચોખવટ ત્રીજા કાવ્યના પઠનથી સ્પષ્ટ થઇ શકે તેમ છે વળી આ ગ્રથમા ક્યાય નયસત્યોનુ ખડન નથી કર્યુ , પણ મિથ્યા દુર્નયોનુ જ ખડન કર્યુ છે

વળી પ્રાય' પરદર્શનકારો સ્યાદ્વાદના સ્વરૂપને સમજી શક્યા નથી તેથી તેઓ જ્યારે જ્યારે પોતાના

ગ્રથવગેરેમા સ્યાદ્વાદનુ નિરૂપણ કે ખડન કરે છે, ત્યારે ત્યારે પ્રાય સ્યાદ્વાદને વિકૃતરૂપે જ રજુ કરે છે તેઓને મન સ્યાદ્વાદ એટલે 'નિરાશાવાદ' 'સદિગ્ધવાદ' કે 'બધા દર્શનોના ભેળસેળથી પ્રગટેલો વાદ'. તેઓને 'પોતાની આ માન્યતા ખોટી છે' એમ ખબર પડે, અને સ્યાદ્વાદસિદ્ધાત યથાર્થવાદ છે, અસન્દિગ્ધવાદ છે અને મૌલિક સિદ્ધાત છે' એવુ સત્યજ્ઞાન પ્રાપ્ત થાય એ જ આશય કાવ્યકાર અને ટીકાકાર આચાર્યોનો છે ખ્યાલ રાખો! પોતાના અહિતમા પ્રવૃત્ત થયેલા પુત્રને થપ્પડ મારીને પણ અટકાવતી મા ક્રૂર નથી પણ કરુણામયી જ છે

વળી, શાસ્ત્રકારશ્રીએ અહી 'એકપથ અને દો કાજ'ની નીતિ અપનાવી છે એક બાજુ ભૂલા પડેલાઓને દિશા ચીધવાનુ પુણ્ય કમાઇ લેવુ છે, તો બીજીબાજુ પોતાને સાચી દિશા બતાવી વાસ્તવિક ભોમીયા–માર્ગદર્શક–આપ્ત બનેલા દયાસિન્ધુ દેવાધિદેવના 'યથાર્થવાદિતા' ગુણની પ્રશસા કરી પરમાત્મભકિતમા લીન બનવુ છે તેથીસ્તો, કાવ્યકારશ્રીએ આ દ્વાત્રિશિકાને પ્રભુગુણસ્તવનારૂપે રચી છે વળી, 'બીજાઓ ઉન્માર્ગગામી છે–અને મોટા નુકશાનને પામી રહ્યા છે' એવો ખ્યાલ આવે, તો જ પોતાને મળેલા સન્માર્ગની કિમત અને સન્માર્ગદાતાની મહત્તા–ઉપકારિતા સમજાય–એ વાત ભક્તામર સ્તોત્રના 'मन्ये वर हरिहरादय एव दृष्टा' ઇત્યાદિ શ્લોકના ભાવાર્થને પામેલા સરળતાથી સમજી શકે તેથી પૂર્વે કરેલા પ્રશ્નને કોઇ અવકાશ નથી, અને મિથ્યા માન્યતાઓના નિરાકરણદ્વારા સ્યાદ્વાદને સ્થાપવામા કશુ ખોટું નથી ટુકમા સિદ્ધાન્તજ્ઞસર્જનોની સચોટ સલાહ છે કે, 'એકાન્તદૃષ્ટિકોણરૂપ અપથ્યના સેવનથી સમુદ્ભવેલા ચિત્તસક્લેશવ્યાધિને ટાળવા અને ચિત્તપ્રસન્નતા આરોગ્યને પામવા–ટકાવવા સતત સ્યાદ્વાદ ઔષધનુ સેવન કરો ' મોક્ષપ્રાપ્તિ જ્ઞાન અને ક્રિયાથી છે તેમા પણ ક્રિયાની પ્રાપ્તિ–શુદ્ધિ–વૃદ્ધિ સમ્યગ્જ્ઞાનપર આધારિત છે જ્ઞાન પણ સમ્યગ્જ્ઞાન–તત્ત્વરૂપ બને, તો જ ઉપયોગી છે તેથી જ તત્ત્વદૃષ્ટાને જ સાચા પ્રાજ્ઞ કહ્યા છે તત્ત્વનો નિર્ણય સ્યાદ્વાદસિદ્ધાતથી જ થઇ શકે અને જૂદાજૂદા નયોથી થતી વિચારણા–પ્રરૂપણા પણ સ્યાદ્વાદને સિદ્ધ કરવા જ છે સ્યાદ્વાદની મહત્તા સ્થાપવા માટે કરેલી આટલી ભૂમિકા પર્યાપ્ત છે

આ ગ્રન્થમા મુખ્યતયા (૧)વૈશેષિક (૨)નૈયાયિક (૩)વેદાન્તી (૪)મીમાસક (૫)બૌદ્ધ અને (૬)નાસ્તિક આ ષડ્દર્શનોનુ ખડન છે ભેગાભેગા આજીવકમત, જીવપરિમિતવાદ વગેરેનુ પણ ખડન કર્યુ છે અહી 'દર્શન' પદનો અર્થ પણ સમજવા જેવો છે 'દર્શન' શબ્દ (૧) જોવાના અર્થમા દા ત , દર્શન કરવા ગયો (૨) સામાન્ય–નિરાકારબોધના અર્થમા દા ત , ચક્ષુદર્શનોપયોગ (૩)રુચિ–શ્રદ્ધાના અર્થમા દા ત , સમ્યગ્દર્શન અને (૪) દૃષ્ટિકોણ–સિદ્ધાત–માન્યતા અર્થમા, દા ત જૈનદર્શન=જૈન સિદ્ધાત પ્રાય. આ ચાર અર્થમાં વપરાય છે પ્રસ્તુતમા નૈયાયિકદર્શનઆદિ સ્થળે 'દર્શન' પદથી 'સિદ્ધાત' અર્થ અભિપ્રેત છે

## ગ્રન્થકાર પરિચય

'અન્યયોગદ્વાત્રિશિકા' રૂપ મૂળગ્રન્થના કર્તા કલિકાળસર્વજ્ઞ, કુમારપાળ મહારાજા પ્રતિબોધક, જૈનશાસનની જયપતાકા લહેરાવનારા યુગપુરૂષ આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા છે અને 'સ્યાદ્વાદમજરી' ટીકાના કર્તા પરમસૌમનસ્ક તાર્કિકશ્રેષ્ઠશ્રી મલ્લિષેણસૂરિજી છે પ્રથમ સુગૃહીતનામધેય પૂજ્યનુ પાવનકારી ચરિત્ર 'અયોગવ્યવચ્છેદ'ની પ્રસ્તાવનામા પૂ સ્નેહી મુનિવર મહાબોધિવિજય મહારાજે વર્ણવ્યુ છે. તેથી એ બાબતમા વિશેષથી સર્યુ

દ્વિતીય મહાપુરુષ–સૌમ્યભાષી આચાર્યશ્રીમલ્લિષેણસૂરિજી મહારાજાના કર્મક્ષયકારી જીવનકવનનો

તાગ મેળવવા મે કાળસરિતામા ઝપલાવ્યુ પણ કાળસરિતાના પ્રચડ વહેણ સામે આપણ શુ ગજુ ? કાળના વહેણને આબી તેમના ચરિત્રનો ચિતાર મેળવવા અલ્પજ્ઞ મે કરેલો પ્રયત્ન વાંઝણો નીવડ્યો જે કઇ મૌક્તિક પ્રાપ્ત થયા તે તેઓએ રચેલી પ્રશસ્તિમાથી જ પ્રાય ઉપલબ્ધ થયા જે આ પ્રમાણે છે-તેઓશ્રી પાટણની અસ્મિતાના પ્રાણભૂત નાગેન્દ્રગચ્છીય શ્રી શીલગુણસૂરિજીની પાટપરપરારૂપ નભોમડળના તેજસ્વી તારલા હતા આરમ્ભસિદ્ધિવગેરે ગ્રન્થોના પ્રણેતા શ્રી ઉદયપ્રભસૂરિજી તેમના ગુરુવર્ય હતા શ્રી મલ્લિષેણસૂરિ એ 'સ્યાદ્વાદમજરી' ની રચના શક સંવત ૧૨૧૪ (વિક્રમ સંવત ૧૩૪૯) મા કરી અને તેમા ખરતરગચ્છીય શ્રી જિનપ્રભસૂરિ એ સુદર સહાય કરી પૃષ્ઠો પર અકિત થયેલા અતીતના દર્શન કરતાં તેઓશ્રીએ 'સજ્જનચિત્તવલ્લભ' નામની પચ્ચીશ શ્લોકમય નાનકડી કૃતિ રચ્યાના સકેત દેખાયા તેઓશ્રીએ આ સિવાય અન્ય કોઇ કૃતિ રચી છે કે નહિ ? ઇત્યાદિ વિશેષ માહિતી મને ઉપલબ્ધ થઇ નથી-

નૈયાયિકઆદિ દર્શનોની મિથ્યા માન્યતાઓનુ ખડન, સ્વપક્ષનુ અકાટ્ય તર્ક અને યુક્તિથી સ્થાપન વગેરે બુદ્ધિની કટી કરી નાખનારા તાર્કિક સૂક્ષ્મપદાર્થોનુ સુંદર નિરૂપણ તેઓશ્રીએ ખૂબ સાહજિકતાથી કર્યું છે તેમની પ્રતિપાદનશૈલી એટલી બધી સચોટ અને સુગમ્ય છે, કે ન્યાયજ્ઞાનમા બાળ ગણાતી વ્યક્તિ પણ તરત સમજી જાય તેથીસ્તો ન્યાયગ્રન્થોના અભ્યાસના આરભમા આ ગ્રન્થનુ પઠન-પાઠન પ્રચલિત બન્યું છે દૃષ્ટાન્તોની બહુલતા, લૌકિકન્યાયોનુ આલબન અને પ્રસિદ્ધ ઉક્તિઓના સહારાથી આ ગ્રન્થ સુરુચિકર બન્યો છે સ્વ-પર અનેક ગ્રન્થોના સાક્ષી-સૂચનો ટીકાકારની જ્ઞાનસમૃદ્ધિને છતી કરે છે, તેમજ તેમના તર્કને બળ પૂરે છે ઠેકઠેકાણે પદલાલિત્ય અને અલકારગર્ભિત વચનોએ ગ્રન્થને સુરમ્ય બનાવ્યો છે પરવાદીઓ માટે પણ સૌમ્ય વાણીપ્રયોગ તેમના વાચયમીપણાને સુશોભિત કરે છે તેઓશ્રીએ ખોટું પાણ્ડિત્ય દર્શાવવાનો મોહ જતો કરી મિતાક્ષરોમા કહેવા યોગ્ય બધુ કહી બતાવ્યુ છે, અને 'એક અક્ષરનુ પણ લાઘવ પુત્રજન્મમહોત્સવરૂપ છે' ઇત્યાદિ ન્યાયોક્તિને સુયોગ્ય ઠેરવી છે અનેક મહાનુભાવો દ્વારા અનેક ભાષામા થયેલા આ ગ્રન્થના અનુવાદો, તથા અનેક પ્રકાશકો દ્વારા થયેલુ આ ગ્રન્થનુ અનેક આવૃત્તિઓમા પ્રકાશન એ જ આ ગ્રન્થની મહત્તા લોકભોગ્યતા અને લોકપ્રિયતા સૂચવે છે, તેથી એ અગે વિશેષ કથનથી ન્યર્યુ

## ગ્રન્થાવલોકન-ઊડતી નજરે

હવે, બત્રીશકાવ્યપુષ્પોથી સુગ્રથિત આ ગ્રન્થના પ્રત્યેક કાવ્યપુષ્પમા રહેલા મધુરજનો આવો ! આપણે મધુકર બની રસાસ્વાદ કરીએ કાવ્યો - -

(૧) આ કાવ્યપુષ્પ મગળાચરણ, સ્તુતિપ્રતિજ્ઞા, શ્રી વર્ધમાનજિનના ચાર મૂળાતિશયોની સ્તુતિવગેરે નાજૂક પાખડીઓથી મનોહર છે ટીકાકારે પ્રત્યેકવિશેષણની સાર્થકતા દેખાડી, પરતીર્થિકોમા આપ્તત્વનો નિષેધ કરી સૌન્દર્યમા વધારો કર્યો છે

(૨) પ્રભુના બધા સ્તુત્યગુણોમા 'યથાર્થવાદિતા' ગુણની વિશેષમહત્તાનુ દર્શન કરાવતા કાવ્યકારે કરેલો પોતાની ઉદ્ધતાઇનો પરિહાર આ કાવ્ય કુસુમની કોમળ કળી સમાન છે

(૩) અન્યતીર્થિકોને તત્ત્વવિચાર કરવાની કવિવરે આપેલી કડવી પણ કલ્યાણકારી સલાહ આ કાવ્યકુસુમની કમનીય કર્ણિકા છે

(૪) વૈશેષિક પરિકલ્પિત સામાન્ય વિશેષપદાર્થદ્વયની અયોગ્યતાનુ આલેખન આ કાવ્યકુસુમનુ

દર્શનીય સૌન્દર્ય છે

(૫) કવિવરના કુશળહસ્તે કેળવાયેલા આ કાવ્યપુષ્પે એકાન્તનિત્યાનિત્યપક્ષે રહેલા દૂષણોની દુર્ગન્ધ દૂર કરી અનેકાન્તવાદની મહેક પ્રસરાવી છે

(૬) ઇશ્વરની કલ્પનાના આધારે કરાયેલા તેના એકત્વ, નિત્યત્વ સ્વવશ્યત્વ, સર્વવ્યાપિતા અને સર્વજ્ઞતા આદિના નિરાકરણો આ કાવ્યકમળની કેસરાઓ છે ઇશ્વરના માથેથી જગત્કર્તૃત્વનો અયોગ્ય ભાર દૂર કરી કવિવરે ઇશ્વરને આપેલો ન્યાય-આ કાવ્યકમળના કેસરાનો મધુર રસાસ્વાદ છે

(૭) આ કાવ્યગુલાબમા કવિવરની કલમની કૃપા પામવાનુ કલ્યાણ ધર્મધર્મિભેદ અને સમવાયની કલ્પનાના ખડનને પ્રાપ્ત થયુ છે

(૮) કવીશ્વર કુશળ માળી છે તેમણે પોતાના કાવ્યબાગમા ઉછારેલો આ કાવ્યમોગરો 'સત્તા પદાર્થ, જ્ઞાનની આત્માથી ભિન્નતા અને જ્ઞાન-સુખ વિનાનો મોક્ષ' પરપરિકલ્પિત આ ત્રણ સિદ્ધાન્તોના ખડનજલથી સિચાયો છે.

(૯) વિભુઆત્મવાદના ચૂરણખાતરથી આ કાવ્યચપકનો સુદર વિકાસ થયો છે

(૧૦) કવિવર માળીએ નૈયાયિકમાન્ય સોળપદાર્થોની અવિચારિતરમણીયતારૂપ અને તેમના સ્થાપકના પોકળ વૈરાગ્યરૂપ બાવળોને દૂર કરવા દ્વારા આ કાવ્યમાલતીનુ વાવેતર કર્યુ છે

(૧૧) આ કાવ્યકુડામા 'વેદવિહિતહિંસાની ગર્હાતા અને અપવાદપદની અયોગ્યતા સાધક અર્થ' કેવડો બનીને ખીલ્યો છે અને 'જિનભવનાદિઅગેની હિંસાની ન્યાયપુર સરતા' પરમ આહ્લાદ બક્ષતી સુવાસ છે

(૧૨) નિત્યપરોક્ષજ્ઞાનવાદી મીમાસકમત અને એકાત્મસમવાયિજ્ઞાનાન્તરવેદ્યજ્ઞાનવાદી નૈયાયિકમતનુ આ કાવ્યમા 'બારમુ' કરવામા આવ્યુ છે તેમા ભેગીભેગી કરેલી જ્ઞાનના સ્વસવેદનની સ્થાપના પુષ્પાજલિરૂપ છે

(૧૩) માયાવાદની માયા (= કપટ) પ્રગટ કરી કવિવરે મુગ્ધલોકોને માયામાથી મુક્ત કરવાનો કરેલો સુયોગ્ય પ્રયત્ન આ કાવ્યચમેલીની સ્મરણીય સુવાસ છે

(૧૪) આ કાવ્યઉદ્યાનમા કવિવરે અનેકાન્તપુષ્પોની 'સામાન્યવિશેષઉભયાત્મક વાચ્ય વાચકભાવ' પાખડીને પાગરવાની તક આપી છે અને તેમા એકાન્તવાદના અવરોધને દૂર કર્યા છે

(૧૫) બત્રીશડાળીમય સ્યાદ્વાદવૃક્ષની આ ડાળી પર વિકસેલી મજરીનો રસાસ્વાદ પીરસતા કવિ શ્રેષ્ઠે સાખ્યમત અભીષ્ટ પુરુષપ્રકૃતિઆદિ વાદનુ 'કચુબર' કર્યુ છે

(૧૬) સાપેક્ષવાદવૃક્ષની આ શાખામા રહેલી મજરીને પકડી કવિકોયલે કરેલા ટહુકારના પડઘામા બૌદ્ધદર્શનમાન્ય પ્રમાણથી અભિન્ન પ્રમાણફળવાદ અને જ્ઞાનાદ્વૈતવાદના નિરાસનો ધ્વનિ સભળાય છે

(૧૭) વિભજ્યવાદ (= સ્યાદ્વાદ) વૃક્ષની આ ડાળી પર વિકસેલી મજરી 'પ્રમાતા, પ્રમેય, પ્રમાણ અને પ્રમિતિરૂપ તત્ત્વચતુષ્ટયનિષેધક શૂન્યવાદના ખડન' આકારને ધારણ કરે છે

(૧૮) કવિવરે ગુથેલા કાવ્યહારના આ સ્ફટિકમણિમયમણકામા ક્ષણિકવાદમા રહેલા કૃતપ્રણાશ,

અકૃતાગમ, સસારભગ, મોક્ષભગ અને સ્મૃતિભગ–આ પાચ દોષોનુ સ્પષ્ટ પ્રતિબિબ પડે છે

(૧૯) બૌદ્ધમતથી જન્મેલુ ક્ષણસન્તતિ–વાસના વચ્ચેના સમ્બન્ધરૂપ બાળક ભેદ, અભેદ અને તદનુભયરૂપ કફ, પિત્ત અને વાતજન્ય દોષોથી પીડિત છે કવિવરરૂપ કુશળ ડોકટરે તે દૂર કરવા ભેદાભેદસ્યાદ્વાદઔષધનુ સેવન કરવાની સલાહ આ કાવ્યમા આપી છે

(૨૦) કવિવર કુશળ એન્જીનીયર છે તેમણે સર્જેલી બત્રીશમજલાની ત્રૈલોક્ય દીપક ઇમારતનો આ મજલો ખડિત થયેલા નાસ્તિકવાદના અવશેષોથી સજાવેલો નજરે પડે છે

(૨૧) કવિરૂપ માનસશાસ્ત્રીએ વસ્તુને ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્યયુક્ત જોવા છતા પરમાત્માની આજ્ઞાની અવજ્ઞા કરી વસ્તુને તે રૂપે નહિ સ્વીકારતા પરદર્શનોની ઉન્મત્તતાનુ નિદાન આ કાવ્યમા બતાવ્યુ છે

(૨૨) કવિવર કુશળ નાવિક છે તત્ત્વસરિતામા કાવ્યનૌકાદ્વારા આપણને સ્વૈરવિહારની મોજ કરાવતા આ કુશળનાવિકે બાવીસમા હલેસે તત્ત્વસરિતામા પ્રતિબિબિત થતા અનન્તધર્મમય વસ્તુના સૌન્દર્યનુ સુરમ્ય દર્શન કરાવ્યુ છે

(૨૩) કવિવર પુરાતત્ત્વવિદ્ છે તેઓશ્રી આ કાવ્ય દ્વારા પોતાના મ્યુઝીયમમા રહેલી–વસ્તુની સક્ષેપથી દ્રવ્યરૂપતા અને વિસ્તારથી પર્યાયરૂપતા, તથા આદેશભેદે રચાતી સપ્તભગી–આઇટમની રસપ્રદમાહિતી આપે છે

(૨૪) કવિવિધાતાએ બનાવેલા કાવ્યસરોવરમા આકારપામેલા આ કાવ્યતરગમાં ઉપાધિભેદે વસ્તુગત સત્ત્વ, અસત્ત્વ અને અવક્તવ્યતાની પ્રતિછાયા જોવા મળે છે

(૨૫) પરમાત્માએ પીરસેલા સ્યાદ્વાદામૃતના પાનથી અત્યન્ત તૃપ્ત થયેલા કવિવરને આવેલા અમૃતમય ઓડકારોની પરપરાના આ કાવ્યઓડકારમા વસ્તુગત નિત્યાનિત્યતા, સત્ત્વાસત્ત્વ, સદેશવિદેશતા અને વક્તવ્યતા–અવક્તવ્યતાની સુગધ આવે છે

(૨૬) કવિવરે પરમાત્મભક્તિમહોત્સવનિમિત્તે ગોઠવેલા ભોજનસમારભમા આપણને બત્રીશ કાવ્ય પકવાન્ન પીરસ્યા છે તેમા આ પકવાન્ન પરવાદીઓના પરસ્પર યુદ્ધથી નિષ્કટક બનેલા અને સર્વશ્રેષ્ઠ બનેલા જૈનશાસનના જયરૂપ મધુરાનદરસથી સભર છે

(૨૭) કવિ શ્રેષ્ઠ સગીતકાર છે એકાન્તનિત્યાનિત્યવાદમા સુખદુ ખ, પુણ્યપાપ, અને બન્ધમોક્ષ યોગ્ય બનતા નથી આવા એકાન્તવાદની પ્રરૂપણા કરનારા એકાન્તવાદી પ્રરૂપકોથી જગત પીડા પામી રહ્યુ છે કવિસગીતકારે છેડેલા આ કાવ્યરૂપ સગીત આલાપમા જગતની આ પીડાનુ કરુણસંગીત વહી રહ્યુ છે

(૨૮) કવિવર શ્રેષ્ઠ ચિત્રકાર છે તેમની આ કાવ્યચિત્રકૃતિમા નય, દુર્નય અને પ્રમાણનુ મનોરમ્ય ચિત્ર ઉપસી આવ્યુ છે

(૨૯) કવિવરે સર કરેલા બત્રીશકાવ્યશિખરોમાના આ શિખર પર આરોહણ કરતા શિખરની એક બાજુ પરિમિતવાદની કુરૂપતા નજરે ચડે છે, તો બીજી બાજૂ જિનેશ્વરકથિત જીવઅનન્તતાનુ સુરૂપ સૌન્દર્ય આખે વળગે છે

(૩૦) કવિવર શ્રેષ્ઠ રસાયણશાસ્ત્રી છે પોતાની પરમાત્મસ્તુતિ લેબોરેટરીમા કરેલા આ

કાવ્યરસાયણપ્રયોગમા તેઓશ્રીએ આપણને પરવાદીઓના એકાન્તવાદમા પરસ્પર મત્સરભાવના મિશ્રણથી પ્રગટ થતુ કુવિકારજનક રસાયણ અને પરમગુરુ પ્રભુના સ્યાદ્વાદમા મત્સરના મિશ્રણનો અભાવ હોવાથી તૈયાર થતા 'સર્વસમન્વયવાદ' રસાયણના સુપરિણામ બતાવ્યા છે

(૩૧) ચરમધર્મચક્રવર્તીના ગુણભડારમા રહેલા વચનવૈભવ પર વારી ગયેલા કવિવર ત્રીસકાવ્યોમા એ વચનવૈભવનુ વર્ણન કર્યા બાદ અતે આ કાવ્યમા સપૂર્ણ વર્ણન કરવાની પોતાની અશક્તિ જાહેર કરે છે

(૩૨) બત્રીશ કાવ્યમજલાના 'ત્રિભુવનતિલક'સમા પોતાના કાવ્યમહેલના આ મજલે લઈ જઈ કવિસમ્રાટ કુવાદીઓએ નીચે રહેલા જગતની કરેલી ખાનાખરાબીનુ દયાજનક દૃશ્ય બતાવી તેનાથી બચવા ચરમ તીર્થપતિની પૂજા કરવાની અનુપમ સલાહ આપે છે

**હૈયાની ઊર્મિનો શાબ્દિક આકાર**

આ કરી ગ્રન્થ, ગ્રન્થકાર અને ગ્રન્થના વિષયની વાત હવે રહી મારી વાત

ગામડીયો આખના ડૉક્ટર પાસે ગયો કહે→ 'હુ વાચી શકતો નથી ' ડૉક્ટરે તેની આખ તપાસી એક ચશ્મા પહેરાવતા કહ્યુ→ 'જો ! આ ચશ્મા પહેર તુ બરાબર વાચી શકશે '

ગામડીયો કહે → 'સાચે ! સાચે! સાવ અભણ મને વાચતા આવડતુ નથી આ ચશ્માથી ફટાફટ વાચી શકીશ બહુ સરસ ! ભણવાની લપ ગઈ !' આ ગામડીયાની વાત સાભળી ડોકટરે શુ કર્યુ ? તેને વાચતો કર્યો કે નહિ ? એ વાત જવા દો

પણ મારા માટે તો આવી જ કોઈક ઘટના બની સવત ૨૦૩૯ નુ એ ચોમાસુ પરમારાધ્યપાદ સિદ્ધાન્તમહોદધિ સુગૃહીતનામધેય સ્વ આચાર્યદેવશ્રી **પ્રેમસૂરીશ્વરજી** મહારાજાના પટ્ટપ્રભાવક શિષ્યશ્રેષ્ઠ પરમારાધ્યપાદ, ૧૦૮ વર્ધમાનતપ ઓળી સમારાધક તપોનિધિ, સઘહિતચિતક, સમર્થ અનેકાન્તદેશનાદેશક, ભવોદધિત્રાતા, અનતોપકારી પરમગુરુદેવ આચાર્યદેવેશ શ્રીમદ્વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી** મહારાજાની પરમપવિત્ર છાયામા અચિન્ત્યચિન્તામણિ ચિન્તામણિ પાર્શ્વનાથ પ્રભુના શીતલ સાન્નિધ્યમા નવસારી નગરે હતુ

એક સુભગ દિને પૂજ્યશ્રીએ ગભીરવાણીથી મને કહ્યુ → 'અજિતશેખર ! તુ સ્યાદ્વાદમજરીનુ ગુજરાતી વિવેચન લખ '

પાસે કાણો પૈસો પણ ન હોય, તેવા ભિખારી પાસે કોઈ સો રૂપિયાનુ છૂટુ માગે–ત્યારે પોતાની આટલી ક્રેડીટ સામાએ કરી તેનો જે આનદ ભિખારીના મુખ પર તરવરે, લગભગ તેવો જ સવિસ્મય આનદ મને પૂજ્યશ્રીની આ વાણીના શ્રવણથી થયો મને થયુ કે મારા જેવા મુફલીસની પરમગુરુદેવે આટલી મોટી કિમત આકી પણ સાથે મુઝવણનો પાર નહિ માડ પાચ વર્ષનો નાનકડો પર્યાય, અલ્પ અભ્યાસ, છીછરી બુદ્ધિ અને આવા ગ્રથોના સપાદન વિવેચનાદિની ક્યારેય કલ્પના પણ નહિ હુ કઈ બોલી શક્યો નહિ

કુશળમતિ પૂજ્યશ્રી મુખપર તરવરતા મનના ભાવોને કળી ગયા કહે → 'અરે ! મુઝાઈ છે શાનો? શરુ કર હુ તને કહુ છુ ને ! મારા પર વિશ્વાસ નથી ? જા તુ એ કામ અવશ્ય કરી શકશે ' વચનસિદ્ધ એ મહાપુરુષની વાણી પાછી ઠેલવાની હિંમત ન ચાલી મે મસ્તક નમાવ્યુ પૂજ્યશ્રીનો પરમકૃપાળુ હાથ માથે

કર્યો અને જાણે શક્તિપાત થયો ડોકટરના ચશ્માથી ગામડીયો ભલે વાચતો ન થયો, પણ કૃપાળુ ગુરુદેવશ્રીની અસીમકૃપાથી હુ તો લખતો થઇ ગયો પછી પણ મારા ઉત્સાહના દીપને તેજ રાખવા વારવાર પ્રેરણાતેલ તેઓશ્રી પૂરતા જ રહ્યા પરિણામે સર્જાયેલી આ કૃતિ આપ સૌના હસ્તકમળમા રમી રહી છે . ત્યારબાદ પણ પ્રતિમાશતકઆદિ ગ્રન્થોના સંપાદન/ વિવેચન કરવાના મદમતિ મારા પ્રયત્નો જે કંઇ સફળતાને પામ્યા, તેમા પણ તેઓશ્રીની કૃપા આશીર્વાદ અને પ્રેરણા જ પ્રધાન રહ્યા

કૃતજ્ઞભાવની વ્યક્તિ. .ઋણસ્વીકૃતિ

પરમૌદાર્યના સ્વામી, સિદ્ધાંતદિવાકર પૂજ્ય આચાર્યદેવેશ શ્રીવિજય જયઘોષસૂરિવર મહારાજા પણ સ્મૃતિપટ પર ઉપસી આવે છે તેઓશ્રીના આશીર્વાદ અને અંતરરસયુક્ત પ્રેરણા ગ્રથના સર્જનમા સમર્થ સહભાગી છે

અધ્યાત્મરસિક, દેવદર્શનરસિક, સિદ્ધાંતવિજ્ઞ પરમદાદાગુરુદેવ પંન્યાસપ્રવર પૂજ્ય શ્રી ધર્મજિતવિ-જયગણિવર મહારાજા (સસારીનાતે કાકા–હાલ સ્વ આચાર્યદેવ)ના અમર્યાદિત ઉપકારો સાભરી આવે છે અને હૈયું પુલકિત થાય છે. કુટુબમા સૌ પ્રથમ વિરતિજ્યોત પ્રગટાવી અમ બધાને વિરતિના રાહે ચાલવાની સરળતા બક્ષી મહાઉપકાર તો કર્યો જ છે આ ગ્રથના વિવેચન આદિ કાર્યોમા માર્ગદર્શક બની તેમા સુયોગ્ય ઉમેરો કર્યો છે

પરમાત્મભક્તિરસિક, પરમ ગુણાનુરાગી, ઉપબૃહણા ગુણના સ્વામી આગમજ્ઞ દાદાગુરુદેવ પૂજ્ય પન્યાસ પ્રવર શ્રી જયશેખરવિજય ગણિવર મહારાજા (સસારી સબધે કાકા–હાલ સ્વ આચાર્યદેવ) ની યાદ આ ક્ષણે આવશ્યક છે તેઓએ બીજા અનેક ઉપકારોરૂપ સોનામા, આ ગ્રન્થના ગુજરાતી વિવેચનને સાદ્યન્ત તપાસી યથાયોગ્ય સૂચન–માર્ગદર્શન આપવારૂપ સુગધ ભેળવી છે ગ્રથના પરિમાર્જનદ્વારા ગ્રથની ઉપાદેયતામા વૃદ્ધિ કરી તેઓશ્રીએ ઉપકારોની સીમા રાખી નથી

ન્યાયનિપુણમતિ, કુશાગ્રબુદ્ધિ, દુર્બળકાયાથી સત્ત્વને ફોરવી માસક્ષમણ તપ કરી મારા ઉદ્ધારક પૂજ્ય ગુરુવર શ્રી અભયશેખરવિજય મહારાજ (સંસારી સગપણે વડીલબધુ)એ કરેલા અગણિત ઉપકારો આ પળે અવિસ્મરણીય છે ગ્રથના લેખનથી માડી મુદ્રણ સુધીના તમામ તબક્કે યોગ્ય સૂચન– માર્ગદર્શન તેઓશ્રીએ આપ્યા છે

પૂજ્ય શાસનપ્રભાવક વૈરાગ્યવારિધિ પન્યાસ પ્રવરશ્રી હેમચદ્રવિજયગણિવર સાહેબે (હાલ આચાર્યદેવ) આ ગ્રથને 'જિનશાસન આરાધના ટ્રસ્ટ'ના અન્વયે મુદ્રિત કરવાની તત્પરતા દેખાડી મારી મુદ્રણ અગેની ચિંતા દૂર કરી તેઓશ્રીનો ઉપકાર પણ અમૂલ્ય છે

તદુપરાત ગ્રથના લેખન આદિ કાળે એક યા અન્ય રીતે અનેકવિધ અનુકૂળતાઓ કરી આપી ગ્રથસર્જનમા મૂક ફાળો નોધાવનારા બધા સહવર્તી મુનિવરો પણ આ તબક્કે શેં ભૂલાય ?

શ્રી સાયન જૈન સઘે આ ગ્રથના પ્રકાશનમા જ્ઞાનખાતામાથી માતબર રકમ અર્પી સુદર શ્રુતભક્તિ કરી છે તેઓ પણ ધન્યવાદપાત્ર છે હંમેશા આ પ્રમાણે શ્રુતભક્તિમા તેઓ અગ્રેસર રહે તેવી શુભેચ્છા

'શ્રી જિનશાસન આરાધના ટ્રસ્ટ' આ ગ્રથના પ્રકાશનની જવાબદારી ઉપાડી ધન્યવાદપાત્ર બન્યુ છે આ જ પ્રમાણે હમેશા ઉમગભેર શાસનના અનેકવિધ કાર્યો તેઓ પાર પાડે તેવી શુભેચ્છા આ ગ્રથના વાચકો

ગ્રથના વાચન દ્વારા આ કાર્યને બિરદાવી રહ્યા છે તેથી તેઓ પણ પ્રશસાપાત્ર છે

મુદ્રણનુ કાર્ય ઝડપથી અને ખતથી કરવા બદલ હસા કોમ્પ્યુ ગ્રાફિક્સ્ પણ અભિનદનપાત્ર છે

એક ગ્રથના સર્જનઆદિ પાછળ આટલા બધાનો યશ ભાગ મારી નજર સમક્ષ તરવરે છે અને મન મારુ પરમાત્મા અને પરમાત્માના શાસન પ્રત્યે અહોભાવથી ઝુકી જાય છે પરમકૃપાળુ પ્રભુએ શાસન સ્થાપી અને સત્યતત્ત્વનો પ્રકાશ પાથરી આપણા પર કૃપાનો જે અનરાધાર ધોધ વહેવડાવ્યો છે, તે કલમથી વર્ણવી શકાય તેમ નથી આ શાસનને કલિકાળ સર્વજ્ઞ **પરમ પૂજ્ય શ્રી હેમચન્દ્રસૂરિ** મહારાજા જેવા ગ્રથકાર અને **પરમ પૂજ્ય મલ્લિષેણસૂરિ** મહારાજ જેવા સમર્થ ટીકાકાર બક્ષી આપણા સુધી પરમાત્માનો તત્ત્વપ્રસાદ પહોચતો કરવામા અગત્યનો ફાળો નોધાવ્યો છે આ ક્ષણે ઉદ્ગાર નીકળી જાય છે 'नमोऽस्तु तस्मै तव शासनाय' તત્ત્વના સૂક્ષ્મપદાર્થોને કાવ્યમા હૃદયગમ શૈલીથી ગૂથીને કાવ્યકારે અને તેનો યથાર્થ અર્થપ્રકાશ કરી આપણા શ્રુતભડારને સમૃદ્ધ કરી ટીકાકારે કરેલા ઉપકારોને આ ક્ષણે ભૂલી શકાય તેમ નથી અનેક મુદ્રિત તથા આ જ ગ્રથની પૂર્વે મુદ્રિત થયેલી અનેક પ્રકાશક/ વિવેચકોની અનેક આવૃત્તિઓ, સાક્ષીપાઠ, શુદ્ધપાઠ, ટીપ્પણી વગેરેમા મને ખૂબ ઉપયોગી થયા છે આ ક્ષણે તે-તે ગ્રથોના પ્રકાશકો વગેરે પ્રત્યેનો ઋણાનુભાવ વ્યક્ત કરુ છુ આ કાર્યમા પરોક્ષરૂપે સહાયક બનેલા શાસનદેવ પ્રત્યે પણ આ અવસરે આભાર વ્યક્ત કરવો અનુચિત નથી અને જ્યારે મારી દૃષ્ટિ ક્ષિતીજની વિશાળતાને નિહાળે છે, ત્યારે ઉન્માર્ગસ્થાપી/ પ્રરૂપી સન્માર્ગની મહત્તા સમજાવનારા પરદર્શનકારો/ તેમના અનુયાયીઓ પ્રત્યે પણ આભારવશતાની લાગણી ઊભરાઇ આવે છે અને જ્યારે એ લાગણી ઘોડાપૂર બને છે ત્યારે આ સમગ્ર સૃષ્ટિએ આ ગ્રથના વિષયાદિ બનવા દ્વારા કે મૈત્ર્યાદિભાવનાના પાત્ર બનવા દ્વારા મારા પર કરેલા ઉપકારો નજર સામે ઉપસી આવે છે અહેસાનથી નતમસ્તક બનેલો હુ કૃતજ્ઞતાની કિમત સમજનારા શિષ્ટોના પેગડામા પગ મુકવાની ધૃષ્ટતા આચરી બેસુ છુ અને મારુ હૈયુ કૃતજ્ઞભાવે મુખદ્વારા બોલી ઊઠે છે-"આ શ્રુતભક્તિ, સ્વાધ્યાય આદિના સત્કૃત્યથી જે કઇ સુકૃતની પ્રાપ્તિ થઇ હોય, તેનાથી જગતના બધા ય જીવો કલ્યાણ પામો દુ ખ અને પાપમાથી કાયમ માટે છૂટકારો પામો "

**એક વાત રહી ગઈ!** પૂજ્ય આત્મીય મુનિવર શ્રી **મહાબોધિ વિજય** મહારાજે **'અયોગવ્યવચ્છેદ'** પર વિશદ પ્રસ્તાવના તથા એ દ્વાત્રિશિકાનો સરળ ગુજરાતી ભાવાનુવાદ આ બે સુદર કાર્ય કરી ગ્રથને સમૃદ્ધ બનાવ્યો છે-તેઓ પણ ખાસ ધન્યવાદપાત્ર છે

**કાનમા કઈક!** 'આ ગ્રથના ગુર્જરવગેરે ભાષામા અનેક વિવેચનો બહાર પડ્યા છે આ વિવેચનની શી જરૂર હતી?' આ પ્રશ્ન તમે મને પૂછવા માગો છો પણ એનો જવાબ હુ નહિ આપુ આ ગ્રથનો અભ્યાસ કર્યા બાદ સ્વત ઉત્તર મળશે એવી મને શ્રદ્ધા છે

**એક મિનિટ!** આ ગ્રથનુ વાચન કરતા પહેલા એક સ્પષ્ટતા કાવ્યકાર અને ટીકાકાર મહાશયના ઉદારાશયને યોગ્ય ન્યાય મળે, તથા ન્યાયક્ષેત્રે નવા વિદ્યાર્થીઓને યોગ્ય માર્ગદર્શન મળે, ન્યાયના પારિભાષિક શબ્દોનો સ્થૂળબોધ થાય ઇત્યાદિ ભાવથી પ્રેરાઇ મે મારા ક્ષયોપશમ મુજબ ઠેર ઠેર ટીપ્પનો ઉમેરી છે કેટલાક સ્થળે બે પક્તિ વચ્ચે કડી જોડવા વગેરે આશયથી ભાવાનુવાદમા જ વચ્ચે વચ્ચે નાના ટાઇપોમા આવશ્યક લાગતી કેટલીક વાતો ઉમેરી છે આ બાબતોમા સફળતાનો નિર્ણય વાચકોપર છોડી દઉ છુ

**પ્રાન્તે!** આ ગ્રથમા જે કઇ સારુ છે તેના સપૂર્ણ યશભાગી પૂજ્ય ગુરુવર્યોની કૃપા છે અને જે કઇ ક્ષતિ

# વિષયાનુક્રમ




| | | પાના નંબર |
|---|---|---|
| ૧ | ટીકાકારનું મંગલ | ૧ |
| | (a) વીર સ્તુતિ | ૧ |
| | (b) શ્રી હેમચંદ્રસૂરિજીની સ્તુતિ | ૧ |
| | (c) સરસ્વતી અને સ્વગુરુની સ્તુતિ | ૨ |
| ૨ | ગ્રંથની પ્રસ્તાવના | ૨ |
| ૩ | પ્રથમ કાવ્યની અવતરણિકા | ૪ |
| | **કાવ્ય પહેલું** | ૪ થી ૧૩ |
| ૧ | ચાર મૂળાતિશય | ૪ |
| ૨ | 'અતીતદોષ'વિશેષણની સાર્થક્તા | ૫ |
| ૩ | 'અનન્તવિજ્ઞાન'વિશેષણની સાર્થક્તા | ૬ |
| ૪ | 'અબાધ્યસિદ્ધાંત'વિશેષણની સાર્થક્તા | ૭ |
| ૫ | 'અમર્ત્યપૂજ્ય'વિશેષણની સાર્થક્તા | ૮ |
| ૬ | શ્રી વર્ધમાનપદની સાર્થક્તા | ૮ |
| ૭ | અતિશયોની અનંતતા | ૯ |
| ૮ | 'જિન'વગેરે વિશેષણોની સાર્થક્તા | ૯ |
| ૯ | ભગવદ્ગુણસ્તુતિ અશક્ય અનુષ્ઠાન | ૧૧ |
| ૧૦ | શ્રી વર્ધમાનાદિપદોનો અનન્તવિજ્ઞાન આદિપદો સાથે હેતુહેતુમદ્ભાવ | ૧૧ |
| ૧૧ | જ્ઞાન-દર્શનની જ્ઞાનરૂપે સમાનતા | ૧૨ |
| | **કાવ્ય બીજું** | ૧૪-૧૫ |
| ૧ | અન્યયોગ વ્યવચ્છેદનુ સ્વરૂપ | ૧૪ |
| ૨ | યથાર્થવાદિતા ગુણથી સર્વગુણસ્તવનસિદ્ધિ | ૧૪ |
| ૩ | સ્તુતિમા ભક્તિ-શ્રદ્ધાની મહત્તા | ૧૫ |
| | **કાવ્ય ત્રીજુ** | ૧૬ થી ૧૮ |
| ૧ | અન્યતીર્થિકોની સલાહ | ૧૬ |
| | **કાવ્ય ચોથું** | ૧૯ થી ૨૨ |
| | **વૈશેષિકમત ખંડન** | |
| ૧ | સામાન્ય-વિશેષનુ સ્વરૂપ | ૧૯ |
| ૨ | સામાન્ય-વિશેષની ધર્મીથી એકાંત અભિન્નતા અસિદ્ધ | ૨૨ |
| | **કાવ્ય પાંચમું** | ૨૩ થી ૪૧ |
| | વૈશેષિકમત ખંડન | |
| ૧ | સર્વ વસ્તુઓની સ્યાદ્મુદ્રાંકિતતા | ૨૩ |
| ૨ | પ્રદીપના નિત્યાનિત્યત્વની સિદ્ધિ | ૨૪ |
| | (a) અંધકારની અભાવરૂપતા-પૂર્વપક્ષ | ૨૫ |
| | (b) અંધકાર દ્રવ્યરૂપ | ૨૫ |
| | (c) અંધકાર ચાક્ષુષપ્રત્યક્ષ નથી-પૂર્વપક્ષ | ૨૫ |
| | (d) અંધકારને પ્રકાશની અપેક્ષા અસિદ્ધ-ઉત્તરપક્ષ | ૨૬ |
| | (e) અંધકારનુ સ્પર્શવાળાપણુ | ૨૬ |
| | (f) અંધકારના દ્રવ્યરૂપતાની સિદ્ધિ | ૨૭ |
| | (g) કારણથી વિસદૃશકાર્યોત્પત્તિ સંભવિત | ૨૮ |
| ૩ | આકાશનુ નિત્યાનિત્યત્વ | ૨૮ |
| | (અ) પરદર્શિત નિત્યતાના લક્ષણની અસંગતતા | ૨૯ |
| | (બ) નિત્યતાનુ સાચુ લક્ષણ | ૩૦ |
| | (ક) કૂટસ્થ નિત્યમા ઉત્પાદ વિનાશનો અસંભવ | ૩૦ |
| | (ડ) અવસ્થાભેદથી અવસ્થાવાનમા ભેદ | ૩૧ |
| ૪ | પાતંજલમતે વસ્તુની નિત્યાનિત્યતા | ૩૨ |
| ૫ | એકાંત નિત્યત્વ-અનિત્યત્વમત દુર્નય | ૩૩ |
| ૬ | નિત્યતા-અનિત્યતાની એકાધિકરણતા | ૩૩ |
| ૭ | અર્થક્રિયાકારિતાની એકાંતપક્ષે અસિદ્ધિ | ૩૪ |
| ૮ | નિત્યપક્ષે ક્રમિક અર્થ ક્રિયાનો અસંભવ | ૩૪ |
| ૯ | સહકારીની ઉપકારિતા અસિદ્ધ | ૩૬ |
| ૧૦ | યુગપદ્અર્થ ક્રિયાકારિતા અસિદ્ધ | ૩૭ |
| ૧૧ | અનિત્યવાદમા ક્રમિક અર્થક્રિયા અસિદ્ધ | ૩૮ |
| ૧૨ | યુગપદ્ અર્થક્રિયાકારિતા અસિદ્ધ | ૩૯ |
| ૧૩ | સ્યાદ્વાદમા અર્થક્રિયાની ઉપપત્તિ | ૪૦ |
| | **કાવ્ય છઠ્ઠું** | ૪૨ થી ૬૫ |
| | ઈશ્વરવાદનુ નિરાકરણ | |
| ૧ | જગત્કર્તા તરીકે ઈશ્વરની સિદ્ધિ-પૂર્વપક્ષ | ૪૨ |
| ૨ | હેત્વાભાસોનો અભાવ | ૪૨ |
| ૩ | ઈશ્વરનુ સશરીરિપણુ | ૪૩ |
| ૪ | ઈશ્વરના એકપણાની સિદ્ધિ | ૪૪ |
| ૫ | ઈશ્વરની સર્વવ્યાપિતા અને સર્વજ્ઞતા | ૪૪ |
| ૬ | ઈશ્વરની સ્વવશતા | ૪૫ |
| ૭ | ઈશ્વરની નિત્યતા | ૪૫ |
| ૮ | કુતીર્થિકોની ભગવદ્વચનપરિણતિઅયોગ્યતા | ૪૭ |
| ૯ | અભવ્યોના અનુદ્ધારમા અયોગ્યતા કારણ | ૪૭ |
| ૧૦ | જગત્કર્તૃત્વનુ ખંડન-ઉત્તરપક્ષ | ૪૮ |
| ૧૧ | ઈશ્વરના સશરીરતાની અસિદ્ધિ | ૪૯ |

| | પાના નંબર |
|---|---|
| ૮ વિશેષ સામાન્યથી કથંચિદ્ અભિન્ન | ૧૬૭ |
| ૯ કથંચિદ્ વિરુદ્ધધર્મઅધ્યાસથી ભેદાભેદપણુ | ૧૬૮ |
| ૧૦ શબ્દની એકાનેકતા | ૧૬૮ |
| ૧૧ શબ્દની પૌદ્ગલિકતાની સિદ્ધિ | ૧૬૯ |
| ૧૨ આત્મા કથંચિત્ પુદ્ગલરૂપ | ૧૭૦ |
| ૧૩ વાચ્ય-વાચક વચ્ચે કથંચિત્ અભેદભાવ | ૧૭૦ |
| ૧૪ બૌદ્ધમતનુ ખંડન | ૧૭૧ |
| ૧૫ વાચ્યનુ એકાનેક સ્વરૂપ | ૧૭૨ |
| ૧૬ ભાવોનુ ભાવાભાવસ્વરૂપ | ૧૭૨ |
| ૧૭ પરાસત્તાના અભાવમા સર્વાત્મકતા | ૧૭૩ |
| ૧૮ નૈયાયિકમતનો નિરાસ | ૧૭૪ |
| ૧૯ શબ્દોની અનેકાર્થતા | ૧૭૫ |
| ૨૦ નિશ્ચિતઅર્થના બોધમા સંકેતની સહકારિતા | ૧૭૫ |
| ૨૧ પરવાદીસંમત વાચ્યવાચકભાવો | ૧૭૬ |
| કાવ્ય પંદરમુ | ૧૭૮ થી ૧૮૯ |
| સાંખ્યમત ખંડન | |
| ૧ સાંખ્યમતની વિરોધીકલ્પનાઓ | ૧૭૮ |
| ૨ સાંખ્યમતે દુઃખનુ સ્વરૂપ | ૧૭૯ |
| ૩ સાંખ્યમતકલ્પિત તત્ત્વો | ૧૭૯ |
| ૪ અહંકારાદિની ઉત્પત્તિનિરૂપણ | ૧૮૦ |
| ૫ મહાભૂતવગેરેની ઉત્પત્તિ | ૧૮૦ |
| ૬ વિષયબોધની પ્રક્રિયા | ૧૮૧ |
| ૭ બંધમોક્ષનુ સ્વરૂપ | ૧૮૨ |
| ૮ ચિત શક્તિની વિષયઅપરિચ્છેદકતાઅસંગત | ૧૮૩ |
| ૯ બુદ્ધિમા પ્રતિબિંબોદય અસિદ્ધ | ૧૮૩ |
| ૧૦ ઉપચાર તત્ત્વવિચારણામા અનુપયોગી | ૧૮૪ |
| ૧૧ બુદ્ધિની જડતા વિરુદ્ધદોષગ્રસ્ત | ૧૮૪ |
| ૧૨ તન્માત્રમાથી મહાભૂતોની ઉત્પત્તિ અસિદ્ધ | ૧૮૫ |
| ૧૩ વાક્વગેરે ઈન્દ્રિય તરીકે અસિદ્ધ | ૧૮૬ |
| ૧૪ પ્રકૃતિના બન્ધમોક્ષ અઘટમાન | ૧૮૬ |
| ૧૫ સાંખ્યસંમત ત્રૈવિધ્યબંધ કલ્પનામાત્ર | ૧૮૭ |
| ૧૬ પ્રકૃતિના પુરુષાર્થથી મોક્ષની અસિદ્ધિ | ૧૮૭ |
| ૧૭ સાંખ્યદર્શનની અન્યકલ્પનાઓ | ૧૮૮ |
| કાવ્ય સોળમું | ૧૯૦ થી ૨૧૮ |
| <u>વિજ્ઞાનવાદી બૌદ્ધમતનુ ખંડન</u> | |
| ૧ પ્રમાણથી પ્રમાણફળ એકાંતે અભિન્ન બૌદ્ધ | ૧૯૦ |
| ૨ અભિન્નમા હેતુફળભાવ અઘટમાન-જૈન | ૧૯૦ |
| ૩ હેતુના વિનાશમા ફળની અસિદ્ધિ | ૧૯૧ |
| ૪ પ્રમાણપ્રમિતિવચ્ચે વ્યવસ્થાપક વ્યવસ્થાપ્યભાવ | ૧૯૧ |
| ૫ વ્યવસ્થાપ્યવ્યવસ્થાપકભાવ અસિદ્ધ | ૧૯૩ |
| ૬ અર્થાકારતાથી અભેદની અસિદ્ધિ | ૧૯૩ |
| ૭ વ્યાવૃત્તિદ્વારા અભેદની અસિદ્ધિ | ૧૯૩ |
| ૮ એકાંતભેદ અસંગત | ૧૯૫ |
| ૯ ક્ષણિકવાદની સિદ્ધિ – બૌદ્ધમત | ૧૯૫ |
| (અ) અમુકકાળસ્થિરતાસ્વભાવ અસંગત | ૧૯૬ |
| (બ) અવિનશ્વરસ્વભાવીનો વિનાશ અનુપપન્ન | ૧૯૬ |
| (ક) વિનાશીવસ્તુની ક્ષણિકતા | ૧૯૭ |
| (ડ) પ્રત્યભિજ્ઞાન ભ્રાન્ત | ૧૯૭ |
| ૧૦ ક્ષણિકવાદમા ઉપાદાન-ઉપાદેયભાવની અસિદ્ધિ-જૈન | ૧૯૮ |
| ૧૧ જીવનમરણની એકકાળતા | ૧૯૯ |
| ૧૨ બૌદ્ધમાન્ય અર્થજ્ઞાનકાર્યકારણભાવઅસિદ્ધ | ૧૯૯ |
| ૧૩ બાહ્યઅર્થની જ્ઞાનજનકતા અસિદ્ધ | ૨૦૦ |
| ૧૪ જ્ઞાનના પ્રકાશકપણાની ચર્ચા | ૨૦૨ |
| ૧૫ સ્મૃતિજ્ઞાન પ્રમાણરૂપ | ૨૦૨ |
| ૧૬ અર્થાજન્યત્વમા પ્રતિનિયતવ્યવસ્થા | ૨૦૩ |
| ૧૭ જ્ઞાનની અર્થાકારતા અસંગત | ૨૦૪ |
| ૧૮ તદુત્પત્તિ તદાકારતા અકારણ | ૨૦૪ |
| ૧૯ જ્ઞાનાદ્વૈતમતે બાહ્યાર્થનો અભાવ | ૨૦૪ |
| ૨૦ પરમાણુઓમા અર્થક્રિયાકારિતાનો અભાવ | ૨૦૫ |
| ૨૧ પરમાણુઓની કાલાન્તરસ્થાયિતા અસિદ્ધ | ૨૦૭ |
| ૨૨ સ્થૂળાવયવીનો અભાવ | ૨૦૭ |
| ૨૩ નીલાદિનિર્ભાસ નિર્વિષય | ૨૦૯ |
| ૨૪ નિર્વિષયજ્ઞાનનો અભાવ | ૨૧૦ |
| ૨૫ પરમાણુની સિદ્ધિ | ૨૧૧ |
| ૨૬ અનેક અવયવવાળા સ્થૂળાવયવીની સિદ્ધિ | ૨૧૨ |
| ૨૭ નિયતાકારપ્રતીતિથી બાહ્યાર્થની સિદ્ધિ | ૨૧૩ |
| ૨૮ અનુમાનથી જ્ઞાનઅર્થની અભેદસિદ્ધિ-બૌદ્ધ | ૨૧૪ |
| ૨૯ જ્ઞાન-અર્થઅભેદસાધક અનુમાન અપ્રમાણ | ૨૧૫ |
| ૩૦ વાસનાનિયમની અસિદ્ધિ | ૨૧૬ |
| ૩૧ જ્ઞાનથી અર્થની ભિન્નતાના હેતુઓ | ૨૧૭ |
| કાવ્ય સત્તરમું | ૨૧૯ થી ૨૩૦ |
| શૂન્યવાદનું ખંડન | |
| ૧ અપ્રમાણિક સિદ્ધાંત અસ્વીકાર્ય | ૨૧૯ |
| ૨ પ્રમાણના સ્વીકારમા શૂન્યવાદસિદ્ધાંતનેબાધ | ૨૧૯ |
| ૩ પ્રમાણાદિચતુષ્ટયનો અભાવ-શૂન્યવાદી | ૨૨૦ |

| | પાના નબર |
|---|---|
| (અ) પ્રત્યક્ષાદિથી આત્માની અસિદ્ધિ | ૨૨૧ |
| (બ) પ્રમેયઆદિનો અભાવ | ૨૨૨ |
| ૪ શૂન્યતાવાદનુ ખડન-પ્રમાતાની સિદ્ધિ | ૨૨૩ |
| ૫ અહપ્રત્યયના કાદાચિત્કત્વની ઉપપત્તિ | ૨૨૪ |
| ૬ અનુમાનથી આત્મસિદ્ધિ | ૨૨૫ |
| ૭ આત્માની સિદ્ધિમા અન્યહેતુઓ | ૨૨૫ |
| ૮ આગમથી આત્મસિદ્ધિ | ૨૨૭ |
| ૯ સર્વજ્ઞતા સિદ્ધિ | ૨૨૮ |
| ૧૦ પ્રમેયાદિના સત્તાની સિદ્ધિ | ૨૨૯ |
| ૧૧ વ્યાઘ્રતટી ન્યાય | ૨૩૦ |
| કાવ્ય અઢારમું | ૨૩૧ થી ૨૪૦ |
| **ક્ષણિકવાદનું ખડન** | |
| ૧ ક્ષણિકવાદમા કૃતપ્રણાશઆદિ દોષો | ૨૩૧ |
| ૨ ભવભગ દોષ | ૨૩૨ |
| ૩ પ્રતિસધાનનો ઉત્પાદકત્વઅર્થઅસગત | ૨૩૩ |
| ૪ મોક્ષભગની આપત્તિ | ૨૩૪ |
| ૫ બૌદ્ધકલ્પિત મોક્ષની અસિદ્ધિ | ૨૩૫ |
| ૬ સ્મૃતિભગ દોષ | ૨૩૬ |
| ૭ કાર્યકારણભાવથી સ્મૃતિસિદ્ધિનુ ખડન | ૨૩૭ |
| ૮ કર્પાસરક્તતા દૃષ્ટાન્ત વ્યર્થ | ૨૩૮ |
| ૯ સતાનની અવાસ્તવિકતા | ૨૩૯ |
| ૧૦ સ્મૃતિના અભાવમાઅનુમાનાદિની અનુપપત્તિ | ૨૪૦ |
| કાવ્ય ઓગણીસમું | ૨૪૧ થી ૨૪૭ |
| **વાસનાવાદનું વિઘટન** | |
| ૧ વાસના અને ક્ષણસતતિ વચ્ચે સબધનો અભાવ | ૨૪૧ |
| ૨ ભેદ અનુભયપક્ષે સબધની અસિદ્ધિ | ૨૪૨ |
| ૩ જૈનમતે ક્ષણસતતિ અને વાસના | ૨૪૩ |
| ૪ બૌદ્ધમતે વાસનાની અસગતતા | ૨૪૪ |
| ૫ આલયવિજ્ઞાનવાદનુ ખડન | ૨૪૪ |
| ૬ તટાદર્શી શકુન્તપોત ન્યાયની ચરિતાર્થતા | ૨૪૫ |
| ૭ દૃષ્ટાન્તનો ઉપનય | ૨૪૭ |
| કાવ્ય વીસમું | ૨૪૮ થી ૨૫૬ |
| **નાસ્તિકવાદનું નિરાકરણ** | |
| ૧ નાસ્તિકમતે પરાભિપ્રાયના જ્ઞાનનીઅસિદ્ધિ | ૨૪૯ |
| ૨ પ્રત્યક્ષની પ્રામાણ્યાપ્રામાણ્ય વ્યવસ્થામા અનુમાન આવશ્યક | ૨૫૦ |
| ૩ પ્રમાણનુ લક્ષણ 'અવ્યભિચાર' | ૨૫૨ |
| ૪ ભૂતચિદ્વાદનો નિરાસ | ૨૫૩ |

| | પાના નબર |
|---|---|
| ૫ સુપ્તઅવસ્થામા ચૈતન્યની સત્તા | ૨૫૪ |
| ૬ ચૈતન્યની શરીરવિકાર સાથે અનૈકાન્તિકતા | ૨૫૫ |
| ૭ ઉપયોગ ભૂતવિજાતીય | ૨૫૫ |
| કાવ્ય એકવીસમું | ૨૫૭ થી ૨૬૦ |
| **અનેકાન્તવાદની સ્થાપના** | |
| ૧ વસ્તુની ત્રિલક્ષણતા | ૨૫૮ |
| ૨ પર્યાયરૂપે વસ્તુની ઉત્પત્તિ-વિનાશશીલતા | ૨૫૯ |
| ૩ ભેદાભેદથી ત્રૈલક્ષણ્ય વિચાર | ૨૫૯ |
| ૪ ભિન્ન ઉત્પાદાદિ પરસ્પરસાપેક્ષ | ૨૬૦ |
| કાવ્ય બાવીસમું | ૨૬૧ થી ૨૬૪ |
| **વસ્તુના અનન્તધર્મોની સિદ્ધિ** | |
| ૧ જીવના અનન્તધર્મો | ૨૬૨ |
| ૨ ભગવદ્વચનો બીજાઓથી અપડકારણીય | ૨૬૩ |
| ૩ જિનશાસનમા પ્રમાણોની અનતતા | ૨૬૪ |
| કાવ્ય ત્રેવીસમું | ૨૬૫ થી ૨૮૦ |
| **સપ્તભગી પ્રરૂપણા** | |
| ૧ સક્ષેપથી વસ્તુની માત્ર દ્રવ્યરૂપતા | ૨૬૫ |
| ૨ પૃથગ્રૂપે વસ્તુ માત્ર પર્યાયરૂપ | ૨૬૫ |
| ૩ પરદર્શનકારોનુ મિથ્યાત્વજનિતઅજ્ઞાન | ૨૬૬ |
| ૪ સ્વામી અપેક્ષાએ શ્રુતનુ સમ્યગ્મિથ્યાપણુ | ૨૬૭ |
| ૫ 'ન માસભક્ષણે દોષ' શ્લોકની વિચારણા | ૨૭૦ |
| ૬ જીવોત્પત્તિના માસવગેરે સ્થાનો | ૨૭૦ |
| ૭ સપ્તભગીનુ સ્વરૂપ | ૨૭૧ |
| ૮ 'સ્યાદ્ અસ્તિ' ભગનુ સ્વરૂપ | ૨૭૨ |
| ૯ 'સ્યાદ્ નાસ્તિ' ભગનુ સ્વરૂપ | ૨૭૩ |
| ૧૦ શેષભાગાઓનુ સ્વરૂપ | ૨૭૪ |
| ૧૧ અનતી સપ્તભગીઓ | ૨૭૫ |
| ૧૨ સકળાદેશવિકળાદેશનુ સ્વરૂપ | ૨૭૬ |
| ૧૩ ક્રમયૌગપદ્યનુ સ્વરૂપ | ૨૭૬ |
| ૧૪ કાલઆદિ આઠનુ સ્વરૂપ | ૨૭૭ |
| ૧૫ પર્યાયાર્થિકનયે કાલઆદિ આઠનુ સ્વરૂપ | ૨૭૮ |
| કાવ્ય ચોવીસમું | ૨૮૧ થી ૨૮૬ |
| **વસ્તુમા ઉપાધિભેદથી વિરુદ્ધધર્મોની ઉપપત્તિ** | |
| ૧ સત્ત્વ-અસત્ત્વવચ્ચે વિરોધનો અભાવ | ૨૮૨ |
| ૨ વિરોધીધર્મોનુ એકાધિકરણ્ય પ્રત્યક્ષસિદ્ધ | ૨૮૩ |
| ૩ વૈયધિકરણ્યવગેરેદોષો અને તેનો પરિહાર | ૨૮૪ |
| કાવ્ય પચીસમું | ૨૮૭ થી ૨૮૮ |
| અનેકાન્તવાદની ચતુર્વિધતા | ૨૮૭ |

| | પાના નંબર |
|---|---|
| કાવ્ય છવ્વીસમું | ૨૮૯ થી ૨૯૨ |
| જિનશાસનની અપક્ષસિદ્ધ સર્વોપરિતા | |
| ૧ નિત્યવાદીની સ્થાપના | ૨૮૯ |
| ૨ અનિત્યવાદીની સ્થાપના | ૨૯૦ |
| ૩ એકાન્તપક્ષોમાં વિરુદ્ધઆદિ દોષો | ૨૯૧ |
| કાવ્ય સત્તાવીસમું | ૨૯૩ થી ૨૯૮ |
| એકાન્તવાદીની દુર્નીતિ | |
| ૧ સુખના ઉપભોગઆદિ અસંભવિત | ૨૯૩ |
| ૨ પુણ્યપાપ-બંધમોક્ષની અસિદ્ધિ | ૨૯૪ |
| ૩ અનિત્યવાદમાં સુખના ઉપભોગઆદિઅસિદ્ધ | ૨૯૫ |
| ૪ પુણ્યપાપ અસંભવિત | ૨૯૬ |
| ૫ બંધમોક્ષનો અસંભવ | ૨૯૬ |
| ૬ પરવાદીઓનું પરમાર્થશત્રુપણું | ૨૯૭ |
| કાવ્ય અઠ્ઠાવીસમું | ૨૯૯ થી ૩૧૫ |
| દુર્નય,નય, પ્રમાણના સ્વરૂપનો વિમર્શ | |
| ૧ દુર્નય આદિનું સ્વરૂપ | ૨૯૯ |
| ૨ ભગવાનની યથાર્થવાદિતાની સ્તુતિ | ૩૦૦ |
| ૩ નયની આવશ્યકતા | ૩૦૧ |
| ૪ નયનું સ્વરૂપ વર્ણન | ૩૦૧ |
| ૫ નૈગમસંગ્રહનું સ્વરૂપ | ૩૦૨ |
| ૬ વ્યવહારનયનું સ્વરૂપ | ૩૦૩ |
| ૭ ઋજુસૂત્રનું સ્વરૂપ | ૩૦૫ |
| ૮ શબ્દનયનું સ્વરૂપ | ૩૦૬ |
| ૯ સમભિરૂઢનું સ્વરૂપ | ૩૦૭ |
| ૧૦ એવંભૂતનું સ્વરૂપ | ૩૦૭ |
| ૧૧ સાતનયોનો સંગ્રહ | ૩૦૮ |
| ૧૨ દુર્નયનું સ્વરૂપ | ૩૦૯ |
| ૧૩ વાદિદેવસૂરિના મતે નયાદિનું સ્વરૂપ | ૩૦૯ |
| ૧૪ નયોના વિષયોમાં ક્રમિક પરિમિતતા | ૩૧૨ |
| ૧૫ પ્રમાણનું સ્વરૂપ | ૩૧૨ |
| ૧૬ પ્રત્યક્ષપ્રમાણનું સ્વરૂપ | ૩૧૩ |
| ૧૭ પરોક્ષજ્ઞાનનું સ્વરૂપ | ૩૧૩ |
| કાવ્ય ઓગણત્રીસમું | ૩૧૬ થી ૩૨૧ |
| જીવપરિમિતવાદનું ખંડન | |
| ૧ પરિમિતવાદમાં બે દોષ | ૩૧૬ |
| ૨ સંસારમાં મુક્તના પુનરાગમનની અસિદ્ધિ | ૩૧૬ |
| ૩ અપરિમિતવાદ નિર્દોષ | ૩૧૭ |
| ૪ પૃથ્વી વગેરેમાં જીવત્વની સિદ્ધિ | ૩૧૮ |

| | પાના નંબર |
|---|---|
| ૫ નિગોદની મહા અરિક્તતા | ૩૧૯ |
| કાવ્ય ત્રીસમું | ૩૨૨ થી ૩૨૪ |
| સ્યાદ્વાદની અપક્ષપાતિતા | |
| ૧ પરપ્રવાદીઓનો પરસ્પરમત્સરભાવ | ૩૨૨ |
| ૨ સ્યાદ્વાદ દ્વારા સર્વનયોની મૈત્રી | ૩૨૩ |
| ૩ જૈનદર્શનને સમુદ્રની ઉપમા | ૩૨૪ |
| કાવ્ય એકત્રીસમું | ૩૨૫ થી ૩૨૬ |
| ભગવાનનો વચનાતિશય અવર્ણનીય | |
| ૧ સિદ્ધો કરતા અરિહંતની અધિક પૂજ્યતા | ૩૨૫ |
| કાવ્ય બત્રીસમું | ૩૨૭ થી ૩૨૯ |
| ઉદ્ધારક્તા અન્યયોગવ્યવચ્છેદ | |
| ૧ કષવગેરેનું સ્વરૂપ | ૩૨૮ |
| ૨ ટીકાકારની પ્રશસ્તિ | ૩૩૦-૩૩૧ |
| પરિશિષ્ટ | |
| ૧ અયોગવ્યવચ્છેદ | ૩૩૨ થી ૩૩૮ |
| ૨ નિર્દિષ્ટ ન્યાયો | ૩૩૮ |
| ૩ સ્યાદ્વાદમંજરીના અવતરણ | ૩૩૯ થી ૩૪૨ |
| ૪ નિર્દિષ્ટ ગ્રન્થો | ૩૪૩ |
| ૫ નિર્દિષ્ટ ગ્રન્થકારો | ૩૪૩ |



। श्री अर्हं नम ।

। णमो तित्थस्स ।

। श्री शङ्खेश्वरपार्श्वनाथाय नम ।

। श्री प्रेमभुवनभानुसूरीश्वराभ्या नम ।

। ऐं नम ।

श्रीमल्लिषेणसूरिप्रणीता

# स्याद्वादमञ्जरी

कलिकालसर्वज्ञ श्रीहेमचन्द्राचार्यविरचित –

अन्ययोगव्यवच्छेदद्वात्रिंशिकास्तवनटीका गुर्जरभाषानुवादयुता

यस्य ज्ञानमनन्तवस्तुविषय, य पूज्यते देवतै–
र्नित्य यस्य वचो न दुर्नयकृतै कोलाहलैर्लुप्यते ।
रागद्वेषमुखद्विषा च परिषत् क्षिप्ता क्षणाद् येन सा,
स श्रीवीरविभुर्विधूतकलुषा बुद्धि विधत्ता मम ॥ १ ।
निस्सीमप्रतिभैकजीवितधरो नि शेषभूमिरपृशा,
पुण्योघेन सरस्वतीसुरगुरू स्वाङ्गैकरूपो दधत् ।
य स्याद्वादमसाधयन् निजवपुर्दृष्टान्तत सोऽस्तु मे,
सद्बुद्धयम्बुनिधिप्रबोधविधये श्रीहेमचन्द्र प्रभु ॥ २ ॥

## ટીકાકારકૃતમગલ (વીર-સ્તુતિ)

તે વીરવિભુ મારી બુદ્ધિને કદાગ્રહ વગેરે મળ વિનાની કરો ( અર્થાત્ નિર્મળ કરો ) તે વીરપ્રભુનુ સ્વરૂપ કેવુ છે ? તે ચાર વિશેષણ દ્વારા બતાવે છે (પ્રત્યેક વિશેષણ પ્રભુના એક – એક મૂળઅતિશયનુ સૂચક છે ) 'यस्य ज्ञानमनन्त 0' ઇત્યાદિ-જે (વીરવિભુ)નુ જ્ઞાન અનત વસ્તુઓને પ્રકાશનારુ છે તથા જે (વીરવિભુ) ને દેવોનો સમુદાય નિત્ય પૂજે છે વળી જે (વીરવિભુ)ના વચનો (=સિદ્ધાતો) પરદર્શનકારોના દુર્નયવચનરૂપ કોલાહલથી કદીય બાધ પામતા નથી (દુર્નયવચનો મિથ્યારૂપ હોવાથી અર્થહીન છે અને માત્ર કોલાહલ=ઘોંઘાટરૂપ જ છે ) વળી જેણે (વીરવિભુએ) રાગદ્વેષ વગેરે શત્રુઓના સમુદાયને ક્ષણવારમા દૂર ફગાવી દીધો છે ૧

## શ્રી હેમચદ્રસૂરિજીની સ્તુતિ

સરસ્વતી તથા સુરગુરુ (=બૃહસ્પતિ)આ બન્ને અમર્યાદિત પ્રતિભારૂપ એકમાત્ર જીવિતને ધરનારા છે આ બન્નેને સઘળાય માનવોની પુણ્યરાશિના કારણે શ્રી હેમચદ્રાચાર્ય પોતાના (જમણા-ડાબા) અગરૂપે ધારણ કરે છે અર્થાત્ આપણા બધાના પુણ્યપ્રતાપે જ શ્રી હેમચદ્રાચાર્યમા સરસ્વતી અને સુરગુરુએ વાસ કર્યો છે અહી સરસ્વતી સ્ત્રીતત્ત્વ છે અને બૃહસ્પતિ પુરુષતત્ત્વ છે એકત્ર વિરોધી આ બે તત્ત્વનો પોતાનામા

ये हेमचन्द्र मुनिमितदुक्तग्रन्थार्थसेवामिषत श्रयन्त ।
सप्राप्य त गारवमुज्ज्वलानां पद कलानामुचित भवन्ति ॥ ३ ॥
मातर्! भारति! सन्निधेहि हृदि म, यायमाप्तस्तुत –
र्निमातु विवृत्ति प्रसिध्यति जवादारम्भसम्भावना ।
यद्वा विस्मृतमोष्ठयो स्फुरति यत् सारस्वत शाश्वता
मन्त्र श्री उदयप्रभेति रचनारम्यो ममाहर्निशम् ॥ ४ ॥

સમાવેશ કરીને શ્રી હેમચદ્રાચાર્યે પોતાના શરીરના દૃષ્ટાતથી જ સ્યાદ્વાદની સિદ્ધિ કરી આવા કાતિયુક્ત સુવર્ણમય ચદ્ર જેવા શ્રી હેમચદ્રસૂરિ મારી સદ્બુદ્ધિરૂપ સાગરમા ભરતી લાવનારા થાઓ અર્થાત્ મારી સદ્બુદ્ધિનો વિકાસ કરનારા થાઓ ૨

શ્રી હેમચદ્રસૂરિએ કહેલા આ ગ્રથના અર્થનુ સેવન=ભાવન કરવાના બહાને જેઓ તે શ્રી હેમચદ્રસૂરિનો આશ્રય કરે છે તેઓ શ્રેષ્ઠ ગૌરવ પામે છે તથા ઉજ્જ્વળ કળાઓનુ યોગ્ય સ્થાન બને છે (હેમ=સુવર્ણ – બધી ધાતુઓમા બહુમૂલ્યતા વગેરે ગુણોથી ગૌરવભૂત છે તથા ચદ્ર ઉજ્જ્વળ કળાઓનુ સ્થાન છે તેથી શ્રી હેમચદ્રસૂરિને સેવનારા પણ હેમની જેમ ગૌરવાન્વિત અને ચદ્રની જેમ કલાનિધાન બને છે એ આ શ્લોકનો ફલિતાર્થ છે )૩

## સરસ્વતી અને સ્વગુરુની સ્તુતિ

હે સરસ્વતી માતા ! તુ મારા હૃદયમા વાસ કર, જેથી તારા પ્રભાવથી આ અન્યયોગવ્યવચ્છેદગર્ભિત આપ્તસ્તુતિના સ્યાદ્વાદમજરીરૂપ વિવરણનુ શીઘ્ર નિર્માણ કરવા માટે પ્રારભ કરવાની સમ્યગ્ ભાવના પ્રકર્ષયુક્ત સિદ્ધિને વરે અથવા હુ ભૂલ્યો "શ્રી ઉદયપ્રભ" (સ્વગુરુવરના નામરૂપ મત્ર) જ સુદર રચનાવાળો શાશ્વત સારસ્વત (=સરસ્વતીનો) મત્ર છે આ મત્ર મારા ઓષ્ઠો પર સતત રમ્યા જ કરે છે (અહી (૧) સ્વગુરુવરના સ્મરણમાં જ સરસ્વતીનુ સ્મરણ છે, (૨) સ્વગુરુવરનુ સ્થાન પોતાના હૃદયમા અપૂર્વ છે, (૩) ગુરુવરના આ નામસ્મરણમાત્રથી સ્વકાર્યની સિદ્ધિ થશે, તથા (૪) પોતે ગુરુકુલવાસી છે, ગુરુને પરતત્ર છે ઇત્યાદિ મુદ્દા દર્શાવવાનો ટીકાકારનો આશય છે) ૪

## ગ્રથની પ્રસ્તાવના

છ આરામય અવસર્પિણીકાળના પાચમા 'દુષમ' આરારૂપ રાત્રી અત્યારે ભરતક્ષેત્ર પર છવાઇ ગઇ છે આ રાત્રી અનેક મિથ્યામતોરૂપ ઘુવડોના ઘોઘાટથી ભયકર બની છે વળી કેવળજ્ઞાનીરૂપ સૂર્ય અને વિશિષ્ટશ્રુતજ્ઞાની વગેરે રૂપ ચદ્રના અભાવમા આ રાત્રિ અમાસની રાત બની છે ચારેકોર કાજળ જેવો કાળો અજ્ઞાનઅધકાર જામ્યો છે આ અજ્ઞાન અધકારને મિટાવી દઈને શ્રી હેમચદ્રાચાર્યે સૂર્યનો પાઠ ભજવ્યો છે એમની શીતલ વાણી પૃથ્વી ઉપર ઉતરેલી અમૃતની નદી=ગગાની યાદ દેવડાવે છે (આ વાણી અભ્યતર રોગોને દૂર કરનારી છે એવો સૂચિતાર્થ છે ) આ ઉપદેશવચનો આપવા દ્વારા શ્રી હેમચદ્રાચાર્યે કુમારપાળ રાજાને પરમાર્હત્ =પરમશ્રાવક બનાવ્યો અને પછી કુમારપાળરાજા પાસે તેના અઢારદેશમા અભયદાનરૂપ સજીવની ઔષધ પ્રવર્તાવ્યુ આ ઔષધની પ્રાપ્તિથી જાણે કે નવુ જીવન પામેલા અનેક જીવોના શુભાશિષો=દુવાઓ શ્રીહેમચદ્રાચાર્યને પ્રાપ્ત થયા આ આશીર્વાદોના કારણે જ બાહ્ય શરીરનો વિલય થવા છતા તે શ્રી હેમચદ્રાચાર્ય આજે પણ પોતાના વિપુલ નિર્મળ યશશરીરથી (=ઉજ્જ્વળ યશથી) સાક્ષાત્ જીવે છે

સૃષ્ટિના સર્જક તરીકે પરદર્શનકારોને માન્ય બનેલા બ્રહ્માએ સુરૂપ–કુરૂપ વગેરે અનેક વિચિત્ર ભાવોથી

इह हि विपमदु पमाररजनितिमिरतिरस्कारभास्करानुकारिणावसुधातलावतीर्णसुधासारिणीदेश्यदेशनावितानपरमार्हती–कृतश्रीकुमारपालक्ष्मापातप्रवर्तिताभयदानाभिधानजीवातुसजीवितनानाजीवप्रदत्ताशीर्वादमाहात्म्यकल्पावधिस्थायिविशद–यश शरीरेण निरवद्यचातुर्विद्यनिर्माणकब्रह्मणा श्री हेमचन्द्रसूरिणा जगत्प्रसिद्ध श्री सिद्धसेनदिवाकरविरचितद्वात्रिंशद्द्वा–त्रिंशिकानुसारि *श्री वर्धमानजिनस्तुतिरूपम्* 'अयोगव्यवच्छेदान्ययोगव्यवच्छेदाभिधान' द्वात्रिंशिकाद्वितय विद्व–ज्जनमनस्तत्त्वाववोधनिवन्धन विदधे ।

કલુષિત સૃષ્ટિને રચી હતી  જ્યારે આ શ્રી હેમચદ્રાચાર્યે (A) લક્ષણ (B) આગમ (C) સાહિત્ય તથા (D) તર્કરૂપ ચાર નિર્દોષ વિદ્યારૂપ સૃષ્ટિનુ નિર્માણ કરીને પોતાને યથાર્થ  બ્રહ્મા તરીકે ઠેરવ્યા છે

આચાર્ય શ્રી હેમચદ્રસૂરિએ જગવિખ્યાત શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિએ રચેલા દ્વાત્રિશદ્ દ્વાત્રિશિકા પ્રકરણને અનુસરી શ્રીવર્ધમાનસ્વામીની સ્તુતિરૂપ – I અયોગવ્યવચ્છેદ અને II અન્યયોગવ્યવચ્છેદ  આ બે બત્રીશીઓ રચી છે  આ બન્ને બત્રીશીઓ વિદ્વદ્ પુરુષોના મનને પ્રમોદ ઉપજાવવામા મુખ્ય કારણરૂપ છે, કેમકે પડિતો તત્ત્વની પ્રાપ્તિથી જ આનદ પામે છે

---

१ विशेपणसङ्गतवकारेऽयागव्यवच्छेदवोधक यथा शङ्ख पाण्डुर एवेति, विशेष्यसगतेवकारेऽन्ययोगव्यवच्छेदवोधक यथा पाथ एव धनुधर, क्रियापदसगतेवकारेऽत्यन्तायोगव्यवच्छेदवाधक यथा उत्पल नील भवत्येव ॥

૧ અન્યયોગવ્યવચ્છેદ વગેરેનુ સ્વરૂપ આ પ્રમાણે છે  વ્યવચ્છેદ=નિરાકરણ=બાદબાકી કરવી  આ અર્થમા સસ્કૃતમા 'एव' કાર અવ્યય તથા ગુજરાતીમા 'જ' કારનો ઉપયોગ થાય છે  જૂદા–જૂદા સ્થાને વપરાતા આ એવકારથી પ્રાપ્ત થતા ત્રણ જૂદા જૂદા અર્થો આ પ્રમાણે છે

A અન્યયોગવ્યવચ્છેદ – વિશેષ્યપદની સાથે જ્યારે 'જ' કાર વપરાય છે ત્યારે આ પ્રકારનો વ્યવચ્છેદ થાય છે  તેનાથી એવો અર્થ પ્રાપ્ત થાય છે કે તે વિશેષણ માત્ર વિશેષ્યમા જ ઉપલબ્ધ થાય છે  પણ વિશેષ્યથી ભિન્નમા ઉપલબ્ધ થતુ નથી, જેમકે 'વીતરાગ જ સર્વજ્ઞ હોય છે ' અહી  સર્વજ્ઞપણુ 'વીતરાગ' સિવાય અન્યત્ર ઉપલબ્ધ થતુ નથી એ ફલિતાર્થ છે

B અયોગવ્યવચ્છેદ – જ્યારે વિશેષણપદની સાથે 'જ' કારનો સબધ થાય છે ત્યારે આ પ્રકારનો વ્યવચ્છેદ ધ્વનિત થાય છે  અને તેનાથી 'તે વિશેષણ વિશેષ્યને સર્વાશે વ્યાપીને રહ્યુ છે' એમ સૂચિત થાય છે  જેમકે 'શખ સફેદ જ હોય છે ' અહી 'સફેદપણુ' શખમાત્રમા ઉપલબ્ધ છે  એમ સમજાય છે, અયોગ=યોગનો અભાવ  વ્યવચ્છેદ=તેનો નિષેધ, શખમા 'શ્વેતત્ત્વ'નો અભાવ નથી  માટે અહી  અયોગવ્યવચ્છેદ થયો  આ અયોગવ્યવચ્છેદ વિશેષ્યથી ભિન્નમા વિશેષણની હાજરી અગે મૌન રહે છે

C અત્યન્તઅયોગવ્યવચ્છેદ – જ્યારે 'જ' કાર ક્રિયાપદની સાથે આવે છે, ત્યારે આ પ્રકારનો વ્યવચ્છેદ વ્યક્ત થાય છે  આ વ્યવચ્છેદ વિશેષણનો વિશેષ્યમા સર્વથા અભાવનો નિષેધ કરે છે, અને સાથે સાથે અર્થાત  કેટલાક અશે અભાવનુ સૂચન પણ કરે છે  જેમકે 'કમળો લાલ હોય છે જ ' અહી  કમળોમા લાલ રગના સર્વથા અભાવનો નિષેધ છે  પણ સાથે સાથે સૂચન થાય છે કે બધા જ કમળો લાલ નથી પણ કેટલાક ભૂરા વગેરે રગના પણ હોય છે  અર્થાત્  આ વ્યવચ્છેદથી વિશેષ્યમા વિશેષણભૂતધર્મ અને તેનાથી ભિન્નધર્મ આ બન્નેની હાજરી સૂચિત થાય છે

तत्र च प्रथमद्वात्रिंशिकायाः सुखोन्नेयत्वात् तद्व्याख्यानमुपेक्ष्य द्वितीयस्यास्तस्या निःशेषदुर्वादिपरिषदधिक्षेपदक्षायाः कतिपयपदार्थविवरणकरणेन स्वस्मृतिबीजप्रबोधविधिर्विधीयते । तस्याश्चेदमादिकाव्यम् –

> **अनन्तविज्ञानमतीतदोषमबाध्यसिद्धान्तममर्त्यपूज्यम् ।**
> **श्रीवर्धमानं जिनमाप्तमुख्यं स्वयंभुवं स्तोतुमहं यतिष्ये ॥ १ ॥**

'श्रीवर्धमानं जिनमहं स्तोतुं यतिष्ये' इति क्रियासम्बन्धः । किंविशिष्टम् ? *अनन्तम्* = अप्रतिपाति *वि*=विशिष्टं सर्वद्रव्यपर्यायविषयत्वेन उत्कृष्टं, *ज्ञानं*–केवलाख्यं विज्ञानम् । ततः अनन्तं विज्ञानं यस्य स *अनन्तविज्ञानस्तम्* । तथा *अतीताः* = निःसत्ताकीभूतत्वेनाऽतिक्रान्ताः *दोषाः* = रागादयः यस्मात् स तथा, तम् । तथा *अबाध्यः* = परैः बाधितुमशक्यः सिद्धान्तः स्याद्वादश्रुतलक्षणो यस्य स तथा, तम् । तथा *अमर्त्याः* = देवाः, तेषामपि *पूज्यम्*=आराध्यम् । अत्र च

## પ્રથમ કાવ્યની અવતરણિકા

**આ** બે બત્રીશીમા 'અયોગવ્યવચ્છેદ' બત્રીશીનો ભાવાર્થ સરળ છે તેથી તેના વિવરણની ઉપેક્ષા કરીને ટીકાકાર બીજી બત્રીશીના કેટલાક પદાર્થોનુ વિવરણ કરે છે આ *'અન્યયોગવ્યવચ્છેદ'* નામની બીજી દ્વાત્રિંશિકા બધા કુવાદીઓનો પરાભવ કરવામા સમર્થ છે ટીકાકારે આ વિવરણ પોતાના સ્મરણના બીજભૂત સંસ્કારોને જાગૃત કરવા માટે અર્થાત્ તે સંસ્કારોને સદા જાગૃત રાખવા માટે કર્યુ છે

બત્રીશકાવ્યપુષ્પમય આ માળાના મગળાચરણરૂપ પ્રથમ પુષ્પનો પમરાટ આ પ્રમાણે છે –

કાવ્યાર્થ –અનન્તજ્ઞાનના ધારક, દોષોથી પાર પામેલા, અબાધિતસિદ્ધાનના પ્રરૂપક, દેવોથી પૂજ્ય, આપ્તોમા મુખ્ય અને સ્વયભૂ=સ્વયસંબુદ્ધ, શ્રીવર્ધમાનસ્વામીની સ્તવના કરવા હુ પ્રયત્ન કરીશ ૧

શ્રી વર્ધમાનસ્વામીની સ્તવના કરવા હુ પ્રયત્ન કરીશ તે વર્ધમાનસ્વામીનુ કેવળજ્ઞાન વિલય નહિ પામનારુ છે ત્રણે કાળના સર્વે પદાર્થો અને તેઓના સઘળા પર્યાયોનુ પ્રકાશક હોવાથી આ કેવળજ્ઞાન ઉત્કૃષ્ટ છે તથા તે વીર વિભુના રાગદ્વેષ વગેરે સઘળા દોષો નેસ્તનાબૂદ થયા છે તથા તે વીરવિભુએ કહેલો સ્યાદ્વાદશ્રુત સિદ્ધાત બીજાઓથી બાધ પમાડી શકાય તેવો નથી તથા તે વીરવિભુ દેવોને પણ પૂજ્ય છે

## ચાર મૂળઅતિશય દર્શક ચાર વિશેષણો

આ કાવ્યમા શ્રી *વર્ધમાનસ્વામીના* વિશેષણરૂપે ચાર મૂળાતિશયોનુ પ્રતિપાદન કર્યુ છે (૧) *'અનન્તવિજ્ઞાનમ્'* આ વિશેષણથી ભગવાનના કેવળજ્ઞાનના અનન્તપણાનો નિર્દેશ કર્યો છે (સર્વ દ્રવ્યો અને સર્વ પર્યાયો આ જ્ઞાનના વિષય બનતા હોવાથી આ જ્ઞાન અનન્ત છે ) આ વિશેષણથી ભગવાનના જ્ઞાનાતિશયનુ નિવેદન થયુ (૨) *"અતીતદોષમ્ "* આ વિશેષણથી ભગવાનમાથી અઢારે દોષો સર્વથા ક્ષય પામ્યા છે તેમ બતાવ્યુ આત્માના કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયિકસમ્યક્ત્વ, ક્ષાયિક ચારિત્ર વગેરે ગુણોને ઢાકતા આવરણો દોષરૂપ છે (અઢાર દોષો→ (૧)અજ્ઞાન (૨)નિદ્રા (૩)મિથ્યાત્વ (૪)અવિરતિ (૫)હાસ્ય (૬)રતિ (૭)અરતિ (૮)ભય (૯)જુગુપ્સા (૧૦)શોક (૧૧)કામ (૧૨)રાગ (૧૩)દ્વેષ (૧૪)દાનાતરાય (૧૫)લાભાતરાય (૧૬)ભોગાતરાય (૧૭)ઉપભોગાંતરાય અને (૧૮)વીર્યાતરાય ) આ વિશેષણ દ્વારા અપાયાપગમ અતિશયનુ આવેદન થયુ (૩) *'અબાધ્યસિદ્ધાતમ્'* આ વિશેષણ ઘેટાઓના સમુદાયથી સિંહની જેમ કુતીર્થિકોના કુતર્કોથી ક્યારેય પણ બાધ નહિ પામનારા સ્યાદ્વાદ સિદ્ધાતના પ્રરૂપક

श्रीवर्धमानस्वामिनो विशेषणद्वारेण चत्वारो मूलातिशया प्रतिपादिता। तत्र 'अनन्तविज्ञानम्' इत्यनेन भगवत केवलज्ञानलक्षणविशिष्टज्ञानानन्त्यप्रतिपादनाद् ज्ञानातिशय। 'अतीतदोषम्' इत्यनेन अष्टादशदोषसक्षयाभिधानाद् अपायापगमातिशय।'अबाध्यसिद्धान्तम्' इत्यनेन कुतीर्थिकोपन्यस्तकुहेतुसमूहाशक्यबाधस्याद्वादरूपसिद्धान्तप्रणयनभणनाद् वचनातिशय।'अमर्त्यपूज्यम्' इत्यनेन अकृत्रिमभक्तिभरनिर्भरसुरासुरनिकायनायकनिर्मितमहाप्रातिहार्यसपर्यापरिज्ञानात् पूजातिशय।

अत्राह पर-'अनन्तविज्ञानम्' इति एतावदेवास्तु न 'अतीतदोषम्' इति, गतार्थत्वात्, दोषात्यय विना अनन्तविज्ञानत्वस्यानुपपत्ते। अत्रोच्यते- कुनयमतानुसारिपरिकल्पिताप्तव्यवच्छेदार्थमिदम्। तथा चाहुराजीविकनयानुसारिण

*'ज्ञानिनो धर्मतीर्थस्य कर्तार परम पदम्। गत्वाऽऽगच्छन्ति भूयोऽपि भव तीर्थनिकारत' इति।* तन्नून न तेऽतीतदोषा कथमन्यथा तेषा तीर्थनिकारदर्शनेऽपि भवावतार॥

---

તરીકે ભગવાનને સ્થાપે છે આ વિશેષણ વચનાતિશયનુ સૂચન કરે છે (૪) '*અમર્ત્યપૂજ્યમ્* ' આ વિશેષણથી–સહજ ભક્તિના કલ્લોલમા ક્રીડા કરતા સુર–અસુરોના ઈન્દ્રોએ સર્જેલા અષ્ટ પ્રાતિહાર્યરૂપ પૂજાનુ જ્ઞાન થાય છે આ વિશેષણથી 'પૂજાતિશય'નો નિર્દેશ થાય છે (આઠ પ્રાતિહાર્ય (૧) અશોકવૃક્ષ (૨) પુષ્પવૃષ્ટિ (૩) દિવ્યધ્વનિ (૪) ચામર (૫) સિહાસન (૬) ભામડલ (૭) દેવદુંદુભિ (૮) ત્રણ છત્ર )

## 'અતીતદોષ' વિશેષણપદની સાર્થકતા

ઉપરોક્ત ચાર વિશેષણોમા ક્રમશ એક એક વિશેષણની નિરર્થકતાની શકા ઊઠાવી તે દરેક વિશેષણની સાર્થકતા સિદ્ધ કરે છે

(વિશેષણો ત્રણ પ્રકારના છે (૧) વ્યાવર્તક (૨) વિધેય અને (૩) હેતુગર્ભ વિશેષ્યની અન્યથી વ્યાવૃત્તિ (=વિભાગ) કરતુ વિશેષણ વ્યાવર્તક વિશેષણ કહેવાય જેમકે લાલ ઘડો વિશેષ્યમા વિશેષ વિધાન કરે તે વિધેય વિશેષણ જેમકે પર્વત અગ્નિવાળો છે તથા જે વિશેષણ પોતે વિશેષણ બનવા ઉપરાત હેતુ બને તે હેતુગર્ભવિશેષણ જેમકે વીતરાગ સર્વજ્ઞ છે (૧) જો આ વિશેષણો વિશેષ્યના અર્થમા વધારો કરવાપૂર્વક વિશેષ્યને અન્યથી વ્યાવૃત્ત કરતા હોય = જો વિશેષણો અન્યયોગવ્યવચ્છેદ કરનારા બને તો તે વિશેષણો તત્ત્વના નિર્ણયમા સાર્થક ગણાય માત્ર સ્વરૂપબોધક વિશેષણો સાર્થક ગણાતા નથી તેમજ (૨) જે વિશેષણના અર્થ અર્થત પ્રાપ્ત હોય અથવા જે વિશેષણનુ કાર્ય અન્યત સિદ્ધ હોય તે વિશેષણનો શાબ્દિક પ્રયોગ પુનરુક્તિદોષરૂપ બને છે અને નિરર્થક બને છે આ બે મુદ્દાને લક્ષ્યમા લઈ વિશેષણોની નિરર્થકતાની શકા ઊઠાવવામાં આવી છે )

શકા – 'અનન્તવિજ્ઞાન' વિશેષણ પર્યાપ્ત છે 'અતીતદોષ' વિશેષણપદની આવશ્યકતા નથી કેમકે તેનો અર્થ અર્થત' પ્રાપ્ત છે, કેમકે જે વ્યક્તિના સર્વ દોષો દૂર થયા હોય છે તે જ વ્યક્તિ અનન્ત જ્ઞાની બને છે અર્થાત્ જે વ્યક્તિ અનન્તજ્ઞાની હોય છે તે વ્યક્તિ અવશ્ય સર્વ દોષોથી અતીત જ હોય છે કેમકે સર્વ દોષોનો ક્ષય અનન્તજ્ઞાનનુ અવ્યભિચારી કારણ છે તેથી 'અતીતદોષ' અર્થની પ્રાપ્તિ 'અનન્તવિજ્ઞાન' પદથી થઈ જ જાય છે તેથી કવિએ 'અતીતદોષ' પદ મૂકીને કાવ્યમા પુનરુક્તિદોષ લગાડ્યો છે (વળી 'અનન્તવિજ્ઞાન' પદથી જે અન્યયોગવ્યવચ્છેદ થાય છે 'અતીતદોષ' પદ તે વ્યવચ્છેદમા વધારો કરતુ નથી તેથી આ વિશેષણ વ્યર્થ વિશેષણ પણ છે અહી 'શ્રી વર્ધમાન'રૂપ વિશેષ્યથી ભિન્નમા આપ્તત્વ=આ કાવ્યમા 'સ્તુતિના વિષયપણુ' નો વ્યવચ્છેદ ઈષ્ટ છે )

---

१ अन्तराया दानलाभवीर्यभोगोपभोगगा।हासो रत्यरती भीतिजुगुप्सा शोक एव च॥७२॥कामो मिथ्यात्वमज्ञान निद्रा चाविरतिस्तथा। रागो द्वेषश्च नो दोषास्तेषामष्टादशाऽप्यमी॥ ७३॥ अभिधानचिन्तामणि प्रथमकाण्डे श्लोकौ। २ कंकिल्लि कुसुमवुट्ठि देवज्झुणि चामरासणाइ च। भावलयभेरिछत्त जयन्ति जिणपाडिहेराई॥१॥ प्रवचनसारोद्धारे द्वार ३९ (गा ४४०) छाया→अशोकवृक्ष कुसुमवृष्टि दिव्यध्वनि चामरे आसनानि च भामण्डल भेरी छत्रम् जयन्ति जिनप्रातिहार्याणि॥

आह – यद्येव, 'अतीतदोषम्' इत्येवास्तु 'अनन्तविज्ञानम्' इत्यतिरिच्यते, दोषात्यये ऽवश्यभावित्वादनन्तविज्ञानत्वस्य । न, केश्चिद् दोषाभावेऽपि तदनभ्युपगमात् । तथा च वैशेषिकवचनम् → *सर्व पश्यतु वा मा वा, तत्त्वमिष्ट तु पश्यतु। कीटसङ्ख्यापरिज्ञान तस्य न क्वोपयुज्यते ॥ तथा – 'तस्मादनुष्ठानगत ज्ञानमस्य विचार्यताम् । प्रमाण दूरदर्शी चेद् एते (एत) गृध्रानुपास्महे ॥* तन्मतव्यपोहार्थं 'अनन्तविज्ञानम्' इत्यदुष्टमेव । विज्ञानानन्त्य विना एकस्याप्यर्थस्य यथावत् परिज्ञानाभावात् । तथा चार्षम् → *जे एग जाणइ,से सव्व जाणइ ,जे सव्व जाणइ ,से एग जाणइ ॥* (छाया–य एक जानाति स सर्व जानाति। य सर्व जानाति स एक जानाति) ( आचा० १ श्रु ३ अ ४ उ) । तथा, "*एको भाव सर्वथा येन दृष्ट सर्वे भावा सर्वथा तेन दृष्टा । सर्वे भावा सर्वथा येन दृष्टा, एको भाव सर्वथा तेन दृष्ट ।*

---

સમાધાન – પરદર્શનકારો રાગદ્વેષાદિ દોષોથી કલુષિત વ્યક્તિને પણ આપ્ત તરીકે સ્વીકારે છે અને સર્વજ્ઞ તરીકે માન્ય કરે છે જુઓ → આજીવકમતને અનુસરનારાઓ પોતાના આપ્તનુ સ્વરૂપ દર્શાવતા કહે છે *'ધર્મતીર્થના સ્થાપક અને જ્ઞાની (એવા આપ્તપુરુષ)મોક્ષમા જઇને પોતાના તીર્થનો તિરસ્કાર જોઇને ફરીથી સસારમા આવે છે'* આમ તેઓએ સ્વતીર્થના રાગઆદિ દોષોથી કલુષિતને જ્ઞાની અને આપ્ત તરીકે સ્વીકાર્યા છે

(શકા – ઉપરોક્ત શ્લોકમા એવુ બતાવ્યુ નથી કે તે જ્ઞાની સ્વતીર્થના રાગથી મોક્ષમાથી સસારમા આવે છે માત્ર સ્વતીર્થનો તિરસ્કાર જોઇને તીર્થની રક્ષા કાજે, અને તે તીર્થને પામી અનેકનુ કલ્યાણ થાય, એવી કરુણાથી જ તેઓ ફરીથી અવતાર લે છે

સમાધાન – રાગદ્વેષ વગેરેના નાશથી જેઓનો મોક્ષ થઇ ગયો હોય, તેઓનો સસારમા ફરીથી જન્મ સભવતો જ નથી જેમકે બળી ગયેલા બીજમાથી અકૂરા ફૂટી શકે નહિ તેથી અહી સ્વતીર્થરક્ષા વગેરે ભાવમા રહેલા રાગનુ જ ઘોતન થાય છે આવા રાગાદિ દોષોથી કલકિત બનેલી વ્યક્તિઓમા આપ્તત્વનો વ્યવચ્છેદ કરતુ હોવાથી જ 'અતીતદોષ' વિશેષણપદ સાર્થક છે અને પુનરુક્તિદોષ નથી )

## 'અનન્તવિજ્ઞાન' વિશેષણ પદની સાર્થક્તા

શકા – જો આ પ્રમાણે વ્યાવર્તક હોવાથી 'અતીતદોષ' વિશેષણ સાર્થક અને આવશ્યક છે તો 'અનન્તવિજ્ઞાન' વિશેષણપદની આવશ્યક્તા નથી કેમકે 'અતીતદોષ' વિશેષણપદથી અર્થત તે વિશેષણ ગમ્ય બને જ છે કેમકે સર્વદોષોનો ક્ષય એ અનન્તજ્ઞાનનુ અવિકલ કારણ છે અને *'અવિકલ કારણસામગ્રીની હાજરીમા કાર્ય અવશ્ય હોય'* એવો નિયમ છે તેથી જે દોષરહિત છે તે અવશ્ય અનન્તજ્ઞાની હોય જ તેથી 'અતીતદોષ' વિશેષણપદથી જ ગમ્ય અર્થવાળુ 'અનન્તવિજ્ઞાન' વિશેષણપદ નિરર્થક છે

સમાધાન – કેટલાક કુતીર્થિકો સર્વદોષના ક્ષયમા પણ સર્વજ્ઞપણુ સ્વીકારતા નથી કેમકે તેઓને મન સર્વ વસ્તુઓનુ ત્રૈકાલિક જ્ઞાન અસભવિત છે, અને અનાવશ્યક છે જેમકે વૈશેષિકો કહે છે →*"ઇશ્વર સઘળાય પદાર્થોનુ જ્ઞાન કરે કે ન કરે તેની સાથે અમને નિસ્બત નથી તે ઇષ્ટ (=વ્યવહાર માટે અને મોક્ષ માટે ઉપયોગી) તત્ત્વનુ જ્ઞાન કરે–એટલુ જ અમને બસ છે તેનુ (=ઇશ્વરનુ) કીડાઓની સખ્યાવિષયકજ્ઞાન અમને ક્યાય ઉપયોગી નથી "* અર્થાત્ અમારા લોકવ્યવહાર કે મોક્ષને માટે તે જ્ઞાન ઉપયોગી નથી વળી *" તેથી જ ઇશ્વરના અનુષ્ઠાન (=પ્રવૃત્તિ)સબધી જ્ઞાનનો જ વિચાર કરવો જોઇએ જો દૂરનુ જોઇ શકનાર જ પ્રમાણભૂત હોય, તો તો આવો! આપણે ગીધની જ ઉપાસના કરીએ "* કેમકે ગીધડા આકાશમા ખૂબ ઊચેથી છેક નીચે શબને જોઇ શકે છે!! (તાત્પર્ય – અતિદૂરના ભૂત–ભવિષ્યનુ જ્ઞાન કે અતિ દૂર રહેલી વસ્તુનુ જ્ઞાન નિરર્થક છે તેવા જ્ઞાનની હાજરી માત્રથી આપ્ત તરીકે માનવામા મૂર્ખાઇ છે મોક્ષમા કારણભૂત પ્રવૃત્તિના જનક જ્ઞાનવાળી વ્યક્તિ જ વાસ્તવમા આપ્ત છે તેથી આપ્ત થવા માટે સર્વજ્ઞ થવાની જરૂર નથી )આ પ્રમાણેની વૈશેષિકોની કલ્પનાના આપ્તપુરુષને વાસ્તવિક આપ્તપુરુષની કોટિમાથી દૂર કરવા દ્વારા 'અનન્તવિજ્ઞાન' વિશેષણ સાર્થક છે

ननु तर्हि 'अबाध्यसिद्धान्तम्' इत्यपार्थकम् । यथोक्तगुणयुक्तस्याव्यभिचारिवचनत्वेन तदुक्तसिद्धान्तस्य बाधाऽयोगात् । न, अभिप्रायाऽपरिज्ञानात् । निर्दोषपुरुषप्रणीत एवाबाध्य सिद्धान्त न अपरेऽपौरुषेयाद्या असम्भवादिदोषाघ्रातत्वात्' इति ज्ञापनार्थम्। आत्ममात्रतारकमूकान्तकृत्केवल्यादिरूपमुण्डकेवलिनो[1] यथोक्तसिद्धान्तप्रणयनासमर्थस्य व्यवच्छेदार्थं वा विशेषणमेतत्।

अन्यस्त्वाह – 'अमर्त्यपूज्यम्' इति न वाच्यम्, यावता यथोद्दिष्टगुणगरिष्ठस्य त्रिभुवनविभोरमर्त्यपूज्यत्व न कथञ्चन व्यभिचरतीति। सत्यम्, लोकिकाना हि अमर्त्या पूज्यतया प्रसिद्धा । तेषामपि भगवानेव पूज्य इति विशेषणेनानेन ज्ञापयन् आचार्य परमेश्वरस्य देवाधिदेवत्वमावेदयति। एव पूर्वार्धे चत्वारोऽतिशया उक्ता ।

---

શકા – શુ મોક્ષ માટેના ઉપયોગી જ્ઞાનવાળી વ્યક્તિ તમને આપ્ત તરીકે મજૂર નથી ?

સમાધાન – મોક્ષ માટેના આવશ્યક જ્ઞાનને ધરાવતી વ્યક્તિ અમને આપ્ત તરીકે ઇષ્ટ છે જ

શકા – તો પછી શા માટે વૈશેષિકોની કલ્પનાને ખોટી ઠેરવવા ચેષ્ટા કરો છો ?

સમાધાન – વૈશેષિકોની કલ્પના એટલા માટે ખોટી છે કે મોક્ષોપયોગી યથાર્થ તત્ત્વજ્ઞાન પણ સર્વજ્ઞને જ હોય, અસર્વજ્ઞને નહિ તેથી જે સર્વજ્ઞ નથી તે મોક્ષ વગેરેનુ પણ યથાર્થ જ્ઞાન ધરાવતો નથી માટે વૈશેષિકોની અસર્વજ્ઞને યથાર્થ તત્ત્વજ્ઞાની માની આપ્ત તરીકે સ્વીકારવાની ચેષ્ટા ખોટી છે

શકા – અસર્વજ્ઞ યથાર્થ તત્ત્વજ્ઞાની કેમ ન હોઇ શકે ?

સમાધાન .– અનન્તજ્ઞાન વિના એક પણ વસ્તુનુ સપૂર્ણ યથાવત જ્ઞાન થઇ શકતુ નથી જૂઓ આગમ વચન છે *'જે એકને જાણે છે, તે સર્વને જાણે છે, જે સર્વને જાણે છે, તે એકને જાણે છે' (આચારાગ પ્ર શ્રુ તૃ અ ચો ઉ )તથા "જેણે એક ભાવને સર્વથા જોયો છે તેણે જ સર્વ ભાવો સર્વથા જોયા છે તથા જેણે સર્વ ભાવો સર્વથા જોયા છે તેણે જ એક ભાવ સર્વથા જોયો છે "* આ આગમવચનમા રહેલી યુક્તિસિદ્ધ સત્યતા આગળ બતાવશે તેથી મોક્ષોપયોગી તત્ત્વનુ પણ યથાર્થ નિરૂપણ સર્વજ્ઞ જ કરી શકે અસર્વજ્ઞ વ્યક્તિ મોક્ષોપયોગી તત્ત્વનુ યથાવત નિરૂપણ કરવામા સમર્થ ન હોવાથી આપ્ત નથી

### 'અબાધ્યસિદ્ધાત' વિશેષણપદની સાર્થકતા

શકા – ઉપરોક્ત બન્ને વિશેષણો જો સાર્થક હોય તો પછી *'અબાધ્યસિદ્ધાત'* વિશેષણ વ્યર્થ છે કેમકે જેનામા રાગ, દ્વેષ, મોહ વગેરે દોષ નથી અને જે સર્વજ્ઞ છે એનુ વચન (=સિદ્ધાત )ક્યારેય બાધા પામે નહિ, એ વાત અર્થાત જ ગમ્ય છે (કેમકે રાગ, દ્વેષ, મોહ (=અજ્ઞાન )તથા ભયથી બોલાયેલા વચનો જ ખોટા હોઇ શકે છે અને તેથી બાધદોષગ્રસ્ત બની શકે છે )

સમાધાન – અહી તમે કવિના આશયને સમજી શકયા નથી *"નિર્દોષ પુરુષે કહેલા સિદ્ધાત જ અબાધિત છે નહિ કે અપૌરુષેય વગેરે સિદ્ધાતો "* એમ દર્શાવવા કવિએ આ વિશેષણ મુકયુ છે વેદાતી વગેરે તીર્થિકોએ પુરુષોએ નહિ કહેલા=અપૌરુષેય આગમોને અબાધ્ય માન્યા છે એ આગમોનો આપ્તઆગમ તરીકે વ્યવચ્છેદ કરવા દ્વારા આ વિશેષણ સાર્થક જ છે (કેમકે આગમવચન અક્ષર–વર્ણ વગેરે રૂપ છે, અને તેની ઉત્પત્તિ તાલુ –જીભ વગેરેના પ્રયત્ન વિના સભવે નહિ અપૌરુષેય વચનો તાલુ જીભ વગેરેના પ્રયત્ન વિના ઉત્પન્ન થયા હોય તે વાત જ

---

१ द्रव्यभावमुण्डनप्रधानस्तथाविधबाह्यातिशयशून्य केवली ॥ सविग्नो भवनिर्वेदादात्मनि सरण तु य । आत्मार्थं सप्रवृत्तोऽसो सदा स्यान्मुण्डकेवली ॥ य पुन सम्यक्त्वाप्तौ भवनेगुण्यदशनतरतन्निर्वेदादात्मनि सरणमेव केवलमभिवाञ्छति तथैव चप्टत स मुण्डकेवली भवतीति ।

अनन्तविज्ञानत्व च सामान्यकेवलिनामपि अवश्यभावि इत्यत तद्व्यवच्छेदाय 'श्रीवर्धमानम्' इति विशेष्यपदमपि विशेषणरूपतया व्याख्यायते। श्रिया चतुस्त्रिंशदतिशयसमृद्ध्यनुभवात्मकभावाहन्त्यरूपया *वर्धमानम्*=वर्धिष्णुम्। ननु, अतिशयाना परिमिततयेव सिद्धान्ते प्रसिद्धत्वात् कथ वर्धमानतोपपत्ति ? इति चेत् ? **न,** यथा निशीथचूर्णौ भगवता श्रीमदर्हतामष्टोत्तरसहस्रवाह्यलक्षणसङ्ख्यया उपलक्षणत्वेनान्तरङ्गलक्षणाना सत्त्वादीनामानन्त्यमुक्तम्[1], एवमतिशयानामधिकृत–परिगणनायोगेऽप्यपरिमितत्वमविरूद्धम् । ततो नातिशयश्रिया वर्धमानत्व दोषाश्रय इति ।

अतीतदोषता[2] चोपशान्तमोहगुणस्थानवर्तिनामपि सम्भवतीति, अत क्षीणमोहाख्याऽप्रतिपातिगुणस्थानप्राप्तिप्रतिपत्यर्थं 'जिनम्' इति विशेषणम् । रागादिजेतृत्वाद् जिन समूलकाषङ्कषितरागादिदोष इति। अवाध्यसिद्धान्तता च श्रुतकेवल्यादिष्वपि[3] दृश्यतेऽत तदपोहार्थं 'आप्तमुख्यम्' इति विशेषणम् । आप्तिर्हि रागद्वेषमोहानामेकान्तिक[4] आत्यन्तिकश्च[5] क्षय , सा येषामस्ति ते खलु आप्ता , अभ्रादित्वाद्[6] मत्वर्थीयो '*अ*' *प्रत्यय* । तेषु मध्ये मुखमिव सर्वाङ्गाना प्रधानत्वेन मुख्यम् ।

---

અસંભવિત છે આમ) અપૌરુષેય વચનો અસભવ વગેરે દોષોથી કલકિત હોવાથી જ અમાન્ય છે (અથવા જૈનેતર સિદ્ધાન્તો અવીતરાગ –અસર્વજ્ઞ કથિત હોવાથી બાધ્ય સિદ્ધાન્તરૂપ જ છે, તેથી તે વિશેષણ દ્વારા ફરી બતાવવામા મહત્તા નથી એવા આશયથી આ વિશેષણના ઉપાદાનમાટે બીજુ કારણ બતાવે છે )વળી માત્ર પોતાને જ તારનારા મૂકકેવળી તથા અન્તકૃતકેવળી (=કેવળજ્ઞાનની પ્રાપ્તિ પછી અતર્મુહૂર્તમા નિર્વાણ પામનારા)વગેરે મુણ્ડકેવલીઓને બાકાત કરવા દ્વારા પણ આ વિશેષણ સાર્થક છે (મુણ્ડકેવળી=ઉપદેશલબ્ધિ વગેરે અતિશય વિનાના કેવળીઓ) આ મુણ્ડકેવળીઓ પણ દોષ વિનાના અને સર્વજ્ઞ છે તેથી તે બે વિશેષણો આપ્તતરીકેની ગણત્રીમાથી મુણ્ડકેવળી ઓનો વ્યવચ્છેદ કરવા સમર્થ નથી તેથી 'અબાધ્યસિદ્ધાત' વિશેષણ આ કેવળીઓનો વ્યવચ્છેદ કરવા દ્વારા સાર્થક બને છે

## 'અમર્ત્યપૂજ્ય' વિશેષણપદની સાર્થકતા

અન્ય વ્યક્તિ નવી આશકા કરે છે– ઉપરોક્ત ત્રણ વિશેષણોથી વિશિષ્ટ આપ્તપુરુષ દેવેન્દ્રવન્દ્ય બને તેમા કોઇ આશ્ચર્ય નથી તેથી 'અમર્ત્યપૂજ્ય' વિશેષણ મુકવાની કોઇ જરૂર નથી કેમકે ત્રિભુવનસ્વામી પરમાત્મા ઉપરોક્ત ત્રણ વિશેષણોથી વિશિષ્ટ હોવાથી ઇન્દ્રપૂજ્ય બને એ અર્થગમ્ય છે

**સમાધાન** – અલબત્ત, તમારી વાત સાચી છે છતા પણ લોકોમા સામાન્યથી દેવો પૂજ્ય છે તે દેવોને પણ આ આપ્તપુરુષ પૂજ્ય હોવાથી દેવાધિદેવ છે અને તેથી પૂજ્યપૂજક લોકો આ દેવાધિદેવની જ ઉપાસના કરે તેમ દર્શાવવા દ્વારા વિશેષણ પોતાની સાર્થકતાને સિદ્ધ કરે છે આમ પૂર્વાર્ધમા પરમાત્માના ચાર અતિશયો સાર્થક ચાર વિશેષણ દ્વારા દર્શાવ્યા

## શ્રી વર્ધમાન'પદની સાર્થકતા

અનન્તજ્ઞાન=સર્વજ્ઞપણુવગેરે ગુણો સામાન્યકેવલીમા પણ હોવાથી તેઓ પણ આપ્તપુરુષ તરીકે સ્વીકૃત થઇ જાય જ્યારે અહી તીર્થના આદ્યસ્થાપક=તીર્થકર જ આપ્ત તરીકે ઇષ્ટ છે તેથી સામાન્ય કેવળીઓમા 'આપ્તત્વ'નો વ્યવચ્છેદ કરવા દ્વારા '*શ્રી વર્ધમાન*' પદ સાર્થક છે

---

१ अजहत्स्वार्थलक्षणया अन्यग्राहकम् उपलक्षणम् इति न्यायसिद्धान्तमञ्जरीप्रकाश । २ एकादश गुणस्थानवर्तिनाम् । गुणस्थानाना चतुर्दशभेदा मिच्छे[1] सासण[2] मीस[3], अविरय[4] दस[5] पमत्त[6] अपमत्त[7]। निअट्टि[8] अनिअट्टि[9], सुहुमुव[10]–सम[11] खीण[12] सजोगि[13] अजोगि[14] गुणा ॥२॥ – द्वितीय कर्मग्रन्थे ॥ (छाया–मिथ्यासास्वादनमिश्रमविरतदशप्रमत्ताप्रमत्तम् । निवृत्त्यनिवृत्तिसूक्ष्मोपशमक्षीणसयोग्ययोगिगुणा ॥) ३ केवलिन इव केवलिन श्रुतेन केवलिन चतुर्दशपूर्वधरा इत्यर्थ ॥ ४ अव्यभिचारेणेत्यर्थ । ५ अभूय सम्भवदोषनाश ॥ ६ सि हे श सू 'अभ्रादिभ्य' ७–२–४६ अत्र मत्वर्थश्च स्वामित्वम्॥

'शाखादे य' (सि हे श ७-१-११४) इति तुल्ये 'य' प्रत्यय । अमर्त्यपूज्यता च तथाविधगुरूपदेशपरिचर्यापर्याप्तविद्याचरणसम्पन्नाना सामान्यमुनीनामपि न दुर्घटा, अत तन्निराकरणाय 'स्वयभुवम्' इति विशेषणम् । स्वयम्=आत्मनैव परोपदेशनिरपेक्षतयाऽवगततत्त्वो भवतीति *स्वयभू*=स्वयसबुद्धस्तम् ॥

एवविध चरमजिनेन्द्र *स्तोतु*→ स्तुतिविषयीकर्तुमह *यतिष्ये*=यत्न करिष्यामि । अत्र चाचार्यो भविष्यत्कालप्रयोगेण योगिनामप्यशक्यानुष्ठान भगवद्गुणस्तवन मन्यमान श्रद्धामेव स्तुतिकरणेऽसाधारण कारण ज्ञापयन् यत्नकरणमेव मदधीन न पुनर्यथावस्थितभगवद्गुणस्तवनसिद्धिरिति सूचितवान् । अहमिति च गतार्थत्वेऽपि परोपदेशान्यानुवृत्त्यादिनिरपेक्षतया

---

**શકા**.– 'શ્રી વર્ધમાન'પદ વિશેષ્યપદ હોવાથી તેની સાર્થકતાનો વિચાર કરવાનો અવકાશ જ ક્યા છે ?

**સમાધાન**.– 'શ્રી વર્ધમાન' પદ વિશેષ્યપદ હોવા છતા ઉપરોક્ત હેતુથી તે પદનુ સાર્થક વિશેષણપદ તરીકે વ્યાખ્યાન કરવામા દોષ નથી શ્રી વર્ધમાન=ચોત્રીસ અતિશયોરૂપ ઐશ્વર્યને અનુભવવારૂપ ભાવઆર્હન્ત્ય લક્ષ્મીથી વધવાના સ્વભાવવાળા (૪ સહજ+૧૧ કર્મક્ષયથી+૧૯ દેવકૃત=૩૪ અતિશય)

## અતિશયોની અનતતા

**શકા** – સિદ્ધાતમા ભગવાનના અતિશયો અત્યત પરિમિત બતાવ્યા છે તેથી આ પરિમિત અતિશયોરૂપ સમૃદ્ધિથી વધવાવાળા કહેવુ એ શુ સગત છે ?

**સમાધાન** – નિશીથચૂર્ણિમા (૧૭મા ઉદ્દેશામા) ભગવાનના બાહ્યલક્ષણો એક હજાર આઠ(૧૦૦૮) બતાવ્યા બાદ ઉપલક્ષણથી સત્ત્વ–ધીરતા વગેરે અતરગ લક્ષણો અનતા બતાવ્યા છે તે જ પ્રમાણે ભગવાનના બાહ્ય અતિશયો ચોત્રીસ હોવા છતા એના ઉપલક્ષણથી અતરગ અતિશયો અનતા સમજવાના છે તેથી ભગવાનને અતરગ અનતા અતિશયોથી વધતા કહેવામા જરાય દોષ નથી (અતિશય=અન્ય વ્યક્તિમા ન સંભવે તેવું ઐશ્વર્ય ભગવાનના સત્ત્વ વગેરે ગુણો પણ અનન્ય સાધારણ હોવાથી (અતરગ)અતિશયરૂપ છે તેમ માનવામા દોષ નથી )

## 'જિન' વગેરે વિશેષણોની સાર્થકતા

જો કે 'અજ્ઞાન'વગેરે પણ દોષો છે છતા મુખ્યત્વે મોહનીયકર્મના ઉદયથી પ્રગટતા રાગ વગેરે દોષો જ આત્માની પ્રગતિના બાધક છે મિથ્યાત્વ મોહનીયકર્મના ઉદયના પ્રભાવે જ નવપૂર્વનુ જ્ઞાન પણ અજ્ઞાનરૂપ બને છે આમ સર્વ દોષોની જનની અને ધાત્રી મોહનીયકર્મની પ્રકૃતિઓ છે તેથી મોહનીયકર્મની પ્રકૃતિઓનો ઉદય એ જ મુખ્ય દોષરૂપ છે *અગ્યારમા "ઉપશાન્તમોહ છદ્મસ્થ વીતરાગ"* નામના ગુણસ્થાનકે મોહનીયકર્મની આ તમામ પ્રકૃતિઓનો ઉદય અતર્મુહૂર્ત સુધી અટકી જાય છે તેથી તેટલા કાળ માટે તે ગુણસ્થાનકે રહેલા જીવોને પણ દોષ વિનાના (=અતીતદોષ) કહી શકાય 'જિન' પદ લેવાથી આ જીવોનો વ્યવચ્છેદ થાય છે

**શકા** – ઉપશાન્તમોહ ગુણસ્થાને રહેલા જીવો જો દોષ વિનાના હોય તો, શા માટે તેઓને બાકાત કરો છો ?

**સમાધાન** '– આ ગુણસ્થાને રહેલાઓ અલ્પકાળ માટે જ દોષ વિનાના છે 'અર્થાત્ તેઓનો અતીતદોષત્વ ગુણ પ્રતિપાતી છે અને ફરીથી દોષગ્રસ્ત બનનારાઓને આપ્ત તરીકે સ્વીકારી શકાય નહિ તેથી બારમા વગેરે ગુણસ્થાને રહેલા 'અપ્રતિપાતી અતીતદોષત્વ' ગુણવાળાઓ જ આપ્ત થવાને લાયક છે તેથી તે સિવાયના ઉપશાન્તમોહવાળા વગેરે જીવોનો વ્યવચ્છેદ કરવા દ્વારા 'જિન' વિશેષણ સાર્થક છે

૧ પોતાના અર્થનો ત્યાગ કર્યા વિના લક્ષણાસબધથી અન્ય અર્થનો બોધ કરાવનાર પદ ઉપલક્ષણ કહેવાય

निजश्रद्धयेव स्तुतिप्रारभ इति ज्ञापनार्थम् ।

अथवा । श्रीवधमानादिविशेषणचतुष्टयमनन्तविज्ञाना दिपदचतुष्टयेन सह हेतुहेतुमद्भावेन व्याख्यायते । यत एव श्रीवर्धमानमत एवानन्तविज्ञानम् । श्रिया कृत्नकमक्षयाविभूतानन्तचतुष्कसम्पद्रूपया वर्धमानम् । यद्यपि श्रीवर्धमानस्य परमेश्वरस्यानन्तचतुष्कसम्पत्तेरुत्पत्त्यनन्तर सवकाल तुल्यत्वात् चयापचयो न स्त, तथापि निरपचयत्वेन शाश्वतिकावस्थानयोगाद् वधमानत्वमुपचयते । यद्यपि च श्रीवर्धमानविशेषणेनानन्तचतुष्कान्तर्भावित्वेनानन्तविज्ञानत्वमपि सिद्ध, तथापि अनन्तविज्ञानस्यव परोपकारसाधकतमत्वाद् भगवत्प्रवृत्तेश्च परोपकारकनिबन्धनत्वादनन्तविज्ञानत्व

---

શકા – 'જિન' વિશેષણ દ્વારા ઉપશાન્તમોહવાળા વગેરે બાકાત શી રીતે થશે ?

સમાધાન – જિન=જેઓએ રાગદ્વેષ વગેરે દોષોને જડમૂળથી ઉખેડી નાખ્યા છે તે (તીર્થકર માટે અલગ-અલગ સ્થાને 'જિન' 'જિનવર(કે જિનેશ્વર)''જિનવરેન્દ્ર (કે જિનવરવૃષભ)' વિશેષણો વપરાય છે જ્યા 'જિન' વિશેષણ હોય ત્યા આ અધિકૃત અર્થ ઇષ્ટ હોય છે જ્યા 'જિનવર' વિશેષણ લગાડાય છે, ત્યા પ્રાય 'જિન' પદથી સામાન્ય કેવળી ઇષ્ટ હોય છે અને તેઓમા વર=શ્રેષ્ઠરૂપે કે ઇશ્વર=સ્વામીરૂપે તીર્થકર ઇષ્ટ બને છે જ્યા જિનવરેન્દ્ર કે જિનવરવૃષભ વિશેષણ હોય છે, ત્યા 'જિન' તરીકે અવધિજ્ઞાનીઆદિ વિશિષ્ટ લબ્ધિધર અપ્રમત્ત સાધુ, 'જિનવર' તરીકે સામાન્ય કેવળી અને જિનવરવૃષભ-ઇન્દ્ર તરીકે તીર્થકર ઇષ્ટ હોય છે ) ઉપશાન્તમોહગુણસ્થાને રહેલાઓના રાગદ્વેષ વગેરે નાશ નથી પામ્યા પણ માત્ર દબાઇ ગયા છે તેથી તેઓ 'જિન' તરીકે અહી ઇષ્ટ નથી આમ 'જિન' વિશેષણથી તેઓનો વ્યવચ્છેદ થાય છે

શકા – ચૌદ પૂર્વધર વગેરે શ્રુતકેવલીઓએ કહેલા સિદ્ધાતો પણ કેવલીકથિત સિદ્ધાતોને તુલ્ય અને અબાધિત હોય છે તેથી તેઓ પણ આપ્ત છે તો શુ અહી સ્તુતિના વિષય તરીકે તેઓને માનવાના છે ?

સમાધાન – અહી સ્તુતિના વિષય તરીકે તેઓ પણ સમ્મત નથી તેથી તેઓનો વ્યવચ્છેદ કરવા માટે *'આપ્તમુખ્ય'* વિશેષણ મુક્યુ છે અહી આપ્તિ એટલે રાગ,દ્વેષ અને મોહનો ઐકાન્તિક અને આત્યન્તિક ક્ષય અહી 'ઐકાન્તિક' પદથી અવ્યભિચારનુ અને 'આત્યન્તિક' પદથી અપુનર્ભાવથી સર્વાશે ક્ષયનુ સૂચન થાય છે

આવા પ્રકારની આપ્તિને પ્રાપ્ત કરનાર આપ્ત કહેવાય અહી (સિ હે શ સૂ ૭-૨-૪૬ના અનુસારે) અભ્રાદિ ગણમા હોવાથી મત્વર્થીય=સ્વામિતાદર્શક अ પ્રત્યય લાગ્યો છે તે આપ્ત પુરુષોમા મુખ્ય=પ્રધાન આપ્તમુખ્ય કહેવાય (અહી મુખની સદેશતાના અર્થમા સિ હે શ સૂ ૭-૧-૧૧૪ शाखादे य થી 'य' પ્રત્યય થયો છે અર્થાત્ શરીરના અગોમા જેમ મુખ પ્રધાન છે તેમ આપ્તોમા જે પ્રધાન હોય તે આપ્તમુખ્ય )

શકા – પોતાના ગુરુવર્યોની સેવા, ઉપાસના અને ભક્તિ કરનારા, અને તેથી પ્રસન્ન થયેલા ગુરુભગવતોની દેશના, વાચના વગેરે દ્વારા પર્યાપ્ત જ્ઞાન અને શ્રેષ્ઠ ચારિત્રને પામેલા સામાન્યસાધુઓ પણ દેવોને પૂજ્ય બને એ અસભવિત નથી તેથી *'અમર્ત્યપૂજ્ય'* પદથી તો તે સાધુઓનો પણ સમાવેશ થઇ શકે તો શુ તે સાધુઓ આપ્તમુખ્ય તરીકે ઇષ્ટ છે ?

સમાધાન – અલબત્ત, એ બુદ્ધબોધિત સાધુઓ પણ સુરપૂજ્ય બની થઇ શકે છે પણ તેઓ અહી આપ્તમુખ્યતરીકે (અથવા સ્તુત્યતરીકે) ઇષ્ટ નથી તેઓનો વ્યવચ્છેદ કરવામાટે *'સ્વયભુવમ્'* (=સ્વયભૂ) વિશેષણ મુક્યુ છે જેઓ અન્યના ઉપદેશ આદિથી નિરપેક્ષપણે પોતાની મેળે જ બોધ પામ્યા છે-તત્ત્વજ્ઞાની બન્યા છે, તેવા સ્વયસબુદ્ધોને સ્વયભૂ તરીકે સમજવાના છે

१ (१) अनन्तज्ञान (२) अनन्तदशन (३) अनन्तचारित्र (४) अनन्तवीय इति अनन्तचतुष्कम् ।

शेषानन्तत्रयात्पृथग् निर्धार्याचार्येणोक्तम् ।

ननु यथा जगन्नाथस्यानन्तविज्ञान परार्थ तथाऽनन्तदर्शनस्यापि केवलदर्शनापरपर्यायस्य पारार्थ्यमव्याहतमेव । केवलज्ञानकेवलदर्शनाभ्यामेव हि स्वामी क्रमप्रवृत्तिभ्यामुपलब्ध सामान्यविशेषात्मक पदार्थसार्थ परेभ्य प्ररूपयति । तत्किमर्थ तन्नोपात्तम् ? इति चेत् ? उच्यते → विज्ञानशब्देन तस्यापि सग्रहाददोष । ज्ञानमात्राया उभयत्रापि समानत्वात्। य एव हि अभ्यन्तरीकृतसमताऽऽख्यधर्मा विषमताधर्मविशिष्टा ज्ञानेन गम्यन्तेऽर्था , त एव हि अभ्यन्तरीकृतविषमताधर्मा समताधर्मविशिष्टा दर्शनेन गम्यन्ते जीवस्वाभाव्यात् । सामान्यप्रधानमुपसर्जनीकृतविशेषमर्थग्रहण दर्शनमुच्यते । तथा विशेषप्रधानमुपसर्जनीकृतसामान्य च ज्ञानमिति ॥

## ભગવદ્ગુણસ્તુતિ અશક્ય અનુષ્ઠાન

'ઉપરોક્ત વિશેષણોથી વિશિષ્ટ ચરમ તીર્થપતિ (=ભગવાન મહાવીરસ્વામી)ની સ્તુતિ કરવાનો હુ પ્રયત્ન કરીશ ' અહી કવિવર આચાર્યે ભવિષ્યકાળનો નિર્દેશ કર્યો ('यत् ધાતુને સામાન્ય ભવિષ્યકાળ (ઉત્તમ) પ્રથમ પુરુષ એક વચનનો પ્રત્યય લગાડ્યો )વર્તમાનકાળના સમીપવર્તી ભૂતકાળ કે ભવિષ્યકાળમા થનારી ક્રિયાને સૂચવવા ધાતુને વિકલ્પે વર્તમાનકાળના પ્રત્યયો પણ લાગી શકે છે અહી આચાર્યે વર્તમાનકાળ નો પ્રત્યય લગાડી વર્તમાન કાળનો નિર્દેશ છોડી ભવિષ્ય કાળનો પ્રત્યય લગાડી ભવિષ્યકાળનો જે નિર્દેશ કર્યો છે તેમા ગૂઢ આશય છે

શકા – એ ગૂઢ આશય કયો છે ?

સમાધાન – ભગવાનના ગુણોની સ્તુતિ કરવી એ યોગીઓ (=વિશિષ્ટ જ્ઞાનીઓ)માટે પણ અશક્ય અનુષ્ઠાન છે અર્થાત્ ભગવાનની યથાવત્ સ્તુતિ તો યોગીઓ પણ કરી શકે તેમ નથી એમ કવિવર આચાર્ય માને છે તેથી ભગવાનની સ્તુતિ અવશ્ય કરણીય હોવા છતા પણ તેમા જ્ઞાન એ મુખ્ય કારણ નથી, પરતુ શ્રદ્ધા જ અસાધારણ કારણ છે તેથી *'શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન કરવો એ જ મારે આધીન છે નહિ કે ભગવાનના યથાવસ્થિત ગુણોની સ્તુતિની સિદ્ધિ'* ભવિષ્યકાળના નિર્દેશ દ્વારા આચાર્ય ભગવત આ સૂચવવા માગે છે અર્થાત્ *'પ્રયત્ન કરવા છતા યથાવત ગુણસ્તુતિ ન થાય તેમા હુ ઉપહાસપાત્ર નથી'* એમ આચાર્યનો કહેવાનો આશય છે

શકા – 'યતિષ્યે' આ ક્રિયાપદથી 'હુ યત્ન કરીશ' એવો અર્થ પ્રાપ્ત થાય છે આમ 'હુ' એવો અર્થ ગતાર્થ હોવા છતા ફરીથી તે અર્થે 'अहम्' પદનો પ્રયોગ કરી કવિએ પુનરુક્તિ દોષ લગાડ્યો છે

સમાધાન – 'હુ' એવો અર્થ ગતાર્થ હોવા છતા 'અહં' પદનો પ્રયોગ કરવા દ્વારા આચાર્ય ભગવત કહેવા માગે છે કે *"પોતે આ સ્તુતિનો આરભ બીજાની પ્રેરણાથી કે બીજાને ખુશ કરવા માટે વગેરે હેતુથી કરતા નથી પરતુ પોતાની શ્રદ્ધાથી જ કરે છે "* આમ વિશેષ અર્થનુ સૂચન થતુ હોવાથી 'अहम्' પદના પ્રયોગમા પુનરુક્તિ દોષ નથી

## શ્રી વર્ધમાનાદિ પદોનો અનન્તવિજ્ઞાનાદિ પદો સાથે હેતુહેતુમદ્ ભાવ

અથવા (૧)શ્રી વર્ધમાન (૨)જિન (૩)આપ્ત મુખ્ય અને (૪)સ્વયભૂ આ ચાર વિશેષણોનો ક્રમશ (૧) અનન્તવિજ્ઞાન (૨)અતીતદોષ (૩)અબાધ્યસિદ્ધાન્ત અને (૪)અમર્ત્યપૂજ્ય આ ચાર વિશેષણોની સાથેનો હેતુહેતુમદ્ભાવ દર્શાવવાપૂર્વક વ્યાખ્યા કરવામા આવે છે પૂર્વાર્ધમા કાર્ય છે જ્યારે ઉત્તરાર્ધમા કારણ છે

१ गौणकृतमित्यर्थ । २ सामान्याख्यधर्म ।

तथा यत एव *'जिनम्'* अत एव *'अतीतदोषम्'*। रागादिजेतृत्वाद् हि जिन । न चाजिनस्यातीतदोषता । तथा यत एव *'आप्तमुख्यम्'* अत एव *'अबाध्यसिद्धान्तम्'*। आप्तो हि प्रत्ययित उच्यते । तत आप्तेषु *मुख्य*=श्रेष्ठमाप्तमुख्यम् । आप्तमुख्यत्व च प्रभोरविसवादिवचनतया विश्वविश्वासभूमित्वात् । अत एवाबाध्यसिद्धान्तम् । न हि यथावज्ज्ञानावलोकितवस्तुवादी सिद्धान्त कुनयैर्बाधितु शक्यते । यत एव *स्वयम्भुवम्* अत *एवामर्त्यपूज्यम्*। पूज्यते हि देवदेवो जगत्त्रयविलक्षणलक्षणेन स्वयसम्बुद्धत्वगुणेन सोधर्मेन्द्रादिभिरमर्त्यैरिति।

अत्र च श्रीवर्धमानमिति विशेषणतया यद् व्याख्यात तदयोगव्यवच्छेदाभिधानप्रथमद्वात्रिंशिकाप्रथमकाव्यतृतीयपादवर्तमान

---

શ્રી વર્ધમાન હોવાથી અનન્તવિજ્ઞાન=સર્વજ્ઞ છે શ્રી વર્ધમાન=સર્વકર્મોના ક્ષયથી (=ઘાતિકર્મોના ક્ષયથી) ઉત્પન્ન થયેલા અનન્ત ચતુષ્ક – (૧) અનન્ત જ્ઞાન (૨) અનન્ત દર્શન (૩) અનન્ત ચારિત્ર અને (૪) અનન્તવીર્ય–રૂપ સંપત્તિથી વધતા

શકા – ભગવાનને પ્રાપ્ત થયેલી અનન્તચતુષ્ક સંપત્તિ ક્ષાયિક હોવાથી ઉત્પત્તિ પછી હંમેશા એક સરખી જ રહે છે એમા વધઘટ થતી નથી તેથી સપત્તિથી વધતા એમ કહેવામા દોષ છે

સમાધાન – અલબત્ત, આ સપત્તિમા વધઘટ સંભવતી નથી છતા પણ આ સંપત્તિમા ક્યારેય ઘટાડો કે ઘસારો સંભવતો નથી, પરતુ હંમેશને માટે આ સંપત્તિ અવસ્થિત રહે છે તેથી તેમા વધવાપણાનો ઉપચાર કરી શકાય છે (સંસારની કોઇ ચીજ સ્થિર નથી ઉત્પન્ન થયેલી પ્રત્યેક વસ્તુ ઘસાય છે, સ્વરૂપમા હાનિ પામે છે અને અતે નાશ પામે છે સંસારની પ્રત્યેક વસ્તુ જ્યારે આ ઘસારારૂપ ડાકણ અને મૃત્યુરૂપ રાક્ષસના વળગણને કારણે બિહામણી બની છે, ત્યારે પરમાત્માની આ અનન્તચતુષ્કસંપત્તિ સદા માટે સદાબહાર રહે છે તેના ચળકાટમા તસુમાત્ર પણ હાનિ થતી નથી તેથી જ સંસારી વસ્તુની અપેક્ષાએ તેમની તે સપત્તિ વૃદ્ધિમાન કહી શકાય )

શકા – આ પ્રમાણે 'શ્રી વર્ધમાન' કહેવાથી જ અનન્તચતુષ્કાન્તર્ગત 'અનન્તવિજ્ઞાન'નો નિર્દેશ થઇ જાય છે તેથી 'અનન્તવિજ્ઞાન' વિશેષણનો ફરીથી ઉલલેખ પુનરુક્તિદોષરૂપ છે

સમાધાન – અલબત્ત, અનન્તચતુષ્ટયમા અનન્ત વિજ્ઞાનનો સમાવેશ થઇ જાય છે છતા પણ અનન્તચતુષ્કમાના બીજા અનન્તો માત્ર સ્વોપયોગી છે જ્યારે અનન્તજ્ઞાન સ્વપરઉપયોગી છે પરોપકારનુ પ્રધાન સાધન જ અનન્તજ્ઞાન છે અને સ્વય કૃતકૃત્ય હોવાથી પરમાત્માની પ્રત્યેક પ્રવૃત્તિ એકમાત્ર પરોપકાર અર્થે જ હોય છે તેથી અનન્તચતુષ્કમા સામાન્યરૂપે ઉલ્લેખ થઇ ગયો હોવા છતા અનન્તજ્ઞાનનો વિશેષ ઉલ્લેખ 'બ્રાહ્મણો આવ્યા વશિષ્ઠ પણ આવ્યો ' એ ન્યાયથી યોગ્ય જ છે તેથી અહી પુનરુક્તિ દોષ નથી

### અનન્તજ્ઞાન–દર્શનની જ્ઞાનરૂપે સમાનતા

શકા – જગન્નાથ અરિહંતનો જેમ 'અનન્તજ્ઞાન' ગુણ પરાર્થ છે તેમ અનન્તદર્શન = કેવલદર્શન ગુણ પણ અવ્યાહતપણે પરાર્થ જ છે કેવલજ્ઞાનીઓને કેવલજ્ઞાન અને કેવલદર્શનનો ક્રમિક ઉપયોગ હોય છે પ્રથમ સમયે જ્ઞાનોપયોગ હોય છે બીજા સમયે દર્શનોપયોગ હોય છે કેવળીઓ આ કેવલજ્ઞાન–દર્શનદ્વારા વિશેષ–સામાન્યાત્મક વસ્તુનો બોધ કરે છે અને પછી તે સ્વરૂપનો બીજાઓને પ્રકાશ કરે છે આમ કેવલદર્શન પણ પરાર્થ જ છે તેથી કેવલજ્ઞાનની જેમ કેવલદર્શન પણ વિશિષ્ટગુણ જ છે તેથી તેનો પણ અલગ નિર્દેશ થવો જોઇએ

સમાધાન – 'અનન્તવિજ્ઞાન' વિશેષણમા મુકેલા 'વિજ્ઞાન' પદથી અનન્તદર્શન= કેવલદર્શનનુ પણ ગ્રહણ થઇ જાય છે કેમકે દર્શનગુણ પણ જ્ઞાનરૂપ જ છે દરેક પદાર્થના ધર્મોનુ બે પ્રકારમા વિભાજન થાય છે (૧) સમતા ધર્મ=સામાન્ય ધર્મો અને (૨) વિષમતા ધર્મો = વિશેષરૂપ ધર્મો (અનેક પદાર્થોમા સમાનતાની

*'શ્રીવર્ધમાનાભિધમાત્મરૂપમ્'*[1] इति विशेष्य बुद्धो सम्प्रधार्य विज्ञेयम् । तत्र हि *'आत्मरूपम्'* इति विशेष्यपदम् । प्रकृष्ट *आत्मा*=आत्मरूप त परमात्मानमिति यावत् । आवृत्त्या वा विशेषणमपि विशेष्यतया व्याख्येयमिति प्रथमवृत्तार्थ ॥

બુદ્ધિ ઉત્પન્ન કરાવનારા ધર્મો સામાન્ય ધર્મો કહેવાય છે જેમકે ઘટત્વ વગેરે તથા જે ધર્મો પોતાના ધર્મીને અન્યથી અલગરૂપે તારવે તે ધર્મો વિશેષ ધર્મો છે) કેવલજ્ઞાન પદાર્થમા રહેલા સામાન્યધર્મોને ગૌણ કરી વિશેષધર્મોને પ્રકાશે છે અર્થાત્ કેવલજ્ઞાનથી પદાર્થના વિશેષધર્મોનો બોધ થાય છે અને કેવલદર્શન પદાર્થના વિશેષ ધર્મોને ગૌણ કરી સામાન્યધર્મોને પ્રકાશે છે

શકા'- બે અલગ ધર્મના બોધને માટે બે અલગ સાધનની કલ્પના કરવામા ગૌરવ છે જીવ કા તો કેવલજ્ઞાનથી સામાન્ય અને વિશેષ બન્ને પ્રકારના ધર્મોનો બોધ કરે કા તો કેવલદર્શનથી બન્ને પ્રકારનો બોધ કરે, એમ માનવામા શો દોષ છે ? અન્યથા તો કેવલજ્ઞાન અને કેવલદર્શન બન્નેને અધુરા માનવા પડશે

સમાધાન'- કેવલજ્ઞાનથી વસ્તુના વિશેષ ધર્મોને જ જોવામા અને કેવલદર્શનથી વસ્તુના સામાન્યધર્મને જ જોવામા જીવનો તેવા પ્રકારનો સ્વભાવ જ કામ કરે છે અને સ્વભાવમા શકા કે તર્કને સ્થાન નથી અને જીવ તથા સ્વભાવથી જ એક સમયે વિશેષ ધર્મોનુ જ્ઞાન અને બીજા સમયે સામાન્ય ધર્મોનુ જ્ઞાન કરે છે તેથી જીવનુ જ વિશેષને ગૌણ કરી સામાન્યનો બોધ કરાવનારુ પદાર્થનુ જ્ઞાન દર્શનરૂપ કહેવાય અને સામાન્યને ગૌણ કરી વિશેષનો બોધ કરાવનારુ પદાર્થનુ જ્ઞાન, જ્ઞાન કહેવાય એમ ફલિત થાય છે આમ અનતજ્ઞાન અને અનન્ત દર્શન બન્ને જ્ઞાનરૂપે સમાન હોવાથી 'અનન્તવિજ્ઞાન' પદથી અનન્તદર્શનનુ પણ ગ્રહણ થઈ જાય છે

તથા જિન હોવાથી જ પ્રભુ દોષોથી રહિત છે પૂર્વોક્તિ અનુસાર રાગાદિને જીતનારા જ જિન કહેવાય છે જેઓ જિન નથી તેઓ દોષોથી રહિત પણ હોઈ શકે નહિ તથા આપ્તોમા મુખ્ય હોવાથી જ અબાધ્યસિદ્ધાતવાળા છે *જે વ્યક્તિને પ્રત્યય=બોધ=વસ્તુસ્વરૂપનો પ્રકાશ થયો છે તે આપ્ત* અથવા જે *વ્યક્તિમા પ્રત્યય=વિશ્વાસ પ્રગટી શકે તે આપ્ત* આવા આપ્તોમા જે શ્રેષ્ઠ છે તે આપ્તમુખ્ય કહેવાય પ્રભુના વચનો અવિસવાદી હોવાથી સર્વ જીવોના વિશ્વાસને પાત્ર છે અને આજ પરમાત્માનુ આપ્તપણુ છે તેથી જ પરમાત્માએ કહેલા સિદ્ધાતો ત્રિકાળાબાધિત છે અને એ હકીકત છે કે અભ્રાન્તજ્ઞાનથી જોવાયેલી વસ્તુઓને જ કહેનારા સિદ્ધાતોને બાધિત કરવા કુનયો સમર્થ ન બને તથા સ્વયભૂ હોવાથી જ દેવોને પૂજ્ય છે ત્રણે જગતમા વિલક્ષણ ગણાતો ગુણ છે સ્વયસબુદ્ધત્વ આ વિલક્ષણ–વિશિષ્ટગુણવાળા હોવાથી જ પરમાત્માને સૌધર્મેન્દ્ર વગેરે દેવો પૂજે છે

શકા – આમ ઉત્સાહના અતિરેકમા તમે કાવ્યમા બીજી વિભક્તિમા આવેલા તમામ પદોની વિશેષણરૂપે જ વ્યાખ્યા કરી નાખી પણ એકડા વિનાના મીડાની જેમ વિશેષ્ય વિનાના આ વિશેષણોની શુ કિમત ?

સમાધાન – અહી બધા પદોને વિશેષણ તરીકે બતાવ્યા છે તે 'અયોગ વ્યવચ્છેદ' બત્રીસીના પ્રથમ શ્લોકના ત્રીજા પાદમા રહેલા *'શ્રીવર્ધમાનાભિધમાત્મરૂપમ્'* રૂપ વિશેષ્યપદને લક્ષમા રાખીને બતાવ્યા છે તેથી આ વિશેષણો નકામા નથી 'આત્મરૂપમ્' એ પદ વિશેષ્ય છે આત્મરૂપ=પ્રકૃષ્ટ આત્મા અર્થાત્ પરમાત્મા

શકા – આમ બીજા પ્રકરણમાથી વિશેષ્યને પકડવામા તો ખૂબ મુશ્કેલી પડે તેથી અહી 'દૂરાન્વય' દોષ ઊભો છે

સમાધાન:– આ દોષને ટાળવા 'શ્રીવર્ધમાન' પદને દોહરાવવુ જોઈએ પ્રથમ વિશેષણ તરીકે તેની વ્યાખ્યા કર્યા બાદ ફરીથી તે જ પદની વિશેષ્ય તરીકે વ્યાખ્યા કરવી તેથી કોઈ દોષ રહેશે નહિ

**આ પ્રમાણે પ્રથમ કાવ્યનો અર્થ પૂર્ણ થયો.**

---

१ अगम्यमध्यात्मविदामवाच्य वचस्विनामक्षवता परोक्षम् । श्रीवर्धमानाभिधमात्मरूपमह स्तुतेर्गोचरमानयामि ॥ इति सपूर्णश्लोक ।

अस्या च स्तुता अन्ययोगव्यवच्छेदोऽधिकृत , तस्य च तीर्थान्तरीयपरिकल्पिततत्त्वाभासनिरासेन तेषामाप्तत्वव्यवच्छेद स्वरूपम्। तच्च भगवतो यथावस्थितवस्तुतत्त्ववादित्वख्यापनेनेव प्रामाण्यमश्नुते। अत स्तुतिकार त्रजगद्गुरोर्निशेषगुण-स्तुतिश्रद्धालुरपि सद्भूतवस्तुवादित्वाख्य गुणविशेषमेव वर्णयितुमात्मनोऽभिप्रायमाविष्कुर्वन् आह-

अय जनो नाथ ! तव स्तवाय गुणान्तरेभ्य स्पृहयालुरेव।
विगाहता किन्तु यथार्थवादमेक परीक्षाविधि दुर्विदग्ध ॥२॥

### અન્યયોગવ્યવચ્છેદનુ સ્વરૂપ-બીજા કાવ્યની અવતરણિકા

(ઉ) ત્રીસ કાવ્યમય આ સ્તુતિનો વિષય છે "અન્યયોગવ્યવચ્છેદ" આ વ્યવચ્છેદનુ સ્વરૂપ બતાવે છે → અન્યતીર્થિકોએ પોતપોતાની પરિકલ્પનાથી જે તત્ત્વાભાસ રચ્યો છે તે તત્ત્વાભાસનુ ખડન કરવા દ્વારા તે અન્યતીર્થિકોમા આપ્તત્વનો છેદ કરવો એ પ્રસ્તુતમા અન્યયોગવ્યવચ્છેદનુ સ્વરૂપ છે અર્થાત્ ભગવાનમા રહેલા આપ્તત્વ વિશેષણનો ભગવાનથી ભિન્ન એવા કુતીર્થિકોમાથી છેદ કરવો એ જ અહી 'અન્યયોગવ્યવચ્છેદ' નુ ફળ છે જેઓના સિદ્ધાતો બાધ પામતા ન હોય, તેઓ જ આપ્ત બની શકે એ વાત પૂર્વ કાવ્યના આધારે સ્પષ્ટ થાય છે તેથી કુતીર્થિકોના વચનો બાધ પામે છે તેમ સિદ્ધ થાય તો તે કુતીર્થિ આપ્ત નથી તેમ કહી શકાય અને તેમના સિદ્ધાતો બાધિત તો જ થાય, જો તેમના વચનોથી ભિન્ન એવા ભગવાનના વચનો અબાધિત જાહેર થાય અને તે વાત પણ તો જ બને, જો ભગવાન યથાર્થવસ્તુવાદી હોય તેથી અન્યયોગવ્યવચ્છેદની સિદ્ધિ કરવી હોય, તો ભગવાનમા રહેલા 'યથાર્થવસ્તુવાદિતા' ગુણની જ ખ્યાતિ ફેલાવવી જોઈએ જો કે ત્રિભુવનગુરુ ભગવાનમા રહેલા બધા જ ગુણો પ્રશસનીય અને સ્તુત્ય છે, એવી કવિને સચોટ શ્રદ્ધા છે છતા સદ્ભૂતવસ્તુવાદિત્વ=સદ્ભૂત પદાર્થોનુ જ કથન કરનારપણુ આ જે વિશેષગુણ છે, તેની જ સ્તુતિ કરવાનો પોતાનો આશય કવિવર આચાર્ય બતાવી રહ્યા છે -

કાવ્યાર્થ - હે નાથ ! આ (કવિ) માણસ બીજા ગુણોથી તારી સ્તુતિ કરવાની ઇચ્છાવાળો છે જ છતા પણ પરીક્ષાવિધિમા પોતાને પડિત માનવાનો ડોળ કરતો તે (કવિ) તારા 'યથાર્થવાદ' નામના એક ગુણની સ્તવના કરવા ભલે ઉદ્યમશીલ બને

### યથાર્થવાદિતા ગુણથી સર્વગુણસ્તવન સિદ્ધિ

હે નાથ ! યથાર્થવાદથી ભિન્ન અને અન્યમા અવિદ્યમાન એવા શરીરના લક્ષણ વગેરે ગુણોની સ્તવના કરવા માટે હુ શ્રદ્ધાવાન છુ જ અર્થાત્ હુ તારા બીજા ગુણોની સ્તુતિ કરવાની ઇચ્છવાળો છુ જ સ્તવાય પદમા તાદર્થ્યે (સિ હે શ સૂ ૨-૨-૫૪) થી ચતુર્થી વિભક્તિ છે, અને ગુણાન્તરેભ્ય પદમા "स्पृहे र्व्याप्य वा" (સિ હે શ ૨-૨-૨૬)થી स्पृह ધાતુના વ્યાપ્ય=કર્મને વિકલ્પે ચતુર્થી વિભક્તિ લાગી છે

શકા - કવિને ભગવાનના બીજા ગુણોની સ્તવના કરવાની ઇચ્છા છે તો શુ કવિ બીજા ગુણોની પણ સ્તવના કરશે ?

સમાધાન - આ આશકાનુ સમાધાન ઉત્તરાર્દ્ધથી બતાવે છે किन्तु આ અવ્યય સ્વીકૃતિપૂર્વક વિશેષવિધાન દર્શાવવા વપરાયો છે પરમાત્માના બીજા ગુણો પણ ઉપેક્ષણીય નથી, છતા કવિ અહી પ્રભુના 'ભાવોના યથાવસ્થિતસ્વરૂપના વક્તાપણુ' નામના એક જ ગુણની સ્તુતિક્રિયામા પ્રવૃત્ત થવા માગે છે

શકા - પ્રભુના બીજા ગુણો જ્યારે ઉપેક્ષણીય નથી ત્યારે તે બધાને છોડી માત્ર એક જ ગુણની સ્તુતિ કરવાનો હઠાગ્રહ શા માટે છે ?

हे नाथ । *अय*=मल्लक्षणो जनस्तव *गुणान्तरेभ्य* =यथार्थवादव्यतिरिक्तेभ्योऽनन्यसाधारणशारीरलक्षणादिभ्य *स्पृहयालुरेव*=श्रद्धालुरेव । किमर्थम् ? *स्तवाय*=स्तुतिकरणाय । इय 'तादर्थ्ये' (सि हे श २/२/५४) चतुर्थी । पूर्वत्र तु 'स्पृहेर्व्याप्य वा' (सि हे श २/२/२६) इति लक्षणा चतुर्थी । तव गुणान्तराण्यपि स्तोतु स्पृहावानय जन इति भाव । ननु यदि गुणान्तरस्तुतावपि स्पृहयालुता तत्कि तान्यपि स्तोष्यति स उत नेति आशङ्क्योत्तरार्धमाह → *'किन्तु'* इति अभ्युपगमपूर्वकविशेषद्योतने निपात । *एक*= एकमेव *यथार्थवाद*=यथावस्थितवस्तुतत्त्वप्रख्यापनाख्य त्वदीय गुणमय जनो *विगाहता* = स्तुतिक्रियया समन्ताद् व्याप्नोतु । तस्मिन्नेकस्मिन्नपि हि गुणे वर्णिते तन्त्रान्तरीयदेवेभ्यो ( देवतेभ्यो पाठा) वैशिष्ट्यख्यापनद्वारेण वस्तुत सर्वगुणस्तवनसिद्धे ॥

अथ प्रस्तुतगुणस्तुति सम्यक्परीक्षाक्षमाणा 'दिव्यदृशामेवौचितीमञ्चति[१] नाऽर्वाग्दृशा[२], भवादृशामित्याशङ्का[३] विशेषणद्वारेण निराकरोति । यतोऽय जन *परीक्षाविधिदुर्विदग्ध* → अधिकृतगुणविशेषपरीक्षणविधौ दुर्विदग्ध, पण्डितमन्य इति यावत् । अयमाशय यद्यपि जगद्गुरोर्यथार्थवादित्वगुणपरीक्षा मादृशा मतेरगोचर, तथापि भक्तिश्रद्धातिशयात् तस्यामहमात्मान विदग्धमिव मन्ये, इति । विशुद्धश्रद्धाभक्तिव्यक्तिमात्ररूपत्वात् स्तुते । इति वृत्तार्थ ॥ २ ॥

**સમાધાન –** આ 'યથાર્થવાદિપણુ' ગુણની સ્તવનાથી 'ભગવાન અન્ય દેવોથી વિશિષ્ટ છે' તેમ સિદ્ધ થાય છે અને વાસ્તવમા તેવી વિશિષ્ટતાની સિદ્ધિ દ્વારા ભગવાનના બધા જ ગુણોની સ્તવના સિદ્ધ થઇ જાય છે તેથી બીજા ગુણો પણ ઉપેક્ષણીય બનતા નથી

### સ્તુતિમા ભક્તિશ્રદ્ધાની મહત્તા

**શકા –** પ્રસ્તુત ગુણસ્તુતિ કરવામા તમે સાહસ કરી રહ્યા છો કેમકે પરમાત્માના આ ગુણોની સ્તુતિ કરવાનુ કાર્ય દિવ્યચક્ષુ=કેવળજ્ઞાનવગેરે રૂપ વિશિષ્ટ જ્ઞાનવાળી વ્યક્તિ કરે એ જ યોગ્ય ગણાય, તમારા (=કવિ) જેવા અર્વાગ્દૃષ્ટિ=સ્થૂળ–ટૂકી બુદ્ધિવાળા પુરુષો આ કાર્ય કરે એ 'શક્તિ વિનાનુ સાહસ છે'

**સમાધાન –** અલબત્ત, આ કાર્ય ભગીરથ છે, અને મારા (કવિ) ગજાની બહારનુ છે છતા પણ હુ ગુણવિશેષની પરીક્ષાવિધિમા મારી જાતને પડિત માનુ છુ અર્થાત્ આ બાબતમા હુ વિદ્વાન ન હોવા છતા મારી જાતને વિદ્વાન તરીકે ખપાવવાની ચેષ્ટા કરુ છુ તેથી અહી ઉચિતતા–અનુચિતતા વિચારવાનો અવકાશ જ નથી

**તાત્પર્ય –** જગદ્ગુરુમા રહેલા યથાર્થવાદિતાગુણની પરીક્ષા કરવી એ પોતાના જેવા અલ્પબુદ્ધિવાળા માટે અશક્ય કાર્ય છે અને પોતાની બુદ્ધિનો વિષય જ નથી તેથી તેવી ચેષ્ટા કરવી એ ખદ્યોત દ્વારા સૂર્યના પ્રકાશની પરીક્ષા કરવાની ચેષ્ટાની જેમ માત્ર હાસ્યાસ્પદ જ છે એમ કવિ સ્વીકારે છે છતા પણ પ્રભુ પ્રત્યેની અનન્ય ભક્તિ અને શ્રદ્ધા=હૃદયમા રહેલા બહુમાનનો અતિરેક આ બેની અસર હેઠળ પોતે આ ગુણસ્તવન કાર્યમા પડિત છે એમ માનવાની ચેષ્ટા પોતે (કવિ) કરે છે *કેમકે વિશુદ્ધ= આશસા વગેરેથી રહિતની શ્રદ્ધા અને ભક્તિનુ બહાર પ્રગટીકરણ=હૈયાના શુભભાવોનો હોઠોથી બહાર આવિષ્કાર જ સ્તુતિ છે*

**બીજા કાવ્યનો અર્થ અહી પૂર્ણ થયો . . ..**



१ विशिष्टज्ञानिना । २ औचित्य भजते । ३ ,

अथ ये कुतीर्थ्या कुशास्त्रवासनावासितस्वान्ततया त्रिभुवनस्वामिनं स्वामित्वेन न प्रतिपन्नास्तानपि तत्त्वविचारणा प्रति शिक्षयन्नाह –

गुणेष्वसूयां दधत परेऽमी मा शिश्रियन् नाम भवन्तमीशम् ।
तथापि समील्य विलोचनानि विचारयन्ता नयवर्त्म सत्यम् ॥ ३ ॥

अमी इति 'अदसस्तु विप्रकृष्टे'[1] इति वचनात् तत्त्वातत्त्वविमर्शबाह्यतया दूरीकरणार्हत्वाद् विप्रकृष्टा *परे*=कुतीर्थिका *भवन्त*=त्वामनन्यसामान्यसकलगुणनिलयमपि, *मा ईश शिश्रियन्*=मा स्वामित्वेन प्रतिपद्यन्ताम् । यतो गुणष्वसूया *दधत*=गुणषु बद्धमत्सरा । गुणेषु दोषाविष्करण हि असूया । यो हि यत्र मत्सरी भवति स तदाश्रय नानुरुध्यते, यथा माधुर्यमत्सरी करभ पुण्ड्रेक्षुकाण्डम् । गुणाश्रयश्च भवान् । एव परतीर्थिकाना भगवदाज्ञाप्रतिपत्ति प्रतिषिध्य स्तुतिकारो

## અન્યતીર્થિકોને સલાહ

આભિગ્રહિક મિથ્યાત્વથી પીડાતા અન્ય તીર્થિકોને કુશાસ્ત્રના પઠન-વાચન વગેરેનો રસ સહજ છે અને તે કુશાસ્ત્રના પઠન વગેરેથી જામી ગયેલા કુવાસનાના ઠરથી તેઓનુ હૃદય પણ વાસિત થઇ ગયું છે અને તેના વિકારરૂપે તે કુતીર્થિકો ત્રિલોકનાથ અરિહંતને સ્વામી તરીકે સ્વીકારવા તૈયાર નથી આ અન્યતીર્થિકોને તત્ત્વની વિચારણા કરવાની સુકીયાણી સલાહ આપતા કવિ કહે છે

**કાવ્યાર્થ** – ગુણો પર અસૂયા=મત્સરને ધારણ કરવાવાળા પર (=કુતીર્થિકો) ભલે આપને સ્વામી તરીકે ન સ્વીકારે, છતા પણ તેઓ (કુતીર્થિકો) આખ બધ કરીને સાચા ન્યાયમાર્ગનો વિચાર કરે

'अदस्' શબ્દનો પ્રયોગ દૂરની વસ્તુના સૂચન માટે થાય છે પરદર્શનવાળાઓ તત્ત્વ અને અતત્ત્વનો વાસ્તવિક પરામર્શ કરી શકતા ન હોવાથી દૂર કરવા યોગ્ય છે અર્થાત્ તેઓ તત્ત્વવિચારણાથી દૂર હોવાથી તેઓ માટે 'अमी' (अदस् ના રૂપનો) પ્રયોગ કર્યો તેઓ અસાધારણ ગુણોના ભડાર સમા પ્રભુને પણ સ્વામી તરીકે સ્વીકારવા તૈયાર નથી

**શકા** – પ્રભુ જો અનત અસાધારણ ગુણોવાળા હોય તો બીજાઓ તેમને સ્વામી તરીકે કેમ સ્વીકારતા નથી ? ફૂલમા જો સુગધ હોય, તો કોણ તેને સ્વીકારે નહિ ?

**સમાધાન** – બીજાઓને પરમાત્માના ગુણો પર મત્સર=ઈર્ષ્યા છે તેથી તેઓ પરમાત્માને સ્વામી માનવા તૈયાર નથી અશુચિનો કીડો પુષ્પના પમરાટને પામે નહિ તેમા આશ્ચર્ય નથી મત્સરીનો સ્વભાવ છે કે ગુણોમા પણ દોષોનો આવિષ્કાર કરવો તેથી મત્સરી ગુણોનો આશ્રય કરી શકતો નથી એવી સામાન્ય વ્યાપ્તિ છે કે 'જે જેના પર મત્સરવાળો હોય, તે તેના આશ્રયનો સ્વીકાર કરતો નથી જેમ કે ઊટને માધુર્ય=મીઠાશ પર મત્સર છે તો ઊટ શેરડીના સાઠાને ભક્ષ્ય તરીકે સ્વીકારતો નથી ' આ વ્યાપ્તિ પ્રસ્તુતમા પણ લાગુ પડે છે બીજાઓ ગુણપર મત્સરવાળા છે તેથી ગુણોના આશ્રય=આધારભૂત પરમાત્માને સ્વીકારતા નથી ખેર ! ભલે, તેઓ પરમાત્માને સ્વામી તરીકે ન સ્વીકારે

અહી કવિએ પોતે બીજાઓને પરમાત્માના સ્વીકારનો પ્રતિષેધ કર્યો

**પ્રશ્ન** – આમ કરવામા કવિનો આશય કયો છે ?

१ इदमस्तु सन्निकृष्टे समीपवर्ती चैतदास्पम् । अदसस्तु विप्रकृष्टे तदिति परोक्षे विजानीयात् ॥ १ ॥ इति सम्पूर्णश्लाक ।

माध्यस्थमिवारथाय तान्प्रति हितशिक्षामुत्तरार्धेनोपदिशति। तथापि त्वदाज्ञाप्रतिपत्तेरभावेऽपि *लोचनानि*=नेत्राणि *समील्य*=मिलितपुटीकृत्य *सत्य*=युक्तियुक्त *नयवर्त्म*=न्यायमार्ग *विचारयन्ता* = विमर्शविपयीकुर्वन्तु ॥

अत्र च *'विचारयन्ताम्'* इत्यात्मनेपदेन फलवत्कर्तृविपयेणेव[१] ज्ञापयत्याचार्यो यद् अवितथनयपथविचारणया तेषामेव फल, वय तु केवलमुपदेष्टार इति । कि तत्फलम् ? इति चेत् ? 'प्रेक्षावत्ता' इति ब्रूम । समील्य विलोचनानीति च वदत प्रायस्तत्त्वविचारणमेकाग्रताहेतुनयननिमीलनपूर्वक लोके प्रसिद्धमित्यभिप्राय । अथवा, अयमुपदेशस्तेभ्योऽरोचमान एवाचार्येण वितीर्यते ततोऽस्वदमानोऽपि अय *कटुकोषधपानन्यायेनायतिसुखत्वाद्* भवद्भिर्नेत्रे निमील्य पेय एवेति आकूतम् ॥

ઉત્તર – ભગવાનને સ્વામી તરીકે સ્વીકારવાનો સીધો ઉપદેશ આપવામા, તે બીજાઓ "સ્વદર્શનનો રાગી આ અમને વટલાવવા માગે છે" એમ માની દૂરથી જ ભડકીને ભાગી જાય અને કવિએ હવે જે કહેવું છે તે સાભળે જ નહિ તેથી બીજાઓ ખોટા કુવિકલ્પમા ચડવાનુ છોડી પોતાના સત્ય અને હિતકર ઉપદેશને સાભળે એ હેતુથી જ કવિએ કહ્યુ કે તેઓ ભગવાનને ભલે સ્વામી તરીકે ન સ્વીકારે

તેથી જ કવિ માધ્યસ્થ્યભાવ ધારણ કરી તેઓને હિતશિક્ષા આપતા ઉત્તરાર્ધમા કહે છે 'तथापि' ઇત્યાદિ બીજાઓએ પરમાત્માની આજ્ઞા સ્વીકારવી ન હોય, તો પણ જો તેઓ સત્યના શોધક હોય, તો તેઓ બે આખ બધ કરી–અર્થાત્ સ્વસ્થચિત્તે વિક્ષેપ વિના યુક્તિસગત ન્યાયમાર્ગનો વિચાર કરે

અહી 'विचारयन्ताम्' આ પ્રયોગ આત્મનેપદનો છે ધાતુના ધાત્વર્થ ક્રિયાનુ ફળ કર્તાને મળતુ હોય, તો તે ધાતુને આત્મનેપદના પ્રત્યયો લાગે છે અહી 'વિચારય' નામધાતુમા આત્મનેપદનો પ્રયોગ કરવાદ્વારા કવિ કહેવા માગે છે કે 'આ પ્રમાણે અવિસવાદી નયમાર્ગની વિચારણા કરવાનુ ફળ તેઓને જ મળશે અમે તો માત્ર ઉપદેશક જ છીએ ' અર્થાત્ અમે અમારો સ્વાર્થ સાધવા તેઓને વિચારવાનુ નથી કહેતા, કેમકે અમારુ પ્રયોજન તો ઉપદેશ આપવામાત્રથી સરી જાય છે, પણ જો તેઓ વિચારશે તો તેઓને જ લાભ થવાનો છે

શકા – આ પ્રમાણે વિચારવાથી શુ ફળ મળશે ?

સમાધાન – આ પ્રમાણે વિચારવાથી જ તેઓ પ્રેક્ષાવાન–વિચારકની કક્ષામા આવી શકશે, અન્યથા નહી આ તત્ત્વવિચારણાનુ ફળ છે

'समील्य विलोचनानि ' (=આખ બધ કરીને )એમ એટલા માટે કહ્યુ છે કે પ્રાય એકાગ્રતામાટે આખ બધ કરવા પૂર્વક જ તત્ત્વની વિચારણા થઇ શકે એમ લોકોમા પ્રસિદ્ધ છે અથવા કવિનો આ ઉપદેશ બીજાઓ માટે કડવા ઔષધ સમાન છે કેમકે આ ઉપદેશરૂપ ઔષધનુ પાન બીજાઓને ગમે તેવુ નથી પરતુ ભાવીમા હિત કરનારુ છે તેથી 'જેમ કડવી દવા આખ બધ કરીને પણ પી જવાય છે તેમ આ ઔષધને તમે પણ આખ બધ કરીને ગ્રહણ કરી લેજો ' એવો આશય છે

શકા .– અવિવેકના અતિરેકને કારણે તેઓને પરમેશ્વરના વચનો જો પસદ જ ન હોય, તો શા માટે તેઓને વ્યર્થ ઉપદેશ આપીને ગળુ દુ ખાડો છો ?

સમાધાન '– મહાપુરુષો તત્ત્વવાણી પીરસતી વખતે શ્રોતાની રુચિ–અરુચિનો વિચાર કર્યા વિના હિતકારી તત્ત્વવાણી પીરસતા દેખાય છે અર્થાત્ મહાપુરુષો કડવા પણ હિતકારી સત્યનો ઉપદેશ આપતા અચકાતા નથી. કેમકે તે ઉપદેશ આપતી વખતે તેઓનો પરાર્થ સિવાય બીજો કોઇ સ્વાર્થ નથી કેમકે તેઓને મન પરાર્થ એ

---

१ फलवत्कर्तरि । सि है श सू ३।३

ननु यदि च पारमेश्वरे वचसि तेषामविवेकातिरेकादरोचकता तत् किमर्थं तान्प्रत्युपदेशक्लेश इति? नैवम्। परोपकारसारप्रवृत्तीनां महात्मनां प्रतिपाद्यगतां[1] रुचिमरुचिं वाऽनपेक्ष्य हितोपदेशप्रवृत्तिदर्शनात्। तेषां हि परार्थस्यैव स्वार्थत्वेनाऽभिमतत्वात्। न च हितोपदेशादपरः पारमार्थिकः परार्थः। तथा चार्षम्–

रूसउ वा परो मा वा विसं वा परियत्तउ। भासियव्वा हिया भासा सपक्खगुणकारिया॥[2] ( ) उवाच च वाचकमुख्यः – न भवति धर्मः श्रोतुः सर्वस्यैकान्ततो हितश्रवणात्। ब्रुवतोऽनुग्रहबुद्ध्या वक्तुस्त्वेकान्ततो भवति॥ (तत्त्वार्थकारिका श्लोक–२९) इति वृत्तार्थः ॥ ३ ॥

જ શ્રેષ્ઠ સ્વાર્થ છે અને ઉપદેશને તોલે આવે તેવો કોઇ તાત્ત્વિક પરાર્થ નથી કેમકે ઉપદેશ દ્વારા જ જીવોને સન્માર્ગપર લાવી મોક્ષમહેલમા પહોંચાડી શકાય આગમવચન છે *"બીજો (= શ્રોતા) ગુસ્સે થાય કે ન થાય અથવા ઉપદેશામૃતને વિષ તરીકે જૂએ, તો પણ સ્વપક્ષને ગુણકારી હિતભાષા બોલવી જોઇએ"* વાચકવર (શ્રી ઉમાસ્વાતિજી મહારાજા) પણ આ મુજબ કહે છે →*"હિતકારી વચનના શ્રવણથી શ્રોતાને ધર્મ (= પુણ્ય કે નિર્જરારૂપ) થાય કે ન પણ થાય પરંતુ અનુગ્રહની બુદ્ધિથી કહેનાર વક્તાને તો એકાંતે ધર્મ થાય છે"*[3] (તત્ત્વાર્થકારિકા શ્લોક–૨૮)

આ પ્રમાણે ત્રીજા કાવ્યનો અર્થ પૂર્ણ થયો



૧ श्रोतृगताम् ॥ २ छाया–रुष्यतु वा परो मा वा विषं वा परिवर्तयतु (विषवत् प्रतिभातु वा)। भाषितव्या हिता भाषा स्वपक्षगुणकारिणी ॥

૩ અહીં એટલો વિવેક રાખવો કે આ વાત કુનયની પક્કડવાળાને આશ્રયીને છે તેના કુનયને તોડવા અન્ય નયને પ્રધાન કરી કડવી વાત પણ દેશ–કાળ આદિનો જ્ઞાતા ગીતાર્થ પુરુષ કરી શકે અનભિનિવિષ્ટ શ્રોતાને આશ્રયીને તો કેટલીકવાર એ શ્રોતાને પ્રારંભમા અનુકૂળ નયથી દેશના આપવી જોઇએ આમ કરવાથી તેને આકર્ષણ થાય, વક્તા પર એનો વિશ્વાસ જામે અને તે પછી તે શ્રોતાને અન્યનયનુ પણ જ્ઞાન આપવું જોઇએ તેથી 'વક્તાને એકાંતે નિર્જરા છે' આ સ્થળે વક્તા તરીકે દેશ / કાલ આદિનો જ્ઞાતા ગીતાર્થ વક્તા જ સમજવો અદેશ–કાળાદિજ્ઞ કે અગીતાર્થને દેશનાનો અધિકાર નથી કેમ કે તેની દેશના પરસ્થાન દેશના થવા દ્વારા વક્તા–શ્રોતા બન્નેને અનર્થકારી બનવાનો સંભવ છે (અને તેથી અનુગ્રહબુદ્ધિથી બોલતા પણ અનધિકૃત વક્તાને એકાંતે નિર્જરા નથી.) ઉપદેશ પદ્ધતિના વિવેકમાટે પૂ મહો યશોવિજયવાચક વિરચિત "દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશકા" પ્રકરણ અંતર્ગત "દેશના દ્વાત્રિંશિકા" નો અભ્યાસ કરવો જોઇએ

अथ यथावद् नयवर्त्मविचारमेव प्रपञ्चयितु पराभिप्रेततत्त्वाना प्रामाण्य निराकुर्वन्नादितस्तावत्काव्यषट्केनोलूक्यमताऽभिमततत्त्वानि दूषयितुकामस्तदन्त पातिनौ प्रथमतर सामान्यविशेषो दूषयन्नाह –

स्वतोऽनुवृत्तिव्यतिवृत्तिभाजो भावा न भावान्तरनेयरूपा. ।
परात्मतत्त्वादतथात्मतत्त्वाद् द्वयं वदन्तोऽकुशला. स्खलन्ति ॥ ४ ॥

अभवन् भवन्ति, भविष्यन्ति चेति *भावा* –पदार्था , आत्मपुद्गलादयस्ते स्वत इति 'सर्व हि वाक्य सावधारणमामनन्ती' ति ।स्वत एव *आत्मीयस्वरूपादेवानुवृत्तिव्यतिवृत्तिभाज* –एकाकारा प्रतीतिरेकशब्दवाच्यता चानुवृत्ति । *व्यतिवृत्ति*=व्यावृत्ति , सजातीयविजातीयेभ्य सर्वथा व्यवच्छेद । ते उभे अपि सवलिते *भजन्ते*=आश्रयन्तीति अनुवृत्तिव्यतिवृत्तिभाज ,

હવે યથાર્થનયમાર્ગની વિચારણાનો વિસ્તાર કરવાનો આરભ કરવાનો છે પરતુ એમ કરતા પહેલા બીજાઓને અભિપ્રેત તત્ત્વોનુ નિરાકરણ કરતા કવિ સૌ પ્રથમ છ કાવ્ય દ્વારા વૈશેષિકોને અભિમત તત્ત્વોને દૂષિત કરવાની ઇચ્છાવાળા છે તેમા પણ તે વૈશેષિક તત્ત્વોમા સમાવેશ પામેલા 'સામાન્ય' અને 'વિશેષ' ને જ સૌ પ્રથમ દૂષિત કરતા કવિ કહે છે →

**કાવ્યાર્થ** – ભાવો=સત્પદાર્થો સ્વભાવથી જ સામાન્ય – વિશેષરૂપે રહેલા છે તેઓના આ સ્વરૂપના દર્શકરૂપે બીજા પદાર્થોની કલ્પના કરવી આવશ્યક નથી તેથી પદાર્થોથી અને પરસ્પરથી ભિન્ન એવા સામાન્ય અને વિશેષના સ્વરૂપનો આશ્રય કરી બે ભિન્ન પ્રતીતિને કહેતા અકુશળો( =પરવાદીઓ )સ્ખલના પામે છે

## સામાન્ય-વિશેષનુ સ્વરૂપ

જેઓ થયા, થાય છે અને થશે તે ભાવો=સર્વદા વિદ્યમાન એવા આત્મા, પુદ્ગળવગેરે પદાર્થો આ ભાવ પદાર્થો સ્વત' જ=પોતાના સ્વરૂપથી જ અનુવૃત્તિ અને વ્યાવૃત્તિથી યુક્ત છે *"બધા જ વાક્યો અવધારણ='જ' કારયુક્ત માનેલા છે "* આ ન્યાયથી કાવ્યમા 'एव' પદનો પ્રયોગ ન હોવા છતા કવિને 'સ્વત ' પદ પછી 'एव' કાર ઇષ્ટ હોવાથી ટીકાકારે સ્વત પદ પછી 'एव' કારનો પ્રયોગ બતાવ્યો છે તેથી એવો અર્થ થાય છે કે બધા પદાર્થો સ્વત જ, નહિ કે પરત , અનુવૃત્તિ અને વ્યાવૃત્તિથી યુક્ત છે અનુવૃત્તિ=સમાનરૂપે થતી પ્રતીતિ, અને સમાન શબ્દથી ઓળખાવાપણુ (=વાચ્યતા)દા ત તમામ ઘડાઓમા ઘટત્વાદિરૂપે સમાન પ્રતીતિ થાય છે અને બધા ઘડાઓ 'ઘટ' શબ્દના સમાનરૂપે વાચ્ય બને છે સામાન્ય, સાધારણવગેરે તેના (=અનુવૃત્તિના) પર્યાયવાચી શબ્દો છે

વ્યતિવૃત્તિ=વ્યાવૃત્તિ – સજાતીય અને વિજાતીય સઘળા ય પદાર્થોથી સર્વથા વ્યવચ્છેદ=ભેદની પ્રતીતિ (જેમકે દરેક ઘડામા ઘડાથી ભિન્ન વસ્તુઓથી ભેદ પ્રતીત થાય છે તે જ પ્રમાણે (દરેક ઘડો) પોતાના સજાતીય બીજા ઘડાઓથી પણ સ્વતત્રરૂપે ભાસે છે 'વિશેષ' વગેરે તેના (=વ્યાવૃત્તિના)પર્યાયવાચી શબ્દો છે ) બધા પદાર્થો સામાન્ય અને વિશેષ–આ બન્નેથી અત્યત સકળાયેલા સ્વરૂપવાળા છે અર્થાત્ દરેક પદાર્થો સામાન્ય–વિશેષ ઉભયાત્મક જ હોય છે

ઉપર 'પદાર્થો સ્વત' ઉભયાત્મક છે' એવુ અન્વયવિધાન બતાવ્યુ હવે વ્યતિરેક દ્વારા જ તે વિધાનને પુષ્ટ કરે છે 'न भावान्तरनेयरूपा ' ભાવાતર=સામાન્ય અને વિશેષ વડે નેય=પ્રતીતિને યોગ્ય રૂપ=ક્રમશ અનુવૃત્તિ અને વ્યાવૃત્તિ સ્વરૂપ (અર્થાત્ દ્રવ્યાદિ પદાર્થો પદાર્થાન્તરભૂત સામાન્ય અને વિશેષથી પ્રતીત થતા અનુવૃત્તિ અને વ્યાવૃત્તિ સ્વરૂપવાળા નથી વૈશેષિકોએ છ ભાવપદાર્થ કલ્પ્યા છે (૧) દ્રવ્ય (૨) ગુણ (૩) ક્રિયા (કર્મ) (૪) સામાન્ય અને (૫) વિશેષ (૬) સમવાય તેમના મતે આ છએ પદાર્થો પરસ્પરથી અત્યત ભિન્ન હોવાથી 'સામાન્ય' અને 'વિશેષ' આ બે પદાર્થ 'દ્રવ્ય' વગેરે બાકીના ચાર પદાર્થથી અને પરસ્પરથી અત્યત ભિન્ન છે અને તેમના મતે આ 'સામાન્ય' અને 'વિશેષ' પદાર્થની સહાયથી જ દ્રવ્ય આદિ ભાવો સામાન્ય અને વિશેષરૂપે પ્રતીત થાય છે

सामान्यविशेषोभयात्मका इत्यर्थ ।

*अन्वयार्थस्य* व्यतिरेकमाह–*'न भावान्तरनेयरूपा'* इति । 'न' इति निषेधे । *भावान्तराभ्या*=पराभिमताभ्या द्रव्यगुणकर्मसमवायेभ्य पदार्थान्तराभ्या भावव्यतिरिक्तसामान्यविशेषाभ्याम् । *नेय*=प्रतीतिविषय प्रापणीयम् । *रूप*=यथासङ्ख्यमनुवृत्ति–व्यतिवृत्तिलक्षण स्वरूप येषा ते तथोक्ता । स्वभाव एव हि अय सर्वभावाना यदनुवृत्तिव्यावृत्तिप्रत्यया स्वत एव जनयन्ति । तथाहि–घट एव तावत् पृथुबुध्नोदराद्याकारवान् प्रतीतिविषयीभवन् सन अन्यानपि तदाकृतिभृत पदार्थान् घटरूपतया घटैकशब्दवाच्यतया च प्रत्याययन् सामान्याख्या लभते । स एव चेतरेभ्य सजातीयविजातीयभ्यो द्रव्यक्षेत्रकालभावैरात्मान व्यावर्तयन् विशेषव्यपदेशमश्नुते । इति न सामान्यविशेषयो पृथक्पदार्थान्तरत्वकल्पन न्याय्यम् पदार्थधर्मत्वेनव तयो प्रतीयमानत्वात् । न च धर्मा धर्मिण सकाशादत्यन्त व्यतिरिक्ता ।

---

પરતુ વૈશેષિકોની ઉપરોક્ત માન્યતા બરાબર નથી કેમકે) દરેક પદાર્થોનો એવો સ્વભાવ જ છે કે પોતાના અનુવૃત્તિ અને વ્યાવૃત્તિ સ્વરૂપની પ્રતીતિ સ્વત: જ કરાવવી. અહી ઉદાહરણ બતાવે છે–જ્યારે ઘડો પૃથુબુધ્ન ઉદર આદિ આકારવાળાતરીકે પ્રતીત થાય છે, ત્યારે જ તે પોતાના જેવા પૃથુબુધ્નોદર આદિ આકૃતિવાળા તમામ પદાર્થોને ઘટરૂપે અને 'ઘટ' એવા એક શબ્દના વાચ્યતરીકે પ્રતીત કરાવે છે અને ત્યારે તે 'સામાન્ય' તરીકે ઓળખાય છે અને તે જ ઘડો જ્યારે સજાતીય અને વિજાતીય બીજાઓથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ દ્વારા પોતાને જૂદો પાડે છે ત્યારે 'વિશેષ' રૂપે વ્યપદિષ્ટ થાય છે (પોતાની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ અલગ મૃત્પિડ આદિ રૂપ દ્રવ્યમા થવા રૂપ દ્રવ્ય દ્વારા, અલગ ક્ષેત્રમા થવા રૂપ ક્ષેત્રથી, અલગ કાળ (=સમય)મા થવા રૂપ કાળદ્વારા, અને અલગ વર્ણઆદિ ભાવોમા થવા રૂપ ભાવ દ્વારા એક ઘડો સજાતીય બીજા ઘડાથી ભિન્ન બને છે )આમ પદાર્થના બે ધર્મરૂપે જ પ્રતીત થતા હોવાથી સામાન્ય અને વિશેષને અલગ પદાર્થરૂપે કલ્પી લેવા એ ન્યાયસગત નથી

શકા – સામાન્ય અને વિશેષને ધર્મરૂપ માનો તો પણ તે બન્ને ધર્મીરૂપ દ્રવ્યાદિથી એકાતે ભિન્ન તો માનવા જ પડશે કેમકે ધર્મો ધર્મીથી એકાતે ભિન્ન છે

સમાધાન – એકાત ભિન્ન વસ્તુઓમા (૧)વિશેષણ–વિશેષ્યભાવ અને (૨)ધર્મ–ધર્મી તરીકે વ્યપદેશ અસિદ્ધ છે અહી ઊટ–ગધેડાનુ દૃષ્ટાન્ત છે ઊટ અને ગધેડો પરસ્પર એકાન્તે ભિન્ન છે તો પરસ્પરના વિશેષણ–વિશેષ્ય કે ધર્મ–ધર્મી બની શકતા નથી

શકા .– ઊટ અને ગધેડામા ધર્મ–ધર્મીભાવ ન હોવાથી તે બે વચ્ચે વિશેષણ–વિશેષ્યભાવ શિષ્ટમાન્ય નથી પરતુ જેઓ ધર્મ–ધર્મીભાવે રહેલા છે તે બેમા વિશેષણ–વિશેષ્યભાવ સર્વમાન્ય છે અર્થાત્ એકાત ભિન્ન વસ્તુઓમા પણ ધર્મ–ધર્મીભાવવાળી વસ્તુઓમા વિશેષણ–વિશેષ્યભાવ માની શકાય છે અને તેને ધર્મ–ધર્મીભાવ વિનાના ઊટ અને ગધેડાના દ્રષ્ટાતથી પોકળ ઠેરવી શકાય નહિ.

સમાધાન – તમે વસ્તુતત્ત્વને સમજો જૂઓ, વિશેષણ–વિશેષ્યભાવ અને ધર્મ–ધર્મી ભાવ પરસ્પર સબધિત છે વિશેષણ–વિશેષ્યભાવ એકાતે ભેદાત્મક વસ્તુમા સભવતો જ નથી એ ઉપર–બતાવી ગયા વિશેષણ–વિશેષ્યભાવની સિદ્ધિમાટે ધર્મ–ધર્મીભાવને આગળ કરશો તો એકાતે ભેદાત્મક વસ્તુમા ધર્મધર્મીભાવ શી રીતે સિદ્ધ કરશો ? ધર્મ–ધર્મીભાવને સિદ્ધ કરવા ફરીથી વિશેષણ વિશેષ્યભાવને આગળ કરશો તો 'તારુ ઘર ક્યા આવ્યુ ?' 'વડલાની બાજુમા ' વડલો ક્યા આવ્યો ? 'મારા ઘરની બાજુમા ' એની જેમ અન્યોન્યાશ્રયદોષ આવશે તેથી સિદ્ધ થાય છે કે એકાતે ભેદવાળી વસ્તુમા વિશેષણ– વિશેષ્ય ભાવ કે ધર્મધર્મીભાવ સભવતો નથી તેથી ધર્મ અને ધર્મીને એકાતે ભિન્ન માનવાથી શિષ્ટમાન્ય ધર્મધર્મીભાવનો અભાવ આવી જશે

શકા – 'સામાન્ય અને વિશેષ'ને દ્રવ્યાદિના ધર્મરૂપ માનવાથી જ આ પચાત ઊભી થાય છે અને દોષો ઉત્પન્ન થાય છે માટે જ અમે તે બન્નેને અલગ પદાર્થરૂપ માનીએ છીએ

एकान्तभेदे विशेषणविशेष्यभावानुपपत्ते करभरासभयोरिव धर्मधर्मिव्यपदेशाभावप्रसङ्गाच्च । धर्माणामपि च पृथक्पदार्थान्तरत्वकल्पने एकस्मिन् एव वस्तुनि पदार्थानन्त्यप्रसङ्ग अनन्तधर्मकत्वाद् वस्तुन ॥

तदेव सामान्यविशेषयो स्वतत्त्व यथावदनवबुध्यमाना *अकुशला*=अतत्त्वाभिनिविष्टदृष्टय तीर्थान्तरीया *स्खलन्ति*=न्यायमार्गाद् *भ्रश्यन्ति*=निरुत्तरीभवन्तीत्यर्थ । स्खलनेन चात्र प्रामाणिकजनोपहसनीयता ध्वन्यते । कि कुर्वाणा ? *द्वयम्*– अनुवृत्तिव्यावृत्तिलक्षण प्रत्ययद्वय वदन्त । कस्मादेतत्प्रत्ययद्वय वदन्त ? इत्याह → परात्मतत्त्वात्– *परौ*=पदार्थेभ्यो व्यतिरिक्तत्वादन्यौ परस्परनिरपेक्षौ च यौ सामान्यविशेषौ *तयोर्यदात्मतत्त्व*=स्वरूपमनुवृत्तिव्यावृत्तिलक्षण तस्मात्=तदाश्रित्येत्यर्थ । *"गम्ययप कर्माधारे"*(सि हे श २।२।७४) इत्यनेन पञ्चमी । कथभूतात्परात्मतत्त्वाद् ? इत्याह → अतथात्मतत्त्वाद्, मा भूत् पराभिमतस्य परात्मतत्त्वस्य सत्यरूपतेतिविशेषणमिदम् । *यथा*=येनैकान्तभेदलक्षणेन प्रकारेण

**સમાધાન** – સામાન્ય અને વિશેષને દ્રવ્ય વગેરેથી એકાતે ભેદ માનવાનો તમારો હઠાગ્રહ તમને સાચુ સમજવા દેતો નથી સામાન્ય અને વિશેષ એ વસ્તુના ધર્મરૂપ છે એ સર્વજનપ્રતીત છે, છતા એકાતભેદના હઠાગ્રહના કારણે તે બન્નેને અલગ પદાર્થરૂપે માનશો તો ધર્મીમા રહેલા બીજા અનતા ધર્મોને પણ તમારે અલગ–અલગ પદાર્થરૂપે માનવા પડશે તેથી એક વસ્તુમા અનત પદાર્થોની કલ્પનારૂપ 'મહાગૌરવ' દોષ ચોટશે (ટૂકી કલ્પનાથી કામ સરતુ હોય ત્યા લાબી કલ્પનાઓ કરવામા આ દોષ લાગે છે વસ્તુ અનતધર્માત્મક છે તે આગળ બતાવશે )

આ પ્રમાણે સામાન્ય અને વિશેષના સ્વરૂપને (અને ઉપલક્ષણથી ગુણ વગેરેના સ્વરૂપને યથાવત્ સમજવામા વૈશેષિકો નિષ્ફળ ગયા છે કેમ કે તેઓ એ ગુણી દ્રવ્યથી એકાતે ભિન્ન પદાર્થ ગુણને ગુણીમા રાખવા માટે સમવાય નામના અલગ પદાર્થની કલ્પના કરી છે આ કલ્પના પણ વ્યર્થ છે ) આવા અકુશળ=અતત્ત્વના અભિનિવેશવાળા તે કુતીર્થિકો (=વૈશેષિકો) સ્ખલના પામે છે અર્થાત્ ન્યાયમાર્ગથી ભ્રષ્ટ થાય છે સમ્યગ્ ઉત્તર આપવામા અસમર્થ બને છે 'સ્ખલન' પદથી "તેઓ પ્રામાણિક લોકોના હાસ્યને પાત્ર બને છે" એવો ધ્વનિ પ્રગટ થાય છે

**શકા** – તેઓ શુ કરવાથી હાસ્યાસ્પદ બને છે ?

**સમાધાન** – પર=દ્રવ્યાદિ પદાર્થથી અને પરસ્પરથી ભિન્ન અને નિરપેક્ષ એવા સામાન્ય–વિશેષના ક્રમશ અનુવૃત્તિ અને વ્યાવૃત્તિરૂપ આત્મતત્ત્વ=સ્વરૂપને આશ્રયીને અનુવૃત્તિ અને વ્યાવૃત્તિરૂપ બે અલગ પ્રત્યય સ્વીકારવાથી તેઓ હાસ્યાસ્પદ બને છે '(પરાત્મતત્ત્વાત્' અહી 'गम्ययप कर्माधारे' સિ હે શ સૂ (૨–૨–૭૪) થી પાચમી વિભક્તિ લાગી છે ) અર્થાત્ " *દ્રવ્યાદિથી ભિન્ન એવા સામાન્ય પદાર્થના સ્વરૂપને આશ્રયીને 'અનુવૃત્તિ'ની પ્રતીતિ અને વિશેષ પદાર્થના સ્વરૂપને આશ્રયીને 'વ્યાવૃત્તિ'ની પ્રતીતિ થાય છે* " તેમ તે વૈશેષિકો કહે છે તેમની આ માન્યતાને કોઈ સાચી ન માની લે તે હેતુથી કવિએ 'अतथात्मतत्त्वाद्' વિશેષણ મૂક્યુ છે આ વિશેષણથી કવિ કહે છે કે સામાન્ય–વિશેષનુ સ્વરૂપ તેઓ જેવુ માને છે તેવુ નથી

**શંકા** – તો તે બેનુ સાચુ સ્વરૂપ શુ છે ?

**સમાધાન** .– *'દ્રવ્યાદિ પદાર્થોમા અપૃથગ્ભાવે=અલગ પાડી ન શકાય તેવા રૂપે રહેવુ'* એ તે બન્નેનુ સ્વરૂપ છે તેથી તે બન્ને પદાર્થોથી અને પરસ્પરથી કથચિત્ અભિન્ન છે

**શકા** – તે બન્નેને દ્રવ્યાદિથી 'પર' માનવામા શો વાધો છે ?

**સમાધાન** – પર એટલે અન્ય અને અન્યપણુ એકાતભેદ વિના સભવે નહિ સામાન્ય–વિશેષને દ્રવ્યાદિ પદાર્થોથી પર માનવામા દ્રવ્ય આદિથી એકાતે ભિન્ન માનવા પડે પણ તે બરાબર નથી

पर प्रकल्पित, न *तथा*=तेन *प्रकारेणात्मतत्त्व*=स्वरूप यस्य तत्तथा । तस्माद् यत पदार्थेपु अविष्वग्भावेन[१] सामान्यविशेषौ वर्तेते । तैश्च तो तेभ्य परत्वेन कल्पितौ । परत्व चान्यत्व, तच्चैकान्तभेदाविनाभावि[२] ॥

किञ्च पदार्थेभ्य सामान्यविशेषयोरेकान्तभिन्नत्व स्वीक्रियमाणे एकवस्तुविषयमनुवृत्तिव्यावृत्तिरूप प्रत्ययद्वय नोपपद्येत। एकान्ताभेदे चान्यतरस्यासत्त्वप्रसङ्ग । सामान्यविशेषव्यवहाराभावश्च स्यात् । सामान्यविशेषोभयात्मकत्वेनैव वस्तुन प्रमाणेन प्रतीते । परस्परनिरपेक्षपक्षस्तु पुरस्तान्निर्लोठयिष्यते[३] । अत एव तेषा वादिना स्खलनक्रिययोपहसनीयत्वमभिव्यज्यते । यो हि अन्यथास्थित वस्तुस्वरूपमन्यथैव प्रतिपद्यमान परेभ्यश्च तथैव प्रज्ञापयन् स्वय नष्ट परान्नाशयति न खलु तस्मादन्य उपहासपात्रम् । इति वृत्तार्थ ॥ ४ ॥

## સામાન્ય-વિશેષની ધર્મીથી એકાત અભિન્નતા અસિદ્ધ

વળી સામાન્ય અને વિશેષને પદાર્થોથી એકાતે ભિન્ન સ્વીકારવામા એક જ વસ્તુમાં થતી સામાન્ય અને વિશેષરૂપ બે પ્રતીતિ સંગત ન બને

શંકા – તો પછી સામાન્ય અને વિશેષને દ્રવ્યાદિથી એકાતે અભિન્ન માનો

સમાધાન .– તે બન્નેને દ્રવ્યાદિથી એકાતે અભિન્ન પણ માની શકાય નહિ કેમકે તેમ માનવામા તે (સામાન્ય અને વિશેષ)બન્ને પણ પરસ્પર એકાન્તે અભિન્ન બની જશે કેમકે *"તેનાથી અભિન્ન વસ્તુઓ પરસ્પર પણ અભિન્ન બને છે"* એવો ન્યાય છે તેથી સામાન્ય અને વિશેષ બન્ને એકરૂપ બની જશે તેથી કા તો માત્ર સામાન્ય જ રહેશે, અને કા તો માત્ર વિશેષ જ રહેશે કેમકે એકાતે અભિન્ન પદાર્થોનુ અલગ સ્વતત્ર રૂપ હોઇ ન શકે અને સામાન્ય અને વિશેષરૂપ જે બે ભિન્ન પ્રતીતિ અને વ્યવહાર થાય છે તે સંગત નહિ બને

શંકા – આ બે ભિન્ન વ્યવહારનો લોપ થાય તેમા શો વાંધો છે ?

સમાધાન '– વસ્તુની સામાન્ય–વિશેષ ઉભયાત્મક પ્રતીતિ જ પ્રમાણસિદ્ધ છે નહિ કે માત્ર સામાન્યરૂપ કે માત્ર વિશેષરૂપ. આ પ્રમાણભૂત ઉભય=બે પ્રતીતિ પર ચાલતા વ્યવહારનો લોપ કરવો સારો નથી સામાન્ય અને વિશેષને પરસ્પર નિરપેક્ષ માનનારા પક્ષનુ ખડન આગળ બતાવશે આમ વસ્તુને તેના સાચા સ્વરૂપથી ભિન્ન સ્વરૂપે=અસત્ય સ્વરૂપે માની તે ખોટા સ્વરૂપે જ વસ્તુની બીજા આગળ પ્રરૂપણા કરનાર વ્યક્તિ પોતે તો ન્યાયમાર્ગથી નષ્ટ થાય છે પરતુ બીજાને પણ પાડવાની બાલિશ ચેષ્ટા કરી સ્ખલના પામે છે તેથી તેના જેવો હાસ્યાસ્પદ બીજો કોણ બની શકે ?

કાવ્યસાર .– વૈશેષિકોએ 'સામાન્ય' અને વિશેષને ભિન્ન પદાર્થરૂપે માન્યા છે અને આ બન્ને પદાર્થને બીજા દ્રવ્યાદિ પદાર્થોથી તથા પરસ્પરથી એકાતે ભિન્ન માન્યા છે દ્રવ્ય વગેરેમા થતી સામાન્ય પ્રતીતિ અને વિશેષ પ્રતીતિ સ્વત નથી પરતુ આ બે પદાર્થના કારણે છે એમ તેમની માન્યતા છે પરતુ તે સગત નથી સામાન્ય અને વિશેષ એ વસ્તુના જ અને વસ્તુથી કથચિદ્ અભિન્ન ધર્મો છે તેથી વસ્તુ સ્વત જ સામાન્ય અને વિશેષ એમ બે પ્રતીતિ કરાવે છે વસ્તુના ધર્મોને અલગ પદાર્થરૂપે કલ્પવામા મહાગૌરવ છે

ચોથા કાવ્યનો અર્થ પૂર્ણ થયો.

१ अपृथग्भावेन ॥ २ एकान्तभेद विना अभवनशीलम् इत्यथ ॥ ३ निराकरिष्यत इत्यथ ॥

अथ तदभिमतैकान्तनित्यानित्यपक्षौ दूषयन्नाह–

आदीपमाव्योमसमस्वभावं, स्याद्वादमुद्रानतिभेदि वस्तु ।
तन्नित्यमेवैकमनित्यमन्यदिति त्वदाज्ञाद्विषतां प्रलापा ॥ ५ ॥

*आदीप*=दीपादारभ्य *आव्योम*=व्योम मर्यादीकृत्य सर्ववस्तुपदार्थस्वरूप समस्वभावम् । *सम* =तुल्य , *स्वभाव*=स्वरूप यस्य तत् तथा । किञ्च वस्तुन स्वरूप द्रव्यपर्यायात्मकमिति ब्रूम । तथा च वाचकमुख्य *'उत्पादव्ययध्रौव्ययुक्त सत्'*

(હ)વે તે વૈશેષિકોને સમત એકાતનિત્ય અને એકાતઅનિત્ય પક્ષને દોષયુક્ત દર્શાવતા કવિ કહે છે –

## સર્વ વસ્તુઓની સ્યાદ્મુદ્રાક્તિતા

**કાવ્યાર્થ :–** દીવાથી માડીને આકાશ સુધીની તમામ વસ્તુઓ સમાન સ્વભાવવાળી છે, કેમ કે તેઓ સ્યાદ્વાદની મર્યાદારૂપ મુદ્રાનુ ઉલ્લઘન કરતા નથી તેથી *"આકાશ વગેરે કેટલાક એકાતે નિત્ય છે અને દીવા વગેરે બીજા કેટલાક એકાતે અનિત્ય છે "* આવો બકવાટ (હે પ્રભુ !)તારી આજ્ઞા પર દ્વેષ કરનારાઓનો છે

દીવાથી માડીને આકાશ સુધીના સઘળાય પદાર્થો તુલ્ય સ્વભાવવાળા છે (= તુલ્ય સ્વરૂપવાળા છે )

**શકા –** સઘળા ય પદાર્થોનુ સમાન સ્વરૂપ કયુ છે ?

**સમાધાન –** બધા પદાર્થોનુ સમાન સ્વરૂપ દ્રવ્ય–પર્યાયાત્મક છે (દ્રવ્ય=ગુણ અને પર્યાયનો આધાર. ગુણ=દ્રવ્યના સહભાવી ધર્મો પર્યાય=દ્રવ્યના ક્રમભાવી ધર્મો દ્રવ્ય અને પર્યાયના ઉલ્લેખથી ઉપલક્ષણથી ગુણનું ગ્રહણ સમજી લેવુ ) **શ્રી ઉમાસ્વાતિ મહારાજે** કહ્યુ જ છે કે → *"ઉત્પાદ–વ્યય અને ધ્રૌવ્ય (=સ્થિરતા) ધર્મયુક્ત જ વસ્તુ સત્ છે "* (તત્ત્વાર્થ સૂ ૫–૨૯)અહી ધ્રૌવ્ય (=સ્થિરતા)ધર્મથી વસ્તુના દ્રવ્યસ્વરૂપનો બોધ થાય છે અને ઉત્પાદ અને વ્યય (=નાશ)ધર્મોથી વસ્તુના પર્યાયસ્વરૂપનુ સૂચન થાય છે

**શકા :–** બધા પદાર્થો આ દ્રવ્ય–પર્યાયરૂપ સમાન સ્વરૂપવાળા જ છે એમ શાના આધારે કહો છો ?

**સમાધાન :–** દરેક પદાર્થો સ્યાદ્વાદની મર્યાદાને ઓળગતા નથી તેથી તેઓ સમાન સ્વરૂપવાળા છે

**શકા :–** સ્યાદ્વાદ એટલે શુ ?

**સમાધાન :–** 'સ્યાદ્' એ અવ્યય અનેકાતનો ઘોતક છે તેથી સ્યાદ્વાદ=અનેકાતવાદ અર્થાત્ નિત્યતા, અનિત્યતા વગેરે અનેક વિરોધી ધર્મોથી વિચિત્ર બનેલા વસ્તુ તત્ત્વનો સ્વીકાર કરતો વાદ સ્યાદ્વાદ છે (પ્રત્યેક વસ્તુને અનેક દૃષ્ટિથી જોવાની પદ્ધતિ સ્યાદ્વાદ છે આઇન્સ્ટાઇનનો સાપેક્ષવાદ (Law of Relativity) આ સ્યાદ્વાદને જ પુષ્ટ કરે છે સ્યાદ્વાદ સિદ્ધાંત આશાવાદી નથી, નિરાશાવાદી નથી પરતુ યથાર્થવાદી છે આ સ્યાદ્વાદનો સિદ્ધાંત નિરાશાની પળોમાં હુંફ આપે છે સફળતાની ક્ષણોમા સાવધાની આપે છે ગુનેગારો પ્રત્યે કોમળતાના ભાવ શીખવાડે છે સર્વ જીવો સાથે મૈત્રીના કોલ–કરાર પર સીક્કા કરવાની સલાહ આપે છે જડ પ્રત્યેના રાગને તોડવા ઉત્સાહ આપે છે સ્યાદ્વાદનું સુગમ સંગીત જેઓના વિચારોના તરગમાં, વાણીના પ્રવાહમા અને હૃદયના ધબકારામા ગુજ છે તે મહાત્માઓ વિશ્વવધ વિભૂતિઓ છે )

**શંકા :–** દરેક વસ્તુ સ્યાદ્વાદની મર્યાદાને કેમ ઓળગતી નથી ?

**સમાધાન :–** જેમ ન્યાયનિષ્ઠ રાજાની આજ્ઞારૂપ મર્યાદાનુ ઉલ્લઘન તેની પ્રજા કરતી નથી, કેમ કે ઉલ્લઘન કરવામા તે પ્રજાના સર્વસ્વના નાશનો પ્રસગ છે તેમ સઘળી વસ્તુ ઉત્કૃષ્ટ અને નિષ્કટક

(तत्त्वार्थसूत्र ५–२९) इति । समस्वभावत्व कुत ? इति विशेषणद्वारेण हेतुमाह – *स्याद्वादमुद्रानतिभेदि* – *'स्याद्'* इत्यव्ययमनेकान्तद्योतकम् । तत स्याद्वाद =अनेकान्तवाद नित्यानित्याद्यनेकधर्मशबलैकवस्त्वभ्युपगम इति यावत् । तस्य *मुद्रा*=मर्यादा ता *नातिभिनत्ति*=नातिक्रामति इति स्याद्वादमुद्रानतिभेदि । यथा हि न्यायैकनिष्ठे राजनि राज्यश्रियं शासति सति सर्वा प्रजास्तन्मुद्रा नातिवर्तितुमीशते तदतिक्रमे तासा सर्वार्थहानिभावात् । एव विजयिनि निष्कण्टक स्याद्वादमहानरेन्द्रे, तदीयमुद्रा सर्वेऽपि पदार्था नातिक्रामन्ति , तदुल्लङ्घने तेषा स्वरूपव्यवस्थाहानिप्रसक्त ॥

सर्ववस्तूना समस्वभावत्वकथन च पराभिष्टस्य *'एक वस्तु–व्योमादि नित्यमेवान्यच्च प्रदीपादि अनित्यमेव'* इति

---

સ્યાદ્વાદમહારાજાની મર્યાદાને ઓળંગવા હિંમત કરતી નથી, કેમ કે સ્યાદ્વાદની મર્યાદાનુ ઉલ્લંઘન થતા બધા પદાર્થોનુ અસ્તિત્વ જ નાશ પામે છે જો સ્યાદ્વાદની મર્યાદા ન હોય તો વસ્તુઓના સ્વરૂપની વ્યવસ્થા જ ન રહે વસ્તુ પોતે અવસ્તુ બની જાય આમ દરેક વસ્તુ સ્યાદ્વાદની મર્યાદામા રહેતી હોવાથી સમાન સ્વરૂપવાળી છે

*'સર્વવસ્તુઓ સમાન સ્વભાવવાળી છે'* આ કથન *"આકાશ વગેરે એક વસ્તુ એકાતે નિત્ય છે અને પ્રદીપ વગેરે બીજી વસ્તુ એકાતે અનિત્ય છે"* આવા પ્રકારના બીજાઓને સમત મતનો પ્રતિક્ષેપ (=ખડન) કરવાના કાર્યમા બીજભૂત છે કેમ કે દરેક ભાવો દ્રવ્યને પ્રધાન કરતા નયની અપેક્ષાએ નિત્ય છે, અને પર્યાયને મુખ્ય કરતા નયની અપેક્ષા એ અનિત્ય છે હવે પ્રસ્તુતમા સૌ પ્રથમ પ્રદીપ વગેરેને એકાતે અનિત્ય માનતા મતને ઉખેડવા અને પ્રદીપ વગેરેને પણ નિત્યાનિત્યરૂપે સ્થાપવા દિગ્દર્શનતુલ્ય કંઇક કહેવામા આવે છે

## પ્રદીપના નિત્યાનિત્યત્વની સિદ્ધિ

(જૈનસિદ્ધાત મુજબ ધર્માસ્તિકાયવગેરે છ દ્રવ્યમા માત્ર પુદ્ગલદ્રવ્ય જ રૂપી છે રૂપી=આખવગેરે પાચ ઇન્દ્રિયના વિષય બનવુ આ પુદ્ગલ દ્રવ્યના સ્કન્ધ, દેશ, પ્રદેશ અને પરમાણુરૂપ ચાર ભેદ છે પરમાણુ=સર્વજ્ઞની પ્રજ્ઞાથી પણ જેનો વિભાગ કરી શકાય નહિ તેવુ સૂક્ષ્મમા સૂક્ષ્મ પુદ્ગલ દ્રવ્ય ) પ્રકાશરૂપે પરિણત થવાને યોગ્ય પુદ્ગલ સ્કન્ધોની અહીં તૈજસ પરમાણુતરીકે પરિભાષા કરી છે આ તૈજસ પરમાણુઓ તેલ વગેરે સકલ સામગ્રીની હાજરીથી પ્રદીપપ્રકાશ પર્યાયને પામે છે જ્યારે તેલ વગેરે પૂર્ણ થવાથી સ્વત અથવા પવનના ઝપાટાવગેરેથી પરત દીવો બૂઝાઇ જાય છે, ત્યારે તે બધા જ તૈજસ પરમાણુઓ પ્રકાશ પર્યાયનો ત્યાગ કરી તમસ=અધકારપર્યાયને પ્રાપ્ત કરે છે

આ પ્રમાણે પર્યાયો ઉત્પન્ન અને નષ્ટ થતા હોવાથી તે રૂપે પ્રદીપ=તૈજસ પરમાણુઓ પણ ઉત્પન્ન–અને નષ્ટ થાય છે તેથી તે રૂપે અનિત્ય છે, પરતુ તેઓ પુદ્ગલ દ્રવ્યરૂપે નષ્ટ થતા નથી તેથી દ્રવ્યરૂપે નિત્ય છે

શકા – પ્રકાશ નાશ પામે છે અને અધકાર ફેલાય છે, એમ સાક્ષાત્ દેખાય છે તેથી પ્રદીપ પ્રકાશ અનિત્ય જ ભાસે છે તેમા નિત્યતાનો અશ દેખાતો નથી

સમાધાન – પ્રકાશ અને અધકાર આ બન્ને એક જ તૈજસ પરમાણુરૂપ પુદ્ગલ દ્રવ્યના પૂર્વોત્તર ભાવી પર્યાયો છે તે ઉપર બતાવી ગયા તેથી એક પર્યાયનો નાશ અને બીજા પર્યાયની ઉત્પત્તિ થવા છતા આ બન્ને પર્યાયના આધારભૂત પુદ્ગલદ્રવ્ય તો અવિચલિત જ રહે છે તેથી પ્રકાશપર્યાયનો નાશ થવા છતા એકાતે અનિત્યતા સિદ્ધ થતી નથી કેમ કે અધકાર આદિ બીજા પર્યાયરૂપે દ્રવ્ય હાજર છે માટીમાથી ઘડો બનાવતી વખતે વચ્ચે સ્થાસ–કોશ, કુશૂલ શિવક વગેરે ઘણા અવાન્તર પર્યાયો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે પણ તેથી કઇ માટી દ્રવ્ય નાશ પામતુ નથી કેમ કે ઘડામા પણ માટીનુ જ્ઞાન આબાળગોપાળ પ્રસિદ્ધ છે

वादस्य प्रतिक्षेपवीजम् । सर्वे हि भावा द्रव्यार्थिकनयापेक्षया नित्या , पर्यायार्थिकनयादेशात्पुनरनित्या । तत्रैकान्तानित्यतया परैरङ्गीकृतस्य प्रदीपस्य तावद् नित्यानित्यत्वव्यवस्थापने दिङ्मात्रमुच्यते ॥

तथाहि– प्रदीपपर्यायापन्ना तैजसा परमाणव स्वरसत तैलक्षयाद् वाताभिघाताद् वा ज्योतिष्पर्याय परित्यज्य तमोरूप पर्यायान्तरमाश्रयन्तोऽपि न एकान्तेनानित्या पुद्गलद्रव्यरूपतयाऽवस्थितत्वात् तेषाम् । न हि एतावतेवानित्यत्व यावता पूर्वपर्यायस्य विनाश उत्तरपर्यायस्य चोत्पाद । न खलु मृद्द्रव्य स्थासकोशकुशूलशिवकघटाद्यवरथान्तराण्यापद्यमानमपि एकान्ततो विनष्ट, तेषु मृद्द्रव्यानुगमस्यावालगोपाल प्रतीतत्वात् । न च तमस पौद्गलिकत्वमसिद्ध, चाक्षुपत्वस्याऽन्यथाऽनुपपत्ते

## અધકારની અભાવરૂપતા-પૂર્વપક્ષ

**પૂર્વપક્ષ** - આ તમારી વાત સાચી તો ઠરે જો અધકાર પૌદ્ગલિક=પુદ્ગલદ્રવ્યના પર્યાય તરીકે સિદ્ધ થાય પરતુ અધકાર પ્રકાશના અભાવરૂપ હોઇ પૌદ્ગલિકરૂપે અસિદ્ધ છે

**શકા** - અધકારને અભાવરૂપ કેમ કહો છો ?

**સમાધાન .**- અધકાર એટલે શુ ? આ પ્રશ્નનો આબાલ-ગોપાલ પ્રસિદ્ધ એક જ જવાબ છે-અધકાર એટલે પ્રકાશનો અભાવ આમ અધકારની અભાવરૂપતા અવશ્યકલૃપ્ત છે જ્યારે તેની દ્રવ્યરૂપતા નવી કલ્પનારૂપ છે આમ અધકારને દ્રવ્યરૂપ માનવામા કલ્પનાગૌરવ છે તેથી અધકાર દ્રવ્યના પર્યાયરૂપ નથી પણ અભાવરૂપ જ છે ( લોકમા અને પ્રમાણિક પુરુષોમા સ્થાન પામી ચૂકેલી કલ્પના અવશ્યકલૃપ્ત છે એ કલ્પનામાટે નવી વિચારણા તર્ક વગેરેની જરુર નથી જે કલ્પના આવી પ્રસિદ્ધ નથી તેમાટે વિચારણા આદિની જરુર હોવાથી તેમા કલ્પનાગૌરવ દોષ રહેલો છે )

## અધકાર દ્રવ્યરૂપ-ઉત્તરપક્ષ

**ઉત્તરપક્ષ** - જો અધકાર અભાવરૂપ હોય તો તે અધકાર આખથી પ્રત્યક્ષ દેખાવો જોઇએ નહિ (ચાક્ષુષત્વ=ચક્ષુ ઇન્દ્રિય દ્વારા પ્રત્યક્ષ દેખાવાપણુ) કેમ કે માત્ર પુદ્ગલદ્રવ્ય જ ચાક્ષુષપ્રત્યક્ષને યોગ્ય છે અભાવ પુદ્ગલરૂપ ન હોયતો પ્રત્યક્ષ યોગ્ય બને નહી જ્યારે અધકારને તો નાનો બાળક પણ આખથી જોઇ શકે છે આમ ચક્ષુગ્રાહ્ય હોવાથી જ અધકાર પુદ્ગલદ્રવ્યના પર્યાયરૂપ છે નહિ કે માત્ર અભાવરૂપ, તેમ સિદ્ધ થાય છે અહી **અનુમાનપ્રયોગ**- "અધકાર (પક્ષ) પૌદ્ગલિક છે (સાધ્ય) કેમ કે તેનુ ચાક્ષુષપણુ અન્યથા અનુપપન્ન છે (હેતુ) જેમ કે પ્રદીપનો પ્રકાશ (દૃષ્ટાત)"

## અધકાર ચાક્ષુષપ્રત્યક્ષ નથી-પૂર્વપક્ષ

**પૂર્વપક્ષ .**- તમારા અનુમાનમા હેતુ અસિદ્ધ છે કેમ કે, અધકાર ચાક્ષુષપ્રત્યક્ષ નથી, કેમ કે એવો નિયમ છે કે 'જે ચાક્ષુષપ્રત્યક્ષ હોય છે, તે બધુ પોતાના પ્રતિભાસમા પ્રકાશની અપેક્ષા રાખે છે' અધકારના પ્રતિભાસમા પ્રકાશની અપેક્ષા નથી કેમ કે પ્રકાશની હાજરીમા અધકાર રહી શકતો જ નથી એટલી સમજ તો નાના બાળકને પણ છે તેથી અધકાર ચાક્ષુષપ્રત્યક્ષ નથી

(શકા - પણ બધાને અધકાર સ્પષ્ટ દેખાય છે તેનુ શુ ?

સમાધાન .- એમ તો બધાને અધકાર ચાલતો પણ દેખાય છે તો શુ અધકાર ખરેખર ખસે છે ?

શકા - પ્રકાશના ખસવાથી અધકાર ખસતો દેખાય છે તેથી અધકાર ખસતો દેખાય છે એ તો ભ્રમ છે

સમાધાન - બસ તે જ પ્રમાણે પ્રકાશના અભાવમા અધકારનો આભાસ થાય છે પરતુ તે ભ્રમ છે )

प्रदीपालोकवत् ॥

अथ यच्चाक्षुप तत्सर्वं स्वप्रतिभासे आलोकमपेक्षते । न चैव तम । तत्कथ तच्चाक्षुपम् । नेवम् । उलूकादीनामालोकमन्तरेणापि तत्प्रतिभासात् । येस्त्वस्मदादिभिरन्यच्चाक्षुप घटादिकमालोक विना नोपलभ्यते तैरपि तिमिरमालोकयिष्यते विचित्रत्वाद् भावानाम् । कथमन्यथा पीतश्वेतादयोऽपि सुवर्णमुक्ताफलाद्या आलोकापेक्षदर्शना, प्रदीपचन्द्रादयस्तु प्रकाशान्तरनिरपेक्षा ? इति सिद्ध तमश्चाक्षुपम् ॥

रूपवत्त्वाच्च स्पर्शवत्त्वमपि प्रतीयते, शीतस्पर्शप्रत्ययजनकत्वात् । यानि तु (१) अनिविडावयववत्त्वम् (२)

### અધકારને પ્રકાશની અપેક્ષા અસિદ્ધ-ઉત્તરપક્ષ

**ઉત્તરપક્ષ** - 'વસ્તુને ચાક્ષુષપ્રત્યક્ષ થવા માટે પ્રકાશની અપેક્ષા છે' એવો નિયમ અસિદ્ધ છે કેમ કે ઘુવડ વગેરે જીવો પ્રકાશ વિના પણ જોઇ શકે છે, તેથી અમારા હેતુને અસિદ્ધ ઠેરવી શકાય નહિ

અહીં પૂર્વપક્ષે 'અધકાર ચાક્ષુષપ્રત્યક્ષ નથી કેમ કે તે પોતાના પ્રત્યક્ષમા પ્રકાશની અપેક્ષા રાખતુ નથી, જેમ કે પવન ' આ વિપરીત અનુમાન દ્વારા અને તેની "જે ચાક્ષુષપ્રત્યક્ષ હોય તે પ્રકાશની અપેક્ષા રાખે" એવી વ્યતિરેક વ્યાપ્તિ દ્વારા ઉત્તરપક્ષના 'અધકાર પૌદ્ગલિક છે ' ઇત્યાદિ અનુમાનના હેતુને અસિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો ઉત્તરપક્ષે ઘુવડ આદિનુ દૃષ્ટાત લઇ પૂર્વપક્ષની વ્યતિરેક વ્યાપ્તિમા અને તેના દ્વારા પૂર્વપક્ષના અનુમાનમાં અનૈકાતિક (=વ્યભિચાર )દોષ બતાવ્યો આમ પૂર્વપક્ષની દૂષિત થયેલી વ્યાપ્તિઅને અનુમાન ઉત્તરપક્ષના પૂર્વોક્ત અનુમાનના હેતુને અસિદ્ધ ઠેરવવામા નિષ્ફળ નીવડે છે તેથી ઉત્તરપક્ષનુ અનુમાન પ્રમાણભૂત બને છે

**પૂર્વપક્ષ** - 'આપણા જેવા મનુષ્યને કોઇપણ વસ્તુનુ ચાક્ષુષપ્રત્યક્ષ કરવા માટે પ્રકાશની અપેક્ષા છે ' એવો અમારો આશય છે તેથી ઘુવડના દૃષ્ટાતથી અમારી વ્યાપ્તિને ખોટી ઠેરવો તે વ્યાજબી નથી

**ઉત્તરપક્ષ** - (૧) તમારી વ્યાપ્તિ અમુકને લાગુ પડે અને અમુકને લાગુ ન પડે, એ વ્યાજબી નથી તથા (૨) જો કે આપણે=મનુષ્યો ઘડા વગેરેને પ્રકાશ વિના જોઇ શકતા નથી છતા પણ અંધકારને તો આપણે પણ પ્રકાશ વિના જોઇ શકીએ છીએ

**શકા** - એકને પ્રકાશ વિના ન જોઇ શકાય તો બીજાને પ્રકાશ વિના શી રીતે જોઇ શકાય ?

**સમાધાન** - જગતના બધા ભાવો વિચિત્ર હોવાથી આમ સભવી શકે છે જેમ કે=પીળાવર્ણનુ સુવર્ણ અને શ્વેતવર્ણનુ મોતી વગેરે પોતાના દર્શનમા બીજાના પ્રકાશની અપેક્ષા રાખે છે જ્યારે દીવો કે ચદ્ર વગેરે વસ્તુઓ પોતાના દર્શનમા એવી અપેક્ષા રાખતા નથી (પીળુ સુવર્ણ પરપ્રકાશિત છે, જયારે પીળો દીવો સ્વયપ્રકાશિત છે, સફેદ મોતી પરપ્રકાશિત છે, જયારે સફેદ ચદ્ર સ્વયપ્રકાશિત છે )

**તાત્પર્ય** - જગતના રૂપી પદાર્થો બે પ્રકારના છે (૧) પરાપેક્ષ-જેઓ પોતાના પ્રતિભાસમા (=દર્શનમા) બીજાના પ્રકાશની અપેક્ષા રાખે છે, જેમકે ઘડો વગેરે આ પદાર્થોના દર્શનમા પરપ્રકાશની આવશ્યક્તા છે (૨) સ્વાપેક્ષ - જે પદાર્થો પોતાના દર્શનમાં અન્યના પ્રકાશની અપેક્ષા રાખતા નથી અર્થાત્ જેઓનુ દર્શન બીજાના પ્રકાશ વિના સ્વત જ થાય છે તેઓ સ્વાપેક્ષ છે જેમ કે ચદ્ર વગેરે અધકાર પણ આવા પ્રકારનો જ છે આ બધાને સ્વદર્શનમા પરપ્રકાશની અપેક્ષા નથી, બલ્કે આ બધા તો પોતાનાથી બળવત્તર એવા પરપ્રકાશની હાજરીમા દેખાતા જ બધ થઇ જાય છે જેમ કે સૂર્યપ્રકાશની હાજરીમાં ચદ્ર વગેરે અને પરપ્રકાશમાત્રની હાજરીમા અધકાર. આમ પ્રકાશ વિના પણ અધકારનુ દર્શન થઇ શકે છે અને આમ દર્શનીય હોવાથી જ અધકાર પૌદ્ગલિક છે એમ સિદ્ધ થાય છે

अप्रतिघातित्वम् (३) अनुद्भूतस्पर्शविशेषत्वम् (४) अप्रतीयमानखण्डावयविद्रव्यप्रविभागत्वमित्यादीनि तमस पौद्गलिकत्वनिषेधाय परै साधनान्युपन्यस्तानि तानि प्रदीपप्रभादृष्टान्तेनैव प्रतिषेध्यानि तुल्ययोगक्षेमत्वात् ॥

न च वाच्य तैजसा परमाणव कथ तमस्त्वेन परिणमन्त ? इति, पुद्गलाना तत्तत्सामग्रीसहकृताना विसदृशकार्योत्पादकत्वस्यापि दर्शनात् । दृष्टो ह्यार्द्रेन्धनसयोगवशाद् भास्वररूपस्यापि वह्नेरभास्वररूपधूमरूपकार्योत्पाद । इति सिद्धो नित्यानित्य प्रदीप । यदापि निर्वाणादर्वाग्देदीप्यमानो दीपस्तदापि नवनवपर्यायोत्पादविनाशभाक्त्वात् प्रदीपत्वान्वयाच्च नित्यानित्य एव ॥

### અધકારનુ સ્પર્શવાળાપણુ

**પૂર્વપક્ષ** – આ પ્રમાણે અધકારને ચાક્ષુષપ્રત્યક્ષ તરીકે સિદ્ધ કર્યો તેથી અધકાર રૂપવાળો છે તેમ પણ સિદ્ધ કર્યો કેમ કે રૂપવાળા પદાર્થો જ આંખના વિષય બને છે હવે રૂપને અને સ્પર્શને સીધો સબધ છે 'જે જે વસ્તુઓ રૂપવાળી હોય છે તે તે વસ્તુઓ સ્પર્શવાળી પણ હોય છે ' તેવી વ્યાપ્તિ છે તેથી અધકારને સ્પર્શવાળો પણ માનવો પડશે **અનુમાનપ્રયોગ→** "અધકાર સ્પર્શવાળો છે કેમ કે રૂપવાળો છે, જેમ કે ઘડો" પરતુ આ યોગ્ય નથી કેમ કે પ્રકાશના અભાવરૂપ અધકારમા પ્રકાશગત ઉષ્ણસ્પર્શનો અભાવ જ સિદ્ધ છે, નહિ કે સ્પર્શવાળાપણુ તેથી સ્પર્શ વિનાના અધકારને પણ જો તમે પૌદ્ગલિક સ્વીકારશો તો ઉપરોક્ત વ્યાપ્તિ ખોટી પડશે અને પુદ્ગલમાત્રને સ્પર્શવગેરે સ્વીકારતા તમારા આ स्पर्शरसगन्धवर्णवन्त पुद्गला (તત્ત્વાર્થ સૂ ૫/૨૩) શાસ્ત્રવચનને પણ બાધ પહોંચશે

**ઉત્તરપક્ષ** – અધકાર જો સ્પર્શવાળો ન હોય તો, તમે કહેલી આપત્તિ આવે પરતુ) ઉપરોક્ત વ્યાપ્તિ અને આગમના બળે તથા તેવા પ્રકારની થતી પ્રતીતિના બળે જ અધકારને શીતસ્પર્શવાળો માન્યો છે અધકારની થતી શીતસ્પર્શપ્રતીતિનો નિષેધ કરી શકાય તેમ નથી

**શકા** – તમે જે શીતસ્પર્શની પ્રતીતિ કહો છો તે ભ્રાન્ત છે વાસ્તવમા તો ત્યા ઉષ્ણસ્પર્શનો અભાવ જ છે આ અભાવ જ શીતસ્પર્શરૂપે ભાસે છે

**સમાધાન .–** સ્પષ્ટ ઉપલબ્ધ થતા શીતસ્પર્શને માત્ર ઉષ્ણતાના અભાવરૂપ કહી દેવાના તમારા સાહસને ધન્યવાદ આ પ્રમાણે અહી શીતસ્પર્શને ઉષ્ણતાના અભાવરૂપ જ માનશો તો સર્વત્ર શીતવસ્તુમા ઉષ્ણતાના અભાવની જ કલ્પના કરવાની રહેશે તથા અધકાર વગેરેમા ઉષ્ણસ્પર્શનો અભાવ જ શીતસ્પર્શરૂપે ભાસે છે કે પછી પ્રકાશ વગેરેમા અધકારગત શીતસ્પર્શનો અભાવ જ ઉષ્ણસ્પર્શરૂપે ભાસે છે એવા સદેહમા નિશ્ચય કરાવનાર કોઈ વિનિગમક (=નિર્ણાયક) ન રહેવાથી 'વિનિગમના વિરહ' (=નિશ્ચયનો અભાવ) દોષ પણ આવશે અધકાર–પ્રકાશની ખસવાની બાબતમાં પણ આ પ્રમાણે વિચારવુ

### અંધકારને દ્રવ્ય માનવામા આપત્તિ અને તેનો પરિહાર

**પૂર્વપક્ષ .–** છતા પણ, અધકારને પુદ્ગલદ્રવ્ય માનવામા બીજા દોષો છે દરેક દ્રવ્યમા ઉપલબ્ધ થતા આ ચાર સ્વરૂપ અધકારમા નથી (૧) ઘન અવયવો (૨) પ્રતિઘાતવાળાપણુ (૩) ઉદ્ભૂત સ્પર્શવાળાપણુ તથા (૪) ખડિત અવયવીરૂપ દ્રવ્ય–વિભાગની પ્રતીતિ આ ચાર હેતુથી અધકાર દ્રવ્ય તરીકે સિદ્ધ થતો નથી **અનુમાનપ્રયોગ** – *'અધકાર દ્રવ્યરૂપ નથી કેમ કે તેનામા ઘનઅવયવવાળાપણુ આદિ ચાર સ્વરૂપ નથી જેમ કે ગન્ધગુણ '*

**ઉત્તરપક્ષ :–** ઉપરોક્ત ચાર સ્વરૂપના અભાવની ઉપલબ્ધિ માત્રથી જો અધકારને દ્રવ્યરૂપ ન માનશો તો પ્રદીપ આદિની પ્રભાને પણ દ્રવ્યરૂપ માની શકાશે નહિ, કેમ કે તેનામા પણ આ ચાર સ્વરૂપ ઉપલબ્ધ નથી

**શકા** – પ્રભાને દ્રવ્યરૂપ ન માનવામાં શો વાધો છે ?

**સમાધાન** – પ્રભાને જો દ્રવ્યરૂપ ન માનશો તો શુ માનશો ? પ્રભા સ્વતત્ર ઉપલબ્ધ થતી ભાવાત્મક વસ્તુ હોવાથી તેનો

एव व्योमाऽप्युत्पादव्ययध्रौव्यात्मकत्वाद् नित्यानित्यमेव । तथाहि–अवगाहकाना जीवपुद्गलादीनामवगाहदानोपग्रह[1] एव तल्लक्षणम् *'अवकाशदमाकाशम्'* इति वचनात् । यदा चावगाहका जीवपुद्गला प्रयोगतो[2] विस्रसातो[3] वा एकस्मान्नभ प्रदेशात् प्रदेशान्तरमुपसर्पन्ति तदा तस्य व्योम्नस्तैरवगाहकै सममेकस्मिन् प्रदेशे विभाग उत्तरस्मिंश्च प्रदेशे सयोग । सयोगविभागौ च परस्पर विरुद्धौ धर्मौ । तद्भेदे चावश्य धर्मिणो भेद । तथा चाहु *"अयमेव हि भेदो भेदहेतुर्वा यद्विरुद्धधर्माध्यास कारणभेदश्चेति"*[4]। ततश्च तदाकाश पूर्वसयोगविनाशलक्षणपरिणामापत्त्या विनष्टम्, उत्तरसयोगोत्पादाख्यपरिणामानुभवाच्चोत्पन्नम् । उभयत्राकाशद्रव्यस्यानुगतत्वाच्चोत्पादव्यययोरेकाधिकरणत्वम् ॥

---

ગુણ આદિ બાકીના તમે કલ્પેલા છ પદાર્થોમા સમાવેશ થતો નથી અને તે પ્રભા ભ્રાન્તિરૂપ પણ નથી કેમકે ઉજાસરૂપ સ્વ–અર્થક્રિયામા સમર્થ છે તેથી પારિશેષ ન્યાયથી પ્રભા દ્રવ્યરૂપે જ સિદ્ધ છે આ પ્રભામા પણ તમે કહેલા ચાર સ્વરૂપના અભાવરૂપ આપત્તિ છે આ આપત્તિને ટાળવા તમે જે સમાધાન આપશો તે જ સમાધાન સમાનરૂપે અધકારને પણ લાગુ પડશે કેમ કે પ્રદીપપ્રભા અને અધકાર આ બન્ને તુલ્યયોગક્ષેમવાળા છે તેથી આ ચાર સ્વરૂપના અભાવનો અધકારના દ્રવ્યપણાના નિષેધના સાધન તરીકે ઉપયોગ કરવો વ્યાજબી નથી

## કારણથી વિસદૃશ કાર્યોત્પત્તિ સભવિત

**પૂર્વપક્ષ** – પરિણામી કારણ પોતાના સ્વરૂપને અનુરૂપ પરિણામને પામી શકે અર્થાત્ કારણમાથી વિસદૃશકાર્ય કે વિપરીતકાર્ય ઉત્પન્ન ન થાય તેવો નિયમ છે અને સર્વત્ર કારણને અનુરૂપ કાર્ય જ ઉત્પન્ન થતુ દેખાય છે "જેવુ વાવે તેવુ લણે" આ કહેવત પણ આ જ અર્થને દૃઢ કરે છે તેથી પ્રકાશમય તૈજસ પરમાણુઓ અધકાર તરીકે પરિણત થાય તે સગત નથી

**ઉત્તરપક્ષ** – તમે દર્શાવેલો નિયમ સામાન્યરૂપે છે, પરતુ સર્વત્ર પ્રવર્તતો નથી કેમ કે તેવા પ્રકારની સામગ્રીના સહકારથી દ્રવ્ય વિસદૃશ કાર્યોના ઉત્પાદક બને તે પ્રત્યક્ષસિદ્ધ છે ભીના લાકડા વગેરે બળતણના સયોગથી અગ્નિમાથી ધૂમાડો ઉત્પન્ન થાય છે આ ધૂમાડારૂપ કાર્ય શ્યામવર્ણવાળુ અને તેજહીન છે જ્યારે અગ્નિરૂપ કારણ ભાસ્વર અને પીળાવર્ણવાળુ છે આ વિપરીતતા સર્વમાન્ય છે તેથી તૈજસ પરમાણુઓ અધકારરૂપે પરિણામ પામે તે પણ અસિદ્ધ નથી તેથી પ્રકાશ અને અધકાર આ બન્ને એક જ પુદ્ગલદ્રવ્યના બે પૂર્વોત્તરભાવી પર્યાયતરીકે સિદ્ધ થાય છે તેથી જ પ્રદીપવગેરે નિત્યાનિત્યરૂપે સિદ્ધ થાય છે (પુદ્ગલ દ્રવ્યરૂપે નિત્ય અને પ્રકાશ આદિ પર્યાયરૂપે અનિત્ય )વળી જ્યારે પ્રદીપ બુઝાઇને અધકારરૂપ પર્યાયને પામ્યો નથી ત્યારે પણ તેમા પ્રત્યેક ક્ષણે નવા–નવા પર્યાયો ઉત્પન્ન થાય છે પૂર્વપૂર્વની જ્યોતશિખાનો વિલય અને ઉત્તર ઉત્તરની જ્યોતશિખાનો આવિર્ભાવ પ્રત્યક્ષસિદ્ધ છે આમ તે વખતે પણ ઉત્પાદ અને નાશની પ્રક્રિયા ચાલતી હોવાથી તે રૂપે પ્રદીપ અનિત્ય છે અને તે દરેક ક્ષણોમા પ્રદીપત્વનો અન્વય તો હોય જ છે (તે દરેક ક્ષણે પ્રદીપ તરીકેનો બોધ તો સમાનરૂપે થયા જ કરે છે)તેથી તે રૂપે નિત્ય પણ છે, આમ પ્રદીપ નિત્યાનિત્યરૂપે સિદ્ધ થાય છે

## આકાશનુ નિત્યાનિત્યત્વ

આ જ પ્રમાણે ઉત્પાદ–વ્યય અને ધ્રૌવ્યરૂપ હોવાથી આકાશ પણ નિત્યાનિત્ય છે

**શકા** – આકાશ હંમેશા નિત્ય એકરૂપ જ દેખાય છે તેથી તેનામા ઉત્પાદ અને વિનાશ પર્યાયો શી રીતે ઘટી શકશે ?

---

१ उपग्रह=उपकार इति तत्त्वार्थभाष्य । २ जीवप्रयत्नविशेषादित्यर्थ । ३ पुद्गलादीना तथास्वभावेन । ४ भामत्याम् ।

तथा च यद् *"अप्रच्युतानुत्पन्नस्थिरैकरूप नित्यम्"* इति नित्यलक्षणमाचक्षते, तदपास्तम्, एवविधस्य कस्यचिद्वस्तुनोऽभावात् ।

*'तद्भावाव्यय नित्यम्'* (तत्त्वार्थ–५/३०) इति तु सत्य नित्यलक्षणमुत्पादविनाशयो सद्भावेऽपि तद्भावाद् *'अन्वयिरूपाद् यन्न व्येति तन्नित्यम्'* इति तदर्थस्य घटमानत्वात् ।

यदि हि अप्रच्युतादिलक्षण नित्यमिष्यते, तदोत्पादव्यययोर्निराधारत्वप्रसङ्ग । न च तयोर्योगे नित्यत्वहानि *"द्रव्य पर्यायवियुत पर्याया द्रव्यवर्जिता । क्व कदा केन किरूपा दृष्टा मानेन केन वा ॥"* इति वचनात् । न चाकाश न द्रव्यम्।

**સમાધાન** – આકાશમા ઉત્પાદ અને વિનાશ પર્યાય ઘટી શકે છે જૂઓ → ધર્માસ્તિકાય વગેરે છ દ્રવ્યોમા આકાશ દ્રવ્યને છોડી બાકીના પાચ દ્રવ્યોનો રહેવાનો (અવગાહ કરવાનો) સ્વભાવ છે અને આકાશનો રાખવાનો (=અવગાહદાન) સ્વભાવ (=લક્ષણ) છે આમ આકાશ આત્મા પુદ્ગલ વગેરેને રાખવા દ્વારા તેઓ પર ઉપકાર કરે છે કેમ કે એવુ વચન છે કે *"આકાશ અવગાહ આપે છે"* જ્યારે આ આકાશને આશ્રયીને રહેતા જીવો પ્રયોગત (=પોતાના પ્રયત્નવિશેષથી) અને પુદ્ગલો જીવપ્રયોગથી અથવા વિસ્રસા પરિણામથી =તથાસ્વભાવથી એક આકાશપ્રદેશમાથી બીજા આકાશપ્રદેશમા ગતિ કરે છે, ત્યારે તેઓનો પૂર્વના આકાશપ્રદેશો સાથે વિભાગ થાય છે અને ઉત્તરના આકાશપ્રદેશો સાથે સયોગ થાય છે પૂર્વના અને ઉત્તરના આકાશપ્રદેશો એક જ આકાશદ્રવ્યના બે અવયવ હોવા છતા બન્નેમા સયોગ અને વિભાગરૂપ વિરોધી ધર્મો રહેતા હોવાથી તે રૂપે આકાશના બે ભાગ પડે છે અર્થાત્ આ ધર્મોના ભેદને કારણે તેઓના ધર્મીમા પણ કથચિત્ ભેદ અવશ્ય કલ્પનીય છે

શકા .– બે વિરુદ્ધ ધર્મોથી યુક્ત એક વસ્તુ માનવામા શો વાધો છે ?

**સમાધાન** '– *"પદાર્થોમા આ જ ભેદ છે અથવા ભેદનુ કારણ છે કે તે પદાર્થો વિરુદ્ધ ધર્મવાળા છે અને ભિન્નકારણવાળા છે"* એવુ વચન છે (ભામતીમાથી) (આમ પદાર્થોમા ભેદના પ્રયોજક બે છે (૧) વિરુદ્ધધર્મો–વાળા પણ ઘડામા 'જળઆધારપણુ' ધર્મ છે પટમા (=કાપડમાં) ઠંડી આદિથી 'રક્ષકપણુ' ધર્મ છે આ ભિન્ન ધર્મોને કારણે તેના ધર્મી ઘટ અને પટ પણ ભિન્ન છે (૨) કારણસામગ્રીનો ભેદ ઘડાની કારણસામગ્રી માટી વગેરે છે, કપડાની કારણસામગ્રી તન્તુ વગેરે છે આમ કારણભેદથી પણ ઘડો અને કપડો ભિન્ન છે ) આ પ્રમાણે પૂર્વના આકાશપ્રદેશમા 'વિભાગ' ધર્મ છે, ઉત્તરના આકાશપ્રદેશમા 'સયોગ' ધર્મ છે આ બે ધર્મો પરસ્પર વિરૂદ્ધ હોવાથી તેના આશ્રયભૂત પૂર્વ અને ઉત્તરના આકાશપ્રદેશો પણ પરસ્પરથી ભિન્ન છે તેથી આકાશ પોતે પણ તે તે ધર્મને આગળ કરી કથચિત્ ભિન્નતાને પામે છે અને ધર્મના ઉત્પત્તિ અને નાશમા તે રૂપે ધર્મીના ઉત્પત્તિ અને નાશ પણ ઇષ્ટ છે તેથી પૂર્વસયોગના નાશ (=વિભાગ) વખતે તે રૂપે આકાશનો પણ નાશ થાય છે અને ઉત્તરસયોગની ઉત્પત્તિ વખતે આકાશ પણ તે રૂપે ઉત્પન્ન થાય છે આમ આ બે પર્યાયરૂપે આકાશમા ઉત્પાદ અને નાશ પરિણામ છે જ તથા આકાશ હંમેશા સ્વદ્રવ્યરૂપે જ રહેવાવાળુ છે તેથી અન્વયી દ્રવ્યરૂપે આકાશ નિત્ય છે આમ આકાશમા પણ નિત્યાનિત્યત્વ સંગત થાય છે

(અહી એટલો ખ્યાલ રાખવો કે સયોગ વિભાગ વગેરે ધર્મો દ્વિષ્ઠ (બેમા રહેનારા) છે તેથી જીવ કે પુદ્ગલ આકાશમા એક પ્રદેશમાથી બીજા પ્રદેશમા જાય છે ત્યારે થતો 'વિભાગ' અને 'સંયોગ' જેમ જીવ કે પુદ્ગલમા રહે છે, તેમ આકાશમા પણ રહે છે તેથી જ અહી વિભાગ=ઉત્તરદેશનો સંયોગ એ અર્થ ઘટી શકે છે તથા સયોગ અને વિભાગ એ પરિણામ છે =પર્યાય છે અને પરિણામના નાશમા પરિણામી=ધર્મી=ગુણી દ્રવ્યનો કથચિત્ નાશ જૈનમતને માન્ય છે તેથી જ જૈનમતે આકાશમા ઉત્પત્તિ અને વિનાશ ઘટી શકે છે અને આકાશ પણ નિત્યાનિત્ય છે એમ સિદ્ધ થાય છે )

लौकिकानामपि 'घटाकाश' 'पटाकाशम्' इति व्यवहारप्रसिद्धराकाशस्य नित्यानित्यत्वम् । घटाकाशमपि हि यदा घटापगमे पटेनाक्रान्त तदा 'पटाकाशम्' इति व्यवहार । न चायमौपचारिकत्वादप्रमाणमेव, उपचारस्यापि किञ्चित्साधर्म्यद्वारेण मुख्यार्थस्पर्शित्वात् । नभसो हि यत्किल सर्वव्यापकत्व मुख्य परिमाण तत् तदाधेयघटपटादिसम्बन्धिनियतपरिमाणवशात् कल्पितभेद सत् प्रतिनियतदेशव्यापितया व्यवह्रियमाण घटाकाशपटाकाशादितत्तद्व्यपदेशनिबन्धन भवति । तत्तद्घटादिसम्बन्धे च व्यापकत्वेनावस्थितस्य व्योम्नोऽवस्थान्तरापत्ति । ततश्चावस्थाभेदेऽवस्थाभेदवतोऽपि भेदस्तासा ततोऽविष्वग्भावात् । इति सिद्ध नित्यानित्यत्व व्योम्न ॥

## પરદર્શિત નિત્યતાના લક્ષણની અસગતતા

આમ દરેક વસ્તુ નિત્યાનિત્ય હોવાથી *"જે વસ્તુ નાશ અને ઉત્પત્તિ વિનાની તથા હમેશા સ્થિર એક રૂપ (=એક સ્વભાવવાળી) હોય તે વસ્તુ નિત્ય"* [1]એવુ બીજાઓએ કરેલુ નિત્યતાનુ લક્ષણ પોકળ સાબિત થાય છે કેમ કે જગતમા આવા પ્રકારની કોઇ વસ્તુ દેખાતી નથી

## નિત્યતાનુ સાચું લક્ષણ

શકા - નિત્યતાનુ સાચુ લક્ષણ કયુ ?

સમાધાન - *"પોતાના ભાવ (=સ્વભાવ) માથી વ્યય ન પામે તે નિત્ય "* (તત્ત્વાર્થ ૫/૩૦) નિત્યતાનુ આ જ સાચુ લક્ષણ છે, કેમ કે આ વાકયનો અર્થ એ છે કે *"પર્યાયોના પ્રવાહમા પોતાના અન્વયીરૂપમાથી ભ્રષ્ટ ન થવુ તે જ નિત્યપણુ છે "* અર્થાત્ અનતા પર્યાયોની ઉત્પત્તિ અને વિનાશ થઇ જવા છતા પુદ્ગલ આદિ દ્રવ્યોએ (૧) પોતાનુ સત્ (=વિદ્યમાન) પણુ છોડી ખપુષ્પ આદિની જેમ અસત્ ન થવુ (૨) દ્રવ્યપણુ છોડી ગુણ આદિરૂપે ફેરવાઇ ન જવુ અને (૩) પોતાના 'પુદ્ગલત્વ' વગેરે સ્વરૂપને છોડી ક્યારેય 'આત્મત્વ' વગેરે સ્વરૂપ ન પામવુ આ જ પુદ્ગલ વગેરે દ્રવ્યોની નિત્યતા છે આમ પુદ્ગલાદિ દ્રવ્યોમા ઉત્પાદ અને વિનાશ હોવા છતા અન્વયિદ્રવ્યરૂપે તેઓ અચળ રહેતા હોવાથી તેઓ નિત્ય છે તેમ કહેવામા દોષ નથી તમામ વસ્તુઓ આ રૂપે જ નિત્ય છે તેથી જ તમામ વસ્તુઓ નિત્યાનિત્ય છે

## કૂટસ્થનિત્યમા ઉત્પાદ વિનાશનો અસભવ

વસ્તુને અવિનાશ આદિ લક્ષણવાળી=કૂટસ્થનિત્ય માનવામા આવે તો બિચારા ઉત્પાદ અને વિનાશ પર્યાયો નિરાધાર બની જાય

૧ બીજાઓ આવા લક્ષણવાળી વસ્તુને કૂટસ્થનિત્ય કહે છે 'જે ઉત્પત્તિ અને વિનાશશીલ પર્યાયોથી યુક્ત હોય તે જ વસ્તુ છે ' એવો નિયમ છે કેમ કે વસ્તુના સ્વભાવની સાથે આ ઉત્પત્તિ અને વિનાશને સીધો સંબધ છે વસ્તુ જે સ્વભાવને ભજે છે તે વખતે તેવો પર્યાય ઉત્પન્ન થાય છે અને પૂર્વના સ્વભાવની સાથે પૂર્વનો પર્યાય દૂર થાય છે કૂટસ્થનિત્ય હમેશા એક જ સ્વભાવવાળો ઇષ્ટ છે તેથી તેમા પર્યાયોની પરપરા ઘટી શકે નહિ

શકા - એક જ સ્વભાવી વસ્તુમા પ્રત્યેક ક્ષણે પર્યાયો બદલાતા રહે તેમ માનવામા શો વાધો છે ?

સમાધાન - પર્યાયો સ્વભાવને પરાધીન છે સ્વભાવને અનુરૂપ જ પર્યાયો ઉત્પન્ન થઇ શકે રેતીમાં ઘટ પર્યાયનો સ્વભાવ નથી તો તેમાથી ઘટ પર્યાય ઉત્પન્ન થઇ શકતો નથી તેથી એક જ સ્વભાવી વસ્તુમા પ્રત્યક્ષ સિદ્ધ પ્રત્યેક પળે નવા-નવા પર્યાયો ઉત્પન્ન થઇ શકે જ નહિ તેથી વસ્તુને એક સ્વભાવવાળી ન માનતા અનેક સ્વભાવવાળી જ માનવી પડે વળી આ સ્વભાવો એકી સાથે પ્રગટ થાય કે ક્રમિક પ્રગટ થાય તેવો નિયમ નથી કેટલાક સ્વભાવો એકી સાથે પ્રગટ થાય છે તો કેટલાક ક્રમશ અને તેને અનુરૂપ કેટલાક પર્યાયો એક સાથે ઉત્પન્ન થાય છે તો કેટલા ક્રમશ અને તે-તે સ્વભાવ અને પર્યાયને અનુરૂપ વસ્તુ પણ કથચિત્ ઉત્પત્તિશીલ અને વિનાશશીલ છે જ આમ સર્વ વસ્તુમા ઉત્પાદ અને વિનાશ ધર્મો રહેલા હોવાથી તથા નિત્ય વસ્તુ પણ અનતસ્વભાવ, અનતધર્મ અને અનતપર્યાયવાળી હોવાથી વસ્તુની નિત્યતાનુ બીજાઓએ કરેલુ લક્ષણ નકામુ છે

स्वायभुवा अपि नित्यानित्यमेव वस्तु प्रपन्ना ।तथाचाहुस्ते' त्रिविध खल्वय धर्मिण परिणामो धर्मलक्षणावस्थारूप । सुवर्ण धर्मि । तस्य धर्मपरिणामो वर्धमानरुचकादि । धर्मस्य तु लक्षणपरिणामोऽनागतत्वादि । यदा खल्वय हेमकारो वर्धमानक भङ्क्त्वा रुचकमारचयति तदा वर्धमानको वर्तमानतालक्षण हित्वा अतीततालक्षणमापद्यते । रुचकस्तु अनागततालक्षण हित्वा वर्तमानतालक्षणमापद्यते । वर्तमानतापन्न एव तु रुचको नवपुराणभावमापद्यमानोऽवस्थापरिणामवान् भवति । सोऽय त्रिविध परिणामो धर्मिण । धर्मलक्षणावस्थाश्च धर्मिणो भिन्नाश्चाभिन्नाश्च । तथा च ते धर्म्यभेदात् तन्नित्यत्वेन नित्या । भेदाच्चोत्पत्तिविनाशविषयत्वम् इत्युभयमुपपन्नमिति ॥ '

શકા '- અમે બધી વસ્તુને કૂટસ્થનિત્ય માની નથી આકાશ વગેરે દ્રવ્યો એકાતે નિત્ય છે અને ઘટ વગેરે કાર્યદ્રવ્યો અનિત્ય છે તેથી ઉત્પાદ અને વિનાશ એ કાર્યદ્રવ્યોને આશ્રયીને રહી શકે છે તેમને નિરાધાર માનવાની જરૂર નથી

**સમાધાન** - અમે આગળ બતાવી ગયા કે પ્રદીપથી માડી આકાશ સુધીની તમામ વસ્તુઓ એકજ સરખા સ્વરૂપવાળી છે પછી તમે તેમા એક નિત્ય અને બીજો અનિત્ય એમ ભેદ કેમ પાડો છો ?

શકા .- તમે આગળ કહ્યુ એ બરાબર પણ જે કહ્યુ તે બરાબર નથી આકાશવગેરે સ્પષ્ટ નિત્યરૂપે ભાસે છે ઘડા વગેરે સ્પષ્ટ અનિત્ય દેખાય છે પછી બન્નેને સમાન શી રીતે માની શકાય ? વળી જેઓમા ઉત્પાદ અને વિનાશ ધર્મો હોય તેઓને નિત્ય કેવી રીતે કહી શકાય ? કેમકે આ બે ધર્મના સગમા નિત્યપણુ જ ઊડી જાય છે

**સમાધાન :-** કોઈપણ વસ્તુ, પછી તે આકાશ હોય કે ઘડો હોય, દ્રવ્ય અને પર્યાય ઉભયરૂપ જ છે કહ્યુ જ છે કે *"પર્યાયથી રહિતનુ દ્રવ્ય અને દ્રવ્ય વિનાના પર્યાયો, ક્યા, ક્યારે, કેવા, કોના વડે ક્યા પ્રમાણથી જોવાયા છે ?"* અર્થાત્ દ્રવ્ય અને પર્યાયોને પરસ્પરથી અલગરૂપે ક્યાય, ક્યારેય પણ, કોઈએ પણ, કોઈપણ રૂપે, કોઈપણ પ્રમાણથી જાણ્યા નથી નિત્ય ભાસતા આકાશમા પણ સયોગાદિ પર્યાયો ઉત્પન્ન થતા અને નાશ પામતા હોય છે તે અબાધ્યરૂપે સિદ્ધ છે અને અનિત્ય ભાસતો ઘડો પણ માટી દ્રવ્યાદિરૂપે નિત્ય છે, તે સર્વસમત છે જ અને દ્રવ્ય-પર્યાય ઉભયાત્મક વસ્તુ દ્રવ્યાદિ એકરૂપે નિત્ય રહે અને પર્યાય આદિ બીજારૂપે અનિત્ય રહે તેમા દોષ શો છે ? હા એક જ રૂપે વસ્તુને નિત્ય-અનિત્ય ઉભયરૂપ માનવામા આવે તો વિરોધ દોષ ઊભો થાય તેથી સર્વવસ્તુઓને નિત્યાનિત્ય એકરૂપ માનવી એ જ ડહાપણભર્યુ છે

## અવસ્થાભેદથી અવસ્થાવાન્મા ભેદ

લૌકિક દૃષ્ટિએ પણ આકાશ નિત્યાનિત્ય છે, કેમ કે 'ઘટાકાશ' 'પટાકાશ'વગેરે વ્યવહાર લોકપ્રસિદ્ધ છે જ્યારે ઘડો દૂર થાય છે અને કપડુ આવે છે, ત્યારે ત્યા 'ઘટાકાશ' ને બદલે 'પટાકાશ'નો વ્યવહાર થાય છે

શકા .- આ વ્યવહાર માત્ર ઔપચારિક છે, તે તે આકાશપ્રદેશો સાથે ઘટવગેરે જેઓનો સયોગ થાય છે તે ઘટાદિ વસ્તુના તે સયોગને કારણે જ તે તે આકાશપ્રદેશમા 'ઘટાકાશ' વગેરે વ્યપદેશ થાય છે વાસ્તવમા તો આકાશ એક અખડ દ્રવ્ય જ છે તેથી તત્ત્વની ચર્ચામા આ ઔપચારિક વ્યપદેશ મહત્ત્વનો નથી

**સમાધાન** - અલબત્ત, આ વ્યપદેશ ઔપચારિક છે છતા પણ ઉપચાર હમેશા મુખ્યાર્થને સ્પર્શીને જ રહે છે ફાવે તેમ ઉપચાર થતો નથી જેમા ઉપચાર કરવાનો હોય છે તે વસ્તુમા મુખ્યાર્થની સાથે કઈક પણ વિશિષ્ટ સાધર્મ્ય હોય, તો જ તે સાધર્મ્યના બળપર તે વસ્તુમા મુખ્યાર્થનો ઉપચાર કરાય છે પરાક્રમી પુરુષમા સિહ સાથે પરાક્રમ ગુણથી સાધર્મ્ય હોવાથી જ તે પરુષ સિહ કહેવાય નહી કે તેવા સાધર્મ્ય વિનાનો

अथोत्तरार्धं विव्रियते । एवं चोत्पादव्ययध्रौव्यात्मकत्वे सर्वभावानां सिद्धेऽपि तद्वस्तु एकम्=आकाशात्मादिकं नित्यमेव, अन्यच्च प्रदीपघटादिकमनित्यमेवेत्येवकारोऽत्रापि सम्बध्यते । इत्थं हि दुर्नयवादापत्तिः । *अनन्तधर्मात्मके वस्तुनि स्वाभिप्रेतनित्यत्वादिधर्मसमर्थनप्रवणाः शेषधर्मतिरस्कारेण प्रवर्तमाना दुर्नया* इति तल्लक्षणात् । इत्यनेनोल्लेखेन *त्वदाज्ञाद्विषतां भवत्प्रणीतशासनविरोधिनां प्रलापाः=प्रलपितानि=असम्बद्धवाक्यानीति यावत्* ॥

अत्र च प्रथमं *'आदीपम्'* इति परप्रसिद्ध्यानित्यपक्षोल्लेखेऽपि यदुत्तरत्र यथासङ्ख्यपरिहारेण पूर्वार्धे *नित्यमेवैकमित्युक्तं* तदेव ज्ञापयति–यदनित्यं तदपि नित्यमेव कथञ्चित् । यच्च नित्यं तदपि अनित्यमेव कथञ्चित् ।

---

કાયર પુરુષ 'સર્વવ્યાપકપણુ' એ આકાશનુ મુખ્ય પરિમાણ છે ઘટવગેરે નિયત પરિમાણવાળી વસ્તુના સબધમા ઘટાદિના પરિમાણોના વશથી આકાશનુ આ પરિમાણ અલગ–અલગ પરિમાણરૂપે ભેદાયેલુ દેખાય છે અને આના જ આધારે ઘટાદિ તે–તે વસ્તુથી આક્રાન્ત તે–તે આકાશપરિમાણનો 'ઘટાકાશ' આદિરૂપે વ્યવહાર થાય છે આમ ઘટઆદિ વસ્તુઓસાથે સયોગ થવાથી સર્વવ્યાપી આકાશમા પણ 'ઘટાકાશ' 'પટાકાશ' આદિ ભિન્ન –ભિન્ન અવસ્થાઓ ઉત્પન્ન થાય છે કે જેના બળપર 'ઘટાકાશ'આદિ ઉપચાર ઊભો છે ઘટવગેરે સબધીના બદલાવાથી આ અવસ્થાઓ પણ બદલાય છે આમ આકાશની અવસ્થાઓ બદલાય છે તે સિદ્ધ થાય છે અને આ અવસ્થાના ભેદમા અવસ્થાવાન=આકાશ પણ બદલાય તે સ્વાભાવિક છે અર્થાત્ 'ઘટાકાશ'આદિ તે–તે અવસ્થાના ઉત્પત્તિ અને નાશમા તે–તે અવસ્થાવાળારૂપે આકાશ પણ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, તેમ સિદ્ધ થાય છે આમ ઘટ–પટ આદિ સમ્બન્ધીઓના પરિવર્તનનો માત્ર ઉપચાર જ આકાશમા થાય છે, તેમ નથી; પરતુ તે– તે પરિવર્તનવખતે આકાશની અવસ્થાઓ પણ પરિવર્તન પામે છે અને અવસ્થા અવસ્થાવાનથી અભિન્ન હોવાથી આકાશ પણ પરિવર્તનશીલ=અનિત્ય છે અને દરેક દ્રવ્ય પોતાની અવસ્થાના પરિવર્તનથી જ અનિત્ય છે, આમ આકાશ પણ નિત્યાનિત્યરૂપે સિદ્ધ છે

## પાતજલમતે પણ વસ્તુની નિત્યાનિત્યતા

પાતજલયોગમત પણ વસ્તુને નિત્યાનિત્યરૂપે સ્વીકારે છે તેઓએ ધર્મીના (૧)ધર્મ (૨) લક્ષણ અને (૩) અવસ્થારૂપ ત્રણ પરિણામ માન્યા છે અહી સુવર્ણને દૃષ્ટાતરૂપ બતાવ્યું છે સુવર્ણ=ધર્મી વર્ધમાનક રુચક વગેરે તેના *ધર્મ પરિણામો* છે (વર્ધમાનક=કોડીયા જેવુ પાત્ર રુચક=સોનામહોર ) લક્ષણ અને અવસ્થા ધર્મના પરિણામો છે વર્ધમાનકવગેરે ધર્મોનુ અતીતપણુ કે અનાગતપણુ વગેરે *લક્ષણ પરિણામ* છે તેથી જ્યારે સોની વર્ધમાનકને ભાગી રુચક બનાવે ત્યારે 'વર્ધમાનક' વર્તમાનપણાને છોડી અતીતપણાને પામે છે અને રુચક અનાગતપણાનો ત્યાગ કરી વર્તમાનપણાને પામે છે આ અતીતપણુ જ વર્ધમાનકઆદિ ધર્મોનુ લક્ષણ છે 'વર્તમાનપણુ' લક્ષણ પામેલા રુચક વગેરે જ્યારે નવા–જૂનાપણાના પરિણામને પામે છે, ત્યારે તે રુચક વગેરે અવસ્થારૂપ પરિણામવાળા થાય છે અહી લક્ષણ અને અવસ્થા પરિણામ ધર્મના હોવા છતા ધર્મ પોતે ધર્મીનો પરિણામ હોવાથી લક્ષણ અને અવસ્થા પરિણામ પણ ધર્મીના જ ગણી શકાય આમ ધર્મીના ત્રણ પરિણામ છે આ પરિણામો પણ સુવર્ણઆદિ ધર્મીથી કથચિદ્ ભિન્ન છે અને કથચિદ્ અભિન્ન છે (ધર્મને ધર્મીથી એકાતે ભિન્ન કે અભિન્ન માનવામાં આવતા દોષો પહેલા બતાવી ગયા અને આગળ પણ બતાવાશે ) તેથી ધર્મીગત નિત્યત્વને કારણે તે ધર્મીથી અભિન્ન એવા તે ધર્મો પણ નિત્ય છે અને ધર્મગત અનિત્યતાને કારણે ધર્મથી અભિન્ન એવો ધર્મી પણ અનિત્ય છે એટલે કે, ધર્મી પણ ઉત્પાદશીલ અને વિનાશશીલ બને છે આમ વસ્તુમા નિત્યત્વ અને અનિત્યત્વ આ બન્ને સુસગત છે

प्रक्रान्तवादिभिरपि एकस्यामेव पृथिव्या नित्यानित्यत्वाभ्युपगमात् । तथा च प्रशस्तकार[1] *"सा तु द्विविधा नित्या च अनित्या च । परमाणुलक्षणा नित्या कार्यलक्षणा तु अनित्या"* । इति ॥

न चात्र परमाणुकार्यद्रव्यलक्षणविषयद्वयभेदाद् नैकाधिकरण नित्यानित्यमिति वाच्यम् । पृथिवीत्वस्योभयत्रापि अव्यभिचारात् । एवमबादिष्वपीति । आकाशेऽपि सयोगविभागाङ्गीकारात् तेरनित्यत्व युक्त्या प्रतिपन्नमेव । तथा च स एवाह– *'शब्दकारणत्ववचनात् सयोगविभागौ'*[2] इति नित्यानित्यपक्षयो सवलिततत्वम् । एतच्च लेशतो भावितमेवेति ॥

प्रलापप्रायत्व च परवचनानामित्थ समर्थनीयम् । वस्तुनस्तावदर्थक्रियाकारित्व लक्षणम् । तच्चेकान्तनित्यानित्यपक्षयोर्न

---

## એકાત નિત્યત્વ-અનિત્યત્વમત દુર્નય

હવે ઉત્તરાર્દ્ધનુ વિવરણ કરે છે આ પ્રમાણે બધી વસ્તુઓ ઉત્પાદ- વ્યય-ધ્રૌવ્યયુકત સિદ્ધ થવા છતા આકાશ આત્મા વગેરે કેટલીક વસ્તુઓને એકાતે નિત્ય માનવી, અને પ્રદીપવગેરે બીજી વસ્તુઓને એકાતે અનિત્ય માનવી એ દુર્નય છે નયાભાસ છે વસ્તુ અનતધર્માત્મક છે, તે પ્રમાણસિદ્ધ છે છતા પણ તે અનતધર્મ (=અનત અશ) માથી એકાદ નિત્યત્વ આદિ ઇષ્ટ અશને આગળ કરી વસ્તુને માત્ર તે અશે જ સ્વીકારવો અને બાકીના અશોનો તિરસ્કાર કરવો(=ખડન કરવુ) એ દુર્નયવાદનુ લક્ષણ છે

(વસ્તુ ના બધા ધર્મોને પ્રધાનરૂપે જોવા એ પ્રમાણરૂપ છે, એક અશને પ્રધાન કરવો અને બાકીના અશોને ગૌણ કરી તેઓ પ્રત્યે ઉપેક્ષા રાખવી એ નય છે અને વસ્તુના એક ઇષ્ટ અશનો જ સ્વીકાર કરી બાકીના અશોનો વિરોધ કરવો એ દુર્નય છે )

તેથી *"પ્રદીપ આદિ એક અનિત્ય છે અને આકાશ આદિ બીજા નિત્ય છે"* એવા વચનો તારી આજ્ઞાના વિરોધીઓના (=બીજાઓના) માત્ર પ્રલાપરૂપ છે અર્થાત્ તેઓના આ વચનો અસબદ્ધ છે

**શંકા :-** પૂર્વાર્ધમા 'आदीपम्' પદના પ્રયોગ દ્વારા (પરવાદી સમત )અનિત્યપક્ષનુ પ્રથમ સ્થાપન કર્યા બાદ ઉત્તરાર્દ્ધમા 'તન્નિત્યમ્' પદથી નિત્યપક્ષનો પ્રથમ ઉલ્લેખ કરવો બરાબર નથી અનિત્યપક્ષનો પ્રથમ ઉલ્લેખ કર્યો હોત, તો ત્યા યથાસખ્ય અન્વય થઇ શકત

**સમાધાન .-** આ પ્રમાણે યથાસખ્યનો પરિત્યાગ કરવા દ્વારા કવિવર કહેવા માગે છે કે *"પરાભિપ્રેત દીપવગેરે અનિત્ય વસ્તુઓ પણ વાસ્તવમા કથચિત્ નિત્ય છે, અને આકાશવગેરે નિત્ય વસ્તુઓ કથચિત્ અનિત્ય છે"* એક જ વસ્તુમા નિત્યાનિત્યત્વ વૈશેષિકોને પણ માન્ય છે કેમકે તેઓએ પણ પૃથ્વી વગેરેમા નિત્યાનિત્યત્વ સ્વીકાર્યુ છે **પ્રશસ્તપાદે** (વૈશેષિક વિદ્વાન્)કહ્યુ જ છે કે → *સા=પૃથ્વી બે પ્રકારની છે નિત્ય અને અનિત્ય પરમાણુરૂપ પૃથ્વી નિત્ય છે અને દ્વયણુક વગેરે કાર્યરૂપ પૃથ્વી અનિત્ય છે* (દ્વયણુક વગેરે કાર્ય વખતે પરમાણુઓ નાશ પામતા નથી પણ તેઓનો માત્ર સયોગ થાય છે દ્વયણુક વગેરે કાર્યોના નાશમાં પરમાણુઓ ઉત્પન્ન થતાં નથી પણ તેઓમા માત્ર વિભાગ જ થાય છે )

## નિત્યતા-અનિત્યતા એકાધિકરણ

**પૂર્વપક્ષ :-** નિત્યતા પરમાણુમા છે અને અનિત્યતા કાર્યદ્રવ્યગત છે આમ આ નિત્યાનિત્ય એકાધિકરણ=એક જ દ્રવ્યમા રહેલા બે પર્યાય નથી તેથી એક જ દ્રવ્યમા આ બે વિરોધી સ્વરૂપને ઘટાવવા સામે અમારો વિરોધ ઊભો જ છે.

**સમાધાન .-** પરમાણુ અને કાર્યદ્રવ્યમા 'પૃથ્વીત્વ' સમાનતયા રહેલુ છે તેથી બન્ને પૃથ્વીદ્રવ્યરૂપે તો એક જ છે. આ પૃથ્વીદ્રવ્યમા 'પરમાણુ'અશની અપેક્ષાએ નિત્યતા અને 'કાર્યદ્રવ્ય'અશની અપેક્ષાએ

---

१ वैशेपिकदर्शने–प्रशस्तपादभाष्ये पृथ्वीनिरूपणप्रक्रमे ॥ २ प्रशस्तपादभाष्ये आकाशनिरूपणे ।

घटते। अप्रच्युतानुत्पन्नस्थिरैकरूपो हि नित्य। स च क्रमेणार्थक्रिया कुर्वीत ? अक्रमेण वा ? अन्योन्यव्यवच्छेदरूपाणा प्रकारान्तरासभवात्।

तत्र न तावत्क्रमेण। स हि कालान्तरभाविनी क्रिया प्रथमक्रियाकाल एव प्रसह्य कुर्यात्, समर्थस्य कालक्षेपायोगात् कालक्षेपिणो वाऽसामर्थ्यप्राप्ते। समर्थोऽपि तत्तत्सहकारिसमवधाने त तमर्थं करोतीति चेत् ? न तर्हि तस्य सामर्थ्यम्, अपरसहकारिसापेक्षवृत्तित्वात्। *'सापेक्षमसमर्थमि'*तिन्यायात्। न तेन सहकारिणोऽपक्ष्यन्ते, अपितु कार्यमेव सहकारिषु असत्सु अभवत् तानपेक्षते। इति चेत् ? तत् कि स भावोऽसमर्थ ? समर्थो वा ? समर्थश्चेत् ? कि

---

'અનિત્યતા' આમ બે વિરોધી ધર્મો એકસાથે ઉપલબ્ધ છે જ અમે પણ જૂદા જૂદા અશોની અપેક્ષાએ જ નિત્યતા–અનિત્યતા કહીએ છીએ, નહીં કે એક જ અશની અપેક્ષાએ આ જ પ્રમાણે 'અપ્'=પાણી વગેરે અગે સમજવુ (વળી પરમાણુ અને કાર્યદ્રવ્યમાં સત્તા, પૃથ્વીત્વવગેરે નિત્ય ધર્મો અને સંયોગ વગેરે અનિત્ય ધર્મો એક કાલે ઉપલબ્ધ થાય જ છે )

**પૂર્વપક્ષ** – પણ આકાશ તો એકાત નિત્યરૂપે જ ઈષ્ટ હોવાથી બધી વસ્તુ નિત્યાનિત્યરૂપે સિદ્ધ નથી

**ઉત્તરપક્ષ** – તમારા મતે પણ આકાશ અનિત્યરૂપે સિદ્ધ છે કેમકે તમે આકાશમા સયોગ–વિભાગ ધર્મ સ્વીકાર્યો છે આ બન્ને ધર્મો ઉત્પત્તિ–વિનાશશીલ હોવાથી અનિત્યતરીકે સર્વસંમત છે તેથી ધર્મી ધર્મથી કથચિત્ અભિન્ન હોવાથી તે રૂપે ધર્મી આકાશ પણ અનિત્ય સિદ્ધ થાય છે. આમ તમે યુક્તિથી આકાશને અનિત્ય સ્વીકાર્યો છે તેમા પ્રશસ્તપાદનુ આ વચન સાક્ષીરૂપ છે → *"આકાશ શબ્દનુ કારણ છે એ વચનથી આકાશમા સયોગ–વિભાગ છે "*આમ નિત્યાનિત્યપક્ષ પરસ્પર સવલિત છે અને તેનુ આશિક ભાવન પહેલા કરેલુ જ છે

## અર્થક્રિયાકારિતાની એકાતપક્ષે અસિદ્ધિ

*'પરતીર્થિઓના વચનો માત્ર પ્રલાપરૂપ છે, યુક્તિયુક્ત નથી '* તેવા કથનનુ સમર્થન આ રીતે થાય છે *'અર્થક્રિયાકારિતા'* વસ્તુના લક્ષણ તરીકે ઈષ્ટ છે (દહન, પચન વગેરે સ્વકાર્યની નિષ્પત્તિમા સમર્થ અગ્નિ વસ્તુ અર્થક્રિયાકારી કહેવાય )જે અર્થક્રિયાકારી ન હોય તે ખપુષ્પની જેમ અસત્ છે એકાતે નિત્ય કે એકાતે અનિત્ય વસ્તુ અર્થક્રિયાકારી બની શકે નહિ એકાતનિત્યપક્ષે વસ્તુની અર્થક્રિયાકારિતા અનુપપન્ન શી રીતે બને ? તે દર્શાવે છે → ઉત્પત્તિ અને વિનાશ વિના માત્ર એક જ સ્વરૂપે રહેવુ તે એકાત નિત્યતાનુ લક્ષણ છે આવી નિત્ય વસ્તુઓ ક્રમશ અર્થક્રિયા=જૂદા જૂદા કાર્યો કરશે ? કે એક સાથે સર્વ કાર્યો કરશે ? આ બે પરસ્પરને બાકાત કરનારા હોવાથી=પરસ્પરનો પરિહાર કરનારા હોવાથી બેની એક સાથે હાજરી વાળો ત્રીજો તદુભયરૂપ વિકલ્પ સભવતો નથી

(તેમજ એકના અભાવમા બીજાની અવશ્ય હાજરી હોય જ, તેથી તદનુભયરૂપ ચતુર્થ વિકલ્પ પણ સંભવતો નથી ક્રમભાવી અને યુગપત્ બન્ને પ્રકારની અર્થક્રિયાનો અભાવ વસ્તુને અસત્ સિદ્ધ કરે. એકાતનિત્યપક્ષમા આ તદનુભયની જ સિદ્ધિ જૈનોને કરવી છે અને પૂર્વપક્ષ=વૈશેષિકોને એ સિદ્ધિ ટાળવી છે માટે તેઓ ચતુર્થ વિકલ્પ તો દર્શાવે જ નહિ )

## નિત્યપક્ષે ક્રમિક અર્થક્રિયા અસભવ

નિત્ય વસ્તુ સ્વકાર્યોને ક્રમશ કરે નહિ કેમકે તે પોતે કાલાન્તરભાવી ક્રિયાઓને પણ પ્રથમ ક્રિયાકાળે કરવા સમર્થ છે, કેમકે તેનો એ સર્વક્રિયા કરવાનો એકસ્વભાવ પહેલેથી જ છે અને સમર્થ વસ્તુ સ્વકાર્ય કરવામા ક્ષણનો પણ વિલબ કરે નહિ જો તે પોતાના કાર્યને કરવામા કાલક્ષેપ=વિલબ કરે તો તે

सहकारिमुखप्रेक्षणदीनानि तानि उपेक्षते, न पुनर्झटिति घटयति । ननु समर्थमपि वीजम्, इलाजलानिलादि-सहकारिसहितमेवाङ्कुर करोति, नान्यथा । तत्कि तस्य सहकारिभि किञ्चिदुपक्रियेत, न वा ? यदि नोपक्रियेत, तदा सहकारिसन्निधानात् प्रागिव कि न तदापि अर्थक्रियायामुदास्ते ?

उपक्रियेत चेत् ? स तर्हि तेरुपकारोऽभिन्नो भिन्नो वा क्रियते इति वाच्यम् । अभेदे स एव क्रियते। इति *लाभमिच्छता मूलक्षतिरायाता*, कृतकत्वेन तस्यानित्यत्वापत्ते । भेदे तु कथ तस्योपकार ? कि न सह्यविन्ध्याद्रेरपि ? तत्सम्वन्धात् तस्यायमिति चेत् ? उपकार्योपकारयो क सम्वन्ध ? न तावत् सयोग , द्रव्ययोरेव तस्य भावात् । अत्र तु उपकार्य

---

સમર્થ નથી વળી જો સર્વ કાર્યો કરવાનુ પોતાનુ સામર્થ્ય સરખુ જ હોય, તો સર્વ કાર્યો સમકાળે જ થવા જોઈએ અમુક કાર્યો પ્રથમ થાય અને બીજા કાર્યોમા કાલક્ષેપ થાય, આવો ભેદભાવ શુ કામ રાખવો ?

**પૂર્વપક્ષ** - પ્રથમક્રિયાકાળે બીજી વગેરે ક્રિયા કરવાનુ સામર્થ્ય ન હોવાથી પોતે તે ક્રિયા કરતો નથી

**ઉત્તરપક્ષ** - પ્રથમ ક્રિયાકાળે બીજી ક્રિયાઓ કરવાના સામર્થ્યના અભાવમા શુ કારણ છે ? શુ પોતાના તેવા સ્વભાવનો અભાવ કારણ છે ? કે અન્ય કોઈ ?

**પૂર્વપક્ષ** - તેવા સ્વભાવનો અભાવ કારણ છે

**ઉત્તરપક્ષ** - એટલે કે, પ્રથમ ક્રિયાકાળે પોતાનામા બીજી વગેરે ક્રિયા કરવાનો સ્વભાવ નથી, એમ ફલિત થયુ અને જો તેમ હોય, તો એ વસ્તુ ક્યારેય બીજી વગેરે ક્રિયા કરી શકશે નહિ કેમકે તે ક્રિયાઓ ન કરવાનો પોતાનો આ સ્વભાવ હમેશા રહેવાનો છે એકાન્ત નિત્યવાદમતે સ્વભાવમા ફેરફાર સભવતો નથી )

**પૂર્વપક્ષ** - વસ્તુમા સર્વક્રિયા કરવાનો સ્વભાવ છે જ અર્થાત્ વસ્તુ પોતાના સર્વકાર્યો કરવા સમર્થ છે જ પરતુ તે-તે કાર્યો કરવામા તે-તે સહકારીઓની તે વસ્તુ અપેક્ષા રાખે છે અને સહકારીઓની પ્રાપ્તિ ક્રમિક હોવાથી કાર્યો પણ ક્રમિક થાય છે

**ઉત્તરપક્ષ** - વસ્તુએ પોતાનુ કાર્ય કરવા માટે સહકારીની અપેક્ષા રાખવી પડે એનો અર્થ જ એ થયો કે, પોતે પોતાનુ કામ કરવા માટે સમર્થ નથી કેમકે ન્યાય છે કે *'સાપેક્ષ વસ્તુ અસમર્થ છે'* પોતાના કાર્ય માટે પણ સહકારીઓની ગુલામી સ્વીકારતી વસ્તુને સમર્થ શી રીતે કહી શકાય ?

**પૂર્વપક્ષ** .- તમે સમજતા નથી વસ્તુ પોતાને સહકારીની અપેક્ષા જરાય નથી પણ વસ્તુથી થતુ કાર્ય જ એવુ છે કે, તે કાર્ય સહકારીની ગેરહાજરીમા થાય જ નહિ અર્થાત્ કાર્ય પોતાની ઉત્પત્તિ માટે સહકારીની હાજરીની અપેક્ષા રાખે છે

**ઉત્તરપક્ષ** - આ તમારી વાત ગોળ ગોળ છે ! કહો, એ વસ્તુ=ભાવ પોતે કાર્યને ઉત્પન્ન કરવા સમર્થ છે કે નહિ ? જો પોતે સમર્થ છે તો પોતે ઉપેક્ષાભાવથી શા માટે કાર્યોને પોતાની ઉત્પત્તિ માટે સહકારીનુ મો જોવાની દીનતા કરાવે છે ? અને જલ્દીથી તેઓને ઉત્પન્ન કરતો નથી અર્થાત્ જો વસ્તુ પોતે જ કાર્ય માટે સમર્થ હોય, તો કાર્યને પણ ઉત્પન્ન થવા માટે સહકારીની જરૂર નથી

**પૂર્વપક્ષ** - અકુરને ઉત્પન્ન કરવામા સમર્થ બીજ પણ પૃથ્વી, પાણી, પવન વગેરે સહકારીઓને સાથે રાખીને જ અકુરને ઉત્પન્ન કરે છે, નહિ કે એ બધા સહકારી વિના સ્વત જ

## સહકારીની ઉપકારિતા અસિદ્ધ

**ઉત્તરપક્ષ** - આ સહકારીઓ વસ્તુ પર કોઈ પ્રકારનો ઉપકાર કરે છે કે નહિ ? (ઉપકાર= અતિશય= વિશેષતા)

द्रव्यमुपकारश्च क्रिया, इति न सयोग । नापि समवाय , तस्यैकत्वाद् व्यापकत्वाच्च प्रत्यासत्तिविप्रकर्षाभावेन सर्वत्र तुल्यत्वाद् न नियत सम्बन्धिभि सम्बन्धो युक्त । नियतसम्बन्धिसम्बन्धे चाङ्गीक्रियमाणे तत्कृत उपकारोऽस्य समवायस्याभ्युपगन्तव्य । तथा च सति उपकारस्य भेदाभेदकल्पना तदवस्थैव। उपकारस्य समवायादभेदे समवाय एव कृत स्यात्, भेदे पुनरपि समवायस्य न नियतसम्बन्धिसम्बन्धत्वम् । तन्न एकान्तनित्यो भाव क्रमेणार्थक्रिया कुरुते ॥

नापि अक्रमेण। न हि एको भाव सकलकालकलाकलापभाविनीर्युगपत्सर्वा क्रिया करोतीति प्रातीतिकम्। कुरुता वा, तथापि द्वितीयक्षणे कि कुर्यात् ? करणे वा क्रमपक्षभावी दोष । अकरणे तु अर्थक्रियाकारित्वाभावादवस्तुत्वप्रसङ्ग ।

**પૂર્વપક્ષ** - સહકારીઓ વસ્તુ પર કોઇપણ પ્રકારનો ઉપકાર કરતા નથી

**ઉત્તરપક્ષ** - તો પછી સહકારીઓની ગેરહાજરીની જેમ હાજરીમા પણ વસ્તુ શુ કામ અર્થક્રિયા અંગે ઉદાસ ન રહે ?

(અને જો વસ્તુ અકિંચિત્કર સહકારીઓની હાજરીમાં કાર્ય કરી શકે, તો તેઓના અભાવમાં શા માટે કાર્ય ન કરી શકે ? અને જો અકિંચિત્કરસહકારીની અપેક્ષા રહેતી હોય, તે જગતની તમામ વસ્તુઓ પ્રત્યેક કાર્યઅને અપેક્ષણીય બની જાય )

**પૂર્વપક્ષ .-** સહકારીઓ તે બીજ વગેરેમા ઉપકાર કરે છે

**ઉત્તરપક્ષ :-** તેઓ (=સહકારીઓ) એ કરલો આ ઉપકાર ઉપકાર્ય વસ્તુથી ભિન્ન છે કે અભિન્ન ? જો અભિન્ન છે ? તો ઉપકાર અને ઉપકાર્ય બન્ને એકરૂપ થશે તેથી સહકારીઓએ તે જ (ઉપકાર્ય વસ્તુ જ કરી છે એમ થવાથી ઉપકાર કૃતક (=કાર્ય )હોવાથી ઉપકાર્ય વસ્તુ પણ કૃતક સિદ્ધ થશે અને તો તો ' *વ્યાજ લેવા જતા મૂડી ગુમાવવા જેવુ'* થશે કેમકે વસ્તુ પોતે અનિત્ય ઠરશે અને તેથી એકાતનિત્યવાદના પોતાના સિદ્ધાત પર જ કુઠારાઘાત થશે

**પૂર્વપક્ષ** - સહકારીઓનો આ ઉપકાર ઉપકાર્ય વસ્તુથી ભિન્ન છે

**ઉત્તરપક્ષ** - તો પછી 'આ ઉપકાર આ જ ઉપકાર્ય પર થયો અને સહ્યાદ્રિ કે વિન્ધ્ય પર્વત પર ન થયો' એવો નિશ્ચય શાનાથી કરશો ? કેમકે સહ્યાદ્રિ વગેરે પણ ઉપકારથી સમાનરૂપે ભિન્ન છે

**પૂર્વપક્ષ .-** ભિન્ન એવા પણ ઉપકારનો માત્ર ઉપકાર્ય સાથે જ સંબધ છે તેથી માત્ર તેના પર જ ઉપકાર થશે બીજા પર નહિ

**ઉત્તરપક્ષ .-** આ સંબધ કેવા પ્રકારનો છે ? સંયોગ સંબધ બે દ્રવ્ય વચ્ચે હોય છે અહી ઉપકાર્ય દ્રવ્ય છે અને ઉપકાર ક્રિયા છે તેથી બે વચ્ચે સંયોગસંબધ સંભવતો નથી

**પૂર્વપક્ષ** - અમે ક્રિયા-ક્રિયાવાન્ વચ્ચે સમવાયસંબધ માન્યો છે તેથી ઉપકાર અને ઉપકાર્ય વચ્ચે સમવાય સંબધ છે

**ઉત્તરપક્ષ** - આ સમવાયને તમે એક, નિત્ય, અને વ્યાપક માન્યો છે જે બે વસ્તુઓ દ્રવ્યાદિ વ્યવધાનના કારણે પરસ્પરથી વિપ્રકર્ષ=દૂર હોય, ઇષ્ટ સંબધમાટે અયોગ્ય-અસમર્થ હોય તે બે વસ્તુમા પ્રત્યાસત્તિવિપ્રકર્ષના કારણે સબધ ન થાય પણ સમવાય પોતે એવો વ્યાપક છે કે તે સંબધથી સંબધિત થવામાટે જગતની કોઇ વસ્તુને પ્રત્યાસત્તિવિપ્રકર્ષની આપત્તિ નડતી નથી તેથી આ સમવાય ક્રિયામા તથા ઉપકાર્યવસ્તુ વિન્ધ્ય પર્વતઆદિ બધામા તુલ્યરૂપે રહી શકશે તેથી ક્રિયાનો સંબધ માત્ર ઉપકાર્યરૂપ નિયત સબધીસાથે જોડવો યોગ્ય નથી તેથી ઉપકાર પણ બધા પર થશે. અથવા તો *'તુષ્યતુ દુર્જન '* આ ન્યાયથી કદાચ માની લો કે,

इति एकान्तनित्यात्क्रमाक्रमाभ्या व्याप्तार्थक्रिया व्यापकानुपलब्धिबलाद् व्यापकनिवृत्तौ निवर्तमाना स्वव्याप्यम र्थक्रिया–कारित्व निवर्तयति। अर्थक्रियाकारित्व च निवर्तमान स्वव्याप्य सत्त्व निवर्तयति । इति न एकान्तनित्यपक्षो युक्तिक्षम ।

एकान्तानित्यपक्षोऽपि न कक्षीकरणार्ह । अनित्यो हि प्रतिक्षणविनाशी। स च न क्रमेणार्थक्रियासमर्थ , देशकृतस्य कालकृतस्य च क्रमस्यैवाभावात् । क्रमो हि पौर्वापर्यम् । तच्च क्षणिकस्यासम्भवि। अवस्थितस्यैव हि नानादेशकालव्याप्ति देशक्रम कालक्रमश्चाभिधीयते। न चैकान्तविनाशिनि साऽस्ति । यदाहु *'यो यत्रेव स तत्रेव, यो यदेव तदैव स । न देशकालयोर्व्याप्तिर्भावानामिह विद्यते ॥"* न च सन्तानापेक्षया पूर्वोत्तरक्षणाना क्रम सम्भवति सन्तानस्यावस्तुत्वात्।

એ સમવાય બે નિયત સમ્બન્ધીમા જ રહેશે તો પણ, સહકારી દ્વારા થતો ઉપકાર ઉપકાર્ય પર થવાને બદલે સમવાય પર જ થયેલો માનવો જોઈએ કેમકે આ સહકારી કારણોએ સર્વવ્યાપી સમવાયને માત્ર બે જ સબધીમા નિયત કર્યો

**પૂર્વપક્ષ** '– અહી માત્ર દૃષ્ટિનો ભેદ છે 'ઉપકારને સમવાય સબધથી માત્ર ઉપકાર્યમા જ રાખવાનો ઉપકાર સહકારીઓએ ઉપકાર્ય પર કર્યો છે' એમ અમે કહીએ છીએ 'સમવાયને નિયત કરવા દ્વારા સમવાય પર ઉપકાર કર્યો' એમ તમે કહો છો આમા માત્ર દૃષ્ટિભેદ છે.

**ઉત્તરપક્ષ** .– માત્ર દૃષ્ટિભેદ નથી સમવાય ને નિયત કરવારૂપ ઉપકાર તો તમારે પણ માન્ય રાખવો પડે છે તેનાથી ઉપકાર્ય પર ઉપકાર થયો કે નહિ ? એ તો હજી વિવાદાસ્પદ છે

**પૂર્વપક્ષ** – અસ્તુ ત્યારે તમે સમવાય પર ઉપકાર માનો

**ઉત્તરપક્ષ** .– એમ માનવામાત્રથી કામ નહિ પતે કેમકે આ ઉપકાર સમવાયથી ભિન્ન છે કે અભિન્ન? વગેરે વિકલ્પોની ફરીથી વિચારણા ઊભી થશે અને તે વખતે પૂર્વોક્ત દોષો ફરીથી હાજર થશે ઉપકાર જો સમવાયથી અભિન્ન હોય, તો સમવાય કૃતક ઠરશે તેથી તેની નિત્યતાને હાનિ પહોચશે ઉપકાર અને સમવાય વચ્ચે ભેદ માનવામા ઉપર ભેદપક્ષમા દર્શાવેલી ચર્ચા ફરીથી ઉપસ્થિત કરવી પડશે અને અનવસ્થા દોષ આવીને ઊભો રહેશે આમ બીજ વગેરે નિત્ય વસ્તુઓ સ્વકાર્યમા સમર્થ હોવા છતા સ્વકાર્યમા સહકારીની અપેક્ષા રાખે છે એ વાત અસિદ્ધ થાય છે અને તેથી તે ક્રમિક અર્થક્રિયા કરે છે તે પણ અસિદ્ધ ઠરે છે

## યુગપદ્ અર્થક્રિયાકારિતાની અસિદ્ધિ

આ જ પ્રમાણે *'એકાત નિત્ય વસ્તુ એક સાથે સર્વક્રિયા કરે છે'* એમ કહેવુ પણ અસગત છે નિત્ય વસ્તુ સર્વકાળને વ્યાપીને રહેલી ક્રિયાઓને એકી સાથે એક કાળે કરતી હોય એવી પ્રતીતિ થતી નથી અથવા કદાચ વસ્તુ બધી ક્રિયાઓ એક કાળે કરતી હોય, તો પણ એ વસ્તુને દ્વિતીય આદિ ક્ષણોએ તો કશુ કરવાનુ રહેશે નહિ અને જો બીજી વગેરે ક્ષણોએ કાર્ય કરશે, તો ક્રમભાવીપક્ષના દોષો આવીને ખડા થશે (તથા પ્રથમક્ષણે જ સર્વકાર્યો થઇ ગયા હોવાથી દ્વિતીય આદિ ક્ષણોએ કરેલા જ કાર્યો કરવાના રહેશે તેથી કૃતકરણ દોષ ઊભો રહેશે!)

**પૂર્વપક્ષ** – વસ્તુ દ્વિતીય વગેરે ક્ષણોએ કશુ કાર્ય કરશે નહિ

**ઉત્તરપક્ષ** :– જો એમ થશે, તો તે ક્ષણોએ વસ્તુમા 'અર્થક્રિયાકારિત્વ' લક્ષણ રહેશે નહિ તેથી વસ્તુ પોતે અવસ્તુ બની જશે

આમ એકાતનિત્યપક્ષે યુગપત્ કે ક્રમભાવી અર્થક્રિયા ઘટી શકતી નથી ક્રમ અને અક્રમરૂપ વ્યાપકનો અભાવ હોવાથી અર્થક્રિયારૂપ વ્યાપ્યનો પણ અભાવ સિદ્ધ થાય છે કેમકે વ્યાપકના અભાવસ્થળે ન રહેવાનો વ્યાપ્યનો સ્વભાવ છે આ પ્રમાણે નિવૃત્ત થતી અર્થક્રિયા પોતાના વ્યાપ્ય 'અર્થક્રિયાકારિતા' ના અભાવને

वस्तुत्वेऽपि तस्य यदि क्षणिकत्व, न तर्हि क्षणेभ्य कश्चिद् विशेष । अथाक्षणिकत्व तर्हि समाप्त क्षणभङ्गवाद ॥ नाप्यक्रमेणाऽर्थक्रिया क्षणिके सम्भवति । स हि एको बीजपूरादिक्षणो युगपदनेकान् रसादिक्षणान् जनयन्नेकेन स्वभावेन जनयेद् नानास्वभावैर्वा ? यद्येकेन, तदा तेषा रसादिक्षणानामेकत्व स्याद् एकस्वभावजन्यत्वात् । अथ नानास्वभावैजनयति किञ्चिद्रूपादिकमुपादानभावेन किञ्चिद्रसादिक सहकारित्वेन, इति चेत् ? तर्हि ते स्वभावास्तस्य आत्मभूता, अनात्मभूता वा? अनात्मभूताश्चेत् ? स्वभावत्वहानि । यदि आत्मभूता, तर्हि तस्यानेकत्वम्, अनेकस्वभावत्वात्, स्वभावाना वा एकत्व प्रसज्येत, तदव्यतिरिक्तत्वात् तेषा, तस्य चैकत्वात् ॥

સિદ્ધ કરે છે આ પ્રમાણે નિવૃત્ત થતી અર્થક્રિયાકારિતા પોતાના વ્યાપ્ય 'સત્ત્વ'ના અભાવને સિદ્ધ કરે છે અને સત્ત્વના અભાવમા વસ્તુ અસત્ બની જશે આમ એકાતનિત્યપક્ષ યુક્તિક્ષમ નથી

### અનિત્યવાદમા ક્રમિક અર્થક્રિયા અસિદ્ધ

એકાત અનિત્યપક્ષમા પણ અર્થક્રિયા સિદ્ધ થતી નથી અનિત્ય=પ્રતિક્ષણ વિનાશી વસ્તુ આવી અનિત્ય વસ્તુઓ ક્રમથી અર્થક્રિયા કરવા સમર્થ નથી ક્રમ બે પ્રકારે (૧)દેશથી અને (૨)કાળથી અલગ અલગ દેશમા રહેલી ક્રિયાઓ દેશક્રમયુક્ત ગણાય અલગ અલગ કાળમા રહેલી ક્રિયાઓ કાળક્રમયુક્ત ગણાય અને ક્રમ એટલે પૂર્વાપરપણુ અવસ્થિત વસ્તુનુ અલગ-અલગ દેશ-કાળમા વ્યાપ્ત થવુ એ જ 'દેશક્રમ' અને 'કાળ ક્રમ' તરીકે કહેવાય છે આ બન્ને ક્રમો એકાન્ત ક્ષણિકમા અસંભવિત છે તેથી ક્ષણિક વસ્તુમા પૂર્વાપરપણુ જ અસંભવિત છે

દેશક્રમની અસિદ્ધિ - અર્થક્રિયા કરવાના દેશ સાથે ક્રિયાની કારણસામગ્રીનો સંબધ આવશ્યક છે ક્ષણિક વસ્તુ સર્વવ્યાપક નથી તેથી સર્વદેશમા રહેલી ક્રિયાને એક સાથે કરી ન શકે અને એક દેશમાં ક્રિયા કરીને બીજા દેશમાં બીજી ક્રિયા કરવા જાય તે પહેલા જ નષ્ટ થઈ જશે તેથી દેશક્રમ ઘટી શકે નહિ કાળક્રમ તો અનુપપન્ન જ છે કેમકે ક્ષણિકપદાર્થ માત્ર ક્ષણજીવી છે તે બીજી ક્ષણે હાજર જ ન હોવાથી બીજી ક્ષણની ક્રિયા કરવાનો સવાલ જ નથી તેથી કાળક્રમ અનુપપન્ન છે

કહ્યુ જ છે કે "*જે જ્યા (=જે દેશમા) છે તે ત્યા જ છે અને જે ક્ષણમા છે, તે જ ક્ષણમા છે અહી (=ક્ષણિકવાદમા) ક્ષણિકપદાર્થો સાથે દેશ અને કાળની વ્યાપ્તિ વિદ્યમાન નથી*"

**પૂર્વપક્ષ** - કાર્યની ક્રમિકતા ક્ષણિકપદાર્થોથી નહિ પણ તેઓના સતાનથી છે સતાન=સમાનક્ષણોની પરપરા આ કારણક્ષણસતાન દીર્ઘકાળિક હોવાથી દેશક્રમ અને કાળક્રમ અનુપન્ન નહિ બને

**ઉત્તરપક્ષ** - સતાનની આ કલ્પના કસ વિનાની છે સતાન પોતે અસત્ છે તે આગળ બતાવાશે આ અસત્ સતાન દ્વારા ક્રમની સિદ્ધિ પણ અસત્ છે અને કદાચ સતાન સત્ હોય, તો પણ તે ક્ષણિક છે કે અક્ષણિક ? જો ક્ષણિક હોય તો તે ક્ષણિકપદાર્થથી જરાપણ વિશેષરૂપ નથી તેથી ક્રમની અસિદ્ધિ છે જો સતાન અક્ષણિક હોય, તો ક્ષણિકવાદ જ અસગત ઠરશે

(સત્ વસ્તુનુ લક્ષણ 'ક્ષણિકતા' જ હોય તેમ પૂર્વપક્ષ-બૌદ્ધને સમ્મત છે તેઓ અક્ષણિક વસ્તુને અસત્ માને છે અને જો આ નિયમમાં અપવાદરૂપે સંતાનને અક્ષણિક માનો, તો જગતની બીજી વસ્તુઓને અક્ષણિક સ્વીકારવામા શો દોષ છે ?)

### યુગપદ્ અર્થક્રિયાકારિત્વની અસિદ્ધિ

આ જ પ્રમાણે એકાત અનિત્યવાદમા યુગપત્ અર્થક્રિયા પણ ઘટતી નથી તે બીજોરાદિ ક્ષણ (ક્ષણ=પદાર્થ બૌદ્ધમતે બધા જ પદાર્થો ક્ષણિક હોવાથી પદાર્થોને 'ક્ષણ' કહે છે )એક સાથે જ રસ-ગધવગેરે ક્ષણોને ઉત્પન્ન કરે છે તે એક જ સ્વભાવથી કરે છે ? કે અનેક સ્વભાવથી ? જો એક જ સ્વભાવથી રસાદિક્ષણોને ઉત્પન્ન

अथ य एवैकत्रोपादानभाव स एवान्यत्र सहकारिभाव इति न स्वभावभेद इष्यते। तर्हि नित्यस्यैकरूपस्यापि क्रमेण नानाकार्यकारिण स्वभावभेद कार्यसाङ्कर्यं च कथमिष्यते क्षणिकवादिना ? ॥ अथ नित्यमेकरूपत्वादक्रमम्, अक्रमाच्च क्रमिणा नाना कार्याणा कथमुत्पत्ति ? इति चेत् ? अहो स्वपक्षपाती देवानाप्रिय, य खलु स्वयमेकस्माद् निरशाद् रूपादिक्षणलक्षणात्कारणाद् युगपदनेककार्याणि अङ्गीकुर्वाणोऽपि परपक्षे नित्येऽपि वस्तुनि क्रमेण नानाकार्यकरणेऽपि विरोधमुद्भावयति। तस्मात् क्षणिकस्यापि भावस्याक्रमेणार्थक्रिया दुर्घटा। इति अनित्यैकान्तादपि क्रमाक्रमयोर्व्यापकयोर्निवृत्त्या एव व्याप्याऽर्थक्रियाऽपि व्यावर्तते। तद्व्यावृत्तौ च सत्त्वमपि व्यापकानुपलब्धिबलेनैव निवर्तते। इति एकान्ताऽनित्यवादोऽपि

કરે છે, તો *'એક સ્વભાવથી થયેલા કાર્યો એકરૂપ હોય'* એ ન્યાયથી રૂપ, રસ આદિ બધી ક્ષણો એકરૂપ જ થઇ જશે

**પૂર્વપક્ષ** – તે રસાદિક્ષણોને જૂદા જૂદા સ્વભાવથી ઉત્પન્ન કરશે જેમકે તે કોઇક રૂપાદિક્ષણોને ઉપાદાન સ્વભાવથી ઉત્પન્ન કરશે અને રસાદિક્ષણોને સહકારિત્વ સ્વભાવથી ઉત્પન્ન કરશે તેથી રૂપ–રસાદિ ક્ષણો વચ્ચે ઐક્ય નહિ આવે

**ઉત્તરપક્ષ .–** આ જે જૂદા–જૂદા સ્વભાવો બતાવ્યા તે સ્વભાવો તે–તે બીજોરાદિક્ષણના આત્મભૂત =સ્વસ્વભાવરૂપ છે ? કે, અનાત્મભૂત=પરસ્વભાવરૂપ છે ? જો અનાત્મભૂત હોય, તો તેઓ સ્વભાવરૂપ જ નથી, તેઓમા સ્વભાવત્વની હાનિનો પ્રસગ છે કેમકે 'આત્મભૂત હોવુ' એ જ સ્વભાવનુ સ્વરૂપ છે અને જો આ બધા સ્વભાવો આત્મભૂત હોય, તો તે બીજોરાદિ ક્ષણો એક નથી, પણ અનેક હોવી જોઇએ કેમકે ક્ષણિકવસ્તુમા એક સમયે એક જ સ્વભાવ માન્ય છે અનેકવસ્તુ હોય તો જ અનેક સ્વભાવ સંભવી શકે અથવા તો સ્વભાવ તે ક્ષણિક વસ્તુથી અભિન્ન હોવાથી સ્વભાવ પણ એક જ થઇ જશે તેથી પૂર્વોક્ત દોષો ઊભા રહેશે

**પૂર્વપક્ષ** – ક્ષણિકવસ્તુનો રસાદિઅગે જે ઉપાદાનભાવ છે, તે જ રૂપાદિ અન્યઅગે સહકારિભાવને ધારણ કરે છે આમ એક જ સ્વભાવ રહેવા છતા અનેક કાર્યો સભવી શકશે

**ઉત્તરપક્ષ '–** આમ તમે એક જ વિચિત્ર સ્વભાવથી એક ક્ષણે અલગ–અલગ કાર્યો થવાની કલ્પના સ્વીકારી નિત્યત્વાદી 'વસ્તુ જ તેવા વિચિત્ર એક સ્વભાવથી ક્રમશ' અનેક કાર્ય કરે' એમ કહે ત્યા તમે ક્ષણિકવાદીઓ 'કાર્યભેદ સ્વભાવભેદ વિના સભવે નહી' એમ કહી એક વિચિત્ર સ્વભાવથી અનેક કાર્યોનો વિરોધ કરો છો, અને એક સ્વભાવથી અનેક અલગ–અલગ કાર્યો સ્વીકારવામા કાર્યસાકર્ય (=કાર્યોમા ભેળસેળ) નો દોષ આવે છે' એવી આપત્તિ આપો છો તે શી રીતે આપી શકશો ?

**પૂર્વપક્ષ .–** નિત્યવસ્તુ એકસ્વભાવી હોવાથી તેમા ક્રમ ઘટી શકતો નથી અને ક્રમ અનુપપન્ન હો વાથી દેખાતા ક્રમિક ઉત્પન્ન થતા અનેક કાર્યો પણ શી રીતે ઉપપન્ન થઇ શકશે ? તેથી વસ્તુને અનિત્ય માનવી જ શ્રેયસ્કર છે

**ઉત્તરપક્ષ '–** આ તમારા સ્વમતરાગનુ પ્રદર્શન છે તમારા મતે રૂપાદિ નિરશ (=અશ વિનાના) ક્ષણો રૂપ કારણથી એક સાથે અનેક કાર્યો ઉત્પન્ન થઇ શકે અને નિત્યવાદી પરમતે નિત્યવસ્તુ પણ ક્રમશ અનેક કાર્યો કરે તેમા વિરોધ બતાવો તે સ્વદર્શનરાગ વિના સભવી ન શકે અર્થાત્ એકસ્વભાવી નિરશક્ષણ એક સાથે અનેક સ્વભાવી કાર્યો ઉપાદાનભાવથી કે સહકારિભાવથી કરવા માટે નિ શક અસમર્થ હોવા છતા તમે તે ક્ષણને અનેક કાર્યમાટે સમર્થ માનવા તૈયાર છો, જ્યારે નિત્યવાદી 'નિત્યવસ્તુ અનેક કાર્યોને ક્રમશ કરી

न रमणीय ॥

स्याद्वादे तु पूर्वोत्तराकारपरिहारस्वीकारस्थितिलक्षणपरिणामेन भावानामर्थक्रियोपपत्तिरविरुद्धा । न चैकत्र वस्तुनि परस्परविरुद्धधर्माध्यासायोगाद् *'असत्स्याद्वाद'* इति वाच्यम्, नित्यानित्यपक्षविलक्षणस्य पक्षान्तरस्याङ्गीक्रियमाणत्वात्, तथैव च सर्वैरनुभवात् । तथा च पठन्ति *"भागे सिंहो नरो भागे, योऽर्थो भागद्वयात्मक । तमभाग विभागेन नरसिंह प्रचक्षते ॥ इति ॥* वैशेषिकैरपि चित्ररूपस्यैकस्यावयविनोऽभ्युपगमादेकस्यैव पटादेश्चलाचलरक्तारक्तावृतानावृतत्वादिविरुद्धधर्माणामुपलब्धे । सौगतैरपि एकत्र चित्रपटीयज्ञाने नीलानीलयोर्विरोधानङ्गीकारात् ॥

શકે ' તેમ સ્વીકારે તેમા દોષ બતાવો–એ વ્યાજબી નથી આમ એકાત અનિત્યપક્ષમાં પણ કમથી કે અકમથી અર્થકિયા ઘટી શકતી નથી તેથી અર્થકિયા અસિદ્ધ થાય છે તેથી વસ્તુનુ અર્થકિયાકારિત્વલક્ષણ અનુપપન્ન બને છે તેથી વસ્તુ સત્તરીકે જ અસિદ્ધ ઠરે છે આમ એકાતઅનિત્યવાદ પણ કસ વિનાનો છે

### સ્યાદ્વાદમા અર્થકિયાની ઉપપત્તિ

શકા – જો નિત્યપક્ષમા અને અનિત્યપક્ષમા વસ્તુની સત્તા સિદ્ધ થતી નથી તો પછી વસ્તુની સત્તા શી રીતે સિદ્ધ થશે ?

સમાધાન – સ્યાદ્વાદસિદ્ધાતને સ્વીકારવાથી વસ્તુની સત્તા સિદ્ધ થઇ શકશે સ્યાદ્વાદમતે વસ્તુ નિત્યાનુવિદ્ધ અનિત્ય છે કેમકે વસ્તુમાત્ર ઉત્પાદવ્યયધ્રૌવ્યાત્મક છે તેથી વસ્તુનુ *'પૂર્વપર્યાયનો ત્યાગ, ઉત્તરપર્યાયનુ ગ્રહણ અને દ્રવ્યરૂપે સ્થિરતા'* આવું સ્વરૂપ છે દરેક ભાવો આ સ્વરૂપથી યુક્ત હોવાથી તેઓની અર્થકિયા ઉપપન્ન થઇ શકે છે

(તે આ પ્રમાણે→ સ્યાદવાદમતે વસ્તુ (૧) અનન્તધર્મમય અને અનન્તસ્વભાવમય છે સ્વભાવ=સ્વભાવીથી પૃથગ્રૂપે ઉપલબ્ધ નહિ થઇ શકતા ધર્મો તથા વસ્તુ (૨)અવયવવાળી હોય છે આ બે સ્વરૂપના કારણે વસ્તુ જુદા જુદા સ્વભાવથી અને અવયવથી એક સાથે પણ અલગ–અલગ કાર્યો કરી શકે છે તથા વસ્તુ ક્ષણે ક્ષણે સ્વપર્યાયોને બદલવાના સ્વભાવવાળી હોવાથી તેવા સહકારીઓની હાજરીમાં તેવા તેવા પર્યાયોને પામે છે વસ્તુના અનત સ્વભાવો છે–અને તે હંમેશા રહેલા હોવાથી સ્વભાવોમા ઉત્પત્તિ કે નાશ નથી, માત્ર તેવા તેવા દ્રવ્યાદિને કારણે તે તે સ્વભાવો પ્રગટ થાય છે અને તેથી તે તે પર્યાયો પ્રગટે છે તથા પૂર્વ પૂર્વના સ્વભાવો તિરોધાન પામે છે અને તેથી પૂર્વ પૂર્વના પર્યાયો વિલય પામે છે આ સ્વભાવ–પર્યાયો તથા નિમિત્તોને પામી વસ્તુ અલગ અલગ કાર્યો કરે છે આમ સ્યાદ્વાદ દ્વારા (૧)વસ્તુના અનતસ્વભાવો (૨)વસ્તુના અનન્તધર્મો (૩)યુગપદ્અર્થકિયા (૪)કમિકઅર્થકિયા (૫)વસ્તુનુ કિયા અંગે સામર્થ્ય અને છતાં (૬)સહકારી કારણોની આવશ્યકતા વગેરે ઘણી મહત્ત્વની બાબતો સિદ્ધ થાય છે )

પૂર્વપક્ષ – એક જ વસ્તુમા નિત્યત્વ–અનિત્યત્વ વગેરે વિરૂદ્ધ ધર્મો અસગત છે અન્યથા એકત્ર જળ અને અગ્નિ માનવાની આપત્તિ આવશે તેથી તમારો નિત્યાનિત્ય ભાવને સ્વીકારતો સ્યાદ્વાદસિદ્ધાત સ્વીકરણીય નથી તેથી તેના દ્વારા વસ્તુની સત્તા સિદ્ધ થતી નથી

ઉત્તરપક્ષ :– એકાતનિત્ય અને એકાતઅનિત્યનો એકસાથે સ્વીકારરૂપ નિત્યાનિત્યનો સ્વીકાર કરવામા ઉપરોક્ત દોષ વ્યાજબી છે પરતુ વિલક્ષણ નિત્યાનુવિદ્ધ અનિત્યપક્ષ સ્વીકારવામા તે દોષો નથી એ આગળ ઉપર બતાવાશે આ મત સર્વ પરવાદીઓને પણ માન્ય છે, તે વાતની સાક્ષી આ શ્લોક આપે છે *("નરસિહ અવતાર પ્રસિદ્ધ છે તે અવતારમા)મો વગેરે ભાગો સિહ આકારના હતા, અને તે સિવાયના ભાગો મનુષ્ય આકારના હતા અહી વિભાગની કલ્પનાથી બે રૂપ હોવા છતા, વિભાગની કલ્પના કરવામા ન આવે તો (૧) 'નરસિંહ' એક જ રૂપ છે "*

अत्र च यद्यपि, अधिकृतवादिन प्रदीपादिक कालान्तरावस्थायित्वात् क्षणिक न मन्यन्ते, तन्मते पूर्वापरान्तावच्छिन्नाया सत्ताया एवानित्यतालक्षणात् । तथापि बुद्धिसुखादिक तेऽपि क्षणिकतयैव प्रतिपन्ना इति तदधिकारेऽपि क्षणिकवादचर्चा नानुपपन्ना । यदापि च कालान्तरावस्थायि वस्तु, तदापि नित्यानित्यमेव । क्षणोऽपि न खलु सोऽस्ति यत्र वस्तु उत्पादव्ययध्रौव्ययुक्त नास्ति ॥ इति काव्यार्थ ॥ ५ ॥

(૨)'નર' અને 'સિહ' અવયવોની વચ્ચે તાદાત્મ્ય રાખનાર કોઇક અખડ દ્રવ્ય છે આમ શબ્દ જ્ઞાન અને કાર્યરૂપ 'નર' અને 'સિહ' બન્નેથી વિલક્ષણ 'નરસિંહત્વ' રૂપ ભિન્ન જાતિ પણ સિદ્ધ થાય છે

આ જ પ્રમાણે નૈયાયિક–વૈશેષિકો વગેરેએ ચિત્રવિચિત્રરગવાળા 'પટ' વગેરે અન્વયીદ્રવ્યનો સ્વીકાર કર્યો છે *વસ્ત્રના એક ભાગમા સ્થિરતા અને બીજાભાગમા અસ્થિરતા=કપન, એકભાગમા લાલરગ બીજા ભાગમા તેનો અભાવ, એકભાગમા બીજાવસ્ત્રવગેરેથી આવરણ, બીજાભાગમા તેવા આવરણનો અભાવ, વગેરે વિરુદ્ધ ધર્મો હોવામા વિરોધ નથી એમ ન્યાયકદલી વગેરે ન્યાયગ્રથોમા દર્શાવ્યુ જ છે*[1]

એવ બૌદ્ધોએ પણ એક જ ચિત્રજ્ઞાનમા 'ભૂરા' તથા 'લાલ' વગેરે રગોનો સ્વીકાર કર્યો જ છે. લાલ–ભૂરા રગની વસ્તુના દર્શનથી ઉત્પન્ન થતા જ્ઞાનમા આ બન્ને ભિન્ન અશનો સ્વીકાર સ્યાદ્વાદને પુષ્ટ કરે છે[2]

શકા .– પ્રસ્તુતમા વૈશેષિકમતનુ ખડન ચાલે છે તેઓ પ્રદીપ વગેરેને અનિત્ય માનતા હોવા છતા ક્ષણિક નથી માનતા કેમકે તેમના મતે પ્રદીપ વગેરે અમુકકાળ સુધી સ્થિર=નાશ નહિ પામનારા છે આ મતે 'વસ્તુની શરૂઆત હોવી અને અત હોવો' એ જ વસ્તુની અનિત્યતા છે, નહિ કે, બીજી ક્ષણે નાશ પામવુ એજ તેથી અહી ક્ષણિકવાદનુ ખડન અવસરસંગત નથી

સમાધાન .– અલબત્ત, તેમના મતે પ્રદીપાદિની અનિત્યતા તમે કહી તેવી જ છે છતા પણ, તેઓ બુદ્ધિ, સુખ વગેરે આત્મગુણોને તો બૌદ્ધોની જેમ ક્ષણિક જ માને છે માટે અહી વૈશેષિકમતના ખડન વખતે ક્ષણિકવાદની ચર્ચા કરવી અવસરસંગત જ છે તથા વસ્તુ કાળાતર [illegible]થી હોય તો પણ નિત્યાનિત્ય જ છે, કેમકે એવી કોઇ ક્ષણ નથી કે, જે વખતે વસ્તુ ઉત્પાદવ્યય અને ધ્રૌવ્ય યુક્ત ન હોય અર્થાત્ વસ્તુ સર્વદા ઉત્પાદ આદિથી યુક્ત જ છે તેથી પ્રદીપ વગેરેને કાળાન્તર અવસ્થાયી એકાતઅનિત્ય માનવામા પણ દોષ છે જ, એ તાત્પર્ય છે.

**પાચમા કાવ્યનો અર્થ પૂર્ણ થયો**

---

૧ તથા નિત્ય ઇશ્વરના સર્જન–સહારની ઇચ્છા–પ્રવૃત્તિરૂપ રજો અને તમોગુણનો સ્વીકાર કરવા દ્વારા વિરૂદ્ધ ધર્મોનો એકત્ર વાસ સ્વીકાર્યો જ છે

૨. તથા દર્શન=પ્રત્યક્ષજ્ઞાન (૧) ભૂરી વસ્તુમાં ભ્રમથી અક્ષણિકતાનો બોધ કરે, અથવા (૨)ભ્રમથી અક્ષણિકતા દેખાવા છતાં ક્ષણિકતાનો અધ્યવસાય કરે–આ બન્ને અશે તે વિષયમાં દર્શન અપ્રમાણ છે અને વસ્તુના ભૂરા રગ અગે તેજ દર્શન પ્રમાણ છે આમ એક જ દર્શનમાં પ્રામાણ્ય–અપ્રામાણ્યનો સ્વીકાર કરીને બૌદ્ધમત પણ સ્યાદ્વાદને પુષ્ટ કરે છે તથા પ્રકૃતિમાં સત્વ, રજો અને તમો રૂપ પરસ્પર વિરૂદ્ધ ગુણોની વૃત્તિ સ્વીકારીને સાંખ્યમતે પણ સ્યાદ્વાદ સ્વીકાર્યો છે

अथ तदभिमतमीश्वरस्य जगत्कर्तृत्वाभ्युपगम मिथ्याऽभिनिवेशरूप निरूपयन्नाह –

कर्ताऽस्ति कश्चिज्जगत स चैक, स सर्वग स स्ववश स नित्य ।
इमा कुहेवाकविडम्बना स्युस्तेषा न येषामनुशासकस्त्वम् ॥६॥

*जगत*=प्रत्यक्षादिप्रमाणोपलक्ष्यमाणचराचररूपस्य विश्वत्रयस्य *कश्चिद्*=अनिर्वचनीयस्वरूप पुरुषविशेष *कर्ता*=स्रष्टा *अस्ति*=विद्यते ॥

ते हीत्थ प्रमाणयन्ति । *उर्वीपर्वततर्वादिक सर्व बुद्धिमत्कर्तृक कार्यत्वाद्* । यद् यत्कार्यं तत्तत्सर्वं बुद्धिमत्कर्तृक, यथा घट, तथाचेद तस्मात् तथा। व्यतिरेके व्योमादि । यच्च बुद्धिमारतत्कर्ता स भगवानीश्वर एवेति। न चायमसिद्धो[1] हेतु, भूभूधरादे स्वस्वकारणकलापजन्यतयाऽवयवितया वा कार्यत्व सर्ववादिना प्रतीतमेव । नापि, अनैकान्तिक[2]

## ઈશ્વરવાદનુ નિરાકરણ

હવે વૈશેષિકો વગેરેને સમત "ઈશ્વરનુ જગત્કર્તૃત્વ" સિદ્ધાત મિથ્યા અભિનિવેશરૂપ છે એમ બતાવતા સ્તુતિકાર કહે છે –

કાવ્યાર્થ – (૧) કોઇક (ઈશ્વર) જગતનો કર્તા છે (૨) તે એક છે (૩) તે સર્વવ્યાપી છે (૪) તે સ્વતત્ર છે અને (૫) તે નિત્ય છે હે ભગવન્! જેઓના અનુશાસક=શિક્ષાદાતા તમે નથી, તેઓ આવા=ઉપરોક્તપ્રકારના કદાગ્રહોની વિડબના અનુભવે છે

### જગત્કર્તા તરીકે ઈશ્વરની સિદ્ધિ–પૂર્વપક્ષ

પ્રત્યક્ષપ્રમાણથી ઉપલબ્ધ, સ્થાવર અને જગમરૂપ આ ત્રણે જગતનો કોઇ અવર્ણનીય સ્વરૂપવાળો પુરુષ સર્જનહાર છે

તેઓ ઈશ્વરની સિદ્ધિ માટે આ પ્રમાણ દર્શાવે છે → 'પૃથ્વી, પર્વત, વૃક્ષ વગેરે બધુ (પક્ષ) બુદ્ધિમાન *કર્તાથી નિર્માણ પામ્યુ છે (સાધ્ય) કેમકે કાર્ય છે, (હેતુ) જે જે કાર્ય હોય છે, તે–તે બુદ્ધિમાન્ કર્તાથી નિર્મિત હોય છે (અન્વયવ્યાપ્તિ) જેમકે ઘડો, (અન્વયદૃષ્ટાત) પૃથ્વી વગેરે પણ કાર્ય છે, (ઉપસહાર) તેથી પૃથ્વી વગેરે પણ બુદ્ધિમાનકર્તૃક છે, (નિગમન) જે વસ્તુ બુદ્ધિમાન કર્તાથી નિર્મિત નથી, તે વસ્તુ કાર્ય પણ નથી, (વ્યતિરેકવ્યાપ્તિ) જેમકે આકાશ, (વ્યતિરેકદૃષ્ટાત)* આમ જગતના કર્તા તરીકે બુદ્ધિમાન પુરુષ સિદ્ધ થાય છે આ બુદ્ધિમાન પુરુષ આપણામાથી કોઇ બની શકે તેમ નથી કેમકે કાર્યના ઉપાદાન કારણનુ પ્રત્યક્ષજ્ઞાન જે વ્યક્તિને હોય તેજ વ્યક્તિ તે કાર્ય કરી શકે પૃથ્વી વગેરે કાર્યના મૂળભૂત ઉપાદાન કારણો પરમાણુ છે અને આ પરમાણુઓનુ પ્રત્યક્ષજ્ઞાન આપણામા સભવતુ નથી તેથી આ પરમાણુઓના પ્રત્યક્ષજ્ઞાનવાળી આપણાથી વિલક્ષણ અન્ય વ્યક્તિની કલ્પના કરવી આવશ્યક છે તેથી જગત્કર્તા તરીકે ઈશ્વરની કલ્પના જ સુસગત છે

### હેત્વાભાસોનો અભાવ

(૧) ઉપરોક્ત અનુમાનમા *'કાર્યત્વ'* હેતુ અસિદ્ધ નથી, અર્થાત્ પૃથ્વી વગેરે કાર્યરૂપે અસિદ્ધ નથી કેમકે તેઓ પોતાની પરમાણુ વગેરે કારણસામગ્રીમાથી ઉત્પન્ન થયા છે તથા પૃથ્વી વગેરે અવયવી તરીકે બધા

(१) साध्यसमशब्द अपरनामा–साध्याविशिष्टे साध्यत्वात्साध्यसम ॥ (२) अनैकान्तिक=सव्यभिचार, ।

विरुद्धो[1] वा, विपक्षादत्यन्तव्यावृत्तत्वात्। नापि कालात्ययापदिष्ट[2], प्रत्यक्षानुमानागमावाधितधर्मधर्म्यनन्तरप्रतिपादितत्वात् । नापि प्रकरणसम[3], तत्प्रतिपन्थिधर्मोपपादनसमर्थप्रत्यनुमानाभावात्। न च वाच्य → *'ईश्वर पृथ्वीपृथ्वीधरादेर्विधाता न भवति, अशरीरत्वाद् निर्वृतात्मवत्,* इति प्रत्यनुमान तद्बाधकमिति । यतोऽत्र ईश्वररूपो धर्मी प्रतीतोऽप्रतीतो वा प्ररूपित ? न तावदप्रतीत हेतोराश्रयासिद्धिप्रसङ्गात्। प्रतीतश्चेत् ? येन प्रमाणेन स प्रतीत , तेनैव कि स्वयमुत्पादितस्वतनुर्न प्रतीयते। इत्यत कथमशरीरत्वम् । तस्मान्निरवद्य एवाय हेतुरिति ॥

વાદીઓને સમત છે અને જે અવયવી હેય છે તે કાર્યરૂપ જ હેય છે. પ્રયોગ '– પૃથ્વી વગેરે કાર્ય છે, કેમકે અવયવી છે જેમકે ઘડો આમ 'કાર્યત્વ' હેતુ અસિદ્ધ નથી[1] તથા (૨)આ હેતુ અનૈકાતિક=વ્યભિચાર દોષગ્રસ્ત પણ નથી કેમકે બુદ્ધિમાનકર્તૃકત્વરૂપ સાધ્યના અભાવવાળા પક્ષમા=વિપક્ષમા (આકાશ વગેરેમા)હેતુનો પણ અત્યતઅભાવ છે[2] તથૈવ (૩)હેતુ વિરુદ્ધ પણ નથી પ્રસ્તુતમા 'કાર્યત્વ' હેતુ 'બુદ્ધિમત્કર્તૃકત્વ' રૂપ સાધ્યથી વિરુદ્ધ 'અકર્તૃત્વ' ની સિદ્ધિ કરતો નથી કેમકે બુદ્ધિમત્કર્તૃક ઘટ વગેરેમા 'કાર્યત્વ' હેતુ સિદ્ધ છે.[3] આ જ પ્રમાણે (૪) આ હેતુ કાલાત્યય અપદિષ્ટ પણ નથી કેમકે અહી (પક્ષમા)સાધ્ય પ્રત્યક્ષ વગેરે પ્રમાણથી બાધિત થયુ નથી[4] એવ (૫)અહી પ્રકરણસમ='સત્પ્રતિપક્ષ' દોષ નથી કેમકે પ્રસ્તાવમા ઉક્ત સાધ્યના નિર્ણયને વિરોધી ધર્મને ઉપપન્ન કરનાર સમર્થ પ્રતિ અનુમાનનો અભાવ છે[5]

## ઈશ્વરનુ સશરીરિપણું

**અન્તર્ગતપૂર્વપક્ષ '–** *ઈશ્વર (પક્ષ)પૃથ્વી પર્વતવગેરેનો વિધાતા નથી, (સાધ્ય) કેમકે શરીર વિનાનો છે, (હેતુ)જેમકે મુક્તઆત્માઓ, (દ્દષ્ટાત) જેઓ કર્તા તરીકે ઉપલબ્ધ થયા છે તે બધા સશરીર જ ઉપલબ્ધ થયા છે જેમકે કુભાર વગેરે, (વ્યતિરેક વ્યાપ્તિ અને દૃષ્ટાત)* મુક્ત આત્માઓ શરીર વિનાના છે તો કર્તા તરીકે પણ માન્ય નથી વળી શરીર વિના કાર્યજનક ચેષ્ટાઓ પણ સભવતી નથી આમ વિરોધીઅનુમાનથી તમારુ અનુમાન બાધિત થાય છે તેથી ઈશ્વરની જગત્કર્તા તરીકે સિદ્ધિ થતી નથી

**ઉત્તરપક્ષ (વૈશેષિક) .–** તમારી આ વાત કસ વિનાની છે. તને તમારા અનુમાનમા ધર્મી=પક્ષ તરીકે સ્થાપેલો ઈશ્વર તમને પ્રતીત છે કે અપ્રતીત ? 'અપ્રતીત' તો કહી શકાય તેમ નથી, કેમકે પક્ષ પોતે અપ્રતીત=અસિદ્ધ હેય, તો હેતુનો આશ્રય=પક્ષ અસિદ્ધ હેવાથી હેતુમા *આશ્રયાસિદ્ધિ* દોષ આવશે તેથી નિરાધાર હેતુ પોતાના સાધ્યને પણ ક્યા=કયા આશ્રયમા સિદ્ધ કરશે ? કેમકે પક્ષ પોતે અસિદ્ધ છે જો પ્રતીત ઈશ્વર ધર્મી તરીકે ઇષ્ટ છે અર્થાત્ જો તમે ઈશ્વરને સ્વીકારો છો, તો પ્રત્યક્ષ વગેરે જે પ્રમાણથી તમે ઈશ્વરની પ્રતીતિ કરી, તે જ પ્રમાણથી તે ઈશ્વરે જ પોતાનુ શરીર બનાવ્યુ છે, તેમ પ્રતીતિ કેમ કરતા નથી?

---

(१) सिद्धान्तमभ्युपेत्य तद्विरोधी विरुद्ध । (२) कालात्ययापदिष्ट कालातीत (३) यस्मात्प्रकरणचिन्ता स निर्णयार्थमपदिष्ट प्रकरणसम । गौतमसूत्राणि –१–२–५–९।

૧ અસિદ્ધ હેતુ 'સાધ્યસમ' પણ કહેવાય છે , ૨ સાધ્યના અભાવવાળા પક્ષમા પણ ઉપલબ્ધ થતો હેતુ અનૈકાતિક કહેવાય, ૩ પક્ષમા સાધ્યથી વિરુદ્ધની સિદ્ધિ કરતો હેતુ 'વિરુદ્ધ' કહેવાય જેમકે અગ્નિ શીત છે, કેમકે ભાસ્વર છે અહી ભાસ્વરતા હેતુ શીતત્વરૂપ સાધ્યથી વિરુદ્ધ ઉષ્ણતાની સિદ્ધિ કરે છે તેથી આ હેતુ વિરુદ્ધ છે ૪ પ્રત્યક્ષ આદિ પ્રમાણથી બાધિત સિદ્ધ થયેલા સાધ્યનો સાધક હેતુ કાલાત્યયઅપદિષ્ટ ગણાય છે ૫ અનુમાનના પક્ષમા સાધ્યને બાધક બીજા સાધ્યની સિદ્ધિ અન્ય હેતુ દ્વારા કરવાનો પ્રયાસ કરવામા આવે –અર્થાત્ સમાન પક્ષમાં અન્ય હેતુ દ્વારા સાધ્યબાધક અન્યસાધ્યસૂચક અનુમાન પ્રયોગ હાજર કરવામા આવે ત્યારે આ દોષ આવે અહી બન્ને અનુમાનો સમાનબળી હેવાથી એક બીજાના સાધ્યની સિદ્ધિને રોકી રાખે પણ બેમાથી એકપણ સાધ્ય સિદ્ધ ન થાય

स चक इति। च पुनरर्थे । स पुन पुरुषविशेष एक=अद्वितीय । वहूना हि विश्वविधातृत्वस्वीकारे परस्परविमतिसम्भावनाया अनिवार्यत्वाद् एकैकस्य वस्तुनोऽन्यान्यरूपतया निर्माणे सर्वमसमञ्जसमापद्येतेति ॥

तथा स सर्वग इति । सर्वत्र गच्छतीति *सर्वग*=सर्वव्यापी । तस्य हि प्रतिनियतदेशवर्तित्वेऽनियतदेशवृत्तीना विश्वत्रयान्तर्वर्तिपदार्थसार्थाना यथावद्‌निर्माणानुपपत्ति कुम्भकारादिषु तथादर्शनात् । अथवा सर्वं गच्छति=जानातीति *सर्वग*=सर्वज्ञ *"सर्वे गत्यर्था ज्ञानार्था"* इति वचनात्। सवज्ञत्वाभावे हि यथोचितोपादानकारणाद्यनभिज्ञत्वादनुरूप-कार्योत्पत्ति न स्यात्॥

અર્થાત્ જે પ્રમાણથી ઈશ્વર સિદ્ધ થાય છે, તે જ પ્રમાણથી સ્વનિર્મિત શરીરવાળા ઈશ્વરની સિદ્ધિ થાય છે, કેમકે શરીર વિનાના ઈશ્વરની પ્રતીતિ નિરર્થક છે કેમકે શરીર વિનાની વ્યક્તિ ચેષ્ટા વિનાની હોવાથી કોઈ પણ કાર્ય કરવા અસમર્થ છે અને અસમર્થની ફોગટ કલ્પનામા માત્ર કલ્પનાગૌરવ જ છે તથ્ય કંઈ નથી તેથી ઈશ્વર સશરીર જ સિદ્ધ થાય છે તેથી તે (=ઈશ્વર )શરીર વિનાનો છે, એવો હેતુ અસિદ્ધ છે આમ હેતુ અસિદ્ધ થવાથી તમારુ ઉપરોક્ત અનુમાન પણ અસિદ્ધ ઠરે છે તેથી અમારો હેતુ અદુષ્ટ છે તેથી 'જગત્કર્તા ઈશ્વર' સાધક અમારુ અનુમાન નિષ્પ્રતિપક્ષ સિદ્ધ થાય છે

## ઈશ્વરના એકપણાની સિદ્ધિ

હવે 'ઈશ્વર એક છે' એમ દર્શાવે છે ઘણા ઈશ્વરોને સ્વીકારવામા ઘણા દોષો રહેલા છે ઘણા ઈશ્વરો વિધાતા હોય તો પરસ્પરમા વિભિન્નમતિ ઉત્પન્ન થાય આ ભિન્નમતિવાળા ઈશ્વરો પોત પોતાની બુદ્ધિથી પૃથ્વી વગેરેને ભિન્ન ભિન્ન આકારે બનાવે તેથી જગતમા દેખાતી એકરૂપતા અલોપ થઈ જાય પછી 'કેવા આકારની વસ્તુને પૃથ્વી કહેવી ?' વગેરેઅગે વ્યવસ્થા પણ રહે નહિ તેથી સર્વત્ર અસમજસતા=અવ્યવસ્થા ફેલાઈ જાય

( શકા - એકસ્વભાવી એક ઈશ્વર અગ્નિ પાણી, ઠંડી, ગરમી વગેરે વિરુદ્ધ કાર્યો શી રીતે કરી શકશે ? તથા તે દરેક કાર્યો નિયત દ્રવ્યક્ષેત્રકાળ-ભાવમાં પણ શી રીતે થશે ? સહકારીની અપેક્ષા રાખવામાં ઈશ્વર અસમર્થ અને પરતંત્ર બનશે સમાધાન - જેમ એક મુખ્ય એન્જિનીયરના સંચાલન હેઠળ કડીયા, સુથાર, વગેરે જુદા-જુદા કાર્ય કરનારાઓ ભિન્ન ભિન્ન કાર્ય કરતા દેખાય છે તેમ એક ઈશ્વરના સંચાલન હેઠળ જુદી-જુદી કારણ સામગ્રીઓ દ્વારા કુંભાર વગેરે જુદા-જુદા કર્તાઓ ભિન્ન ભિન્ન કાર્ય કરે છે તેથી ઈશ્વરને એક માનવામાં જુદા જુદા કાર્યો અનુપપન્ન નહિ થાય કેમકે ઈશ્વરનુ મુખ્ય કાર્ય સંચાલનનું છે )

## ઈશ્વર સર્વવ્યાપી અને સર્વજ્ઞ

વળી આ ઈશ્વર સર્વવ્યાપી છે નિયતદેશમા રહેલો ઈશ્વર જગતવ્યાપી કાર્યો કરી શકે નહિ કાર્યસ્થળ કર્તાની ઉપસ્થિતિ આવશ્યક છે કર્તાના અભાવમા કારણસામગ્રીની હાજરીમા પણ કાર્ય થઈ શકતુ નથી માટી, દંડ, ચક્ર, ચીવર વગેરે હાજર હોય તો પણ, કુંભાર વિના ઘડો બનતો નથી જગતના કાર્યો ત્રણલોકવ્યાપી હોવાથી અનિયતદેશવૃત્તિ છે અર્થાત્ એક કાર્ય એકદેશમા હોય, તો બીજું કાર્ય અન્ય દેશમા રહેલુ હોય, હવે જો ઈશ્વર સર્વવ્યાપી ન હોય, તો અલગ અલગ સ્થળે રહેલા સમાનકાલીન કાર્યોને શી રીતે કરી શકે ? અને વારવાર આમથી તેમ દોડધામ કરવામા તો તે થાકી જશે આમ સર્વકાર્યોનુ નિયતદેશમા-નિયતકાળમા થતુ યથાવદ્ નિર્માણ ઈશ્વરને સર્વવ્યાપી ન માનવામા અનુપપન્ન બને છે વૈશેષિકો-નૈયાયિકોને મતે એક અને નિત્ય વસ્તુ આકાશની જેમ સર્વવ્યાપક તરીકે જ સિદ્ધ છે તેથી એક અને નિત્ય ઈશ્વર સર્વવ્યાપક તરીકે સિદ્ધ જ છે તેથી ફરીથી તેની

तथा स स्ववश =स्वतन्त्र , सकलप्राणिना स्वेच्छया सुखदु खयोरनुभावनसमर्थत्वात् । तथाचोक्तम् → "ईश्वरप्रेरितो गच्छेत् स्वर्ग वा श्वभ्रमेव वा । अन्यो जन्तुरनीशोऽयमात्मन सुखदु खयो ॥" पारतन्त्र्ये तु तस्य परमुखप्रेक्षितया मुख्यकर्तृत्वव्याघातादनीश्वरत्वापत्ति ॥

तथा स नित्य इति। अप्रच्युतानुत्पन्नस्थिरेकरूप । तस्य हि अनित्यत्वे परोत्पाद्यतया कृतकत्वप्राप्ति। अपेक्षितपरव्यापारो हि भाव स्वभावनिष्पत्तौ कृतक इत्युच्यते । यश्चापरस्तत्कर्ता कल्प्यते, स नित्योऽनित्यो वा स्यात्? नित्यश्चेत्? अधिकृतेश्वरेण किमपराद्धम्? अनित्यश्चेत्? तस्यापि उत्पादकान्तरेण भाव्यम् । तस्यापि नित्यानित्यत्वकल्पनायामनवस्थादौस्थ्यमिति ॥

---

સિદ્ધિ કરવામાં 'પિષ્ટ પેષણ' દોષ છે, એવા આશયથી, અથવા એક વિશેષણ દ્વારા બે ગુણની સિદ્ધિ કરવા 'સર્વગ' વિશેષણનો બીજો અર્થ બતાવે છે ) અથવા સર્વ વસ્તુના જ્ઞાનવાળો=સર્વગ ('ગત્યર્થક 'ગમ્' વગેરે ધાતુઓ જ્ઞાન અર્થમા પણ વપરાય છે ' એવો વ્યાકરણનો ન્યાય છે તેથી અહીં સર્વગ=સર્વજ્ઞ એવો અર્થ થઇ શકે ) અર્થાત્ ઈશ્વર સર્વજ્ઞ છે કાર્યના ઉપાદાનકારણનો પ્રત્યક્ષથી બોધ કરનાર જ તે કારણમાથી કાર્યને ઉત્પન્ન કરી શકે ઉપાદાન કારણના પ્રત્યક્ષજ્ઞાનથી અનભિજ્ઞ કર્તા અનુરૂપ કાર્ય કરી ન શકે તેથી કાર્ય કરનાર વ્યક્તિ ઉપાદાનકારણવગેરેનો વેત્તા છે, તે નક્કી થાય છે ઈશ્વર જગતના સર્વકાર્યોને કરતો હોવાથી તેને પરમાણુવગેરે સર્વપદાર્થોનુ પ્રત્યક્ષજ્ઞાન હોવુ આવશ્યક છે, તેથી જ તે ઈશ્વર સર્વજ્ઞતરીકે સિદ્ધ થાય છે (અહી અનુરૂપકાર્યની ઉત્પત્તિનો નિષેધ કરવામાં એક તાત્પર્ય છે કે અનભિજ્ઞ વ્યક્તિ કાર્ય કરવા બેસે, તો કદાચિત્ કવચિત્ કાર્ય કરી પણ નાખે, છતાં તે જેવું કાર્ય થવુ જોઇએ તેવું ન કરી શકે, અને કદાચ એકાદ વાર એવુ કાર્ય કરી દે તો પણ હંમેશા જે એકરૂપ કાર્ય કરવાનુ હોય છે, અનુરૂપ કાર્ય કરવાનુ હોય છે તે ન કરી શકે જેમકે અધપુરુષ માટીરૂપ ઉપાદાન કારણને પ્રત્યક્ષ જોઇ શકતો નથી, તેથી તે ઘડો બનાવી ન શકે, બનાવવા બેસે તો પણ જેવો બનાવવો જોઇએ, તેવો ન બનાવી શકે, એકાદવાર બની પણ જાય, તો પણ હંમેશા ન બનાવી શકે )

## ઈશ્વર સ્વવશ

આ ઈશ્વર સ્વતત્ર છે કેમકે તે પોતે સ્વેચ્છાથી બધા જીવોને સુખદુ ખવગેરેનો અનુભવ આપી શકવા સમર્થ છે કહ્યુ પણ છે કે, → *"ઈશ્વરથી પ્રેરાયેલો જીવ સ્વર્ગમા કે નરકમા જાય છે અન્ય(=ઈશ્વરથી ભિન્ન) જીવ પોતે પોતાના સુખદુ'ખનો સ્વામી નથી "* જીવો જો પોતે જ પોતાના સુખઆદિના નિયામક હોય, તો બધા જીવો સ્વર્ગમા જ હોય, અને નરકને તાળા જ લાગી જાય જીવને સુખદુ ખ આપવામા ઈશ્વર બીજાની અપેક્ષા રાખતો નથી અન્યથા પોતે એ બીજી સાપેક્ષ વસ્તુને પરાધીન બની જાય. કેમકે ઈશ્વરને જીવોને સુખ આદિ આપતી વખતે એ સાપેક્ષ વસ્તુની ઇચ્છા કે હાજરી જોવી પડે, તેથી અપેક્ષણીય કારણ જ મુખ્ય કારણ બની જાય તેથી કર્મ વગેરેની અપેક્ષા રાખવામા ઈશ્વરમા મુખ્યત'=વાસ્તવિક કર્તૃત્વ રહે નહિ અને ઇશ્વર અનીશ્વર (સ્વામીને બદલે ગુલામ)બની જાય

## ઈશ્વર નિત્ય છે

આ ઈશ્વર નિત્ય=અવિનાશી, અજ, સ્થિર, એકસ્વભાવવાળો છે.

શકા .- ઈશ્વરને અનિત્ય માનવામા શો દોષ છે ?

સમાધાન .- ઈશ્વરને અનિત્ય માનવામા એ ઈશ્વરના ઉત્પાદક તરીકે અન્યની કલ્પના કરવી પડશે અને આ ઈશ્વર કૃતક (=કાર્ય)બની જશે કેમકે પોતાની ઉત્પત્તિમા બીજાની અપેક્ષા રાખનારી વસ્તુ કૃતક ગણાય છે અને જન્યવસ્તુ અન્ય કારણસામગ્રી અને કર્તા વિના ઉત્પન્ન થઇ શકે નહિ. તેથી ઈશ્વરને સ્વોત્પત્તિમા અન્યની અપેક્ષા રાખવી આવશ્યક બને

तदेवमेकत्वादिविशेषणविशिष्टो भगवानीश्वर *'त्रिजगत्कर्ता'* इति पराभ्युपगममुपदर्श्योत्तरार्द्धेन तस्य दुष्टत्वमाचष्टे। *इमा* =एता =अनन्तरोक्ता , कुहेवाकविडम्बना कुत्सिता *हेवाका*=आग्रहविशेषा , कुहेवाका कदाग्रहा इत्यर्थ। त एव *विडम्बना* विचारचातुरीबाह्यत्वेन तिरस्काररूपत्वाद् विगोपकप्रकारा। *स्यु* =भवेयु । *तेषा*=प्रामाणिकापसदानाम्। येषा हे स्वामिन्! त्व *नानुशासक* =न शिक्षादाता। तदभिनिवेशाना विडम्बनारूपत्वज्ञापनार्थमेव पराभिप्रेतपुरुषविशेषणेषु प्रत्येक तच्छब्दप्रयोगमसूयागर्भमाविर्भावयाञ्चकार स्तुतिकार। तथा चेवमेव निन्दनीय प्रति वक्तारो वदन्ति। → स मूर्ख स पापीयान्, स दरिद्र इत्यादि। 'त्वम्' इत्येकवचनसयुक्तयुष्मच्छब्दप्रयोगेण परमेशितु परमकारुणिकतयाऽनपेक्षित–स्वपरविभागमद्वितीय हितोपदेशकत्व ध्वन्यते॥

શકા – ઈશ્વર પોતાના સ્વભાવથી ઉત્પન્ન થાય છે

સમાધાન – એમ માનવામાં સર્વત્ર સ્વભાવને જ કારણ માનવો પડે અને તો (૧) બધા કાર્યોની નિયતકારણસામગ્રી વ્યવસ્થા પડી ભાગે અને (૨) પૃથ્વી વગેરેને પણ સ્વભાવથી ઉત્પન્ન થયેલા માનીને ઈશ્વરની કલ્પનાને પણ ઉડાવી દેવાનો વખત આવે વળી, અનુત્પન્ન–અસત્ વસ્તુને સ્વભાવ હોવો સંભવતો નથી તેથી ઈશ્વરને અનિત્ય=ઉત્પત્તિશીલ=કૃતક માનવામાં તેના ઉત્પાદક અન્ય કર્તાની કલ્પના આવશ્યક છે

શકા .– અન્ય ઈશ્વર દ્વારા આ ઈશ્વર ઉત્પન્ન થયો છે

સમાધાન – એ અન્ય ઈશ્વર પોતે નિત્ય છે કે અનિત્ય ? જો નિત્ય છે, તો આ ઈશ્વરે શુ ગુનો કર્યો કે જેથી આ ઈશ્વરને અનિત્ય માનવો પડે ? અર્થાત્ અને જો બીજા ઈશ્વરને પણ નિત્ય માનવો જ પડતો હોય, તો પ્રથમ ઈશ્વરને જ નિત્ય માનવામા કલ્પનાલાઘવ છે, અને બીજા ઈશ્વરને પણ અનિત્ય માનવામા તો મોટી અનવસ્થા છે કેમકે તે બીજા ઈશ્વરના વિધાતા તરીકે વળી ત્રીજા ઈશ્વરને કલ્પવો પડે વળી પછી એની નિત્યતા અનિત્યતાનો વિચાર કરવાનો અને ફરીથી પૂર્વોક્ત ચક ચલાવવાનુ આમ ઈશ્વરને અનિત્ય માનવાથી માત્ર દોષોની જાળમા જ પૂરાવાનુ છે વળી ઈશ્વરને અનિત્ય માનવામા તેના અનતા જન્મ–મરણ માનવાનુ મોટુ કલ્પનાગૌરવ ઊભુ થાય છે તેથી લાઘવતર્કની સહાયથી જે અનુમાનથી ઈશ્વરની સિદ્ધિ થઈ, તે જ અનુમાનથી તેના એકત્વની અને નિત્યત્વની સિદ્ધિ થાય છે (स सिद्धो धर्मी एको नित्यश्चेत्, तदा लाघवम्) લાઘવતર્ક – સિદ્ધ વસ્તુમા કેટલાક ધર્મો સ્વીકારવામા લાઘવ હોય છે જો તે ધર્મો સ્વીકારવામા ન આવે તો એવો ગૌરવદોષ આવે કે, જેથી વસ્તુની સિદ્ધિ જ દૂષિત બની જાય આ લાઘવસાધકતર્ક (=ઊહ)ને લાઘવતર્ક કહે છે

આ પ્રમાણે 'એકત્વ' વગેરે વિશેષણોથી યુક્ત ઈશ્વર જગત્કર્તા છે એવો વૈશેષિકો વગેરે પરવાદીઓનો પૂર્વપક્ષ કાવ્યના પૂર્વાર્ધમા દર્શાવી ઉત્તરાર્દ્ધ દ્વારા એ પૂર્વપક્ષ માત્ર ભ્રાન્તકલ્પના છે અને ઘણા દોષોથી ભરેલી છે એમ બતાવે છે –*'ઈમા કુહેવાક'* ઈત્યાદિ આ કુહેવાક=કદાગ્રહો વિચારચતુરાઈથી રહિત હોવાથી અને તિરસ્કરણીય હોવાથી માત્ર વિડબનારૂપ જ છે, અને પોતાની અજ્ઞાનતા ઢાકવાની વ્યર્થ ચેષ્ટારૂપ છે હે નાથ! એ અપ્રામાણિકોનો શિક્ષાદાતા તુ નથી, તેથી જ તેઓ આવી વિડબના ભોગવે છે તેઓનો કદાગ્રહ માત્ર વિડંબનારૂપ છે તેમ બતાવવા માટે જ તેઓને અભિમત ઈશ્વરના પ્રત્યેક વિશેષણો સાથે સ (=તે)પદનો પ્રયોગ કર્યો છે આ 'સ' પ્રયોગ દ્વારા કવિ પોતાની આ કલ્પિતઈશ્વર પ્રત્યેની સૂગ વ્યક્ત કરે છે તેથી વારવાર 'સ' પદનો પ્રયોગ કરી કટાક્ષ કર્યો છે કેમકે વક્તાઓ આ પ્રમાણેનો પ્રયોગ નિદનીય વ્યક્તિ અગે કરતા હોય છે જેમકે 'તે મૂર્ખ છે, તે પાપી છે, તે દરિદ્ર છે ' ઈત્યાદિ

શકા – એમ તો અહી સ્તુતિકારે પરમાત્મા પ્રત્યે ત્વમ્='તુ' એવો ઉલ્લેખ કર્યો છે, આ 'તુકારો' પણ તિરસ્કારનો બોધ કરાવે છે

अतोऽयमत्राशय । यद्यपि भगवानविशेषेण सकलजगज्जन्तुजातहितावहा सर्वेभ्य एव देशनावाचमाचष्टे। तथापि सा एव केषाञ्चिद् निचितनिकाचितपापकर्मकलुषितात्मना रुचिरूपतया न परिणमतेऽपुनर्बंधकादिव्यतिरिक्तत्वेनायोग्यत्वात्। तथा च कादम्बर्यां बाणोऽपि बभाण → *'अपगतमले हि मनसि स्फटिकमणा इव रजनिकरगभस्तयो विशन्ति सुखमुपदेशगुणा। गुरुवचनममलमपि सलिलमिव महदुपजनयति श्रवणस्थित शूलमभव्यस्य'* इति। अतो वस्तुवृत्त्या न तेषा भगवान् अनुशासक इति॥

**સમાધાન :–** તુકારો માત્ર તિરસ્કારદ્યોતક જ છે તેવો નિયમ નથી કરુણાવત અને પરમહિતસ્વી વ્યક્તિ કે જેની સાથે અનેરો પ્રેમસબધ જામ્યો હોય છે, તેને પણ તુકારાથી બોલાવાય છે જેમકે બાળક પોતાની માને તુકારાથી બોલાવે છે, અહી ભગવાનને તુકારાથી બોલાવવામા સ્તુતિકારનો આશય આ છે–ભગવાન પરમકરુણાવત હોવાથી સ્વ–પરના ભેદની અપેક્ષા વિના અદ્વિતીય હિતોપદેશક છે (બાળકો પોતાની માને 'તુ' કહીને બોલાવે છે– આ મા પોતાના બાળકો પ્રત્યે પરમવાત્સલ્યવાળી છે તેને પોતાના બાળકોમાં સ્વ–પરનો ભેદ નથી અને આ મા પોતાના બાળકોની શ્રેષ્ઠ હિતચિંતક છે તે જ પ્રમાણે પ્રસ્તુતમાં પરમાત્મા જગત આખાની પરમમાતા છે તેથી તેમને 'તુ' કારાથી બોલાવવામા તિરસ્કાર નથી પરતુ તેમના પ્રત્યેનો અભેય શરણ્યભાવ અને સમર્પણભાવ છે–એ તાત્પર્ય છે )

## કુતીર્થિકોની ભગવદ્દ્વચનપરિણતિ અયોગ્યતા

**શકા :–** 'ભગવાન સ્વપરના વિભાગ વિના બધાના અદ્વિતીય ઉપદેશક છે' એ વચનને કાવ્યકારના 'જેઓનો તુ અનુશાસક નથી' એ વચન સાથે વિરોધ છે કેમકે 'ભગવાન કુતીર્થિકોરૂપી પરજીવોના હિતોપદેશક નથી' એજ તાત્પર્ય કાવ્યકારના વચનથી પ્રાપ્ત થાય છે

**સમાધાન –** કાવ્યકારને પણ ભગવાન બધાના હિતોપદેશક છે, એમ જ સમ્મત છે તેથી 'કાવ્યકારના જેઓનો તુ અનુશાસક નથી' એ વચન પાછળ આ રહસ્ય છુપાયુ છે–જો કે ભગવાન તો સ્વપરના ભેદ વિના સર્વોપકારક દેશના–વાણી બધા જ જીવોને ફરમાવે છે છતા પણ સચય કરેલા નિકાચિત પાપકર્મથી મલિન ચિત્તવાળા ભવાભિનદી જીવોને ભગવાનની આ પાવન વાણીમા રુચિ જામતી જ નથી, કેમકે તેઓ અપુનર્બધકત્વરૂપ ધર્મયોગ્યતાની જઘન્યસીમાને પણ નહિ પામેલા સકૃદ્બધકવગેરેરૂપ હોવાથી તેઓમા ભગવાનની વાણીમા હર્ષના પરિણામની યોગ્યતા પ્રગટતી જ નથી બલ્કે એમ બને કે, ભગવાનની વાણીની વિપરીત અસર થાય કાદમ્બરી મહાકાવ્યમા કવિ બાણે આ પ્રમાણે કહ્યુ છે → *'સ્ફટિકમણિ મળથી વિશુદ્ધ (=મળથી રહિત )બને તે પછી જ તે મણિમા ચંદ્રના કિરણો પ્રવેશે છે તે જ પ્રમાણે મળ(=પાપ)નો નાશ થયા પછી જ ચિત્તમા ઉપદેશ સુખ=સરળતાથી પ્રવેશ પામે છે દોષવિનાનુ પણ ગુરુનુ વચન અભવ્યજીવને તો કાનમા રહેલા પાણીની જેમ મોટી પીડા જ ઊભી કરે છે "* (અર્થાત્ શીતળતાદાયક પાણી પણ કાનમા પીડા કરે તેમ, ગુરુના શીતળવચન પણ અયોગ્યને કષ્ટ જ આપે )તેથી જ ભગવાન સર્વને સમાન રીતે હિતવચન કહેનારા હોવા છતા પરતીર્થિકો વગેરે તે વચનને સ્વીકારતા ન હોવાથી વાસ્તવિક રીતે ભગવાન તેમના અનુશાસક નથી

## અભવ્યોના અનુદ્ધારમા તેઓની અયોગ્યતા કારણ

આમ ભગવાન બીજાઓના અનુશાસક બનતા નથી પરતુ તેનો અર્થ એવો નથી કે, ત્રિજગદ્ગુરુ ભગવાનની આ અસમર્થતા છે અનેકાનેક લોકોને સમ્યગ્દર્શનઆદિના દાન દ્વારા ભાવઆરોગ્યદાતા ભગવાન અસાધ્ય કિલષ્ટકર્મરૂપરોગથી ઘેરાયેલા મિથ્યાત્વીઓને ભાવઆરોગ્યદાતા ન બની શકે, તેમા ભગવાનનો દોષ નથી; પણ તે મિથ્યાત્વીઓનો જ દોષ છે. વિષ ઉતારનાર વૈદ, બીજા ઘણા સાપોના ઝેર ઉતારી નાખ્યા હોય, પણ કાલસર્પ ડસેલાના ઝેરને ઉતારી ન શકે, તેટલામાત્રથી કઇ 'તે ઝેર ઉતારનાર વૈદ નથી' એમ ન કહેવાય. કેમકે અતિપ્રસગ

न च, एतावता जगद्गुरोरसामर्थ्यसम्भावना। न हि कालदष्टमनुज्जीवयन् समुज्जीवितेतरदष्टको विपभिप–गुपालम्भनीय, अतिप्रसङ्गात्। स हि तेपामेव दोप। न खलु निखिलभुवनाभोगमवभासयन्तोऽपि भानवीया[1] भानवं कौशिकलोकस्यालोकहेतुतामभजमाना उपालम्भसम्भावनारपदम्। तथा च श्रीसिद्धसेनः[2] *'सद्धर्मबीजवपनानघकौशलस्य, यल्लोकवान्धव। तवापि खिलान्यभूवन्[3]। तन्नाद्भुत खगकुलेष्विह तामसेपु सूर्यांशवो मधुकरीचरणावदाता ॥'*

अथ कथमिव तत्कुहेवाकाना विडम्वनारूपत्वमिति? व्रूम। यत् तावदुक्त परै *'क्षित्यादयो बुद्धिमत्कर्तृका कार्यत्वाद् घटवदिति'* तदयुक्त, व्याप्तेरग्रहणात्। 'साधन हि सर्वत्र व्याप्तौ प्रमाणेन सिद्धाया साध्य गमयेत्' इति सर्ववादिसवाद। स चाय जगन्ति सृजन् सशरीरोऽशरीरो वा स्यात्? सशरीरोऽपि किमस्मदादिवद् दृश्यशरीरविशिष्ट उत पिशाचादिवददृश्यशरीरविशिष्ट? प्रथमपक्षे प्रत्यक्षवाधस्तमन्तरेणापि च जायमाने तृणतरुपुरन्दरधनुरभ्रादौ कार्यत्वस्य दर्शनात् प्रमेयत्वादिवत्साधारणानैकान्तिको हेतु।

---

આવે (એમ તો દરેકમા અવિશિષ્ટતા આવી જાય કેમકે આમ તો માટીમાથી કુશળતાથી ઘડા બનાવનાર કુભાર જો રેતીમાંથી ઘડો ન બનાવે તો તે કુભાર નથી એમ કહેવાનો વારો આવે આ અતિપ્રસગ છે) તથા ત્રણે જગતને સંપૂર્ણપણે પ્રકાશિત કરનાર સૂર્યના કિરણો ઘૂવડના સમુદાય માટે પ્રકાશ કરનારા ન બને તેટલા માત્રથી કંઇ ઠપકાને પાત્ર બનતા નથી કેમકે ત્યા ઘૂવડોની જ અયોગ્યતા છે શ્રીસિદ્ધસેન દિવાકરસૂરિએ પણ કહ્યુ જ છે કે – *"હે જગદ્બધુ! તુ સદ્ધર્મબીજને વાવવામા અપ્રતિમ કુશળ છે છતા પણ તારા ઉપદેશબીજો ઉખરભૂમિતુલ્ય ઘણા લોકોમા પ્રવેશ પામતા નથી પણ તેમા આશ્ચર્ય નથી કેમકે આ લોકમા પણ સૂર્યના કિરણો તામસ=ઘૂવડોના સમૂહને માટે ભમરીના પગ જેવી કાતિવાળા (=શ્યામવર્ણના) બને છે"* (અથવા જો તારા જેવા પણ ઉખરભૂમિ જેવા લોકોને ધર્મ પમાડવામા સફલ ન થતા હોય, તો સૂર્યના કિરણો ઘૂવડો માટે અધારા રૂપ બને એમા કશુ અદ્ભુત=આશ્ચર્ય નથી)

## જગત્કર્તૃત્વનુ ખડન

શકા – ઈશ્વરસબધી પરવાદીઓના કદાગ્રહો શા માટે વિડમ્બનારૂપ છે?

**સમાધાન** :– કેમકે એ કદાગ્રહો કુતર્કથી ઉદ્ભવેલા છે આ કુતર્કો યુક્તિના પાયા વિનાના છે પૂર્વપક્ષે *"પૃથ્વી વગેરે વસ્તુ બુદ્ધિમત્કર્તૃક છે કેમકે કાર્ય છે જેમકે ઘડો"* એવો અનુમાન પ્રયોગ કર્યો છે પણ અહી કાર્યત્વહેતુ પોતે જ અસિદ્ધ હોવાથી દુષ્ટ છે તેથી વ્યાપ્તિ જ સિદ્ધ થતી ન હોવાથી તેઓને અહી પ્રથમગ્રાસે જ મક્ષિકા છે *"સૌ પ્રથમ સાધન સિદ્ધ હોવુ જોઇએ એ પછી જ એ સાધન સાધ્યનો બોધ કરાવે"* એવો નિયમ સર્વવાદીને માન્ય છે

શકા .– કાર્યત્વહેતુ કેમ અસિદ્ધ છે?

**સમાધાન** – કાર્યત્વહેતુમાં 'કાર્ય' એટલે શુ? (૧) અવયવોમા સમવાય સંબધથી રહેવુ તે કે (૨) પહેલા અવિદ્યમાનનો પછી પોતાના કારણ સાથે અને 'સત્તા' સાથેનો સમવાયસબધ તે કે (ઉત્પન્ન થયેલું કાર્ય પોતાના ઉપાદાનકારણમા, અને સત્તા એ કાર્યમાં સમવાયસબધથી રહે છે એમ પૂર્વપક્ષનો સિદ્ધાંત છે) (૩) 'કૃત' (=કરાયું) તરીકે બુદ્ધિમાં ભાસવું તે કે પછી (૪) વિકારયુક્ત હોવુ, આ ચારે વિકલ્પોમાં દોષ આ પ્રમાણે છે (૧) અવયવમાં જેમ અવયવી (=કાર્ય તરીકે ઇષ્ટ વસ્તુ) સમવાયસબધથી રહે છે તેમ 'અવયવત્વ' પણ સમવાયસબધથી રહે છે તેથી અવયવમાં એ સંબધથી રહેવા માત્રથી કાર્ય માનવામાં તો 'અવયવત્વ' ને પણ કાર્ય તરીકે સ્વીકારવું પડે

---

(१) भानु =किरण। (२) द्वितीयद्वात्रिंशिका श्लोक – १३ (३) अनुप्तक्षेत्राणि।

द्वितीयविकल्पे पुनरदृश्यशरीरत्वे तस्य माहात्म्यविशेष कारणमाहोस्विदस्मदाद्यदृष्टवैगुण्यम् । प्रथमप्रकार *कोशपानप्रत्यायनीय*[1] तत्सिद्धौ प्रमाणाभावात् । इतरेतराश्रयदोषापत्तेश्चासिद्धे हि माहात्म्यविशेषे तस्यादृश्यशरीरत्व प्रत्येतव्यम् । तत्सिद्धौ च माहात्म्यविशेषसिद्धि इति । द्वैतीयिकस्तु प्रकारो न सचरत्येव विचारगोचरे, सशयानिवृत्ते । कि तस्यासत्त्वाददृश्यशरीरत्व वान्ध्येयादिवत् कि वाऽस्मदाद्यदृष्टवैगुण्यात् पिशाचादिवदिति निश्चयाभावात्।

अशरीरश्चेत्? तदा दृष्टान्तदार्ष्टान्तिकयोर्वैषम्यम् । घटादयो हि कार्यरूपा सशरीरकर्तृका दृष्टा । अशरीरस्य च सतस्तस्य कार्यप्रवृत्तो कुत सामर्थ्यम्? आकाशादिवत् । तस्मात् सशरीराशरीरलक्षणे पक्षद्वयेऽपि कार्यत्वहेतोर्व्याप्त्यसिद्धि ।

**શંકા :-** અવયવમા સમવાયસબધથી રહેલા દ્રવ્યને જ અમે કાર્ય તરીકે સ્વીકારીએ છીએ 'અવયવત્વ' પોતે દ્રવ્ય નથી તેથી તેને કાર્ય માની શકાય નહિ

**સમાધાન .-** આ વ્યાખ્યા માત્ર દ્રવ્યાત્મક કાર્યને વ્યાપ્ત છે, ગુણ-ક્રિયાત્મક કાર્યને વ્યાપ્ત નથી, તેથી અવ્યાપ્તિદોષ છે વળી સમવાય જ અસિદ્ધ છે, તથા આકાશવગેરે દ્રવ્યો પણ 'સાવયવ' તરીકે ભાસે છે અર્થાત્ અવયવોમા રહેલા દેખાય છે તેથી આકાશ વગેરે નિત્યદ્રવ્યોને પણ કાર્યદ્રવ્ય માનવા પડશે જે તમને પણ ઇષ્ટ નથી તેથી જે સાવયવ (=અવયવોમાં રહે)હોય તે કાર્ય જ હોય તેમ નહિ કહી શકાય (૨) સમવાય 'સર્વવ્યાપી' 'એક' અને 'નિત્ય' રૂપે ઇષ્ટ છે તથા 'સત્તા' જાતિ પણ સર્વવ્યાપી એક અને નિત્ય છે તેથી આ બન્નેનો પ્રાગ્ અસત્ કાર્ય સાથે યોગ થઇ શકે નહિ 'સર્વવ્યાપી નિત્ય'ને દેશવ્યાપી અનિત્યમાં રાખવાની કલ્પના જ વાહિયાત છે તેથી આ બન્નેનો કાં તો કાર્યસાથે યોગ નથી, (અને જો યોગ હોય તો )કાતો કાર્ય સર્વવ્યાપી નિત્ય છે એમ માનવું પડે અને આ બન્ને કલ્પના સ્પષ્ટ અસંગત છે (૩)'ખાડો ખોદવો' 'પૂરવો' વગેરે કાર્ય દ્વારા આકાશમા પણ કૃતબુદ્ધિ થાય છે તેથી બુદ્ધિમા 'જે કૃત તરીકે ભાસે તે કાર્ય' એમ સિદ્ધાત સ્થાપવો સંગત નથી કેમકે આકાશને પણ કાર્ય માનવાની આપત્તિ છે (૪)તમે કલ્પેલો એક અને નિત્ય ઇશ્વર પણ વિકારપરિણામથી યુક્ત છે અન્યથા તે ઇશ્વર ભિન્ન ભિન્ન કાર્યો કરી શકે નહિ અને ઇશ્વરને કાર્યરૂપ માનવામા આવતી આપત્તિઓ તમે જ બતાવી છે તેથી વિકારયુક્ત વસ્તુને પણ કાર્ય તરીકે સ્વીકારી શકાશે નહિ તેથી આ ચારે વિકલ્પથી કાર્યની સિદ્ધિ થતી નથી

**પૂર્વપક્ષ :-** જે કાદાચિત્ક=ક્યારેક બનવાવાળા ભાવ હોય તે કાર્ય

**ઉત્તરપક્ષ .-** તો પણ જગત કાદાચિત્ક તરીકે અસિદ્ધ છે અર્થાત્ જગત પણ ઇશ્વરની જેમ નિત્ય છે તેનામા અનિત્યત્વ પ્રમાણસિદ્ધ નથી તેથી કાર્યત્વહેતુ અસિદ્ધ છે

**પૂર્વપક્ષ -** કાર્ય=કર્તા દ્વારા કે બુદ્ધિમાન્ કર્તા દ્વારા કરાયેલું

**ઉત્તરપક્ષ .-** આ અર્થ કરવામાં આત્માશ્રયદોષ અથવા અન્યોન્યાશ્રયદોષ છે સાધ્ય કે સાધ્યના અશને સાધનના અશરૂપે વિવક્ષિત કરવામાં આત્માશ્રયદોષ લાગે અને બે ભાવ પોતપોતાની સિદ્ધિ માટે પરસ્પરની અપેક્ષા રાખે ત્યારે અન્યોન્યાશ્રયદોષ લાગે અહી બુદ્ધિમત્કર્તૃકત્વ-સાધ્ય છે કાર્યત્વ સાધન છે અને કાર્યત્વ=કર્તૃકત્વ એવો અર્થ કર્યો તેથી કાર્યત્વરૂપ સાધનમાં 'કર્તૃકત્વ' અશનો નિવેશ થવાથી આત્માશ્રયદોષ આવ્યો તથા કર્તૃકત્વની સિદ્ધિ માટે કાર્યત્વને સાધન બનાવવાથી અને કાર્યત્વની સિદ્ધિ માટે કર્તૃકત્વને સાધન બનાવવાથી અન્યોન્યાશ્રયદોષ પણ છે )

## ઇશ્વરના સશરીરતાની અસિદ્ધિ

વળી જગત્કર્તા બુદ્ધિમાન્ ઇશ્વર શરીરવાળો છે કે શરીર વિનાનો ? જો શરીરવાળો હોય, તો તેનુ એ શરીર આપણા જેવુ દૃશ્ય=દેખી શકાય તેવુ છે ? કે, પિશાચ વગેરેની જેમ અદૃશ્ય છે ? ઇશ્વરના શરીરને 'દૃશ્ય' કહેવામા પ્રત્યક્ષબાધ છે કેમકે ઇશ્વરના શરીરને હજી સુધી કોઇ જોઇ શક્યું નથી અને અત્યારના પણ ક્યાય પ્રત્યક્ષ દેખાતુ નથી વળી તેવા શરીરવાળાના અભાવમા પણ તૃણ, વૃક્ષ, ઇન્દ્રધનુષ વગેરે કાર્યો થતા દેખાય

१ शपथेन विभावनीय ।

किञ्च, त्वन्मतेन कालात्ययापदिष्टोऽप्ययं हेतु, धर्म्येकदेशस्य तरुविद्युदभ्रादेरिदानीमप्युत्पद्यमानस्य विधातुरनुपलभ्यमानत्वेन प्रत्यक्षबाधितधर्म्यनन्तरं हेतुभणनात्। तदेवं न कश्चिद् जगतः कर्ता। एकत्वादीनि तु जगत्कर्तृत्वव्यवस्थापनायानीयमानानि तद्विशेषणानि षण्ढं प्रति कामिन्या रूपसंपन्निरूपणप्रायाण्येव। तथापि तेषां विचारासहत्वख्यापनार्थं किञ्चिदुच्यते॥

છે જો દૃશ્ય શરીરવાળો ઈશ્વર આ કાર્યો કરતો હોય, તો તે કાર્યો કરતી વખતે તે ઈશ્વર આપણા દર્શનનો વિષય બનવો જોઇએ પણ તેમ થતુ નથી આમ સશરીરકર્તાના અભાવમા પણ કાર્ય થતુ હોવાથી કાર્યત્વહેતુ વિપક્ષમા પણ રહે છે તેથી પક્ષ, વિપક્ષ અને સપક્ષ ત્રણેયમા રહેતો હોવાથી તે 'પ્રમેયત્વ' વગેરેની જેમ સાધારણ–અનૈકાન્તિકદોષથી દુષ્ટ છે 'પ્રમેયત્વ' નિત્ય વસ્તુમા પણ હોવાથી તેનાથી બુદ્ધિમત્કર્તૃકત્વની સિદ્ધિ કરવામા જેમ સાધારણ–અનૈકાન્તિક દોષ છે, તે પ્રમાણે 'કાર્યત્વ' હેતુથી પણ છે, એમ કહેવાનો ભાવ છે

*'ઈશ્વરનુ શરીર પિશાચ વગેરેની જેમ અદૃશ્ય છે'* એ વિકલ્પ પણ અસગત છે ઈશ્વરનુ શરીર અદૃશ્ય શા માટે છે ? શુ તેમા ઈશ્વરનુ માહાત્મ્યવિશેષ કારણ છે ? કે પછી આપણા ભાગ્યની ખામી તેમા કારણ છે? પ્રથમ વિકલ્પ તો માત્ર સોગદ ખાઇને જ સિદ્ધ કરી શકાય તેમ છે, કેમકે ઈશ્વરનુ માહાત્મ્ય જ હજી અસિદ્ધ અવસ્થામા છે

(ઈશ્વર જો વિદ્યામંત્રાદિ દ્વારા અદૃશ્યશરીરવાળો હોય તો, ક્યારેક તો દૃશ્ય હોવો જોઇએ વિદ્યા આદિથી અદૃશ્ય થનાર હમેશા અદૃશ્ય રહેતા નથી )

**પૂર્વપક્ષ** :- ઈશ્વર પોતાના માહાત્મ્યવિશેષથી જ અદૃશ્ય શરીરવાળો છે, વિદ્યાના કારણે નહિ

**ઉત્તરપક્ષ** – ઈશ્વરના આ માહાત્મ્યનુ જ્ઞાન તમને ક્યાથી થયુ ?

**પૂર્વપક્ષ** – ઈશ્વરનુ શરીર દેખાતુ નથી–તેનાથી જ નિશ્ચય થાય છે કે, ઈશ્વરનુ તેવુ માહાત્મ્ય છે

**ઉત્તરપક્ષ** – અહી અન્યોન્યાશ્રયદોષ છે ઈશ્વરનુ શરીર અદૃશ્ય હોવામા તેના માહાત્મ્યને હેતુ બનાવ્યો અને તેના માહાત્મ્યની સિદ્ધિમા તેના શરીરની અદૃશ્યતાને સાધન બનાવ્યુ તેથી અન્યોન્યાશ્રયદોષ ઊભો થયો માટે માહાત્મ્યવિશેષથી શરીરની અદૃશ્યતા સિદ્ધ થાય તેમ નથી *"આપણુ એટલુ કમભાગ્ય છે કે ભગવાનનુ શરીર દેખી શકાતુ નથી "* એવો બીજો વિકલ્પ તો વિચારી શકાય તેવો પણ નથી કારણ કે, આ સમાધાનથી સશય દૂર થતો નથી કે–"શુ ઈશ્વર નામની કોઇ વિશિષ્ટ વ્યક્તિ વન્ધ્યાપુત્રની જેમ આ જગતમા વિદ્યમાન ન હોવાથી તેનુ શરીર અદૃશ્ય છે ? કે પછી ઈશ્વર હોવા છતા આપણા કમભાગ્યના કારણે પિશાચઆદિના શરીરની જેમ તેનુ શરીર અદૃશ્ય છે ? આ બન્ને વિકલ્પમાથી એક પણ વિકલ્પ તરફ નિશ્ચય કરવાનુ આપણા જેવા અલ્પજ્ઞોનુ ગજુ નથી કેમકે તે અતીન્દ્રિય છે ('ઈશ્વરત્વ' એક જાતિવિશેષ છે કે જે જાતિવાળા બધા સ્વભાવથી જ અદૃશ્યશરીરવાળા હોય છે' એમ પણ કહી શકાય નહિ કેમકે ઈશ્વરને એક અને નિત્ય માન્યો છે )

## અશરીર ઈશ્વરની અસિદ્ધિ

**પૂર્વપક્ષ** – આ ઈશ્વર શરીર વિનાનો છે

**ઉત્તરપક્ષ** – એમ માનવામા પ્રતિજ્ઞાહાનિ–સિદ્ધાંતવિરોધ છે કેમકે અગાઉ તમે જ ઈશ્વરને શરીરવાળાતરીકે સ્થાપ્યો હતો તથા ઈશ્વરને શરીર વિનાનો માનવામા દૃષ્ટાત અને દાર્ષ્ટાન્તિક વચ્ચે વિરોધ છે દૃષ્ટાતતરીકે દર્શાવેલા ઘટવગેરે કાર્યો કુભારવગેરે સશરીરકર્તા દ્વારા જ કરાયેલા દેખાય છે જ્યારે દાર્ષ્ટાન્તિક પૃથ્વીવગેરેકાર્યો અશરીર કર્તા દ્વારા સિદ્ધ કરવા છે **પૂર્વપક્ષ** – દૃષ્ટાત અને દાર્ષ્ટાન્તિક વચ્ચે સર્વથા

तत्रैकत्वचर्चस्तावत्। बहूनामेककार्यकरणे वैमत्यसभावनेति नायमेकान्त। अनेककीटिकाशतनिष्पाद्यत्वेऽपि शक्रमूर्ध्न[1], अनेकशिल्पिकल्पितत्वेऽपि प्रासादसदीना, नैकसरघा[2]निवर्तितत्वेऽपि मधुच्छत्रादीना चैकरूपताया अविगानेनोपलम्भात्। अथ, एतेष्वपि एक एवेश्वर कर्ता इति ब्रूषे। एव चेद् भवता भवानीपति प्रति निष्प्रतिमा वासना, तर्हि कुविन्दकुम्भकारादितिरस्कारेण पटघटादीनामपि कर्ता स एव कि न कल्प्यते ? अथ तेषा प्रत्यक्षसिद्ध कर्तृत्व कथमपह्नोतु शक्यम्? तर्हि कीटिकादिभि कि तव विराद्ध यत् तेषामसद्दशताद्दशप्रयाससाध्य कर्तृत्वमेकहेलयैवापलप्यते। तस्माद् वैमत्यभयान्महेशितुरेकत्वकल्पना भोजनादिव्ययभयात् कृपणस्य अत्यन्तवल्लभपुत्रकलत्रादिपरित्यजनेन शून्यारण्यानीसेवनमिवाभासते।

સમાનતા કોઇપણ વાદીને સમત નથી સર્વથા સમાનતા લેવામાં કાંતો સાધ્યને દ્દષ્ટાંતની જેમ સિદ્ધ માનવો પડે અને કાંતો દ્દષ્ટાંતને પણ સાધ્યની જેમ અસિદ્ધ માનવો પડે અહી પણ ઘટ વગેરે અને પૃથ્વી વગેરે કાર્યો વચ્ચે માત્ર 'કર્તૃકત્વ' ધર્મની સમાનતા જ લેવાની છે

**ઉત્તરપક્ષ :–** અલબત્ત, દૃષ્ટાન્ત–દાર્ષ્ટાન્તિક વચ્ચે સર્વથા સાધર્મ્ય અમને પણ ઇષ્ટ નથી પણ જ્યારે હેતુથી સાધ્ય સિદ્ધ કરવામા આવે છે, ત્યારે એ સાધ્યસાથે સજ્જડ સાહચર્ય ધરાવતાં કેટલાક ધર્મો પણ આપોઆપ સિદ્ધ થઇ જાય છે કે જે દૃષ્ટાન્ત–દાર્ષ્ટાન્તિક ઉભયસ્થળે ઉપલબ્ધ થાય જ–થવા જ જોઇએ કેમકે એ ધર્મો હેતુ–સાધ્ય વચ્ચેના સબધમા અનિવાર્ય પરિબળ રૂપે હોય છે જ્યારે હેતુ–સાધ્ય વચ્ચે કાર્ય–કારણભાવ હોય છે ત્યારે હેતુ પોતાની ઉત્પત્તિમાં સાધ્યભૂત કારણોને અવશ્ય જરૂરી ધર્મોની પણ સાધ્ય સાથે સિદ્ધિ કરાવે છે કે, જે દૃષ્ટાન્ત–દાર્ષ્ટાન્તિક ઉભયસ્થળે હોય છે એ ધર્મોથી ઉભયસ્થળે સાધર્મ્ય જરુરી હોય છે જેમકે 'पर्वतो वह्निमान् धूमात्, महानसवत्' આ સ્થળે ધૂમાડો અગ્નિની સિદ્ધિ સાથે આર્દ્રઇન્ધનસંયોગને પણ સિદ્ધ કરે છે અર્થાત્ સિદ્ધ થતો અગ્નિ આર્દ્રઇન્ધનસંયોગવિશિષ્ટરૂપે જ સિદ્ધ થાય છે અને તેથી પર્વત અને રસોડા બન્ને સ્થળે એ પણ સમાનરૂપે હોય છે આટલી સમાનતા તો દૃષ્ટાન્ત–દાર્ષ્ટાન્તિક વચ્ચે લેવી જ પડે પ્રસ્તુતમાં પણ ઘટ આદિ કાર્યો જ્યારે કર્તા કે બુદ્ધિમત્ કર્તાની સિદ્ધિ કરે છે, ત્યારે સજ્જડ સાહચર્ય ધરાવતા અને કર્તૃત્વમાં અનિવાર્ય પરિબળભૂત 'સશરીરત્વ' ની પણ સિદ્ધિ કરે છે, અર્થાત્ દૃષ્ટાન્ત–દાર્ષ્ટાન્તિક ઉભયસ્થળે કર્તૃત્વની સાથે 'સશરીરત્વ' ની સમાનરૂપે ઉપસ્થિતિ સિદ્ધ થાય છે તેથી ઘટવગેરેના અસર્વજ્ઞ અને સશરીર કર્તામા જેવી બુદ્ધિમત્કર્તા તરીકેની બુદ્ધિ થાય છે તેવી બુદ્ધિ અશરીર સર્વજ્ઞમાં થતી નથી વળી *"ઇશ્વર કાર્ય કરવામા અસમર્થ છે કેમકે અશરીરી છે, જેમકે આકાશ "* આ પ્રત્યનુમાન પણ તમારા અનુમાનને સિદ્ધ થતુ રોકે છે.

**પૂર્વપક્ષ :–** કાર્ય કરવા માટે જ્ઞાન–ઇચ્છા અને કૃતિ આ ત્રણ આત્મગુણો જ આવશ્યક છે, શરીર અન્યથાસિદ્ધ છે તેથી જ મરણ પછી જીવ બીજા ભવમાં શરીર વિનાનો હોવા છતાં શરીર બનાવવાનું કાર્ય જ્ઞાન આદિ ત્રણથી કરે છે તેથી શરીર વિના પણ કર્તા બનવામા વિરોધદોષનો લેશ નથી

**ઉત્તરપક્ષ :–** પરભવમાં આદ્યશરીર બનાવતી વખતે જીવ પાસે સ્થૂળશરીર ન હોવા છતા કાર્મણશરીરરૂપ સૂક્ષ્મશરીર તો વિદ્યમાન હોય જ છે જો સર્વથા શરીરનો અભાવ હોય, તો મુક્તજીવોની જેમ શરીર બનાવવાની પ્રક્રિયા પણ આરભે નહિ અથવા શરીર વિના પણ માત્ર જ્ઞાનાદિથી જ જો શરીર બનાવવાનુ કાર્ય થતુ હોય, તો મુક્ત જીવો પણ જ્ઞાન આદિથી યુક્ત હોવાથી શરીરરૂપ કાર્ય શા માટે ન આરભે ? વળી જ્ઞાન વગેરેની આત્મામાં ઉત્પત્તિ પણ શરીરને કારણે જ છે, સશરીર આત્માઓમા જ જ્ઞાન વગેરે ઉત્પન્ન થાય છે તેથી શરીર અન્યથાસિદ્ધ નથી, પણ નિમિત્તકારણ છે ) આમ સશરીર અને અશરીર એમ બન્ને વિકલ્પોથી પૃથ્વી વગેરેના કાર્યત્વની વ્યાપ્તિ અસિદ્ધ છે અર્થાત્ સશરીર કર્તાથી કે અશરીર કર્તાથી પૃથ્વી વગેરે કાર્યો થયા છે એમ સિદ્ધ થતુ નથી સશરીરકર્તા તરીકે ઇશ્વર અસિદ્ધ છે અને અશરીરી તો કાર્ય જ કરી શકે નહિ (અથવા દૃશ્ય કે અદૃશ્ય ઇશ્વર કર્તા શી રીતે છે ? (૧) શું સત્તા=હાજરી માત્રથી કે (૨) જ્ઞાની=સર્વજ્ઞ હોવાથી

(१) वल्मीक । (२) मधुमक्षिका ।

तथा सर्वगतत्वमपि तस्य नापपन्नम्। तद्धि शरीरात्मना ज्ञानात्मना वा स्यात्? प्रथमपक्षे तदीयेनैव देहेन जगत्त्रयस्य व्याप्तत्वाद् इतरनिर्मेयपदार्थानामाश्रयानवकाशः। द्वितीयपक्षे तु सिद्धसाध्यता, अस्माभिरपि निरतिशयज्ञानात्मना परमपुरुषस्य जगत्त्रयक्रोडीकरणाभ्युपगमात्। यदि परमेवं भवत्प्रमाणीकृतेन वेदेन विरोधः, तत्र हि शरीरात्मना सर्वगतत्वमुक्तम् *"विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतः पाणिरुत विश्वतः पात्"* इत्यादिश्रुतेः।

यच्चोक्तं तस्य प्रतिनियतदेशवर्तित्वे त्रिभुवनगतपदार्थानामनियतदेशवृत्तीनां यथावन्निर्माणानुपपत्तिरिति। तत्रेदं पृच्छ्यते। स जगत्त्रयं निर्मिमाणस्तक्षादिवत् साक्षाद् देहव्यापारेण निर्मिमीते, यदि वा सङ्कल्पमात्रेण? आद्ये पक्षे एकस्यैव भूभूधरादेर्विधानेऽक्षोदीयसः कालक्षेपस्य सम्भवाद् बहीयसापि अनेहसा न परिसमाप्तिः। द्वितीयपक्षे तु सङ्कल्पमात्रेणैव कार्यकल्पनायां नियतदेशस्थायित्वेऽपि न किञ्चिद् दूषणमुत्पश्यामः। नियतदेशस्थायिनां सामान्यदेवानामपि सङ्कल्पमात्रेणैव तत्तत्कार्यसम्पादनप्रतिपत्तेः।

કે (૩)જ્ઞાન-ઇચ્છા અને કૃતિ હોવાથી કે (૪)આ ત્રણપૂર્વકની ચેષ્ટા=પ્રવૃત્તિ હોવાથી કે (૫)ઐશ્વર્યથી? (૧)સત્તામાત્રથી જો જગત્કર્તા થવાતુ હોય, તો કુંભાર પણ જગત્કર્તા બનશે (૨)વિશિષ્ટજ્ઞાન માત્રથી કર્તા બનાતુ હોય, તો વિશિષ્ટજ્ઞાની યોગીઓને પણ કર્તા માનવા જોઇએ ત્રીજા વિકલ્પની અસિદ્ધિ ઉપર બતાવી ગયા અશરીરમા જ્ઞાન આદિ ત્રણની ઉત્પત્તિ સંભવતી નથી (૪)શરીર વિનાની વ્યક્તિ ચેષ્ટા શી રીતે કરે? કેમકે ચેષ્ટા = મન – વચન – કાયાનો વ્યાપાર અને તે કાયા વિના સંભવે નહિ (૫)અહી કયુ ઐશ્વર્ય લેવુ છે?–કર્તૃત્વરૂપ કે જ્ઞાતૃત્વરૂપ? કર્તૃત્વરૂપ ઐશ્વર્ય તો કુંભાર આદિમા પણ સિદ્ધ છે, અને પૃથ્વી વગેરેના કર્તારૂપ વિશિષ્ટ કર્તૃત્વરૂપ હજી અસિદ્ધ છે જ્ઞાતૃત્વરૂપ ઐશ્વર્ય લેવામાં જ્ઞાતૃત્વ બે પ્રકારે છે- (૧) સામાન્યજ્ઞાનરૂપ કે (૨) સર્વજ્ઞતારૂપ. સામાન્યજ્ઞાન તો આપણામા પણ હોવાથી તેવા જ્ઞાતૃત્વરૂપ ઐશ્વર્યથી કર્તા માનવામાં આપણે પણ જગત્કર્તા બની જઇએ સર્વજ્ઞતારૂપ ઐશ્વર્ય તો સુગત વગેરેમા પણ કહેવાય છે, છતા તેઓ જગત્કર્તા ગણાતા નથી અથવા તો જ્ઞાતૃત્વરૂપ જ જો કર્તૃત્વ ઇષ્ટ હોય તો તેમા અમારો વિરોધ નથી પણ તે રૂપે તો જગત્કર્તા અમને માન્ય તીર્થંકરો અને કેવલજ્ઞાનીઓ તથા મુક્તજીવો બનશે તેથી જગત્કર્તા એક નહિ રહે )

## પૂર્વપક્ષીય અનુમાન હેતુમા બધા હેત્વાભાસો

પૂર્વપક્ષના અનુમાનના હેતુમા પૂર્વપક્ષે જે–જે દોષોનો નિષેધ કર્યો તે તમામ દોષો હેતુમા રહેલા બતાવાય છે –પૂર્વપક્ષે પૃથ્વી વગેરેમા કાર્યતા અવયવિપણાથી દર્શાવી પણ અવયવિપણાને કાર્યત્વ સાથે અનૈકાંતિકતા છે તે અગાઉ બતાવી ગયા તેથી અવયવિપણાથી કાર્યત્વ હેતુ સિદ્ધ થતો નથી તથૈવ, 'પૃથ્વી વગેરે વસ્તુઓ કારણકલાપજન્ય છે' એ વિકલ્પથી પણ તેમા કાર્યતા સિદ્ધ નથી કેમકે 'કારણકલાપજન્યત્વ' કહો કે 'કાર્યત્વ' કહો બન્ને એક જ છે અર્થાત્ કારણકલાપજન્યત્વ પોતે કાર્યત્વરૂપ હોવાથી અહી સ્વથી સ્વની સિદ્ધિ કરવામા આત્માશ્રય દોષ છે તેથી તેનાથી પણ કાર્યત્વહેતુ સિદ્ધ નથી વળી ઘટ પટ આદિ કાર્યોના કર્તા કાર્યમા કંઇક વિશેષનું આધાન કરે છે તેથી જ તેમાં કાર્યપણાની બુદ્ધિ અને વ્યવહાર થાય છે પૃથ્વી વગેરેમા કર્તાએ કંઇક વિશેષ કર્યુ એવી બુદ્ધિ કે વ્યવહાર થતો દેખાતો જ નથી તેથી પૃથ્વીવગેરેમા કાર્યત્વહેતુ અસિદ્ધ છે વળી અગાઉ સાધારણ અનૈકાંતિકતા દોષ દેખાડવા દ્વારા આ હેતુમા અનૈકાંતિકતા દોષ બતાવ્યા છે વળી કાર્યત્વ હેતુ પોતાના ગાઢ સહચારી અસર્વજ્ઞત્વ અને સશરીરકર્તૃકત્વ ધર્મોથી યુક્ત કર્તાનુ જ જ્ઞાન કરાવવા સમર્થ બને છે તમને કર્તા તરીકે (સાધ્ય તરીકે)સર્વજ્ઞ ઇષ્ટ છે આમ સાધ્ય વિરૂદ્ધ અસર્વજ્ઞ કર્તાને સિદ્ધ કરવા દ્વારા હેતુ વિરૂદ્ધ પણ છે )

વળી તમારા હેતુમા કાલાત્યયઅપદિષ્ટ દોષ પણ હાજર છે પૃથ્વી વગેરે કાર્યધર્મીઓના એક ભાગરૂપ વૃક્ષ, વિદ્યુતવગેરે ધર્મીઓ (=પક્ષ)અત્યારના પણ ઉત્પન્ન થતા દેખાય છે (=કાર્યરૂપ છે )પણ તેઓના વિધાતા તરીકે કોઇ સાક્ષાત્ દેખાતુ નથી એટલે કે ત્યા બુદ્ધિમત્કર્તૃકત્વરૂપ સાધ્યનો પ્રત્યક્ષબાધ છે તેથી વૃક્ષ વગેરે ધર્મીપક્ષમા બુદ્ધિમત્કર્તૃકત્વ સાધ્ય પ્રત્યક્ષબાધિત છે આ પ્રમાણે ત્યા સાધ્ય પ્રત્યક્ષબાધિત થયા પછી તે સાધ્યને સિદ્ધ કરવા હેતુ બતાવ્યા હોવાથી હેતુ કાલાત્યયઅપદિષ્ટ (=બાધદોષગ્રસ્ત )છે (જે પક્ષમા સાધ્યાભાવ

१ शुक्लयजुर्वेदमाध्यन्दिनसंहितायां सप्तदशाध्याय १९ मन्त्र।

किञ्च तस्य सर्वगतत्वेऽङ्गीक्रियमाणेऽशुचिषु निरतरसन्तमसेषु नरकादिस्थानेष्वपि तस्य वृत्ति प्रसज्यते। तथाचानिष्टापत्ति । अथ युष्मत्पक्षेऽपि यदा ज्ञानात्मना सर्व जगत्त्रय व्याप्नोति इति उच्यते तदाऽशुचिरसास्वादादीनामपि उपलम्भसभवात् नरकादिदु खस्वरूपसवेदनात्मकतया दु खानुभवप्रसङ्गाच्चानिष्टापत्ति तुल्येव इति चेत् ? तदेतदुपपत्तिभि प्रतिकर्तुमशक्तस्य धूलिभिरिवावकिरणम्। यतो ज्ञानमप्राप्यकारि स्वस्थानस्थमेव विषय परिच्छिनत्ति, न पुनस्तत्र गत्वा। तत्कुतो भवदुपालम्भ समीचीन ? नहि भवतोऽपि अशुचिज्ञानमात्रेण तद्रसास्वादानुभूति । तद् भावे हि स्रक्चन्दना-ङ्गनारसवत्यादिचिन्तनमात्रेणेव तृप्तिसिद्धो तत्प्राप्तिप्रयत्नवैफल्यप्रसक्तिरिति ।

સિદ્ધ હોય, તે પક્ષમા સાધ્યને સિદ્ધ કરવા અપાતો હેતુ 'બાધ' દોષગ્રસ્ત બને )આમ પૂર્વપક્ષના અનુમાનનો હેતુ અનેક દોષોથી ભરેલો હોવાથી સાધ્યને સિદ્ધ કરવા સમર્થ નથી, અને સાધ્યની સિદ્ધિના અભાવમા જગત્કર્તા તરીકે ઈશ્વર સિદ્ધ થતો નથી

આમ ઈશ્વરની અસિદ્ધિ થવાથી તે ઈશ્વર માટે 'એકત્વ' 'નિત્યત્વ' વગેરે જે વિશેષણો લગાડવામા આવ્યા છે તે વિશેષણો નપુસક આગળ સુદરીના રૂપના વખાણની જેમ અથવા મડદાના શણગારની જેમ નિષ્ફળ છે છતા પણ આ પ્રત્યેક વિશેષણો તર્કરૂપી સ્તભ વિનાના ઈમારત જેવા છે તેમ દર્શાવાય છે

### "ઈશ્વરના એકત્વનો નિરાસ"

હવે ઈશ્વરના એકપણાનો પરામર્શ કરે છે પૂર્વપક્ષમા *"અનેક ઈશ્વર માનવામા પરસ્પર વિમતિ થવાથી કાર્યમા અસમજસતા આવે તેથી ઈશ્વર એક માનવો ઉચિત છે"* વગેરે કહ્યુ તે વાહિયાત છે કેમ કે ઘણી વ્યક્તિ ભેગી થઈ એક કાર્ય કરે તો પરસ્પર વિમતિ જ થાય એવો એકાત નથી કેમકે ઘણે સ્થળે સમુદાય દ્વારા એક કાર્ય થતુ દેખાય છે જેમ કે સેકડો કીડીઓ ભેગી થઈને એક રાફડો બનાવે છે ઘણા શિલ્પીઓ ભેગા મળીને સુદર ઈમારત ખડી કરે છે ઘણી મધમાખીઓ એકસપ રાખીને મજાનો મધપૂડો તૈયાર કરે છે આવા અલ્પજ્ઞ અને રાગાદિથી ભરેલા જીવો જો એકસપ રાખી શકે, તો સર્વજ્ઞ ઈશ્વરસમુદાય શુ કામ સપીને રહી ન શકે ? શુ ઈશ્વર ઈર્ષ્યાલુ છે ? કલહખોર છે ? વળી આ બધા ઈશ્વરો સર્વજ્ઞ હોવાથી સમાન જ્ઞાનવાળા છે કેમ કે તેઓનુ જ્ઞાન ભિન્ન હોય, તો તેઓમા સર્વજ્ઞતા જ ન સભવે તેથી સર્વજ્ઞ ઈશ્વરોના જ્ઞાનમા વૈમત્ય સભવતુ નથી વળી તે ઈશ્વરો પોત-પોતાના જ્ઞાનદ્વારા બીજાના જ્ઞાનાદિને સમજીને વૈમત્યને દૂર કરી શકે અને અસમજસતા દૂર કરી શકે

**પૂર્વપક્ષ** - અનેક દ્વારા એક કાર્ય કરવામા વૈમત્યનો સભવ હોય જ તમે જે દૃષ્ટાતો આપ્યા છે ત્યા તો એ બધા કીડી વગેરે નિમિત્તમાત્ર છે ખરેખર કર્તા તો એક ઈશ્વર જ છે

**ઉત્તરપક્ષ** - ધન્ય છે તમારી ઈશ્વર પ્રત્યેની નિરુપમ શ્રદ્ધાને ! જો આ બધા સ્થાનોમા ઈશ્વર જ કર્તા છે તો પછી વણકર-કુભારાદિને પણ કર્તા તરીકે માનશો નહિ લાઘવથી અત્ર તત્ર સર્વત્ર કાર્ય પ્રત્યે ઈશ્વર જ કર્તા છે તેમ માનો

**પૂર્વપક્ષ** - ઘટ-પટાદિ પ્રત્યે કુભારાદિ કર્તાતરીકે પ્રત્યક્ષદૃષ્ટ છે અને પ્રત્યક્ષને છૂપાવવુ અશક્ય છે

**ઉત્તરપક્ષ** - તો કીડી વગેરેએ તમને ડખ દીધા લાગે છે કે જેથી કર્તા તરીકે પ્રત્યક્ષસિદ્ધ તેઓને તમે કર્તા તરીકે માનતા નથી તેઓ બીજાથી અસાધારણ એવા પ્રયાસ દ્વારા આ કાર્યોનુ નિર્માણ કરે છે તેની તમે કદર કરવાને બદલે બસ એક જ ધડાકે તેઓના નિર્માતાપણાને ઊડાડી મૂકો છો ખરેખર તેથી વૈમત્યના ભયથી તમે ઈશ્વરને એક કહ્યો છે એ હાસ્યાસ્પદ છે ભોજનવગેરેના વ્યયની ચિતાથી કૃપણ માણસ પોતાને અત્યત

यत्तु ज्ञानात्मना सर्वगतत्वे सिद्धसाधनं प्रागुक्तं तच्छक्तिमात्रमपेक्ष्य मन्तव्यम्। तथा च वक्तारो भवन्ति *"अस्य मतिः सर्वशास्त्रेषु प्रसरति"* इति। न च ज्ञानं प्राप्यकारि, तस्यात्मधर्मत्वेन वहिर्निर्गमाभावात्। वहिर्निर्गमे चात्मनोऽचैतन्यापत्त्याऽजीवत्वप्रसङ्गः। न हि धर्मो धर्मिणमतिरिच्य क्वचन केवलो विलोकितः। यच्च परे दृष्टान्तयन्ति यथा सूर्यस्य किरणा गुणरूपा अपि सूर्याद् निष्क्रम्य भुवनं भासयन्ति। एवं ज्ञानमपि आत्मनः सकाशाद् वहिर्निर्गत्य प्रमेयं परिच्छिनत्ति इति। तत्रेदमुत्तरम्। किरणानां गुणत्वमसिद्धं, तेषां तैजसपुद्गलमयत्वेन द्रव्यत्वात्। यश्च तेषां प्रकाशात्मा गुणः स तेभ्यो न जातु पृथग् भवतीति। तथा च धर्मसङ्ग्रहण्यां श्रीहरिभद्राचार्यपादाः –

વલ્લભ એવા પુત્ર-પત્નીનો પણ ત્યાગ કરે અને નિર્જન વનમા રહેઠાણ રાખે, તેના જેવી આ મૂર્ખ કલ્પના છે

### 'ઈશ્વરની સર્વવ્યાપિતાનુ ખડન'-

આ જ પ્રમાણે ઈશ્વર સર્વવ્યાપી છે એ વાત પણ દુર્ઘટ છે ઈશ્વર સર્વવ્યાપી શી રીતે છે ? (૧) શરીર દ્વારા વિશ્વવ્યાપી છે કે (૨) જ્ઞાન દ્વારા (૧) *"ઈશ્વર શરીર દ્વારા વિશ્વવ્યાપી છે"* એ વિકલ્પ દૂરાપાસ્ત છે કેમ કે જો ઈશ્વર પોતાના શરીર દ્વારા સર્વ જગતમા ફેલાઈ જશે, તો પછી નિર્માણયોગ્ય બીજા પદાર્થોનુ આશ્રયસ્થાન શુ રહેશે ? કેમકે બધી જ જગ્યા પહેલેથી જ ઈશ્વરે રોકી લીધી છે

### "જ્ઞાનરૂપે ઈશ્વરની સર્વગતા"

**પૂર્વપક્ષ** – 'ઈશ્વર જ્ઞાન દ્વારા સર્વવ્યાપી છે' અર્થાત્ ઈશ્વરનુ જ્ઞાન ત્રણે જગતની બધી વસ્તુ વિષયક છે અને તે રૂપે ઈશ્વર પણ સર્વવ્યાપી છે

ઉત્તરપક્ષ – દીર્ઘાયુ થા ! આ સિદ્ધાત તો અમને પણ માન્ય જ છે તેથી તે રૂપે ઈશ્વરને સર્વવ્યાપી માનવો એ ઉભયવાદી સિદ્ધ જ છે તેથી અહી તો સિદ્ધને જ સાધ્ય કરાતુ હોવાથી સિદ્ધસાધ્યતા દોષ છે અમે પણ નિરતિશયજ્ઞાન=સર્વવિષયક જ્ઞાનરૂપે ભગવાન ત્રણલોક વ્યાપી છે એમ સ્વીકારીએ છીએ જ પરતુ તમે આ સ્વીકારશો તો અમારા મતમા ભળી જશો અને તમને પ્રમાણ તરીકે ઈષ્ટ એવા વેદની સાથે વિરોધ આવશે કેમ કે વેદમા શરીર દ્વારા જ ઈશ્વરને સર્વવ્યાપી માન્યો છે → *'ઈશ્વર સર્વત્ર નયન-મુખ હાથ અને પગને ધારણ કરે છે'* વગેરે તમારા વેદના વચનો છે તેનાથી ઈશ્વર સશરીર સિદ્ધ થાય છે

### ઈશ્વરની અસર્વવ્યાપિતાનુ સમર્થન

વળી *"ઈશ્વર જો પ્રતિનિયત દેશવર્તી હોય, તો તે અનિયતદેશમા સ્થિત ત્રણ જગતના પદાર્થોનુ યથાવત્ નિર્માણ ન કરી શકે"* ઈત્યાદિ તમે જે નિરુપણ કર્યુ; તે પણ સગત નથી અમે તમને પૂછીએ છીએ → જગદ્વિધાતા જગતનુ નિર્માણ સુથારાદિની જેમ સાક્ષાત્ દેહ વ્યાપાર દ્વારા કરે છે ? કે માત્ર પોતાના સંકલ્પબળથી ? જો દેહ વ્યાપાર દ્વારા નિર્માણ કરે છે, એમ પ્રથમ પક્ષ માન્ય રાખશો તો તો બિચારા ઈશ્વર પર કામનો બોજો એટલો બધો આવશે કે, તે બધા કાર્યો પૂરા જ કરી શકશે નહિ કેમ કે પૃથ્વીપર્વત વગેરેની રચનારૂપ કાર્યો એવા જગી છે કે, એક કાર્યને પૂર્ણ કરતા જ ઘણો સમય ચાલ્યો જાય સુથાર દેહવ્યાપારથી કાર્ય કરે છે તો જેમ કાર્ય મોટુ તેમ તેની પૂર્તિમા તેને ઘણો સમય લાગે છે એમ ભગવાન પણ દેહવ્યાપારથી કાર્ય કરશે તો ઘણા સમયે એક કાર્ય કરી શકશે આમ કાલક્ષેપ ઘણો થતો હોવાથી જગત્કર્તા સ્વકાર્યને ઘણા સમયે પણ પૂર્ણ કરી શકશે નહિ

[1]"किरणा गुणा न दव्व, तेसि पयासो गुणो न वा दव्व । ज नाण आयगुणो कहमदव्वो स अन्नत्थ ॥ १ ॥

गन्तूण न परिच्छिन्दइ नाण णेय तयम्मि देसम्मि । आयत्थ चिय नवर अचितसत्ती उ विण्णेय ॥ २ ॥

लोहोवलस्स सत्ती आयत्था चेव भिन्नदेसपि । लोह आगरिसती दीसइ इह कज्जपच्चक्खा ॥ ३ ॥

एवमिह नाणसत्ती आयत्था चेव हदि लोगत । जइ परिच्छिदइ सम्म को णु विरोहो भवेत्तत्थ ॥ ४ ॥ "इत्यादि ॥

अथ सर्वग सर्वज्ञ इति व्याख्यातम्। तत्रापि प्रतिविधीयते। ननु तस्य सार्वज्ञ्य केन प्रमाणेन गृहीतम्। प्रत्यक्षेण, परोक्षेण वा? न तावत् प्रत्यक्षेण, तस्येन्द्रियार्थसन्निकर्षोत्पन्नतयातीन्द्रियग्रहणासामर्थ्यात्। नापि परोक्षेण। तद्धि अनुमान

ઈશ્વર સ્વકાર્ય સકલ્પમાત્રથી પૂર્ણ કરે છે એવો બીજો વિકલ્પ સ્વીકારો તો તે ઇષ્ટ જ છે કેમ કે એ રીતે બધા કાર્યો શીઘ્ર રીતે પૂર્ણ થઇ શકે છે તેથી એ વિકલ્પમા દૂષણ નથી, પરતુ સકલ્પથી જ જો કાર્ય સિદ્ધ કરવાનુ હોય, તો ઇશ્વરને સર્વવ્યાપી માનવાની આવશ્યકતા નથી નિયતદેશમા રહીને પણ અનિયતસ્થળે રહેલા કાર્યોને તે સકલ્પ દ્વારા સિદ્ધ કરી શકે તેમા દૂષણને અવકાશ નથી સામાન્ય કક્ષાના દેવો પણ નિયતદેશમા રહીને અન્યત્ર રહેલા તે તે કાર્યોને સકલ્પમાત્ર દ્વારા નિષ્પન્ન કરે છે, તે ઉભયવાદીને સમ્મત છે તેથી ભગવાનને સર્વવ્યાપી માનવામા કોઇ વિશેષ કારણ નથી

## ઈશ્વરને નિત્ય દુ ખી માનવાની આપત્તિ

વળી તમે ઇશ્વરને શરીર દ્વારા સર્વ વ્યાપી માનો છો આ શરીર દ્વારા સર્વગ ઇશ્વર અત્યત અશુચિમય તથા મહાઅધકારથી ભરેલા નરકાદિ સ્થાનોમા પણ રહેલો માનવો પડશે શરીર દ્વારા બાહ્ય સારા નરસા પદાર્થોના સસર્ગથી થતા સુખ-દુ ખનો અનુભવ તમને માન્ય છે તેથી નરકવગેરેમા રહેલા શરીરના ભાગ દ્વારા ઇશ્વરને સતત દુ ખ વગેરેનો અને અપવિત્રતાનો અનુભવ થશે અર્થાત્ તમારે ઇશ્વરને સદા દુ ખી અને અપવિત્ર માનવાની મહાઅનિષ્ટ આપત્તિ આવશે

**પૂર્વપક્ષ** - તમે ઇશ્વરને જ્ઞાન દ્વારા સર્વજગત વ્યાપી માનો છો આમ જ્ઞાનદ્વારા ઇશ્વર અશુચિ સ્થાનોએ છે તે તમને ઇષ્ટ છે તેથી તમારા ઇશ્વરને પણ અશુચિનુ જ્ઞાન તથા નરકાદિના દુ ખનુ સવેદન થશે અને વાસ્તવમા સુખ-દુ ખાદિનુ જ્ઞાન=અનુભવ જ સુખ-દુ ખઆદિરૂપ હોવાથી તમારા હિસાબે પણ ઇશ્વર અપવિત્ર અને દુ ખી સિદ્ધ થશે તેથી અનિષ્ટ આપત્તિ બન્ને સ્થળે તુલ્યતાને ધારણ કરે છે

**ઉત્તરપક્ષ** - તમારા પક્ષમા આવતી આપત્તિને યુક્તિઓ દ્વારા દૂર કરવામા તમે અસમર્થ છો, તેથી બીજા પર ધૂળ ઊડાવવાની બાલિશ ચેષ્ટા કરો છો પણ તેથી કઇ અમે દોષયુક્ત થવાના નથી અમે જ્ઞાનને અપ્રાપ્યકારી માનીએ છીએ (વિષયાવબોધના કારણભૂત ઇન્દ્રિય આદિ સામગ્રી વિષયના સસર્ગને પ્રાપ્ત કરી વિષયનો અવબોધ કરાવે તો તે પ્રાપ્યકારી કહેવાય શ્રોત્રેન્દ્રિય વગેરે સાધનો આવા પ્રકારના છે જ્યારે ચક્ષુ, મન અને જ્ઞાનાદિ વગેરે કારણો વિષયના સસર્ગ વિના જ વસ્તુનો અવબોધ કરાવે છે તેથી તે બધા અપ્રાપ્યકારી ગણાય છે ) જ્ઞાન (=ક્ષયોપશમ) અપ્રાપ્યકારી હોવાથી સ્વસ્થાન=પોતાના આશ્રયભૂત આત્મામા જ રહીને વિષયનો બોધ કરાવે છે આ જ્ઞાનને વિષયના સ્થાને જવાની કે વિષયને જ્ઞાન પાસે આવવાની જરૂર નથી

१ छाया किरणा गुणा न द्रव्य तेपा प्रकाशो गुणो नवा द्रव्यम् । यज्ज्ञानमात्मगुण कथमद्रव्य सोन्यत्र ॥१॥ गत्वा न परिच्छिनत्ति ज्ञान ज्ञेय तस्मिन् देशे। आत्मस्थमेव नवर अचिन्त्यशक्त्या तु विज्ञेयम्॥२॥ लोहोपलस्य शक्ति आत्मस्थेव भिन्नदेशमपि । लोहमाकपन्ती दृश्यत इह कार्यप्रत्यक्षा ॥३॥ एवमिह ज्ञानशक्ति आत्मस्थैव हन्त लोकान्तम्। यदि परिच्छिनत्ति सम्यक् को नु विरोधो भवेत्तत्र ॥४॥

शाव्द वा स्यात्। न तावदनुमान तस्य तिङ्गिलिङ्गसम्बन्धस्मरणपूर्वकत्वात्। न च तस्य सवज्ञत्वऽनुमेय किञ्चिदव्यभिचारि लिङ्ग पश्याम। तस्यात्यन्तविप्रकृष्टत्वेन तत्प्रतिवद्धलिङ्गसम्बन्धग्रहणाभावात्।

अथ तस्य सवज्ञत्व विना जगद्वचित्र्यमनुपपद्यमान सवज्ञत्वमर्थादापादयति इति चेत् ? न, अविनाभावाभावात्। न हि जगद्वचित्री तत्सार्वज्ञ्य विनान्यथा नोपपन्ना। द्विविध हि जगत् स्थावरजङ्गमभेदात्। तत्र जङ्गमाना वैचित्र्य स्वोपात्तशुभाशुभकर्मपरिपाकवशेनव। स्थावराणा तु सचेतनानामियमेव गति। अचेतनाना तु तदुपभोगयोग्यतासाधनत्वेनानादिकालसिद्धमेव वैचित्र्यम् इति॥

## જ્ઞાનમાત્રથી સુખાદિનુ સવેદન અસિદ્ધ

આમ આ જ્ઞાન અશુચિમયસ્થળે કે નારકાદિસ્થાને જતુ ન હોવાથી તમારો ઉપાલભ યોગ્ય નથી વળી વસ્તુના જ્ઞાનમાત્રથી કઇ વસ્તુનો શુભાશુભ અનુભવ ઇષ્ટ નથી અશુચિનુ જ્ઞાન થવામાત્રથી તે અશુચિમા રહેલા ખરાબ રસાદિનો અનુભવ તમને પણ પ્રતીત નથી અન્યથા તો પુષ્પમાળા–ચદન–સ્ત્રી, સ્વાદિષ્ટભોજન વગેરેના ચિતનમાત્રથી જ તેના–તેના ભોગ દ્વારા પ્રાપ્ત થતા સુખાદિનો અનુભવ થશે અને જીવ તૃપ્ત થઇ જશે આમ ચિતનમાત્રથી જ ભોગ આદિ સિદ્ધ થતા હોય, તો તે–તે કાર્યની પ્રાપ્તિ માટે જે પ્રયત્ન કરાતો દેખાય છે, તે વ્યર્થ થઇ જશે એટલે સુખાદિ વગેરેના સવેદનમાટે જ્ઞાન આવશ્યક હોવા છતા જ્ઞાનમાત્રથી સુખવગેરેનુ સવેદન થાય, એ વાત અસિદ્ધ છે તેથી ઇશ્વરને જ્ઞાનદ્વારા સર્વવ્યાપી માનવામા દોષ નથી અને ઇશ્વરને અન્યરૂપે સર્વવ્યાપી માનવામા ઘણા દોષો છે

## "જ્ઞાનની શક્તિથી સર્વગતા"

**પૂર્વપક્ષ** – જો જ્ઞાન સ્વસ્થાનને છોડી વિષયના સ્થળે જતુ નથી, તો *'ઇશ્વર જ્ઞાનરૂપે સર્વવ્યાપી છે'* તે કથન વિરોધયુક્ત બનશે કેમ કે નિયતદેશમા રહેલા ઇશ્વરનુ જ્ઞાન પણ નિયતદેશમા જ રહેનારુ થશે અર્થાત્ ઇશ્વરનુ જ્ઞાન પણ સર્વવ્યાપી ન હોવાથી તે રૂપે પણ ઇશ્વર સર્વવ્યાપી નથી

**ઉત્તરપક્ષ** – અમે આગળ *"જ્ઞાનરૂપે ઇશ્વર સર્વગ છે એ સિદ્ધસાધન છે અર્થાત્ સિદ્ધ છે"* એમ જે બતાવ્યુ તે શક્તિમાત્રને અપેક્ષીને જાણવુ એટલે કે ભગવાનના જ્ઞાનની શક્તિના પ્રદર્શનમાત્રરૂપે તે વચન છે જેમ કે કોઇકની શાસ્ત્રવિષયક જ્ઞાનશક્તિને જોઇને *"આની બુદ્ધિ સર્વશાસ્ત્રોમા પ્રસરેલી છે"* એવુ વચન વ્યવહારમા સિદ્ધ છે આમ શક્તિરૂપે ભગવાનના જ્ઞાનને સર્વવ્યાપી માનવામા દોષ નથી અને જ્ઞાન જ્ઞાનીથી કથચિદ્ અભિન્ન હોવાથી ભગવાનને પણ તે રૂપે સર્વગ માનવામા વાધો નથી (અથવા તો ભગવાનનુ જ્ઞાન ત્રૈલોક્યગત સર્વવસ્તુવિષયક છે તેથી સર્વવસ્તુઓ જ્ઞાનના વિષય છે અર્થાત્ બધા ભાવોમા જ્ઞાનની વિષયતા છે આમ 'વિષયતા' સબધથી જ્ઞાન સર્વવસ્તુઓનો આશ્રય કરે છે તેથી 'વિષયતા' સબધથી જ્ઞાનનો ત્રણે લોકમા રહેલી વસ્તુ સાથે સસર્ગ હોવાથી જ્ઞાનવાન્ ભગવાન પણ સ્વ (આત્મા) વૃત્તિ (રહેનાર જ્ઞાન) વિષયતા સબધથી સર્વપદાર્થમા વ્યાપ્ત હોવાથી તે રૂપે ભગવાનને સર્વવ્યાપી માનવામા વાધો નથી)

**પૂર્વપક્ષ** – આ બધી પચાત કરવા કરતા જ્ઞાનને પ્રાપ્યકારી જ માનવામા લાઘવ છે

**ઉત્તરપક્ષ** – જ્ઞાનને પ્રાપ્યકારી માનવુ અનુચિત છે કારણ કે જ્ઞાન એ આત્માનો ગુણ છે=ધર્મ છે તેથી તે આત્માની બહાર જઇ ન શકે જો આત્માનો જ્ઞાનગુણ આત્મામાથી બહાર ચાલ્યો જાય તો આત્મા અચેતન બની જાય કેમકે આત્મામા રહેલુ ચૈતન્ય જ્ઞાનને આધીન છે (જ્ઞાનરૂપ લક્ષણ આત્મામા રહે તો ચૈતન્યરૂપ લક્ષ્ય આત્મામા રહી શકે જેમ કે જ્યાં સાસ્નાદિમત્વરૂપ લક્ષણ રહે ત્યા 'ગોત્વ' રૂપ લક્ષ્ય રહી શકે જ્ઞાન આત્મામાથી બહાર ચાલ્યુ જાય તો આત્મા લક્ષણહીન થશે અને લક્ષણહીન થવાથી ચૈતન્યરૂપ લક્ષ્યહીન પણ થઇ જશે તેથી આત્મા અચેતન બની જશે

नापि आगमस्तत्साधक । स हि तत्कृतोऽन्यकृतो वा स्यात्? तत्कृत एव चेत् तस्य सर्वज्ञता साधयति, तदा तस्य महत्त्वक्षति । स्वयमेव स्वगुणोत्कीर्तनस्य महतामनुचितत्वात्। अन्यच्च, तस्य शास्त्रकर्तृत्वमेव न युज्यते। शास्त्र हि वर्णात्मकम्। ते च ताल्वादिव्यापारजन्या । स च शरीरे एव सम्भवी। शरीराभ्युपगमे च तस्य, पूर्वोक्ता एव दोषा। अन्यकृतश्चेत्? सोऽन्य सर्वज्ञोऽसर्वज्ञो वा? सर्वज्ञत्वे तस्य द्वैतापत्त्या प्रागुक्ततदेकत्वाभ्युपगमबाध तत्साधक-प्रमाणचर्चायामनवस्थापातश्च । असर्वज्ञश्चेत्? कस्तस्य वचसि विश्वास ?

અને અચેતનપણુ એ અજીવનુ લક્ષણ છે આ લક્ષણ આત્મામા આવવાથી આત્મા પણ અજીવ બની જશે ) વળી ધર્મ ધર્મીથી રહિત (=નિરાશ્રય )ક્યાય દેખાયો નથી અર્થાત્ ગુણ કે પર્યાયરૂપ ધર્મો ધર્મીને આશ્રયીને જ રહે તેથી જ્ઞાનધર્મ આત્માને છોડી બહાર જાય તે અસભવ છે

**પૂર્વપક્ષ** - તમે ધર્મિમાથી ધર્મ નિષ્ક્રમણ કરી ન શકે એમ જે દર્શાવો છો, તે અસત્ છે અર્થાત્ ધર્મ ધર્મીમાથી બહાર પ્રસ્થાન કરી શકે છે જેમકે કિરણો સૂર્યના ગુણરૂપ છે આ ગુણરૂપ કિરણો સૂર્યમાથી નીકળી ને જગતમા ફેલાય છે, અને જગતને પ્રકાશે છે આ જ પ્રમાણે આત્માના જ્ઞાનરૂપી કિરણો આત્મામાથી નીકળી ને સર્વ પ્રમેય=જાણવા યોગ્ય પદાર્થો પર પથરાય છે અને તેઓનો બોધ કરાવે છે

## કિરણોની ગુણરૂપતા અસિદ્ધ

**ઉત્તરપક્ષ :-** કિરણો સૂર્યના ગુણ છે એ સિદ્ધાત જ અસિદ્ધ છે કારણ કે આ કિરણો તૈજસ પુદ્ગળરૂપ હોવાથી દ્રવ્યરૂપ છે અને પ્રકાશ એ કિરણોનો ગુણ છે વળી ગુણમા ગુણ રહી શકે નહિ એ ઉભયગત સમ્મત છે તેથી જે પ્રકાશાત્મકગુણ કિરણમા છે તે જ ગુણ કિરણને ગુણીદ્રવ્ય તરીકે સિદ્ધ કરે છે અને આ પ્રકાશ ગુણ કિરણરૂપ સ્વગુણીથી ભિન્ન ઉપલબ્ધ થતો નથી. દ્રવ્ય દ્રવ્યથી પૃથગ્ મળે તેમા વાધો નથી તેથી સૂર્યમાથી કિરણો નીકળીને જગતમા પથરાય છે તે સત્ય હોવા છતા તે દૃષ્ટાતથી ગુણ દ્રવ્યથી પૃથગ્ મળે એ વાત સિદ્ધ થતી નથી 'શ્રી ધર્મસગ્રહણિ' ગ્રથમા શ્રી હરિભદ્રસૂરીશ્વરજી એ આ પ્રમાણે કહ્યુ છે -

*"કિરણો દ્રવ્યરૂપ છે, ગુણરૂપ નથી તેમનો (=કિરણોનો) પ્રકાશ ગુણરૂપ છે દ્રવ્યરૂપ નથી (આ પ્રકાશગુણ કિરણ દ્રવ્યને છોડીને અન્યત્ર અલભ્ય છે તેમ) જ્ઞાન આત્માનો ગુણ છે તે કેવી રીતે આત્મારૂપ દ્રવ્ય વિના અન્યત્ર મળી શકે ? (૧) જ્ઞાન વિષયના દેશમા જઈને વિષયનો પરિચ્છેદ=બોધ કરતુ નથી પરતુ પોતાના આશ્રયસ્થાન-આત્મામા રહેવાપૂર્વક જ વિષયનો પરિચ્છેદ કરે છે કેમ કે આ જ્ઞાન અચિત્ય સામર્થ્યથી યુક્ત છે" ॥ ૨ ॥ (અહી દૃષ્ટાત આપે છે) જેમ લોહચુબકમા એવી શક્તિ છે કે પોતાના સ્થાનમા જ રહીને દૂર રહેલા લોખડને ખેચે છે આ કાર્ય પ્રત્યક્ષસિદ્ધ છે ॥ ૩ ॥ એ જ પ્રમાણે અહી જ્ઞાનશક્તિ આત્મામા જ રહેવાપૂર્વક લોકાતમા રહેલા પદાર્થનો સમ્યગ્ રીતે બોધ કરે તેમા કોઈ વિરોધ નથી ॥ ૪ ॥"*

## 'ઈશ્વરની સર્વજ્ઞતાનુ અપ્રામાણ્ય'

**પૂર્વપક્ષ** - અહી સર્વગ=સર્વજ્ઞ એવી વ્યાખ્યા કરવાની છે અર્થાત્ ઈશ્વર સર્વજ્ઞ છે તેમ સમજવુ

**ઉત્તરપક્ષ** - તમે ઈશ્વરમા સર્વજ્ઞતાનુ જ્ઞાન કયા પ્રમાણથી કર્યુ છે ? પ્રત્યક્ષથી કે પરોક્ષથી? 'પ્રત્યક્ષપ્રમાણથી કર્યુ છે ' એમ તો કહી શકો તેમ નથી કેમ કે , પ્રત્યક્ષજ્ઞાન ઈન્દ્રિય અને અર્થ (=વિષય) ના સન્નિકર્ષ (=સબધ)થી ઉત્પન્ન થાય છે તેથી જે જ્ઞેયવસ્તુ ઈન્દ્રિયના સબધમા ન આવે તેવુ અતીન્દ્રિય હોય છે, તેનુ પ્રત્યક્ષજ્ઞાન થઇ ન શકે ઈશ્વરગત જે જ્ઞાન છે તે પણ ઈન્દ્રિયસાથે સબધિત થઇ શકનારુ ન હોવાથી અતીન્દ્રિય છે તેથી તેનુ પ્રત્યક્ષ થઇ શકે નહી આ વાત સામાન્ય આત્માને અપેક્ષીને છે વિશિષ્ટ યોગીઓ અતીન્દ્રિય પદાર્થોનો બોધ કરી શકે પરતુ તેવા યોગીઓ અત્યારે દેખાતા નથી, તેથી ઈશ્વરગત જ્ઞાન પ્રત્યક્ષસિદ્ધ નથી

अपर च भवदभीष्ट आगम प्रत्युत तत्प्रणेतुरसर्वज्ञत्वमेव साधयति । पूर्वापरविरुद्धार्थवचनोपेतत्वात् । तथाहि "न हिंस्यात् सर्वभूतानि" इति प्रथममुक्त्वा, पश्चात् तत्रैव पठितम् → "षट्शतानि नियुज्यन्ते पशूना मध्यमऽहनि। अश्वमेधस्य वचनान्न्यूनानि पशुभिस्त्रिभि ॥"तथा "अग्नीषोमीय पशुमालभेत ।" "सप्तदश प्राजापत्यान् पशूनालभेत" इत्यादि वचनानि कथमिव न पूर्वापरविरोधमनुरुध्यन्ते।

પરોક્ષથી પણ ઇશ્વરની સર્વજ્ઞતાનો બોધ અસિદ્ધ છે પરોક્ષ પ્રમાણ અનુમાનરૂપ કે શાબ્દરૂપ હોઇ શકે તેમા અનુમાનથી પણ સર્વજ્ઞતાનો બોધ અશક્ય છે અનુમાનજ્ઞાન લિગ અને લિગીના સબધના સ્મરણપૂર્વક હોય છે અર્થાત્ વ્યાપ્તિજ્ઞાનપૂર્વક હોય છે (જેમ કે, "પર્વત અગ્નિવાળો છે કેમ કે ધૂમાડાવાળો છે" આ સ્થળે પ્રથમ ધૂમાડાની અગ્નિ સાથેની વ્યાપ્તિનુ સ્મરણ થાય છે કે જ્યા જ્યાં ધૂમાડો હોય છે ત્યા ત્યાં અગ્નિ હોય છે આ વ્યાપ્તિનુ ગ્રહણ રસોડા વગેરે સ્થળોએ આવો સબધ પ્રત્યક્ષ જોયા બાદ થાય છે આવી વ્યાપ્તિનુ એટલે કે આવા સબધનુ સ્મરણ થયા પછી જ પર્વત અગ્નિવાળો છે એવું અનુમાન થાય છે ) પ્રસ્તુતમા સર્વજ્ઞતા અનુમેય=ઇશ્વરરૂપ પક્ષમા સાધ્ય છે તેને સિદ્ધ કરવા માટે કોઇ અવ્યભિચારી લિગ અમને દેખાતુ નથી ઇશ્વર પોતે જ આપણાથી અત્યત દૂર છે હવે એ ઇશ્વરગત કોઇ વિશિષ્ટ ગુણ–આદિનુ પ્રત્યક્ષ થાય, તો તે ઇશ્વરની સર્વજ્ઞતા માટે લિગ બને પરતુ તે પ્રત્યક્ષ આપણા માટે શક્ય નથી કેમકે ઇશ્વર અને તેના ગુણ વગેરે આપણા માટે અતીન્દ્રિય છે તેથી ઇશ્વરની સર્વજ્ઞતા સાથે પ્રતિબદ્ધ એવા વિશિષ્ટ ગુણાદિરૂપ લિગનો ઇશ્વરમા સબધ ગ્રહણ થતો ન હોવાથી અનુમાન દ્વારા ઇશ્વરની સર્વજ્ઞતા સિદ્ધ થતી નથી

## જગતની વિચિત્રતામા સર્વજ્ઞતા અકારણ

પૂર્વપક્ષ – ઇશ્વર જો સર્વજ્ઞ ન હોય, તો જગતમા જે વૈચિત્ર્ય દેખાય છે, તે અનુપપન્ન બની જશે એક બાજુ પર્વત હોય અને બીજી બાજુ ઊડી ખીણ હોય, એક જ માના બે છોકરામા એક બુદ્ધિશાળી હોય અને બીજાને બુદ્ધિ સાથે બારમો ચદ્રમા હોય, વગેરે વિચિત્રભાવોનો ઉત્પાદક ઇશ્વર છે જો આ વિચિત્રભાવો માટે કોઇ નિયામક ન માનીએ તો વિચિત્રતા અનુપપન્ન થઇ જાય અને આવો નિયામક ઇશ્વર સર્વભાવોનો જ્ઞાતા ન હોય, તો વિચિત્રતા બનાવી ન શકે, કેમકે જ્ઞાન અને ઇચ્છાપૂર્વક કૃતિ=પ્રયત્ન છે તેથી આ દેખાતી વિચિત્રતા અન્યથા અનુપપન્ન થવા દ્વારા અર્થાપત્તિથી ઇશ્વરની સર્વજ્ઞતાને સિદ્ધ કરે છે

ઉત્તરપક્ષ – આ સગત નથી જગતની વિચિત્રતાને ઇશ્વરની સર્વજ્ઞતાસાથે અવિનાભાવ નથી (અવિનાભાવ – જેના વિના જે ભાવ ઉપપન્ન થઇ ન શકે તે ભાવનો તે ભાવ સાથે અવિનાભાવ હોય છે જેમ કે અગ્નિ વિના ધૂમાડો ઉપપન્ન થતો નથી તેથી ધૂમાડાનો અગ્નિ સાથે અવિનાભાવ છે ઉપપન્ન થવુ → ઉત્પત્તિ યુક્તિથી સિદ્ધ થવી ) જગતની વિચિત્રતા ઇશ્વરમા સર્વજ્ઞતા ન હોય તો ઉપપન્ન થઇ શકે જ નહિ એવુ નથી અર્થાત્ જગતની વિચિત્રતા ઇશ્વરની સર્વજ્ઞતા વિના પણ ઉપપન્ન છે જ તે આ પ્રમાણે→ આ જગત્ બે વિભાગમા વહેચાયેલુ છે (૧)જંગમ=ત્રસ અને (૨)સ્થાવર એમા જે ત્રસ છે તેઓ માત્ર જીવરૂપ છે આ જીવોમા જે વિચિત્રતા છે, તે પોતપોતાના શુભાશુભકર્મોના ઉદયની વિચિત્રતાને આધારે છે જે સ્થાવર છે તેમા બે વિભાગ છે (૧)જીવ અને (૨)અજીવ એમા જે જીવો છે–તેઓની વિચિત્રતા ત્રસજીવોની જેમ જ સમજવી જે અચેતન પદાર્થો છે તે બધા ત્રસ–સ્થાવર જીવોના શુભાશુભ કર્મોના ઉપભોગમાટેની યોગ્યતાના સાધનરૂપ છે તેથી તેઓમા વિચિત્રતા આવે છે અર્થાત્ જીવના વિચિત્ર કર્મોદયથી જ તેવા પ્રકારની વિચિત્ર જડસામગ્રી સર્જાય છે કે, જે સામગ્રીની સહાયથી જીવ તેવા પ્રકારના કર્મોદયનો ઉપભોગ કરી શકે આમ જીવની શુભાશુભ ઉપભોગની

१ एतरय (ध–१३) ॥ २ तैत्तरीयसहिता – १–८ ॥

तथा 'नानृतं ब्रूयात्' इत्यादिनाऽनृतभाषणं प्रथमं निषिध्य पश्चात् "ब्राह्मणार्थेऽनृतं ब्रूयात्"[1] इत्यादि। तथा → "[2]न नर्मयुक्तं वचनं हिनस्ति न स्त्रीषु राजन्! न विवाहकाले। प्राणात्यये सर्वधनापहारे पञ्चानृतान्याहुरपातकानि"। तथा "परद्रव्याणि लोष्ठवत्" इत्यादिना अदत्तादानमनेकधा निरस्य पश्चादुक्तम् → "[3]यद्यपि ब्राह्मणो हठेन परकीयमादत्ते छलेन वा तथापि तस्य नादत्तादानम्। यतः सर्वमिदं ब्राह्मणेभ्यो दत्तम्। ब्राह्मणानां तु दौर्बल्याद् वृषला परिभुञ्जते। तस्मादपहरन् ब्राह्मणः स्वमादत्ते स्वमेव ब्राह्मणो भुङ्क्ते स्वं वस्ते स्वं ददाति" इति ॥ तथा "[4]अपुत्रस्य गतिर्नास्ति" इति लपित्वा, "[5]अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम्। दिवं गतानि विप्राणामकृत्वा कुलसन्ततिम् ॥" इत्यादि। कियन्तो वा दधिमाषभोजनात् कृपणा (कृष्णा ?) विवेच्यन्ते। तदेवमागमोऽपि न तस्य सर्वज्ञतां वक्ति। किञ्च, सर्वज्ञः सन्नसौ चराचरं चेद् विरचयति, तदा जगदुपप्लवकरणवैरिणः पश्चादपि कर्तव्यनिग्रहान् सुरवैरिणः एतदधिक्षेपकारिणश्चास्मदादीन् किमर्थं सृजति ? इति। तन्नायं सर्वज्ञः ।

યોગ્યતાના સાધન તરીકે તેઓની વિચિત્રતા પણ અનાદિસિદ્ધ છે. આમ જગતમાં રહેલી સર્વ વસ્તુઓની વિચિત્રતા સિદ્ધ થઇ જાય છે. તેથી તેની ઉપપત્તિમાટે સર્વજ્ઞ એવા ઈશ્વરને માનવાની આવશ્યકતા નથી.

## સર્વજ્ઞતા આગમથી અસાધ્ય

આગમથી પણ ઈશ્વરની સર્વજ્ઞતા સિદ્ધ નથી. તે આ પ્રમાણે → આગમના રચયિતા કોણ ? ઈશ્વર પોતે કે બીજો કોઇ ? જો ઈશ્વરને આગમના કર્તા માનશો તો ઈશ્વરના સર્વજ્ઞતા વગેરે વિશિષ્ટગુણોને આગમ દ્વારા ઈશ્વર પોતે જ બતાવનાર થયો. અર્થાત્ જો ઈશ્વર સ્વકૃત આગમ દ્વારા પોતાના જ ગુણોનું ઉત્કીર્તન કરશે, તો ઈશ્વરમાં 'મહત્તા' નહીં આવે. કેમ કે મહાન્ પુરુષો પોતાના ગુણો સ્વમુખે ગાતા નથી. વળી ઈશ્વર શાસ્ત્રોના કર્તા છે તે વાત બુદ્ધિમાં બેસે એવી નથી. શાસ્ત્ર એ 'અ' વગેરે વર્ણમય છે અને વર્ણોની ઉત્પત્તિ તાલુ વગેરેના વ્યાપારથી ઉદ્ભવે છે. આવા વ્યાપારો શરીરમાં જ સંભવી શકે. શરીર વિના આવી ચેષ્ટાઓ સંભવી ન શકે. હવે શાસ્ત્રકર્તા ઈશ્વરને સશરીર માનવામાં તો પૂર્વોક્તદોષો છે. તેથી ઈશ્વરને સશરીર માની ન શકાય. તેથી, ઈશ્વરને વર્ણાત્મકશાસ્ત્રોના રચયિતા તરીકે પણ માની શકાય નહિ.

**પૂર્વપક્ષ** - આ શાસ્ત્રોની રચના ઈશ્વરે નથી કરી, પણ પૂર્વના મહર્ષિ વગેરે અન્યોએ કરી છે. તેઓ સશરીર હોવાથી શાસ્ત્રનિર્માણ કરે તેમાં દોષ નથી.

**ઉત્તરપક્ષ** - એ શાસ્ત્ર રચનારા ઋષિઓ સર્વજ્ઞ હતા કે અસર્વજ્ઞ ? જો '*શાસ્ત્ર રચનારાઓ સર્વજ્ઞ છે*' એમ માનશો તો બે ઈશ્વર માનવા પડશે, કેમકે તમારા મતે ઈશ્વર સિવાય બીજો કોઇ સર્વજ્ઞ હોઇ ન શકે. તેથી તમારા એક ઈશ્વરનો અભ્યુપગમ બાધિત થઇ જશે. વળી ઈશ્વરને સર્વજ્ઞ તરીકે સિદ્ધ કરવાની ચર્ચામાં તમે બીજા સર્વજ્ઞની કલ્પના કરી. એની સર્વજ્ઞતા પૂર્વોક્ત રીતે સિદ્ધ કરવા માટે વળી ત્રીજા સર્વજ્ઞને કલ્પો. આમ ઘણા સર્વજ્ઞોની કલ્પના કરવાની રહેશે, તેથી અનવસ્થાદોષ આવશે. જો આ શાસ્ત્રકર્તા સર્વજ્ઞ નથી, એમ માનશો તો તેના વચનપર કોણ વિશ્વાસ કરશે ? કારણ કે અસર્વજ્ઞના આગમો પ્રત્યક્ષાદિથી બાધિત થઇ શકતા હોવાથી વ્યભિચારી હોય છે. તેથી આવા અસર્વજ્ઞના આગમ દ્વારા ઈશ્વરની સર્વજ્ઞતા પ્રમાણભૂત બનતી નથી.

---

१ आपस्तम्भसूत्रे ॥

२ उद्वाहकाले रतिसम्प्रयोगे प्राणात्यये धनापहारे। विप्रस्य चार्थे ह्यनृतं वदेयुः पञ्चानृतान्याहुरपातकानि ॥ "इति वसिष्ठधर्मसूत्रे १३-३५॥

३ सर्वं स्वं ब्राह्मणस्येदं यत्किञ्चिज्जगतीगतम्। श्रैष्ठ्येनाभिजनेनेदं सर्वं वै ब्राह्मणोऽर्हति ॥ स्वमेव ब्राह्मणो भुङ्क्ते स्वं वस्ते स्वं ददाति च। आनृशंस्याद् ब्राह्मणस्य भुञ्जते हीतरे जनाः ॥ इति पाठः मनुस्मृतौ १-१००-१०१ ॥

४ देवीभागवते ॥ ५ आपस्तम्भसूत्रे ॥

तथा स्ववशत्व=स्वातन्त्र्यम्। तदपि तस्य न क्षोदक्षमम्। स हि यदि नाम स्वाधीन सन् विश्व विधत्त, परमकारुणिकश्च त्वया वर्ण्यते, तत्कथ सुखितदु खिताद्यवस्थाभेदवृन्दस्थपुटित घटयति भुवनम्? एकान्तशर्मसम्पत्कान्तमेव तु कि न निमिमीते? अथ जन्मान्तरोपार्जिततत्तत्तदीयशुभाशुभकर्मप्रेरित सन् तथा करोतीति, दत्तस्तर्हि स्ववशत्वाय जलाञ्जलि ॥

कर्मजन्ये च त्रिभुवनवैचित्र्ये शिपिविष्टहेतुकविष्टपसृष्टिकल्पनाया कष्टकल्पतात्वाद् अस्मन्मतमेवाङ्गीकृत प्रेक्षावता। तथाचायातोऽय 'घट्टकुट्या प्रभातम्'[1] इति न्याय। किञ्च प्राणिना धर्माधर्मौ अपेक्षमाणश्चेदय सृजति, प्राप्त तर्हि यदयमपेक्षत तन्न करोति, इति। न हि कुलालो दण्डादि करोति। एव कर्मापेक्षश्चेद् ईश्वरो जगत्कारण स्यात् तर्हि कर्मणि ईश्वरत्वम् ईश्वरेऽनीश्वर स्याद् इति ॥

## વેદ-આગમમા પૂર્વાપરવિરોધિના-પ્રાણાતિપાન

વળી તમને ઈષ્ટ એવા આગમો તો તે આગમોના કર્તા અસર્વજ્ઞ છે, એ વાતને જ પુરસ્કૃત કરે છે કારણ કે આગમના વચનો પૂર્વાપર વિરુદ્ધ અર્થના પ્રતિપાદક છે

અહી સૌ પ્રથમ પ્રાણાતિપાત=હિંસાવિષયક વિરુદ્ધાર્થક વચનો બતાવે છે એ આગમમા પ્રથમ *"સર્વભૂત=જીવોની હિસા ન કરવી જોઈએ"* ઈત્યાદિ હિંસાનિષેધક વચનો બતાવ્યા પછી તેમા જ *"અશ્વમેધ યજ્ઞના મધ્યમ દિવસે ૫૯૭ (૬૦૦-૩) પશુઓનો વધ કરવો જોઈએ"* તથા *"અગ્નિ અને સોમ(યજ્ઞ)સબધી પશુઓનો વધ કરવો જોઈએ"* તથા *"પ્રજાપતિ સબધી યજ્ઞમા સત્તર પશુઓ વધ્ય છે"* ઈત્યાદિ હિંસાસૂચક વચનો બતાવ્યા તેથી અહી પૂર્વાપર વિરોધ શુ નથી? અર્થાત્ આ વચનો પૂર્વાપર વિરોધવાળા છે આમ પ્રાણાતિપાતવિષયક વિરોધી વચનો બતાવ્યા

## મૃષાવાદ-અદત્તાદાન વિષયક વિરુદ્ધ વચનો

તથા *"અસત્ય વચન બોલવુ ન જોઈએ"* વગેરે વચનોથી અસત્ય ભાષણનો પ્રથમ નિષેધ કર્યો, પછી *"બ્રાહ્મણને માટે અસત્ય બોલવુ જોઈએ"* વગેરે તથા *"હે રાજન્! હાસ્યયુક્ત, સ્ત્રી સાથે ક્રીડા વખતે, તથા વિવાહના પ્રસગે, તથા પ્રાણના નાશ વખતે, તથા સર્વધનના અપહરણ વખતે, પાચ વખતે વચનો અસત્ય હોય તો પણ પાપ લગાડતા નથી"* ઈત્યાદિ અસત્ય સમર્થક વચનો બતાવ્યા આમ મૃષાવાદના વિષયમા પરસ્પર વિરોધી વચનો બતાવ્યા

તથા *"પારકાનુ ધન પત્થર સમાન છે"* એમ અનેક પ્રકારે અદત્તાદાનનો પ્રથમ નિષેધ કર્યો અને પછી *"બ્રાહ્મણને અદત્તાદાન લાગતુ નથી કેમકે ઈશ્વરે આ બધુ જ બ્રાહ્મણોને અર્પણ કર્યુ છે બ્રાહ્મણોની દુર્બળ-તાથી શૂદ્રો તેનો ઉપભોગ કરે છે, તેથી જ બ્રાહ્મણ તે શૂદ્રો પાસેથી તે ધન વગેરે હરી લે તો પણ તે બ્રાહ્મણ પોતાનુ જ ગ્રહણ કરે છે પોતાનુ જ ભોગવે છે, પોતાનુ જ પહેરે છે અને પોતાનુ જ આપે છે"* ઈત્યાદિ અદત્તાદાનપોષક વચનો બતાવ્યા આ પ્રમાણે અદત્તાદાનવિષયક પૂર્વાપર વિરોધ સૂચિત કર્યો

## મૈથુન આદિમા વિરોધી વચનો

તથા *"પુત્રથી રહિતની પરલોકમા ગતિ=સદ્ગતિ નથી"* એમ કહીને પછી *"કુમારપણાથી જ બ્રહ્મચારી એવા હજારો બ્રાહ્મણો કુલસતતિ=પુત્રોને ઉત્પન્ન કર્યા વિના જ દેવલોકને પામ્યા છે"* આ વચનદ્વારા પરલોકમા સદ્ગતિ બતાવી આમ અહી પણ પૂર્વાપર વિરોધ બતાવ્યો દહિ અને અડદના ભોજનથી કેટલા

१ उदग्यासिद्धिप्रतीतस्थलऽय न्याय युज्यन तदथश्चायम्—'कश्चित् शाकटिक मार्गे राजदेय द्रव्य दातुमनिच्छन्मार्गान्तर समासादयति, पर रात्रौ भ्रष्टमार्ग प्रभात राजग्राह्यद्रव्यग्राहिकुटीसन्निधावेवागच्छति। तेन तदुद्देश्य न सिध्यतीति।

तथा नित्यत्वमपि तस्य स्वगृह एव प्रणिगद्यमान हृद्यम्। स खलु नित्यत्वेनेकरूप सन् त्रिभुवनसर्गस्वभावोऽतत्स्वभावो वा? प्रथमविधाया जगन्निर्माणात् कदाचिदपि न उपरमेत । तदुपरमे तत्स्वभावत्वहानि । एव च सर्गक्रियाया अपर्यवसानादेकस्यापि कार्यस्य न सृष्टि । घटो हि स्वारम्भक्षणादारभ्य परिसमाप्तेरुपान्त्यक्षण यावद् निश्चयनयाभिप्रायेण न घटव्यपदेशमासादयति। जलाहरणाद्यर्थक्रियायामसाधकतमत्वात्।

કૃપણોને સતોષ પમાડી શકાય ? અથવા દહિં અને અડદના ભોજનમાથી કેટલા કાળાને જૂદા પાડવા ? (અડદ કાળા હોય છે ) અર્થાત્ તમારા આગમમા કેટલા દૂષણો બતાવવા ? ટૂકમા, આ આગમો પણ ઈશ્વરની સર્વજ્ઞતા સિદ્ધ કરતા નથી વળી જો સર્વજ્ઞ ઈશ્વર આ ચરાચર જગતને રચે છે, એમ હોય તો આ જગતને ઉપદ્રવ કરનારાઓને, તથા પછી પણ જેઓનો નિગ્રહ આવશ્યક છે તેવા અસુરોને, તથા તે જ ઈશ્વરનો તિરસ્કાર કરનારા અમારા જેવાઓને ઈશ્વર શા માટે પેદા કરે છે ? અર્થાત્ પોતાના જ્ઞાનદ્વારા પ્રથમથી જ તેવાઓને ઓળખીને ઈશ્વરે તેવાઓનુ સર્જન કરવુ ન જોઇએ પણ તેમ થતુ દેખાતુ નથી તેથી સિદ્ધ થાય છે કે ઈશ્વર સર્વજ્ઞ નથી

## ઈશ્વરની સ્વતત્રતાનુ નિરાકરણ

તથા ' *ઈશ્વર સ્વવશ અર્થાત્ સ્વતત્ર છે* ' તે તર્ક પણ યુક્તિક્ષમ નથી સ્વાધીન અને પરમકારુણિક ઈશ્વર જગતનુ સર્જન કરે છે, એવો તમારો અભિપ્રાય છે જો કારુણિક ઈશ્વર સ્વાધીનપણે સર્વજગતને ઉત્પન્ન કરે છે તો તે ઈશ્વરે સુખિત–દુ ખિતવગેરે અનેક અવસ્થાઓના સમૂહથી વ્યાપ્ત એવા જગતની રચના શુ કામ કરી ? સર્વથા સુખ–શાતિ અને સપત્તિથી પૂર્ણ અને અત્યત મનોહર જગતની રચના કરવા પણ તે ઈશ્વર સમર્થ હતો, છતા તેણે તેવી મનોહર સૃષ્ટિ શુ કામ ન રચી ? ખરેખર અહી ઈશ્વરની નિર્દયતા તથા પક્ષપાત જ સિદ્ધ થાય છે

**પૂર્વપક્ષ** – ઈશ્વર પોતે તો પરમકૃપાળુ જ છે પરતુ જીવના જ પૂર્વજન્મના ઉપાર્જિત શુભાશુભ કર્મથી પ્રેરાઇને ઈશ્વરને આવી વિચિત્ર સૃષ્ટિ રચવી પડી જીવ પૂર્વજન્મના શુભકર્મના ફળને ભોગવી શકે તે માટે સ્વર્ગાદિ તથા અશુભકર્મના ફળને ભોગવી શકે તે માટે નરકાદિની રચના તથા સુખ–દુ ખના સાધનોની રચના ઈશ્વર કરે છે અને જીવોને સ્વ–સ્વકર્માનુસારે સુખ–દુ ખ આપે છે

**ઉત્તરપક્ષ** .– તો પછી સર્યુ ઈશ્વરના સ્વાધીનપણાથી ! જો ઈશ્વર સ્વતત્રપણે સુખાદિ આપી શકતો ન હોય, પરતુ બીજાની અપેક્ષા રાખતો હોય તો તે ઈશ્વર પોતાના કાર્યે માટે સ્વવશ નથી તેથી પરાધીન એવા તેની વ્યર્થ કલ્પનાથી પણ સર્યુ

## કર્મની ઈશ્વરતા

વળી જો ત્રણ ભુવનની વિચિત્રતા કર્મજન્ય છે, તો મહેશ્વરે આ વિશ્વની સૃષ્ટિ રચી એવી કલ્પના કષ્ટદાયક બનશે અને બુદ્ધિમાન તમે અમારા મતનો સ્વીકાર કર્યો છે, તેમ મનાશે તેથી અહી 'ઘટકુટ્યા પ્રભાતમ્' ન્યાય પ્રાપ્ત થાય છે (આ ન્યાયનો અર્થ → કોઇક વ્યક્તિ કરયોગ્ય વસ્તુના કરને ભર્યા વિના શહેરમા પ્રવેશવા ઇચ્છે છે તેથી કર ભરવાના સ્થાનવાળા માર્ગને છોડી બીજા માર્ગથી જવા પ્રયત્ન કરે છે પણ રાત પડવાથી માર્ગભ્રષ્ટ થવાથી સવારે ભમતો ભમતો તે સ્થાને જ આવી પહોચે છે તેની જેમ જ્યા પ્રયત્ન કરવા છતા પોતાનો ઉદ્દેશ સિદ્ધ થતો નથી ત્યા આ ન્યાય પ્રાપ્ત થાય છે ) અહી જગતની વિચિત્રતા સિદ્ધ કરવા અમે કર્મને માનીએ છીએ તમે એ માટે ઈશ્વરને સિદ્ધ કરવા ઘણો પ્રયત્ન કર્યો પણ તમારો ઉદ્દેશ સિદ્ધ ન થયો અને અતે અમારા મતમા આવવુ પડ્યુ તેથી તમને પણ આ ન્યાય લાગુ પડે છે વળી જીવોના ધર્મ અને અધર્મની અપેક્ષા રાખીને જો ઈશ્વર વિચિત્રતા

अतत्स्वभावपक्षे तु न जातु जगन्ति सृजेत् तत्स्वभावायोगाद् गगनवत्। अपि च तस्य एकान्तनित्यस्वरूपत्वे सृष्टिवत् सहारोऽपि न घटते। नानारूपकार्यकरणेऽनित्यत्वापत्ते। स हि येनैव स्वभावेन जगन्ति सृजेत् तेनैव तानि सहरेत् स्वभावान्तरेण वा? तेनैव चेत्? सृष्टिसहारयोर्यौगपद्यप्रसङ्ग, स्वभावाभेदादेकस्वभावात् कारणादनेकस्वभाव-कार्योत्पत्तिविरोधात्। स्वभावान्तरेण चेत्? नित्यत्वहानि। स्वभावभेद एव हि लक्षणमनित्यताया। यथा पार्थिवशरीरस्याहारपरमाणुसहकृतस्य प्रत्यहमपूर्वापूर्वोत्पादेन स्वभावभेदादनित्यत्वम्। इष्टश्च भवता सृष्टिसहारयो शम्भौ स्वभावभेद, रजोगुणात्मकतया सृष्टौ, तमोगुणात्मकतया सहरणे, सात्त्विकतया च स्थितौ, तस्य व्यापारस्वीकारात्। एव च अवस्थाभेद, तद्भेदे चावस्थावतोऽपि भेदाद् नित्यत्वक्षति ॥

કરે છે, તો એક નિયમ છે કે, જેને જેની અપેક્ષા હોય તે તેને કરે નહી જેમકે કુભારને ઘડા પ્રત્યે દંડની અપેક્ષા છે તો કુભાર દંડને બનાવતો નથી એમ ઈશ્વરને જગત્ની વિચિત્રતા માટે ધર્માધર્મરૂપ કર્મની અપેક્ષા છે તેથી *'ઈશ્વર કર્મને બનાવતો નથી'* એમ સિદ્ધ થાય છે અર્થાત્ કર્મ પોતે ઈશ્વરાધીન નથી, પરતુ ઈશ્વર કર્મને આધીન છે અને જે સ્વવશ હોય તે ઈશ્વર કહેવાય તેથી તમારે હિસાબે પણ જો ઈશ્વર કર્મની અપેક્ષા રાખીને જગતનુ કારણ છે, તો ખરેખર ઈશ્વર તો કર્મ જ છે, અને તમે કલ્પેલો ઈશ્વર પોતે ઈશ્વર નથી આમ ઈશ્વર સ્વતન્ત્ર પણ સિદ્ધ થતો નથી

## 'ઈશ્વરની નિત્યતાનુ વારણ'

એવ *'ઈશ્વર નિત્ય છે'* એવુ વચન પણ તમારા મતમા જ શોભે છે પરવાદી સાથેના વિવાદમા શોભા પામતુ નથી હમેશા એકરૂપવાળો આ ઈશ્વર ત્રણભુવનને ઉત્પન્ન કરવાનાં સ્વભાવવાળો છે કે તેવા સ્વભાવનો નથી ? જો ઈશ્વર *"ત્રિભુવન સર્જન કરવાના સ્વભાવવાળો છે"* એમ કહેશો તો સતત જગતનુ નિર્માણ જ થયા કરવુ જોઈએ વસ્તુનો વિનાશ વગેરે થવુ ન જોઈએ, અને તેથી જગત વસ્તુઓથી ભરાઈ જવુ જોઈએ, છલકાઈ જવું જોઈએ જો આ ભયથી ઈશ્વર તે જગતના નિર્માણના કાર્યમાથી અટકી જશે, તો તેનો નિર્માણનો સ્વભાવ નહી રહે, કેમકે સ્વભાવ વિરુદ્ધ કાર્ય ન થાય તેથી ઈશ્વર જો નિર્માણરૂપ કાર્ય ન કરે, તો તેનો તેવો સ્વભાવ પણ ન રહેવાથી તે ઈશ્વર નિર્માણસ્વભાવવાળા તરીકે અસિદ્ધ થશે તથા એકસ્વભાવી નિત્ય ઈશ્વરે ઉપાડેલી સર્જનક્રિયા સતત ચાલુ રહેતી હોવાથી એકપણ કાર્ય સૃષ્ટ=પૂર્ણ થશે નહી કારણ કે નિશ્ચયનયની અપેક્ષાએ કોઈપણ કાર્ય તે ક્રિયાના ચરમ સમયે જ થાય છે અર્થાત્ ક્રિયાકાળ અને કાર્યકાળ એક જ સમયે હોય નિશ્ચયનયની અપેક્ષાએ કુભાર ઘડો બનાવવાની ક્રિયા આરભે ત્યારથી માડી તે કાર્યના દ્વિચરમ સમય સુધી ઘટ બનાવવાની ક્રિયા થતી નથી આ નયની અપેક્ષાએ ચરમ સમયે જ ઘટની ક્રિયા થાય છે. અને ઘટ બને છે તેની પહેલાના કાર્યો 'પાણી ધારણ કરવુ' વગેરે ઘટના કાર્યો કરવામા અસમર્થ છે તેથી ઘટની જે અર્થક્રિયા છે, તે અર્થક્રિયા તેઓમા ન હોવાથી તેઓ 'ઘટ' વ્યપદેશ પામી ન શકે

શકા – ઘટની પહેલા થયેલા કાર્યો ઘટકાર્યમા કારણ બને છે તેથી ઉપચારથી પાણી ધારણ વગેરે અર્થક્રિયા કરી શકે છે

સમાધાન – નિશ્ચયનય કાર્યમા સાધકતમ કારણ હોય તેને જ કારણ તરીકે માને છે અને જે સાક્ષાત્ કાર્ય કરે તે જ સાધકતમ કહેવાય ઘટની પહેલાના કાર્યો પાણી લાવવામા સાક્ષાત્ કારણ ન હોવાથી સાધકતમ સાધન બનતા નથી માટે પહેલાના બધા કાર્યો 'ઘટ' વ્યપદેશ પામી શકતા નથી તથૈવ, અહી પણ જ્યા સુધી ક્રિયા ચાલતી હોય, ત્યા સુધી કાર્યનો વ્યપદેશ કરી શકાય નહિ સર્જનક્રિયામા દરેક ક્ષણે જૂદા–જૂદા કાર્યો થતા

अथास्तु नित्यस्तथापि कथ सततमेव सृष्टौ न चेष्टते। इच्छावशात् चेत्? ननु ता अपीच्छा[1] स्वसत्तामात्रनिबन्धनात्मलाभा सदैव कि न प्रवर्तयन्तीति स एवोपालम्भ । तथा शम्भोरष्टगुणाधिकरणत्वे कार्यभेदानुमेयाना तदिच्छानामपि विषमरूपत्वाद् नित्यत्वहानि केन वार्यते ?॥

હોવા છતા તે બધા કાર્યો ક્ષણિક છે, અને અપેક્ષિત કાર્યનુ જે અર્થક્રિયાકારિપણુ છે; તેનો તેઓમા અભાવ છે તેથી પરમાર્થથી તેઓ કાર્યરૂપ ગણાય નહી, અને આ સર્જનક્રિયા કદી અટકવાની નથી તેથી ક્રિયાના ચરમ સમયે નિષ્પન્ન થનાર અને સ્વઅર્થક્રિયાકારી એવા કાર્યનો હમેશા અભાવ આવશે તેથી ત્યાસુધી ઈશ્વરને વિધાતા કહી શકાય નહિ

### ઈશ્વરમા નિત્યતાની હાનિ

*'ઈશ્વરનો સૃષ્ટિસર્જન કરવાનો સ્વભાવ નથી'* આ વિકલ્પ અસગત છે કેમકે તેનો આવો સ્વભાવ ન હોય તો તે સૃષ્ટિનુ સર્જન પણ કરી ન શકે *'જેનામા જે કાર્ય કરવાનો સ્વભાવ નથી તે કાર્યને તે કરી ન શકે'* આકાશમા સૃષ્ટિસર્જનનો સ્વભાવ નથી તો આકાશ સૃષ્ટિસર્જનનુ કાર્ય કરતુ નથી આ જ નિયમ ઈશ્વરને પણ લાગુ પડશે આ જ પ્રમાણે ઈશ્વર એકાતનિત્યરૂપવાળો હોઇ ઈશ્વર સહાર કરે તે સભવતુ નથી કારણ કે જૂદા–જૂદા સ્વરૂપવાળા કાર્યો કરવામા તો ઈશ્વરને અનિત્ય થવાની આપત્તિ આવશે–તે આ પ્રમાણે → *'ઈશ્વર જે સ્વભાવથી જગતને બનાવે છે તે જ સ્વભાવથી જગતનો સહાર કરે છે'* એવો અભ્યુપગમ કરશો, તો સર્જન અને સહાર આ બન્ને કાર્ય એક સાથે થશે કારણકે બન્નેમા સ્વભાવનુ ઐક્ય છે વળી બન્ને કાર્ય એકરૂપ જ થશે કેમ કે એક સ્વભાવથી અનેક સ્વભાવવાળા કાર્યોની ઉત્પત્તિમા વિરોધ છે માટે સૃષ્ટિ અને સહાર એ વિરોધી સ્વભાવવાળા હોવાથી એક જ સ્વભાવથી થઇ ન શકે 'ઈશ્વર સહાર બીજા સ્વભાવથી કરે છે' એમ માનશો તો ઈશ્વર નિત્ય નહિ રહે કારણ કે સ્વભાવભેદ અનિત્યતાનુ લક્ષણ છે દૃષ્ટાત . આહારપુદ્ગળોના સહકારથી શરીર દરરોજ ભિન્ન ભિન્ન આકારને ધારણ કરવારૂપ અપૂર્વતા પામે છે આ અપૂર્વતા સ્વભાવભેદ વિના ન સભવે આમ સ્વભાવભેદથી અનિત્યતા સુસગત બને છે અર્થાત્ શરીરમા દરરોજ થતા નવા નવા કાર્યો સ્વભાવભેદ વિના અસિદ્ધ છે, તેથી જ શરીરની અનિત્યતા પણ માન્ય છે તે જ પ્રમાણે તમને પણ સૃષ્ટિ અને સહાર કાર્યમા શભુ=ઈશ્વરના સ્વભાવનો ભેદ ઈષ્ટ જ છે કારણ કે તમારા મતે ઈશ્વર સૃષ્ટિમાટે રજોગુણાત્મકરૂપે, સહારમાટે તમોગુણાત્મકરૂપે અને સ્થિતિમાટે સાત્વિકગુણાત્મક રૂપે પ્રવૃત્તિ કરે છે અર્થાત્ સર્જન રજોગુણનુ, સહાર તમોગુણનુ અને સ્થિતિ સત્ત્વગુણનુ કાર્ય છે આ જૂદા–જૂદા ગુણો જૂદા–જૂદા સ્વભાવરૂપ છે આમ તેવા તેવા સ્વભાવથી સર્જનાદિ ભિન્ન–ભિન્ન અવસ્થા આવતી હોવાથી અવસ્થાભેદથી અવસ્થાવાન (ઈશ્વર)પણ ભિન્ન થાય છે અને આવો ભેદ અનિત્યતા વિના સભવે નહી, તેથી તમારા ઈશ્વરની નિત્યતામા ક્ષતિ છે

### નિત્ય ઈચ્છાથી નિત્યસર્જનની આપત્તિ

અથવા તે ઈશ્વર ભલે નિત્ય હો, તો પણ તે હમેશા સર્જનની પ્રવૃત્તિ શુ કામ કરતો નથી ?

**પૂર્વપક્ષ** – ઈશ્વર સ્વેચ્છાથી કાર્ય કરે છે, અર્થાત્ સર્જનની ઇચ્છા થાય તો સર્જનની પ્રવૃત્તિ કરે, અને સર્જનની ઇચ્છા ન થાય તો સર્જન ન કરે

**ઉત્તરપક્ષ** – આ ઇચ્છાઓ કયા હેતુથી ઉત્પન્ન થઇ ? અહી બીજો કોઇ હેતુ બતાવી શકો તેમ નથી કેમ

१ बुद्धीच्छाप्रयत्नसख्यापरिमाणपृथक्त्वसयोगविभागाख्या अष्टौ गुणा ।

किञ्च, प्रेक्षावता प्रवृत्ति स्वार्थकरु णाभ्या व्याप्ता। ततश्चाय जगत्सर्गे व्याप्रियते स्वार्थात् कारुण्याद् वा ? न तावत् स्वार्थात्, तस्य कृतकृत्यत्वात्। न च कारुण्यात्, परदु खप्रहाणेच्छा हि कारुण्यम् । तत प्राक् सर्गाद् जीवानामिन्द्रियशरीरविषयानुत्पत्तो दु खाभावेन कस्य प्रहाणेच्छा कारुण्यम् । सर्गोत्तरकाले तु दु खिनाऽवलोक्य कारुण्याभ्युपगमे दुरुत्तरमितरेतराश्रयम्, कारण्येन सृष्टि सृष्ट्या च कारुण्यम्। इति नास्य जगत्कतृत्व कथमपि सिद्ध्यति॥

કે તેમા ઘણા દોષો આવે તેમ છે તેથી માત્ર ઇચ્છાની પોતાની હાજરી (સત્તા)જ પોતાના સ્વરૂપની પ્રાપ્તિમા હેતુ છે અર્થાત્ ઈશ્વરને આ ઇચ્છાઓ હેતુ વિના સ્વત ઉત્પન્ન થયેલી છે એમ માનવુ પડશે આવી ઇચ્છાઓ હમેશા શુ કામ સર્જનની પ્રવૃત્તિમા ઈશ્વરને ન પ્રવર્તાવે? (અહી કહેવાનો ભાવ એવો છે કે, જો ઈશ્વરને સર્જન કરવાની ઇચ્છા સ્વત જ હોય, તો તે ઇચ્છા શા માટે હમેશા ન રહે ? સ્વત ઉત્પત્તિશાલીનો વિનાશ અન્યથી ન સંભવી શકે એટલે કે તે વસ્તુ વાસ્તવમા નિત્ય જ હોય કેમ કે, જેનુ જે સ્વરૂપ બીજા કોઈની અપેક્ષા વિના હોય તેનુ તે સ્વરૂપ હમેશા રહે જ (જેમ કે આકાશનુ સ્વરૂપ.)તેથી નિત્ય એવી ઇચ્છા શા માટે નિત્યપ્રવૃત્તિ ન કરાવે ? તેથી પૂર્વોક્ત દોષો અહી ઊભા જ છે )

**પૂર્વપક્ષ** – અમે ઈશ્વરને (૧)બુદ્ધિ (૨)ઇચ્છા (૩)પ્રયત્ન (૪)સખ્યા (૫)પરિમાણ (૬)પૃથક્ત્વ (૭)સયોગ અને (૮)વિભાગ એ આઠ ગુણોથી યુક્ત માનીએ છીએ આ આઠ ગુણો દ્વારા ઈશ્વર જૂદા-જૂદા કાર્ય કરે છે તેથી નિત્ય એક માત્ર સર્જનની આપત્તિ નથી

**ઉત્તરપક્ષ** – આમ માનવામા નિત્યસર્જનનો દોષ નહી રહે, પણ ઈશ્વરના એ જૂદા-જૂદા દરેક કાર્યો વાસ્તવમા ઈશ્વરની કૃતિ=(પ્રયત્ન)થી જ ઉત્પન્ન થાય છે અને આ કૃતિ ઇચ્છાથી ઉત્પન્ન થાય છે ઈશ્વર દ્વારા થતા કાર્યોમા ભેદ ઈશ્વરની કૃતિના ભેદ વિના ઘટી ન શકે તેથી ઈશ્વરના પ્રયત્નમા ભેદ સિદ્ધ થાય છે અને આ કૃતિનો ભેદ અન્યથાઅનુપપન્ન થવા દ્વારા ઇચ્છાના ભેદનુ અનુમાન કરાવે છે આમ કાર્યમા ભેદથી ઈશ્વરની ઇચ્છાઓ પણ વિષમરૂપવાળી ભાસિત થાય છે અત ઈશ્વરની અનિત્યતાની હાનિ કેવી રીતે અટકાવી શકાશે ? કેમ કે વિષમરૂપવાળી ઇચ્છાઓ વિષમરૂપવાળા=ભિન્નરૂપવાળા ઈશ્વરને જ સિદ્ધ કરે છે

### "ઈશ્વરનુ જગત્કર્તૃત્વ કારુણ્યથી પણ અસિદ્ધ"

વળી પ્રજ્ઞાવાન પુરુષોની કોઈપણ પ્રવૃત્તિ સ્વાર્થ કે બીજા પ્રત્યેની કરુણાથી જ થતી હોય છે, તે સિવાય થતી નથી ઈશ્વર પણ પ્રજ્ઞાવાન હોવાથી તેની જગતકરણ પ્રવૃત્તિ સહેતુક છે તો હવે તેની જગતની રચનામા કોણ હેતુ છે ? સ્વાર્થ કે કરુણા ? તે પ્રશ્ન રહ્યો તેમા સ્વાર્થરૂપ પ્રયોજનથી આ પ્રવૃત્તિ થાય છે, એમ માની શકાય તેમ નથી કારણ કે ઈશ્વર 'કૃત-કૃત્ય' તરીકે જ સમ્મત છે તેથી ઈશ્વરનુ પોતાનુ કોઈ પ્રયોજન બાકી નથી તેથી ઈશ્વરની પ્રવૃત્તિ સ્વાર્થ માટે નથી , તેમ જ ઈશ્વરની આ પ્રવૃત્તિ કરુણાથી થતી પણ સિદ્ધ નથી *બીજાના દુ ખોનો નાશ કરવાની ઇચ્છા કરુણા છે* ઈશ્વરે સૃષ્ટિ સર્જી એ પહેલા જીવોના શરીર, ઇન્દ્રિય અને ઇન્દ્રિયના વિષયો=અર્થો (શબ્દાદિ)હતા નહી તમે નૈયાયિક-વૈશેષિકોએ પણ શરીરાદિને દુ ખના હેતુઓ તરીકે અને હેયરૂપ ગણ્યા છે સૃષ્ટિ પહેલા એ બધાનો અભાવ હોવાથી જીવોને દુ ખ હતુ જ નહિ એ સિદ્ધ છે તેથી ઈશ્વરે કોના દુ ખનો નાશ કરવાની ઇચ્છાથી સૃષ્ટિ બનાવી ? અર્થાત્ તે વખતે કોઈ-પણ જીવ ઈશ્વરની કરુણાનો વિષય હતો નહી કે જેને ખાતર ઈશ્વર સૃષ્ટિ બનાવે

**પૂર્વપક્ષ** – સૃષ્ટિના સર્જન પછી જીવોને દુ ખી જોઈને જ ઇશ્વરની કરુણાયુક્ત પ્રવૃત્તિ થાય છે અર્થાત્ ઈશ્વર કરુણાવાળો થઈને પ્રવૃત્તિ કરે છે, તે સિદ્ધ થાય છે

**ઉત્તરપક્ષ** '– આમ માનવામા તો ઇતરેતરાશ્રયદોષ આવે છે કારણ કે, ભગવાને કરુણાથી સૃષ્ટિ સર્જી

तदेवमेवंविधदोषकलुषिते पुरुषविशेषे यत्तेषां सेवाहेवाकः स खलु केवलं बलवन्मोहविडम्बनापरिपाक इति। अत्र च यद्यपि मध्यवर्तिनो नकारस्य घण्टालालान्यायेन योजनादर्थान्तरमपि स्फुरति यथा "इमाः कुहेवाकविडम्बनास्तेषां न स्युर्येषां त्वमनुशासक" इति तथापि सोऽर्थः सहृदयैर्न हृदये धारणीयः, अन्ययोगव्यवच्छेदस्याधिकृतत्वात्॥ इति काव्यार्थः ॥ ६॥

અને એ સૃષ્ટિના સર્જનથી ભગવાનને કરુણાનાં ભાવ ઉત્પન્ન થયા અથવા તો ભગવાન કરુણાવાન છે, તેથી સૃષ્ટિ સર્જી એમ સિદ્ધ કરાય છે અને ભગવાને સૃષ્ટિ સર્જી તેનાથી ભગવાનને કરુણાવાન સિદ્ધ કરાય છે તેથી પરસ્પરની સિદ્ધિમાં ઇતરેતરાશ્રયદોષ આવ્યો તેથી ઇશ્વરનુ જગત્કર્તૃત્વ કોઇપણ તર્કથી સિદ્ધ નથી

(વળી જો ઇશ્વરે કરુણાથી સૃષ્ટિ સર્જી હોય, તો બધાને સુખી જ કરવા જોઇએ પણ તેમ દેખાતુ નથી જો ઇશ્વર લીલાને ખાતર સૃષ્ટિ બનાવે છે, તો લીલા તો બાળક ની જેમ રાગીને જ શોભે તેથી ઇશ્વર રાગી અને બાળક જેવા સિદ્ધ થશે વળી ઇશ્વર પોતે સ્વતંત્ર હોવાથી બીજા કોઇની આજ્ઞાને માથે ચડાવી તેણે સૃષ્ટિ સર્જી છે તેમ માની ન શકાય તેમ માનવામાં પૂર્વવત અનવસ્થાદિ દોષો છે કોઇપણ હેતુ વિના સર્જે તો માનવામાં ઇશ્વર શિષ્ટ ન ગણાય શિષ્ટ વ્યક્તિની પ્રવૃત્તિ અકારણ હોતી નથી "ઇશ્વરે પોતાના તથા સ્વભાવથી જ સૃષ્ટિ સર્જી છે માટે તેનુ સર્જન શા માટે કર્યું વગેરે પ્રશ્નો ન પૂછી શકાય પાણીના શીતળ સ્વભાવની જેમ આ પ્રશ્ન પણ કરવા યોગ્ય નથી " એ કહેવુ અસંગત છે કેમ કે ઇશ્વરને વિષે યુક્તિવિરોધી આવી કલ્પના બીજા પર ઠોકી બેસાડવી એ પોતાની અપ્રજ્ઞા અને કદાગ્રહનુ પરિણામ છે આ રીતે તો બધા જ પોતપોતાનાં સિદ્ધાંત સ્વભાવને જ હેતુ બનાવી સિદ્ધ કરી શકશે પછી સત્યાસત્યની પરીક્ષાનો અવસર જ નહિ રહે )

એવં અનેકદોષથી કલુષિત થયેલી વ્યક્તિવિશેષની સેવાનો તેઓનો આગ્રહ મોહની વિડમ્બનાના પરિપાકરૂપ છે અર્થાત્ તેઓ ઇશ્વરને જગત્કર્તા તરીકે સ્વીકારીને તેની જ સેવા=(ઇશ્વરકૃત વેદાદિ છે તેમ માની તે મુજબ વર્તન )કરવાની જે ઇચ્છા રાખે છે તે ઇચ્છા મિથ્યાત્વમોહનીયકર્મના ઉદયના પ્રભાવથી છે

આ કાવ્યમાં ઉત્તરાર્ધના મધ્યમાં 'ન' છે તેનો 'ઘણ્ટાલાલા' ન્યાયથી પૂર્વ અને ઉત્તર બન્ને સ્થળે અન્વય થઇ શકે છે (ઘણ્ટાલાલા=ઘંટમાં રહેલો લોલક બન્ને બાજુ અથડાઇને રણકાર ઉત્પન્ન કરે છે (તેના જેવો ન્યાય )આના જેવા જ 'મધ્યમણિ' 'દેહલીદીપક' 'ડમરુકમણિ' વગેરે ન્યાયો છે આ ન્યાયથી એક જ નકારનો બન્ને બાજુ અન્વય થઇ શકે )તેથી 'હે કરુણાસાગર પ્રભુ ! જેઓના અનુશાસક આપ છો ! તેઓને આવા કદાગ્રહોરૂપ વિડમ્બના હોતી નથી ' એવો અર્થ પણ પ્રાપ્ત થાય પરંતુ આ અર્થ સુજ્ઞ માણસે વિચારવો નહી કેમ કે આવો અર્થ સ્વીકારવામાં અયોગવ્યવચ્છેદ થાય છે જ્યારે પ્રસ્તુતમાં અન્યયોગવ્યવચ્છેદ ઇષ્ટ છે આમ વૈશેષિકોને માન્ય જગત્કર્તા ઇશ્વર અને તેના નિત્યત્વાદિ ગુણોનો નિષેધ આ કાવ્યમાં કર્યો છે ॥ ૬ ॥



अथ चेतन्यादयो रूपादयश्च धर्मा आत्मादेर्घटादेश्च धर्मिणोऽत्यन्त व्यतिरिक्ता अपि समवायसम्बन्धेन सवद्धा सन्तो धर्मधर्मिव्यपदेशमश्नुवते इति तन्मत दूषयन्नाह –

**न धर्मधर्मित्वमतीवभेदे वृत्त्यास्ति चेन्न त्रितय चकास्ति।**
**इहेदमित्यस्ति मतिश्च वृत्तौ न गौणभेदोऽपि च लोकबाध. ॥ ७॥**

धर्मधर्मिणोरतीवभेदे (अतीव इत्यत्र इव शब्दो वाक्यालकारे त च प्रायोऽतिशब्दात् किवृतेश्च प्रयुञ्जते शाब्दिका , यथा "आवर्जिता किञ्चिदिव स्तनाभ्याम्"[1] "उद्वृत्त क इव सुखावह परेषाम्"[2] इत्यादि) ततश्च धर्मधर्मिणो

## ધર્મ-ધર્મી વચ્ચેના એકાતભેદનો નિરાસ

(હ)વે આત્મા વગેરેના ચૈતન્ય વગેરે ધર્મો અને ઘટ વગેરેના રૂપવગેરે ધર્મો પોતાના ધર્મીથી અત્યત ભિન્ન છે, અને સમવાયસંબધથી સબદ્ધ છે તેથી તેઓ પરસ્પર ધર્મ ધર્મીનો વ્યપદેશ પામે છે આવા તેઓના મતને દૂષિત કરતા કહે છે –

કાવ્યાર્થ '– ધર્મ અને ધર્મી વચ્ચે અત્યત ભેદ હોય તો તે બન્ને 'ધર્મ– ધર્મી' બની શકતા નથી "વૃત્તિ = સમવાયસબધથી બન્ને વચ્ચે ધર્મ–ધર્મી ભાવ છે, તે કહેવુ અસગત છે, કારણ કે ધર્મ–ધર્મી અને સબધ આ ત્રણે પ્રત્યક્ષજ્ઞાનના વિષયતરીકે ભાસતા નથી "इहेदम्" 'અહી આ' આવી પ્રતીતિ આશ્રય–આશ્રયીભાવ બોધિકા છે, એમ કહેશો, તો સમવાયસબધમા પણ સમવાયત્વની એવી પ્રતીતિ થાય છે (તેથી અનવસ્થા આવશે ) *'ઘટાદિદ્રવ્યમા આવી પ્રતીતિ મુખ્યભાવે છે સમવાયાદિમા ગૌણભાવે છે'* તેવુ કથન અસગત છે વળી લોકોમા *'પટમા તતુ'* એવી પ્રતીતિ છે જ્યારે તમારા મતે *'તન્તુમા પટ'* એમ બતાવાય છે તેથી લોકબાધ છે

'धर्मधर्मिणोरतीवभेदे' (અહી અતીવમા ઇવ શબ્દ વાક્યાલકારરૂપે વપરાયો છે પ્રાય કરીને આ રૂપે આ શબ્દ 'અતિ' અને 'કિમ્' ના રૂપોની સાથે આવે છે=કવિઓ યોજે છે, જેમ કે 'आवर्जिता किञ्चिदिव स्तनाभ्याम्' એવો 'કુમારસભવ' કાવ્યમા તથા 'उदवृत्त क इव सुखावह परेषाम्' એવો શિશુપાલવધમહાકાવ્યમા પ્રયોગ દેખાય છે )ધર્મ અને ધર્મી વચ્ચે અત્યતભેદ હોય અર્થાત્ બન્ને એકાતે ભિન્ન છે, એમ સ્વીકારાય, તો (૧) સ્વભાવહાનિ થવાથી બન્ને વચ્ચે ધર્મ–ધર્મિત્વભાવ સગત નહિ થાય 'ધર્મનો' અપૃથગ્ભાવ (=પૃથગ્ પ્રાપ્ત ન થવાપણું)સ્વભાવ છે ધર્મીનો ધર્મને અપૃથગ્ભાવે રાખવાનો સ્વભાવ છે બન્નેને અત્યત ભિન્ન=પૃથક્ માનવામા આ સ્વભાવની હાનિ થાય છે તથા (૨)આ ધર્મીના આ ધર્મોછે આ ધર્મોનો આ આશ્રય છે એવો આબાળગોપાળપ્રસિદ્ધ ધર્મધર્મીવ્યપદેશ થઈ શકશે નહી વળી (૩)સર્વથા ભિન્ન પદાર્થવચ્ચે પણ જો ધર્મ–ધર્મીભાવ માનશો, તો બીજા પદાર્થોમા પણ તે ધર્મોનો વ્યવહાર કરવાની આપત્તિ આવશે તેથી જળના શીતળતાવગેરે ધર્મો અગ્નિના પણ કહેવાશે કેમ કે તે ધર્મો જળ અને અગ્નિથી સમાનરૂપે અત્યત ભિન્ન છે (વૈશેષિકો ઉત્પત્તિના આદ્ય સમયે દ્રવ્યને નિર્ગુણ માને છે અને બીજી ક્ષણે તેમાં ગુણોની ઉત્પત્તિ માને છે આ સિદ્ધાંત દ્રવ્ય અને ગુણ બન્ને એકાતે ભિન્ન હોય તો જ ઘટી શકે તેમ તેઓ માને છે )

## "ધર્મ–ધર્મી વચ્ચે સમવાયથી સબદ્ધતા–પૂર્વપક્ષ"

**પૂર્વપક્ષ** – (વૈશેષિક )અમે વૃત્તિથી (=સબધથી )ધર્મ–ધર્મી વચ્ચે સબધ માનીએ છીએ અને આ સંબધ છે સમવાય અયુતસિદ્ધ (=એક બીજા વિના ન રહેવાવાળા )તથા આધાર્યાધારભૂત (=આધેય (ધર્મ )અને આધાર (ધર્મી) ભાવવાળા )પદાર્થોના "इह" ('અહી તતુમા પટ' ઇત્યાદિ )પ્રત્યયમા હેતુભૂત સબધ સમવાય છે અર્થાત્ ધર્મીમા થતા ધર્મના અવભાસમા બન્ને વચ્ચેનો સમવાયસંબધ કારણ છે તે સંબધ ધર્મનુ ધર્મી સાથે

१ कुमारसभवमहाकाव्ये –३–५४। २ शिशुपालवधमहाकाव्ये ॥

*अतीवभेदे*–एकान्तभिन्नत्वेऽङ्गीक्रियमाणे, स्वभावहानेर्धर्मधर्मित्व न स्यात् । अस्य धर्मिण इमे धर्मा, एषा च धर्माणामयमाश्रयभूतो धर्मी इत्येव सर्वप्रसिद्धो धर्मधर्मिव्यपदेशो न प्राप्नोति, तयोरत्यन्तभिन्नत्वेऽपि तत्कल्पनाया पदार्थान्तरधर्माणामपि विवक्षितधर्मधर्मित्वापत्ते ।

एवमुक्ते सति पर प्रत्यवतिष्ठते । *वृत्त्यास्ति* इति → अयुतसिद्धानामाधार्याधारभूतानामिह प्रत्ययहेतु सबध समवाय ।[1] स च समवयनात् समवाय इति द्रव्यगुणकर्मसामान्यविशेषेषु पञ्चसु पदार्थेषु वर्तनाद् वृत्तिरिति चाख्यायते। तया *वृत्त्या*=समवायसम्बन्धेन तयोर्धर्मधर्मिणोरितरेतरविनिर्लुण्ठितत्वेऽपि धर्मधर्मिव्यपदेश इष्यते। इति नानन्तरोक्तो दोष इति॥

अत्राचार्य समाधत्ते ।'चेत्' इति, यद्येव तव मति सा प्रत्यक्षप्रतिक्षिप्ता, यतो न त्रितय चकास्ति। अय धर्मी, इमे चास्य धर्मा , अय चैतत्सम्बन्धनिबन्धन समवाय इति *एतत्त्रितय=वस्तुत्रय, न चकास्ति*=ज्ञानविषयतया न प्रतिभासते। यथा किल शिलाशकलयुगलस्य मिथोऽनुसन्धायक रालादिद्रव्य तस्मात् पृथक् तृतीयतया प्रतिभासते, नैवमत्र समवायस्यापि

---

સમવયન=સમ્યગ્ રીતે પૃથગ્ભાવે ન મળે એ રીતે સયોજન કરે છે માટે સમવાય કહેવાય છે તથા (૧)દ્રવ્ય (૨)ગુણ (૩)કર્મ (ક્રિયા)(૪)સામાન્ય અને (૫)વિશેષ આ પાચપદાર્થમા વર્તતો=રહેતો હોવાથી આ સમવાય વૃત્તિ કહેવાય છે (આ સમવાય (૧)જાતિ–જાતિમાન, (૨)અવયવ–અવયવી (૩)ગુણ–ગુણી (૪)ક્રિયા ક્રિયાવાન્ (દ્રવ્ય)તથા (૫)વિશેષ અને વિશેષવાન પરમાણુ વગેરે, એ પાંચ વચ્ચે હોય છે જાતિ=સામાન્ય, સંબંધ દ્વિષ્ઠ=બેમાં રહેતો હોવાથી જાતિ અને જાતિમાન બન્નેમા રહેશે તે જ પ્રમાણે અન્યત્ર પણ સમજવુ તેથી ગુણાદિમા પણ સમવાયની વૃત્તિ છે )આમ પરસ્પર ભિન્ન એવા પણ ધર્મ–ધર્મી વચ્ચે સમવાય સબધથી ધર્મ–ધર્મી તરીકેનો વ્યપદેશ થઇ શકે છે માટે તમે વ્યપદેશની અનુપપત્તિનો જે દોષ બતાવ્યો તે અસિદ્ધ છે

**"સમવાય અપ્રત્યક્ષ–ઉત્તરપક્ષ"**

**ઉત્તરપક્ષ (જૈન) .**– આ તમારી મતિ=બુદ્ધિ પ્રત્યક્ષથી બાધિત છે. કારણ કે પ્રત્યક્ષથી ત્રણ પદાર્થોનો બોધ થતો નથી 'આ ધર્મી છે' 'આ તેના ધર્મો છે' અને 'આ તે બન્નેના સબધમા હેતુભૂત એવો સમવાય છે' – આ ત્રણ વસ્તુ તમને માન્ય છે પરતુ સમવાય પ્રત્યક્ષજ્ઞાનનો વિષય બનતો નથી જેમ પથ્થરના બે ટૂકડાનો પરસ્પરઅનુસધાયક રાળવગેરેપદાર્થ એ ટૂકડાથી ભિન્ન ત્રીજા પદાર્થતરીકે ભાસે છે એમ અહી સમવાયનો ત્રીજા ભિન્ન પદાર્થ તરીકે ભાસ થતો નથી પરતુ માત્ર ધર્મ અને ધર્મીનો જ ભાસ થાય છે તેથી તમે અહી સમવાયનો ભાસ તો માત્ર સોગદ ખાવા દ્વારા જ કરાવી શકો તેમ છો અર્થાત્ અહી સમવાયનો બોધ પ્રત્યક્ષબાધિત હોવાથી તમારી સમવાયની કલ્પના અસત્ છે

**"સમવાયના સ્વરૂપની અસંગતતા"**

વળી આ સમવાયને વાદીએ (=વૈશેષિકોએ)એક, નિત્ય, સર્વવ્યાપક અને અમૂર્ત માન્યો છે સમવાયના આ સ્વરૂપોની અસગતતા→ (૧)ઘટનો આશ્રય કરીને રહેલા પાકજ (રૂપ વગેરે)(=અગ્નિમા પકાવવાથી ઉત્પન્ન થયેલ લાલરગવગેરે)ધર્મો જે સમવાય સમ્બન્ધથી ઘટમા રહ્યા છે, તે જ સમવાયસંબધથી પટ વગેરેમા શુ કામ રહ્યા નથી ? અર્થાત્ પટ વગેરેમા પણ રહેવા જોઇએ કેમ કે, આ સમવાય એક, નિત્ય અને વ્યાપક છે તેથી સર્વત્ર=બધા જ ધર્મધર્મીઓ વચ્ચે સમાનરૂપે છે ટૂંકમા, એકના ધર્મોને સર્વધર્મીસાથે સંબધ માનવાની આપત્તિ છે વળી (૨) એકત્વ–નિત્યત્વ, વ્યાપકત્વ અને અમૂર્તત્વ સ્વરૂપવાળુ આકાશ બધા જ સંબધીઓ સાથે (ઘટપટાદિક સાથે)એક સાથે સમાન રીતે સંબધિત થાય છે તથૈવ આ સમવાય પણ શા માટે તેવો નહિ? અર્થાત્ પૂર્વોક્ત સ્વરૂપવાળો સમવાય સર્વત્ર સમાનતયા જ રહેવો જોઇએ વળી (૩)ઘટાદિ એક વસ્તુના નાશે તેની સાથેના સમવાયનો પણ અભાવ આવશે, કેમ કે ઘટરૂપ આધાર વિના તે સમવાય રહી ન શકે. અને તે સમવાયના અભાવમાં સમવાય એક જ હોવાથી સમવાયનો સર્વથા અભાવ થશે તેથી સર્વવસ્તુ સબધી

---

१ प्रशस्तपादभाष्ये समवायप्रकरणे॥

प्रतिभासनम्। किन्तु द्वयोरेव धर्मधर्मिणो, इति शपथप्रत्याय्योऽयं समवाय इति भावार्थः।

किञ्च, अयं तेन वादिना एको नित्यः सर्वव्यापकोऽमूर्तश्च परिकल्प्यते। ततो यथा घटाश्रिताः पाकजरूपादयो धर्माः समवायसम्बन्धेन घटे समवेतास्तथा किं न पटेऽपि, तस्यैकत्वनित्यत्वव्यापकत्वैः सर्वत्र तुल्यत्वात्।

यथाकाश एको नित्यो व्यापकोऽमूर्तश्च सन् सर्वैः सम्बन्धिभिर्युगपदविशेषेण सम्बध्यते, तथा किं नायमपीति। विनश्यदेकवस्तुसमवायाभावे च समस्तवस्तुसमवायाभावः प्रसज्येत। तत्तदवच्छेदकभेदाद् नायं दोष इति चेत् ? एवमनित्यत्वापत्तिः। प्रतिवस्तुस्वभावभेदादिति।

अथ कथं समवायस्य न ज्ञाने प्रतिभासनं यतस्तस्य 'इह' इति प्रत्ययः सावधानं साधनम्। इहप्रत्ययश्चानुभवसिद्ध एव, 'इह तन्तुषु पटः', 'इह आत्मनि ज्ञानम्' 'इह घटे रूपादयः' इति प्रतीतेरुपलम्भात्। अयं च प्रत्ययस्य केवलधर्मधर्म्यनालम्बनत्वादस्ति समवायाख्यं पदार्थान्तरं तद्धेतुरिति पराशङ्कामभिसन्धाय पुनराह। इहेदमित्यस्ति मतिश्च

---

સમવાયનો અભાવ આવશે અર્થાત્ સમવાયને પૂર્વોક્ત સ્વરૂપવાળો માનવામા (૧) એક ધર્મીના ગુણો બધા ધર્મીમાં (૨) એક ધર્મી–ધર્મનો સમવાય તમામ ધર્મી–ધર્મમા અને (૩) એક ધર્મીના નાશે તે ધર્મી–ધર્મવચ્ચેના સમવાયનો અભાવ આવે તો તે અભાવ સર્વ ધર્મી–ધર્મમા આવવો આ ત્રણ આપત્તિ છે

પૂર્વપક્ષ – એક જ સમવાયનો અવચ્છેદકભેદે ભેદ પડતો હોવાથી ઘટત્વથી અવચ્છિન્ન સમવાયના અભાવમા પણ પટત્વાદિથી અવચ્છિન્ન સમવાય અખંડિત રહેશે, તેથી સમવાયાભાવની આપત્તિ આવશે નહિ

ઉત્તરપક્ષ – તો સમવાય અનિત્ય સિદ્ધ થશે કારણ કે દરેક વસ્તુસાથે સમવાય ભિન્ન ભિન્ન સ્વભાવથી રહે છે, તેમ સિદ્ધ થાય છે (અવચ્છેદક – વધુ દેશમાં વ્યાપ્ત થવાનાં સ્વરૂપવાળા ભાવને અમુકમાં રાખી બાકીનામાથી બાકાત કરે તેવો ધર્મ અવચ્છેદક કહેવાય અને તે ભાવ અવચ્છિન્ન કહેવાય અહીં સર્વત્ર વ્યાપ્ત થવાના સ્વરૂપવાળા સમવાયને બીજા પટાદિમાથી અટકાવી માત્ર ઘટમા જ રાખનાર ધર્મ 'ઘટત્વ' છે તેથી ઘટત્વ એ અવચ્છેદક અને સમવાય અવચ્છિન્ન છે જૂદા–જૂદા પટાદિ દ્રવ્યાદિના સમવાયને સ્વતં એક જ હોવા છતા તે–તે દ્રવ્યના પટત્વવગેરે ધર્મો માત્ર સ્વાશ્રય દ્રવ્યસાથે જ સંબંધિત રાખે છે તેથી પટનો સમવાય ઘટમા નહીં આવે એમ ઘટનો સમવાય પટસાથે સંબંધ નહિ રાખે આવો વૈશેષિક વગેરેનો આશય છે ત્રીજી વિભક્તિનો અર્થ અવચ્છિન્ન કરવો આ અવચ્છેદક ધર્મ ધર્મીમાં રહેલા બીજા ધર્મને (કે જે ધર્મીભિન્નમાં વ્યાપ્ત થવાના સંભવવાળો છે) અવચ્છિન્ન=નિયંત્રિત કરે છે આ જ પ્રમાણે સંયોગાદિ સંબંધો પણ અવચ્છેદક બને છે અને તેઓને અવચ્છેદકસંબંધ કહે છે) સમવાયમા અવચ્છેદકભેદે પડતો ભેદ પણ સમવાયના સ્વભાવમા તેવો ભેદ પડ્યા વિના સંભવે નહી અર્થાત્ સમવાય જે સ્વભાવથી (=ઘટત્વાવચ્છિન્નત્વ) ઘટમા રહેશે તે સ્વભાવથી પટમાનહી રહે તેથી પટમા રહેવા અન્ય સ્વભાવ કલ્પવો પડે આમ સ્વભાવમા ભેદ આવવાથી અને તે–તે ઘટાદિ સંબંધીના નાશે તે–તે સ્વભાવનો પણ નાશ આવવાથી પહેલા આકાશની બતાવેલી અનિત્યતાની જેમ આ સમવાય પણ અનિત્ય ઠરશે

### 'ઈહ પ્રત્યયથી સમવાયની સિદ્ધિ –પૂર્વપક્ષ'

પૂર્વપક્ષ – સમવાયસંબંધ જ્ઞાનમા ભાસતો નથી એવુ તમારુ વચન અસંગત છે 'इह' એવો બોધ ('અહી 'આ' એવા આકારનુ જ્ઞાન) સમવાયને સિદ્ધ કરતુ પ્રબળ સાધન છે વળી આ 'इह' પ્રત્યય અનુભવસિદ્ધ છે 'આ તન્તુઓમાં પટ' 'આ આત્મામા જ્ઞાન' 'આ ઘડામા રૂપાદિ' વગેરે પ્રતીતિ તો થાય જ છે, આવી પ્રતીતિ માત્ર ધર્મ અને ધર્મીના આલંબનથી થતી નથી કેમ કે બન્ને પરસ્પર અત્યંત ભિન્ન છે અત્યંત ભિન્ન ધર્મનો ધર્મીમા બોધ સંબંધાતર વિના અશક્ય છે જો સંબંધાતર વિના પણ બોધ થતો હોય, તો ઘટાદિના ધર્મો પટાદિમા પણ ભાસવા જોઈએ આમ ધર્મ–ધર્મીભાવના નિયામકતરીકે સમવાયરૂપ પદાર્થાન્તરની કલ્પના આવશ્યક છે આવી પરાશંકાનુ પ્રણિધાન કરીને જ કવિ 'इहेदम्' ='અહી આ' આવી બુદ્ધિ તો સમવાયમા પણ થાય છે, એમ કહે છે 'इह' પ્રત્યય આશ્રય–આશ્રયીભાવમા હેતુરૂપ છે અને તે સમવાયસંબંધમા વિદ્યમાન છે જ (કાવ્યમા રહેલા 'च' શબ્દનો અર્થ 'અપિ'='પણ' કરવાનો છે અને તેનો સંબંધ વ્યવહિત છે અર્થાત્

वृत्तौ इति । इहेदमिति 'इह इदम्' इति आश्रयाश्रयिभावहेतुक इहप्रत्ययो *वृत्तावप्यस्ति*=समवायसम्बन्धेऽपि विद्यते। चशब्द अपिशब्दार्थ । तस्य च व्यवहितसम्बन्ध तथैव च व्याख्यातम् ।

इदमत्र हृदयम् । यथा त्वन्मते पृथिवीत्वाभिसवन्धात् पृथिवी, तत्र पृथिवीत्व पृथिव्या एव स्वरूपमस्तित्वाख्य नापर वस्त्वन्तरम्। तेन स्वरूपेणेव सम योऽसो अभिसम्बन्ध पृथिव्या स एव समवाय इत्युच्यते। *"प्राप्तानामेव प्राप्ति समवाय "* इति वचनात्। एव समवायत्वाभिसम्बन्धात् समवाय इत्यपि कि न कल्प्यते। यतस्तस्यापि यत् समवायत्व स्वस्वरूप तेन सार्धं सम्बन्धोऽस्त्येव। अन्यथा नि स्वभावत्वात् शशविषाणवदवस्तुत्वमेव भवेत्। ततश्च इह समवाये समवायत्वमिति उल्लेखेन इहप्रत्यय समवायेऽपि युक्त्या घटत एव। ततो यथा पृथिव्या पृथिवीत्व समवायेन समवेत, एव समवायेऽपि समवायत्व समवायान्तरेण सम्बन्धनीयम्। तदप्यपरेण इत्येव दुस्तराऽनवस्थामहानदी॥

'वृत्तोऽपि =વૃત્તિમા પણ' એ પ્રમાણે કરવાનો છે, તે પ્રમાણે જ વિવરણકારે દર્શાવ્યો છે )

### "સમવાયમાં પણ ઈહ પ્રત્યયની સિદ્ધિ-ઉત્તરપક્ષ"

પૂર્વપક્ષના પ્રતીકારરૂપે કવિએ જે દર્શાવ્યુ તેનો ભાવ બતાવે છે

**ઉત્તરપક્ષ (જૈન) .-** તમે આશ્રય–આશ્રયીભાવના હેતુ તરીકે इह પ્રત્યયસાધ્ય સમવાયસંબધ બતાવ્યો તે સગત નથી કારણ કે, આ પ્રત્યય તો સમવાયમા પણ છે તે આ પ્રમાણે→ વૈશેષિકમતે પૃથ્વીત્વના યોગથી 'પૃથ્વી' એવુ જ્ઞાન થાય છે ત્યા હકિકતમા 'પૃથ્વીત્વ' પૃથ્વીનુ જ 'અસ્તિત્વ' નામનુ સ્વરૂપ છે પૃથ્વીનુ અસ્તિત્વ સ્વરૂપ 'પૃથ્વીત્વ' તરીકે ઓળખાય છે એટલે કે આ પૃથ્વીત્વ કઇ 'સામાન્ય' રૂપ પદાર્થાન્તર નથી વૈશેષિકોને પૃથ્વીના પોતાના આ સ્વરૂપ સાથેના સંબધ તરીકે સમવાય ઇષ્ટ છે કેમ કે *'પ્રાપ્ત પદાર્થોની પ્રાપ્તિ જ સમવાય છે '* (=સબધિત થયેલા પદાર્થો વચ્ચેનો સબધ જ સમવાય છે ' )એવું વચન છે

આજ પ્રમાણે સમવાયનો પોતાના સમવાયત્વસ્વરૂપ સાથે સબધ થવાથી જ સમવાય પોતે સમવાય છે તેમ શા માટે કલ્પી ન શકાય ? કારણ કે, પોતાના સ્વરૂપભૂત સમવાયત્વ સાથે સમવાયનો સબધ છે જ.

**પૂર્વપક્ષ :-** સમવાયમા રહેલુ 'સમવાયત્વ' સમવાયના સ્વભાવરૂપ નથી પરતુ ઉપાધિરૂપ છે

**ઉત્તરપક્ષ .-** જો સમવાયમા સમવાયત્વસ્વભાવ માનવામા ન આવે, તો સમવાય પોતે સ્વભાવહીન થઇ જશે અર્થાત્ સમવાયનો પોતાનો કોઇ સ્વભાવ રહેશે નહી, અને પોતે સસલાના શિગડાની જેમ અસત્ પદાર્થ બની જશે કેમ કે કોઇપણ સત્ વસ્તુ સ્વભાવહીન સિદ્ધ નથી તેથી સમવાયનુ સમવાયત્વસ્વરૂપ સિદ્ધ થાય છે જ વળી 'સમવાયમા સમવાયત્વ' એવો 'इह' પ્રત્યય પણ થાય છે તેથી જેમ પૃથ્વીત્વ પૃથિવીમા સમવાયસબધથી સમવેત છે, તેમ સમવાયત્વને સમવાયમા બીજા સમવાય સબધ દ્વારા સમવેત માનવો પડશે. વળી તે બીજા સમવાયમા સ્વસ્વરૂપ સમવાયત્વ ને સમવેત કરવા ત્રીજા સમવાયની કલ્પના કરવાની આ રીતે અનવસ્થા નામની મહાનદી પાર કરવી અત્યત દુષ્કર છે અર્થાત્ અનવસ્થાદોષ છે

### સમવાયની મુખ્ય-ગૌણતા-પૂર્વપક્ષ

આમ સમવાયના સમવાયત્વ સાથેના સબધને યુક્તિથી સગત કર્યો, ત્યારે સાહસિકતાને અવલબીને પૂર્વપક્ષવાદી ફરીથી સ્વમતની પુષ્ટિ માટે કહે છે

**પૂર્વપક્ષ (વૈશેષિક) :-** પૃથિવીના પૃથિવીત્વ વગેરે સાથેના સબધમા હેતુભૂત જે સમવાય છે, તે મુખ્યરૂપે સમવાય છે કેમકે અહી ત્વ–તલ (ભાવઅર્થમા વપરાતા તદ્ધિતપ્રત્યયો )આદિથી વ્યક્ત થતી જાતિનો ઉદ્ભવ થાય છે આ જાતિ અવાન્તર સેકળ જાતિરૂપ વ્યક્તિઓને સગૃહીત કરતી હોવાથી મુખ્ય જાતિરૂપ છે અને તેનો પૃથ્વીઆદિસાથે સબધ કરાવતો હોવાથી આ સમવાય મુખ્યરૂપ છે 'પૃથ્વીત્વ' વગેરેમા રહેલા 'ત્વ' પ્રત્યય દ્વારા એક સામાન્ય (જાતિ )નો ઉદ્ભવ થાય છે આ સામાન્ય પોતાને અવાન્તર=વ્યાપ્ય ઘટત્વ–પટત્વ વગેરે જાતિઓરૂપ વ્યક્તિભેદનો સમાવેશ કરે છે અર્થાત્ પરસ્પર ભિન્ન એવી ઘટત્વ–પટત્વ વગેરે તમામ વ્યાપ્ય

एव समवायस्यापि समवायत्वाभिसम्बन्धे युक्त्या उपपादिते सातिगिक्यमानम्य पुन पूर्वपक्षवादी वदति। ननु पृथिव्यादीना पृथिवीत्वाद्यभिसम्बन्धनिबन्धन समवायो मुख्य । तत्र त्वतलादिप्रत्ययाभिव्यङ्ग्यस्य सङ्गृहीत–सकलावान्तरजातिलक्षणव्यक्तिभेदस्य सामान्यस्योद्भवात्। इह तु समवायस्यैकत्वेन व्यक्तिभेदाभावे जातेरनुद्भूतत्वाद् गौणोऽय युष्मत्परिकल्पित इहेतिप्रत्ययसाध्य समवायत्वाभिसम्बन्ध तत्साध्यश्च समवाय इति॥

तदेतद् न विपश्चिच्चमत्कारकारणम्। यतोऽत्रापि जातिरुद्भवन्ती केन निरुध्येत? व्यक्तेरभेदेन इति चेत्? न तत्तदवच्छेदकवशात् तत्तद्भेदोपपत्तौ व्यक्तिभेदकल्पनाया दुर्निवारत्वात्। अन्यो घटसमवायोऽन्यश्च पटसमवाय इति व्यक्त एव समवायस्यापि व्यक्तिभेद इति, तत्सिद्धौ सिद्ध एव जात्युद्भव। तस्मादन्यत्रापि मुख्य एव समवाय, इह प्रत्ययस्योभयत्राप्यव्यभिचारात्॥

तदेतत्सकल सपूर्वपक्ष समाधान मनसि निधाय सिद्धान्तवादी प्राह → न गौणभेद इति। गौण इति योऽय भेद स

જાતિઓ પૃથ્વીત્વ જાતિમા સંગૃહીત થઇ જાય છે આ રીતે પૃથ્વીના પૃથ્વીત્વ સાથેના સંબધથી ઉત્પન્ન થતા 'इह' પ્રત્યયથી જે સમવાય ભાસે છે તે મુખ્યરૂપે છે જ્યારે '*સમવાયમા સમવાયત્વ*' એ સ્થળે સમવાય પોતે એક જ હોવાથી, અને વ્યક્તિઓનો અભાવ હોવાથી વ્યક્તિભેદ નથી અને વ્યક્તિભેદ ન હોવાથી તે બધાને સંગૃહીત કરે તેવી જાતિનો પણ ઉદ્ભવ થતો નથી તેથી સમવાયમાં સમવાયત્વસાથેના સંબધમાં કારણ તરીકે તમારા વડે કલ્પના કરાયેલો સમવાય ગૌણ છે કારણ કે અહીં ઇહપ્રત્યયથી અનુભવાતો સંબધ પોતે ગૌણરૂપે છે અહીં તત્સાધ્ય='તેનાથી અનુમેય' એવો અર્થ કરવો તેથી સમવાયત્વસાથેના સંબધથી અનુમાન કરાતો સમવાય ગૌણ છે એમ ફલિત થાય છે

### સમવાયમા મુખ્ય ગૌણતાની અસિદ્ધિ–ઉત્તરપક્ષ

ઉત્તરપક્ષ (જૈન) – તમારુ આ કથન વિદ્વાન માણસને ચમત્કાર=આશ્ચર્ય પમાડે એવું નથી. અર્થાત્ યુક્તિહીન છે કારણ કે જેમ પૃથ્વીમાં મુખ્ય સમવાયથી રહેનાર 'પૃથ્વીત્વ'રૂપ એક જાતિવિશેષનો ઉદ્ભવ છે તેમ સમવાયમાં સમવાયથી રહેના 'સમવાયત્વ'ને પણ જાતિતરીકે ઉદ્ભવેલી માનવામા કોણ નિરોધક છે?

પૂર્વપક્ષ :– સમવાય એક જ હોવાથી વ્યક્તિનો અભેદ ત્યા બાધક છે

ઉત્તરપક્ષ :– આ કથન અસંગત છે કારણ કે સમવાયના ઘટત્વ–પટત્વ વગેરે અવચ્છેદકો ભિન્ન હોવાથી તેઓથી અવચ્છિન્ન થયેલા સમવાયો પણ ભિન્નતરીકે દુર્નિવાર છે આ બધી પરસ્પર ભિન્ન સમવાય વ્યક્તિઓનો સમાવેશ સમવાયત્વ જાતિ કરે છે વળી 'આ ઘટસમવાય છે' 'આ પટસમવાય છે' એવી પ્રતીતિથી ઘટસમવાય કરતાં પટસમવાય ભિન્ન છે, એ સિદ્ધ થાય છે તેથી સમવાયમાં પણ વ્યક્તિભેદ સુવ્યક્ત છે આમ વ્યક્તિભેદની સિદ્ધિ થવાથી સમવાયત્વજાતિનો ઉદ્ભવ પણ સિદ્ધ થાય છે. તેથી અન્યત્રાપિ=સમવાયના સમવાયત્વસાથેના સંબધસ્થળે પણ મુખ્ય સમવાય જ છે કારણ કે બન્ને સ્થળે (પૃથ્વી–પૃથ્વીત્વના સંબધસ્થળે અને સમવાય–સમવાયત્વના સંબધસ્થળે) इह પ્રત્યય સમાન રીતે થાય છે

### 'સમવાયમા ગૌણલક્ષણની અસિદ્ધિ'

પૂર્વપક્ષ સહિતના આ સકળ સમાધાનને મનમાં સ્થાપીને સિદ્ધાન્તવાદી કવિ કહે છે 'न गौणभेद इति' ગૌણ એવો જે આ ભેદ બતાવ્યો તે સંગત નથી કારણ કે અહીં ગૌણનુ લક્ષણ ઘટતું નથી ગૌણનુ લક્ષણ આ પ્રમાણે બતાવ્યું છે →'*જે અવ્યભિચારી–અવિકલ–અસાધારણ અને અતરગ હોય તે મુખ્ય અર્થ અને તેનાથી વિપરીત=વ્યભિચારી, વિકલ, સાધારણ અને બહિરગ હોય, તે ગૌણ અર્થ મુખ્યાર્થ વિદ્યમાન હોય તો ગૌણમા બુદ્ધિ શી રીતે થાય* ?' (અર્થાત્ ન થાય) સમવાય અને સમવાયત્વવચ્ચે રહેલા સમવાયમા પણ મુખ્યાર્થનુ ઉપરોક્ત લક્ષણ જ સુસંગત થાય છે તેથી ધર્મ અને ધર્મીના સંબધમાં મુખ્યસમવાય અને સમવાય–સમવાયત્વના સંબધમા ગૌણ સમવાય એવો આ ભેદ વાસ્તવ નથી કેમ કે સમવાયમાં સમવાયત્વ મુખ્યાર્થથી જ રહેલુ છે તેથી તેને રાખનાર બીજા સમવાયને પણ મુખ્યરૂપે જ માનવો જોઇએ ત્યા ગૌણઅર્થની કલ્પના સંગત નથી

नास्ति। गौणत्वलक्षणाभावात्। तल्लक्षणं चेत्थमाचक्षते → "*अव्यभिचारी मुख्योऽविकलोऽसाधारणोऽन्तरङ्गश्च। विपरीतो गौणोऽर्थः सति मुख्ये धीः कथं गौणे ॥*" तस्माद् धर्मधर्मिणोः सम्बन्धने मुख्यः समवायः। समवाये च समवायत्वाभिसम्बन्धे गौण इत्ययं भेदो=नानात्वं नास्तीति भावार्थः ॥

किञ्च, योऽयम् '*इह तन्तुषु पटः*' इत्यादिप्रत्ययात् समवायसाधनमनोरथः स खलु अनुहरते नपुंसकादपत्यप्रसवमनोरथम्। 'इह तन्तुषु पटः' इत्यादेर्व्यवहारस्यालौकिकत्वात्। पांशुलपादानामपि[1] इह *पटे तन्तवः* इत्येव प्रतीतिदर्शनात्। इह भूतले घटाभाव इत्यत्रापि समवायप्रसङ्गात्। अत एवाह → '*अपि च लोकबाधः*' इति। अपिचेति–दूषणाभ्युच्चये, *लोकः*=प्रामाणिकलोकः सामान्यलोकश्च, तेन *बाधो* विरोधः लोकबाधः तदप्रतीतव्यवहारसाधनात्। बाधशब्दस्य '*ईहाद्याः प्रत्ययभेदतः*'[2] इति पुंस्त्रीलिङ्गता। तस्माद्धर्मधर्मिणोरविष्वग्भावलक्षण एव सम्बन्धः प्रतिपत्तव्यो नान्यः समवायादिः ॥ इति काव्यार्थः ॥ ७ ॥

### તન્તુમાં પટની બુદ્ધિ અવ્યવહારિક

વળી તમે (વૈશેષિકો) "*આ તન્તુઓમાં પટ*" વગેરે પ્રત્યયો દ્વારા સમવાયને સાધવાના મનોરથ સેવો છો પણ આ મનોરથો નપુંસક દ્વારા પુત્રજન્મના મનોરથોની જેમ મોઘ=નિષ્ફળ છે. કારણ કે 'અહીં તન્તુમાં પટ' એવો વ્યવહાર અલૌકિક=લોકવ્યવહાર બાહ્ય છે. જો સ્થૂળબુદ્ધિ=ગામડીયા માણસને પણ 'પટમાં તન્તુઓ છે' એવી જ પ્રતીતિ થતી હોય, તો શિષ્ટ માણસોને સુતરામ આવા જ પ્રકારની બુદ્ધિ થાય તે સ્વભાવિક છે. માટે તમને તન્તુઓમાં પટ એવી જે વિપરીત મતિ છે, તે સમવાયની સિદ્ધિ માટે અસમર્થ છે. વળી જો 'ઇહ પ્રત્યય' સમવાયસાધક હોય, તો 'આ ભૂમિપર ઘટનો અભાવ છે' એ સ્થળે પણ ભૂમિનો અભાવસાથે સંબધ થવામાં સમવાયને કારણ માનવો પડશે. અર્થાત્ ભૂમિમાં સમવાયસંબધથી ઘટાભાવ છે, તેમ માનવું પડશે (વૈશેષિકો અભાવને સ્વરૂપસંબધથી વૃત્તિ=રહેનાર માને છે) આમ તમારે સિદ્ધાંતબાધ આવશે.

આ બધું મનમાં ધારીને જ કવિ કહે છે → વળી 'લોકબાધ' પણ છે। અહીં 'अपि च' દ્વારા આગળ બતાવેલા દૂષણોની સાથે આ દૂષણને સંગૃહીત કરવાનું સૂચન છે. 'લોક' શબ્દથી પ્રમાણિકલોકની સાથે સામાન્યલોકને ગ્રહણ કરવાના છે. બાધ=વિરોધ. અર્થાત્ પ્રામાણિક અને સામાન્ય એમ બન્ને પ્રકારના લોકની સાથે વિરોધ છે. કારણ કે અહીં તમે તેઓને અપ્રતીત એવા વ્યવહારની સિદ્ધિ કરી રહ્યા છો ('બાધ' શબ્દ હૈમલિંગાનુશાસન અનુસારે પુંલ્લિંગ અને સ્ત્રીલિંગ ઉભયરૂપે આવે છે.) તેથી પૃથ્વિત્વ અને પૃથિવી વગેરે ધર્મ–ધર્મીઓ વચ્ચે અવિષ્વગ્ભાવ=અપૃથગ્ભાવ સંબધ જ સ્વીકરણીય છે. સમવાયવગેરે અન્યસંબધો સ્વીકાર્ય નથી. અવિષ્વગ્ભાવ = ધર્મનું ધર્મીથી પૃથગ્રૂપે ન રહેવું એવું જે સ્વરૂપ છે, તે જ ધર્મને ધર્મીમાં રાખનાર સંબધ બને છે. આ પ્રમાણે ૭મા કાવ્યનો અર્થ થયો.[1]

---

१ धूलिव्याप्तपादानाम्=स्थूलबुद्धीनाम् ॥ २ हैमलिंगानुशासने पुंस्त्रीलिङ्गप्रकरणे श्लोक – ५।

૧ નૈયાયિકવૈશેષિકો અસત્કાર્યવાદી છે. એટલે કે જે સર્વથા અવિદ્યમાન હોય, તે જ ઉત્પન્ન થાય એમ માને છે. અને કારણથી કાર્યને અત્યંત ભિન્ન માને છે. તેથી 'પટમાં તન્તુઓ' એમ માનવામાં તેમના મતે ઘણી આપત્તિઓ છે (૧) જેમકે પટમાં તન્તુ માનવામાં પટ જ્યારે અવિદ્યમાન હતો ત્યારે તન્તુઓ નિરાધાર થઇ જાય (૨) વળી રહેનાર દ્રવ્ય રાખનાર દ્રવ્ય કરતાં પહેલાં વિદ્યમાન હોઇ ન શકે. તેથી પટ કરતાં પહેલા તન્તુ ન સંભવી શકે. અને જે અવિદ્યમાન હોય તે કારણ બની ન શકે, કેમ કે કાર્યની અવ્યવહિત પૂર્વમાં વિદ્યમાન વસ્તુ કારણ બની શકે. તેથી પટની પહેલાં તન્તુની વિદ્યમાનતા અને તેથી તન્તુની પટસમવાયિકારણતા અસિદ્ધ થઇ જાય (૩) જ્યાં કાર્યનો પ્રાગભાવ હોય ત્યાં કાર્ય થાય. પટનો પ્રાગભાવ તન્તુમાં માન્યો છે. જો તન્તુઓ જ અસિદ્ધ થાય તો ત્યાં પટનો પ્રાગભાવ પણ અસિદ્ધ થઇ જાય. તેથી પટકાર્ય જ થાય નહિ. જ્યાં પ્રાગભાવ ન હોય ત્યાં પણ કાર્ય માનવામાં અતિપ્રસંગ આવે. ઇત્યાદિ તેમના મતે પટમાં તન્તુ માનવામાં ઘણા દોષ હોવાથી તેઓ આ વ્યવહારને રદબાતલ કરી 'તન્તુમાં પટ' એવી સ્થાપના કરે છે.

अथ सत्ताभिधानं पदार्थान्तरम्, आत्मनश्च व्यतिरिक्तं ज्ञानाख्यं गुणम्, आत्मविशेषगुणोच्छेदस्वरूपां च मुक्तिम्, अज्ञानादङ्गीकृतवतः परानुपहसन्नाह –

**सतामपि स्यात् क्वचिदेव सत्ता, चैतन्यमौपाधिकमात्मनोऽन्यत् ।**
**न संविदानन्दमयी च मुक्तिः, सुसूत्रमासूत्रितमत्वदीयैः ॥ ८ ॥**

वैशेषिकाणां द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायाख्याः षट्पदार्थास्तत्त्वतयाभिप्रेताः । तत्र–"पृथिव्यापस्तेजो वायुराकाशं कालो दिगात्मा मनः"[1] इति नवद्रव्याणि। गुणाश्चतुर्विंशतिः । तद्यथा– "रूपरसगन्धस्पर्शसंख्यापरिमाणानि पृथक्त्वं संयोगविभागौ परत्वापरत्वे बुद्धिः सुखदुःखे इच्छाद्वेषौ प्रयत्नश्च इति सूत्रोक्ताः[2] सप्तदश । चशब्दसमुच्चिताश्च सप्त–द्रवत्व–गुरुत्व संस्कार स्नेहो धर्माधर्मौ शब्दश्च इत्येवं चतुर्विंशतिगुणाः[3] । संस्कारस्य वेगभावनास्थितिस्थापकभेदात्[4] त्रैविध्येऽपि संस्कारत्वजात्यपेक्षया एकत्वात्, शौर्यौदार्यादीनां चात्रैवान्तर्भावाद् नाधिक्यम्। कर्माणि पञ्च, तद्यथा उत्क्षेपणमवक्षेपणमाकुञ्चनं प्रसारणं गमनमिति।[5] गमनग्रहणाद् भ्रमणरेचनस्यन्दनाद्यविरोधः ॥

---

આ વે (૧) સત્તા નામનો સ્વતંત્ર પદાર્થ છે, (૨) જ્ઞાનગુણ આત્માથી ભિન્ન છે, તથા (૩) આત્માના વિશેષગુણોના ઉચ્છેદ સ્વરૂપ મુક્તિ છે વગેરે સિદ્ધાંતોને પરદર્શનવાળાએ અંગીકૃત કર્યા છે તેનો ઉપહાસ કરતા કવિ ફરમાવે છે –

કાવ્યાર્થ :- સત્ પદાર્થોમાંથી પણ કોઈકમાં જ સત્તા હોય છે બધામાં નહીં તથા આત્માથી ભિન્ન એવું ચૈતન્ય (=જ્ઞાન) ઔપાધિક છે વળી મુક્તિ સંવિદ્=જ્ઞાન અને આનન્દમય નથી ખરેખર ! તારી આજ્ઞાથી બાહ્ય, એવા વૈશેષિકોએ સુંદર સૂત્રો રચ્યા છે ! (કટાક્ષમાં આ વચન છે)

### વૈશેષિકદર્શનને અભિપ્રેત છ પદાર્થો

વૈશેષિકદર્શનને અભિપ્રેત તત્ત્વોને સંક્ષેપથી બતાવે છે વૈશેષિકદર્શને છ પદાર્થને તત્ત્વરૂપે સ્વીકાર્યા છે, તે આ પ્રમાણે → (૧)દ્રવ્ય, (૨)ગુણ, (૩)કર્મ, (૪)સામાન્ય, (૫)વિશેષ અને (૬)સમવાય ૭ માં પદાર્થ તરીકે અભાવને પણ નવ્યવૈશેષિકોએ સ્વીકૃત કર્યો છે દ્રવ્ય પદાર્થમાં નવ દ્રવ્યો છે આ નવ સંખ્યા દ્વારા છાયા તથા અંધકારનો ભિન્નદ્રવ્ય તરીકે નિષેધ સૂચિત કર્યો (૧)પૃથ્વી, (૨)આપ્=જળ, (૩)તેજસ્, (૪)વાયુ, (૫)આકાશ, (૬)કાલ, (૭)દિશા, (૮)આત્મા અને (૯)મન (આમાં પહેલાં પાંચ દ્રવ્ય 'ભૂત' કહેવાય છે તથા પૃથ્વીઆદિ ચાર અને મન આ પાંચ 'મૂર્ત' કહેવાય છે ભૂત – બહિરિન્દ્રિયથી ગ્રાહ્ય વિશેષગુણનુ આશ્રય દ્રવ્ય ભૂત કહેવાય 'ગન્ધ' પૃથ્વીનો, 'રસ' જળનો, 'રૂપ' તેજસનો, 'સ્પર્શ' વાયુનો અને 'શબ્દ' આકાશનો વિશેષગુણ છે મૂર્ત – અણુપરિમાણ =અપકૃષ્ટપરિમાણ–વાળા જે હોય તે મૂર્ત કહેવાય આકાશથી માંડીને આત્મા સુધીના ચાર વિભુ છે વિભુ=સર્વવ્યાપી મહત્ પરિમાણવાળા આ

---

१ वैशेषिकदर्शने – १–१–५॥ २ वैशेषिकदर्शने १–१–६॥ ३ प्रशस्तपादभाष्य उद्देशप्रकरण ९–१०॥ ४ वेगस्य पृथक्त्वे पञ्चविंशतिः तथा च षड्दर्शनसमुच्चय श्लोक ६२–६३॥ ५ ऊर्ध्वदेशसंयोगकारणं कर्म उत्क्षेपणम् । अधोदेशसंयोगकारणं कर्म अवक्षेपणम् । वक्रत्वापादकं कर्म आकुञ्चनम् ऋजुत्वापादकं कर्म प्रसारणम्। अनियतदेशसंयोगकारणं कर्म गमनम् ।

૧ વૈશેષિકોએ (૧) સંયોગ (૨) સમવાય (૩) તાદાત્મ્ય અને (૪)સ્વરૂપ આ ચાર સંબંધો સ્વીકાર્યા છે તેમાં સંયોગ કાર્ય/કારણભાવ વિનાના બે દ્રવ્યો વચ્ચે હોય સમવાય આગળ બતાવ્યું તેમ પાંચ પદાર્થ વચ્ચે હોય એકસ્વરૂપી ભાવપદાર્થમાં તાદાત્મ્ય હોય અભાવ આ ત્રણેયમાંથી એક પણ સંબંધથી સંબંધિત થતો નથી તેથી સર્વત્ર સ્વરૂપસંબંધથી જ સંબંધિત થાય છે એટલે કે છ પદાર્થથી ભિન્ન અભાવ પદાર્થ સર્વત્ર સ્વરૂપ સંબંધથી જ વૃત્તિ છે

अत्यन्तव्यावृत्ताना पिण्डाना यत कारणाद् अन्योऽन्यस्वरूपानुगम प्रतीयते, तदनुवृत्तिप्रत्ययहेतु सामान्यम् । तच्च द्विविध परमपर च । तत्र पर सत्ता भावो महासामान्यमिति चोच्यते[1], द्रव्यत्वाद्यवान्तरसामान्यापेक्षया महाविपयत्वात्। अपरसामान्य च द्रव्यत्वादि। एतच्च सामान्यविशेष इत्यपि व्यपदिश्यते। तथाहि → द्रव्यत्व नवसु द्रव्येषु वर्तमानत्वात् सामान्यम् गुणकर्मभ्यो व्यावृत्तत्वाद् विशेष । तत कर्मधारये सामान्यविशेष इति । एव द्रव्यत्वाद्यपेक्षया पृथिवीत्वादिकमपर, तदपेक्षया घटत्वादिकम्, एव चतुर्विंशतौ गुणेषु वृत्तेर्गुणत्व सामान्यम्, द्रव्यकर्मभ्यो व्यावृत्तेश्च विशेष । एव गुणत्वापेक्षया रूपत्वादिक, तदपेक्षया नीलत्वादिकम्। एव पञ्चसु कर्मसु वर्तनात् कर्मत्व सामान्यम्, द्रव्यगुणेभ्यो व्यावृत्तत्वाद् विशेष। एव कर्मत्वापेक्षया उत्क्षेपणत्वादिक ज्ञेयम् ।

નવ નવ દ્રવ્યમા પૃથ્વી વગેરે ચાર પરમાણુરૂપે નિત્ય તથા દ્વ્યણુક વગેરેરૂપે અનિત્ય છે જ્યારે બાકીના પાચ દ્રવ્યો નિત્ય છે દ્રવ્યત્વ જાતિ આ નવમા સમવેત છે તેથી આ નવ જ દ્રવ્ય છે પૃથ્વીત્વવગેરે જાતિના યોગથી પૃથ્વી વગેરે વ્યપદેશ થાય છે આ દ્રવ્યત્વજાતિ દ્રવ્યનો ગુણ કર્મ વગેરેથી ભેદ પાડે છે પૃથ્વીત્વવગેરે જાતિ દ્રવ્યમા જ પૃથ્વીનો જળવગેરેથી ભેદ દર્શાવે છે આકાશ દિશા કાળ આ ત્રણ એક જ હોઇ તેમાં જાતિ નથી અનાદિકાલથી આકાશાદિશબ્દના વાચ્ય તરીકે જ તેઓ ઇષ્ટ છે ) ગુણ ૨૪ (૧)રૂપ, (૨)રસ, (૩)ગન્ધ, (૪)સ્પર્શ, (૫)સખ્યા, (૬)પરિમાણ, (૭)પૃથક્ત્વ, (૮)સયોગ, (૯)વિભાગ, (૧૦)પરત્વ, (૧૧)અપરત્વ, (૧૨)બુદ્ધિ, (૧૩)સુખ, (૧૪)દુ.ખ, (૧૫)ઇચ્છા, (૧૬)દ્વેષ અને (૧૭)પ્રયત્ન સૂત્રમા આ સત્તરને સાક્ષાત્ દર્શાવ્યા છે અને સૂત્રમા જે 'ચ' મુકયો છે તેનાથી બીજા સાત ગુણો સગૃહીત થાય છે તે આ (૧)દ્રવત્વ, (૨)ગુરૂત્વ, (૩)સસ્કાર, (૪)સ્નેહ, (૫)ધર્મ, (૬)અધર્મ અને (૭)શબ્દ

અહી સસ્કારના ત્રણ ભેદ છે (૧)વેગ (૨)ભાવના અને (૩)સ્થિતિસ્થાપકતા છતા પણ ત્રણેમા સસ્કારત્વ જાતિ સમાનરૂપે છે

**પ્રશ્ન :-** લોકોમા સભળાતા શૌર્ય-ઔદાર્ય વગેરે ગુણોની અહી ગુણતરીકે ગણના શા માટે કરી નથી ?

**ઉત્તર .-** શૌર્ય વગેરે આત્માના ભાવના સસ્કારાદિગુણોમા સમાવિષ્ટ થાય છે માટે તેઓની પૃથગ્ સકલના કરી નથી (અહી બુદ્ધિ વગેરે છ, ભાવનારૂપસસ્કાર, અને ધર્મ તથા અધર્મ આ નવ આત્માના વિશેષ ગુણો છે )કર્મ-ક્રિયા પાચ માન્યા છે (૧)ઉત્ક્ષેપણ-ઊર્ધ્વદેશ સાથે સયોગમા કારણ (૨)અવક્ષેપણ-નીચેના પ્રદેશ સાથે સયોગમા કારણ (૩)આકુચન વક્રત્વઆપાદક કર્મ (૪)પ્રસારણ-ઋજૂતાઆપાદક કર્મ (૫)તિર્ચ્છીમા જ અનિયતદેશના સયોગમા કારણ ગમનકર્મ છે ગમનકર્મના ગ્રહણથી ભ્રમણ, રેચન, સ્યન્દન વગેરે કર્મોનુ ગ્રહણ થાય છે

## સામાન્યનુ સ્વરૂપ

અત્યતવ્યાવૃત્ત=ભિન્ન પદાર્થોમા અનુવૃત્તિ=પરસ્પર સ્વરૂપની સમાનતાનો જે બોધ થાય છે, તે અનુવૃત્તિબોધમા સામાન્યપદાર્થ કારણ છે અર્થાત્ પરસ્પરથી અત્યત ભિન્ન એવા ઘડા વગેરેમા સમાનતાની બુદ્ધિરૂપઅનુવૃત્તિ થવામા કારણ છે → તેઓમા રહેલી ઘટત્વાદિ જાતિરૂપ સામાન્ય આમ અનુવૃત્તિપ્રત્યયના હેતુરૂપે સામાન્ય પદાર્થ સિદ્ધ થાય છે આ સામાન્યના બે ભેદ છે (૧)પર અને (૨)અપર તેમા પરસામાન્યને સત્તા-ભાવ કે-મહાસામાન્ય કહે છે કારણ કે, દ્રવ્યત્વાદિ જે અવાન્તર જાતિઓ છે, તેની અપેક્ષાએ તેઓ મહાવિષય=વિસ્તૃતવિષયવાળા છે અર્થાત્ વ્યાપક છે આ સત્તા દ્રવ્ય-ગુણ અને કર્મરૂપ ત્રણ પદાર્થમા વૃત્તિ છે અપરસામાન્ય 'દ્રવ્યત્વ' વગેરે છે આને સામાન્યવિશેષ પણ કહે છે તે આ પ્રમાણે → દ્રવ્યત્વ નવદ્રવ્યમા સમાન રીતે વિદ્યમાન હોવાથી સમાનતાબુદ્ધિમા=અનુવૃત્તિપ્રત્યયમા હેતુ છે તેથી સામાન્ય છે તથા 'દ્રવ્યત્વ' પોતે

१ द्रव्यादित्रिकवृत्तिस्तु सत्ता परतयोच्यते कारिकावली प्रत्यक्षखण्डे का ८।

तत्र सत्ता द्रव्यगुणकर्मभ्योऽर्थान्तर कया युक्त्या? इति चेत् ? उच्यते–न द्रव्य सत्ता, द्रव्यादन्या इत्यर्थ, एकद्रव्यवत्त्वाद्। एकैकस्मिन् द्रव्ये वर्तमानत्वादित्यथ द्रव्यत्ववत्। यथा द्रव्यत्व नवसु द्रव्येषु प्रत्येक वर्तमान द्रव्य न भवति, किन्तु सामान्यविशेषलक्षण द्रव्यत्वमेव, एव सत्तापि। वैशेषिकाणा हि अद्रव्य वा द्रव्य अनेकद्रव्य वा द्रव्यम्।[1] तत्राद्रव्य आकाश कालो दिग् आत्मा मन परमाणव। अनेकद्रव्य तु द्व्यणुकादिस्कन्धा। एकद्रव्य तु द्रव्यमेव न भवति, एकद्रव्यवती च सत्ता। इति द्रव्यलक्षणविलक्षणत्वाद् न द्रव्यम्।

સ્વાશ્રય-દ્રવ્યને ગુણકર્મથી ભિન્ન કરતુ હોવાથી વ્યાવૃત્તિપ્રત્યયમાં પણ હેતુ છે, તેથી વિશેષ છે સામાન્ય અને વિશેષનો કર્મધારયસમાસ કરવાથી 'સામાન્યવિશેષ' એવું રૂપ નિષ્પન્ન થયુ એવ દ્રવ્યત્વની અપેક્ષાએ પૃથિવીત્વ વગેરે જાતિ અપરસામાન્ય છે, અને તેની અપેક્ષાએ ઘટત્વવગેરે અપર સામાન્ય છે (કેટલાક લોકો દ્રવ્યત્વાદિને પરાપર અને ઘટત્વાદિને અપરસામાન્ય માને છે અપર=અપકૃષ્ટ વિષયવાળુ અર્થાત્ અવાન્તર-વ્યાપ્ય એવી કોઈપણ જાતિ મળતી ન હોવાથી તે અપર કહેવાય છે )

આ જ પ્રમાણે ચોવીસગુણોમા વૃત્તિ હોવાથી ગુણત્વજાતિ સામાન્ય છે, અને ગુણોને દ્રવ્ય અને કર્મથી ભિન્ન કરે છે માટે તે વિશેષ છે એ જ પ્રમાણે ગુણત્વાદિની અપેક્ષાએ રૂપત્વ અને રૂપત્વની અપેક્ષાએ નીલત્વ વગેરે અપરજાતિઓ છે તથૈવ પાચ કર્મમા રહેની હોવાથી કર્મત્વજાતિ સામાન્ય છે વળી દ્રવ્ય અને ગુણથી કર્મને વ્યાવૃત્ત કરતી હોવાથી તે વિશેષ છે તથા કર્મત્વની અપેક્ષાએ ઉત્ક્ષેપણત્વવગેરે અપર જાતિઓ છે.

## સત્તાની દ્રવ્યથી ભિન્નતા

શકા :- સત્તા દ્રવ્ય-ગુણ અને કર્મથી ભિન્ન પદાર્થ તરીકે શા માટે માન્ય છે ?

સમાધાન - સત્તા એ દ્રવ્યરૂપ નથી, અર્થાત્ દ્રવ્યથી ભિન્ન છે કેમ કે તે પ્રત્યેક દ્રવ્યમાં રહે છે. જેમ કે દ્રવ્યત્વ નવ દ્રવ્યમા રહે છે તો દ્રવ્યથી ભિન્ન સામાન્યવિશેષરૂપ છે, પણ દ્રવ્યરૂપ નથી તે જ રીતે સત્તા પણ દ્રવ્યથી ભિન્ન સામાન્યરૂપ છે અહી અનુમાનપ્રયોગ આ રીતે છે → 'સત્તા દ્રવ્યથી ભિન્ન છે કારણ કે એકદ્રવ્યવાળી છે જેમ કે દ્રવ્યત્વ'-અહી સત્તા પક્ષ છે એમા દ્રવ્યઅન્યોન્યાભાવ સાધ્ય છે વૈશેષિકોએ બે પ્રકારના દ્રવ્ય માન્યા છે (૧)અદ્રવ્ય-દ્રવ્ય, જેઓ દ્રવ્યોથી ઉત્પન્ન થયા નથી કે, દ્રવ્યોના ઉત્પાદક નથી તેવા દ્રવ્યો આ દ્રવ્ય તરીકે આકાશ, કાલ, દિશા આત્મા, મન અને પરમાણુઓ છે (૨) અનેક દ્રવ્ય :- આનાથી વિપરીત જેઓ અનેક દ્રવ્યથી જન્ય હોય છે, અને અનેક દ્રવ્યના જનક હોય છે તે બધા અનેકદ્રવ્ય કહેવાય દ્વ્યણુકવગેરે સ્કન્ધો અનેકદ્રવ્ય છે એકદ્રવ્ય હોય તેવુ દ્રવ્ય નથી સત્તા એકદ્રવ્યવાળી હોવાથી દ્રવ્યથી ભિન્ન છે અર્થાત્ નિત્ય દ્રવ્યો બધા અદ્રવ્ય છે જન્યદ્રવ્યો બધા અનેકદ્રવ્ય છે દ્રવ્યના આ બે જ સ્વરૂપ છે જ્યારે સત્તા એકદ્રવ્યસ્વરૂપવાળી છે કેમ કે, સત્તા અદ્રવ્ય અને અનેકદ્રવ્ય બન્નેમા સમાન રીતે રહેતી હોવાથી સત્તામાટે સર્વ દ્રવ્ય એકરૂપ જ છે

## "સત્તાની ગુણ અને કર્મથી ભિન્નતા"

આ જ પ્રમાણે સત્તા ગુણ નથી અર્થાત્ ગુણથી ભિન્ન છે, કારણ કે ગુણત્વની જેમ ગુણમા વૃત્તિ છે અને ગુણ પોતે નિર્ગુણ હોવાથી ગુણમા ગુણની વૃત્તિ નથી સત્તાની ગુણમાં વૃત્તિ 'ગુણ સત્ છે' એવી પ્રતીતિથી સિદ્ધ છે અર્થાત્ ગુણપદાર્થ વિદ્યમાન છે તેવી પ્રતીતિ થતી હોવાથી ગુણમા વિદ્યમાનતા (સત્તા)સિદ્ધ થાય

---

१ द्रव्य द्विधा–अद्रव्यमनेकद्रव्य च। न विद्यते द्रव्य जन्यतया जनकतया च यस्य तदद्रव्य द्रव्यम्। यथा आकाशकालादि। अनेक द्रव्य जन्यतया जनकतया च यस्य तदनेकद्रव्य द्रव्यम्॥

एव न गुण सत्ता, गुणेषु भावाद् गुणत्ववत्। यदि हि सत्ता गुण स्याद् न तर्हि गुणेषु वर्तेत, निर्गुणत्वाद् गुणानाम्। वर्तते च गुणेषु सत्ता 'सन् गुण' इति प्रतीते । तथा न सत्ता कर्म, कर्मसु भावात्, कर्मत्ववत्। यदि च सत्ता कर्म स्याद् न तर्हि कर्मसु वर्तेत, निष्कर्मत्वात् कर्मणाम्। वर्तते च कर्मसु भाव , 'सत् कर्म' इति प्रतीते। तस्माद् पदार्थान्तर सत्ता॥

तथा विशेषा[1] नित्यद्रव्यवृत्तय अन्त्या → अत्यन्तव्यावृत्तिहेतव , ते द्रव्यादिवैलक्षण्यात् पदार्थान्तरम् । तथा च प्रशस्तकार[2] *'अन्तेषु भवा अन्त्या , स्वाश्रयविशेषकत्वाद् विशेषा । विनाशारम्भरहितेषु नित्यद्रव्येष्वाकाशकालदिगात्म–मनस्सु प्रतिद्रव्यमेकैकशो वर्तमाना अत्यन्तव्यावृत्तिबुद्धिहेतव । यथास्मदादीना गवादिषु अश्वादिभ्यस्तुल्याकृति–गुणक्रियावयवोपचयावयवविशेषसयोगनिमित्ता प्रत्ययव्यावृत्तिर्दृष्टा ,गो शुक्ल , शीघ्रगति , पीन , ककुद्मान् महाघन्ट इति।*

છે તથા સત્તા કર્મ પણ નથી કારણ કે સત્તા કર્મમા કર્મત્વની જેમ વિદ્યમાન છે, જો સત્તા કર્મ હોત, તો કર્મમા રહેત નહિ કારણ કે કર્મ પોતે કર્મ વિનાના છે અને કર્મ 'સત્'=વિદ્યમાન છે એવી પ્રતીતિ થાય છે. તેથી કર્મમા સત્તા સિદ્ધ થાય છે માટે સત્તા આ ત્રણથી ભિન્ન છે તેમ જ ગુણ અને કર્મ માત્ર દ્રવ્યમા વૃત્તિ છે જ્યારે સત્તા ત્રણેમા વૃત્તિ છે–માટે સત્તા ગુણ કે કર્મરૂપ નથી (વળી સત્તા દ્રવ્યત્વ ગુણત્વ કે કર્મત્વરૂપ પણ નથી કેમ કે દ્રવ્યત્વ માત્ર દ્રવ્યમા વૃત્તિ છે–ગુણ કર્મમા નહી ગુણત્વ માત્ર ગુણમાં જ વૃત્તિ છે, દ્રવ્ય કે કર્મમા નહી અને કર્મત્વ માત્ર કર્મમાં વૃત્તિ છે, દ્રવ્ય કે ગુણમાં નહી જ્યારે સત્તા દ્રવ્ય–ગુણ–કર્મ ત્રણેમા વૃત્તિ છે )

### વિશેષનુ સ્વરૂપ

હવે વિશેષનુ સ્વરૂપ બતાવે છે → 'વિશેષ' નિત્યદ્રવ્યમા વૃત્તિ છે અન્તે હોવાને કારણે તેને અન્ત્ય કહે છે આ વિશેષ અત્યતવ્યાવૃત્તિમા હેતુ છે અર્થાત્ સ્વાશ્રયદ્રવ્યને બીજા દ્રવ્યથી વ્યાવૃત્ત=ભિન્ન રાખવામા નિયામક છે દ્રવ્યાદિ ચારપદાર્થના લક્ષણથી આનુ લક્ષણ ભિન્ન છે તેથી તેની એ ચારથી ભિન્ન સ્વતત્રપદાર્થ તરીકે કલ્પના કરી છે આ વિષયમા **પ્રશસ્તકારના** મતવ્યને દર્શાવે છે → 'અતે હોવાથી આ અન્ત્ય કહેવાય છે અને પોતાના આશ્રયને બીજાથી વિશેષ (=ભિન્ન) કરતો હોવાથી વિશેષ કહેવાય છે જેઓનો વિનાશ અને આરભ=ઉત્પત્તિ નથી, અર્થાત્ જેઓ નિત્ય છે એવા (૧)પરમાણુ, (૨)આકાશ, (૩)કાલ, (૪)દિશા, (૫)આત્મા અને (૬)મન આ છ દ્રવ્યોમા વિશેષ રહે છે દરેક દ્રવ્યમા અર્થાત્ દરેક પરમાણુમા, દરેક આત્મામા અને દરેક મનમા એક–એક વિશેષ રહેલો છે આકાશ, કાળ અને દિશા એક–એક જ હોવાથી તે દરેકમા એક–એક વિશેષ રહેલો છે પોતાના આશ્રયનો અન્યથા સર્વથા સદેશ એવા બીજા દ્રવ્યથી પણ અત્યત વ્યાવૃત્તરૂપે બોધ કરાવવો, એ વિશેષનુ કાર્ય છે તેથી તેનો અત્યતવ્યાવૃત્તિબુદ્ધિના હેતુતરીકે સ્વીકાર કર્યો છે આપણને જ્યા ગાયવગેરેમા ઘોડાવગેરેથી વ્યાવૃત્તિની બુદ્ધિ થાય છે, ત્યા તુલ્ય આકૃત્તિ, ગુણ, ક્રિયા અવયવોની વૃદ્ધિ, વિશિષ્ટઅવયવનો સયોગવગેરેરૂપ નિમિત્તો હેતુ છે આમ આ રીતે સ્વતત્રરૂપે અસ્તિત્વ ધરાવતા બે પિડમા વિશેષતાની બુદ્ધિ થાય છે જેમ કે, આ ગાય છે, શ્વેત છે, શીઘ્રગતિવાળી છે, પુષ્ટ છે, વિશાળસ્કન્ધવાળી છે, તથા ગળે મોટા ઘટવાળી છે વગેરેરૂપે ગાયની બીજાથી વિશેષરૂપે બુદ્ધિ થાય છે એવ આપણાથી વિશિષ્ટ એવા યોગીઓને કે જેઓને પરમાણુવગેરેનુ જ્ઞાન છે, તેઓને આકૃતિ–ગુણ અને ક્રિયાથી તુલ્ય=સમાન એવા નિત્ય પરમાણુઓ, મુક્ત આત્માઓ તથા મનઅગે પણ વ્યાવૃત્તિની બુદ્ધિ થાય છે અન્યથા સમાન દેખાતા બે પરમાણુઓમા પણ તેઓને પરસ્પરથી ભિન્નતાનો બોધ થાય છે ત્યા આવી ભિન્નતાનો બોધ કરાવનાર ભિન્નઆકૃતિ વગેરે નિમિત્તો હોતા નથી કારણ કે આકૃતિ વગેરેથી તો તેઓ અત્યત તુલ્ય જ હોય છે તેથી

१ तत्साधकानुमानप्रयोगस्त्वय "परमाणुद्वयभेद किञ्चित्प्रयोज्यो भेदत्वात् , कपालभेदप्रयुक्तघटभेदवत्" इति कारिकावलीटीका – रामरू द्रौ विशेषप्रकरणे॥ २ विशेषप्रकरणे प्रशस्तपादभाष्ये॥

*तथाऽस्मद्विशिष्टाना योगिना नित्येषु, तुल्याकृतिगुणक्रियेषु परमाणुषु मुक्तात्ममनस्सु चान्यनिमित्तासम्भवाद्येभ्यो निमित्तेभ्य प्रत्याधार विलक्षणोऽय विलक्षणाऽयमिति प्रत्ययव्यावृत्ति , दशकालविप्रकृष्टे च परमाणौ 'स एवायम्' । इति प्रत्यभिज्ञान च भवति, तेऽन्त्या विशेषा"* इति । अमी च विशेषरूपा एव न तु द्रव्यत्वादिवत् सामान्यविशेषोभयरूपा , व्यावृत्तेरेव हेतुत्वात् ॥

तथा अयुतसिद्धानामाधार्याधारभूतानामिहप्रत्ययहेतु सम्बन्ध समवाय इति। अयुतसिद्धयो (य) परस्परपरिहारेण पृथगाश्रयानाश्रितयोराश्रयाश्रयिभाव (तस्य) 'इह तन्तुषु पट' इत्याद प्रत्ययस्यासाधारण कारण समवाय , यद्वशात् स्वकारणसामर्थ्यादुपजायमान पटाद्याधार्यं तन्त्वाद्याधारे सम्बध्यत, यथा छिदिक्रिया छेद्येनेति। सोऽपि द्रव्यादिलक्षणवैधर्म्यात् पदार्थान्तरम्। इति षट् पदार्था ॥

આવા પરમાણુઓમા જે પરસ્પરથી વ્યાવૃતિની બુદ્ધિ થાય છે તેમા હેતુતરીકે વિશેષને સ્વીકાર્યો છે સર્વ પરમાણુમા 'આ વિલક્ષણ છે' 'આ વિલક્ષણ છે' એવી બુદ્ધિ તે-તે પરમાણુમા રહેલ વિશેષ કરાવે છે અને અગાઉ અમૂક સ્થાને જોયેલા પરમાણુને અમૂક સમય પછી અન્યત્ર જુએ ત્યારે 'આ તે જ પરમાણુ છે' એવી જે પ્રત્યભિજ્ઞા થાય છે તેમા પણ તે પરમાણુગત વિશેષ જ કારણ છે આમ પરમાણુ વગેરેમા એકબીજાથી વિશેષરૂપે બુદ્ધિ કરાવવામા અને એક જ પરમાણુ ભિન્ન દેશ-કાળમા રહ્યો ત્યારે પણ 'તે જ આ છે' એવી પ્રત્યભિજ્ઞા કરાવવામા હેતુતરીકે વિશેષ સિદ્ધ થાય છે આ વિશેષો માત્ર વિશેષરૂપે જ છે, દ્રવ્યત્વાદિની જેમ સામાન્ય-વિશેષ ઉભયરૂપ નથી કારણ કે તેઓ માત્ર વ્યાવૃત્તિના જ હેતુ છે તેથી જો તેઓનુ સામાન્યરૂપ માનવામા આવે, તો સ્વરૂપહાનિ છે-જે આગળ બતાવશે

## સમવાયનુ સ્વરૂપ

અયુતસિદ્ધ આધાર્ય (આધેય)અને આધારભૂત પદાર્થોમા જે 'इह' પ્રત્યય થાય છે, તેમા હેતુભૂતસબધ સમવાય છે પરસ્પરને વર્જીને ભિન્ન આશ્રયમા નહિ રહેવાવાળા ગુણ-ગુણી ઇત્યાદિ પદાર્થો અયુતસિદ્ધ

૧. સ્વત. વ્યાવૃત્ત વિશેષ નામના અદૃષ્ટપદાર્થની કલ્પના કેવી રીતે ઉદ્ભવી ? એવી આશકાના સંદર્ભમા વૈશેષિકો આવુ સમાધાન આપે છે → સમાન દેખાતા બે ઘડાઓમાં ભેદ, એક જ ઘડાના બે અવયવોમાં ભેદ, એક જ અવયવના બે પેટા અવયવોમા ભેદ, યાવત્ બે દ્વ્યણુકમા ભેદ, પોત-પોતાના અવયવોના ભેદને કારણે થાય છે કેમ કે અવયવીનો ભેદ અવયવના ભેદને આધીન છે પરતુ એક દ્વ્યણુકમા રહેલાં બે નિરવયવ-પરમાણુઓનાં ભેદમાં કારણ કોણ? શંકા.- પરમાણુઓને સર્વથા અભિન્ન માનવામાં શો વાધો છે ? સમાધાન - જો પરમાણુઓ સર્વથા અભિન્ન=સર્વથા એક સરખા હોય, તો તેઓ એક જ હોય કારણ કે સર્વથા અભિન્ન વસ્તુઓ એક જ હોય છે તેથી એક પરમાણુ દ્વારા દ્વ્યણુક બની ન શકે તેથી ઉપર ઉપરના કાર્યો પણ થઇ શકે નહિ આમ ઘટ-પટ વગેરે સર્વ કાર્યો અનુપપન્ન બને તેથી પરમાણુઓમાં ભેદ માનવો આવશ્યક છે પરતુ આ ભેદ અવયવ ના ભેદથી ઉપપન્ન નથી, કેમ કે પરમાણુ પોતે નિરવયવ છે તેથી આ ભેદને સિદ્ધ કરવા સર્વ પરમાણુઓમાં અલગ-અલગ વિશેષની કલ્પના આવશ્યક છે 'આ પરમાણુ આ પરમાણુથી ભિન્ન છે વિશિષ્ટ છે સ્વતંત્ર છે' ઇત્યાદિ બુદ્ધિ વિશેષ વિના અનુપપન્ન થાય છે તેથી પરમાણુઓની વ્યાવૃત્તિ (=ભેદ ) પ્રત્યયના હેતુ તરીકે વિશેષ સિદ્ધ થાય છે અનતપરમાણુઓમા રહેલા આ અનત વિશેષોના પરસ્પર ભેદમા હેતુતરીકે વળી નવા પદાર્થની કલ્પના કરવામા અનવસ્થાદોષ આવે અને વિશેષની કલ્પના નિરર્થક થાય તેથી જે અનુમાનથી વિશેષની સિદ્ધિ થાય છે, તે જ અનુમાનથી લાઘવતર્કની સહાયથી વિશેષ સ્વત વ્યાવૃત્ત સિદ્ધ થાય છે વિશેષની સિદ્ધિની અનુમાન પ્રક્રિયા આ છે ''દ્વ્યણુકનો ઉત્પાદ બે સ્વતંત્ર પરમાણુ વિના અનુપપન્ન છે'' આમ અન્યથા અનુપપત્તિરૂપ હેતુથી બે પરમાણુઓ વચ્ચે ભેદની સિદ્ધિ થાય છે પછી "परमाणुद्वयभेद किञ्चित्प्रयोज्यो भेदत्वात् कपालभेदप्रयुक्तघटभेदवत्" આ અનુમાન દ્વારા વિશેષની સિદ્ધિ થાય છે , અનુમાનનો અર્થ-બે પરમાણુનો ભેદ (પક્ષ) કોઇકથી પ્રયોજ્યછે (સાધ્ય) (=બે પરમાણુના ભેદમા કોઇક કારણ છે ) કેમ કે તે ભેદરૂપ છે (હેતુ), જેમ કે ઘડાઓનો ભેદ તેઓના અવયવભૂત કપાલોના ભેદથી પ્રયુક્ત છે (દૃષ્ટાંત)

साम्प्रतमक्षरार्थो व्याक्रियते। सतामपीत्यादि। *सतामपि*–सद्बुद्धिवेद्यतया साधारणानामपि, षण्णा पदार्थाना मध्ये क्वचिदेव केषुचिदेव पदार्थेषु *सत्ता* =सामान्ययोग, *स्याद्* =भवेत्, न सर्वेषु। तेषामेषा वाचोयुक्ति –सदिति। यतो *"द्रव्यगुणकर्मसु सा सत्ता"* इति वचनाद् यत्रैव सत्प्रत्ययस्तत्रैव सत्ता । सत्प्रत्ययश्च द्रव्यगुणकर्मस्वेव, अतस्तेष्वेव सत्तायोग । सामान्यादिपदार्थत्रये तु न, तदभावात्। **इदमुक्तं भवति।** यद्यपि वस्तुस्वरूप अस्तित्व सामान्यादित्रयेऽपि विद्यते तथापि तदनुवृत्तिप्रत्ययहेतुर्न भवति। य एव चानुवृत्तिप्रत्यय स एव सदितिप्रत्यय इति, तदभावाद् न सत्तायोगस्तत्र। द्रव्यादीना पुनस्त्रयाणा षट्पदार्थसाधारण वस्तुस्वरूपम् अस्तित्वमपि विद्यते। अनुवृत्तिप्रत्ययहेतु सत्तासम्बन्धोऽप्यस्ति। नि स्वरूपे शशविषाणादौ सत्ताया समवायाभावात् ॥

કહેવાય 'આ તન્તુઓમા પટ' વગેરે પ્રત્યયો તે બેમા રહેલા પરસ્પરઆશ્રયઆશ્રયીભાવના જ્ઞાપક છે આવા પ્રત્યયો થવામા અસાધારણ કારણ સમવાયસબધ છે તન્તુવગેરેરૂપ પોતાના કારણોના સામર્થ્યથી પટ વગેરે કાર્યો ઉત્પન્ન થાય છે *"ઉત્પન્ન થતુ કાર્ય પોતાના સમવાયીકારણમા (=ઉપાદાનકારણ) રહે"* એવી વ્યાપ્તિ હોવાથી પટ (=કપડુ) પોતાના ઉપાદાન કારણ તતુઓમા રહે છે. આમ ઉત્પન્ન થતા પટનો તતુઓ સાથે સબધ થવામા સમવાય નિયામક છે. જેમ કે છેદનક્રિયા છેદ્ય=છેદવાયોગ્ય વસ્તુ સાથે સબધિત થાય છે, ત્યા 'સમવાય' કારણ છે આ સમવાય પણ દ્રવ્યાદિના લક્ષણથી ભિન્ન લક્ષણવાળો હોવાથી દ્રવ્યાદિથી ભિન્ન છે જેમ કે આ સમવાયનો દ્રવ્યાદિ પાચે સાથે સબધ છે તેથી આ સમવાય પાચથી વિલક્ષણ છઠ્ઠો પદાર્થ છે

આ પ્રમાણે વૈશેષિકદર્શનનુ સ્વરૂપ બતાવ્યુ હવે કાવ્યનુ વિવરણ કરે છે સત્ પદાર્થોમા પણ– સત્ બુદ્ધિમા સમાનરૂપે 'સત્' તરીકે વિષય બનતા છ પદાર્થોમા પણ ક્યાક=કેટલાક પદાર્થોમા જ સત્તા=સામાન્યનો યોગ હોઇ શકે બધામા નહી અર્થાત્ સત્તરીકેની બુદ્ધિ છ એ પદાર્થમા સમાનરૂપે થતી હોવા છતા સત્તા છ એ પદાર્થમા નથી પરતુ દ્રવ્ય–ગુણ–કર્મ, આ ત્રણમા જ છે આ પ્રમાણેનુ નિરુપણ કરવામા તેઓ (વૈશેષિકો) આ

---

૧ આ સિવાય પણ વૈશેષિકોએ 'અભાવ' ને છથી ભિન્ન પદાર્થરૂપે સ્વીકાર્યો છે ' द्रव्यादिषड्भावपदार्थप्रतियोगिकभेदवत्त्वम् (=અર્થાત્ દ્રવ્યાદિ છપદાર્થો ભાવરૂપે એક જ છે આ ભાવપદાર્થથી ભેદવાળાપણુ અભાવત્વ છે ) અથવા બુદ્ધિમા ભાવપદાર્થ તરીકે જે વિષય બને છે, તેજ 'નઞ્' પૂર્વક હોય ત્યારે ભાવતરીકે વિષય બનતો નથી આમ નઞ્ (=નકાર) થી જેનો ઉલ્લેખ થાય તે અભાવ છે અથવા ''પ્રતિયોગિજ્ઞાનાધારિતજ્ઞાન વિષયત્વમભાવત્વમ્'' અર્થાત્ જે વસ્તુનો (પ્રતિયોગીનો) અભાવ હોય, તે વસ્તુનાં જ્ઞાનને આધારિત જ્ઞાનના વિષયવાળા તરીકે પણ અભાવ સિદ્ધ થાય છે આ અભાવના બે ભેદ (૧) અન્યોન્યાભાવ– अन्योन्यस्मिन् तादात्म्येन अभवनम् अन्योन्याभाव । પરસ્પરમા પરસ્પરનાં અભેદનો અભાવ–અન્યોન્યાભાવ' તાદાત્મ્ય=અભેદ જ્યારે બે વસ્તુના પરસ્પરભેદનુ નિરૂપણ હોય, ત્યારે આવા પ્રકારનો અભાવ હોય છે આ અભાવ દર્શાવવા બન્ને પદાર્થવાચક શબ્દો પ્રથમા વિભક્તિમા હોય, અને વચ્ચે 'ન' હોય દા ત घटो न पट । (ઘડો કપડો નથી) (૨) સસર્ગાભાવ તેના ૩ ભેદ છે (૧) પ્રાગભાવ – कार्यस्य उत्पत्ते प्राक्स्वप्रतियोगिसमवायिकारणवृत्ति प्रागभाव – કાર્યની ઉત્પત્તિ પહેલા કાર્યના સમવાયિકારણમાં કાર્યનો જે અભાવ છે તેને પ્રાગભાવ (પ્રાગ્ અભાવ) કહે છે આ અભાવ અનાદિ સાન્ત કહેવાય છે (૨) ધ્વસાભાવ.– कार्यस्योत्पत्त्यनन्तर स्वप्रतियोगिसमवायिकारणवृत्ति । કાર્યની ઉત્પત્તિ થયા પછી કાર્યનાં સમવાયિકારણમાં કાર્યનો (નાશરૂપ) જે અભાવ તે ધ્વંસાભાવ આ અભાવને જન્ય અભાવ (=ઉત્પત્તિ યોગ્ય અભાવ) પણ કહે છે આ અભાવ સાદિ અનન્ત છે (૩) અત્યતાભાવ.– त्रैकालिकत्वे सति ससर्गावच्छिन्नप्रतियोगिताकोऽभाव । (૧) જે અભાવ ત્રૈકાલિક હોય અર્થાત્ નિત્ય હોય તથા (૨) સંસર્ગ સબધ જે સંબધથી પ્રતિયોગી (=ભાવપદાર્થ) પોતાના આધારમા રહે તે સંબધ અહીં સંયોગ, સમવાય કે સ્વરૂપ એ ત્રણમાથી કોઇપણ એક સંબધ લેવાનો – આવા સંબધથી અવચ્છિન્નપ્રતિયોગીનો અભાવ અત્યતાભાવ કહેવાય દા ત આ ભૂમિપર ઘડો નથી અન્યોન્યાભાવ પણ ત્રૈકાલિક છે, પણ તે અભાવમા તાદાત્મ્યસબંધ પ્રતિયોગિતાઅવચ્છેદક છે (નિમિત્તભૂત છે ) જ્યારે અત્યન્તાભાવમા સંયોગાદિસબધો પ્રતિયોગિતાવચ્છેદક છે તેથી 'સંસર્ગ' શબ્દ પ્રયુક્ત કર્યો અભાવનુ જે અધિકરણ છે તેને જ અભાવરૂપ માનવામા અધિકરણ અનન્ત હોઇ અનન્ત અભાવ માનવારૂપ ગૌરવ હોવાથી અભાવને એક સ્વતત્ર પદાર્થ માન્યો છે

सामान्यादित्रिके कथ नानुवृत्तिप्रत्यय ? इति चेत् ? बाधकसद्भावादिति ब्रूम। तथाहि । सत्तायामपि सत्तायोगाङ्गीकारेऽनवस्था। विशेषेषु पुनरतदभ्युपगमे व्यावृत्तिहेतुत्वलक्षणतत्स्वरूपहानि। समवाये तु तत्कल्पनाया सम्बन्धाभाव । केन हि सम्बन्धेन तत्र सत्ता सम्बध्येत, समवायान्तराभावात्। तथा च प्रामाणिकप्रकाण्डमुदयन – *"व्यक्तेरभेदस्तुल्यत्व सङ्करोऽथानवस्थिति। रूपहानिरसम्बन्धो* जातिबाधकसङ्ग्रह "॥ (किरणावल्या) इति तत स्थितमेतत्सतामपि स्यात् क्वचिदेव सत्तेति॥

આ પ્રમાણે યુક્તિ આપે છે "દ્રવ્ય–ગુણ–અને કર્મમા જ સત્તા છે" એવું વચન છે જ્યા 'સત્' પ્રત્યય થાય, ત્યા જ સત્તા મનાય 'સત્' પ્રત્યય દ્રવ્ય–ગુણ અને કર્મ આ ત્રણઅંગે જ થાય છે માટે આ ત્રણસાથે જ સત્તાનો સંબધ છે જ્યારે સામાન્ય-વિશેષ અને સમવાયમા 'સત્' પ્રત્યય થતો નથી તેથી ત્યાં સત્તાનો યોગ નથી તાત્પર્ય આ પ્રમાણે છે → અસ્તિત્વ એ વસ્તુનુ સ્વરૂપ છે અને એ તો દ્રવ્યાદિ ત્રણની જેમ સામાન્યાદિ ત્રણમા પણ છે જ છતા પણ આ અસ્તિત્વસ્વરૂપ આ ત્રણમા (=સામાન્યવગેરેમા)અનુવૃત્તિ (=સમાનતા)ની બુદ્ધિમા હેતુ બનતુ નથી તેથી અસ્તિત્વ હોવા છતા આ ત્રણમા અનુવૃત્તિની બુદ્ધિ થતી નથી આ 'અનુવૃત્તિપ્રત્યય' અને 'સત્ પ્રત્યય' એક જ છે અર્થાત્ જે પદાર્થોમા સમાનતાની બુદ્ધિ થાય તે જ પદાર્થોમાં 'સત્' બુદ્ધિ થાય સામાન્યાદિમાં અનુવૃત્તિપ્રત્યય થતો ન હોવાથી 'સત્' પ્રત્યય પણ થતો નથી તેથી તેઓમા સત્તા પણ નથી જ્યારે દ્રવ્યાદિ ત્રણમાં તો છ એ પદાર્થમાં સમાનપણે રહેલુ અસ્તિત્વસ્વરૂપ પણ છે, અને અનુવૃત્તિપ્રત્યયમા હેતુભૂત એવી સત્તાનો સંબધ પણ છે

શકા :- દ્રવ્યાદિ ત્રણમા સત્તાનો યોગ માનવાથી કાર્ય સરતુ હોવાથી ત્યા અસ્તિત્વને માનવાની શી જરૂર છે ?

સમાધાન :- 'અસ્તિત્વ' એ વસ્તુનુ સ્વરૂપ છે, જો અસ્તિત્વરૂપ સ્વરૂપ જ ન હોય, તો દ્રવ્યાદિ ત્રણ નિ સ્વરૂપ થઇ જાય અને નિ સ્વરૂપ વસ્તુમા તો સત્તાનો સમવાય સંભવતો જ નથી જેમ કે 'સસલાના શિગડા' વગેરે સ્વરૂપહીન છે, તો ત્યા સત્તા પણ નથી માટે સત્તાના યોગ માટે અસ્તિત્વસ્વરૂપ માનવુ આવશ્યક છે તેથી જ્યા સત્તા હોય ત્યા અસ્તિત્વસ્વરૂપ હોય જ અસ્તિત્વસ્વરૂપ હોય ત્યા સત્તા હોય પણ ખરી કે ન પણ હોય, માટે દ્રવ્યાદિ ત્રણમા સત્તા અને અસ્તિત્વ આ બન્નેને સ્વીકારવા સંગત છે ભાવ .- આ દર્શનના મતે 'અસ્તિત્વ' અને 'સત્તા' આ બન્ને પરસ્પરભિન્ન છે સામાન્યાદિમા 'अस्ति' એવી બુદ્ધિ થવાથી અસ્તિત્વ છે છતા પણ સતબુદ્ધિ થતી નથી માટે સત્તા નથી અસ્તિત્વ સ્વરૂપસંબધથી રહે છે. અને સત્તા સમવાયસબધથી રહે છે

### સામાન્યાદિમા સત્તા માનવામા જાતિબાધકો -

શકા – સામાન્યાદિ ત્રણ જો અસ્તિત્વસ્વરૂપવાળા છે તો તેઓમા અનુવૃત્તિ–પ્રત્યય કેમ થતો નથી ?

સમાધાન – આ પ્રત્યય થવામા બાધક હાજર છે માટે તેવો પ્રત્યય થતો નથી કોણ બાધક છે તે દર્શાવે છે. સત્તામા (=સામાન્યમા)પણ જો સત્તારૂપ સામાન્ય અગીકાર કરવામા આવે, તો સત્તામાં પણ સત્તા માનવી પડે એમ અનવસ્થાદોષ આવે વિશેષમા જો સત્તા સ્વીકારવામા આવે, તો સત્તા અનુવૃત્તિપ્રત્યયમાં હેતુ છે જ્યારે વિશેષનુ સ્વરૂપ જ વ્યાવૃત્તિમાં હેતુતારૂપ છે અર્થાત્ વિશેષમા જો સામાન્ય માનવામા આવે, તો 'વિશેષ' 'વિશેષરૂપ' રહે જ નહી આમ વિશેષના સ્વરૂપની જ હાનિ થાય આમ સ્વરૂપહાનિદોષ આવે સમવાયમા સત્તા માનવામા આવે, તો સમવાયમા સત્તા કયા સંબધથી રહેશે ? દ્રવ્યાદિમા સત્તા સમવાયસંબધથી રહે છે

तथा, चेतन्यमित्यादि। *चेतन्य*=ज्ञानम्, *आत्मन*=क्षेत्रज्ञाद्, *अन्यद्*=अत्यन्तव्यतिरिक्तम्,। असमासकरणादत्यन्तमिति लभ्यते । अत्यन्तभेदे सति कथमात्मन सम्बन्धि ज्ञानमिति व्यपदेश , इति पराशङ्कापरिहारार्थम् औपाधिकमिति विशेषणद्वारेण हेत्वभिधानम्। *उपाधेरागतमौपाधिकम्*–समवायसम्बन्धलक्षणेनोपाधिना आत्मनि समवेतम्, आत्मन स्वय जडरूपत्वात् समवायसम्बन्धोपढौकितमिति यावत्। यद्यात्मनो ज्ञानादव्यतिरिक्तत्वमिष्यते, तदा दु खजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये[१] तदनन्तराभावाद् बुद्ध्यादीना नवानामात्मविशेषगुणानामुच्छेदावसर आत्मनोऽप्युच्छेद स्यात्, तदव्यतिरिक्तत्वात्। अतो भिन्नमेवात्मनो ज्ञान यात्तिकमिति॥

સમવાય પોતાનામા સત્તાને સમવાયાન્તરસબધથી રાખી ન શકે તેથી સમવાયમા સત્તાને રહેવા માટે સંબધ નો જ અભાવ છે. અર્થાત્ સમવાયમા સત્તાને રાખવા બીજા સમવાયની કલ્પના કરવામાં અનવસ્થાદિ દોષો હોવાથી સમવાયમા સત્તાને રહેવા માટે સબધનો અભાવ છે (અભાવ પોતે અસત્ સ્વરૂપ છે તેથી તેમા પણ સત્તા ન સભવે)આમ સામાન્યાદિમા સત્તાનો અભાવ હોવાથી તેઓમા અનુવૃત્તિપ્રત્યય થતો નથી આ સિદ્ધાતનુ સમર્થન કરતા પ્રકાણ્ડનૈયાયિક ઉદયનાચાર્ય છ જાતિબાધક બતાવે છે *'(૧)વ્યક્તિનો[૧] અભેદ, (૨) તુલ્યતા, (૩)સંકર, (૪)અનવસ્થિતિ, (૫)રૂપહાનિ અને (૬)અસમ્બન્ધ આ છ જાતિબાધક છે'* તેથી સત્ પદાર્થોમા પણ કેટલાકમા જ સત્તા છે તે સિદ્ધ થાય છે

તથા ચૈતન્ય (=જ્ઞાન)આત્માથી અત્યત વ્યતિરિક્ત છે કાવ્યમા 'આત્મન્' અને 'અન્ય' શબ્દનો સમાસ કર્યો ન હોવાથી 'અત્યત' અર્થની પ્રાપ્તિ થાય છે *"આત્મા પોતે જડ હોય અને જ્ઞાન આત્માથી અત્યત ભિન્ન હોય, તો 'આત્માનુ જ્ઞાન' એમ આત્માસાથે જ્ઞાન સબધિત શી રીતે થશે ?"* આવી બીજાઓને શકા થાય, તો તેના નિરાકરણમાટે 'ઔપાધિક' વિશેષણ દર્શાવ્યુ છે આ વિશેષણપદ પોતે જ જ્ઞાનનો આત્માસાથેનો સબધ દર્શાવવામા હેતુ બને છે ઉપાધિથી લબ્ધ હોય તે ઔપાધિક. જ્ઞાન સમવાયસબધરૂપઉપાધિ દ્વારા આત્મામા સમવેત હોવાથી ઔપાધિક છે તેથી આ જ્ઞાન આત્માથી અત્યત ભિન્ન છે

શકા :- જ્ઞાન આત્માનો સ્વભાવ છે. માટે જ્ઞાનને આત્માથી અભિન્ન માનવુ જ સગત છે.

સમાધાન .- જ્ઞાનને જો આત્માથી અભિન્ન માનશો, તો આત્માના જ ઉચ્છેદની આપત્તિ આવશે તે આ પ્રમાણે → તત્ત્વજ્ઞાનથી મિથ્યાજ્ઞાનનો નાશ થાય છે મિથ્યાજ્ઞાનના નાશથી રાગ, દ્વેષ, મોહ નામના દોષો ધ્વસ્ત થાય છે આ દોષોનો ધ્વસ થવાથી શુભાશુભ ફળવાળી મનોવાક્કાયવ્યાપારરૂપ પ્રવૃત્તિનો અપાય (=નાશ) થાય છે પ્રવૃત્તિના અપાયથી જન્મ વિનષ્ટ થાય છે જન્મનો વિનાશ થવાથી એકવીશભેદવાળા દુ ખનો નાશ થાય છે પ્રવૃત્તિના ક્ષયથી ધર્મ અને અધર્મની ઉત્પત્તિ થતી નથી આ બધાનો નાશ થવાથી આત્માના બુદ્ધિ, વગેરે નવ વિશેષ ગુણોનો નાશ થાય છે. વૈશેષિકોએ બુદ્ધિ વગેરે ગુણોને દીવાની જ્યોતના પ્રવાહની જેમ પ્રવાહરૂપ માન્યા છે અને પ્રદીપપ્રવાહના દૃષ્ટાતથી તે દરેકપ્રવાહનો અત્યત ઉચ્છેદ માન્યો છે આમ બુદ્ધિ=જ્ઞાન

---

१ तत्त्वज्ञानान्मिथ्याज्ञानापाये रागद्वेषमोहाख्या दोपा अपयान्ति, दोपापाये वाङ्मन कायव्यापाररूपाया शुभाशुभफलाया प्रवृत्तेरपाय। प्रवृत्त्यपाये जन्मापाय। जन्मापाये एकविंशतिभेदस्य दु खस्यापाय ॥

૧ આકાશાદિ એક જ હોવાથી ત્યાં આકાશત્વાદિ જાતિને બાધ છે કેમ કે જાતિ અનેક વ્યક્તિમાં અનુવૃત્તિપ્રત્યયમા હેતુ છે (૨) ઘટત્વ અને કળશત્વ બન્ને સમવ્યાપ્ય છે અર્થાત્ જ્યાં ઘટત્વ છે ત્યાં જ કળશત્વ છે, અને જ્યાં કળશત્વ છે ત્યાં જ ઘટત્વ છે તેથી તુલ્યતા હોવાથી કળશત્વને જાતિ માનવામાં બાધ છે કેમ કે લાઘવથી ઘટત્વ જાતિ સિદ્ધ છે (૩)અલગ-અલગ દ્રવ્યમા વૃત્તિ બે ધર્મો (=ઉપાધિઓ) ત્રીજા દ્રવ્યમાં સમાનતયા વૃત્તિ હોય, તો તે બે ધર્મો સંકરદોષવાળા ગણાય જેમ કે 'ભૂતત્વ' આકાશમાં વૃત્તિ છે મૂર્તત્વ 'મન'મા વૃત્તિ છે આમ બે અલગ દ્રવ્યમા રહેલા આ બન્ને પૃથ્વી વગેરેમાં સમાનરૂપે રહે છે તેથી બન્ને વચ્ચે સંકરદોષ છે બાકીનાં ત્રણ જાતિબાધકોનુ સ્વરૂપ ઉપર દર્શાવ્યુ છે

तथा न सविदत्यादि। *मुक्ति* =मोक्ष , *न सविदा न्दमयी*=न ज्ञानसुखस्वरूपा। *सविद्*=ज्ञान, *आनन्द* =सौख्यम्, ततो द्वन्द्व , सविदानन्दौ प्रकृतौ यस्या सा सविदा न्दमयी। एतादृशी न भवति → *बुद्धिसुखदु खेच्छाद्वेषप्रयत्नधर्माधर्मसस्काररूपाणा नवानामात्मनो वैशेषिकगुणानामत्यन्तोच्छेदो* मोक्ष इति वचनात्। चशब्द पूर्वोक्ताभ्युपगमद्वयसमुच्चये। ज्ञान हि क्षणिकत्वादनित्य, सुख च सप्रक्षयतया सातिशयतया च न विशिष्यत ससारावस्थात । इति तदुच्छेदे आत्मस्वरूपेणाव-स्थान मोक्ष इति। प्रयोगश्चात्र → '*नवानामात्मविशेषगुणाना सन्तानोऽत्यन्तमुच्छिद्यते, सन्तानत्वात्, यो य सन्तान स सोऽत्यन्तमुच्छिद्यते, यथा प्रदीपसन्तान। तथा चायम्, तस्मातदत्यन्तमुच्छिद्यते*' इति। तदुच्छेद एव महोदय , न कृत्स्नकर्मक्षयलक्षण इति।

વગેરેવિશેષગુણો નાશ થાય છે હવે જો, આત્મા જ્ઞાન વગેરેથી અભિન્ન હોય, તો આત્માનો પણ નાશ થઇ જાય અને આત્માનો નાશ થાય, તો તે 'નિત્ય' સિદ્ધ ન થાય અને મુક્તિના અભાવની આપત્તિ આવે તેથી જ્ઞાનાદિગુણો નાશ થાય, તો પણ આત્માનુ અસ્તિત્વ માનવું હોય, તો આત્માથી જ્ઞાનાદિને વ્યતિરિક્ત માનવા જ સંગત છે

## મોક્ષમાં જ્ઞાનસુખ અભાવ-વૈશેષિક

મુક્તિ=મોક્ષ *ન સંવિદાનન્દમયી*=જ્ઞાન અને સુખસ્વરૂપ નથી અર્થાત, મોક્ષ જ્ઞાન કે સુખમય નથી કારણ કે, *"આત્માના બુદ્ધિ, સુખ, દુ ખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને સસ્કારરૂપ નવ વિશેષગુણોનો અત્યત ઉચ્છેદ=મોક્ષ"* એવુ વચન છે (કાવ્યમા 'ચ'પદ વૈશેષિકોના પૂર્વોક્ત બે સિદ્ધાતસાથે આ ત્રીજા સિદ્ધાતનો સમાવેશ કરે છે )જ્ઞાન ક્ષણિક હોવાથી અનિત્ય છે (વૈશેષિકોવગેરે જ્ઞાનને દ્વિક્ષણસ્થાયી માને છે અપેક્ષાજ્ઞાન ત્રણક્ષણ સ્થાયી છે ઉત્તરજ્ઞાન પૂર્વજ્ઞાનનો નાશક હોવાથી જ્ઞાન ક્ષણિક છે )અને સુખવગેરે સંતાનરૂપ છે ઉત્તરક્ષણે ઉત્પન્ન થયેલુ વિભિન્ન સુખ પૂર્વક્ષણના સુખનો નાશક છે આ પૂર્વઉત્તરક્ષણના સુખો સાતિશય = ઓછાવત્તા -પ્રમાણ વાળા હોય છે આમ સુખ પણ એકસરખુ સ્થિર નથી પણ હંમેશા હાનિ- વૃદ્ધિવાળું છે જો આવા પ્રકારનુ સુખ મોક્ષમા પણ માનવામાં આવે, તો મોક્ષ અને સંસાર વચ્ચે કોઇ તફાવત જ ન રહે વળી મોક્ષમા દુખનો અત્યતનાશ સર્વેને ઇષ્ટ છે અને સુખ અને દુ ખ એકબીજા સાથે એવા વળગેલા છે કે, બન્ને છૂટા ન પડી શકે તેથી દુ ખના અત્યંત નાશ વખતે સુખનો પણ નાશ થઇ જાય છે. તેથી આ વિશેષગુણોનો અત્યત ઉચ્છેદ થવાથી આત્માનુ પોતાના સ્વરૂપમા અવસ્થાન (=રહેવુ)એ જ મુક્તિ છે, અપવર્ગ છે પ્રયોગ - *"આત્માના નવ વિશેષગુણોના સંતાનો અત્યત ઉચ્છેદ પામે છે, કેમ કે તેઓ સતાન છે જે જે સતાનરૂપ હોય, તે-તે અત્યત ઉચ્છેદને પામે જેમ કે પ્રદીપસતાન તે જ પ્રમાણે આ વિશેષગુણો પણ સતાનરૂપ છે માટે અત્યત ઉચ્છેદને પામે છે "આ પ્રમાણે વિશેષગુણસતાનનો ઉચ્છેદ જ મહોદય (=મોક્ષ)છે, નહી કે જૈનો માને છે તેમ સર્વકર્મનો ક્ષય."*

## વેદાતમતે મુક્તિનુ સ્વરૂપ

વેદાતવાદીઓ પણ આવા પ્રકારની મુક્તિનુ જ સમર્થન કરે છે આ વાત વેદવાક્ય દ્વારા બતાવે છે, *"શરીરસહિતના =સસારી જીવને પ્રિયા-પ્રિયની (=સુખ-દુ ખની) અપહતિ=(નાશ) નથી જેઓ અશરીર =મુક્તાત્મા છે, તેઓને પ્રિયાપ્રિય સ્પર્શતા નથી અર્થાત્ સુખ-દુ.ખ હોતા નથી "* આ જ સદર્ભમાં પ્રખર નૈયાયિક જયન્તની સમ્મતિ તેના જ શ્લોકો દ્વારા દર્શાવે છે *"જ્યા સુધી વાસના=સંસ્કારવગેરે આત્માના બધા ગુણો ઉચ્છિન્ન (=નાશ)થતા નથી, ત્યા સુધી દુ ખનો આત્યન્તિક વ્યવચ્છેદ થતો નથી સુખ-દુ.ખનો સભવ (=ઉત્પત્તિ)ધર્માધર્મનિમિત્તક છે (=ધર્મ અને અધર્મ જ સુખ અને દુ ખના જનક છે )અને સુખ-દુ ખ*

" न हि वे सशरीरस्य प्रियाप्रिययोरपहतिरस्ति अशरीर वा वसन्त प्रियाप्रिये न स्पृशत "।[1] इत्यादयोऽपि वेदान्तारताद्दशीमेव मुक्तिमादिशन्ति। अत्र हि प्रियाप्रिये सुखदु खे, ते चाशरीर मुक्त न स्पृशत । अपि च "यावदात्मगुणा सर्वे नोच्छिन्ना वासनादय । तावदात्यन्तिकी दु खव्यावृत्तिर्न विकल्प्यते॥ १ ॥ धर्माधर्मनिमित्तो हि सम्भव सुखदु खयो । मूलभूतो च तावेव स्तम्भो ससारसद्मन ॥२ ॥ तदुच्छेदे च तत्कार्यशरीराद्यनुपप्लवात्। नात्मन सुखदु खे स्त इत्यसो मुक्त उच्यते ॥३ ॥ इच्छाद्वेपप्रयत्नादि भोगायतनवन्धनम्। उच्छिन्नभोगायतनो नात्मा तैरपि युज्यते ॥४ ॥ तदेव धिपणादीना नवानामपि मूलत । गुणानामात्मनो ध्वस सोऽपवर्ग प्रतिष्ठित ॥५ ॥ ननु तस्यामवस्थाया कीद्दगात्मावशिष्यते। स्वरूपेकप्रतिष्ठान परित्यक्तोऽखिलेर्गुणे ॥६ ॥ ऊर्मिपट्कातिग रूप तदस्याहुर्मनीषिण । ससारवन्धनाधीनदु खशोका-द्यदूपितम् ॥७ ॥ कामक्रोधलोभगर्वदम्भहर्पा ऊर्मिपट्कमिति।"[2]

જ સસારરૂપી પ્રાસાદના મૂલભૂત સ્તમ્ભરૂપ છે (=આ બે પર જ સસાર ટક્યો છે )॥ ૨ ॥ આ બન્ને (=ધર્માધર્મ) નો ઉચ્છેદ થવાથી તેના કાર્યરૂપ શરીર વગેરે ઉત્પન્ન થતા નથી તેમ જ આત્માના સુખ-દુ ખ પણ રહેતા નથી તેથીઆત્મા 'મુક્ત' કહેવાય છે ॥૩ ॥ ઇચ્છા-દ્વેષ-પ્રયત્ન વગેરે ભોગાયતન(=શરીર) ના પ્રયોજ્ય છે ) (ઇચ્છાદિમા શરીર નિમિત્ત છે )શરીરનો અભાવ થવાથી આત્મા તેઓની સાથે પણ જોડાતો નથી (=આત્મામા ઇચ્છાદિ પણ રહેતા નથી )॥ ૪ ॥ આ પ્રમાણે આત્માના ધિષણા (બુદ્ધિ) વગેરે નવગુણોનો મૂળથી નાશ જ અંપવર્ગ તરીકે પ્રતિષ્ઠિત=માન્ય છે ॥૫ ॥ આત્મા આ મોક્ષઅવસ્થામા કેવો હોય છે ? બધા જ ગુણોથી રહિત એવો આત્મા માત્ર સ્વરૂપમા જ અવસ્થિત હોય છે ॥૬ ॥ ઊર્મિષટ્કથી અતીત, તથા સસારરૂપબધનને આધીન દુ ખશોકાદિથી અદૂષિત, એવુ આત્માનુ આ સ્વરૂપ ત્યા છે તેમ વિદ્વાનો પ્રરૂપે છે ॥ ૭ ॥ ઊર્મિષટ્ક=કામ, ક્રોધ, લોભ, મદ, દમ્ભ (=માયા)અને હર્ષ છે (જયન્તના મતે ક્ષુધા અને તરસ પ્રાણની, લોભ અને મોહ આ બે મનની તથા શીત અને આતપ=ઉષ્ણતા આ બે શરીરની એમ ૬ ઊર્મિઓ છે અને તેનાથી રહિત એવું મોક્ષનુ સ્વરૂપ છે )

આ પ્રમાણે (૧)સત્તા છ સત્ પદાર્થોમાથી દ્રવ્યાદિ ત્રણમા જ છે (૨)જ્ઞાન આત્માથી અત્યત ભિન્ન છે અને (૩) મુક્તિ, જ્ઞાન અને સુખમય નથી આ ત્રણ અભ્યુપગમનુ સમર્થન કરનારાઓ, કણાદમતને અનુસરનારા છે અને તારી આજ્ઞાથી બાહ્ય છે ખરેખર ! આ વિદ્વાનોએ સુદર આગમરચના કરી છે ! અથવા અહીં 'સુસૂત્રમ્' પદ ક્રિયાવિશેષણરૂપ છે તેથી 'તેઓએ વસ્તુની વ્યવસ્થાની રચનામા કુશળ એવા સૂત્રોની રચના કરી છે !' એવો અર્થ પ્રાપ્ત થાય છે અહીં ઉપહાસગર્ભ પ્રશસાવચન છે કારણ કે ખરેખર ! વૈશેષિકોની આ સૂત્રરચના વસ્તુનો સમ્યગ્નિશ્ચય કરાવવામા અસમર્થ છે વિપરીતલક્ષણવાળી છે તેથી કવિ વ્યગમા 'સુસૂત્ર' ઇત્યાદિ શબ્દપ્રયોગથી તેઓના સૂત્રરચનાકૌશલને વખાણે છે આ પ્રમાણે વ્યગમા પ્રશસાવચનનો પ્રયોગ કાવ્યો વગેરેમા થાય છે દા ત "હે મિત્ર ! ત્યા આપના વડે ઘણો ઉપકાર કરાયો ! અને લાબા કાળ સુધી સજ્જનતા બતાવાઇ !"

## દ્રવ્યાદિત્રણમાં સત્તાની સ્વીકૃતિની અસગતતા

વૈશેષિકોના આ ત્રણ અભ્યુપગમ યુક્તિરહિત છે અને ઉપહાસપાત્ર છે તે આ પ્રમાણે-> **(૧)** વૈશેષિકોને સમત છ એ પદાર્થોમા 'સત્' બુદ્ધિ સમાન પ્રકારે થતી હોવા છતા માત્ર દ્રવ્યાદિ ત્રણમા જ સત્તા સ્વીકારવી અને સામાન્યાદિ ત્રણમા નહી, એ પશ્યતોહર=સોનીની જેમ બીજાના દેખતા ચોરી કરવા જેવુ થયુ હે

१ छान्दोग्य उ० ८-१२

२ जयन्तविरचितन्यायमञ्जर्या पृ० ५०८ । ऊर्मिपट्क तत्र → प्राणस्य क्षुत्पिपासे द्वे, लोभमोहौ च चेतस । शीतातपौ शरीरस्य पड्डूर्मिरहित शिव ॥

तदेतदभ्युपगमत्रयमित्थ समर्थयद्भि *अत्वदीये* – त्वदाज्ञाबहिर्भूते कणादमतानुगामिभि, सुसूत्रमासूत्रितम् सम्यगागम प्रपञ्चित। अथवा सुसूत्रमिति क्रियाविशेषणम्। शोभन सूत्र वस्तुव्यवस्थाघटनाविज्ञान यत्रैवमासूत्रित– तत्तच्छास्त्रार्थोपनिबन्ध कृत, इति हृदयम्। *"सूत्र तु सूचनाकारि ग्रन्थे तन्तुव्यवस्थयो"* इत्यनेकार्थवचनात्। अत्र च सुसूत्रमिति विपरीतलक्षणयोपहासगर्भं प्रशसावचनम्। यथा → *"उपकृत बहु तत्र किमुच्यते सुजनता प्रथिता भवता चिरम्।"* इत्यादि। उपहसनीयता च युक्तिरिक्तत्वात् तदङ्गीकरणम्। तथाहि → अविशेषेण सद्बुद्धिवेद्येष्वपि सर्वपदार्थेषु द्रव्यादिष्वेव त्रिषु सत्तासम्बन्ध स्वीक्रियते, न सामान्यादित्रय इति महतीव पश्यतोहरता। यत परिभाव्यता सत्ताशब्दार्थ अस्तीति सन्। सतो भाव सत्ता–अस्तित्व–तद्वस्तुस्वरूप, तच्च निर्विशेषमशेषेष्वपि पदार्थेषु त्वयाप्युक्तम्। तत् किमिदमर्द्धजरतीय यद् द्रव्यादित्रय एव सत्तायोगो नेतरत्र त्रये इति॥

પરવાદીઓ! 'સત્તા' શબ્દનો અર્થ વિચારો સત્તા એ 'સત્' (વિદ્યમાનવસ્તુ) નો ભાવ (=સ્વરૂપ) છે વિદ્યમાનવસ્તુ 'સત્' કહેવાય આમ સત્તા અને અસ્તિત્વ બન્ને એક જ છે નિ'શેષ પદાર્થોમા અસ્તિત્વ છે એમ તમે પણ સ્વીકાર્યુ જ છે અને છતા કેમ *'અર્ધ જરતીય'* ન્યાયથી દ્રવ્યાદિ ત્રણમા જ સત્તાનો સ્વીકાર કરો છો ? જો દરેકમા અસ્તિત્વસ્વરૂપ હોય, તો તેનાથી અભિન્ન સત્તા અમુકમા જ છે અને અન્યત્ર નહી–એવો ભેદભાવ શા માટે છે ?

## અનુવૃત્તિપ્રત્યય સર્વપદાર્થવ્યાપી

**પૂર્વપક્ષ** – સામાન્યાદિ ત્રણમા અસ્તિત્વસ્વરૂપ હોવા છતા, અનુવૃત્તિપ્રત્યયનો અભાવ છે અને જ્યા અનુવૃત્તિપ્રત્યય નથી ત્યા સત્તા સ્વીકાર્ય નથી કેમકે સત્તા એ જાતિરૂપ હોવાથી અનુવૃત્તિ પ્રત્યયમા હેતુ છે (તાત્પર્ય – વૈશેષિક મતે અસ્તિત્વ એ વસ્તુનું સ્વરૂપ છે, જ્યારે સત્તા એ જાતિરૂપ છે માટે બન્ને ભિન્ન છે તેથી અસ્તિત્વ હોય ત્યા સત્તા હોય જ તેવો નિયમ નથી સામાન્યાદિ ત્રણમા સત્તાનું કાર્ય 'અનુવૃત્તિપ્રત્યય' ન હોવાથી કારણભૂત સત્તાનો અભાવ પણ સિદ્ધ થાય છે )

**ઉત્તરપક્ષ** – *'સામાન્યાદિમા અનુવૃત્તિપ્રત્યય નથી'* એવો તમારો અભ્યુપગમ અસિદ્ધ છે કેમ કે ત્યા પણ અનિવાર્યરૂપે અનુવૃત્તિનો બોધ થાય છે તે આ પ્રમાણે સામાન્યમા→ પૃથ્વીત્વ, ગોત્વ, ઘટત્વ, વગેરે પ્રત્યેકમા 'આ સામાન્ય' 'આ સામાન્ય' એવો બોધ થાય છે અર્થાત્ પૃથ્વીત્વવગેરે અનત જાતિઓમા સમાનરૂપે જાતિ તરીકેનો બોધ થાય છે આ જ અનુવૃત્તિ પ્રત્યય છે તેથી સામાન્યમા અનુવૃત્તિપ્રત્યયમા હેતુભૂત સત્તા સ્વીકારવી જોઈએ. વિશેષ – દરેક પરમાણુમા ભિન્ન-ભિન્ન વિશેષ માન્યા છે આ દરેક વિશેષમા સમાનરૂપે 'આ વિશેષ છે' 'આ વિશેષ છે.' એવો બોધ થાય છે તેથી તેમા પણ અનુવૃત્તિનો બોધ થાય છે તથા સમવાયમા પૂર્વોક્ત પ્રમાણે તે–તે અવચ્છેદકના ભેદને આશ્રયીને અનેકપણુ છે અને સમવાયરૂપે એકાકાર બુદ્ધિનો અનુભવ પણ છે જેમ કે 'આ ઘટસમવાય' 'આ પટસમવાય' વગેરે આમ સામાન્યાદિ ત્રણેમા અનુવૃત્તિપ્રત્યય અનિવાર્ય છે તેથી તેમા હેતુભૂત સત્તા પણ અનિવાર્ય બની જશે

## સામાન્યાદિમા સત્તા અનૌપચારિક

**પૂર્વપક્ષ** '– દ્રવ્યાદિમા સ્વરૂપસત્ત્વ=અસ્તિત્વ છે તે જ પ્રમાણે સામાન્યાદિમા પણ સ્વરૂપસત્ત્વ છે આ સ્વરૂપસત્ત્વનુ બન્નેમા સાધર્મ્ય=તુલ્યત્વ છે તેથી દ્રવ્યત્વમા જેમ સ્વરૂપસત્ત્વ હોવાથી સત્તા છે તેમ સામાન્યાદિમા પણ સ્વરૂપસત્ત્વ હોવાથી સત્તાનો અધ્યારોપ=ઉપચાર કરાય છે તેથી તેઓમા પણ 'સત્' 'સત્'

१ अनेकार्थसग्रहे २।४५८॥ २ विदधदीदृशमेव सदा सखे सुखितमास्व तत शरदा शतम्' इत्युत्तरार्धम्। ३ अर्धा जरती अर्धा युवतिरितिवत्॥

अनुवृत्तिप्रत्ययाभावाद् न सामान्यादित्रये सत्तायोग इति चेत्? न। तत्राप्यनुवृत्तिप्रत्ययस्यानिवार्यत्वात्। पृथिवीत्व–गोत्वघटत्वादिसामान्येषु सामान्य सामान्यमिति, विशेषेष्वपि बहुत्वाद् अयमपि विशेषोऽयमपि विशेष इति, समवाये च प्रागुक्तयुक्त्या तत्तदवच्छेदकभेदादेकाकारप्रतीतेरनुभवात्॥ स्वरूपसत्त्वसाधर्म्येण सत्ताध्यारोपात् सामान्या- दिष्वपि सत्सदित्यनुगम इति चेत्? तर्हि मिथ्याप्रत्ययोऽयमापद्यते। अथ भिन्नस्वभावेष्वेकानुगमो मिथ्येवेति चेत्? द्रव्यादिष्वपि सत्ताध्यारोपकृत एवास्तु प्रत्ययानुगम। नैव। असति मुख्येऽध्यारोपस्यासम्भवाद्। द्रव्यादिषु मुख्योऽयमनुगत प्रत्यय, सामान्यादिषु तु गौण इति चेत्? न। विपर्ययस्यापि शक्यकल्पनत्वात्। सामान्यादिषु बाधकसम्भवाद् न

એવો અનુગમ થાય છે

**ઉત્તરપક્ષ '-** આનો ભાવ એ આવ્યો કે, સામાન્યાદિમા સત્તા ઉપચારથી છે, વાસ્તવમા નથી અને તેથી સત્તાના નિમિત્તે થતી 'સત્' બુદ્ધિ પણ મિથ્યા છે

**પૂર્વપક્ષ .-** સામાન્ય વગેરે દ્રવ્યાદિથી ભિન્ન સ્વભાવવાળા છે અને ભિન્નસ્વભાવવાળાઓમા 'સત્' એવી સમાન બુદ્ધિ મિથ્યા જ હોય

**ઉત્તરપક્ષ '-** જો ભિન્નસ્વભાવવાળા પદાર્થમા સમાન અનુગમ મિથ્યા હોય, તો દ્રવ્ય, ગુણ અને કર્મ પણ પરસ્પર ભિન્નસ્વભાવવાળા છે અરે! દ્રવ્યમા પણ પૃથ્વી વગેરે દ્રવ્યો પરસ્પર ભિન્નસ્વભાવવાળા છે અને સત્તા અધ્યારોપથી જ છે તેથી તેઓમા પણ 'સત્' બુદ્ધિ ઔપચારિક છે અર્થાત્ વાસ્તવમા મિથ્યા છે

**પૂર્વપક્ષ :-** એમ નથી. જો ક્યાય મુખ્યરૂપે અનુગત પ્રત્યય ન થતો હોય, તો તેનો બીજે અધ્યારોપ પણ થઇ શકે નહી કેમકે મુખ્યની ગેરહાજરીમા અધ્યારોપ પણ અસભવિત છે આમ કો' કમા તો મુખ્યરૂપે અનુગતપ્રત્યય અને સત્તાનો સ્વીકાર કરવો જરુરી છે દ્રવ્યાદિમા અનુગતપ્રત્યય બધાને સ્વસવેદનસિદ્ધ છે તેથી દ્રવ્યાદિમા આ અનુગત પ્રત્યય મુખ્યરૂપે છે અને સામાન્યાદિમા ગૌણરૂપે છે

**ઉત્તરપક્ષ :-** નહિ, આથી વિપરીતકલ્પના પણ શક્ય છે સામાન્યાદિમા પણ અનુગતપ્રત્યય અનુભવસિદ્ધ હોવાથી સામાન્યાદિમા મુખ્યરૂપે અનુગતપ્રત્યય અને સત્તા છે, જ્યારે દ્રવ્યાદિમા ગૌણરૂપે છે આમ વિપરીતકલ્પના થતી રોકવા સમર્થ કોઇ વિનિગમક=નિયામક નથી

## સામાન્યાદિમાં સત્તા કલ્પવામા બાધકાભાવ

**પૂર્વપક્ષ .-** સામાન્યાદિમા મુખ્યરૂપે સત્તા માનવામા બાધક હોવાથી ત્યા મુખ્ય અનુગતપ્રત્યય કલ્પી શકાય નહિ શકા – તે બાધકો કયા છે? **સમાધાન .-** તે બાધકો આ પ્રમાણે છે → સામાન્યમા સત્તા માનવામા અનવસ્થા છે વિશેષોમા સત્તારૂપસામાન્ય માનવામા સ્વરૂપહાનિદોષ છે સમવાયમા સત્તામાટે સબધાન્તરનો અભાવ છે આ બધા બાધકો છે અને તેઓ જ સામાન્યાદિમા મુખ્યરૂપે અનુગતપ્રત્યયને અટકાવનાર નિયામકો છે

**ઉત્તરપક્ષ -** જો સામાન્યમા સત્તા માનવામા અનવસ્થા હોય, તો દ્રવ્યાદિમા પણ સત્તા માનવામા અનવસ્થા આવશે કેમ કે સામાન્યાદિની જેમ સ્વરૂપસત્તા તો દ્રવ્યાદિમા પણ પહેલેથી જ હાજર છે અર્થાત્ જો સ્વરૂપસત્ સામાન્યમા સત્તા (=સામાન્ય)માનવામા, તે સત્તામા પણ સામાન્ય, તેમા પણ સામાન્ય એમ અનવસ્થાદોષ હોય, તો દ્રવ્યાદિ પણ સ્વરૂપસત્ છે જ તેથી આ સ્વરૂપસત્ દ્રવ્યાદિમા ઇતર સત્તારૂપ સામાન્ય માનવામા તેમા પણ સામાન્ય ઇત્યાદિરૂપ અનવસ્થાદોષ તુલ્યરૂપે આવશે જ અથવા જો સ્વરૂપસત્ દ્રવ્યમા

किञ्च, तैर्वादिभिर्यो द्रव्यादित्रये मुख्य सत्तासम्बन्ध कक्षीकृत, सोऽपि विचार्यमाणो विशीर्येत। **तथाहि** । यदि द्रव्यादिभ्योऽत्यन्तविलक्षणा सत्ता, तदा द्रव्यादीन्यसद्रूपाणि स्यु । सत्तायोगात् सत्त्वमस्त्येवेति चेत्? असता सत्तायोगेऽपि कुत सत्त्वम् ? सता तु निष्फल सत्तायोग । स्वरूपसत्त्व भावानामस्त्येवेति चेत् ? तर्हि कि शिखण्डिना सत्तायोगेन ? सत्तायोगात् प्राग् भावो न सन्, नाप्यसन्, सत्तायोगात्तु सन्निति चेत्? वाङ्मात्रमेतत् । सदसद्विलक्षणस्य प्रकारान्तरस्यासम्भवात् । तस्मात् ' सतामपि स्यात्क्वचिदेव सत्तेति तेषा वचन विदुषा परिषदि कथमिव नोपहासाय जायते ?॥

નિષ્ફળ છે. અર્થાત્ જે સ્વત. સત્ છે તેમા સત્ બુદ્ધિ કરાવવા ભિન્ન સત્તાની કલ્પના પ્રયોજન વિનાની છે તેથી જો પદાર્થો 'સ્વરૂપસત્' જ હોય, તો તે સ્વરૂપ જ સત્બુદ્ધિમા હેતુ હોવાથી શિખડી=નપુસકતુલ્ય સત્તાથી સર્યુ !

**પૂર્વપક્ષ .-** સત્તાનો યોગ થયો, તે પહેલા વસ્તુ સત્ પણ ન હતી, અને અસત્ પણ ન હતી સત્તાનો યોગ થવાથી વસ્તુ સત્ બને છે માટે સત્તાની કલ્પના અમોઘ છે

**ઉત્તરપક્ષ .-** આ બધી વાતો વચનમાત્ર છે તત્ત્વથી રહિત છે કારણ કે વસ્તુનો સત્ કે અસત્ ને છોડી અન્ય કોઇ પ્રકાર સભવતો નથી ખપુષ્પ વગેરે અસત્ છે ઘટાદિ બધા સત્ છે તેથી સત્ અને અસત્ ઉભયાભાવની કલ્પના કોના વિષે કરશો ? તેથી "સત્ પદાર્થોમા પણ દ્રવ્યાદિ કેટલાકમા જ સત્તા છે અને સામાન્યાદિ કેટલાકમા નથી" ઇત્યાદિ વૈશેષિકોના વચનો વિદ્વાનોની પર્ષદામા ઉપહાસ માટે જ થાય છે

## જ્ઞાનની આત્માથી એકાત ભિન્નતાનો નિરાસ

જ્ઞાન પણ જો આત્માથી એકાતે ભિન્ન હોય, તો આત્મા જ્ઞાન દ્વારા વિષયનો અવબોધ કરી શકે નહી જેમ મૈત્રનુ જ્ઞાન ચૈત્રથી અત્યત ભિન્ન હોવાથી ચૈત્રને વસ્તુનો અવબોધ કરાવતુ નથી તેમ આત્માથી ભિન્ન જ્ઞાન આત્મામા વિષયનો પ્રકાશ કરવામા નિષ્ફળ છે (અને જો ભિન્ન હોવા છતા તે જ્ઞાન વિષયઅવબોધ કરાવવાનુ સામર્થ્ય ધરાવતુ હોય, તો એક જીવનુ જ્ઞાન સર્વજીવોને વિષયનો અવબોધ કરાવશે કેમ કે બધા જ જીવો જ્ઞાનથી તુલ્ય રીતે ભિન્ન છે )

**પૂર્વપક્ષ -** જ્ઞાન આત્માથી ભિન્ન હોવા છતા જે આત્મામા સમવાયસમ્બન્ધથી સમવેત હોય, તે જ આત્માને વસ્તુનો પરિચ્છેદ કરાવશે તેથી એકના જ્ઞાનથી સર્વને બોધ થવાની આપત્તિ આવતી નથી

**ઉત્તરપક્ષ -** આ વાત યુક્તિસગત નથી તમારે મતે સમવાય એક, નિત્ય અને વ્યાપક છે તેથી તેની વૃત્તિ સર્વત્ર તુલ્યરૂપે રહેશે અને સમવાયની જેમ આત્મા પણ વ્યાપક છે તેથી એક જ જ્ઞાનદ્વારા સર્વને વિષયનો અવભાસ થઇ જ જશે (**તાત્પર્ય '-** જે સ્થળે એક આત્મામા જ્ઞાન સમવાયસંબધથી રહે તે સ્થળે સર્વ આત્માઓ પણ રહેલા જ છે કેમ કે આત્મા વ્યાપક છે વળી સમવાય પોતે એક, શાશ્વત અને વ્યાપક છે તેથી સર્વઆત્માઓમાં જ્ઞાન સમવાય સંબધથી તુલ્યરૂપે રહેશે તેથી એક જ જ્ઞાનદ્વારા સર્વાત્માઓને અવબોધ થશે ) વળી જેમ ઘડામા સમવાય સબધથી રહેલા રૂપાદિગુણો નાશ પામતા ઘડાનો પણ નાશ થાય છે તેમ જો જ્ઞાન આત્મામા સમવાય સબધથી સમવેત હોય, તો ક્ષણિકજ્ઞાનગુણની સાથે સાથે આત્માનો પણ ક્ષણે-ક્ષણે વિનાશ માનવો પડશે અર્થાત્ સમવાયસબધથી જ્ઞાનને આત્મામા સમવેત માનવામા તો આત્મા પોતે પણ ક્ષણિક સિદ્ધ થશે વળી માની લો કે જ્ઞાન અને આત્મા વચ્ચે સમવાયસબધ હોય, તો પણ સમવાયસબધ એ બન્નેસાથે કયા સબધથી જોડાય છે ? અર્થાત્ સમવાયસબધની વૃત્તિ જ્ઞાન અને આત્મામા કયા સબધથી આવશે ? જો સમવાયની વૃત્તિ બીજા સમવાયથી માનશો, તો અનવસ્થાદોષ છે કેમ કે બીજા સમવાયની સમવાયમા વૃત્તિ માનવા વળી ત્રીજા સમવાયની

ज्ञानमपि यद्येकान्तेनात्मन सकाशाद् भिन्नमिष्यते, तदा तेन चैत्रज्ञानेन मैत्रस्येव नैव विषयपरिच्छेद स्यादात्मन । अथ यत्रैवात्मनि समवायसम्बन्धेन समवेत ज्ञान तत्रैव भावावभास करोतीति चेत्? न। समवायस्यैकत्वाद् नित्यत्वाद् व्यापकत्वाच्च सवत्र वृत्तेरविशेषात् समवायवदात्मनामपि व्यापकत्वादेकज्ञानेन सर्वेषा विषयाववोधप्रसङ्ग । यथा च घटे रूपादय समवायसम्बन्धेन समवेता , तद्विनाशे च तदाश्रयस्य घटस्यापि विनाश , एव ज्ञानमप्यात्मनि समवेत, तच्च क्षणिक, ततस्तद्विनाशे आत्मनोऽपि विनाशापत्तेरनित्यत्वापत्ति ॥ अथास्तु समवायेन ज्ञानात्मनो सम्बन्ध । किन्तु स एव समवाय केन तयो सम्बध्यते? समवायान्तरेण चेत्? अनवस्था । स्वेनैव चेत्? कि न ज्ञानात्मनोरपि तथा ? अथ यथा प्रदीपस्तत्स्वभाव्यादात्मान, पर च प्रकाशयति, तथा समवायस्येदृगेव स्वभावो यदात्मान, ज्ञानात्मानौ च सम्बन्धयतीति

કલ્પના, તેની વૃત્તિ માટે વળી અન્યની, એમ સમવાયની પરપરા સર્જાશે *"સમવાય સ્વત' જ જ્ઞાન અને આત્મા સાથે સબદ્ધ છે માટે બીજા સંબધની કલ્પના કરવાની આપત્તિ નથી"* એવી કલ્પના પણ અસંગત છે. કેમ કે તો જ્ઞાન અને આત્મા પણ સ્વત જ સંબદ્ધ છે અને બન્નેના સંબધ માટે સમવાયની જરૂર નથી એમ શા માટે કલ્પી ન શકાય ?

પૂર્વપક્ષ - પ્રદીપનો સ્વભાવ જ એવો છે કે તે પોતાનો અને બીજાનો પ્રકાશ કરે તે જ રીતે સમવાયનો પોતાનો જ તેવો સ્વભાવ છે કે જેથી તે પોતાનો અને જ્ઞાન-આત્માનો સંબધ જોડે

ઉત્તરપક્ષ '- આ સ્વભાવ સમવાયનો જ છે, જ્ઞાન અને આત્માનો નથી તેમ માનવામાં પ્રયોજક કોણ છે? અર્થાત્ જ્ઞાન અને આત્મા સ્વત જ સમ્બદ્ધ રહેવાના સ્વભાવવાળા છે તેમ કલ્પવામા કોણ પ્રતિબધક છે? એટલે કે તેવી કલ્પના પણ કરી શકાય તેમ છે કેમ કે સમવાય પણ કલ્પનાનો જ વિષય છે, પ્રત્યક્ષ-સિદ્ધ નથી અને કલ્પના જ કરવાની હોય ત્યારે તો લાઘવતર્કની સહાયથી જેમાં કલ્પનાલાઘવ હોય, તે જ કલ્પના સંગત બને તેથી જ્ઞાન અને આત્માના સંબંધમાટે ત્રીજા સમવાયની કલ્પના કરવા કરતા બન્નેને સ્વત સમ્બદ્ધ થવાના સ્વભાવવાળા માનવા જ સંગત છે

વળી જે પ્રદીપદૃષ્ટાત બતાવ્યુ છે, તે પણ આપના (=વૈશેષિકના)મતે અત્યત ઘટતુ નથી કેમ કે પ્રદીપ પોતે દ્રવ્ય છે અને પ્રકાશ તેનો ધર્મ છે ધર્મ અને ધર્મી વચ્ચે અત્યતભેદ તમને સ્વીકૃત છે તો પ્રદીપ પોતે જ કેવી રીતે પ્રકાશાત્મક બની શકે ? અર્થાત્ પ્રદીપ પોતાના પ્રકાશધર્મથી ભિન્ન હોવાથી પ્રદીપ પ્રકાશાત્મક શી રીતે કહેવાય ? તેથી પ્રદીપ સ્વ-પરનો પ્રકાશ કરે છે તે પણ શી રીતે ઘટે ? એટલે જો પ્રદીપ પ્રકાશાત્મક ન હોય, તો પ્રદીપનો 'સ્વપરપ્રકાશતા' સ્વભાવ છે તેવી વાણી પણ બીનપાયાદાર ઠરે છે તેથી દૃષ્ટાત અસિદ્ધ છે, તેથી તે દાર્ષ્ટાન્તિકની સિદ્ધિમા પ્રયોજક બની શકે નહી વળી, જો પ્રદીપથી પ્રકાશ નો અત્યત ભેદ હોવા છતા 'પ્રદીપ સ્વપર પ્રકાશક છે' એમ સ્વીકારાય, તો ઘડા વગેરેને પણ તેવા માનવામા દોષ નહી રહે કારણ કે ઘડા વગેરે પણ તુલ્યરૂપે પ્રકાશાદિથી ભિન્ન છે

### સ્વભાવના ભેદાભેદવિકલ્પદ્વારા સમવાયની અસિદ્ધિ

વળી સમવાયના આ બે સ્વસમ્બન્ધ અને પરસમ્બન્ધ (=જ્ઞાન-આત્માવગેરેનો સમ્બન્ધ) સ્વભાવ સમવાયથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો સમવાયથી ભિન્ન છે, તો સમવાયના આ બે સ્વભાવ છે તેમ શી રીતે કહી શકાય ? કેમ કે તેમ માનવામા બીજો સબધ માનવો પડશે અને એ સમ્બન્ધતરીકે સમવાયાન્તરની કલ્પના અનવસ્થાદોષથી સલગ્ન છે તેથી તે બન્નેને સમવાયના સ્વભાવ માનવામા સબધાભાવદોષ આવે *'આ બન્ને સ્વભાવ સમવાયથી અભિન્ન છે'* એવો પણ તર્ક કરવો સારો નથી કારણ કે, તો જેમ સમવાયનુ

चेत्? ज्ञानात्मनोरपि किं न तथास्वभावता, येन स्वयमेवैतौ सम्बध्येते? किञ्च, प्रदीपदृष्टान्तोऽपि भवत्पक्षे न जाघटीति। यत प्रदीपस्तावद् द्रव्य, प्रकाशश्च तस्य धर्म, धर्मधर्मिणोश्च त्वयात्यन्त भेदोऽभ्युपगम्यते तत्कथ प्रदीपस्य प्रकाशात्मकता? तदभावे च स्वपरप्रकाशस्वभावताभणितिर्निर्मूलैव। यदि च प्रदीपात् प्रकाशस्यात्यन्तभेदेऽपि प्रदीपस्य स्वपरप्रकाशकत्वमिष्यते, तदा घटादीनामपि तदनुषज्यते, भेदाविशेषात्॥

સ્વરૂપ સમવાયથી અભિન્ન હોવાથી સમવાય જ છે, તેમ આ બન્ને પણ સમવાયરૂપ જ છે નહીં કે, તેનાથી અલગ સ્વભાવરૂપ અને તો માત્ર સમવાય જ રહેશે તેવા સ્વભાવો તો અસિદ્ધ જ રહેશે વળી જ્યા 'આ સમવાયીઓમા સમવાય' એવી મતિ થાય છે ત્યા સમવાયને સમવાયીમા રાખનાર અન્ય સમવાય અનવસ્થા આદિદોષોને કારણે અનુપપન્ન છે, તેથી સમવાયસબધ વિના જ આવી મતિ ઉપપન્ન કરવી પડશે તો 'આ આત્મામા જ્ઞાન' એવી બુદ્ધિ પણ સમવાય વિના થાય છે તેમ માનવામા શુ દોષ છે? અર્થાત્ તેમ માનવામા પણ વિરોધ હોવો ન જોઇએ

## કર્તા અને કરણ વચ્ચે ભેદાભેદની ચર્ચા

**પૂર્વપક્ષ** – બોધકાર્યનો કર્તા આત્મા છે અને કરણ જ્ઞાન છે આ કર્તા અને કરણ વચ્ચે સુથાર અને તેના ઓજારની જેમ ભેદ જ પ્રતીત છે તેથી જ્ઞાન અને આત્મા વચ્ચે અભેદ શી રીતે ઘટે?

**ઉત્તરપક્ષ** .– જ્ઞાન અને આત્મા વચ્ચે ભેદ સિદ્ધ કરવા તમે જે દૃષ્ટાત આપો છો, તે દાર્ષ્ટાન્તિકસાથે વિષમતા ધરાવે છે કેમ કે વાસી (સુથારનુ લાકડા છોલવાનુ સાધન વિશેષ 'રદો')બાહ્યકરણ છે જ્યારે જ્ઞાન આતરકરણ છે તેથી બન્ને વચ્ચે સાધર્મ્ય ઘટી ન શકે કરણ બે પ્રકારના પ્રસિદ્ધ છે લાક્ષણિકો (વૈયાકરણો) એ કહ્યુ જ છે કે, *"કરણ બે પ્રકારે છે બાહ્ય અને આભ્યતર જેમ કે 'દાતરડા વડે લણે છે' ચિત્તથી (મનથી) મેરૂ પર જાય છે"* તેથી દૃષ્ટાત તરીકે કોઇક એવુ આતરકરણ બતાવવુ જોઇએ કે જે કર્તાથી એકાતે ભિન્ન હોય, અને જેથી દૃષ્ટાત–દાર્ષ્ટાન્તિકવચ્ચે સાધર્મ્ય આવે પરતુ તેવુ કોઇ આતરકરણ પ્રસિદ્ધ નથી વળી, બાહ્યકરણમા રહેલા બધા જ ધર્મો આતરકરણમા પણ દર્શાવવા શક્ય નથી જો બાહ્યકરણના જેવા અને જેટલા જ ધર્મો આભ્યતરકરણના હોય, તો *'દેવદત્ત દીવા દ્વારા ચક્ષુથી જૂએ છે'* એવા પ્રયોગસ્થળે દીવાની જેમ ચક્ષુને પણ દેવદત્તથી એકાતે ભિન્નતયા પ્રતીત કરવો જોઇએ પરતુ તેવી પ્રતીતિ લોકસિદ્ધ નથી લોકો દીવાને દેવદત્તથી ભિન્નરૂપે ઉપલબ્ધ થતો જૂએ છે, પણ દેવદત્તની આખને દેવદત્તથી ભિન્નરૂપે ઉપલબ્ધ થતી પ્રતીત કરતા નથી તેથી બાહ્ય અને આભ્યતરકરણ વચ્ચે ભિન્નતા સિદ્ધ થાય છે

## વાસીવર્ધકિ દૃષ્ટાન્ત સાધ્યવિકલ

વળી, વાસીવર્ધકિદૃષ્ટાત સાધ્યવિકલ છે કેમ કે વાસી અને વર્ધકિ (=સુથાર) વચ્ચે એકાતે ભેદ અસિદ્ધ છે, કારણ કે તે બન્ને વચ્ચે આ પ્રમાણે કથચિત્ અભેદ પણ ઉપપન્ન થઇ શકે છે → સૌ પ્રથમ સુથાર *'આ સાધનથી આ લાકડાને ઘડીશ'* એવા પરિણામથી પરિણત થાય છે આ પરિણામથી પરિણત થયા વિના, કે તે પછી સાધનને ગ્રહણ કર્યા વિના સુથાર લાકડાને ઘડતો નથી પણ તેવા પરિણામથી પરિણત થઇને અને સાધનને ગ્રહણ કરીને જ લાકડાને ઘડે છે આમ ઓજાર અને સુથાર બન્ને લાકડાને ઘડવામા પ્રવૃત્ત થાય છે અને કાષ્ઠને ઘડવારૂપ એક કાર્યના સાધક બને છે તેથી એકકાર્યસાધકત્વરૂપઅભેદ પણ બન્નેમા સિદ્ધ થાય છે તેથી બન્ને સર્વથા ભિન્ન નથી (**તાત્પર્ય** – કાર્યમા સાધકતમ કારણ કરણ કહેવાય છે સુથાર કાષ્ઠઘટનમા માત્ર કર્તા નથી પરતુ કરણ પણ છે કેમ કે તેનામા જ્યાં સુધી પૂર્વોક્તપરિણામ ઉત્પન્ન થતો નથી, ત્યાં સુધી ઓજાર ક્રિયામા પ્રવૃત્ત થતું નથી તેથી

अपि च तौ स्वपरसम्बन्धस्वभावौ समवायाद् भिन्नौ स्याताम्, अभिन्नौ वा? यदि भिन्नौ, ततस्तयोः तौ स्वभावाविति कथं सम्बन्धः? सम्बन्धान्तरस्य समवायान्तरस्याप्यभावादनभ्युपगमात्। अथाभिन्नौ, ततः समवायमात्रमेव, न तौ तदव्यतिरिक्तत्वात् तत्स्वरूपवदिति। किञ्च, यथा इह समवायिषु समवाय इति मतिः समवायं विनाप्युपपन्ना, तथा इहात्मनि ज्ञानमित्ययमपि प्रत्ययस्तं विनैव यदुच्यते, तदा को दोषः?

अथात्मा कर्ता, ज्ञानं च करणं, कर्तृकरणयोश्च वर्धकिवासीवद् भेद एव प्रतीतः, तत्कथं ज्ञानात्मनोरभेदः? इति चेत्? न। दृष्टान्तस्य वैषम्यात्। वासी हि बाह्यं करणं, ज्ञानं चान्तरं, तत्कथमनयोः साधर्म्यम्। न चैवं करणस्य द्वैविध्यमप्रसिद्धम्। यदाहुर्लाक्षणिकाः – *"करणं द्विविधं ज्ञेयं बाह्यमाभ्यन्तरं बुधैः। यथा लुनाति दात्रेण मेरुं गच्छति चेतसा"*॥ यदि हि किञ्चित्करणमान्तरमेकान्तेन भिन्नमुपदर्शयेत, ततः स्याद् दृष्टान्तदार्ष्टान्तिकयोः साधर्म्यम्, न च तथाविधमस्ति। न च बाह्यकरणगतो धर्मः सर्वोऽप्यान्तरे योजयितुं शक्यते, अन्यथा दीपेन चक्षुषा देवदत्तः पश्यतीत्यत्रापि दीपादिवत् चक्षुषोऽप्येकान्तेन देवदत्तस्य भेदः स्यात्। तथा च सति लोकप्रतीतिविरोध इति॥

---

તેવા પરિણામદ્વારા સુથાર પોતે પણ સાધકતમ બની કરણ બને છે અને એક જ કાર્યમા અનેક કરણ અસંભવિત નથી તેથી એક કાર્યકરણત્વ કે સાધકત્વરૂપે બન્ને અભિન્ન છે જેમકે ઘટત્વરૂપે બે ઘડા ) આ જ પ્રમાણે આત્મા પણ *"વિવક્ષિત અર્થનો આ જ્ઞાન દ્વારા બોધ કરીશ"* એવા પરિણામવાળો થાય છે પછી તે જ્ઞાનને ગ્રહણ કરી અર્થબોધમા વ્યાપાર કરે છે એ જ રીતે જ્ઞાન પણ અર્થબોધમા વ્યાપારિત થાય છે આમ જ્ઞાન અને આત્મા બન્ને સંવેદનરૂપ એક કાર્યના સાધક બને છે, તેથી બન્નેમા 'સંવેદનકાર્યસાધકત્વ' તુલ્યરૂપે હોવાથી તે રૂપે બન્ને અભિન્ન છે આમ કર્તા અને કરણનો અભેદ સિદ્ધ થયો હવે આ સવેદનરૂપ કાર્ય આત્મામા થાય છે કે વિષયમા? જો આત્મામા એ કાર્ય થાય છે તેમ માનશો તો અમને જે ઇષ્ટ છે તે જ સિદ્ધ થાય છે, કેમકે, અમે પણ બોધરૂપ જ્ઞાનને આત્મામા જ સ્વીકારીએ છીએ અને તેથી જ આત્મા ચૈતન્યસ્વરૂપવાળો સિદ્ધ થાય છે અને જડ તરીકે અસિદ્ધ ઠરે છે. સવેદનરૂપ કાર્ય વિષયમા થાય છે એવો વિતર્ક કરવા યોગ્ય નથી કેમકે તો વિષયમા થતા સવેદનનો અનુભવ આત્માને નહી થાય *"વિષયમા રહેલા સવેદનથી આત્માને અનુભવ થાય છે"* એવુ કહેવુ અનુચિત છે કેમકે સંવિત્તિ જેમા ઉત્પન્ન થઇ છે તે જ્ઞેયપદાર્થ જ્ઞાનને કરણ બનાવવાવાળા આત્માથી જેમ ભિન્ન છે, તેમ તે સંવિત્તિ માટે જ્ઞાનને કરણ જેઓએ બનાવ્યુ નથી તેઓથી પણ ભિન્ન જ છે તેથી જ્ઞેય વસ્તુમા રહેલુ સવેદન અન્ય પુરુષોને પણ સમાન રીતે અનુભૂત થવાની આપત્તિ આવે

## અભેદમા કર્તૃકરણભાવની સિદ્ધિ

**પૂર્વપક્ષ** – જ્ઞાન અને આત્મા વચ્ચે અભેદ માનવામા આવશે, તો બન્ને વચ્ચે કર્તૃ–કરણભાવ સિદ્ધ શી રીતે થશે? કર્તૃ–કરણભાવ જ ભિન્નતાનો સૂચક છે

**ઉત્તરપક્ષ** .– અભેદમા પણ કર્તૃકરણભાવ ઘટી શકે છે, જેમ કે *"સાપ પોતાને પોતાનાથી વીટે છે"* એ સ્થળે અભેદમા પણ કર્તૃકરણભાવ સિદ્ધ છે તેમ અહી પણ સમજવુ *"આ કર્તૃકરણભાવ પરિકલ્પિત છે, વાસ્તવિક નથી"* એવી શકા ન કરવી કેમકે વેષ્ટનઅવસ્થા વખતે પૂર્વ અવસ્થાથી ભિન્ન એવી ગતિનિરોધરૂપ વિશિષ્ટ અર્થક્રિયા દેખાય છે પરિકલ્પિત સ્થળે અર્થક્રિયા ઘટી ન શકે તેથી કર્તૃકરણભાવને પરિકલ્પિત માનવો અસગત છે અન્યથા અખિલ જગતને પરિકલ્પિત માનવાની આપત્તિ આવશે સેકડો કલ્પના કરવા છતા *'પથ્થરનો સ્તમ્ભ પોતાને પોતાનાથી વીટાળી શકે'* તેવુ, કદી કહી શકાતુ નથી, કેમકે ત્યા તેવી વિલક્ષણ અર્થક્રિયા સર્વથા અસિદ્ધ છે તેથી અભેદમા પણ કર્તૃકરણભાવ સિદ્ધ છે વળી 'ચૈતન્ય'શબ્દનો અર્થ વિચારો ચેતનનો ભાવ=ચૈતન્ય ચેતન=આત્મા એમ ઉભયવાદીને સમ્મત છે ચેતનનો ભાવ=આત્માનુ સ્વરૂપ જ ચૈતન્ય છે અને

अपि च, साध्यविकलोऽपि वासीवर्धकिदृष्टान्त। तथाहि। नाय वर्धकि *'काष्ठमिदमनया वास्या घटयिष्ये'* इत्येव वासीग्रहणपरिणामेनापरिणत सन् तामगृहीत्वा घटयति, किन्तु तथा परिणतस्ता गृहीत्वा। तथापरिणामे च वासिरपि तस्य काष्ठस्य घटने व्याप्रियते पुरुषोऽपि। इत्येवलक्षणैककार्यसाधकत्वात् वासीवर्धक्योरभेदोऽप्युपपद्यते। तत्कथमनयोर्भेद एव इत्युच्यते। एवमात्मापि *'विवक्षितमर्थमनेन ज्ञानेन ज्ञास्यामि'* इति ज्ञानग्रहणपरिणामवान् ज्ञान गृहीत्वार्थ व्यवस्यति। ततश्च ज्ञानात्मनोरुभयोरपि सवित्तिलक्षणैककार्यसाधकत्वादभेद एव। एव कर्तृकरणयोरभेदे सिद्धे सवित्तिलक्षण कार्य किमात्मनि व्यवस्थित, आहोस्विद् विषये इति वाच्यम्। आत्मनि चेत्? सिद्ध न समीहितम्। विषये चेत्? कथमात्मनोऽनुभव प्रतीयते? अथ विषयस्थितसवित्ते सकाशादात्मनोऽनुभव, तर्हि कि न पुरुषान्तरस्यापि? तद्भेदाविशेषात्॥

*"જે જેનુ સ્વરૂપ હોય તે તેનાથી ભિન્ન હોતુ નથી"* જેમકે વૃક્ષનુ સ્વરૂપ વૃક્ષથી ભિન્ન નથી, તેથી આત્માનુ સ્વરૂપ હોવાથી ચૈતન્ય આત્માથી ભિન્ન નથી

### આત્માની સ્વત' અચેતનતા અસિદ્ધ

**પૂર્વપક્ષ** .- આત્મા સ્વય ચેતન નથી પણ સમવાયસબધથી ચેતનાનો યોગ થવાથી ચેતન છે, કેમકે પ્રતીતિ તેવી જ થાય છે

**ઉત્તરપક્ષ** – આ બરાબર નથી જો તમે પ્રતીતિને જ પ્રમાણ કરતા હો, તો તો, નિરાબાધિતપણે આત્મા ઉપયોગાત્મક જ પ્રસિદ્ધ થાય છે *"હુ પોતે અચેતન છુ અને ચેતનાના યોગથી ચેતન છુ"* એવી કે *"અચેતન એવા મારામા ચેતનાનો સમવાય છે"* એવી પ્રતીતિ કોઇને ક્યારેય થતી નથી કેમકે સર્વત્ર *"હુ જ્ઞાતા છુ"* એવી સમાનાધિકરણ પ્રતીતિ જ થાય છે અહી સમાનાધિકરણ=સમાનવિભક્તિક=અભિન્ન અર્થાત્ *"જે જ્ઞાતા છે તે જ હુ (=આત્મા) છુ"* એવી જ પ્રતીતિ થાય છે એટલે કે *'હુ જ્ઞાનસ્વરૂપ છુ'* એવો તાદાત્મ્યબોધ જ થાય છે

**પૂર્વપક્ષ** :- આત્મા અને જ્ઞાન વચ્ચે રહેલા ભેદમા આ પ્રતીતિ છે

**ઉત્તરપક્ષ** – જ્ઞાન-જ્ઞાનવાનવચ્ચે કથચિત્ પણ તાદાત્મ્ય=અભેદ ન હોય તો આમ સમાનાધિકરણ= એકાધિકરણરૂપે બન્નેનો બોધ । થાય, કેમકે સર્વથા ભિન્ન વસ્તુઓમા એવો સમાનાધિકરણ બોધ દેખાતો નથી

**પૂર્વપક્ષ** – *'પુરુષ-યષ્ટિ છે'* (યષ્ટિ=લાકડી) અહી બન્ને વચ્ચે ભેદ હોવા છતા સમાનાધિકરણબોધ દેખાય છે માટે ભેદમા પણ સમાનાધિકરણ અસિદ્ધ નથી

**ઉત્તરપક્ષ** – અહી ભેદ હોવાથી, જે આ પ્રતીતિ થાય છે, તે ઉપચારથી થાય છે મુખ્યરૂપે નહી અને આ ઉપચારમા પુરુષમા યષ્ટિગત સ્તબ્ધતા (=અક્કડતા) વગેરે જે ગુણો અભેદભાવે રહ્યા છે તે બીજ છે કેમકે ઉપચાર મુખ્યાર્થને અનુલક્ષીને થાય છે (અહી યષ્ટિગતસ્તબ્ધતા વગેરે ગુણો મુખ્યાર્થ છે તેને સદૃશ સ્તબ્ધતાવગેરે ગુણો પુરુષમા હોવાથી અભેદ ઉપચાર થાય છે, પુરુષથી પુરુષગત ગુણો કથચિત્ અભિન્ન છે તે ગુણો યષ્ટિગત ગુણોને સમાન હોવાથી યષ્ટિગત તરીકે ઉપચરિત થાય છે અને યષ્ટિગતગુણો યષ્ટિથી અભિન્ન છે તેથી પુરુષથી અભિન્ન એવા ગુણોથી અભિન્ન યષ્ટિ થવાથી પુરુષ યષ્ટિ છે તેવો ઉપચાર થાય છે) આત્મામા થતી *'હુ જ્ઞાતા છુ'* એવી પ્રતીતિ આત્મા અને જ્ઞાનના અભેદ દ્વારા આત્માના પોતાનાથી કથચિત્ અભિન્ન ચેતનાસ્વરૂપને દર્શાવે છે કેમકે તે વિના *'હુ જ્ઞાતા છુ'* એવી પ્રતીતિ ઉપપન્ન થઇ શકે નહી જેમકે ઘડો ચેતનારૂપ ન હોવાથી ઘડાને *'હુ જ્ઞાતા છુ'* એવી પ્રતીતિ થતી નથી

**પૂર્વપક્ષ** – ઘડામા ચૈતન્યનો યોગ ન હોવાથી ઘડાને તેવી પ્રતીતિ થતી નથી જ્યારે આત્મામા તેવો યોગ

अथ ज्ञानात्मनोरभेदपक्षे कथं कर्तृकरणभाव ? इति चेत्? ननु यथा सर्प आत्मानमात्मना वेष्टयतीत्यत्राभेदे यथा कर्तृकरणभावस्तथात्रापि । अथ परिकल्पितोऽयं कर्तृकरणभाव इति चेत्? वेष्टनावस्थायां प्रागवस्था-विलक्षणगतिनिरोधलक्षणार्थक्रियादर्शनात् कथं परिकल्पितत्वम् ? न हि परिकल्पनाशतैरपि शैलस्तम्भ आत्मानमात्मना वेष्टयतीति वक्तुं शक्यम्। तस्मादभेदेऽपि कर्तृकरणभाव सिद्ध एव । किञ्च, चैतन्यमिति शब्दस्य चिन्त्यतामन्वर्थ । चेतनस्य भावश्चैतन्यम् । चेतनश्चात्मा त्वयापि कीर्त्यते । तस्य भाव स्वरूप चैतन्यम्। यच्च यस्य स्वरूपं, न तत् ततो भिन्नं भवितुमर्हति, यथा वृक्षाद् वृक्षस्वरूपम् ॥

હોવાથી આત્માને તેવી પ્રતીતિ થાય છે.

ઉત્તરપક્ષ '– અચેતનને ચૈતન્યનો યોગ થવા માત્રથી 'હુ ચેતન છું' તેવી પ્રતીતિ થાય છે તેવા સિદ્ધાન્તનો તો હમણાં જ નિરાસ થયો છે તેથી અચેતનને કોઇ પણ રીતે તેવી પ્રતીતિ થાય એ અસિદ્ધ છે માટે જો આત્મા પોતે અચેતન સિદ્ધ થાય તો તે જડ ગણાય અને તેથી તે પદાર્થનુ જ્ઞાન કરી શકશે નહી આમ આત્માને અચેતન માનવાથી તો તેના અર્થપરિચ્છેદગુણનો જ નિષેધ થશે તેથી જો તમે આત્માનો તે ગુણ ઇચ્છતા હો તો તમારે આત્માને ચૈતન્યસ્વરૂપ પણ માનવો પડશે

જડમા જ્ઞાનવત્તા પ્રતીતિ અસિદ્ધ

**પૂર્વપક્ષ .–** 'હુ ધનવાન છું' એ પ્રત્યયથી જેમ ધન અને ધનવાન્ વચ્ચે ભેદ પ્રતીત થાય છે, તેમ 'હુ જ્ઞાનવાન્' આ પ્રતીતિથી જ્ઞાન અને આત્મા વચ્ચે ભેદ જ પ્રતીત થાય છે કેમ કે બન્ને પ્રતીતિ સરખી છે જો આ પ્રતીતિથી પણ જ્ઞાન અને આત્મા વચ્ચે અભેદ માનવો હોય, તો ધન અને ધનવાન્ વચ્ચે પણ તેવી પ્રતીતિથી અભેદ માનવો જોઇએ

ઉત્તરપક્ષ – તમારા મતે તો 'હુ જ્ઞાનવાન છું' એવી પ્રતીતિ આત્માને થતી જ નથી, કારણ કે ઘડાની જેમ આત્મા એકાન્તે જડ છે 'આત્મા સર્વથા જડ છે અને છતા "હુ જ્ઞાનવાન્ છુ" તેવી પ્રતીતિ પણ તેને થાય છે તેમા વિરોધ નથી ' એવો નિર્ણય કરવાની અધીરતા કરશો નહી કારણ કે જડ આત્મામા 'હુ જ્ઞાનવાન છુ' એવી પ્રતીતિની ઉત્પત્તિ જ અસભવિત ઠરશે કેમ કે 'ज्ञानवानहं' એવો પ્રત્યય 'જ્ઞાન'રૂપ વિશેષણ અને આત્મારૂપ વિશેષ્યના ગ્રહણ કર્યા વિના ક્યારેય ઉત્પન્ન થાય નહિ જો જ્ઞાનરૂપવિશેષણ અને આત્મારૂપવિશેષ્યના ગ્રહણ વિના પણ 'જ્ઞાનવાનહમ્' એવો પ્રત્યય માનશો, તો તમને તમારા મત સાથે જ વિરોધ આવશે, કેમ કે તમારુ જ વચન છે કે, *'વિશેષણનુ ગ્રહણ કર્યા વિના બુદ્ધિ વિશેષ્યમા પ્રવર્તતી નથી'* આમ જ્ઞાનયુક્ત આત્માનુ ગ્રહણ કરતો પ્રત્યય સર્વથા જડ આત્મામા શી રીતે સભવે ?

**પૂર્વપક્ષ** – જ્ઞાન અને આત્માનુ ગ્રહણ કરીને તે પ્રત્યય ઉત્પન્ન થાય છે તેમ માનો

ઉત્તરપક્ષ – આ બન્નેનુ ગ્રહણ સ્વત થાય છે કે પરત ? સ્વત પક્ષ બરાબર નથી કેમ કે તમે 'સ્વસંવેદન' સિદ્ધાત સ્વીકાર્યો નથી આત્મા અને જ્ઞાન સ્વસવિદિત થાય, તો જ, એ ગ્રહણ સ્વત કહેવાય ઇચ્છા, સુખ દુ ખ વગેરે બીજા સન્તાનો=ક્ષણપ્રવાહો સ્વસંવેદન સ્વય કરવા સમર્થ નથી. તેથી તેઓનુ સ્વત. સંવેદન=સ્વત ગ્રહણ સભવતુ નથી તેમ જ્ઞાન અને આત્મા પોતાનુ સંવેદન સ્વય ન કરે, તો તે બન્નેનુ સ્વત ગ્રહણ થાય નહિ. તમારા મતે આત્મા જડ હોવાથી આત્માનુ સ્વત સવેદન સભવતુ જ નથી અને તમે જ્ઞાનનુ પણ સ્વસવેદન માન્યું નથી (તમારા મતે ઇશ્વરના જ્ઞાનને છોડી બાકીના જ્ઞાન, અને બધી વસ્તુઓ પરતસંવિદિત છે, તે ચર્ચા આગળ આવશે ) તેથી સ્વત સવેદન કે સ્વત ગ્રહણ તો સંભવતુ જ નથી

अथास्ति चेतन आत्मा, पर चेतनासमवायसम्बन्धात्, न स्वत, तथाप्रतीते इति चेत्? तदयुक्तम्। यत प्रतीतिश्चेत् प्रमाणीक्रियेत (यते वा), तर्हि निर्बाधमुपयोगात्मक एवात्मा प्रसिद्ध्यति। न हि जातुचित् स्वयमचेतनोऽह चेतनायोगात् चेतन, अचेतने वा मयि चेतनाया समवाय इति प्रतीतिरस्ति। ज्ञाताहमिति समानाधिकरणतया प्रतीते। भेदे तथा प्रतीतिरिति चेत्? न। कथचित् तादात्म्याभावे सामानाधिकरण्यप्रतीतेरदर्शनात्। यष्टि पुरुष इत्यादिप्रतीतिस्तु भेदे सत्युपचाराद् दृष्टा, न पुनस्तात्त्विकी। उपचारस्य तु बीज पुरुषस्य यष्टिगतस्तब्धत्वादिगुणैरभेद, उपचारस्य मुख्यार्थस्पर्शित्वात्। तथाचात्मनि ज्ञाताहमिति प्रतीति कथञ्चित् चेतनात्मता गमयति, तामन्तरेण ज्ञाताहमिति प्रतीतेरनुपपद्यमानत्वाद् घटादिवत्। न हि घटादिरचेतनात्मको ज्ञाताहमिति प्रत्येति। चैतन्ययोगाभावाद् असौ न तथा प्रत्येतीति चेत्? न। अचेतनस्यापि चैतन्ययोगात् चेतनोऽहमिति प्रतिपत्तेरनन्तरमेव निरस्तत्वात्। इत्यचेतनत्व सिद्धमात्मनो जडस्यार्थपरिच्छेद पराकरोति। त पुनरिच्छता चैतन्यस्वरूपतास्य स्वीकरणीया॥

**પૂર્વપક્ષ**ઃ- જ્ઞાન અને આત્માનુ પરત.સવેદન થશે

**ઉત્તરપક્ષ** - અલબત્ત, આત્માનુ પરત સવેદન (ગ્રહણ)માનવામા દોષ નથી પરતુ જ્ઞાનનુ પરત:સવેદન માનવામા અનવસ્થામહાનદી દુસ્તર છે જ્ઞાનનુ સવેદન કરનાર બીજુ જે જ્ઞાન તમે કહો છો, તે જ્ઞાન પોતે ગૃહીત છે કે અગૃહીત ? અગૃહીત તો માની શકાય નહી કેમકે *'સ્વય અગૃહીત બીજાનુ ગ્રહણ ન કરાવી શકે દા ત ઘડો'* જો દીવો પોતાને જ પ્રકાશી ન શકે, તો બીજાને શી રીતે પ્રકાશી શકે ? અને જો એ બીજા જ્ઞાનનુ ગ્રહણ થતુ હોય, તો 'નાગૃહીત ' ઇત્યાદિ વચનથી 'જ્ઞાનત્વ' વિશેષણના ગ્રહણપૂર્વક જ તે જ્ઞાનનુ ગ્રહણ માનવુ પડે જેમ કે 'ઘટત્વ'નુ ગ્રહણ થાય, તો જ ઘટનુ ગ્રહણ થાય હવે આ બન્ને (જ્ઞાનત્વ અને તે બીજુ જ્ઞાન)નુ ગ્રહણ સ્વત છે કે પરત ? જો સ્વત. માનો, તો (૧)સ્વસિદ્ધાતવિરોધ છે કેમ કે તમે સ્વસવેદન સ્વીકાર્યુ નથી અને (૨)આટલુ લાબુ કરીને પછી સ્વસવેદન સ્વીકારવા કરતા પ્રથમ જ્ઞાનને જ સ્વસવિદિત માનવામા લાઘવ છે અને તમારે મન *'એક કાના-માત્રાનો લાઘવ પણ પુત્રજન્મ મહોત્સવ સમાન છે '* હવે જો પરત' ગ્રહણ માનશો, તો ફરીથી 'તે ત્રીજા જ્ઞાનનુ અને તેના જ્ઞાનત્વવિશેષણનુ ગ્રહણ સ્વત' કે પરત" વગેરે પ્રશ્નોના ફદામા ફસાવ આમ જ્ઞાનનુ પરત.સવેદન માનવુ એટલે કોશેટાના કી ''ની જેમ જાતે ગૂથેલી જાળમા જાતે ફસાવાનુ, અને અનવસ્થા નદીમા ડૂબી મરવાનુ તથા જે મૂળ પ્રથમ જ્ઞાન છે, તેનુ સવેદન, આત્માનુ સવેદન અને તે બન્નેના સવેદ નથી પ્રગટતો 'જ્ઞાનવાનહં' પ્રત્યય આ બધા તો બિચારા કયા દેટાઇ ગયા, તેની ખબર પણ નહિ પડે આમ જો આત્માને જડ માનશો, તો 'જ્ઞાનવાનહં' એવો પ્રત્યય સગત ઠરશે નહિ અને જો અનુભવસિદ્ધ આ પ્રત્યયને સગત ઠેરવવો હોય, તો આત્માને જડ માનવાની જડતા દૂર કરવી પડશે અને તો અનન્યગત્યા, આત્માને ચૈતન્યસ્વરૂપ સ્વીકારવો જોઇશે અને જો, આત્માનુ ચૈતન્યસ્વરૂપ સ્વીકારવાની ચેતના પ્રગટી હોય, તો 'ચૈતન્ય ઔપાધિક છે, અને આત્માથી એકાતે ભિન્ન છે' તે વચનનો ત્યાગ કરવો કેમ કે આ વચન તત્ત્વરૂપ માલ વિનાના બગડેલા બારદાન જેવુ છે

## મુક્તિમા જ્ઞાન-આનંદસ્વરૂપના અભાવનુ ખડન

વળી પૂર્વપક્ષે *'આત્માના નવવિશેષગુણસતાન અત્યત ઉચ્છેદ પામે છે કેમ કે તેઓ સતાનરૂપ છે જે જે સતાનરૂપ હોય, તે તે અત્યત ઉચ્છેદ પામે દા ત પ્રદીપ સતાન'* આ અનુમાનના બળ પર મોક્ષને જ્ઞાન અને સુખ વિનાનો કલ્પ્યો પણ તે કલ્પના મૂળ વિનાના વૃક્ષ જેવી છે બોલો, આ 'સતાન'પદમા 'સતાનત્વ'થી તમારે શુ અભિપ્રેત છે ? (૧)અલગ-અલગ પદાર્થોની સ્વતન્ત્ર (=પરસ્પર નિરપેક્ષ, એકાશ્રયના નિયમ વિનાની) ઉત્પત્તિમાત્ર કે (૨)એક અધિકરણમા અલગ-અલગ પદાર્થોની ઉત્પત્તિ ? પ્રથમ પક્ષ તમને માન્ય હોય, તેમ સભવતુ નથી કેમ કે આ પક્ષ વ્યભિચારદોષયુક્ત છે આ જગતમા પ્રત્યેક ક્ષણે ઘટ, પટ, કટ (=સાદડી) વગેરે

ननु ज्ञानवानहमिति प्रत्ययादात्मज्ञानयोर्भेद, अन्यथा धनवानिति प्रत्ययादपि धनधनवतोर्भेदाभावनुषङ्ग। तदसत्। ज्ञानवानहमिति नात्मा भवन्मते प्रत्यति, जडकान्तरूपत्वात्, घटवत्। सर्वथा जडश्च स्यादात्मा, ज्ञानवानहमिति प्रत्ययश्च स्याद् अस्य विरोधाभावाद् इति मा निर्णपो । तस्य तथोतपत्त्यसम्भवात्। ज्ञानवानहमिति हि प्रत्ययो नागृहीत ज्ञानाख्ये विशेषणे, विशेष्ये चात्मनि जातूत्पद्यत, स्वमतविराधात् । *"नागृहीतविशेषणा विशे॰ बुद्धि "* इति वचनात्॥ गृहीतयोस्तयोरुत्पद्यत इति चेत् ? कुतस्तद्गृहीति ? न तावत् स्वत , स्वसवदनानभ्युपगमात्। ? विदिते ह्यात्मनि ज्ञाने च स्वत सा युज्यते, नान्यथा, सन्तानान्तरवत्। परतश्चेत्? तदपि ज्ञानान्तर विशेष्य नागृही। ज्ञानत्वविशेषणे ग्रहीतु शक्यम्। गृहीते हि घटत्वे घटग्रहणमिति ज्ञानान्तरात् तद्ग्रहणेन भाव्यम्, इत्यनवस्थानात् कुत प्रकृतप्रत्यय। तदेव नात्मनो जडस्वरूपता सगच्छते। तदसङ्गता च *चेतन्यमोपाधिकमात्मनोऽन्यदिति* वाङ्मात्रम् ॥

વિભિન્ન પદાર્થોની ઉત્પત્તિ થયા જ કરે છે પ્રથમપક્ષના સ્વીકારમા ક્ષણ પરપરામા આ ઘટાદિ પદાર્થોની ક્રમબદ્ધ ઉત્પત્તિની રચાતી શૃખલા પણ સંતાનરૂપ બની જાય જગતમા આ ઉત્પત્તિક્રમ અનાદિકાળથી ચાલ્યો જ આવે છે અલબત્ત, તેમા જૂના પદાર્થોનો નાશ થાય છે પરતુ નવા-નવા પદાર્થોની ઉત્પત્તિ પણ સતત ચાલુ જ છે તેથી આ અનાદિથી ચાલતી શૃખલા અનતકાળ વીતી જાય, તો પણ અટકવાની નથી તેથી આ શૃખલારૂપ સતાન કદી અત્યત ઉચ્છેદ પામી શકે તેમ નથી તેથી સતાનના અત્યત ઉચ્છેદનો નિયમ અહી ખડીત અને અનૈકાતિક ઠરે છે

**પૂર્વપક્ષ .-** અલગ-અલગ પદાર્થોની શૃખલામાત્રને અમે સંતાનરૂપ માનતા જ નથી પરતુ એક આશ્રયમા=એક આધારમા અલગ-અલગ પદાર્થોની ઉત્પત્તિ પરપરાને જ અમે સતાનરૂપ કહીએ છીએ

**ઉત્તરપક્ષ -** આ બીજા વિકલ્પના સ્વીકારમાત્રથી તમારો છુટકારો નથી કેમ કે આ પક્ષે તમારા પ્રદીપદૃષ્ટાન્તમા હેતુવિકળતાનો દોષ છે પ્રદીપસતાનમા અલગ-અલગ ઉત્પત્તિઓ એકાશ્રય નથી 'ઉત્પત્તિ' એક પ્રકારની ક્રિયા છે અને સ્વની ક્રિયા સ્વમા જ (સમવાય સબધથી) હોય, તેમ તમને માન્ય છે તેથી અલગ-અલગ પ્રદીપો (=અગ્નિજ્યોત)ની ઉત્પત્તિઓ તે-તે પ્રદીપમા રહેશે, પણ એકપ્રદીપરૂપ એકઅધિકરણમા નહિ રહે પૂર્વક્ષણપ્રદીપની ઉત્પત્તિ પૂર્વક્ષણપ્રદીપમા છે ઉત્તરક્ષણપ્રદીપની ઉત્પત્તિ ઉત્તરક્ષણપ્રદીપમા છે ઉત્તરક્ષણે નથી પૂર્વક્ષણ અને પૂર્વક્ષણે નથી ઉત્તરક્ષણ તેથી અલગ-અલગક્ષણીય પ્રદીપોની ઉત્પત્તિશૃખલા એકાશ્રય નથી તેથી 'સતાનત્વ'થી તમને ઇષ્ટ જે અર્થ છે, તે અર્થ પ્રદીપોની આ ઉત્પત્તિશૃખલામા બેસતો નથી તેથી પ્રદીપ સંતાનત્વથી રહિત છે અને તેથી પોતે સંતાનરૂપ નથી આમ પ્રદીપ તમારા અનુમાનના હેતુથી રહિત છે આમ તમારા અનુમાનમા દૃષ્ટાત હેતુવિકલ છે

**પૂર્વપક્ષ -** 'પ્રદીપ' દ્રવ્યરૂપ છે અને તેમા ઉત્પત્તિક્રિયા છે તેથી તમે કહો તેવો દોષ સંભવતો હોવાથી તે દૃષ્ટાતને જવા દો અમારે બુદ્ધિ વગેરે ગુણોના સંતાનનો વિચાર કરવો છે અપરાપર ગુણોની ઉત્પત્તિક્રિયા તો તે ગુણોના આશ્રયભૂત એક દ્રવ્યમા મળી શકશે કેમ કે ગુણોમા ક્રિયા સંભવતી નથી (માત્ર 'દ્રવ્ય' પદાર્થ જ ક્રિયાયુક્ત છે બાકીના ગુણાદિ પદાર્થો નહિ) તેથી તે ગુણોની ઉત્પત્તિશૃખલા એકાશ્રય બનશે અને તેથી સતાનનો અમે કહેલો અર્થ તેઓમા સંગત ઠરશે આવુ ગુણોની ઉત્પત્તિશૃખલારૂપસંતાન અત્યત ઉચ્છેદને પામે છે

**ઉત્તરપક્ષ -** તો પણ વ્યભિચારદોષ ઊભો છે પરમાણુમા અગ્નિના સંસર્ગથી ઉત્પન્ન થતા રૂપસતાન વગેરે(વગેરેથી રસસંતાનઆદિ સમજવા )સંતાનરૂપ છે કેમ કે પરમાણુરૂપએકદ્રવ્યને આશ્રયીને અપરાપર રૂપોની ઉત્પત્તિપરપરા રહેલી છે (વૈશેષિકો 'પીલુપાક'વાદી છે નૈયાયિકો પિઠરપાકવાદી છે કાચો ઘડો જ્યારે અગ્નિમા પકાવવા મુકવામા આવે છે, ત્યારે નૈયાયિકમતે અગ્નિના સસર્ગથી ઘડામા જ પૂર્વરૂપ નષ્ટ થાય છે અને પાકજ રૂપ ઉત્પન્ન થાય

तथा यदपि *न सविदानन्दमयी च मुक्तिरिति* व्यवस्थापनाय अनुमानमवादि सन्तानत्वादिति। तत्राभिधीयते। ननु किमिद सन्तानत्व स्वतन्त्रमपरापरपदार्थोत्पत्तिमात्र वा, एकाश्रयापरापरोत्पत्तिर्वा? तत्राद्य पक्ष सव्यभिचार । अपरापरेषामुत्पादकाना घटपटकटादीना सन्तानत्वेऽप्यत्यन्तमनुच्छिद्यमानत्वात्। अथ द्वितीय पक्ष, तर्हि तादृश सन्तानत्व प्रदीप नास्तीती साधनविकलो दृष्टान्त। परमाणुपाकजरूपादीभिश्च व्यभिचारी हेतु। तथाविधसन्तानत्वस्य तत्र सद्भावेऽप्यत्यन्तोच्छेदाभावात् । अपि च सन्तानत्वमपि भविष्यति अत्यन्तानुच्छेदश्च (दोऽपि ? ) भविष्यति । विपर्यये बाधकप्रमाणाभावात् । इति सदिग्धविपक्षव्यावृत्तिकत्वादप्यनैकान्तिकोऽयम् हेतु । किञ्च, स्याद्वादवादिना नास्ति क्वचिदत्यन्तमुच्छेद, द्रव्यरूपतया स्थास्नूनामेव सता भावानामुत्पादव्ययुक्तत्वाद् इति विरुद्धश्च । इति नाधिकृतानुमानाद् बुद्ध्यादिगुणोच्छेदरूपा सिद्धि सिद्ध्यति॥

છે વૈશેષિકમતે અગ્નિના સંસર્ગથી કાચા ઘડામા રહેલા કપાલદ્વયના સંયોગ વગેરે સયોગો–યાવત્ બે પરમાણુઓના સયોગ નષ્ટ થાય છે અને પરમાણુ અવસ્થા રહે છે આ પરમાણુઓમા રહેલુ પૂર્વરૂપ નષ્ટ થાય છે અને ઉત્તરપાકજરૂપ ઉત્પન્ન થાય છે આમ એકાશ્રયમા અપરાપરરૂપપરપરા આવવાથી રૂપસન્તાન સિદ્ધ થાય છે–પછી ફરીથી પરમાણુદ્વય વગેરેના સંયોગો થવાથી પાકજ ઘડો તૈયાર થાય છે નવક્ષણની આ ક્રિયા છે )પરમાણુમા રહેલુ આ પાકજરૂપ નિત્ય છે કદાચ કાળાન્તરે રૂપ બદલાય, તો પણ પરમાણુ નિત્ય હોવાથી અન્યરૂપ તો ઉત્પન્ન થવાનુ જ આમ દ્વિતીયપક્ષમાન્ય સતાનત્વ પરમાણુગત પાકજરૂપાદિમા હોવા છતા, અત્યત ઉચ્છેદ ન હોવાથી સતાનના અત્યત ઉચ્છેદનો નિયમ ખડિત થાય છે અને સતાનરૂપ હેતુ અનૈકાતિક ઠરે છે

**પૂર્વપક્ષ** – અમે અહી આત્મદ્રવ્યના બુદ્ધિ વગેરે વિશેષગુણ સતાનના જ અત્યત ઉચ્છેદની વાત કરીએ છીએ કેમ કે એ ગુણો ક્ષણિક છે **તાત્પર્ય** – ક્ષણિક ગુણોના સંતાનનો જ અત્યત ઉચ્છેદ અમને માન્ય છે માટે પરમાણુગતપાકજરૂપ વગેરેથી વ્યભિચારદોષ આપવો વ્યાજબી નથી (તેથી ક્ષણિકગુણોની અપરાપર ઉત્પત્તિ જ અમને સતાનતરીકે માન્ય છે )

**ઉત્તરપક્ષ** – તમારી ખોટી વાતને સાચી ઠેરવવા ભલે તમે ગમે તેટલા ધમપછાડા કરો પણ તેથી કઈ તમારી વાત સિદ્ધ થવાની નથી કેમ કે હજી પણ મોટો વાધો ઊભો છે *'તમે કહ્યુ તેવુ સતાનત્વ હોય, અને છતા અત્યત ઉચ્છેદ ન હોય'* એવી વિપરીત કલ્પના થતી અટકાવવા માટે તમારી પાસે કોઈ બાધક પ્રમાણ નથી (પૂર્વપક્ષને આત્માના ગુણોના સતાનનો અત્યત ઉચ્છેદ અભિપ્રેત છે તે માટે જે અનુમાન આપ્યુ છે તે અનુમાનની વ્યાપ્તિ → 'જે સંતાન હોય તેનો અત્યત ઉચ્છેદ થાય જ' અસિદ્ધ છે કેમ કે તેઓને અભિપ્રેત સતાનત્વ આત્મવિશેષગુણસંતાન અને શબ્દસંતાનથી અન્યત્ર મળે નહિ શબ્દસંતાનનો અત્યતઉચ્છેદ અસિદ્ધ છે અને આત્મવિશેષગુણસતાન પક્ષરૂપ છે તેથી ઉપરોક્તવિપરીતકલ્પનાબાધકપ્રમાણ તેઓ આપી શકે તેમ નથી તથા તેઓ વિપરીતકલ્પના કરવાથી કોઈ અનિષ્ટ આપત્તિ આવતી બતાવી શકે તેમ નથી )તથા ક્ષણિક વિશેષગુણોમા જો સતાનત્વ ઈષ્ટ હોય, તો આકાશના શબ્દરૂપ વિશેષગુણમા પણ તે સભવે છે પણ શબ્દગુણોનો અત્યત ઉચ્છેદ સિદ્ધ નથી તેથી અત્યતઉચ્છેદરૂપ સાધ્યમાટે શબ્દગુણરૂપ સપક્ષ સદિગ્ધવિપક્ષ છે તેથી તેનાથી સતાનત્વ હેતુની વ્યાવૃત્તિ પણ સદિગ્ધ છે અથવા પક્ષતરીકે ઈષ્ટ આત્મવિશેષગુણસતાન અત્યતઉચ્છેદરૂપ સાધ્યનો વિપક્ષ છે તેવી શકા પણ સભવે છે તેથી સંતાનત્વહેતુની વિપક્ષમાથી વ્યાવૃત્તિ પણ સદિગ્ધ બને છે આમ સદિગ્ધવિપક્ષવ્યાવૃત્તિદોષ પણ રહેલો છે વળી સ્યાદ્વાદીઓના (=અમારા )મતે તો બધા જ ભાવો દ્રવ્યરૂપે સ્થિર રહેવાના સ્વભાવવાળા જ છે, અને આ જ બધા ભાવો ઉત્પત્તિ અને વિનાશ પર્યાયોથી યુક્ત છે તેથી ઉત્પત્તિ કે વિનાશને આશ્રયી 'સતાનત્વ' સભવતુ હોવા છતા, પણ અત્યતઉચ્છેદ તો સભવતો જ નથી **તાત્પર્ય** '– જેઓ જેઓમા સતાનત્વ હેતુ ઉપલબ્ધ થાય છે તે બધા જ ભાવો દ્રવ્યરૂપે નિત્ય હોઈ તેઓ અત્યત ઉચ્છેદથી વિરુદ્ધ અત્યતઉચ્છેદના અભાવવાળા તરીકે જ સિદ્ધ છે આમ વિરુદ્ધની સિદ્ધિ કરતો હોવાથી આ હેતુ વિરુદ્ધદોષગ્રસ્ત પણ છે આમ અનેક દોષોથી જીર્ણશીર્ણ થઈ ગયેલા તમારા હેતુથી અને

नापि "न हि वै सशरीरस्य" इत्यादेरागमात्। स हि शुभाशुभादृष्टपरिपाकजन्ये सासारिकप्रियाप्रिये परस्परानुषक्ते अपेक्ष्य व्यवस्थित। मुक्तिदशाया तु सकलादृष्टक्षयहेतुकमैकान्तिकमात्यन्तिक च केवल प्रियमेव, तत्कथ प्रतिषिध्यते। आगमस्य चायमर्थ 'सशरीरस्य'= गतिचतुष्टयान्यतमस्थानवर्तिन आत्मन , 'प्रियाप्रिययो '=परस्परानुषक्तयो सुखदु खयो , 'अपहति '=अभावो, 'नास्ती' ति। अवश्य हि तत्र सुखदु खाभ्या भाव्यम्। परस्परानुषक्तत्व च समासकरणादभ्यूह्यते। 'अशरीर'=मुक्तात्मान, 'वा' शब्दस्येवकारार्थत्वात् अशरीरमेव, 'वसन्त'= सिद्धिक्षेत्रमध्यासीन, 'प्रियाप्रिये'=परस्परानुषक्ते सुखदु खे, 'न स्पृशत '॥ इदमत्र हृदयम्। यथा किल ससारिण सुखदु खे परस्परानुषक्ते स्याता, न तथा मुक्तात्मन किन्तु केवल सुखमेव, दु खमूलस्य शरीरस्यैवाभावात्। सुख त्वात्मस्वरूपत्वादवस्थितमेव। स्वस्वरूपावस्थान हि मोक्ष।

અધિકૃતઅનુમાનથી બુદ્ધિવગેરેગુણોનાં ઉચ્છેદરૂપ સાધ્યની સિદ્ધિ થતી નથી

## "ન હિ વૈ." વેદવચનનો અર્થ

*"ન હિ વૈ સશરીરસ્ય"* એવા આગમવચનથી પણ મુક્તિ સંવિદાનદ વિનાની સિદ્ધ થતી નથી કારણ કે આ આગમ સાંસારિક પ્રિયાપ્રિયને અપેક્ષીને વ્યવસ્થિત છે આ સાસારિકપ્રિયાપ્રિય શુભાશુભઅદૃષ્ટ (=કર્મ) ના પરિપાકથી પ્રાપ્ત થાય છે અને શુભાશુભ અદૃષ્ટ પરસ્પરને અનુવિદ્ધ હોવાથી પ્રિયાપ્રિય પણ પરસ્પર સંલગ્ન છે આવા પરસ્પરસંલગ્ન સુખ-દુ:ખનો મુક્તિમાં અભાવ છે પરતુ તેથી સર્વ અદૃષ્ટના ક્ષયથી ઉત્પન્ન થયેલા એકાંતિક (દુ:ખથી અસંલગ્ન) અને આત્યાંતિક (=સર્વકાલીન) પ્રિય=સુખનો મુક્તિમા નિષેધ નથી થતો પરસ્પરાપેક્ષિક સુખ-દુ ખનો અભાવ દુ:ખથી નિરપેક્ષ એવા એકલા સુખનો નિષેધ કરવા સમર્થ નથી વળી જેમ જ્યા એકલો ઘડો હોય, ત્યા પણ ઘટપટઉભયાભાવ તમને ઈષ્ટ જ છે તેમ અહી પણ માત્ર સુખ સ્થળે સુખ-દુ ખ ઉભયાભાવ કહેવો વિરુદ્ધ નથી અર્થાત્ સુખ-દુ ખઉભયાભાવસ્થળે માત્ર સુખ હોય એ વિરુદ્ધ નથી તેથી આ વચન દ્વારા એકલા સુખની વિદ્યમાનતાનો નિષેધ કરવો અયુક્ત છે. વળી આગમનો અર્થ આ પ્રમાણે છે (સશરીરીને=) ચાર ગતિમાથી કોઈપણ ગતિમા રહેલા આત્માને (પ્રિયા-પ્રિયનો=) પરસ્પરસંલગ્નસુખ-દુ ખનો (અપહતિ=) અભાવ નથી ત્યાં (ચારે ગતિમા) સુખ-દુ ખ અવશ્ય હોય છે

શકા - પ્રિયાપ્રિયનો અર્થ માત્ર સુખ-દુ:ખ છે તેમાં 'પરસ્પરસંલગ્ન' અર્થની પ્રાપ્તિ કેવી રીતે કરી ?

સમાધાન - પ્રિય અને અપ્રિયનો દ્વન્દ્વસમાસ કર્યો છે તેનાથી જ "પરસ્પરસંલગ્ન સુખ-દુ:ખ" એવા અર્થનો તર્ક કરાય છે 'વા' શબ્દનો અર્થ એવ=જ કાર કરવાનો છે તેથી મુક્તાત્માને વસન્ત=સિદ્ધિ ક્ષેત્રમા રહેલાને પ્રિયા-પ્રિયે=પરસ્પરઅનુષક્ત સુખ-દુ:ખ સ્પર્શતા જ નથી

## મોક્ષમા સ્વભાવસુખની સત્તા

અહી કહેવાનો આશય આ છે-સંસારી જીવને પરસ્પર સંલગ્ન જ સુખ-દુ:ખ હોય છે પરતુ મુક્તાત્માઓને તો દુ ખથી રહિત કેવળ સુખ જ હોય છે કેમ કે તેઓને દુ ખમા નિમિત્તભૂત શરીર જ નથી

શંકા :- શરીરના અભાવથી તો દુ ખની જેમ સુખનો અભાવ આવશે

સમાધાન :- શરીરના અભાવથી શરીર નિમિત્તક સુખનો અભાવ આવશે પરતુ જે આત્મસ્વરૂપ સુખ છે તે તો મોક્ષમા અવસ્થિત જ રહેશે સુખ એ આત્માનુ સ્વરૂપ (=સ્વભાવ=ગુણ) છે. અને આત્મા સર્વથા પોતાના સ્વરૂપમા સ્થિત થાય, તે જ મોક્ષ છે જ્યા સુધી શરીરનો યોગ હોય, ત્યા સુધી દુ.ખ સંભવે અને તેથી કેવળ સુખાત્મક આત્મસ્વભાવમા લીનતાને અવરોધ થાય છે જ્યારે જીવ સ્વશરીરથી મુક્ત થાય છે ત્યારે દુ ખ પણ નાશ પામે છે અને જીવ સુખરૂપ આત્મસ્વભાવમા લીન બને છે આ લીનતા જ મોક્ષરૂપ છે તેથી જ મુક્તજીવને અશરીરી કહ્યો "न हि वै" ઈત્યાદિ આગમનો અર્થ પણ આ પ્રમાણે જ કરવો બરાબર છે. કેમ કે

अत एव चाशरीरमित्युक्तम्। आगमार्थश्चायमित्थमेव समर्थनीय। यत एतदर्थानुपातिन्येव स्मृतिरपि दृश्यते→ *"सुखमात्यन्तिक यत्र बुद्धिग्राह्यमतीन्द्रियम्। त वै मोक्ष विजानीयाद् दुष्प्रापमकृतात्मभि ॥"* न चाय सुखशब्दो दु खाभावमात्रे वर्तते। मुख्यसुखवाच्यताया बाधकाभावात्। *"अय रोगाद् विप्रमुक्त सुखी जात"* इत्यादिवाक्येषु च सुखीति प्रयोगस्य पौनरुक्त्यप्रसङ्गाच्च । दु खाभावमात्रस्य रोगाद् विप्रमुक्त इतीयतेव गतत्वात् ॥

न च भवदुदीरितो मोक्ष पुसामुपादेयतया समत । को हि नाम शिलाकल्पमपगतसकलसुखसवेदनमात्मानमुपपादयितु यतेत दु खसवेदनरूपत्वादस्य, सुखदु खयोरेकस्याभावेऽपरस्यावश्यम्भावात् । अत एव त्वदुपहास श्रूयते– *"वर वृन्दावने रम्ये क्रोष्टुत्वमभिवाञ्छितम्। न तु वैशेषिकीं मुक्ति गौतमो गन्तुमिच्छति ॥"*

આ પ્રકારના અર્થને જ અનુસરતી સ્મૃતિ પણ દેખાય છે → *"જ્યા અતીન્દ્રિય અને માત્ર બુદ્ધિથી જ ગ્રાહ્ય એવુ આત્યન્તિકસુખ છે તે જ મોક્ષ છે અને પાપી જીવોને માટે તે દુષ્પ્રાપ્ય છે "*

**શંકા .–** અહી 'સુખ' શબ્દ દુ ખાભાવ અર્થમા પ્રવૃત છે એટલે કે, જ્યા સર્વથા દુ ખાભાવરૂપ સુખ છે, તે મોક્ષ છે એમ અર્થ કરવો જોઈએ

**સમાધાન :–** સુખનો મુખ્યાર્થ *"દુ ખવિરોધી સ્વતત્ર ગુણ"* એવો છે જ્યારે દુ ખાભાવરૂપ અભાવાત્મક અર્થ ઉપચારરૂપ છે અને મુખ્યાર્થને જ્યા બાધ હોય ત્યા જ ઔપચારિક અર્થનુ ગ્રહણ થાય છે કેમ કે ત્યા લક્ષણા કરવી પડે છે જે કિલષ્ટ છે અહી સુખ શબ્દનો મુખ્યાર્થ લેવામા કોઈ બાધક ન હોવાથી દુ ખાભાવરૂપ ઔપચારિક અર્થ લેવો વ્યાજબી નથી વળી જો 'સુખ' પદ દુ ખાભાવ અર્થમા મુખ્યરૂપે વર્તતો હોય, તો "આ રોગથી મુક્ત થયો અને સુખી થયો" એવા વાક્યસ્થળે રોગ દુ ખરૂપ હોવાથી 'રોગથી મુક્ત થયો' તેનાથી જ 'સુખી થયો' તેવો અર્થ પ્રાપ્ત થાય છે તેથી ફરીથી 'સુખી' શબ્દ ઉચ્ચારવામા પુનરુક્તિ દોષ આવશે તેથી "રોગથી મુક્ત થયો" એટલુ જ વાક્ય પર્યાપ્ત બને પરતુ અહી પુનરુક્તિદોષ કોઈને માન્ય નથી કેમ કે આવો પ્રયોગ વ્યવહારસિદ્ધ છે અને પ્રતીત છે તેથી ત્યા દુ ખાભાવથી ભિન્ન એવા જ સુખનો બોધ થાય છે રોગનો અભાવ દુ ખાભાવરૂપ છે તથા તદુરસ્તીની પ્રાપ્તિ સુખરૂપ છે આમ સુખ અને દુ ખાભાવ વચ્ચે ભેદ છે

### વૈશેષિકમોક્ષની અનુપાદેયતા

વળી તમે દર્શાવેલા સ્વરૂપવાળો મોક્ષ કોઈને પણ ઉપાદેય બને નહી કેમ કે તમારા મતે મોક્ષમા જવુ એટલે આત્માને પથ્થરની જેમ સર્વસુખસવેદનોથી રહિત બનાવવો આમ સર્વસુખસવેદનનો અભાવ થવાથી મોક્ષ પોતે જ દુ ખરૂપ બની જશે કારણ કે સુખ અને દુ ખમાથી એકના અભાવમા બીજો અવશ્ય હોય છે તેથી જો મોક્ષમા સુખસવેદનનો અભાવ હોય, તો મોક્ષમા દુ ખનુ જ સવેદન થવાથી દુ ખરૂપ બની જશે જે સસારની સ્થિતિ કરતા પણ બદતર છે કેમ કે સસારમા કિચિત્ સુખનુ સવેદન તો થાય છે જ તેથી જ તમે કલ્પેલી મુક્તિનો ઉપહાસ કરતુ નૈયાયિકનુ વચન સભળાય છે *"ગૌતમ ઋષિ (નૈયાયિક મતના સ્થાપક) વૈશેષિકોએ કલ્પેલી મુક્તિમા જવા કરતા રમ્ય વૃદાવનમા શિયાળ થવાની ઈચ્છા રાખવી વધારે સારી માને છે "*

### સુખ વિનાના મોક્ષ કરતા સસારની સારતા

સ્વર્ગમા જે આનદની પરિપૂર્તિ છે તે સોપાધિક છે (=શબ્દાદિ વિષયોને સાપેક્ષ છે)અને મર્યાદિતકાળપૂરતી હોવાથી પરિમિત છે આવા સ્વર્ગીયસુખથી પણ અધિક સુખયુક્ત મોક્ષ છે કેમ કે મોક્ષગતસુખ નિરુપાધિક, નિરવધિક અને તેથી અપરિમિત છે વળી મોક્ષગત જ્ઞાન પણ ક્યારેય મ્લાન થતુ નથી આવા સુખ અને જ્ઞાનયુક્ત મોક્ષને જ પડિતો સ્વીકારે છે જો મોક્ષઅવસ્થામા આત્મા પાષાણતુલ્ય જડ જ થતો હોય, તો તેવા

सोपाधिकसावधिकपरिमितानन्दनिष्यन्दात् स्वर्गादप्यधिक तद्विपरीतानन्दमम्लानज्ञान च मोक्षमाचक्षत विचक्षणा। यदि तु जड पाषाणनिर्विशेष एव तस्यामवस्थायामात्मा भवेत्, तदलमपवर्गेण। ससार एव वरमस्तु। यत्र तावदन्तरान्तरापि दु खकलुषितमपि कियदपि सुखमनुभुज्यते। चिन्त्यता तावत् किमल्पसुखानुभवो भव्य उत सर्वसुखोच्छेद एव॥ अथास्ति तथाभूते मोक्षे लाभातिरेक प्रेक्षादक्षाणाम्। ते ह्येव विवेचयन्ति। ससारे तावद् दु खास्पृष्ट सुख न सम्भवति, दु ख चावश्य हेयम्, विवेकहान चानयोरेकभाजनपतितविषमधुनोरिव दु शक्यम्, अत एव द्वे अपि त्यज्येते। ततश्च ससाराद् मोक्ष श्रेयान्। यतोऽत्र दुख सवथा न स्यात्। वरमियती कादाचित्कसुखमात्रापि त्यक्ता, न तु तस्या दु खभार इयान् व्यूढ इति॥

મોક્ષથી સર્યુ અર્થાત્ તેવા મોક્ષને પ્રાપ્ત કરવાની ઇચ્છા કોઇને નથી જે સસારમા આતરે આતરે અને દુ ખથી કલુષિત પણ કઇંક સુખનો ભોગવટો થાય છે એ સસાર જ શ્રેષ્ઠ છે એ વિચારણીય છે કે, અલ્પ પણ સુખનો ભોગવટો સારો કે સર્વથા સુખનો ઉચ્છેદ સારો ?

## સુખહીન પણ મોક્ષની ઉપાદેયતા

**પૂર્વપક્ષ** - સર્વ સુખોચ્છેદરૂપ મોક્ષમા સસાર કરતા લાભ વધારે હોવાથી મોક્ષ જ ઇચ્છનીય છે સસારમા દુ ખથી રહિતનુ સુખ સભવતુ જ નથી અને દુ ખ અવશ્ય હેય જ છે એક જ પાત્રમા પડેલા વિષ અને મધનો વિભાગ કરવો જેમ અશક્ય છે, તેમ આ સુખનો દુ ખથી વિભાગ કરવો અત્યત દુષ્કર છે માટે જ અવશ્ય ત્યજનીય દુ ખથી આવિષ્ટ હોવાથી સુખ પણ ત્યાજ્ય બને છે અને આવા દુ ખના અને દુ ખયુક્ત સુખના અભાવવાળો મોક્ષ જ સસાર કરતા શ્રેષ્ઠ છે કેમ કે અહી દુ ખનો સર્વથા અભાવ છે અને એટલા ખાતર ક્યારેક પ્રાપ્ત થતી એવી સુખની અલ્પમાત્રાનો ત્યાગ કરવો એ જ શ્રેયસ્કર છે આટલા અલ્પ સુખને ખાતર ડુગર જેવા દુ ખના ભારને વહન કરવો એ જરાયે સારુ નથી

## સસારસુખની અનુપાદેયતા

**ઉત્તરપક્ષ** '- તમારુ આ કથન બરાબર જ છે *'સાસારિક સુખ મધથી લેપાયેલી તીક્ષ્ણધારવાળી તલવારના અગ્રભાગને ચાટવા જેવુ છે '* એમ તો અમે પણ માનીએ જ છીએ તેથી તે દુ ખરૂપ જ છે અને મુમુક્ષુઓને તે સુખ છોડવાની ઇચ્છા થાય તે સ્વાભાવિક છે પણ આ દુ ખ છોડવાની ઇચ્છા આત્યન્તિક સુખ વિશેષને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓને જ સંભવે છે સ્વાભાવિક છે કે દુ ખરહિતના વિશેષસુખની પ્રાપ્તિનો સંભવ હોય, તો જ અહી ના દુ ખમિશ્રિત અને દુ ખજનક સુખને દુ ખરૂપ માની છોડવાની ઇચ્છા થાય અહી પણ વિષયોની નિવૃત્તિથી ઉત્પન્ન થતુ સુખ યોગીઓને અનુભવસિદ્ધ જ છે આ સુખ પ્રશમસુખ પણ કહેવાય છે જો આવુ સુખ વિશેષરૂપે મોક્ષમા ન હોય, તો તો મોક્ષ દુ ખરૂપ જ છે એક ભાજનમા મિશ્ર થઇ ગયેલા વિષ અને મધ ત્યાજ્ય બને છે તે પણ સુખવિશેષની ઇચ્છાથી જ અર્થાત્ ત્યા જીવનના સુખની પ્રબળ ઇચ્છા જ કારણ બને છે વળી જીવને સસારિપણામા જેમ સુખ ઇષ્ટ છે અને દુ.ખ અનિષ્ટ છે તેમ મોક્ષઅવસ્થામા પણ દુ ખની નિવૃત્તિ ઇષ્ટ છે પરતુ સુખની નિવૃત્તિ તો અનિષ્ટ જ છે તેથી જો તમે કલ્પ્યો એવો જ મોક્ષ હોય, તો તો પ્રાજ્ઞ પુરુષોની ત્યા પ્રવૃત્તિ થવી જ ન જોઇએ કેમ કે મોક્ષમા દુ ખની નિવૃત્તિ જેટલી ઇષ્ટ છે, એના કરતા પણ પ્રબળ રીતે સુખની નિવૃત્તિ અનિષ્ટ છે પણ પ્રાજ્ઞ પુરુષો મોક્ષ માટે પ્રયત્ન કરતા દેખાય છે આ પ્રવૃત્તિ સુખનુ સવેદન જો ત્યા ન હોય તો ન જ થાય અને પ્રેક્ષાવાન વ્યક્તિ વ્યર્થ પ્રવૃત્તિ કરે નહી તેથી તેઓની આ પ્રવૃત્તિ અન્યથાઅનુપપન્ન થવા દ્વારા મોક્ષ સુખસવેદનાત્મક છે તેમ સિદ્ધ કરે છે

तदेतत्सत्यम्। सासारिकसुखस्य मधुदिग्धधाराकरालमण्डलाग्रग्रासवद् दु खरूपत्वादेव युक्तैवमुमुक्षूणा तज्जिहासा, किन्त्वात्यन्तिकसुखविशेषलिप्सूनामेव। इहापि विषयनिवृत्तिज सुखमनुभवसिद्धमेव, तद् यदि मोक्षे विशिष्ट नास्ति, ततो मोक्षो दु खरूप एवापद्यत इत्यर्थ । ये अपि विषमधुनी एकत्र सम्पृक्ते त्यज्येते, ते अपि सुखविशेषलिप्सयेव। किञ्च, यथा प्राणिना ससारावस्थाया सुखमिष्ट दु ख चानिष्टम्, तथा मोक्षावस्थाया दु खनिवृत्तिरिष्टा, सुखनिवृत्तिस्त्वनिष्टैव। ततो यदि त्वदभिमतो मोक्ष स्यात्, तदा न प्रेक्षावतामत्र प्रवृत्ति स्यात् । भवति चेयम् । तत सिद्धो मोक्ष सुखसवेदनस्वभाव प्रेक्षावत्प्रवृत्तेरन्यथानुपपत्ते ॥

(તાત્પર્ય '– કોઇપણ જીવની પ્રવૃત્તિ માત્ર દુખ દૂર કરવા માટે હોતી નથી જો માત્ર એ જ હેતુ હોત, તો દાળ-રોટલીથી ભૂખનુ દુખ દૂર થઇ શકતુ હોઇ કોઇ મિષ્ટાન્નના ભોજનની ઇચ્છા જ ન કરે પણ સર્વત્ર દેખાય જ છે, કે દુખના અભાવમા પણ જીવ સતત પ્રવૃત્તિશીલ હોય છે તેથી જ સિદ્ધ થાય છે, કે સર્વને સુખ મેળવવાની જ પ્રબળ વાછા હોય છે અને તે અગેના જૂદા-જૂદા સાધનો કલ્પી તેવો-તેવો પ્રયત્ન કરે છે જીવને સુખની ઇચ્છા એટલી પ્રબળ હોય છે કે, તેને પ્રાપ્ત કરવા માટે ઘણુ દુ ખ વેઠવું પડતુ હોય, તો તે વેઠવા પણ તૈયાર થાય છે જો એક સામાન્યજીવ પણ સુખ માટે આટલી પ્રવૃત્તિ કરતો હોય, તો પ્રેક્ષાવાન માણસ મોક્ષઅગે જે પ્રવૃત્તિ કરે તે સુખ માટે નહી, પણ માત્ર દુ ખનાં અભાવ માટે જ કરે , તે માનવું અસગત છે )

### મોક્ષદ પ્રવૃત્તિમા રાગ અપ્રતિબધક

**પૂર્વપક્ષ '–** જો મોક્ષ સુખસવેદનાત્મક સ્વભાવવાળો જ હોય, તો એને માટે મુમુક્ષુઓની જે પ્રવૃત્તિ થાય છે તે રાગથી જ થશે તેથી તે ક્યારેય મોક્ષમા જઇ શકશે નહિ કારણ કે, રાગયુક્ત જીવોને મોક્ષ નથી કેમ કે રાગબધનરૂપ છે અને મોક્ષ માટે પ્રતિબન્ધકરૂપ છે

**ઉત્તરપક્ષ .–** સાસારિક સુખનો રાગ બધનાત્મક છે જ કારણ કે તે રાગ વિષયાદિમા પ્રવૃત્તિ કરાવે છે તેનાથી ક્લિષ્ટ કર્મનો બધ થાય છે, અને ભવપરપરા પુષ્ટ બને છે પરતુ મોક્ષસુખવિષયક રાગ જીવને વિષયાદિમાથી નિવૃત્ત કરે છે કેમ કે વિષયાદિમા પ્રવૃત્તિ મોક્ષવિરોધી છે તેથી મોક્ષવિષયક રાગ બન્ધનાત્મક નથી પણ પ્રશસ્ત છે વળી જેઓ ઉત્કૃષ્ટ દશાને પામેલા છે, તેઓને તો મોક્ષની સ્પૃહારૂપ રાગ પણ નાશ પામે છે કહ્યુ જ છે કે *'ઉત્તમ મુનિ મોક્ષ અને સસાર-સર્વત્ર નિ સ્પૃહ હોય છે '* કેમ કે તેઓ વીતરાગ કે વીતરાગપ્રાય થઇ ગયા હોય છે પરતુ જેમ મોક્ષ રાગીને નથી તેમ દ્વેષીને પણ નથી તમારા મતે દુ ખનિવૃત્યાત્મક મોક્ષ છે તેથી દુ ખમા દ્વેષથી મોક્ષઅગે પ્રવૃત્તિ થશે તે દુ ખવિષયક દ્વેષરૂપ કષાયની જે કલુષતા ઉત્પન્ન થાય છે તેને અટકાવશો કેવી રીતે ? અર્થાત્ અમે તો સસારસુખના રાગના ઘાતક તરીકે મોક્ષસુખના રાગને માન્યો અને જ્યારે સસારસુખનો રાગ સર્વથા નિર્મૂળ થાય છે, ત્યારે પરાકાષ્ઠાની ભૂમિકાએ મોક્ષરાગ પણ નષ્ટ થાય છે અને સર્વથા રાગદ્વેષથી વિયુક્ત થયેલો જીવ મોક્ષ પ્રાપ્ત કરે છે તેમ બતાવ્યુ અહી બળતણને બાળ્યા પછી સ્વય નષ્ટ થતા અગ્નિનુ કે પેટના મળને દૂર કર્યા પછી સ્વય દૂર થઇ જતા જૂલાબનુ દૃષ્ટાત યાદ રાખવુ તમારા મતે દુ ખના અભાવરૂપ મોક્ષ હોવાથી તે માટેની પ્રવૃત્તિ દુ ખના દ્વેષથી થશે જે સર્વત્ર સમાન છે આ દુ ખના દ્વેષને અટકાવનાર કોઇ નિરોધક ન હોવાથી તે દ્વેષ સર્વદા રહેશે તેથી જ્યા સુધી આ દ્વેષથી કલુષિત ચિત્ત રહેશે, ત્યા સુધી કદાપિ મોક્ષ નહિ થાય તેથી સિદ્ધ થાય છે, કે સર્વ કર્મક્ષયથી પરમસુખસવેદનાત્મક મોક્ષ છે, નહી કે, બુદ્ધિ વગેરે વિશેષગુણોના ઉચ્છેદરૂપ

### મોક્ષમા બુદ્ધયાદિની કથચિત્ ઉચ્છિત્તિ

તથા અમે પણ મોક્ષમા આ બુદ્ધિવગેરેનો કથચિત્ ઉચ્છેદ માન્યો છે, માટે હે તપસ્વી ! તમે મનમા ખોટા

अथ यदि सुखसंवेदनैकस्वभावो मोक्ष स्यात्, तदा तद्रागेण प्रवर्तमानो मुमुक्षुर्न मोक्षमधिगच्छेत्। न हि रागिणा मोक्षोऽस्ति रागस्य बन्धनात्मकत्वात्। नैवम्। सासारिकसुख एव रागो बन्धनात्मक विषयादिप्रवृत्तिहेतुत्वात्। मोक्षसुखे तु राग तन्निवृत्तिहेतुत्वाद् न बन्धनात्मक। परा कोटिमारूढस्य च स्पृहामात्ररूपोऽप्यसौ निवर्तते "*मोक्षे भवे च सर्वत्र नि स्पृहो मुनिसत्तम*" इति वचनात्। अन्यथा भवत्पक्षेऽपि दु खनिवृत्त्यात्मकमोक्षाङ्गीकृतौ दु खविषय कषायकालुष्य केन निषिध्येत। इति सिद्ध कृत्स्नकर्मक्षयात् परमसुखसंवेदनात्मको मोक्षा, न बुद्ध्यादिविशेषगुणोच्छेदरूप इति॥

अपि च भोस्तपस्विन्? कथञ्चिदषामुच्छेदोऽस्माकमप्यभिमत एवेति मा विरूप मन कृथा। तथाहि। बुद्धिशब्देन ज्ञानमुच्यते। तच्च मतिश्रुतावधिमन पर्यायकेवलभेदात् पञ्चधा। तत्राद्य ज्ञानचतुष्टय क्षायोपशमिकत्वात् केवलज्ञानाविर्भावकाल

---

વિકલ્પો કરી નિરાશ ન થાવ બુદ્ધિનો અર્થ જ્ઞાન છે આ જ્ઞાનનાં મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવળ જ્ઞાન એમ પાચ ભેદ છે તેમા પ્રથમ ચાર જ્ઞાન ક્ષાયોપશમિક છે (જ્ઞાનાવરણીયકર્મના ઉદયમા આવેલા કર્મના ક્ષયથી અને અનુદિત કર્મના ઉદયના નિરોધરૂપ ઉપશમથી પ્રગટ થતુ જ્ઞાન ક્ષાયોપશમિક કહેવાય ) કેવળજ્ઞાન ક્ષાયિક છે અને જ્ઞાનાવરણીય કર્મના સર્વથા ક્ષયથી ઉત્પન્ન થાય છે કેવળજ્ઞાનની પ્રાપ્તિવખતે જ્ઞાનાવરણીય કર્મ નષ્ટ થઇ ગયા હોવાથી પૂર્વોક્ત ક્ષયોપશમ નથી તેથી કેવળજ્ઞાનકાળે ક્ષયોપશમદ્વારા પ્રગટ થતા જ્ઞાનો પણ રહેતા નથી માટે કેવળજ્ઞાનના પ્રગટ થવાના કાળે જ મતિવગેરે ક્ષાયોપશમિક જ્ઞાનો પ્રલીન થાય છે આગમ વચન છે, "*છાદ્મસ્થિક જ્ઞાન નષ્ટ થયે છતે કેવળજ્ઞાન પ્રગટે છે*" ઇત્યાદિ ક્ષાયોપશમિકજ્ઞાનો છાદ્મસ્થિક જ્ઞાન કહેવાય છે કેવળજ્ઞાન પોતે સર્વદ્રવ્ય અને સર્વપર્યાયવિષયક છે અને ક્ષાયિક છે તેથી તે નિષ્કલંક = નિર્દોષ છે તથા આત્મસ્વભાવરૂપ છે મોક્ષ આત્મસ્વભાવરૂપ છે તે વાત આગળ બતાવી જ ગયા છીએ તેથી મોક્ષમા પણ કેવળજ્ઞાન રહેશે જ કેવળજ્ઞાનાવરણીયકર્મ–કે જે કેવલજ્ઞાનનો પ્રતિબધક છે–તેનો નિર્મૂળ નાશ સદા માટે થયો છે તેથી પ્રતિબધકાભાવ હોવાથી પણ કેવળજ્ઞાન નિત્ય રહેશે વૈષયિક=વિષયના ઉપભોગથી પ્રાપ્ત થતુ સુખ આ સુખમા વેદનીયકર્મનો=શાતાવેદનીયકર્મનો ઉદય હેતુ છે જ્યારે મોક્ષ સર્વકર્મના આત્યન્તિક ક્ષયરૂપ છે તેથી વેદનીયકર્મોદયજનિત વૈષયિક સુખ મોક્ષમા સભવતુ નથી પરતુ (૧)નિરતિશય (=કર્મોદયજનિત તરતમભાવરૂપ અતિશય વિનાનુ)(૨)અક્ષય, (૩)અનપેક્ષ (=વિષયાદિ પરાપેક્ષ વિનાનુ)તથા (૪)અનન્ત એવુ અને (૫)વેદનીયકર્મના ક્ષય કે સર્વકર્મના ક્ષયથી પ્રગટ થતુ સુખ તો ત્યા છે જ. દુ ખમા અધર્મ હેતુ છે મોક્ષમા અધર્મનો ઉચ્છેદ થવાથી દુઃખ પણ ઉચ્છેદ પામે છે

**પૂર્વપક્ષ** – જેમ દુ ખ અધર્મમૂળક છે, તેમ સુખ ધર્મમૂળક છે (અધર્મ-પાપ ધર્મ= પુણ્ય)મોક્ષમા ધર્મનો પણ ઉચ્છેદ છે–તેથી સુખનો ઉચ્છેદ થવો જોઇએ આગમમા કહ્યુ જ છે કે, "*પુણ્ય અને પાપના ક્ષય થયે છતે મોક્ષ છે*"

**ઉત્તરપક્ષ** – અલબત્ત, વૈષયિકસુખ ધર્મમૂળક છે તેથી ધર્મના નાશથી વૈષયિક સુખનો મોક્ષમા ઉચ્છેદ છે જ છતાં ધર્માદિને નિરપેક્ષ આત્મસ્વભાવરૂપ સુખનો ત્યા ઉચ્છેદ નથી (દુઃખ માત્ર અધર્મમૂળક છે આત્મસ્વભાવરૂપ નથી. જ્યારે સુખ ધર્મમૂળક અને સ્વભાવરૂપ એમ બે પ્રકારે છે તેથી ધર્માધર્મના ક્ષયથી તદપેક્ષ સુખ–દુખ નાશ પામે પણ આત્મસ્વભાવભૂત સુખ તો અક્ષત જ રહે ) ઇચ્છા (=રાગ )અને દ્વેષરૂપ બે વિશેષગુણો મોહનીયકર્મના જ ભેદ છે અને મોહનીયકર્મનો તેની સઘળી ય પ્રકૃતિની સાથે નિર્મૂળ નાશ થયો છે તેથી ઇચ્છા અને દ્વેષનો પણ મોક્ષમા અભાવ સગત જ છે તથા મોક્ષમા ક્રિયામા વ્યાપાર કરાવનાર પ્રયત્ન પણ નથી કેમકે મોક્ષગત જીવ કૃતકૃત્ય હોવાથી ત્યા ક્રિયા કરવાની હોતી નથી અતરાયકર્મની પાચે પ્રકૃતિના ક્ષયથી દાનાદિ લબ્ધિઓ જેમ સિદ્ધના

एव प्रलीनम्।[1] "नट्ठमि य छाउमत्थिए नाणे" इत्यागमात्। केवल तु सर्वद्रव्यपर्यायगत क्षायिकत्वेन निष्कलङ्कात्मस्वरूपत्वाद् अस्त्येव मोक्षावस्थायाम्। सुख तु वेशेपिक (वैपयिक वा) तत्र नास्ति, तद्धेतोर्वेदनीयकर्मणोऽभावात्। यत्तु निरतिशयमक्षयमनपेक्षमनन्त च सुख तद् वाढ विद्यते। दु खस्य चाधर्ममूलत्वात् तदुच्छेदादुच्छेद ॥

नन्वेव सुखस्यापि धर्ममूलत्वाद् धर्मस्य चोच्छेदात् तदपि न युज्यते। "पुण्यपापक्षये मोक्ष" इत्यागमवचनात्। नैवम्। वैपयिकसुखस्यैव धर्ममूलत्वाद् भवतु तदुच्छेद , न पुनरनपेक्षस्यापि सुखस्योच्छेद। इच्छाद्वेपयो पुनर्मोहभेदत्वात् तस्य च समूलकाप कपितत्त्वादभाव। प्रयत्नश्च क्रियाव्यापारगोचरो नास्त्येव, कृतकृत्यत्वात्। वीर्यान्तरायक्षयत (योपनतस्त्व पाठा) स्त्वस्त्येव प्रयत्न दानादिलब्धिवत्[2]। न च क्वचिदुपयुज्यते, कृतार्थत्वात्। धर्माधर्मयोस्तु पुण्यपापापरपर्याय-योरुच्छेदोऽस्त्येव। तद्भावे मोक्षस्यैवायोगात्। सस्कारश्च मतिज्ञानविशेष एव। तस्य च मोहक्षयानन्तरमेव क्षीणत्वादभाव इति। तदेव न सविदानन्दमयी च मुक्तिरिति युक्तिरिक्तेयमुक्ति । इति काव्यार्थ ॥८॥

જીવને હોય છે તેમ વીર્યાન્તરાયકર્મ (જેનો ઉદયથી બળવાન્ નીરોગી યુવાન પણ શક્યકાર્યમા ઉત્સાહી ન થાય) ના ક્ષયથી લબ્ધિરૂપ વીર્ય=પ્રયત્ન સિદ્ધના જીવને હોય છે પરતુ સિદ્ધ જીવો કૃતાર્થ હોવાથી આ લબ્ધિઓનો ઉપયોગ કરતા નથી ધર્મ અને અધર્મ એ પુણ્ય અને પાપરૂપ છે અને તેઓનો તો મોક્ષમા અત્યત ઉચ્છેદ ઇષ્ટ જ છે કેમ કે જ્યા સુધી પુણ્યપાપરૂપ શુભાશુભકર્મનો સર્વથા ઉચ્છેદ થતો નથી, ત્યા સુધી મોક્ષ થતો જ નથી સસ્કાર એ મતિજ્ઞાનના ધારણારૂપ ભેદનો અવાન્તરભેદ છે જેનુ અપરનામ 'વાસના' છે (ધારણાના અવિચ્યુતિ, વાસના અને સ્મૃતિ એમ ત્રણ ભેદ છે ) મતિજ્ઞાન ક્ષાયોપશમિક છે મોહના ક્ષય પછી જ્ઞાનાવરણીયાદિકર્મોનો ક્ષય થવાથી પૂર્વોક્ત રીતે મતિજ્ઞાન પણ નષ્ટ થાય છે તેથી મોક્ષમા મતિજ્ઞાનાત્મક સસ્કારનો પણ અભાવ છે આ પ્રમાણે વૈશેષિકે જે નવ વિશેષગુણોનો મોક્ષમા ઉચ્છેદ માન્યો છે, તેમાથી ઇચ્છા વગેરે સાતનો તો પ્રાય: સર્વથા ઉચ્છેદ જૈનોને પણ ઇષ્ટ જ છે જ્ઞાન અને સુખનો પણ કથચિત્ ઉચ્છેદ પૂર્વોક્ત મુજબ ઇષ્ટ છે પરતુ પૂર્વોક્ત તર્કથી કેવળજ્ઞાન અને અવ્યાબાધ સુખ મોક્ષમા સિદ્ધ હોવાથી 'મોક્ષ જ્ઞાન અને સુખમય નથી' એવા વચનો યુક્તિરહિતના છે.

१ उप्पण्णमि अणते नट्ठमि छाउमत्थिए नाणे। राईए सपत्तो महसेणवणमि उज्जाणे॥ छाया–उत्पन्नेऽनन्ते नष्टे च छाद्मस्थिके ज्ञाने। रात्र्या सप्राप्तो महसेनवन उद्यान ॥ ५३९॥ आवश्यकपूर्वविभाग ॥

२ लब्धय पञ्च। तथाहि–दानलाभभोगोपभोगवीर्यभेदात्पञ्चधा॥

अथ ते वादिन कायप्रमाणत्वमात्मन स्वय सवेद्यमानमपलप्य, तादृशकुशास्त्रशस्त्रसपर्कविनष्टदृष्टयस्तस्य विभुत्व मन्यन्ते । अतस्तत्रोपालम्भमाह –

> यत्रैव यो दृष्टगुण· स तत्र कुम्भादिवद् निष्प्रतिपक्षमेतत् ।
> तथापि देहाद् बहिरात्मतत्त्वमतत्त्ववादोपहता पठन्ति ॥ ९ ॥

*यत्रैव*–देशे, य पदार्थ, दृष्टगुणो, *दृष्टा*–प्रत्यक्षादिप्रमाणतोऽनुभूता, *गुणा* =धर्मा यस्य स तथा, म पदार्थ, *तत्रव*–विवक्षितदेश एव। उपपद्यते इति क्रियाध्याहारो गम्य । पूर्वस्यैवकारस्यावधारणार्थस्यात्राप्यभिसम्बन्धात् तत्रैव नान्यत्रेत्यन्ययोगव्यवच्छेद । अमुमेवार्थं दृष्टान्तेन द्रढयति। *कुम्भादिवदिति*–घटादिवत्। यथा कुम्भादेयत्रेव दशे रूपादयो गुणा उपलभ्यन्त, तत्रैव तस्यास्तित्व प्रतीयते नान्यत्र । एवमात्मनोऽपि गुणाश्चैतन्यादया देह एव दृश्यन्ते न वहि , तस्मात्

## આત્માની સર્વવ્યાપિતાવાદનુ ખડન

હવે, *‘વૈશેષિકો તથા નૈયાયિકો “આત્મા શરીર પ્રમાણ છે”* એમ આબાળગોપાળ પ્રસિદ્ધ સંવેદનનો અપલાપ કરે છે અને તેવાપ્રકારના કુશાસ્ત્રરૂપશસ્ત્રનો સંપર્ક થવાથી નષ્ટ બુદ્ધિવાળા થઈને આત્માને વિભુ=વ્યાપક=જગત્વ્યાપી માને છે તેથી તે વિષયમા તેઓને ઉપાલભ આપતા કવિવર કહે છે

કાવ્યાર્થ – ઘડાવગેરેના રૂપાદિગુણો જ્યા દેખાય છે, ત્યા જ તેઓ (=ઘડાદિ)દેખાય છે તેથી *“જેના ગુણ જ્યા દેખાય, તે વસ્તુ ત્યા જ હોય છે”* એ વિરોધ વિના સિદ્ધ છે આત્માના ગુણો શરીરમા દેખાતા હોવાથી આત્મા શરીરમા જ છે છતા પણ અતાત્ત્વિકવાદથી હણાયેલી બુદ્ધિવાળા વૈશેષિકવગેરે આત્મતત્ત્વને દેહની બહાર પણ (વ્યાપકરૂપે) સ્વીકારે છે

જે પદાર્થના ગુણો પ્રત્યક્ષાદિપ્રમાણથી જે દેશમા રહેતા ઉપલબ્ધ થાય છે, તે પદાર્થ તે જ દેશમા રહે છે, અન્યત્ર નહીં ‘યત્ર સાથેનો‘एव’કાર ‘तत्र’ સાથે પણ સબધિત હોવાથી અન્યયોગનો વ્યવચ્છેદ થાય છે અર્થાત્ તે સિવાયના દેશનો વ્યવચ્છેદ થાય છે અહી દૃષ્ટાત દર્શાવે છે ઘડા વગેરેના રૂપવગેરે ગુણો જ્યાં ઉપલબ્ધ થાય છે, ત્યા જ તે ઘડાદિ રહેલા પ્રતીત થાય છે, બીજે નહી. એ જ રીતે આત્માના ચેતના વગેરે ગુણો શરીરમા જ દેખાય છે તેથી આત્મા શરીરપ્રમાણ જ છે શરીરને વ્યાપીને જ રહ્યો છે અન્યત્ર નહી

શકા – અહી અનૈકાતિકદોષ છે અર્થાત્ *‘જ્યા ગુણો ઉપલબ્ધ થાય ત્યા ગુણવાન ન દેખાય’* એવુ પણ બને છે એટલે કે *“ગુણસ્થળે તે ગુણવાન પ્રાપ્ત થાય જ”* તેવો નિયમ નથી જેમ કે પુષ્પવગેરે વસ્તુઓ જે દેશમા રહેલી હોય છે તેનાથી ભિન્નસ્થળે પણ તેના ગન્ધાદિગુણો ઉપલબ્ધ થાય છે

સમાધાન .– અલબત્ત, પુષ્પાદિના દેશથી ભિન્નસ્થળે ગન્ધાદિ ઉપલબ્ધ થાય છે છતા પણ ત્યા અનૈકાતિકદોષ નથી કેમ કે પુષ્પની અદર ગન્ધયુક્ત પરાગાદિ દ્રવ્યો હોય છે આ પરાગ સ્વાભાવિકરીતે, કે વાયુવગેરેના પ્રયોગથી ગતિ કરે છે અને ગન્ધધર્મના જ્ઞાનમા કારણભૂત નાક ઈન્દ્રિય પાસે આવે છે તેથી ગન્ધનુ જ્ઞાન થાય છે ગુણો નિરાશ્રય રહી શકતા નથી તેથી ‘માત્ર ગન્ધ જ અન્યત્ર જાય છે’ એમ નથી પરતુ ગન્ધયુક્ત પરાગવગેરે દ્રવ્ય અન્યત્ર ગમન કરે છે અને જ્યા ગધનુ જ્ઞાન થાય છે ત્યા પરાગાદિ દ્રવ્યો પણ ઉપલબ્ધ થઇ શકે છે પુષ્પ તો માત્ર ગન્ધયુક્ત દ્રવ્યનો આશ્રય જ છે તેથી જ અમારો ઉપરોક્ત સિદ્ધાત નિષ્પ્રતિપક્ષ છે અર્થાત્ વ્યભિચાર વગેરે બાધકથી રહિત છે કેમ કે *‘જે પ્રત્યક્ષદૃષ્ટ હોય તેમા અનુપપત્તિ સભવી શકતી નથી’* એવો ન્યાય છે

तत्प्रमाण एवायमिति। यद्यपि पुष्पादीनामवस्थानदेशादन्यत्रापि गन्धादिगुण उपलभ्यते, तथापि तेन न व्यभिचार । तदाश्रया हि गन्धादिपुद्गला तेषा च वैश्रसिक्या प्रायोगिक्या वा गत्या गतिमत्त्वेन तदुपलम्भकघ्राणादिदेश यावदागमनोपपत्तेरिति। अत एवाह । *निष्प्रतिपक्षमेतदिति।* एतद् *निष्प्रतिपक्ष*=बाधकरहितम् । *"नहि दृष्टेऽनुपपन्न नाम"* इति न्यायात् ॥ ननु मन्त्रादीना भिन्नदेशस्थानामप्याकर्षणोच्चाटनादिको गुणो योजनशतादे परतोऽपि दृश्यत इत्यस्ति बाधकमिति चेत्? मैव वोच । स हि न खलु मन्त्रादीना गुण, किन्तु तदधिष्ठातृदेवतानाम्। तासा चाकर्षणीयोच्चाटनीयादिदेशगमने कौतस्कुतोऽयमुपालम्भ । न जातु गुणा गुणिनमतिरिच्य वर्तन्त इति।

**પૂર્વપક્ષ** – *'ભિન્ન દેશમા રહેલી વસ્તુનુ આકર્ષણ, ઉચ્ચાટન'* વગેરે ગુણો મત્ર વગેરેના છે અને તે ગુણોની સહાયથી એ મત્રવગેરે 'સેકડો યોજન દૂર રહેલી વસ્તુને ખેચી લાવવી' વગેરે ક્રિયા કરતા દેખાય છે તેથી *'વસ્તુ જ્યા દેખાય ત્યા જ તેના ગુણો દેખાય'* એવો નિયમ બાધિત થાય છે

**ઉત્તરપક્ષ** – આ આકર્ષણ કે ઉચ્ચાટન ગુણો મન્ત્રાદિના નથી પરતુ એ મન્ત્રને અધિષ્ઠિત દેવોના છે મન્ત્રને અધિષ્ઠિત દેવો દૂર દેશમા જઈને તે-તે વસ્તુઓને લઈ આવવુ વગેરે કાર્યો કરે છે તેથી "ગુણીથી અન્યત્ર ગુણોના દર્શન થાય છે અને તે દર્શન તમારા નિયમમા બાધક છે" એવો ઉપાલભ દેવા યોગ્ય નથી કારણ કે ગુણ કદાપિ પોતાના ગુણીને છોડી અન્યત્ર ઉપલબ્ધ થઈ શકે નહિ વળી ગુણીની પ્રસિદ્ધિ પણ સ્વગુણોદ્વારા જ છે તેથી *'જ્યા ગુણો ઉપલબ્ધ ન થાય ત્યા ગુણી પણ નથી'* એવો જ નિશ્ચય થાય છે

(ઉત્તરાર્ધની વ્યાખ્યા કરે છે)આ તત્ત્વ નિર્વિવાદ નિશ્ચિત છે છતા *કુત્સિત તત્ત્વવાદથી વ્યામોહિત થયેલાઓ* શરીરથી રહિતના પ્રદેશમા પણ આત્મસ્વરૂપના હોવાપણાનો સિદ્ધાત સ્થાપે છે. અતત્ત્વવાદથી ઉપહત થયેલા–અહી જે નઞ્તત્પુરુષસમાસ છે તેમા અનાચાર શબ્દની જેમ કુત્સા (=નિદા)અર્થમા 'નઞ્'નો પ્રયોગ છે તેથી અતત્ત્વવાદ=કુત્સિતતત્ત્વવાદ તેઓને ઇષ્ટ પુરુષ આપ્તપુરુષ નથી પરતુ આપ્તાભાસ છે આ આપ્તાભાસથી પ્રણીત હોવાથી અતત્ત્વવાદ પણ તત્ત્વાભાસરૂપ છે

## આત્મા અસર્વગત

**પ્રતિજ્ઞા** .–*આત્મા (પક્ષ)સર્વગત=વ્યાપક નથી (સાધ્ય), કારણ કે સર્વત્ર તેના ગુણો ઉપલબ્ધ થતા નથી (હેતુ) જેના જેના ગુણો સર્વત્ર ઉપલબ્ધ થતા નથી, તે-તે સર્વગત નથી (વ્યાપ્તિ), જેમ કે ઘડો (દૃષ્ટાત) આત્માના ગુણો પણ સર્વત્ર ઉપલબ્ધ નથી (ઉપસહાર) તેથી આત્મા પણ સર્વગત નથી (નિગમન)* વ્યતિરેક દૃષ્ટાત તરીકે આકાશ છે આકાશ સર્વવ્યાપી છે, તો આકાશનો અવગાહનગુણ સર્વત્ર દેખાય છે અમારા આ અનુમાનનો ઉપરોક્ત હેતુ અસિદ્ધ નથી, કારણ કે આત્માના ગુણો શરીરથી ભિન્નસ્થળે ઉપલબ્ધ થતા નથી, તે વાદી–પ્રતિવાદી બન્નેને સમત છે શ્રીધરભટ્ટે 'ન્યાયકદલી' ગ્રથમા કહ્યુ જ છે કે *"આત્મા સર્વગત હોવા છતા તેના જ્ઞાતૃત્વવગેરે ગુણો શરીરઆશ્રયીને જ છે, અન્યત્ર નથી કેમ કે શરીર આત્માના ગુણાદિના ઉપભોગનુ સ્થાન છે જો શરીર વિના અન્યત્ર પણ જ્ઞાનાદિનો ઉપભોગ શક્ય હોય તો શરીર વ્યર્થ બનશે"* તેથી 'આત્માના ગુણો શરીરને છોડી અન્યત્ર ઉપલબ્ધ નથી' તે પ્રતિવાદીને પણ સમત છે તેમ સિદ્ધ થાય છે

## અદૃષ્ટની સર્વવ્યાપકતાનુ ખડન

**પૂર્વપક્ષ** '– અદૃષ્ટ આત્માનો વિશેષ ગુણ છે આ અદૃષ્ટ ઉત્પત્તિમાન્ સર્વ વસ્તુઓમા નિમિત્ત છે અને સર્વવ્યાપક છે એક નિયતદેશમા રહેલી વ્યક્તિના ઉપભોગને યોગ્ય સુવર્ણ, રત્ન, ચદન, અગના વગેરે વસ્તુઓ

---

१ दृष्टे वस्तुनि उपपत्तेरनपेक्षेत्यर्थ ।

अथोत्तरार्द्धं व्याख्यायते। तथापीत्यादि। *तथापि*–एवं निःसपत्ने व्यवस्थितेऽपि तत्त्वे। अतत्त्ववादोपहता। *अनाचार इत्यत्रेव नञ् कुत्सार्थत्वात्* कुत्सिततत्त्ववादेन तदभिमताप्ताभासपुरुषविशेषप्रणीतेन *तत्त्वाभासप्ररूपणेनोपहता* =व्यामोहिता। देहाद् बहिः शरीरव्यतिरिक्तेऽपि देशे, *आत्मतत्त्वम्*=आत्मरूपम्, *पठन्ति*–शास्त्ररूपतया प्रणयन्ते। इत्यक्षरार्थः ॥

भावार्थस्त्वयम्। आत्मा सर्वगतो न भवति, सर्वत्र तद्गुणानुपलब्धेः। *यो यः सर्वत्रानुपलभ्यमानगुणः स स सर्वगतो न भवति, यथा घटः।* तथाचायम्। तस्मात् तथा। व्यतिरेके व्योमादि। न चायमसिद्धो हेतुः, कायव्यतिरिक्तदेशे तद्गुणानां बुद्ध्यादीनां वादिना प्रतिवादिना वानभ्युपगमात्। तथा च भट्टः श्रीधरः –[1] *"सर्वगतत्वेऽप्यात्मनो देहप्रदेशे ज्ञातृत्वम्, नान्यत्र, शरीरस्योपभोगायतनत्वात्। अन्यथा तस्य वैयर्थ्यादिति"* ॥

દૂરદેશમાં પણ ઉત્પન્ન થાય છે, એમા એ વ્યક્તિનુ અદૃષ્ટ જ કારણ છે એ વ્યક્તિનુ તેવા પ્રકારનુ અદૃષ્ટ ન હોય, તો તે વસ્તુઓ ઉત્પન્ન થઇ ન શકે કારણના દેશમાકાર્ય ઉત્પન્ન થાય એવો નિયમ છે તેથી સુવર્ણાદિ કાર્યસ્થળે અદૃષ્ટરૂપ કારણ છે તે સિદ્ધ થાય છે તેથી '*વ્યક્તિનુ અદૃષ્ટ વ્યક્તિ જ્યા હોય ત્યા જ રહીને તે વ્યક્તિના ઉપભોગ્ય સુવર્ણાદિને અન્યત્ર ઉત્પન્ન કરશે* ' એવી શકા દૂરાપાસ્ત થાય છે આમ અદૃષ્ટગુણ સર્વગત સિદ્ધ થાય છે અને ગુણ ગુણી વિના ન રહે તે તમને ઇષ્ટ જ છે તેથી આત્મા પણ સર્વગત સિદ્ધ થાય છે

**ઉત્તરપક્ષ** '– આ બધુ અસંગત છે કારણ કે અદૃષ્ટને સર્વગત સિદ્ધ કરવામા કોઇ પ્રમાણ નથી

**પૂર્વપક્ષ** – પ્રમાણ હાજર છે અગ્નિની જ્વાળા ઊચી જાય છે અને વાયુ તિરછી ગતિ કરે છે વગેરેમા અદૃષ્ટ જ કારણ છે

**ઉત્તરપક્ષ** '– અગ્નિમા દહનશક્તિ જેમ તેનાં સ્વભાવથી જ છે તેમ અગ્નિ અને વાયુની ઊર્ધ્વ અને તિરછી ગતિ અગ્નિ અને વાયુના તેવા સ્વભાવથી છે તેમ જ સિદ્ધ થાય છે એ માટે અદૃષ્ટની કલ્પના અસંગત છે

**પૂર્વપક્ષ** '– અગ્નિની આ દહનશક્તિ પણ અદૃષ્ટજન્ય જ છે સ્વભાવરૂપ નથી

**ઉત્તરપક્ષ** – આનો અર્થ એ થયો, કે જગત્‌ની વસ્તુઓમા જે વિચિત્રતા દેખાય છે તે બધામા અદૃષ્ટ જ કારણ છે અને તો જગત્‌ની વિચિત્રતાનો કર્તા તે જ હો, બકરીની ડોકના આચળ જેવા ઇશ્વરની કલ્પનાથી સર્યુ અને જો તમારી ઇશ્વરની કલ્પનાને આચ આવતી હોવાથી અદૃષ્ટને આ વિચિત્રતાઓમા હેતુ ન માનશો, તો સર્વત્ર વિચિત્ર કાર્યોનો હેતુ ન હોવાથી અદૃષ્ટ સર્વવ્યાપક સિદ્ધ થતો નથી તેથી '*આત્માના ગુણો સર્વગત નથી*' તે અસિદ્ધ નથી ઉપરોક્ત હેતુ અનૈકાતિક પણ નથી કેમ કે સાધ્ય અને સાધનની વ્યાપ્તિના ગ્રહણમા વ્યભિચાર નથી (અર્થાત્ પ્રત્યક્ષાદિથી સર્વત્ર સાધ્ય-સાધનનો આ પ્રકારનો સંબધ જ ગૃહીત થયો છે સાધ્ય 'અસર્વગતત્વ' છે સાધન 'સર્વત્રાનુપલભ્યમાનગુણવત્ત્વ' છે અને જ્યાં સર્વત્રઅનુપલભ્યમાનગુણવત્ત્વરૂપ સાધન હોય ત્યાં 'અસર્વગતત્વ' રૂપ સાધ્ય દેખાય જ છે આમ વ્યાપ્તિ નિર્દોષ છે આ નિર્દોષવ્યાપ્તિનુ ગ્રહણ અનુમાનમાં વ્યભિચારદોષની શકાને પણ રહેવા દેતુ નથી) વળી અમારા અનુમાનનો હેતુ વિરુદ્ધદોષયુક્ત પણ નથી, કેમ કે વિપક્ષ=સર્વગત આકાશમાથી હેતુ અત્યત વ્યાવૃત્ત છે અર્થાત્ આકાશાદિના ગુણો સર્વત્ર ઉપલબ્ધ થાય છે આમ આકાશ સર્વત્રોપલબ્ધગુણવાન્ હોવાથી તેનામા સર્વત્રાનુપલભ્યમાનગુણવત્ત્વ સંભવે નહી. આત્માના બુદ્ધિવગેરે ગુણો શરીરમા જ ઉપલબ્ધ થાય છે તેથી ગુણી એવો આત્મા પણ ત્યા જ હોવો જોઇએ તેથી 'આત્મા શરીરપ્રમાણ છે' તેમ જ સિદ્ધ થાય છે

१ न्यायकन्दल्याम्।

अथास्त्यदृष्टमात्मनो विशेषगुण। तच्च सर्वोत्पत्तिमता निमित्त सर्वव्यापक च। कथमितरथा द्वीपान्तरादिष्वपि प्रतिनियतदेशवर्तिपुरुपोपभोग्यानि कनकरत्नचन्दनाङ्गनादीनि तेनोत्पाद्यन्ते। गुणश्च गुणिन विहाय न वर्तते। अतोऽनुमीयते सर्वगत आत्मेति। नैवम्। अदृष्टस्य सर्वगतत्वसाधने प्रमाणाभावात्। अथास्त्येव प्रमाण वह्नेरूर्ध्वज्वलन, वायोस्तिर्यक्पवन चादृष्टकारितमिति चेत्? न। तयोस्तत्स्वभावत्वादेव तत्सिद्धे, दहनस्य दहनशक्तिवत्। साप्यदृष्टकारितेति चेत्? तर्हि जगत्त्रयवैचित्रीसूत्रणेऽपि तदेव सूत्रधारायता, किमीश्वरकल्पनया। तन्नायमसिद्धो हेतु। न चानैकान्तिक, साध्यसाधनयोर्व्याप्तिग्रहणेन व्यभिचाराभावात्। नापि विरुद्ध, अत्यन्त विपक्षव्यावृत्तत्वात्। आत्मगुणाश्च बुद्ध्यादय शरीर एवोपलभ्यन्ते, ततो गुणिनापि तत्रैव भाव्यम्। इति सिद्ध कायप्रमाण आत्मा॥

## અકૃતાગમાદિ દોષો

વળી *"પ્રત્યેકશરીરમા ભિન્ન-ભિન્ન આત્મા હોવાથી આત્માઓ જૂદા-જૂદા છે"* એ વચનથી તમે અનત આત્માઓ માનો છો તમારા મતે આ દરેક આત્મા વ્યાપક છે તેથી જેમ એક જ ઓરડામા રહેલા ઘણા દીવાઓની પ્રભાઓ પરસ્પર અનુવિદ્ધ રહેલી છે, તેમ આ આત્માઓ પણ પરસ્પરઅનુવિદ્ધ થઇને રહેશે તેથી પ્રત્યેક આત્માને આશ્રયીને રહેલા શુભાશુભકર્મો પણ પરસ્પરઅનુવિદ્ધ થશે તેથી સકરદોષ આવશે તેથી એકના શુભકર્મથી અન્ય સુખી, અને અન્યના અશુભકર્મથી બીજો દુ.ખી, એમ અસમજસ થશે અને અકૃતાગમદોષ આવશે એ જ રીતે પોતે ઉપાર્જિત કરેલા શુભાશુભકર્મ બીજાને વિપાક દેખાડી નષ્ટ થઇ જશે તેથી કૃતનાશદોષ પણ આવશે તથા એક જ જીવ પોતે કરેલા શુભકર્મના વિપાકથી સુખ અને બીજાના અશુભકર્મના વિપાકથી દુ.ખ એકસાથે અનુભવશે આમ એકીસાથે સુખ-દુ ખના સવેદનની આપત્તિ આવશે

**પૂર્વપક્ષ :-** શુભાશુભકર્મના યોગે જે ભોગો પ્રાપ્ત થાય છે તે પોતાનાથી અધિષ્ઠિત શરીરને આશ્રયીને જ થશે અર્થાત્ દરેક આત્મા સ્વસ્વકર્મવિપાકથી પ્રાપ્ત થતા ફળને સ્વસ્વના શરીરને આશ્રયીને જ ભોગવશે. તેથી ઉપરોક્ત દોષો આવશે નહી

**ઉત્તરપક્ષ :-** જો આ રીતે સ્વોપાર્જિત અદૃષ્ટ શરીરને આશ્રયીને જ ફળ આપનાર હોય, તો 'તે બહાર નિકળીને અગ્નિની શિખાને ઊર્ધ્વગામી બનાવે છે' ઇત્યાદિ કથનો કેવી રીતે સગત થશે ? તે વિચારો.

## વિભુ આત્મામા જગત્કર્તૃત્વાપત્તિ

વળી જો દરેક આત્મા વ્યાપક જ હોય, તો દરેક આત્મા સૃષ્ટિકર્તા બની જશે કારણ કે સર્વગત હોવાથી તેઓ ઇશ્વરને વ્યાપીને પણ રહેશે અથવા તો સર્વગ ઇશ્વર આત્મામા વ્યાપીને રહેશે તેથી ઇશ્વરને આત્માઓની જેમ અકર્તા માન્ય રાખવો પડશે.' કેમ કે *'જેઓ એકમેકમા સપૂર્ણ રીતે વ્યાપ્ત થઇ ગયા હોય, તેઓમા સર્વ ક્રિયા સમાન રીતે જ થાય'* જેમ કે દૂધ અને પાણી એકમેક થાય તો એકને પીવાની જે ક્રિયા છે તે ક્રિયા બીજાની પણ થાય આમ બન્નેમા એકી સાથે એક જ પીવાની ક્રિયા થાય છે તેથી ઇશ્વરગતજગત્કરણક્રિયા તેને વ્યાપ્ત અન્ય આત્માઓમા આવશે અથવા અન્ય આત્માગત અકર્તૃત્વ ઇશ્વરમા પણ આવશે વળી જો આત્મા સર્વગત હોય, તો તે સમાનકાળે મનુષ્યનારકાદિપર્યાયોને અનુભવશે, કારણ કે તે સર્વત્ર હાજર છે

**પૂર્વપક્ષ .-** મનુષ્યાદિ ભિન્ન-ભિન્ન પર્યાયોનો અનુભવ જૂદા-જૂદા શરીરને આશ્રયીને થાય છે એકકાળે મનુષ્યપર્યાયાદિયોગ્ય એક જ શરીર હોવાથી તદ્ભિન્ન બીજા પર્યાયોનો અનુભવ નહી થાય

**ઉત્તરપક્ષ .-** આત્મા પોતાના શરીરને સપૂર્ણ રીતે અધિષ્ઠિત છે કે પોતાના એકદેશથી ? પ્રથમ વિકલ્પ સ્વીકારવામા તો અમારા મતનો સ્વીકાર થઇ જશે કેમ કે *"આત્મા પૂર્ણ રીતે શરીરને આશ્રયીને જ રહ્યો છે*

अन्यच्च, त्वयात्मना वहुत्वमिष्यते "नानात्मानो व्यवस्थात" इति वचनात्। ते च व्यापका। ततस्तेषा प्रदीपप्रभामण्डलानामिव परस्परानुवेधे तदाश्रितशुभाशुभकर्मणामपि परस्पर सङ्कर स्यात्। तथा चेकस्य शुभकर्मणा अन्य सुखी भवेद्, इतरस्याशुभकर्मणा चान्यो दु खीत्यसमञ्जसमापद्येत। अन्यच्च, एकस्यैवात्मन, स्वोपात्तशुभकर्मविपाकेन सुखित्व, परोपार्जिताशुभकर्मविपाकसम्वन्धेन च दु खित्वमिति युगपत्सुखदु खसवेदनप्रसङ्ग । अथ स्वावष्टव्य भोगायतनमाश्रित्येव शुभाशुभयोर्भोग, तर्हि स्वोपार्जितमप्यदृष्ट कथ भोगायतनाद् वहिर्निष्क्रम्य वह्नेरुर्ध्वज्वलनादिक करोति इति चिन्त्यमेतत्॥

आत्मना च सर्वगतत्वे एकैकस्य सृष्टिकर्तृत्वप्रसङ्ग। सर्वगतत्वेऽपरान्तरानुप्रवेशस्य सम्भावनीयत्वात्। ईश्वरस्य वा तदन्तरानुप्रवेशे तस्याप्यकर्तृत्वापत्ति। न हि क्षीरनीरयोरन्योन्यसम्व न्धे, एकतरस्य पानादिक्रियाऽन्यतरस्य न भवतीति युक्त वक्तुम्। किञ्च, आत्मन सर्वगतत्वे नरनारकादिपर्यायाणा युगपदनुभवानुषङ्ग। अथ भोगायतनाभ्युपगमाद् नाय दोप इति चेत्? ननु स भोगायतन सर्वात्मना अवष्टभ्नीयाद्, एकदेशेन वा? सर्वात्मना चेत्? अस्मदभिमताङ्गीकार। एकदेशेन चेत्? सावयवत्वप्रसङ्ग। परिपूर्णभोगाभावश्च॥

એક પણ દેશથી તે શરીરથી બાહ્ય નથી" એમ અમે માનીએ છીએ જો 'આત્મા પોતાના એક દેશથી શરીરને વ્યાપ્ત છે' એમ કહેશો, તો આત્માને સાવયવ માનવો પડશે (અને તો 'જે સાવયવ હોય, તે કાર્યરૂપ અને અનિત્ય હોય' એવી તમારી માન્યતા મુજબ આત્મા કાર્યરૂપ અને અનિત્ય ઠરશે, જે અનેક દોષગ્રસ્ત હોવાથી તમે પણ ઇચ્છતા નથી એક દેશથી શરીરવ્યાપી રહેવામાત્રથી સાવયવત્વ, કાર્યત્વ અને અનિત્યત્વ સ્વીકારવામા પૂર્વપક્ષ ઘણા પ્રકારે અસ્વરસ પ્રગટ કરે તો બીજી આપત્તિ બતાવે છે વળી) આત્મા શરીરથી ભોગ ભોગવતો હોવા છતા પૂર્ણરૂપથી ભોગ ભોગવી શકશે નહી તેથીઆત્માના પરિપૂર્ણ ભોગનો અભાવ આવશે (વળી આત્મા શરીરને આશ્રયી રહેલા પોતાના દેશથી વિશેષગુણવાળો હોવા છતા પોતાનાં બાકીના દેશોથી વિશેષગુણોથી હીન હોવાથી બાકીના વિભાગોથી આત્મા મુક્તાત્માતુલ્ય બનશે)

## અવ્યાપક આત્માના સર્વદા મોક્ષની આપત્તિનો પરિહાર

(વૈશેષિકદર્શનકારોના મતે અદૃષ્ટયુક્ત વ્યાપક આત્માની સાથે પરમાણુનો સંયોગ થાય છે તેથી પરમાણુઓ ક્રિયાશીલ બને છે અને આકાશના એક પ્રદેશને છોડી બીજા દેશ સાથે સંયુક્ત થાય છે આ રીતે દૂર-દૂર દિશામા રહેલા પરમાણુઓ એકઠા થાય છે અને પછી પરસ્પરનાં સંયોગથી દ્વયણુક-ત્ર્યણુક વગેરે કાર્યો થાય છે આ રીતે સંયોગ કાર્ય થતા થતા અન્ત્યસંયોગ થાય છે જેનાથી શરીરનુ નિર્માણ થાય છે આ સર્વક્રિયા આત્માના તેવા અદૃષ્ટને કારણે થાય છે મુક્તાત્માઓને તેવુ અદૃષ્ટ ન હોવાથી તેઓનાં શરીરની રચના થતી નથી પરતુ આ પ્રક્રિયા આત્મા વિભુ હોય તો જ સંભવી શકે, અન્યથા આત્માથી અતિદૂર રહેલા પરમાણુમાં આત્મસંયોગ ન હોવાથી આદ્યક્રિયા જ ન થાય, અને તેથી અન્ત્યસયોગ પણ થઇ શકે નહિ. આ સિદ્ધાત પર તેઓ પૂર્વપક્ષ સ્થાપે છે)

**પૂર્વપક્ષ :-** જો આત્મા વ્યાપક ન હોય, તો દૂર-દૂર દિશાઓમા રહેલા પરમાણુઓ સાથે એકીસમયે તેનો સબધ થાય નહિ તેથી તે પરમાણુઓમા આદ્યક્રિયા ન આવે એ ક્રિયા ન આવે તો પરમાણુસયોગજન્યદ્વયણુકાદિ કાર્યો યાવત્ અન્ત્ય સયોગ કાર્ય થાય નહિ તેથી અન્ત્યસયોગજન્ય શરીરનુ નિર્માણ થઇ ન શકે અને તેથી આત્માનો શરીરસાથે સંબધ થઇ ન શકે, અને તો ઉપાય વિના-અનાયાસે જ બધા આત્માનો હમેશા મોક્ષ માનવાની આપત્તિ આવે

**ઉત્તરપક્ષ :-** એવો નિયમ નથી, કે જે જેની સાથે સયુક્ત હોય, તે જ તેના તરફ આકર્ષિત થાય લોખડ પોતાનાથી દૂર રહેલા લોહચૂબક તરફ આકર્ષાય છે તે બધાને પ્રસિદ્ધ જ છે તેથી "પરમાણુઓને આકર્ષિત કરવા આત્માએ પરમાણુઓ સાથે સયુક્ત થવુ જ પડે" એવો નિયમ નથી આમ આત્મા અસયુક્ત રહીને પણ

अथात्मनो व्यापकत्वाभावे दिग्देशान्तरवर्तिपरमाणुभिर्युगपत्सयोगाभावाद् आद्यकर्माभाव , तदभावाद् अन्त्यसयोगस्य, तन्निर्मितशरीरस्य, तेन तत्सम्बन्धस्य चाभावाद् अनुपायसिद्ध सर्वदा सर्वेषा मोक्ष स्यात्। नैवम्। यद् येन सयुक्त तदेव त प्रत्युपसर्पतीति नियमासम्भवात्। अयस्कान्त प्रति अयसस्तेनासयुक्तस्याप्याकर्षणोपलब्धे । अथासयुक्तस्याप्याकर्षणे तच्छरीरारम्भ प्रत्येकमुखीभूताना त्रिभुवनोदरविवरवर्तिपरमाणूनामुपसर्पणप्रसङ्गाद् न जाने तच्छरीर कियत्प्रमाण स्याद् इति चेत्? सयुक्तस्याप्याकर्षणे कथ स एव दोषो न भवेत् ? आत्मनो व्यापकत्वेन सकलपरमाणूना तेन सयोगात्। अथ तद्भावाविशेषेऽप्यदृष्टवशाद् विवक्षितशरीरोत्पादनानुगुणा नियता एव परमाणव उपसर्पन्ति । तदितरत्रापि तुल्यम्।

પરમાણુઓને આકર્ષિત કરી શકે છે તેથી આત્માને વ્યાપક માનવાની જરૂર નથી

**પૂર્વપક્ષ .–** જો આત્મા અસયુક્ત રહીને પણ પરમાણુઓને આકર્ષિત કરશે, તો તેના શરીરને બનાવવા ભેગા મળેલા=ઉદ્યત બનેલા ત્રિભુવન અતર્ગત બધા જ પરમાણુઓ આત્માતરફ આકર્ષિત થશે અને તેઓના સયોગથી આત્માનુ શરીર ન જાણે કેટલુ મોટુ બનશે ?

**ઉત્તરપક્ષ –** આ દોષ તો 'વિભુ આત્માને સયુક્ત એવા પરમાણુઓ જ આકર્ષિત થાય છે ' તેમ માનવામા પણ આવશે કારણ કે આત્મા પોતે વ્યાપક હોવાથી ત્રિભુવન અતર્ગત સર્વ પરમાણુઓ સાથે આત્માનો સયોગ રહેશે

**પૂર્વપક્ષ –** સર્વ પરમાણુઓમા આત્માસાથે સયુક્ત થવાનો ભાવ સમાનરૂપે હોવા છતા આત્માના તેવા અદૃષ્ટને કારણે વિવક્ષિત શરીરના ઉત્પાદનને અનુકૂળ એવા નિયત પરમાણુઓ જ ગતિમાન બનશે તેથી અમને એવી આપત્તિ નથી

**ઉત્તરપક્ષ .–** આ સમાધાન તો 'અવિભુ આત્મા સાથે અસયુક્ત પરમાણુઓ શરીર બનાવવા ક્રિયાશીલ બને છે' એ પક્ષમાટે પણ સમાન રીતે જ લાગુ પડે છે અર્થાત્ અવિભુ આત્માનુ તેવુ અદૃષ્ટ જ, તે તે નિયત પરમાણુઓમા આદ્યકર્મ કરાવશે તેથી આત્મા વિભુ સિદ્ધ થતો નથી

### અવિભુ આત્મામા જન્યત્વદોષ-પૂર્વપક્ષ

**પૂર્વપક્ષ –** સયુક્ત કે અસયુક્ત પરમાણુઓ દ્વારા શરીરની ઉત્પત્તિ ચાહે માની લો છતા પણ આત્માને શરીરવ્યાપી માનવામા મોટી આપત્તિ છે શરીર પોતે સાવયવ છે અવિભુ આત્મા સંપૂર્ણ રીતે શરીરને વ્યાપીને રહેતો હોય, તો તે આત્મા શરીરના પ્રત્યેક અવયવમા પ્રવેશ કરશે, અને જે દેશથી શરીરના એક અવયવમા પ્રવેશ કરશે તેનાથી ભિન્ન દેશથી બીજા અવયવમા પ્રવેશ કરશે તેથી આત્મા પણ સાવયવ બનશે તેથી જ પટવગેરેની જેમ કાર્યરૂપ બનશે **અનુમાન પ્રયોગ –** *'આત્મા કાર્ય છે કેમ કે સાવયવ છે જે જે સાવયવ હોય છે તે–તે કાર્ય હોય છે જેમ કે કપડો આકાશ વગેરે કાર્ય નથી તો સાવયવ પણ નથી '* આમ આત્મા કાર્યરૂપે સિદ્ધ થશે હવે આ કાર્ય વિજાતીય કારણોથી કે સજાતીય કારણોથી નિર્મિત થાય છે ? વિજાતીયને તો તેના કારણ તરીકે માની ન શકાય કેમ કે વિજાતીય કારણો પોતાનાથી વિજાતીય કાર્યનો આરભ કરતા નથી તન્તુઓ ઘડાનુ નિર્માણ કરી શકતા નથી સજાતીય કારણોથી કાર્ય થાય છે, તેમ પણ માની શકાય નહિ કેમ કે આત્માના સજાતીય કારણો તેઓને જ માની શકાય કે, જેઓમા પણ આત્મત્વ હોય પાર્થિવપરમાણુઓ દ્રવ્યત્વરૂપે સજાતીય હોવા છતા, આત્મત્વરૂપે વિજાતીય છે તેથી આત્માઓ દ્વારા જ આત્માનુ નિર્માણ માનવુ પડશે પણ ત્યા આત્માશ્રય (=સ્વની ઉત્પત્તિમા સ્વની જ અપેક્ષા રાખવી ) દોષ છે વળી એક જ શરીરમા એક આત્માને ઉત્પન્ન કરવા અનેક આત્માઓની કલ્પના કરવી સગત નથી, અને તે કલ્પના કદાચ સભવિત માનીએ, તો

अथास्तु यथाकथञ्चिच्छरीरोत्पत्ति , तथापि सावयव शरीर प्रत्यवयवमनुप्रविशन्नात्मा सावयव स्यात्। तथा चास्य पटादिवत् कार्यत्वप्रसङ्ग । कार्यत्वे चासौ विजातीये सजातीयेर्वा कारणेरारभ्येत। न तावद्विजातीये तेपामनारम्भकत्वात्। न हि तन्तवो घटमारभन्ते। न च सजातीये , यत आत्मत्वाभिसम्वन्धादेव तेषा कारणाना सजातीयत्वम्। पार्थिवादिपर–माणूना विजातीयत्वात्। तथा चात्मभिरात्मा आरभ्यत इत्यायातम्। तच्चायुक्तम्। एकत्र शरीरेऽनेकात्मनामात्मारम्भका–णामसम्भवात्। सम्भवे वा प्रतिसन्धानानुपपति । न हि अन्येन दृष्टमन्य प्रतिसन्धातुमर्हति, अतिप्रसङ्गात्। तदारभ्यत्वे चास्य घटवदवयवक्रियातो विभागात् सयोगविनाशाद् विनाश स्यात् । तस्माद् व्यापक एवात्मा युज्यते । कायपमाणतायामुक्तदोपसद्भावादिति चेत्? न। सावयवत्वकार्यत्वयो कथञ्चिदात्मन्यभ्युपगमात्। तत्र सावयवत्व तावद् असख्येयप्रदेशात्मकत्वात्। तथा च द्रव्यालङ्कारकारौ → *"आकाशोऽपि सदेश , सकृत्सर्वमूर्ताभिसम्बन्धार्हत्वात्"* इति। यद्यप्यवयवप्रदेशयोर्गन्धहस्त्यादिषु भेदोऽस्ति तथापि नात्र सूक्ष्मेक्षिका चिन्त्या। प्रदेशेष्ववयवव्यवहारात्। कार्यत्व तु वक्ष्याम ॥

સ્મૃતિ અનુપપન્ન બને કેમ કે એક આત્માએ જોયેલી=અનુભવેલી વસ્તુનુ સ્મરણ બીજા આત્માને થઇ ન શકે તેથી કારણઆત્માઓએ અનુભવેલી વસ્તુઓનુ સ્મરણ કાર્ય આત્માને થઇ ન શકે કેમકે કાર્યઆત્મા કારણઆત્માઓથી અત્યત ભિન્ન છે ઉપરાત જો આમ આત્મા કાર્યરૂપ થશે, તો જેમ અવયવ ક્રિયાથી=અવયવ છૂટા પડવાની ક્રિયાથી અવયવો ો વિભાગ થાય છે અને તેથી અવયવસયોગ નષ્ટ થવાથી ઘડો નષ્ટ થાય છે તે જ રીતે આત્માના નાશની આપત્તિ પણ આવશે અને તેમા ઘણા દોષો ઊભા થશે માટે આત્માને કાર્ય માની ન શકાય, તેથી સાવયવ પણ કલ્પી ન શકાય અને તેથી આત્મા વ્યાપક છે તે કલ્પના જ નિર્વિવાદ સંગત છે

### આત્માના સાવયવત્વ અને કાર્યત્વની સિદ્ધિ

**ઉત્તરપક્ષ** '– *'આત્મા કથચિત્ સાવયવ છે અને કથચિત્ કાર્ય છે'* એમ અમે માનીએ જ છીએ આત્મા અસખ્યપ્રદેશાત્મક હોવાથી સાવયવ છે "દ્રવ્યાલકાર" ગ્રથના કર્તાઓએ કહ્યુ જ છે કે *"આકાશ પણ દેશવાળો છે કેમ કે એકી સાથે બધા જ મૂ.ોપદાર્થોસાથે સબધ ધરાને છે"* આકાશ જૂદા–જૂદા સ્થાનમા રહેલા જૂદા–જૂદા પદાર્થો સાથે જૂદા–જૂદા ભાગોથી જોડાય છે તેથી આકાશ દેશવાળો સિદ્ધ થાય છે અવયવ અને પ્રદેશ વચ્ચે અલબત્ત ભેદ છે અને તે ગન્ધહસ્તિ વગેરેના ગ્રથોમા બતાવ્યો પણ છે છતા અહી સૂક્ષ્મરૂપે વિચાર નથી સ્થૂલદૃષ્ટિએ તો પ્રદેશમા પણ અવયવનો વ્યવહાર થાય છે આત્મા પણ અસખ્યપ્રદેશવાળો છે માટે તેને પણ સાવયવ માનવામા વાધો નથી આત્મા કથચિત્ કાર્યરૂપ છે તે આગળ બતાવશે

### કાર્યના અવયવપૂર્વકત્વની અસિદ્ધિ

**પૂર્વપક્ષ** – આત્માને કાર્ય માનશો તો ઘડાવગેરેની જેમ તેની ઉત્પત્તિ પણ પૂર્વમા હાજર એવા સમાનજાતીય અવયવોથી માનવી પડશે કેમ કે અવયવો અવયવીને ઉત્પન્ન કરે છે જેમ કે તન્તુઓ પટને ઉત્પન્ન કરે છે આત્માને સજાતીય એવા કયા અવયવો આત્માની ઉત્પત્તિ પહેલા વિદ્યમાન હતા?

**ઉત્તરપક્ષ** – 'કાર્ય પોતાને સજાતીય એવા તથા કાર્યકાળની પૂર્વકાળે હાજર એવા અવયવોથી જ નિર્મીત થાય છે' એવો નિયમ નથી 'ઘટના સજાતીય એવા કપાલોનો સયોગ પહેલા ઉપસ્થિત થઇને ઘટ કાર્ય બનાવે છે' એ ઈષ્ટ નથી કુભારવગેરેના વ્યાપારથી યુક્ત માટીના પિડમાથી પ્રથમથી જ વિશાળ, બુધ્નોદરાદિ આકારની ઉત્પત્તિ દેખાય છે તેથી આત્માને ઉત્પન્ન કરવા આત્માઅવયવો વગેરે માનવા સગત નથી કારણ કે *દ્રવ્ય પોતાના પૂર્વઆકારનો ત્યાગ કરીને ઉત્તર આકારરૂપે પરિણામ પામે એ જ તેનુ કાર્ય છે* માટી પિડઆકારનો

नन्वात्मना कार्यत्वे घटादिवत्प्राक्प्रसिद्धसमानजातीयावयवारभ्यत्वप्रसक्ति । अवयवा ह्यवयविनमारभन्ते, यथा तन्तव पटमिति चेत्? नैव वाच्यम् । न खलु घटादावपि कार्ये प्राक्प्रसिद्धसमानजातीयकपालसयोगारभ्यत्व दृष्टम्। कुम्भकारादिव्यापारान्विताद् मृत्पिण्डात् प्रथममेव पृथुवुध्नोदराद्याकारस्योत्पत्तिप्रतीते । द्रव्यस्य हि पूर्वाकारपरित्यागेनोत्तराकारपरिणाम कार्यत्वम्। तच्च बहिरिवान्तरमप्यनुभूयत एव ततश्चात्मापि स्यात् कार्य। न च पटादौ स्वावयवसयोगपूर्वककार्यत्वोपलम्भात् सर्वत्र तथाभावो युक्त । काष्ठे लोहलेख्यत्वोपलम्भाद् वज्रेऽपि तथाभावप्रसङ्गात् । प्रमाणवाधनमुभयत्रापि तुल्यम्। न चोक्तलक्षणकार्यत्वाभ्युपगमेऽप्यात्मनोऽनित्यत्वानुषङ्गात् प्रतिसन्धानाभावोऽनुषज्यते । कथञ्चिदनित्यत्वे सत्येवास्योपपद्यमानत्वात् । प्रतिसन्धान हि यमहमद्राक्ष तमह स्मरामीत्यादिरूपम् । तच्चैकान्तनित्यत्वे कथमुपपद्यते अवस्थाभेदात्। अन्या ह्यनुभवावस्था, अन्या च स्मरणावस्था। अवस्थाभेदे चावस्थावतोऽपि भेदादेकरूपत्वक्षते कथञ्चिदनित्यत्व युक्त्यायात केन वार्यताम्॥

ત્યાગ કરી કમ્બુગ્રીવાદિઆકારને ધારણ કરે તે જ 'ઘટ કાર્ય' કહેવાય છે જેમ બહાર આ રીતે કાર્ય દેખાય છે તેમ આત્માની અદર પણ તેવા પ્રકારના પરિણામાન્તરે અનુભવાય છે તેથી તે રૂપે આત્મા પણ કાર્ય છે વળી પટ વગેરેમા સ્વઅવયવના સયોગપૂર્વક કાર્ય દેખાય છે તેથી સર્વત્ર સ્વાવયવસયોગપૂર્વક જ કાર્ય માનવુ સગત નથી નહીતર *'લાકડામા લોખડથી કોતરણીરૂપ કાર્ય થતુ દેખાય છે તેથી વજ્રમા પણ લોખડથી કોતરણીનુ કાર્ય થાય છે'* તેમ માનવાનો પ્રસગ આવશે 'વજ્રમા તેવી કોતરણી માનવામા પ્રત્યક્ષાદિપ્રમાણથી બાધ છે' એવુ સમાધાન તો પ્રસ્તુતમા પણ તુલ્ય જ છે કપાળસયોગથી ઘટકાર્યની ઉત્પત્તિ પ્રત્યક્ષબાધિત છે

**પૂર્વપક્ષ :-** "પૂર્વાકારનો ત્યાગ કરી ઉત્તર આકારને ધારણ કરવો એ જ કાર્ય છે" આવા લક્ષણવાળા કાર્ય તરીકે આત્માને સ્વીકારશો તો પણ તેને અનિત્ય માનવાની આપત્તિ તો છે જ *કેમ કે જે જે કાર્ય હોય છે, તે તે અનિત્ય હોય છે* તેથી પૂર્વાકાર આત્માએ જે અનુભવ્યુ હોય તેનુ ઉત્તરાકાર આત્માને સ્મરણ ન થવુ જોઇએ કેમ કે પૂર્વાકાર આત્મા નષ્ટ થયો છે અને ઉત્પન્ન થયેલો ઉત્તરાકાર તેનાથી ભિન્ન છે. તેથી સ્મરણના અભાવની આપત્તિ આવશે

**ઉત્તરપક્ષ .-** પ્રતિસધાન *"મે જે જોયુ હતુ તેને હુ સ્મરુ છુ"* વગેરે રૂપ હોય છે તે આત્માને કથચિત્ અનિત્ય માનવાથી જ ઉપપન્ન થશે આત્માને એકાતે નિત્ય સ્વીકારવામા આત્મામા સ્મરણ અનુપપન્ન બને કારણ કે આત્માને હમેશા એકરૂપ=એકઅવસ્થાવાળો જ માનવો પડે જ્યારે સ્મરણ તો અવસ્થાભેદ માનવાથી જ ઉપપન્ન થઇ શકે આત્માની અનુભવવખતની અવસ્થા કરતા સ્મરણવખતની અવસ્થા ભિન્ન હોય છે, તે સર્વસમત છે આ અવસ્થાભેદ અવસ્થાવાન આત્મામા પણ કથચિદ્ ભેદ ઉત્પન્ન કરે છે આમ સ્મરણની ઉપપત્તિ કરવી હોય, તો આત્માની અવસ્થામા ભેદ માનવો પડે, અને તેમ માનવામા આત્માના સદા એકરૂપતાના સિદ્ધાતને બાધ પહોચે આમ યુક્તિથી સિદ્ધ થતી આત્માની કથચિત્ અનિત્યતાને કોણ અટકાવી શકે છે ?
(હા ! આત્માને અવસ્થાભેદે સર્વથા ભિન્ન માનવામાં આવે-એકાંતે ક્ષણિક માનીએ, તો પૂર્વપક્ષે કહેલો દોષ જરૂર ઉત્પન્ન થાય પણ જેઓ આત્માને દ્રવ્યરૂપે સ્થિર અને અવસ્થા વગેરેને અપેક્ષીને અસ્થિર માને છે તેઓને કોઇ દોષ નથી )

## મૂર્તત્વસ્વરૂપની ચર્ચા

**પૂર્વપક્ષ :-** આત્માને શરીરપરિમાણવાળો માનશો તો મૂર્ત પણ માનવો પડશે અને જો તે મૂર્ત હોય તો શરીરમા તેનો પ્રવેશ અઘટ છે કારણ કે મૂર્તમા મૂર્તનો પ્રવેશ વિરોધયુક્ત છે તેથી શરીર પોતે આત્માથી રહિત થઇ જશે

**ઉત્તરપક્ષ -** મૂર્તત્વનો અર્થ શુ છે ? અસર્વગત દ્રવ્યપરિમાણત્વ ? કે રૂપાદિવાળાપણુ ? અહી પહેલો વિકલ્પ દોષમાટે નથી આત્માને અમે અવ્યાપક માનતા હોવાથી તે રૂપે આત્માને મૂર્ત માનવામા વાધો નથી બીજો વિકલ્પ અસગત છે જેઓ અવિભુ પરિમાણવાળા છે, તેઓને તમે મૂર્ત માનો છો અને મૂર્તત્વ એટલે રૂપાદિ

अथात्मन शरीरपरिमाणत्वे मूर्तत्वानुषङ्गात् शरीरेऽनुप्रवेशो न स्याद्, मूर्ते मूर्तस्यानुप्रवेशविरोधात् । ततो निरात्मकमेवाखिल शरीर प्राप्नोतीति चेत्? किमिद मूर्तत्व नाम? असर्वगतद्रव्यपरिमाणत्व, रूपादिमत्त्व वा? तत्र नाद्य पक्षो दोषाय, समतत्वात्। द्वितीयरत्वयुक्त, व्याप्त्यभावात्। नहि यदसर्वगत तद् नियमेन रूपादिमदित्यविनाभावोऽस्ति। मनसोऽसर्वगतत्वेऽपि भवन्मते तदसम्भवात्। *आकाशकालदिगात्मना सर्वगतत्व[1] परममहत्त्व[2] सर्वसयोगिसमानदेशत्व[3]* चेत्युक्तत्वाद् मनसो वैधर्म्यात्, सर्वगतत्वेन प्रतिषेधनात् । अतो नात्मन शरीरेऽनुप्रवेशानुपपत्ति, येन निरात्मक तत् स्यात्। असर्वगतद्रव्यपरिमाणलक्षणमूर्तत्वस्य मनोवत् प्रवेशाप्रतिबन्धकत्वात् । रूपादिमत्त्वलक्षणमूर्तत्वोपेतस्यापि जलादेर्वालुकादावनुप्रवेशो न निषिध्यते आत्मनस्तु तद्रहितस्यापि तत्रासौ प्रतिषिध्यत इति महच्चित्रम्॥

---

વાળાપણુ એવો અર્થ કરો છો તેથી તો 'જે અસર્વગત હોય તે રૂપાદિમાન્ હોય જ' એવી વ્યાપ્તિ આવશે પરતુ આ અવિનાભાવ=વ્યાપ્તિ આપના મતે જ મનને ઉદ્દેશીને વ્યભિચારી છે કારણ કે તમારા મતે મન અવિભુ હોવા છતા રૂપી નથી આકાશ–કાળ–દિશા અને આત્મામા (૧) સર્વગતત્વ=સર્વ મૂર્તદ્રવ્યને સયોગીપણુ (૨) પરમમહત્વ=ઓછાવત્તા પરિમાણ વિનાના ઉત્કૃષ્ટ પરિમાણવાળાપણુ અને (૩)સર્વસયોગિ સમાનદેશત્વ=સર્વ સયોગીપદાર્થો માટે એકઆધારપણુ (અહી આકાશ બધા સયોગીઓનો આધાર નથી કેમ કે ત્યાં ઇહ પ્રત્યય થતો નથી જેમ કે 'આકાશમાં ઘડો' એવી પ્રતીતિ થતી નથી 'પરતુ આકાશમા ઘડાનો સયોગ' ઇત્યાદિ પ્રતીતિથી આકાશ બધા સયોગીઓના સયોગોનો આધાર છે તેમ સિદ્ધ છે માટે ઉપચારથી સર્વ સયોગીઓનો આધાર પણ કહેવાય છે )આ ત્રણથી સાધર્મ્ય છે આકાશાદિથી ભિન્ન મનવગેરેમા આ ત્રણથી વૈધર્મ્ય છે એટલે કે મનવગેરે આ ત્રણ ધર્મથી યુક્ત નથી તેથી મન 'અસર્વગતદ્રવ્યપરિમાણ' ધર્મવાળુ (=અવિભુ)સિદ્ધ થાય છે મનની જેમ આત્મા પણ અવિભુપરિમાણ વાળો હોવાથી આત્માને મૂર્ત માનવામા વાધો નથી આવા મૂર્તનો મૂર્તમા પ્રવેશ માનવામા વિરોધની ગધ પણ નથી કેમ કે મનનો શરીરમા પ્રવેશ તમને ઇષ્ટ જ છે તેથી આત્માનો પણ શરીરમા અનુપ્રવેશ થઇ શકશે રૂપાદિમત્વરૂપ મૂર્તત્વલક્ષણવાળા પાણીનો રેતીવગેરેમા પ્રવેશનો નિષેધ નહી કરનારા તમે રૂપાદિથી રહિત એવા આત્માનો શરીરમા પ્રવેશ માનવામા વિરોધ દર્શાવો એ અતિ આશ્ચર્યકારી બીના છે

## પરિમાણત્યાગમા સ્યાદ્વાદ

**પૂર્વપક્ષ** – જો આત્મા કાયપરિમાણવાળો માનીએ, તો તે પહેલા બાળશરીર પરિમાણવાળો હોઇ તે પછી યુવાન શરીરના પરિમાણવાળો શી રીતે થશે ? શુ બાળ શરીરપરિમાણનો ત્યાગ કરીને કે તે પરિમાણનો ત્યાગ કર્યા વિના ? 'પરિત્યાગ કરીને યુવાશરીરપરિમાણ ગ્રહણ કરે છે.' એ વિકલ્પ સ્વીકારશો, તો શરીરની જેમ આત્મા પણ અનિત્ય બનશે અને પરલોક વગેરેનો અભાવ આવશે 'બાળશરીરપરિમાણનો ત્યાગ કર્યા વિના યુવાશરીરપરિમાણ ગ્રહણ કરશે' એ વિકલ્પ તો અગ્રાહ્ય જ છે કેમ કે કોઇપણ વસ્તુ પૂર્વપરિમાણનો ત્યાગ કર્યા વિના ઉત્તરપરિમાણને ગ્રહણ કરી શકે નહી આમ ઉભયથા આપત્તિ હોવાથી આત્મા કાયપરિમાણવાળો માની શકાય નહી

**ઉત્તરપક્ષ** – આ અસગત છે આત્મા જ્યારે યુવાશરીરપરિમાણવાળો થાય છે, ત્યારે બાળશરીર પરિમાણનો ત્યાગ કરે છે પણ તેટલા માત્રથી આત્માનો સર્વનાશ થઇ જતો નથી સાપ ફણાવાળી અવસ્થા છોડીને ફણા વિનાની અવસ્થા સ્વીકારે છે છતા સાપરૂપે તો અવસ્થિત જ છે. તેમ અહી પણ સમજવુ ભિન્ન–ભિન્ન પરિમાણ તો આત્માના પર્યાયો જ છે એ પર્યાયોના નાશથી આત્મદ્રવ્ય નષ્ટ થતુ નથી પરતુ નિત્ય જ રહે છે તેથી પરલોકનો અભાવ પણ આવશે નહી

---

१ सर्वमूर्तसयोगित्वम् ॥ २ इयत्तारहितत्वम् ॥ ३ सर्वेषा मूर्तद्रव्याणा आकाश समानो देश एक आधार इत्यर्थ । एव दिगादिष्वपि व्याख्येय । सर्वसयोगिसयोगाधारत्वेन सर्वसयोगिनामाधार इत्युपचार ॥

अथात्मन कायपरिमाणत्वे बालशरीरपरिमाणस्य सतो युवशरीरपरिमाणस्वीकार कथ स्यात्? कि तत्परिमाणत्यागात्, तदपरित्यागाद् वा ? परित्यागात् चेत्? तदा शरीरवत् तस्यानित्यत्वप्रसङ्गात् परलोकाद्यभावानुषङ्ग। अथापरित्यागात्, तन्न। पूर्वपरिमाणापरित्यागे शरीरवत् तस्योत्तरपरिमाणोत्पत्त्यनुपपत्ते । तदयुक्तम्। युवशरीरपरिमाणावस्थायामात्मनो बालशरीरपरिमाणपरित्यागे सर्वथा विनाशासम्भावात्, विफणावस्थोत्पादे सर्पवत्। इति कथ परलोकाभावोऽनुपज्यते? पर्यायतस्तस्यानित्यत्वेऽपि द्रव्यतो नित्यत्वात्॥

अथात्मन कायपरिमाणत्वे तत्खण्डने खण्डनप्रसङ्ग, इति चेत्? क किमाह? शरीरस्य खण्डने कथचित् तत्खण्डनस्येष्टवात्। शरीरसम्बद्धात्मप्रदेशेभ्यो हि कतिपयात्मप्रदेशाना खण्डितशरीरप्रदेशेऽवस्थानादात्मन खण्डनम्। तच्चात्र विद्यत एव। अन्यथा शरीरात् पृथग्भूतावयवस्य कम्पोपलब्धिर्न स्यात्। न च खण्डितावयवानुप्रविष्टस्यात्मप्रदेशस्य पृथगात्मत्वप्रसङ्ग , तत्रैवानुप्रवेशात्। न चैकत्र सन्तानेऽनेके आत्मान । अनेकार्थप्रतिभासिज्ञानानामेकप्रमात्राधारतया प्रतिभासाभावप्रसङ्गात्। शरीरान्तरव्यवस्थितानेकज्ञानावसेयार्थसवित्तिवत्॥

---

### આત્માની કથચિત્ ખડિત અવયવિતા

**પૂર્વપક્ષ** :- જો આત્મા કાયપરિમાણવાળો હોય, તો શરીરના ખડનથી આત્માનુ પણ ખડન થવુ જોઇએ

**ઉત્તરપક્ષ** - એમા અમારે વિરોધ નથી શરીરનુ ખડન થવાથી કથચિત્ આત્માનુ ખડન અમને ઇષ્ટ જ છે *'શરીરને સબદ્ધ આત્મપ્રદેશોમાથી કેટલાક પ્રદેશોનુ ખડિતશરીરપ્રદેશમા પણ રહેવુ'* એ જ આત્માનુ ખડન છે અને તે ઉપપન્ન છે જ જો એમ થતુ ન હોય તો શરીરથી છૂટા પડેલા અવયવમા પણ જે કમ્પ દેખાય છે તે ન દેખાત કેમ કે શરીર કે તેનુ અગ જડ હોવાથી સ્વય કમ્પનાદિચેષ્ટા માટે અસમર્થ છે

**પૂર્વપક્ષ** .- જેમ છૂટો થયેલો અવયવ શરીરથી ભિન્ન છે તેમ તદન્તર્ગત આત્મપ્રદેશો પણ મૂળ શરીરગત આત્મપ્રદેશોથી ભિન્ન બનશે તેથી ભિન્ન આત્માની ઉત્પત્તિનો પ્રસગ આવશે

**ઉત્તરપક્ષ** - એમ નહિ થાય અવયવગત આત્મપ્રદેશો અલ્પકાળ પછી મૂળ શરીરમા જ સમાઇ જાય છે અને એક જ શરીરસતાનમા અનેક આત્મા તો રહી શકે જ નહી જો એક શરીરગત અનેક આત્મા હોય તો નેત્રગત આત્મા જૂદો–કાનગત જૂદો, નાકગત જૂદો, એમ જૂદા–જૂદા અવયવોમા જૂદો–જૂદો આત્મા માનવો પડશે તેથી 'હુ સુઘુ છુ' "હુ દેખુ છુ" વગેરે અનેક વિષયપ્રતિભાસી જે અનેક જ્ઞાનો થાય છે તે જ્ઞાનોનો "જે હુ સુઘુ છુ તે જ હુ દેખુ છુ" એવો એક જ્ઞાતાને આધારે જે બોધ થાય છે તે થશે નહિ જેમ ભિન્ન શરીરગત ભિન્ન આત્માઓને થતા જ્ઞાનનો એક આધારે બોધ થતો નથી પરતુ 'યજ્ઞદત્ત સૂઘે છે દેવદત્ત જૂએ છે' એમ ભિન્ન આધારવાળાતરીકે જ પ્રતિભાસ થાય છે તથૈવ એક શરીરગત અનેક ભિન્ન આત્માઓને માનવામા એવો ભાસ થવો જોઇએ કે 'નેત્રમા રહેલો આત્મા જૂએ છે નાકમા રહેલો બીજો આત્મા સૂઘે છે' પરતુ આમ થતુ નથી તેથી એક શરીરગત આત્મા એક જ છે તે સિદ્ધ થાય છે તેથી ખડીત અવયવોમાથી ફરીથી મૂળ શરીરપ્રદેશમા પ્રવેશેલા આત્મપ્રદેશો ત્યા પૃથક્ સ્વતત્ર આત્મરૂપે રહેતા નથી પણ મૂળશરીરગત આત્મપ્રદેશો સાથે પુન સઘટિત થઇને એક જ આત્મરૂપે રહે છે

**શકા** :- ખડિત થયેલા આત્માના અવયવો ફરીથી મૂળ શરીરમા રહેલા આત્મપ્રદેશો સાથે સઘટ્ટીત થઇને એકમેક શી રીતે થશે ?

**સમાધાન** - ખડિત અવયવગત આત્મપ્રદેશો મૂળ આત્મપ્રદેશોથી તદ્દન છૂટા પડતા નથી કમળની નાળ ને છેદવામા આવે તો જેમ રેસાઓથી કથચિત્ બન્ને ભાગ જોડાયેલા રહે છે તે જ પ્રમાણે છૂટા પડેલા આત્મપ્રદેશો મૂળ આત્મપ્રદેશો સાથે કથચિત્ જોડાયેલા જ હોય છે અને પછી તથાવિધ અદૃષ્ટના કારણે તેઓનુ સઘટ્ટન થઇ જાય છે એમા કઇ વિરોધ જેવુ નથી તેથી આત્માને શરીરપ્રમાણ જ અગીકાર કરવો જોઇએ આકાશની જેમ વ્યાપક નહી અનુમાન પ્રયોગ –*"આત્મા (પક્ષ) વ્યાપક નથી (સાધ્ય),કેમ કે ચેતન છે (હેતુ)*

कथ खण्डितावयवयो सघट्टन पश्चाद्? इति चेत्? एकान्तेन छेदानभ्युपगमात्, पद्मनालतन्तुवत् (दछे ?) छेदस्यापि स्वीकारात्। तथाभूतादृष्टवशात् तत्सघट्टनमविरू द्धमेवेति तनुपरिमाण एवात्माङ्गीकर्तव्य , न व्यापक । तथा च आत्मा व्यापको न भवति, चेतनत्वात्, *यतु व्यापक न तत्* चेतनम्, यथा व्योम, चेतनश्चात्मा, तस्माद् न व्यापक। अव्यापकत्वे चास्य तत्रवोपलभ्यमानगुणत्वेन सिद्धा कायप्रमाणता। यत्पुनरष्टसमयसाध्यकेवलिसमुद्घातदशायामार्हतानामपि चतुर्दशरज्ज्वात्मकलोकव्यापित्वेनात्मन सर्वव्यापकत्वम्, तत् कादाचित्कम्, इति न तेन व्यभिचार। स्याद्वादमन्त्रकवचावगुण्ठिताना च नेदृशविभीपिकाभ्यो भयम्॥ इति काव्यार्थ ॥९॥

*જેઓ વ્યાપક હોય છે તેઓ ચેતન હોતા નથી, જેમ કે આકાશ આત્મા ચેતન છે તેથી વ્યાપક નથી "*[1]

આ રીતે આત્મા અવ્યાપક સિદ્ધ થાય છે, અને શરીરમા જ તેના ગુણો ઉપલબ્ધ થાય છે તેથી તેને શરીરપ્રમાણ માનવો એ જ યુક્તિયુક્ત છે

શકા – કેવળીસમુદ્ઘાત[2] વખતે કેવળીભગવતનો આત્મા ૧૪ રાજરૂપ લોકમા વ્યાપ્ત થાય છે આમ સમગ્ર લોકવ્યાપી થવાથી આત્મા વ્યાપક છે જ

સમાધાન '– બેશક આ રીતે આત્મા વ્યાપક થાય છે પરતુ તે આઠ સમયરૂપ અત્યત અલ્પકાળ માટે જ વ્યાપક થાય છે વળી જીવના અનતકાળના ભવચક્રમા માત્ર એક જ વાર આ ક્રિયા થાય છે માટે કાદાચિત્ક છે વળી અભવ્યાદિ જીવો ક્યારેય આ ક્રિયા કરતા નથી વળી એ સમુદ્ઘાત વખતે પણ આત્મા માત્ર લોકવ્યાપી જ થાય છે પણ આકાશની જેમ લોકાલોકવ્યાપી થતો નથી તેથી આવી વ્યાપકતાને આગળ કરી આત્માની અવ્યાપકતામાં વ્યભિચાર દેખાડી શકાય નહી આમ સ્યાદ્વાદમત્રરૂપ કવચથી રક્ષાયેલા હોવાથી અમને આવી ભયજનક વસ્તુઓ ભય પમાડી શકે તેમ નથી ॥૯॥

---

૧ અહી સર્વ આત્માઓ પક્ષરૂપ હોવાથી અન્વયવ્યાપ્તિ મળી ન શકે છતાં વ્યતિરેકવ્યાપ્તિ મળતી હોવાથી આ અનુમાન અનુપપન્ન નથી નૈયાયિકાદિઓને પણ કેવળઅન્વયી-કેવળવ્યતિરેકી – અન્વયવ્યતિરેકી એમ ત્રણ પ્રકારનાં અનુમાન ઇષ્ટ છે તેમાંથી આ અનુમાન કેવળવ્યતિરેકી છે જ્યાં અન્વયવ્યાપ્તિ ન મળે તે કેવળવ્યતિરેકી અનુમાન જેમ કે 'આ જીવંત શરીર આત્માસહિતનુ છે કેમ કે પ્રાણવાળું છે ' અહીં પથ્થરવગેરેદૃષ્ટાતથી માત્ર વ્યતિરેકવ્યાપ્તિ મળી શકે અન્વયવ્યાપ્તિ ન મળે.

૨. સમુદ્ઘાત=મૂળ શરીરને છોડ્યા વિના કેટલાક આત્મપ્રદેશોનુ શરીરની બહાર પ્રયોગવિશેષથી ગમન તેના સાત ભેદ (૧) વેદનાસમુદ્ઘાત (૨) કષાયસમુ (૩) મરણસમુ (૪) વૈક્રિયસમુ (૫) તૈજસસમુ (૬) આહારસમુ તથા (૭) કેવળિસમુ કેવળિસમુ વિનાનાં છનો કાળ અન્તર્મુહૂર્ત છે અને તેનાથી અશાતાવેદનીય વગેરે કર્મ પુદ્ગળનો નાશ થાય છે આ બધાનું વિસ્તૃત વર્ણન પ્રજ્ઞાપનાદિમા છે કેવળિસમુદ્ઘાત આઠ સમયનો હોય છે આ સમુદ્ઘાત કેવળીભગવંતો પોતાનું આયુષ્ય અતર્મુહૂર્ત જેટલું બાકી હોય ત્યારે કરે છે આ સમુદ્ઘાત દરેક કેવળીભગવંત કરે તેવો નિયમ નથી. જે કેવળીભગવંતના વેદનીય, નામ અને ગોત્રકર્મની સ્થિતિ બાકી રહેલા આયુષ્ય કરતાં વધારે હોય, તે જ કેવળીભગવતો આ સમુદ્ઘાત કરે આ સમુદ્ઘાત કરતી વખતે કેવળીભગવંતો પોતાના આત્મપ્રદેશોને પ્રયત્નવિશેષથી શરીરની બહાર કાઢી પ્રથમ સમયે દણ્ડ કરે છે બીજા સમયે કપાટ બનાવે ત્રીજા સમયે મન્થાન રચે ચોથા સમયે આંતરા પૂરે. આ સમયે આત્મપ્રદેશો સર્વલોક વ્યાપી બને છે પાંચમા સમયથી આત્મપ્રદેશોને સંહરી ફરીથી મૂળ શરીરમાં લાવવાની ક્રિયા શરુ થાય તેમાં પાંચમા સમયે આતરા સંહરે, છટ્ઠા સમયે મન્થાન સંહરે. સાતમા સમયે કપાટ સંહરે. આઠમા સમયે દડને સંહરી આત્મા શરીરસ્થ બને છે આ ક્રિયા માત્ર કાયયોગથી થાય છે તે વખતે કેવળજ્ઞાન-દર્શનનો આભોગ હોય

वैशेपिकनैयायिकयो प्राय समानतन्त्रत्वादौलूक्यमते क्षिप्ते यौगमतमपि क्षिप्तमेवावसेयम्। पदार्थेपु च तयोरपि न तुल्या प्रतिपत्तिरिति साप्रतमक्षपादप्रतिपादितपदार्थाना सर्वेषा चतुर्थपुरुपार्थं प्रत्यसाधकतमत्वे वाच्येऽपि, तदन्त – पातिना छलजातिनिग्रहस्थानाना परोपन्यासनिरासमात्रफलतया अत्यन्तमनुपादेयत्वात् तदुपदेशदातुर्वैराग्यमुपहसन्नाह–

स्वयं विवादग्रहिले वितण्डापाण्डित्यकण्डूलमुखे जनेऽस्मिन्।
मायोपदेशात्परमर्मभिन्दन्नहो विरक्तो मुनिरन्यदीय ॥१०॥

*अन्ये*–अविज्ञाततत्वदाज्ञासारतयाऽनुपादेयनामान परे, तेपामय शास्तृत्वेन सम्बन्धी *अन्यदीयो मुनि* अक्षपादऋपि *अहो विरक्त* – अहो वैराग्यवान्। अहो इत्युपहासगर्भमाश्चर्यं सूचयति। अन्यदीय इत्यत्र "*ईयकारके*"[1] इति दोऽन्त।

## યૌગ કલ્પિત પદાર્થ નિરાસ

વૈશેષિક અને નૈયાયિકો લગભગ સમાન સિદ્ધાતવાળા છે તેથી વૈશેષિકોના ખડનથી યૌગ=નૈયાયિકમત પણ દૂરાપાસ્ત થાય છે. પરતુ પદાર્થના વિષયમા તે બન્નેની તુલ્ય માન્યતા નથી તેથી હવે નૈયાયિકોએ કલ્પેલા પદાર્થોનુ બાષ્પીભવન કરે છે **અક્ષપાદ=ગૌતમે** પ્રતિપાદિત કરેલા બધા જ પદાર્થો મોક્ષસાધક નથી છતા પણ વિશેષ કરીને તે પદાર્થોમા (૧)છલ (૨)જાતિ અને (૩)નિગ્રહસ્થાનો તો માત્ર પરની સ્થાપનાને ફગાવવાના હેતુથી જ દર્શાવેલા છે તેથી આ પદાર્થો મુમુક્ષુઓ માટે અત્યત અનુપાદેય છે તેથી આવા પદાર્થોની દેશના દાતા ગૌતમના વૈરાગ્યની હાસી ઊડાવતા કહે છે

**કાવ્યાર્થ :–** જગતના આ બધા લોકો સ્વય જ વિવાદરૂપ ગ્રહથી જકડાયેલા છે અને સ્વપક્ષની સ્થાપના વિના માત્ર પરપક્ષના ઉત્થાપનની કળામા પડિતાઈથી મુખને ખજવાળવાની ટેવવાળા છે અર્થાત્ બીજાની વાતને તોડી પાડવા ઉત્સુક છે આવા લોકોને માયાનો=છળ, જાતિ અને નિગ્રહસ્થાનોનો ઉપદેશ દેવાદ્વારા બીજાના મર્મને ભેદી નાખનારા અન્યદીય=નૈયાયિકમતના સ્થાપક ગૌતમમુનિ અહો! (કટાક્ષમા) ખરેખર! વૈરાગી છે

## જાત્યાદિનો ઉપદેશ માયોપદેશ

અન્યે=તારી આજ્ઞાના સારને નહી જાણતા હોવાથી જેઓનુ નામ પણ ઉપાદેય નથી તેવા બીજાઓ તેઓના જે ઉપદેશક છે, તે અન્યદીય=અક્ષપાદ–ગૌતમમુનિ–(અહો=કટાક્ષગર્ભિત આશ્ચર્ય અર્થમા છે) વૈરાગ્યવાન છે અર્થાત્ ગૌતમમુનિ વિરક્ત મનાય છે તે અદ્ભુત છે! ('ईय' પ્રત્યયપર અને 'કારક' શબ્દ ઉત્તરપદમા હોય ત્યારે 'अन्य' શબ્દ દકારાન્ત બને છે – અર્થાત્ 'अन्यद्' શબ્દ બને છે) આ ગૌતમ બીજાના મર્મને ભેદી રહ્યો છે (ઘણા આત્મપ્રદેશોથી અધિષ્ઠિત શરીરનો ભાગ મર્મ કહેવાય આ પારિભાષિકી સંજ્ઞા છે) સાધ્યના સ્વરૂપને સિદ્ધ કરવામા અવ્યભિચારી હોવાથી સાધનની (=હેતુની) રજૂઆત પણ મર્મરૂપ જ છે. બીજાના તત્ત્વોને જો અસિદ્ધિરૂપ મરણ આપવુ હોય તો તેઓના તત્ત્વના હેતુરૂપ મર્મનો જ ભેદ કરવો જોઇએ બીજાના તત્ત્વોને ખતમ કરવાના હેતુથી જ અને તે માટે તેઓના સદ્હેતુઓરૂપ મર્મને છેદી નાખવા માટે જ ગૌતમે પોતાના શિષ્યોને છળ, જાતિ અને નિગ્રહસ્થાનોરૂપ ઠગવિદ્યા બતાવી કાવ્યમા "માયોપદેશાત્" પદમા પચમી વિભક્તિ હેતુના અર્થમા છે "*ગુણાદસ્ત્રિયા નવા*" આ હૈમસૂત્રના આધારે ત્રીજી વિભક્તિના અર્થમા પચમી વિભક્તિ લાગી છે કયા લોકોના અગે ગૌતમે માયાનો ઉપદેશ આપ્યો? તે દર્શાવે છે "અસ્મિન્" ઇત્યાદિ

१ हैमसू ३–२–१२१ ॥

कि कुर्वन्नित्याह। *परमर्म भिन्दन्* → जातावेकवचनप्रयोगात् परममाणि व्यधयन्। *"बहुभिरात्मप्रदेशैरधिष्ठिता देहावयवा मर्माणि"* इति पारिभाषिकी सज्ञा। तत उपचारात् साध्यस्वतत्त्वसाधनाव्यभिचारितया प्राणभूत साधनोपन्यासोऽपि मर्मंव मर्म। कस्मात् तद्भिन्दन् ? मायोपदेशाद्धेतो , *माया*=परवञ्चनम्,तस्या उपदेश छलजातिनिग्रहस्थानलक्षणपदार्थत्रयप्ररूपणद्वारेण शिष्येभ्य प्रतिपादन, तस्मात् *"गुणादस्त्रिया न वा"* इत्यनेन हेतौ तृतीयाप्रसङ्गे पञ्चमी। कस्मिन् विषये मायामयमुपदिष्टवान् इत्याह। *अस्मिन्* प्रत्यक्षोपलक्ष्यमाणे, *जने*–तत्त्वातत्त्वविमर्शबहिर्मुखतया प्राकृतप्राये लोके। कथम्भूते, *स्वयम्*=आत्मना परोपदेशनिरपेक्षमेव,*विवादग्रहिले*–विरुद्ध –परस्परलक्ष्यीकृतपक्षाधिक्षेपदक्ष , वादो=वचनोपन्यासो विवाद। तथाच भगवान् हरिभद्रसूरि – *"लब्धिख्यात्यर्थिना तु स्याद् दु स्थितेनामहात्मना। छलजातिप्रधानो य स विवाद इति स्मृत "*॥ तेन ग्रहिल इव–ग्रहगृहीत इव। तत्र यथा ग्रहाद्यपस्मारपरवश पुरुषो यत्किञ्चनप्रलापी स्याद् एवमयमपि जन इति भाव । तथा, *वितण्डा*–प्रतिपक्षस्थापनाहीन वाक्यम्। वितण्डयते आहन्यतेऽनया प्रतिपक्षसाधनमिति व्युत्पत्ते। *"अभ्युपेत्य पक्ष यो न स्थापयति स वैतण्डिक इत्युच्यते"* इति न्यायवार्तिकम्। वस्तुतस्त्वपरामृष्टतत्त्वातत्त्वविचार मौखर्यं वितण्डा। तत्र *यत्पाण्डित्यम्* अविकल कौशल, तेन कण्डूल *मुख* =लपन यस्य स तथा तस्मिन्। कण्डू=खर्जू , कण्डूरस्यास्तीति कण्डूलम्, सिध्मादित्वाद् मत्वर्थीयो लप्रत्यय । यथा किलान्तरुत्पन्नकृमिकुलजनिता कण्डूति निरोद्धुमपारयन् पुरुषो व्याकुलता कलयति, एव तन्मुखमपि वितण्डापाण्डित्येनासबद्धप्रलापचापलमाकलयत् कण्डूलमित्युपचर्यते ॥

સામાન્ય લોકો તત્ત્વાતત્ત્વની વિચારણામા અકુશળ છે અને છતા વિવાદ (વિરુદ્ધ=એક–બીજાના સિદ્ધાતને ઉડાડવાનો વાદ=વિવાદ) કરવામા સ્વત' જ કુશળ છે તેમા પરોપદેશની જરૂર પડતી નથી જેમ ગ્રહવગેરેના આવેશથી આદમી ઙ્ખવે – તેમ પ્રલાપ કરતો હોય છે, તેમ 'વિવાદ' ગ્રહથી ગ્રસિત આ લોકો બેફામ બોલવામા પાવરધા છે યોગાચાર્ય શ્રીહરિભદ્રસૂરિમહારાજે અષ્ટક પ્રકરણમા વિવાદનુ આ સ્વરૂપ દર્શાવ્યુ છે → *"લાભ અને ખ્યાતિને માટે દુ સ્થિત અને તુચ્છમનોવૃત્તિવાળા લોકો છળ અને જાતિ આગળ કરી જે વાદ કરે તે વિવાદ કહેવાય "* વળી આ લોકો વિતણ્ડામા નિષ્ણાત છે (વિતણ્ડા=પ્રતિપક્ષનો હેતુ જેનાથી ઊડાડવામા આવે ન્યાયવાર્તિકમા કહ્યુ છે કે *"જે વાદી પોતાના કોઈ પક્ષનો સ્વીકાર કરી તેની સ્થાપના ન કરે – માત્ર બીજાના હેતુને તોડવા જ ઉદ્યત થાય–તે વૈતણ્ડિક કહેવાય )"* અને વારવાર વિતણ્ડા કરવાની ખજવાળથી પીડિત મુખવાળા છે અર્થાત્ આ લોકોને વારવાર વિતણ્ડા કરવાની ટેવ છે આ વિતણ્ડા તત્ત્વાતત્ત્વનો વિચાર કર્યા વિનાની વાચાળતારૂપ છે કાવ્યમા કણ્ડૂ (=ખરજવુ) ને મત્વર્થીય 'લ' પ્રત્યય લાગ્યો છે જેમ શરીરમા થયેલા કૃમિઓએ ઊભી કરેલી ખરજવાની પીડામા ખરજ રોકી શકાતી નથી અને જ્યા સુધી ખજવાળો નહિ ત્યા સુધી વ્યાકૂળતા રહે છે તેમ લોકોની પણ વિતણ્ડા પડિતાઈથી અસબદ્ધ પ્રલાપની ચપળતા એવી છે કે, લોકોને વિતણ્ડા કર્યા વિના ચૈન પડતુ નથી 'જાણે કે લોકોના મુખને વિતણ્ડા–ખરજ ન થઈ હોય ' તેમ ભાસે છે તેથી ઉપચારથી મુખને કણ્ડૂલ કહી શકાય

આમ સ્વેચ્છાથી જ વૈતણ્ડિક લોકો પોતાના અભિમતની સ્થાપનામા ઉત્સુક છે તેમા તેઓના પરમાપ્ત પુરુષે બીજાને ઠગવાની કળાવાળા કલ્પેલા વચનોનો ઉપદેશ તેઓને સહાય કરનાર બનતા હોવાથી સ્વત જ જાજ્વલ્યમાન જ્વાળાઓથી યુક્ત અગ્નિમા ઘીની આહુતિ દેવા સમાન છે તેથી ભવાભિનદી (સસારઆસક્ત) વાદીઓએ જ ગૌતમમુનિના આવા ઉપદેશને મુનિની કરુણા તરીકે લેખાવ્યો છે એ લોકોએ કહ્યુ જ છે કે *"કુતર્કના અશને શિખીને દુશિક્ષિત થયેલા તથા તેનાથી જ વાચાળ મુખવાળા થયેલા અને વિતણ્ડાના*

१ हैमसू २–२–७७ ॥ २ अष्टक १२–४ ॥ ३ उद्योतकरविरचितन्यायवार्तिके १–१–९ ॥

एव च स्वरसत एव स्वस्वाभिमतव्यवस्थापनाविसस्थुलो वैतण्डिकलोक । तत्र च तत्परमाप्तभूतपुरुषविशेष–परिकल्पितपरवञ्चनप्रचुरवचनरचनोपदेशश्चेत् सहाय समजनि, तदा स्वत एव ज्वालाकलापजटिले प्रज्वलति हुताशन इव कृतो घृताहुतिप्रक्षेप इति। तैश्च *भवाभिनन्दिभिर्वादिभिरेतादृशोपदेशदानमपि तस्य मुने कारुणिकत्वकोटावारोपितम्।* *तथाचाहु –"दु शिक्षितकुतर्काशलेशवाचालिताननाः । शक्या किमन्यथा जेतु वितण्डाटोपमण्डिता ॥१॥ गतानुगतिको लोक कुमार्ग तत्प्रतारित । मा गादिति छलादीनि प्राह कारुणिको मुनि" ॥२॥* कारुणिकत्व च वैराग्याद् न भिद्यते। ततो युक्तमुक्तम् 'अहो विरक्त' इति स्तुतिकारेणोपहासवचनम्॥

अथ मायोपदेशादिति सूचनासूत्र वितन्यते । अक्षपादमते किल षोडशपदार्था । *"प्रमाणप्रमेयसशय–प्रयोजनदृष्टान्तसिद्धान्तावयवतर्कनिर्णयवादजल्पवितण्डाहेत्वाभासच्छलजातिनिग्रहस्थानाना तत्त्वज्ञानाद् नि श्रेयसाधिगम"*[3] इति वचनात्। न चैतेषा व्यस्ताना समस्ताना वा अधिगमो नि श्रेयसावाप्तिहेतु । न ह्येकेनैव क्रियाविरहितेन ज्ञानमात्रेण मुक्तिर्युक्तिमती। असमग्रसामग्रीकत्वात्। विघटितैकचक्ररथेन मनीषितनगरप्राप्तिवत्।

---

*આડંબરથી ભૂષિત થયેલા પરવાદીઓને છળ – જાત્યાદિ વિના કેવી રીતે જીતી શકાય ! ॥૧॥ આ વાદીઓથી ઠગાયેલો આ ગતાનુગતિક=ગાડરિયાપ્રવાહ જેવો લોક કુમાર્ગપર ન જાય, એવી ભાવનાથી કરુણાવાળા તે મુનિએ છળવગેરે બતાવ્યા ॥૨॥"* કરુણા વૈરાગ્યથી ભિન્ન નથી કેમ કે સર્વજીવો પર કરુણાવાળો જ તાત્ત્વિક રીતે વૈરાગી છે તેથી કરુણાવાળા એટલે જ વૈરાગ્યવાળા એટલે સ્તુતિકારશ્રીએ "અહો વિરક્ત" એવુ જે ઉપહાસગર્ભ વચન કહ્યુ તે બરાબર જ છે

## સોળ પદાર્થના જ્ઞાનથી મુક્તિ અસિદ્ધ

હવે 'માયોપદેશાત્' એ સૂચના સૂત્રનુ વિવરણ કરે છે અક્ષપાદ=ગૌતમે સોળપદાર્થો કલ્પ્યા છે (૧)પ્રમાણ, (૨)પ્રમેય, (૩)સશય, (૪)પ્રયોજન, (૫)દૃષ્ટાન્ત, (૬)સિદ્ધાત, (૭)અવયવ, (૮)તર્ક, (૯)નિર્ણય, (૧૦)વાદ, (૧૧)જલ્પ, (૧૨)વિતણ્ડા, (૧૩)હેત્વાભાસ, (૧૪)છળ, (૧૫)જાતિ અને (૧૬)નિગ્રહસ્થાન આ સોળ પદાર્થોનુ જ્ઞાન તત્ત્વજ્ઞાન છે અને તેનાથી જ નિ શ્રેયસ =મોક્ષની પ્રાપ્તિ તેઓ માને છે પરતુ આ પદાર્થોમાથી થોડાનો કે સર્વનો બોધ મોક્ષ માટે બને તે અસિદ્ધ છે જેમ એક ચક્ર પર રથ ચાલી ન શકે, અને ઇષ્ટ સ્થળે પહોચાડી શકે નહિ તેમ ક્રિયાથી રહિતના જ્ઞાનમાત્રથી મુક્તિ માનવી પણ યુક્તિયુક્ત નથી કેમ કે માત્ર જ્ઞાન મોક્ષની સપૂર્ણ સામગ્રીરૂપ બનતુ નથી અનુમાનપ્રયોગ . એકલુ જ્ઞાન મોક્ષરૂપકાર્યનુ સાધક નથી કેમ કે તે અપૂર્ણ સામગ્રીરૂપ છે, જેમ કે ખડીતએકચક્રી રથ ઇષ્ટનગરની પ્રાપ્તિરૂપકાર્યનુ સાધક નથી

**પૂર્વપક્ષ .–** અમે ક્રિયાનો નિષેધ કરીએ છીએ એમ નથી પરતુ 'તત્ત્વજ્ઞાનપૂર્વકની ક્રિયા જ મોક્ષમા હેતુ બને છે' એમ બોધ કરાવવા જ 'તત્ત્વજ્ઞાનથી મોક્ષ છે' તેમ કહીએ છીએ

**ઉત્તરપક્ષ :–** તમને (નૈયાયિકને)અભિમત જ્ઞાન અને ક્રિયા ભેગા મળીને પણ મોક્ષની પ્રાપ્તિમા હેતુ બની શકે તેમ નથી કારણ કે તમારા જ્ઞાન અને ક્રિયા એ વિતથા=મિથ્યા છે **પ્રયોગ :–** નૈયાયિકને અભિમત જ્ઞાનક્રિયા મોક્ષમા હેતુ નથી, કેમ કે વિતથા છે આ 'વિતથા' હેતુ અસિદ્ધ નથી કેમ કે વિચાર કરતા આ સોળે પદાર્થો તત્ત્વાભાસરૂપ જ જણાય છે

---

१ भवाभिनन्दी–असारोऽप्येष ससार सारवानिव लक्ष्यते। दधिदुग्धाम्बुताम्बुलपुण्यपण्याङ्गनादिभि ॥ क्षुद्रो लाभरतिर्दीनो मत्सरी भयवान् शठ । अज्ञो भवाभिनन्दी स्यान्निष्फलारभसङ्गत ॥ योगबिदु–८७ ॥ २ न्यायमञ्जर्यां प्रमाणप्रकरणे॥ ३ गौतमसूत्रे १–१–१ ॥

न च वाच्य, न खलु वय क्रिया प्रतिक्षिपाम , किन्तु तत्त्वज्ञा पूर्विकाया एव तस्या मुक्तिहेतुत्वमिति ज्ञापनार्थं तत्त्वज्ञानाद् नि श्रेयसाधिगम इति ब्रूम इति। न ह्यमीषा सहते अपि ज्ञानक्रिये मुक्तिप्राप्तिहेतुभूते। वितथत्वात् तज्ज्ञानक्रिययो । न च वितथत्वमसिद्धम्। विचार्यमाणाना षोडशानामपि तत्त्वाभासत्वात्। तथाहि → तै प्रमाणस्य तावद् लक्षणमित्थ सूत्रितम्– *"अर्थोपलब्धिहेतु प्रमाणम्"* इति। एतच्च न विचारसहम्। यतोऽर्थोपलब्धौ हेतुत्व यदि निमित्तत्वमात्र, तत्सर्व–कारकसाधारणमिति कर्तृकर्मादरपि प्रमाणत्वप्रसङ्ग । अथ कर्तृकर्मादिविलक्षण हेतुशब्देन करणमेव विवक्षित, तर्हि तज्ज्ञानमेव युक्त, न चेन्द्रियसन्निकर्षादि। यस्मिन् हि सत्यर्थ उपलब्धो भवति, स तत्करणम्। न चेन्द्रियसन्निकर्षसामग्र्यादौ सत्यपि ज्ञानाभावेऽर्थोपलम्भ । साधकतम हि करणम्। अव्यवहितफल च तदिष्यते । व्यवहितफलस्यापि करणत्वे दुग्धभोजनादेरपि तथाप्रसङ्ग । तत्र ज्ञानादन्यत्र प्रमाणत्वम्। अन्यत्रोपचारात्। यदपि न्यायभूषणसूत्रकारेणोक्तम्– *"सम्यगनुभवसाधन प्रमाण्"*[1] इति, तत्रापि साधनग्रहणात् कर्तृकर्मनिरासेन करणस्येव प्रमाणत्व सिध्यति। तथा(त्रा ?)–ऽप्यव्यवहितफलत्वेन साधकतमत्व ज्ञानस्यैव इति न तत् सम्यग्लक्षणम्। *"स्वपरव्यवसायि ज्ञान प्रमाणम्"*[2] इति तु तात्त्विक लक्षणम्॥

## પ્રમાણપદાર્થની તત્ત્વાભાસતા

અહી સૌ પ્રથમ પ્રમાણપદાર્થઅગે તેઓની માન્યતા મિથ્યા છે તેમ બતાવે છે *'અર્થ(=વિષય) ની ઉપલબ્ધિ (=પ્રાપ્તિ) મા હેતુ (=કરણ) પ્રમાણ છે'* પ્રમાણની આ વ્યાખ્યા અવિચારિતરમણીય છે કેમ કે 'અર્થની ઉપલબ્ધિમા હેતુ' પદમાં હેતુ પદથી 'નિમિત્ત' એટલો જ અર્થ હોય, તો કર્તા–કર્મ વગેરે બધા જ કારકો પણ સાક્ષાત્ નિમિત્ત બનવાથી પ્રમાણ બની જશે જેમ કે અહી અર્થની ઉપલબ્ધિ એ કાર્યમા આત્મા કર્તારૂપે નિમિત્ત છે વગેરે પણ આ ઉભયવાદીને અસમત છે

## ઈન્દ્રિય સન્નિકર્ષઆદિ અપ્રમાણભૂત

**પૂર્વપક્ષ** :– અહી હેતુ શબ્દથી કર્તા અને કર્મથી વિલક્ષણ એવા કરણની વિવક્ષા કરેલી છે તેથી હેતુ તરીકે આત્મા વગેરે ગ્રહણ થશે નહી

**ઉત્તરપક્ષ** – તો જ્ઞાન જ પ્રમાણતરીકે ઠરશે ઈન્દ્રિયસન્નિકર્ષ વગેરે પ્રમાણ નહી બને કેમ કે *કરણ એટલે જેની હાજરીથી અવશ્ય અર્થની ઉપલબ્ધિ થાય તે* ઈન્દ્રિયસન્નિકર્ષ હાજર હોય તો પણ જો જ્ઞાનનો અભાવ હોય તો અર્થોપલબ્ધિ થતી નથી તેથી ઈન્દ્રિયસન્નિકર્ષવગેરે કરણ નથી, પણ જ્ઞાન જ કરણ છે વળી જે સાધકતમ હોય તે જ કરણ બને *સાધકતમ=જેની અવ્યવહિત ઉત્તરમા ફળ હોય તે* ઈન્દ્રિયસન્નિકર્ષ વગેરે એવા નથી જો વ્યવહિતફળવાળા=દૂર ફળવાળા સાધનને પણ સાધકતમ માનવામા આવે, તો દૂધ–ભોજન વગેરે પણ સાધકતમ બનશે (કેમ કે તેઓ પણ સ્ફૂર્તિ વગેરે આપવા દ્વારા અર્થોપલબ્ધિમા પરપરાએ હેતુ બને છે!) તેથી જ્ઞાન સિવાય બીજું કોઇ પ્રમાણ નથી તેથી જ્ઞાન સિવાય બીજાઓ ઉપચારથી જ પ્રમાણ તરીકે સિદ્ધ થશે, વાસ્તવમા નહી ન્યાયભૂષણ સૂત્રકારે કહ્યુ છે કે, → *"સમ્યગ્અનુભવનુ સાધન પ્રમાણ છે"* ત્યા પણ સાધનથી કર્તા અને કર્માદિને છોડીને કરણ જ પ્રમાણ તરીકે સિદ્ધ છે અને *'કરણ પણ અવ્યવહિત ઉત્તરમા ફળજનક હોય'* તે જ વાત ઈષ્ટ હોવાથી જ્ઞાન જ પ્રમાણતરીકે સિદ્ધ થાય છે તેથી ઈન્દ્રિયસન્નિકર્ષ વગેરેને પ્રમાણતરીકે સ્થાપવાના હેતુથી બનાવેલું પ્રમાણનુ ઉપરોક્ત લક્ષણ સગત નથી પરતુ *'સ્વપરવ્યવસાયિ જ્ઞાન પ્રમાણ છે'* એ લક્ષણ જ સંગત છે સ્વ=જ્ઞાન પોતાનુ, પર=વિષયનુ વ્યવસાયિ=નિશ્ચય કરાવવામા ઉદ્યત છે,

१ न्यायसारे भासवज्ञप्रणीते १–१ ॥ २ प्रमाणनयतत्त्वालोकालङ्कारे १–२ ॥

प्रमेयमपि तैरात्मशरीरेन्द्रियार्थबुद्धिमन प्रवृत्तिदोषप्रेत्यभावफलदु खापवर्गभेदाद् द्वादशविधमुक्तम्। तच्च न सम्यग्। यत शरीरेन्द्रियबुद्धिमन प्रवृत्तिदोषप्रेत्यभावफलदु खानाम् आत्मन्येवान्तर्भावो युक्त । ससारिण आत्मन कथञ्चित् तदविष्वग्भूतत्वात्। आत्मा च प्रमेय एव न भवति, तस्य प्रमातृत्वात्। इन्द्रियबुद्धिमनसा तु करणत्वात् प्रमेयत्वाभाव । दोपास्तु रागद्वेषमोहा , ते च प्रवृत्तेर्न पृथग्भवितुमर्हन्ति । वाङ्मन कायव्यापारस्य शुभाशुभफलस्य विशतिविधस्य तन्मते प्रवृत्तिशब्दवाच्यत्वात्। रागादिदोषाणा च मनोव्यापारात्मकत्वात्। दु खस्य शब्दादीनामिन्द्रियार्थाना च फल एवान्तर्भाव *"प्रवृत्तिदोषजनित सुखदु खात्मक मुख्य फल, तत्साधन तु गौणम्"*[1] इति जयन्तवचनात्। प्रेत्यभावापवर्गयो पुनरात्मन एव परिणामान्तरापत्तिरूपत्वाद्, न पार्थक्यमात्मन सकाशादुचितम्। तदेव द्वादशविध प्रमेयमिति वाग्विस्तरमात्रम् *"द्रव्यपर्यायात्मक वस्तु प्रमेयम्"*[2] इति तु समीचीन लक्षण सर्वसग्राहकत्वात्। एव सशयादीनामपि तत्त्वाभासत्व प्रेक्षावद्भिरनुप्रेक्षणीयम्। अत्र तु प्रतीतत्वाद्, ग्रन्थगौरवभयाच्च न प्रपञ्चितम् । न्यक्षेण ह्यत्र न्यायशास्त्रमवतारणीयम्, तच्चावतार्यमाण पृथग्ग्रन्थान्तरतामवगाहत इत्यास्ताम्॥

---

અર્થાત્ જે જ્ઞાન પોતાનો અને વિષયનો યથાર્થ બોધ કરાવે છે તે જ્ઞાન પ્રમાણ છે અહી સ્વપરવ્યવસાયિપદ જ્ઞાનના સ્વરૂપનુ બોધક છે કેમ કે વાસ્તવમા દરેક જ્ઞાન સ્વપરવ્યવસાયી હોય છે માટે જ્ઞાન એ પ્રમાણ છે એમ ફલિત થાય છે તથા વ્યવસાયિપદનો ફલિતાર્થ *"યથાર્થનિશ્ચય કરાવવામા ઉદ્યત"* એવો હોવાથી વિપર્યયાદિજ્ઞાનો પ્રમાણની યોગ્યતામાથી બાકાત થાય છે

## પ્રમેયપદાર્થની તત્ત્વાભાસતા

તેઓએ બાર વસ્તુને પ્રમેય તરીકે માન્ય રાખી છે (૧)આત્મા, (૨)શરીર, (૩)ઇન્દ્રિય, (૪)અર્થ, (૫) બુદ્ધિ, (૬)મન, (૭)પ્રવૃત્તિ, (૮)દોષ, (૯)પ્રેત્યભાવ=પરલોક, (૧૦)ફળ, (૧૧)દુ ખ અને (૧૨)અપવર્ગ=મોક્ષ પરતુ આ બાર વિભાગ બરાબર નથી કેમ કે શરીર, ઇન્દ્રિય તથા બુદ્ધિથી માડીને દોષપર્યતની વસ્તુઓ આત્મામા સમાવેશ પામી જાય છે કારણ કે સસારીઆત્મા તેઓથી કથચિત્ અભિન્ન છે અને આત્મા પોતે પ્રમેય નથી, પણ પ્રમાતા=જ્ઞાતા છે (જ્ઞાતા પોતે જ્ઞેય બની ન શકે જો આત્મા પોતે જ જ્ઞેય હોય તો તેનો જ્ઞાતા કોણ ? વગેરે ઘણા દોષો ઊભા થશે ) તમારા મતે ઇન્દ્રિય, બુદ્ધિ=જ્ઞાન અને મન આ ત્રણ કરણ છે તેથી પ્રમાણરૂપ છે તેથી આ ત્રણ પણ પ્રમેય બની ન શકે (પ્રમાણ જ જો પ્રમેયની કોટિમા હોય, તો તેઓ બીજા પ્રમેયોમાટે કરણ કેવી રીતે બનશે ? અને તેઓનો યથાસ્થિતબોધ કરવા પ્રમાણ કોણ બનશે ? માટે આ ઇન્દ્રિય આદિ કરણો પણ પ્રમેય બની શકે નહી ) દોષ રાગ, દ્વેષ અને મોહરૂપ છે અને પ્રવૃત્તિમા જ સમાવિષ્ટ થાય છે કેમ કે શુભાશુભફળ દેનારા વીશ પ્રકારના મનવચનકાયાના વ્યાપારો પ્રવૃત્તિરૂપે અભિષ્ટ છે અને રાગાદિદોષો મનોવ્યાપારરૂપ છે તથા દુ ખ અને શબ્દાદિ ઇન્દ્રિયવિષયોનો ફળમા જ સમાવતાર થાય છે કેમકે ન્યાયમજરીકાર જયન્તનુ વચન છે કે *"પ્રવૃત્તિ અને દોષથી ઉત્પન્ન થયેલા સુખ-દુ ખ એ મુખ્ય ફળ છે જ્યારે તેના (=સુખ દુ:ખના સાધનભૂત)ઇન્દ્રિયવિષયો ગૌણફળ છે "* પ્રેત્યભાવ (=મરીને ઉત્પન્ન થવુ અર્થાત્ પરલોકમા ગમન)અને મોક્ષ એ આત્માના જ પરિણામાન્તર છે (આત્મા આ ભવના શરીરને છોડી પરભવના શરીરને ગ્રહણ કરે એ જ પ્રેત્યભાવ છે અને સર્વથા શરીરથી મુક્ત બને તે અપવર્ગ છે ) માટે આ બન્નેને આત્માથી પૃથગરૂપે કલ્પવા યોગ્ય નથી આમ 'પ્રમેય બાર પ્રકારના છે ' એવુ કથન માત્ર વાણીવિલાસ છે પણ વાસ્તવિક પ્રમેયસ્વરૂપ નથી પ્રમેયનુ વાસ્તવિક લક્ષણ *"દ્રવ્યપર્યાયાત્મક વસ્તુ પ્રમેય છે "* એ જ છે (જે સત્ છે તે જ પ્રમેય છે અને સત્ વસ્તુ દ્રવ્યપર્યાયાત્મક જ હોય છે જેમ કે ક્રિયાઓ આત્મદ્રવ્યના જ પર્યાયો છે તેથી તેઓ ક્રિયારૂપે પર્યાય છે અને આત્મારૂપે દ્રવ્ય છે સસાર-મોક્ષ વગેરે આત્માના જ પરિણામ=પર્યાયો છે ) બુદ્ધિ વગેરે

---

१ न्यायमजर्यां ॥ २ प्रमाणनयतत्त्वालोकालकारे।

तदेव प्रमाणादिषोडशपदार्थानामविशिष्टेऽपि तत्त्वाभासत्वे प्रकटकपटनाटकसूत्रधाराणा त्रयाणामेव छलजातिनिग्रहस्थानाना मायोपदेशादिति पदेनोपक्षेप कृत । तत्र परस्य वदतोऽर्थविकल्पोपपादनेन वचनविघात छलम् । तत् त्रिधा–वाक्छल, सामान्यछलम्, उपचारछलम् चेति। तत्र *साधारणे शब्दे प्रयुक्ते वक्तुरभिप्रेतादर्थान्तरकल्पनया तन्निषेधो वाक्छलम्।* यथा नवकम्बलोऽय माणवक इति नूतनविवक्षया कथिते, पर सख्यामारोप्य निषेधति कुतोऽस्य नव कम्बला इति। *सभावनयातिप्रसङ्गिनोऽपि सामान्यस्योपन्यासे हेतुत्वारोपणेन तन्निषेध सामान्यच्छलम्।* यथा अहो नु खल्वसौ ब्राह्मणो विद्याचरणसपन्न इति ब्राह्मणस्तुतिप्रसङ्गे, कश्चिद् वदति, सम्भवति ब्राह्मणे विद्याचरणसपदिति, तच्छलवादी ब्राह्मणत्वस्य हेतुतामारोप्य निराकुर्वन्नभियुङ्क्ते 'यदि ब्राह्मणे विद्याचरणसपद् भवति, व्रात्येऽपि सा भवेद, व्रात्योऽपि ब्राह्मण एवे' ति । *औपचारिके प्रयोगे मुख्यप्रतिषेधेन प्रत्यवस्थानम् उपचारच्छलम्* । यथा मञ्चा क्रोशन्तीत्युक्ते, पर प्रत्यवतिष्ठते → कथमचेतना मञ्चा क्रोशन्ति ? मञ्चस्था पुरुषा क्रोशन्तीति॥

આત્માના ગુણો છે માટે આ લક્ષણથી સર્વે પ્રમેયનો સંગ્રહ થઇ શકે છે આ પ્રમાણે પરપરિકલ્પિત પ્રમેય પણ તત્ત્વાભાસ છે આ પ્રમાણે સંશયાદિ સર્વપદાર્થો પણ તત્ત્વાભાસરૂપ છે તે વિદ્વાનોએ સ્વય જ વિચારી લેવુ આ તત્ત્વાભાસ પ્રતીત છે અને તેનુ વર્ણન કરવામાં ગ્રથગૌરવ થાય છે તેથી તેની અહી ચર્ચા કરતા નથી કેમ કે એ તત્ત્વાભાસોને બતાવવા જતા સમગ્ર ન્યાયદર્શનનુ આલેખન કરવુ પડે જે એક અલગ ગ્રથરૂપ બની જાય

## 'છળ' નુ સ્વરૂપ

આ પ્રમાણે પ્રમાણવગેરે સોળે પદાર્થો સમાનતયા તત્ત્વાભાસરૂપ છે છતા પણ છળ, જાતિ અને નિગ્રહસ્થાનો તો પ્રગટપણે કપટનાટકના સૂત્રધાર છે તેથી કાવ્યમા 'માયોપદેશાત્' પદથી મુખ્યતયા છળ, જાતિ અને નિગ્રહસ્થાનો જ નિર્દિષ્ટ છે

અહી→ *બીજો કહેતો હોય ત્યારે અર્થમા વિકલ્પ દર્શાવવા દ્વારા બીજાના વચનમા સ્ખલના કરવી એ છળ* છે આ છળ ત્રણ પ્રકારે છે (૧)વાક્છળ, (૨)સામાન્યછળ અને (૩)ઉપચાર છળ એમા જૂદા જૂદા અર્થના વાચક એક શબ્દનો વક્તા એક અભિપ્રેત અર્થમા પ્રયોગ કરે, ત્યારે ભિન્નઅર્થની કલ્પના કરવા દ્વારા તે શબ્દપ્રયોગનો નિષેધ કરવો તે વાક્છળ છે જેમ કે 'આ નવકમ્બળવાળો માણવક છે' આ સ્થળે વક્તાએ 'નવ' શબ્દ 'નૂતન' અર્થમા વાપર્યો હોવા છતા બીજી વ્યક્તિ 'નવ' શબ્દથી નવ સંખ્યાનો આરોપ કરીને નિષેધ કરે કે, 'આની પાસે નવ (૯)કમ્બળ શી રીતે સમ્ભવે ?' જેમા અતિપ્રસંગની શક્યતા છે, એવા વાક્યનો પણ વક્તા સંભાવના માત્રથી અને નહિ કે હેતુપુરસ્સર સામાન્યરૂપે ઉપન્યાસ કરે, ત્યારે તેમા હેતુતાનો ઉપચાર કરી વ્યભિચાર દેખાડી નિષેધ કરવો, તે સામાન્યછળ અર્થાત્ જે સ્થળે હેતુહેતુમદ્ભાવવગેરેરૂપ વ્યાપ્તિમા વ્યભિચાર પ્રસિદ્ધ હોય, અને વક્તાએ વ્યાપ્તિરૂપે નહિ પણ સંભાવનામાત્રથી ઉલ્લેખ કર્યો હોય, ત્યા તેવી વ્યાપ્તિનુ તાત્પર્ય ગ્રહણ કરી વ્યભિચારાદિ દૂષણ બતાવી નિષેધ કરવો જેમ કે "અહો આ બ્રાહ્મણ વિદ્યા અને આચરણથી સંપન્ન છે" આમ સામાન્યથી જ બ્રાહ્મણની સ્તુતિનો પ્રસગ હોય, ત્યારે કોઇક બોલે "બ્રાહ્મણમા વિદ્યા અને આચરણરૂપ સંપત્તિ સંભવે છે" ત્યારે છળવાદી વિદ્યા અને આચરણરૂપ સંપત્તિ માટે બ્રાહ્મણત્વને હેતુ તરીકે આરોપે અને પછી વ્યભિચાર બતાવે કે, "જો જે બ્રાહ્મણ હોય તે વિદ્યાચરણસંપન્ન જ હોય ; તો વ્રાત્ય=પતિત બ્રાહ્મણ પણ વિદ્યાચરણસંપન્ન હોવો જોઇએ (કેમ કે તે પણ બ્રાહ્મણ છે, પણ તે પતિત બ્રાહ્મણ વિદ્યાચરણસંપન્ન તરીકે માન્ય નથી") જ્યા મુખ્યનો ઉપચાર કરી ઔપચારિકપ્રયોગ કર્યો હોય, તે

१ सावित्रीपतिता व्रात्या भवन्त्यार्यविगर्हिता ॥

तथा सम्यगहेतौ हेत्वाभासे वा वादिना प्रयुक्ते, झटिति तद्दोषतत्त्वाप्रतिभासे हेतुप्रतिविम्बनप्राय किमपि प्रत्यवस्थान जाति दूषणाभास इत्यर्थ । सा च चतुर्विंशतिभेदा साधर्म्यादिप्रत्यवस्थानभेदेन । यथा"*साधर्म्यवैधर्म्योत्कर्षाऽपकर्षवर्ण्याऽवर्ण्यविकल्पसाध्यप्राप्त्यप्राप्तिप्रसङ्गप्रतिदृष्टान्ताऽनुत्पत्तिसशयप्रकरणहेत्वर्थापत्त्यविशेषोपपत्त्युपलब्ध्यनुपलब्धिनित्यानित्यकार्यसमा ॥*" तत्र साधर्म्येण प्रत्यवस्थान साधर्म्यसमा जातिर्भवति। अनित्य शब्द , कृतकत्वाद्, घटवदिति प्रयोगे कृते साधर्म्यप्रयोगेणेव प्रत्यवस्थानम्, 'नित्य शब्दो, निरवयवत्वात्, आकाशवत्।' न चास्ति विशेषहेतु , घटसाधर्म्यात् कृतकत्वादनित्य शब्द , न पुनराकाशसाधर्म्याद् निरवयवत्वाद् नित्य इति। वैधर्म्येण प्रत्यवस्थान वैधर्म्यसमा जातिर्भवति। अनित्य शब्द , कृतकत्वाद् घटवदित्यत्रैव प्रयोगे, म एव प्रतिहेतुर्वैधर्म्येण प्रयुज्यते`→ नित्य शब्दो निरवयवत्वात्। अनित्य हि सावयव दृष्टम् घटादीति। न चास्ति विशेषहेतु घटसाधर्म्यात् कृतकत्वादनित्य शब्द , न

સ્થળે ઉપચારને બદલે મુખ્યને જ સ્વીકારી નિષેધ કરે તે ઉપચારછળ કહેવાય જેમ કે "માચડા અવાજ કરે છે" (અહી માચડા પર રહેલા પુરુષોનો માચડામા ઉપચાર કર્યો છે )ત્યા છળવાદી મુખ્યરૂપને પકડે અને કહે "માચડો તો અચેતન છે તેથી તે અવાજ શી રીતે કરે ? માટે 'માચડા પર રહેલા પુરુષો અવાજ કરે છે ' તેમ બોલવુ જોઇએ "

### જાતિનુ સ્વરૂપ

વાદી સમ્યગ્હેતુ કે હેત્વાભાસનો પ્રયોગ કરે ત્યારે હેતુનિષ્ઠ દોષ કે તત્વનો પ્રતિભાસ શીઘ્ર ન થવાથી હેતુપ્રતિબિબતુલ્ય અર્થાત્ હેતુને સમાન દેખાતા પ્રયોગ દ્વારા કઇ પણ કહી દેવુ તે જાતિ છે એટલે કે દૂષણાભાસ છે **તાત્પર્ય** – હેતુમા રહેલા દોષાદિની સમ્યગ્ પરીક્ષા કર્યા વિના જ હેતુ સાથે તુલ્યતાનો આભાસ કરાવનાર હેતુ દ્વારા દૂષણ બતાવવુ તે જાતિ છે તે ચોવીશ પ્રકારે છે (૧)સાધર્મ્ય, (૨)વૈધર્મ્ય (૩)ઉત્કર્ષ, (૪)અપકર્ષ, (૫)વર્ણ્ય, (૬)અવર્ણ્ય, (૭)વિકલ્પ, (૮)સાધ્ય, (૯)પ્રાપ્તિ, (૧૦)અપ્રાપ્તિ (૧૧)પ્રસંગ, (૧૨)પ્રતિદૃષ્ટાન્ત, (૧૩)અનુત્પત્તિ, (૧૪)સશય (૧૫)પ્રકરણ, (૧૬)હેતુ, (૧૭)અર્થાપત્તિ, (૧૮)અવિશેષ, (૧૯)ઉપપત્તિ, (૨૦) ઉપલબ્ધિ, (૨૧)અનુપલબ્ધિ, (૨૨)નિત્ય, (૨૩)અનિત્ય, (૨૪)કાર્યસમ – **૧. સાધર્મ્યસમજાતિ :–** જ્યા દૃષ્ટાતના એક તુલ્યધર્મથી સાધ્યનુ અનુમાન હોય ત્યા વિપરીત દૃષ્ટાતના તુલ્યધર્મ દ્વારા સાધ્યાભાવની સિદ્ધિ કરે જેમ કે વાદી .– 'શબ્દ અનિત્ય છે કેમ કે કૃતક છે (=કાર્ય છે )જેમ કે ઘડો'. શબ્દને ઘડા સાથે કૃતકત્વધર્મથી સાધર્મ્ય છે આ વખતે પ્રતિવાદી "શબ્દ નિત્ય છે કેમ કે નિરવયવ છે જેમ કે આકાશ " એમ કહે અહી શબ્દને આકાશ સાથે નિરવયવતા ધર્મથી સાધર્મ્ય છે, વળી ઘટ સાથેના સાધર્મ્યથી અનિત્યતા સ્વીકારવામા અને આકાશ સાથે સાધર્મ્યથી સિદ્ધ નિત્યતાને ન સ્વીકારવામા કોઇ વિશેષ પ્રયોજક હેતુ નથી આમ સત્પ્રતિપક્ષ ઊભો થવાથી મૂળ– અનુમાન બાધિત થાય છે (૨)વિધર્મપણાથી પ્રતિપક્ષ ઊભો કરવો એ **વૈધર્મ્યસમા જાતિ** "શબ્દ અનિત્ય છે કેમ કે કૃતક છે જેમ કે ઘડો " એવા પ્રયોગસ્થળે "શબ્દ નિત્ય છે, કેમ કે નિરવયવ છે ,જે જે કાર્ય હોય છે તે સાવયવ જ હોય છે જેમ કે ઘડો " આ રીતે ઘડાની સાથે જ શબ્દની વિધર્મતા બતાવી વળી, 'કૃતકત્વ' ધર્મથી ઘટસાથે સાધર્મ્ય હોવાથી 'શબ્દ અનિત્ય જ છે ' તેમ માનવામા અને 'નિરવયવત્વ' ધર્મથી ઘટસાથે વૈધર્મ્ય હોવાથી 'શબ્દ નિત્ય છે' તેમ ન માનવામા કોઇ વિશેષ હેતુ નથી. (૩) ઉત્કર્ષ દ્વારા પ્રત્યવસ્થાન–ઉત્કર્ષસમજાતિ. "શબ્દ અનિત્ય છે કેમ કે કૃતક છે જેમ કે ઘડો" આ સ્થળે દૃષ્ટાતમા રહેલા કોઇક ધર્મનુ સાધ્યમા અવતરણ કરે કે જે ધર્મ સાધ્યમા અનુપપન્ન હોય જેમ કે 'જો શબ્દ ઘટની જેમ કૃતક હોવાથી અનિત્ય છે, તો પછી કૃતક હોવાથી જ ઘટની જેમ મૂર્ત પણ માનવો જોઇએ જો શબ્દને મૂર્ત માનવો નથી તો ઘટની જેમ અનિત્ય પણ ન માનવો જોઇએ ' **(૪) અપકર્ષસમજાતિ** – દૃષ્ટાતમા ન રહેલા ધર્મને સાધ્યમાથી પણ બાદ કરવા દ્વારા પ્રત્યવસ્થાન કરવુ તે અપકર્ષસમજાતિ. જેમ કે 'ઘડો કૃતક છે તો અશ્રાવણ (=શ્રવણને

१ गौतमसूत्रे ५–१–१ ॥

पुनरस्तद्धर्म्याद् निरवयवत्वाद् नित्य इति। उत्कर्षापकर्षाभ्यां प्रत्यवस्थानमुत्कर्षापकर्षसमे जाती भवत । तत्रैव प्रयोगे दृष्टान्तधर्म कञ्चित् साध्यधर्मिण्यापादयन् उत्कर्षसमा जाति प्रयुङ्क्ते । यदि घटवत् कृतकत्वादनित्य शब्द घटवदेव मूर्तोऽपि भवतु, न चेद् मूर्त , घटवदनित्योऽपि मा भूदिति शब्द धर्मान्तरोत्कर्षमापादयति। अपकर्षस्तु घटं कृतक

અયોગ્ય )છે તેથી શબ્દ પણ અશ્રાવણ માનવો પડશે જો શબ્દ અશ્રાવણ નથી તો ઘટની જેમ અનિત્ય પણ માનવો ન જોઇએ 'આ પ્રમાણે દિશા સૂચનરૂપે ચાર જાતિ દર્શાવી બાકીની વીશ જાતિ પણ ન્યાયગ્રંથમાંથી જાણી લેવી અહી ઉપયોગી ન હોવાથી દર્શાવી નથી [1]

---

૧ બાકીની વીશનુ કઇક સ્વરૂપ આ પ્રમાણે છે (૫) વર્ણ્ય – સાધ્યધર્મ અને દૃષ્ટાતધર્મ સમાન હોવા જરૂરી છે તેથી સાધ્યધર્મ વર્ણ્ય=કહેવા યોગ્ય અર્થાત્ અસિદ્ધ હોવાથી સિદ્ધ કરવા યોગ્ય છે તો દૃષ્ટાતધર્મ પણ અસિદ્ધ અને વર્ણ્ય હોવો જોઇએ આ વર્ણ્યનો પ્રસગ દેવાપૂર્વક ખડન કરવુ તે વર્ણ્યસમા (૬) આનાથી વિપરીત જો દૃષ્ટાતધર્મ સ્વયસિદ્ધ હોવાથી સાધ્ય તરીકે વર્ણ્ય નથી, તો સાધ્યધર્મ પણ સ્વયસિદ્ધ જ હોવો જોઇએ અહીં અવર્ણ્ય પ્રસગ દેવાદ્વારા નિરાસ થતો હોઇ આને અવર્ણ્યસમાજાતિ કહે છે સામાન્યથી સાધ્યધર્મ વર્ણ્ય હોય છે અને દૃષ્ટાતધર્મ અવર્ણ્ય હોય છે તેથી પ્રતિવાદી કહે, ઘટમા રહેલો કૃતકત્વધર્મ કુભારઆદિથી જન્યતરીકે પ્રસિદ્ધ છે જ્યારે શબ્દનિષ્ઠકૃતકત્વધર્મ ઓષ્ઠતાલ્વાદિજન્યતરીકે હજી અસિદ્ધઅવસ્થામા છે આમ સાધ્યધર્મ કૃતકત્વ અને દૃષ્ટાતધર્મ કૃતકત્વ સમાન ને બદલે વિપરીત હોવાથી દૃષ્ટાતધર્મ સાધ્યધર્મને સિદ્ધ કરવામા અસમર્થ છે (કાતો સાધ્યધર્મ સિદ્ધ હો યા તો દૃષ્ટાન્ત ધર્મ અસિદ્ધ હો, એવો આશય છે ) (૭) બીજા ધર્મોનો વિકલ્પ કરીને ખડન કરવુ તે વિકલ્પસમા જાતિ જેમ કે રૂની શય્યા વગેરે કેટલાક કૃતક=કાર્યો મૃદુ છે, જ્યારે કુહાડીવગેરે કેટલાક કાર્યો કઠિન છે તેમ કેટલાક ઘટ વગેરે કાર્યોને અનિત્ય અને શબ્દાદિ કાર્યોને નિત્ય માનવામા વાધો નથી તેથી કૃતકત્વ હેતુથી શબ્દને અનિત્ય ઠેરવવો વ્યાજબી નથી (૮) દૃષ્ટાતમા સાધ્યની સમાનતા દર્શાવવી તે સાધ્યસમા. જેમ કે જો જેવો ઘડો તેવો શબ્દ હોય ( કૃતકત્વરૂપે સમાન હોવાથી ) તો જેવો શબ્દ તેવો ઘડો પણ થવો જોઇએ તેથી શબ્દ સાધ્ય હોવાથી ઘડો પણ સાધ્ય બનવો જોઇએ તેથી ઘડો દૃષ્ટાતરૂપે અયોગ્ય છે અને જો ઘડો સાધ્ય નથી તો સાધ્યથી વિલક્ષણ હોવાથી દૃષ્ટાત તરીકે પણ અયોગ્ય છે (૯–૧૦) પ્રાપ્તિ– અપ્રાપ્તિના વિકલ્પ ઉઠાવીને પ્રતિરોધ કરવો તે પ્રાપ્ત્યપ્રાપ્તિ જાતિ. તે આ પ્રમાણે → કૃતકત્વ (=કાર્યત્વ) સાધન સાધ્યને પ્રાપ્ત કરીને સાધશે કે અપ્રાપ્ત કરીને ? જો પ્રાપ્ત કરીને એમ કહેશો, તો પ્રાપ્તિ તો બે વિદ્યમાનની જ હોય, તેથી બન્ને સત્ બનશે તો કોણ કોનુ સાધ્ય કે સાધન ? અને જો સાધ્યને પ્રાપ્ત કર્યા વિના (=અપ્રાપ્ય) સિદ્ધ કરશે તો અતિપ્રસગદોષ છે (૧૧) અનવસ્થાદિપ્રસગ આપવા દ્વારા જે પ્રત્યવસ્થાન તે પ્રસગસમ જાતિ જેમ કે જો અનિત્યતા માટે કૃતકત્વ સાધન છે, તો કૃતકત્વ માટે કોણ સાધન ? તેને માટે કોણ સાધન ઇત્યાદિ (૧૨) સાધ્યના અભાવનુ સાધક દૃષ્ટાત આપવુ તે પ્રતિદૃષ્ટાન્તજાતિ. વાદી કહે→ 'શબ્દ અનિત્ય છે કેમ કે પ્રયત્નપૂર્વક છે જેમ કે ઘડો' ત્યારે જાતિવાદી કહે → 'અનિત્ય ઘડો જેમ પ્રયત્નપૂર્વક છે તેમ નિત્ય એવુ આકાશ પણ પ્રયત્નપૂર્વક છે કૂવો ખોદવાવગેરેથી આકાશ થાય છે ત્યા પ્રયત્ન દેખાય છે ' પ્રથમ દેખાવે આ જાતિ અનૈકાતિક હેત્વાભાસતુલ્ય દેખાય, પણ તેમ નથી અનૈકાતિકસ્થળે હેતુની વિપક્ષમા વૃત્તિ બતાવાય છે, જ્યારે અહી પ્રતિદૃષ્ટાત દ્વારા વ્યભિચાર પ્રદર્શિત કર્યો છે (૧૩) અનુત્પત્તિદ્વારા વિરોધ બતાવવો તે અનુત્પત્તિસમા જાતિ જેમ કે શબ્દરૂપપક્ષ પોતે અનુત્પન્ન હોઇ તેમા કૃતકત્વધર્મ શી રીતે રહેશે ! (૧૪) સાધ્યસમા કે વૈધર્મ્યસમાજાતિ જ્યારે સશયપૂર્વક દર્શાવાય ત્યારે સશયસમા જાતિ કહેવાય જેમ કે ઘટના સાધર્મ્યથી અને આકાશના વૈધર્મ્યથી કૃતક હોવાથી શબ્દ અનિત્ય છે કે, ઘટના વૈધર્મ્ય અને આકાશના સાધર્મ્યથી અમૂર્ત હોવાથી નિત્ય છે ? (૧૫) સત્પ્રતિપક્ષને દર્શાવવા સાધ્યસમ કે વૈધર્મ્યસમજાતિનો પ્રયોગ કરવો તે પ્રકરણસમા જાતિ વાદી કહે→–"શબ્દ અનિત્ય છે કેમ કે કૃતક છે જેમ કે ઘડો" ત્યારે જાતિવાદી કહે→ "શબ્દ નિત્ય છે કેમ કે શ્રવણયોગ્ય છે જેમ કે શબ્દત્વ" અહી ઉત્થાનનો ભેદ જ ભિન્ન જાતિ માનવામા હેતુ છે (૧૬) હેતુની ત્રૈકાલિક અનુપપત્તિ બતાવવી તે હેતુસમા જાતિ જેમ કે હેતુ સાધ્યથી પહેલા, પછી કે સાથે રહે છે ? જો સાધ્યની પહેલા હોય, તો હેતુકાળે સાધ્ય અસત છે તેથી હેતુ કોનુ સાધન બનશે? જો સાધન સાધ્યની પછી હોય, તો સાધનની પહેલા જ સાધ્ય સિદ્ધ છે તેથી સાધન પ્રયોજનહીન છે અને જો બન્ને સાથે જ હોય તો ગાયના બે શિગડાની જેમ કોણ સાધન ? અને કોણ સાધ્ય ? (૧૭) અર્થાપત્તિ આપવી તે અર્થાપત્તિસમા જાતિ છે જો અનિત્યની સાથે કૃતકત્વના સાધર્મ્યથી અર્થાપત્તિથી અનિત્યતા સિદ્ધ કરો છો, તો નિત્ય એવા આકાશસાથે અમૂર્તત્વના સાધર્મ્યથી અર્થાપત્તિથી નિત્ય સિદ્ધ થશે (૧૮) સર્વત્ર અવિશેષની આપત્તિ આપવી તે અવિશેષસમા જાતિ જેમ કે શબ્દ અને ઘટ 'કૃતકત્વ' રૂપ એકધર્મથી અવિશેષ – તુલ્ય માનવામા આવે, તો બધા જ પદાર્થો પ્રમેયત્વાદિને આગળ

सन् अश्रावणो दृष्ट , एव शब्दोऽप्यस्तु, नो चेद् घटवदनित्योऽपि मा भूदिति शब्दे श्रावणत्वधर्ममपकर्पतीति। इत्येताश्चतस्रो दिङ्मात्रदर्शनार्थ जातय उक्ता । एव शेषा अपि विशतिरक्षपादशास्त्रादवसेया । अत्र त्वनुपयोगित्वाद् न लिखिता ॥

तथा विप्रतिपत्तिरप्रतिपत्तिश्च निग्रहस्थानम् । तत्र विप्रतिपत्ति साधनाभासे साधनवुद्धि, दूपणाभासे च दूपणवुद्धिरिति। अप्रतिपत्ति साधनस्यादूपण, दूपणस्य चानुद्धरणम् । तच्च निग्रहस्थान द्वाविशतिविधम्। तद्यथा– प्रतिज्ञाहानि , प्रतिज्ञान्तरम्, प्रतिज्ञाविरोध , प्रतिज्ञासन्यास , हेत्वन्तरम्, अर्थान्तरम्, निरर्थकम्, अविज्ञातार्थम्,

## નિગ્રહ સ્થાનોનુ સ્વરૂપ

**નિગ્રહસ્થાન** = પરાજય સ્થાન વિપ્રતિપત્તિ અને અપ્રતિપત્તિ–આ બે પરાજય સ્થાન છે **વિપ્રતિપત્તિ** – સાધનાભાસ (=હેત્વાભાસમા) હેતુની બુદ્ધિ અને દૂષણાભાસમા દૂષણની બુદ્ધિ એટલે કે વાદી અનુમાનપ્રયોગ સ્થળે દુષ્ટહેતુને સદ્હેતુ તરીકે માની સ્થાપે અથવા તો પ્રતિવાદી સદ્હેતુને દુષ્ટહેતુ કલ્પી દૂષણ બતાવે ત્યારે વિપ્રતિપત્તિ કહેવાય **અપ્રતિપત્તિ :–** વાદીના દુષ્ટહેતુમા દૂષણ ન લગાડવુ અને પ્રતિવાદીના સદ્હેતુમા પણ દૂષણ આવે તો તેનો ઉદ્ધાર ન કરવો આ બન્ને અપ્રતિપત્તિ છે નિગ્રહસ્થાનના ૨૨ ભેદ છે ૧ પ્રતિજ્ઞાહાનિ, ૨ પ્રતિજ્ઞાન્તર, ૩ પ્રતિજ્ઞાવિરોધ, ૪ પ્રતિજ્ઞાસન્યાસ, ૫ હેત્વન્તર, ૬ અર્થાન્તર, ૭ નિરર્થક, ૮ અવિજ્ઞાતાર્થ, ૯ અપાર્થક, ૧૦ અપ્રાપ્તકાળ, ૧૧ ન્યૂન, ૧૨ અધિક, ૧૩ પુનરુક્ત, ૧૪ અનનુભાષણ, ૧૫ અજ્ઞાન, ૧૬

---

કરીને અવિશેષ જ થઇ જશે (૧૯) ઉપપત્તિસમા જાતિ જેમ કે કૃતકત્વની ઉપપત્તિથી અનિત્યતા સિદ્ધ કરો છો ( અર્થાત્ જો અનિત્ય ન હોય તો કૃતકત્વ અનુપપન્ન થઇ જાય) તો અમૂર્તત્વની ઉપપત્તિદ્વારા નિત્યતા પણ સિદ્ધ થશે (૨૦) ઉપલબ્ધિસમા જાતિ વાદી કહે શબ્દ અનિત્ય છે, કેમ કે પ્રયત્નપૂર્વક છે ત્યારે જાતિવાદી કહે " અહી પ્રયત્નપૂર્વકત્વ સાધન બની ન શકે કેમ કે પવનના વેગથી વનસ્પતિના ભાગવા વગેરેથી ઉત્પન્ન થતો શબ્દ પ્રયત્નજન્ય નથી અને સાધન તે જ બને કે, જેના વિના સાધ્ય ઉપલબ્ધ ન થાય " (૨૧) અનુપલબ્ધિસમા જાતિ=ઉપરોક્ત અનુમાનમા જ પ્રયત્નપૂર્વકત્વહેતુ દર્શાવતી વખતે જાતિવાદી કહે → "શબ્દ પ્રયત્નજન્ય નથી કેમ કે ઉચ્ચારણ પહેલા પણ હતો પરતુ આવરણ હોવાથી દેખાતો ન હતો શકા – આવરણ ઉપલબ્ધ થતુ નથી ત્યારે પણ શબ્દ ઉપલબ્ધ થતો નથી, માટે ઉચ્ચારણ પહેલા શબ્દ નથી સમાધાન – આવરણની જે અનુપલબ્ધિ છે તે સ્વવિષયક પણ છે કે નહી? અર્થાત્ અનુપલબ્ધિ પોતાની અનુપલબ્ધિમા પણ હેતુ છે કે નહી? જો હેતુ છે, તો અનુપલબ્ધિના કારણે જેમ આવરણ ઉપલબ્ધ નથી; તેમ અનુપલબ્ધિ પણ ઉપલબ્ધ ન થાય કેમ કે તેની પોતાની પણ અનુપલબ્ધિ છે તેથી આવરણની અનુપલબ્ધિ ઉપલબ્ધ થતી ન હોવાથી અનુપલબ્ધિનો અભાવ છે તેથી આવરણની ઉપલબ્ધિ સિદ્ધ થાય છે આમ આવરણની ઉપલબ્ધિ હોવાથી જ ઉચ્ચારણની પહેલા શબ્દ ગ્રહણ થતો નથી અને જો આવરણની અનુપલબ્ધિ સ્વની અનુપલબ્ધિમા હેતુ નથી અર્થાત્ અનુપલબ્ધિ પોતે જો અનુપલબ્ધિરૂપ નથી, તો સ્વરૂપહીન થવાથી અસત્ બનશે આમ અનુપલબ્ધિનો અભાવ થવાથી પણ આવરણની ઉપલબ્ધિ સિદ્ધ થશે આમ બન્ને પ્રકારે ઉચ્ચારણ પહેલા શબ્દનુ આવરણ સિદ્ધ થાય છે અને તેથી શબ્દ નિત્ય સિદ્ધ થાય છે (૨૨) નિત્યસમા જાતિ 'શબ્દ અનિત્ય છે એવી પ્રતિજ્ઞા વાદી કરે ત્યારે જાતિવાદી કહે " અનિત્યતા કેવી છે? નિત્ય છે કે અનિત્ય છે? જો અનિત્ય છે તો અનિત્યતાનો નાશ અવશ્ય છે તેથી અનિત્યતા જવાથી શબ્દ નિત્ય સિદ્ધ થાય છે જો અનિત્યતા નિત્ય છે તો પણ અનિત્યતા એ ધર્મરૂપ છે અને નિરાશ્રય રહી ન શકે તેથી અનિત્યતા ધર્મને નિત્ય રહેવુ હોય તો સ્વધર્મી શબ્દને પણ નિત્ય રાખવો પડશે કેમ કે અનિત્યધર્મીનો ધર્મ નિત્ય ન હોઇ શકે તેથી શબ્દ નિત્ય સિદ્ધ થાય છે " (૨૩) અનિત્યસમા જાતિ જો શબ્દનો કૃતકત્વધર્મ ઘટતુલ્ય દેખાય છે તેથી શબ્દ પણ ઘટની જેમ અનિત્ય છે, તેમ માનશો, તો જગતના બધા જ પદાર્થો અસ્તિત્વ વગેરે કોઇક ધર્મથી ઘટતુલ્ય છે જ તેથી બધા જ પદાર્થો અનિત્ય સિદ્ધ થશે બીજા પદાર્થોમાં અનિત્યતા માન્ય ન હોય તો શબ્દમા પણ અનિત્યતા માન્ય ન બને (૨૪) પ્રયત્નના 'ઉત્પત્તિ' 'અભિવ્યક્તિ' વગેરે ઘણા કાર્યો દેખાડીને ખડન કરવુ તે કાર્યસમા જાતિ જેમ કે જાતિવાદી કહે → પ્રયત્ન બે પ્રકારે છે (૧) પ્રયત્ન કેટલીકવાર અસત્‌ને જ ઉત્પન્ન કરે છે જેમ કે ઘડાને (૨) જ્યારે કેટલીકવાર વિદ્યમાન વસ્તુના જ આવરણને દૂર કરી તે વસ્તુને પ્રકાશિત કરે છે જેમ કે ગર્ભમા રહેલા પુત્રની પ્રસૂતિ આમ આ પ્રયત્નના કાર્યો ભિન્ન ભિન્ન હોવાથી પ્રયત્ન શબ્દને ઉત્પન્ન કરે છે કે માત્ર અભિવ્યક્ત કરે છે? આ રીતે સશય ઊભો કરવો

अपार्थकम्, अप्राप्तकालम्, न्यूनम्, अधिकम्, पुनरुक्तम्, अननुभाषणम्, अज्ञानम्, अप्रतिभा, विक्षेप, मतानुज्ञा, पर्यनुयोज्योपेक्षणम्, निरनुयोज्यानुयोग, अपसिद्धान्त, हेत्वाभासाश्च। तत्र हेतावनैकान्तिकीकृते प्रतिदृष्टान्तधर्मं स्वदृष्टान्तेऽभ्युपगच्छत प्रतिज्ञाहानिर्नाम निग्रहस्थानम्। यथा अनित्य शब्द, ऐन्द्रियकत्वाद, घटवदिति प्रतिज्ञासाधनाय वादी वदन्, परेण सामान्यमैन्द्रियकमपि नित्य दृष्टमिति हेतावनैकान्तिकीकृते, यद्येव ब्रूयात् → सामान्यवद् घटोऽपि नित्यो भवत्विति, स एव ब्रुवाण शब्दाऽनित्यत्वप्रतिज्ञा जह्यात्। प्रतिज्ञातार्थप्रतिषेधे परेण कृते तत्रैव धर्मिणि धर्मान्तर साधनीयमभिदधत प्रतिज्ञान्तर नाम निग्रहस्थान भवति। अनित्य शब्द ऐन्द्रियकत्वादित्युक्ते, तथैव सामान्येन व्यभिचारे चोदिते, यदि ब्रूयाद् → युक्त यत् सामान्यमैन्द्रियक नित्यम्, तद्धि सर्वगतम्, असर्वगतस्तु शब्द इति। तदिद शब्देऽनित्यत्वलक्षणपूर्वप्रतिज्ञात प्रतिज्ञान्तरमसर्वगत शब्द इति निग्रहस्थानम्। अनया दिशा शेषाण्यपि विज्ञेयानि।

---

અપ્રતિભા, ૧૭ વિક્ષેપ, ૧૮ મતાનુજ્ઞા, ૧૯ પર્યનુયોજ્ય ઉપેક્ષા, ૨૦ નિરનુયોજ્ય અનુયોગ, ૨૧ અપસિદ્ધાંત, ૨૨. હેત્વાભાસ (અહીં ૧. અનનુભાષણ, ૨ અજ્ઞાન, ૩ અપ્રતિભા, ૪ વિક્ષેપ, ૫. મતાનુજ્ઞા, ૬ પર્યનુયોજ્યઉપેક્ષા આ છ અપ્રતિપત્તિરૂપ છે બાકીના સોળ વિપ્રતિપત્તિરૂપ છે ) (૧) પ્રતિવાદી જ્યારે હેતુમાં અનૈકાંતિકતા દર્શાવે ત્યારે પ્રતિવાદીએ દર્શાવેલ પ્રતિદૃષ્ટાંતમાં રહેલા ધર્મને વાદી સ્વદૃષ્ટાંતમાં સ્વીકારે ત્યારે પ્રતિજ્ઞાહાનિ નિગ્રહસ્થાન આવે કારણ કે તેથી પક્ષમા સાધ્ય તરીકે પ્રતિજ્ઞાતધર્મની સિદ્ધિને હાનિ પહોંચી જાય છે જેમ કે વાદી 'શબ્દ અનિત્ય છે કેમ કે ઐન્દ્રિયક (=ઇન્દ્રિયનો વિષય) છે જેમ કે ઘડો' એવી પ્રતિજ્ઞા કરે ત્યારે પ્રતિવાદી "સામાન્ય (=જાતિ) ઐન્દ્રિયક છે છતાં નિત્ય છે " એવા દૃષ્ટાંતથી ઐન્દ્રિયકત્વહેતુમા અનૈકાંતિકતા દર્શાવે ત્યારે વાદી કહે 'તો પછી સામાન્યની જેમ ઘડો પણ નિત્ય થાવ' આમ કહેવાથી હેતુ અને દૃષ્ટાંત અનિત્યતાના વિરોધી થવાથી શબ્દ અનિત્ય છે તેવી પ્રતિજ્ઞાનો જ ત્યાગ થઇ જશે.

(૨) પ્રતિજ્ઞાન્તર :- હેતુની અનૈકાંતિકતા દર્શાવવાથી પ્રતિજ્ઞા ખંડિત થાય ત્યારે વાદી પક્ષગત અન્યધર્મની પ્રતિજ્ઞા કરે; તો પ્રતિજ્ઞાન્તરનિગ્રહસ્થાન આવે પ્રતિવાદી ઉપરોક્ત વ્યભિચાર દર્શાવે ત્યારે વાદી કહે, "ઐન્દ્રિયક સામાન્ય નિત્ય છે, તે બરાબર છે, પરતુ સામાન્ય સર્વગત છે જ્યારે શબ્દ અસર્વગત છે" અહીં 'શબ્દ અનિત્ય' એવી જે અગાઉ પ્રતિજ્ઞા હતી, તેના સ્થાને શબ્દ અસર્વગત છે તેવી પ્રતિજ્ઞા થઇ તેથી પ્રતિજ્ઞાન્તરનિગ્રહસ્થાન બનશે આ પ્રમાણે જ બીજા નિગ્રહસ્થાનોનુ સ્વરૂપ અન્યત: જાણી લેવું[1] આ પ્રમાણે

---

૧ બીજા નિગ્રહસ્થાનોનું સ્વરૂપ. (૩) પ્રતિજ્ઞા અને હેતુમાં પરસ્પર વિરોધ આવે તો પ્રતિજ્ઞાવિરોધ કહેવાય. જેમ કે ''ગુણ દ્રવ્યથી ભિન્ન છે કેમ કે પૃથક્‌ઉપલબ્ધ થતા નથી '' અહીં હેતુ અભિન્નતા સાધક હોવાથી પ્રતિજ્ઞાવિરોધ છે વિરુદ્ધ હેત્વાભાસમાં પણ આ સમ્મિલિત થઇ શકે છે (૪) પોતાની પ્રતિજ્ઞા છોડી દેવી તે પ્રતિજ્ઞાસન્યાસ છે જેમ કે ''મે આ પ્રમાણે કહ્યું જ ક્યાં છે '' વગેરે. (૫) હેતુ ખંડિત થાય ત્યારે હેતુમાં વિશેષણ જોડવું તે હેત્વન્તર છે જેમ કે ''શબ્દ અનિત્ય છે કેમકે ઇન્દ્રિયનો વિષય છે '' અહીં ઘટત્વ વગેરે સામાન્યને લઇને દોષ આવે છે તેથી હેતુમાં ઉમેરે 'સામાન્યવાળો હોવાપૂર્વક ઇન્દ્રિયનો વિષય છે ઘટત્વજાતિ સામાન્ય છે પણ સામાન્યવાળી નથી. તેથી સામાન્ય (જાતિ) ને લઇને દોષ આવશે નહીં ' આ રીતે ઇચ્છામુજબ હેતુમા વિશેષણ જોડવામા આવે તો 'વ્યભિચારદોષ જ નેસ્તનાબૂદ થાય અને મૂળ હેતુ માર્યો જાય કેમકે વ્યભિચાર દેખાય એટલે તે ટાળવા વિશેષણ જોડી દેવાય તેથી મૂળહેતુમાં વિશેષણ જોડવાથી આ દોષ આવે (૬) પ્રસ્તુતમાં જે વિષયઅંગે વાદ ચાલતો હોય, તેની સાથે સંબંધ ન રાખનાર વચન અર્થાન્તર છે જેમ કે વાદીનાં હેતુનુ ખંડન થઇ શકે તેમ ન હોય, તો હેતુની વ્યુત્પત્તિ અંગે વાદ કરવા બેસે. જેમ કે ''હેતુ શબ્દ કયા ધાતુથી નિષ્પન્ન છે ?'' વગેરે. (૭) અર્થહીન શબ્દોને ઉચ્ચારવા એ 'નિરર્થક' છે જેમ કે ''શબ્દ અનિત્ય છે કેમ કે ક,ખ, ઘ, ઙ છે, જેમ કે ચ, છ, જ, ઝ'' (૮) એવો શબ્દપ્રયોગ કરવો કે જે ત્રણવાર કહેવા છતાં પ્રતિવાદી કે સભા સમજી ન શકે આ અવિજ્ઞાતાર્થ છે જેમ કે 'જંગલનાં રાજાના આકારવાળી વસ્તુનાં ખાદ્યનાં શત્રુનો શત્રુ અહીં છે ' અર્થાત્ જંગલનો રાજા વાઘ તેનાં આકારવાળી વસ્તુ બિલાડી, તેનો

इह तु न लिखितानि, पूर्वहेतोरेव। इत्येव मायाशब्देनात्र छलादित्रय सूचितम्। तदेव परवञ्चनात्मकान्यपि छलजातिनिग्रहस्थानानि तत्त्वरूपतयोपदिशतो अक्षपादर्षेर्वैराग्यव्यावर्णन तमस प्रकाशात्मकत्वप्रख्यापनमिव कथमिव नोपहसनीयम् ॥ इति काव्यार्थ ॥१०॥

માયા શબ્દથી સૂચિત છળ-જાતિ અને નિગ્રહસ્થાન પરવચનાત્મક છે, છતા પણ તેઓનો તત્ત્વ તરીકે ઉપદેશ દેતા અક્ષપાદઋષિના વૈરાગ્યનુ વર્ણન કરવુ એ અધકારને પ્રકાશરૂપે પ્રખ્યાત કરવા જેવુ છે અને ઉપહાસપાત્ર શા માટે ન બને ?

**આ પ્રમાણે દસમા કાવ્યનો અર્થ પૂર્ણ થયો**

---

ખાદ્ય (=ભોજન) ઉંદર, તેનો દુશ્મન સાપ તેનો શત્રુ મોર અહી છે (૯) પૂર્વાપરના સબધ વિનાનુ અગડ બગડ બોલવુ 'અપાર્થક' છે 'જેમ કે કલકતામા વરસાદ પડ્યો કોયલને દાત નથી મુબઈ મોટું શહેર છે ' વગેરે (૧૦) પ્રતિજ્ઞા-હેતુ-ઉદાહરણ ઉપનય અને નિગમન આ પાચ ક્રમરહિત કહેવા એ 'અપ્રાપ્તકાળ' છે આનાથી ન પોતે સમજી શકે કે નહી બીજા જેમ કે જે જે ધૂમવાન હોય તે અગ્નિમાન્ હોય, જેમ કે રસોડું (ઉદાહરણ), પર્વત ધૂમાડાવાળો છે (હેતુ) તેથી અગ્નિવાળો છે (પ્રતિજ્ઞા) પર્વત અગ્નિવાળો છે (નિગમન) પર્વત અગ્નિને વ્યાપ્ય ધૂમાડાવાળો છે (ઉપનય) (૧૧) અનુમાનમા પ્રતિજ્ઞાદિ પાચ અવયવોમાથી એકાદ અવયવ ન બતાવે તો 'ન્યૂન' દોષ છે કેમ કે પાચે અવયવ ભેગા મળીને જ સમાન રીતે બીજાને અનુમાનનો બોધ કરાવી શકે (૧૨) એક હેતુ કે ઉદાહરણથી ચાલી શકે ત્યા વધુ હેતુ કે ઉદાહરણ બતાવવા એ 'અધિક' દોષ છે જેમ કે પર્વત અગ્નિવાળો છે, કેમ કે ધૂમાડાવાળો છે, જેમ કે રસોડુ, યજ્ઞની વેદિકા, વગેરે (૧૩) શબ્દ કે અર્થને ફરીથી દર્શાવવા તે પુનરુક્ત છે અનુવાદને માટે ફરી ઉચ્ચાર કરવામા દોષ નથી શબ્દથી પુનરુક્તિ- 'શબ્દ અનિત્ય છે શબ્દ અનિત્ય છે ' અર્થથી પુનરુક્તિ→ 'શબ્દ અનિત્ય છે ' 'ધ્વનિ વિનાશી છે ' અનુવાદ=ફરીથી કથન જેમ કે નિગમનમા પ્રતિજ્ઞાનુ જ ફરીથી કથન છે તે અનુવાદ કહેવાય પણ તે પુનરુક્તિ દોષયુક્ત નથી (૧૪) સભા સમજી ગઈ હોય અને વાદીએ પણ ત્રણવાર ઉચ્ચાર કર્યો હોય છતાં પ્રતિવાદી તેનો ફરીથી ઉચ્ચાર=અનુવાદ ન કરે, તો 'અનનુભાષણ' દોષ પોતે પ્રત્યુચ્ચાર ન કરે તો દૂષણ કોને આશ્રયીન બનાવી શકે? (૧૫) એ જ રીતે પર્ષદાને ખ્યાલ આવી ગયો હોય, અને વાદીએ ત્રણવાર ઉચ્ચાર કર્યો હોય, છતા પ્રતિવાદી સમજી ન શકે તે 'અજ્ઞાન' દોષ (૧૬) વાદીના પક્ષને સમજી જવા છતા અને પ્રત્યુચ્ચાર કર્યો હોવા છતા, જવાબ ન સૂઝે તે 'અપ્રતિભા' દોષ (૧૭) પોતાના પક્ષને સિદ્ધ કરવો અશક્યપ્રાય લાગે ત્યારે બીજા આવશ્યક કાર્યના બહાના હેઠળ વાદનો ઉચ્છેદ કરવો તે 'વિક્ષેપ' દોષ જેમ કે ''અત્યત તૃષાથી મારુ ગળુ સૂકાઈ રહ્યું છે' વગેરે જવાબ દેવા (૧૮) સ્વપક્ષમા દર્શાવેલા દોષનો ઉદ્ધાર કર્યા વિના જ તે દોષ પરપક્ષમા દર્શાવવા એ 'મતાનુજ્ઞા' નિગ્રહસ્થાન છે વાદી કહે ''તમે ચોર છો, કેમ કે પુરુષ છો જેમ કે કોઈક પ્રસિદ્ધ ચોર' ત્યારે પ્રતિવાદી આ કથનને ખડિત કર્યા વિના જ કહે 'તો તમે પણ ચોર છો, કેમ કે પુરુષ છો ' આમ કહેવાથી પોતે તો ચોર છે તેમ સ્વીકાર થઈ જ ગયો આ 'મતાનુજ્ઞા' કહેવાય (૧૯) ઉપરોક્ત દોષ કે હેત્વાભાસાદિના કારણે વાદી નિગ્રહયોગ્ય હોવા છતા તેનો નિગ્રહ ન કરે તો, 'પર્યનુ યોજ્યઉપેક્ષા' નામનુ નિગ્રહસ્થાન પ્રાપ્ત થાય નિગ્રહની ઉપપત્તિ દર્શાવવા દ્વારા અવશ્ય દર્શાવવુ કે ''આ નિગ્રહસ્થાનથી તમારો નિગ્રહ થાય છે '' આ પર્યનુયોજ્ય કહેવાય આમા ઉપેક્ષા કરનાર પોતે આ નિગ્રહસ્થાનથી નિગૃહીત થાય છે (૨૦) નિગ્રહસ્થાન ન હોય ત્યા નિગ્રહસ્થાનનો આક્ષેપ કરવો, તે 'નિરનુયોજ્યાનુયોગ' નિગ્રહસ્થાન સદ્દહેતુ વગેરેથી અનિગૃહ્ય હોય છતા 'આ દોષથી તમારો નિગ્રહ થાય છે'' તેમ કહેવામા અદુષ્ટમા દોષનો ઉદ્ભવ કરવાથી આ નિગ્રહસ્થાન આવે (૨૧) સ્વીકૃતસિદ્ધાન્તથી વિરુદ્ધ કથન અથવા જેમ તેમ અનિયમિતરૂપે કથન 'અપસિદ્ધાન્ત' છે જેમ કે સત્નો ઉત્પાદ કે નાશ નથી, એમ સ્વીકારી આત્માનાં નાશનુ પ્રતિપાદન કરવું (૨૨) અસિદ્ધ, વિરુદ્ધ, અનૈકાતિક, કાલાત્યયાપદિષ્ટ અને પ્રકરણસમ આ પાચ હેત્વાભાસ છે પ્રકરણસમ=સત્પ્રતિપક્ષ કાલાત્યયાપદિષ્ટ=બાધ



अधुना मीमांसकभेदाभिमत वेदविहितहिंसाया धर्महेतुत्वमुपपत्तिपुरस्सरं निरस्यन्नाह –

**न धर्महेतुर्विहितापि हिंसा नोत्सृष्टमन्यार्थमपोद्यते च ।**
**स्वपुत्रघाताद् नृपतित्वलिप्सा सब्रह्मचारि स्फुरित परेषाम् ॥११॥**

इह खल्वर्चिमार्गप्रतिपन्थिधूममार्गाश्रिता जैमिनीया इत्थमाचक्षते । या हिंसा गार्ध्याद् व्यसनितया वा क्रियते सैवाधर्मानुबन्धहेतुः, प्रमादसंपादितत्वात् शौनिकलुब्धकादीनामिव । वेदविहिता तु हिंसा प्रत्युत धर्महेतुः, देवतातिथिपितृणां प्रीतिसंपादकत्वात्, तथाविधपूजोपचारवत् । न च तत्प्रीणनमसिद्धम् । कारीरीप्रभृतियज्ञानां स्वसाध्ये वृष्ट्यादिफले यः खल्वव्यभिचारः, स तत्प्रीणितदेवताविशेषानुग्रहहेतुकः । एवं त्रिपुरार्णवोक्तं छगलजाङ्गलहोमात

### વેદવિહિત હિંસાની ધર્મહેતુતાનુ નિરાકરણ

હવે મીમાસકોના એક ભેદને માન્ય વેદવિહિત હિંસા ધર્મરૂપ નથી, તે સયુક્તિક સિદ્ધ કરતા કહે છે–

કાવ્યાર્થ – વિહિત = વેદવિહિત પણ હિંસા ધર્મ માટે હેતુ બની ન શકે કેમ કે 'હિંસા ધર્મનો હેતુ નથી' તેવા ઉત્સર્ગવચનને વિરોધ આવે છે વળી સમાનાર્થક=સમાન ઉદ્દેશવાળો અપવાદ જ ઉત્સર્ગને બાધ કરે વેદવિહિતહિંસા અન્યાર્થક = અન્ય ઉદ્દેશવાળી હોવાથી ઉત્સર્ગને બાધિત ન કરી શકે તેથી તેઓની આવી કલ્પનાઓ 'પોતાના પુત્રને મારી રાજા થવાની ઇચ્છા જેવી છે'

### મીમાસકમતે વેદવિહિતહિંસા ધર્મરૂપ

મીમાસકોના બે ભેદ છે (૧) અર્ચિમાર્ગી, (૨) ધૂમમાર્ગી અહીં અર્ચિમાર્ગના પ્રતિપક્ષ એવા ધૂમમાર્ગને માનનાર મીમાસકોના મતની ચર્ચા છે આ મતના આદ્યપ્રણેતા જૈમિનિત્રષિ હતા તેથી આ મત અને આ મતના અનુયાયીઓ જૈમિનીય અને પૂર્વમીમાસક તરીકે ઓળખાય છે તેઓનો મત છે કે, ગૃદ્ધિ = (આસક્તિ) થી કે વ્યસનથી જે હિંસા કરાય છે, તે જ હિંસા અધર્મના અનુબન્ધમા હેતુ છે કેમ કે પ્રમાદજનિત છે જેમ કે કસાઇ કે શિકારી એ કરેલી હિંસા *'વેદમા વિહિત કરેલી હિંસા ધર્મમા હેતુ છે (પ્રતિજ્ઞા) કેમ કે દેવતા, અતિથિ અને પિતરો (=પૂર્વજો) ને પ્રીતિસપાદક છે (હેતુ) જેમ કે તેવા પ્રકારનો પૂજાનો ઉપચાર (દ્દષ્ટાત) ભાવ* – જેમ દેવતાવગેરેની પૂજા દેવતાવગેરેને પ્રસન્ન કરે છે, તેમ વેદવિહિતહિંસા પણ દેવતાવગેરેને પ્રસન્ન કરે છે તથા દેવતાવગેરેની પ્રસન્નતાથી ધર્મ પ્રાપ્ત થાય છે તેથી વેદવિહિતહિંસા દેવતાવગેરેની પ્રસન્નતાને દ્વાર (=વ્યાપાર) બનાવીને ધર્મનો હેતુ બને છે ઉપરોક્ત અનુમાનમા દર્શાવેલો "તેઓને (=દેવતાવગેરેને) પ્રીતિસપાદક છે" –એવો હેતુ અસિદ્ધ નથી કેમ કે કારીરી (વરસાદમાટેનો યજ્ઞ) વગેરે યજ્ઞોના સ્વસાધ્ય વૃષ્ટિવગેરે ફળો અવ્યભિચારીરૂપે દેખાય છે અહી ફળસિદ્ધિમા તે યજ્ઞથી પ્રસન્ન થયેલા દેવતાવિશેષનો અનુગ્રહ જ હેતુ છે એ જ પ્રમાણે 'ત્રિપુરાર્ણવ' ગ્રથમા *"બકરા અને હરણના હોમથી પરરાષ્ટ્ર વશમા આવે છે"* એવુ વર્ણન છે આ ફળ પણ તે તે હોમથી ખુશ થયેલા દેવતાથી જ સપાદિત થાય છે તે જ રીતે મધુપર્ક (=દહિ, ઘી,

---

१ अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् । तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ इत्यर्चिर्मार्गः । अयमेवोत्तरमार्ग इत्यभिधीयते। भगवद्गीता । ८–२४॥ २ धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् । तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ इति धूममार्गः । अयमेव दक्षिणमार्ग इत्यप्यभिधीयते। भगवद्गीता ।८–२५ ॥ ३ कं जलमृच्छन्तीति काराः जलदास्तानीरयति प्रेरयतीति कारीरी । ४ मन्त्रशास्त्रविषयको निबन्धः ।

पर राष्ट्रवशीकृतिरपि तदनुकूलितदेवतप्रसादसंपाद्या। अतिथिप्रीतिस्तु मधुपर्कसंस्कारात्मिमास्वादजा प्रत्यक्षोपलक्ष्यैव। पितृणामपि तत्तदुपयाचितश्राद्धादिविधानेन प्रीणितात्मना स्वसन्तानवृद्धिविधानं साक्षादेव वीक्ष्यते। आगमश्चात्र प्रमाणम्। स च देवप्रीत्यर्थमश्वमेधगोमेधनरमेधादिविधानाभिधायकः प्रतीत एव। अतिथिप्रीत्यर्थं तु– *"महोक्षं वा महाजं वा श्रोत्रियायोपकल्पयेत्।"* इत्यादि[2]। पितृप्रीत्यर्थस्तु–> *"द्वौ मासौ मत्स्यमांसेन त्रीन् मासान् हारिणेन तु। औरभ्रेणाथ चतुरः शाकुनेनेह पञ्च तु"* ॥ इत्यादि[3]।

एवं पराभिप्रायं हृदि संप्रधार्याचार्यः प्रतिविधत्ते –> न धर्मेत्यादि। ॥' ॥प =वदप्रतिपादितापि। आस्तां तावदविहिता *हिंसा*–प्राणिप्राणव्यपरोपणरूपा। *न धर्महेतुः* – न धर्मानुबन्धनम्। यतोऽत्र प्रकट एव स्ववचनविरोधः। **तथाहि**। 'हिंसा चेद्, धर्महेतुः कथम्', धर्महेतुश्चेद् हिंसा कथम्।' *"श्रूयतां धर्मसर्वस्वं श्रुत्वा चैवावधार्यताम्"*[4] इत्यादि। न हि भवति माता च, वन्ध्या चेति। हिंसा कारणं, धर्मस्तु तत्कार्यमिति पराभिप्रायः। न चायं निरपायः। यतो यद् यस्यान्वयव्यतिरेकावनुविधत्ते तत् तस्य कार्यम्, यथा मृत्पिण्डादेर्घटादि। न च धर्मो हिंसात एव भवतीति प्रातीतिकम् तपोविधानदानध्यानादीनां तदकारणत्वप्रसङ्गात्॥

---

પાણી, મધ અને શર્કરાથી બનેલી વસ્તુ)ના આસ્વાદથી અતિથિનુ ચિત્ત પ્રસન્ન થાય છે, તે પ્રત્યક્ષસિદ્ધ છે તેમજ પૂર્વજો પણ તેઓના ઉચિત શ્રાદ્ધાદિથી પ્રસન્ન થાય છે અને પોતાના સંતાનની વૃદ્ધિ = આબાદી કરતા દેખાય જ છે આ પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધિ કરી આગમપ્રમાણ પણ આ વિષયમા મૌજૂદ છે આગમમા દેવને ખુશ કરવા અશ્વમેધ, ગોમેધ, નરમેધ વગેરે યજ્ઞોનુ વિધાન કરેલ જ છે અતિથિના વિષયમા કહ્યુ છે કે, *"અભ્યાગત શ્રોત્રિય (વેદપાઠી) બ્રાહ્મણને મોટો બળદ કે મોટો બકરો અર્પણ કરવો જોઇએ "* પૂર્વજોને ખુશ કરવામાટે આવુ વિધાન છે કે, *"પિતરોને માછલીના માસથી બે મહિના સુધી, હરણના માસથી ત્રણ મહિના સુધી, ઘેટાના માસથી ચાર મહિના સુધી, અને પક્ષીના માસથી પાચ મહિના સુધી તૃપ્તિ થાય છે"* વગેરે

## હિંસામા અધર્મ–ઉત્તરપક્ષ

આવા પ્રકારના બીજાઓના અભિપ્રાય હૃદયસ્થ કરીને આચાર્ય પ્રત્યુત્તર આપે છે વેદમા અવિહિત હિંસા તો પાપરૂપ છે જ પરતુ વેદમા વિહિત કરાવલી હિંસા પણ પાપરૂપ છે અને ધર્મના અનુબન્ધમા હેતુ નથી પ્રાણીઓના પ્રાણોનુ વ્યાપાદન (=નાશ કરવો)એ હિંસા છે આ હિંસાને ધર્મરૂપ માનવામા સ્વવચનવિરોધદોષ છે પરવાદીના જ વચનો છે કે,–> *'જો હિંસા છે તો ધર્મ શી રીતે ? જો ધર્મ છે તો હિંસા શી રીતે ?'* અર્થાત્ હિંસા ધર્મનુ સ્વરૂપ ન બની શકે તેમ જ ધર્મ હિંસામય બની ન શકે તેમજ *"ધર્મનુ સર્વસ્વ સાભળવુ જોઇએ અને સાભળીને અવધારણ કરવુ જોઇએ "*(અને પોતાને પ્રતિકૂળ કાર્ય બીજાઓ પ્રતિ કરવા ન જોઇએ )માતા વન્ધ્યા હોય એવુ બની શકતુ નથી તેમ હિંસા ધર્મરૂપ ન બની શકે ( કેમકે હિંસામા નિર્દયતા, અમૈત્રી અને ક્રૂરતા છે જ્યારે ધર્મ દયારૂપ, મૈત્રી રૂપ અને કોમળતામય છે ) તેથી 'હિંસા એ કારણ છે અને ધર્મ તેનુ કાર્ય છે ' એવો મીમાસકનો આશય નિર્દોષ નથી કેમ કે, જે જેના અન્વયવ્યતિરેકને અનુસરે તે તેનુ કાર્ય છે અર્થાત્ જેની હાજરીમા જે હોય અને જેના અભાવમા જે ન હોય તે તેનુ કાર્ય છે જેમ કે ઘડો મૃત્પિંડના (=માટીનો પિંડ) અન્વયવ્યતિરેકને અનુસરે છે કેમ કે મૃત્પિંડની હાજરીમા જ ઘડો હોય ,અને મૃત્પિંડના અભાવમા ઘડો ન હોય તેથી ઘડો મૃત્પિંડનુ કાર્ય છે, તેમ સિદ્ધ થાય છે આ પ્રમાણે ધર્મ હિંસાથી ઉત્પન્ન થાય છે એ પ્રતીતિસિદ્ધ

---

१ षट्कर्मनिरतो विप्रः श्रोत्रियो नाम धर्मवित् ॥ २ याज्ञवल्क्यस्मृतौ आचाराध्याय १०९। ३ मनुस्मृति ३–२६८। ४ आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्। इत्युत्तरार्द्धः। चाणक्यराजनीतिशास्त्रे –३।

अथ न वयं सामान्येन हिंसां धर्महेतुं ब्रूमः, किन्तु विशिष्टामेव। विशिष्टा च सैव या वेदविहिता इति चेत्? ननु तस्या धर्महेतुत्वं किं वध्यजीवानां मरणाभावेन, मरणेऽपि तेषामार्तध्यानाभावात् सुगतिलाभेन वा? नाद्यः पक्षः। प्राणत्यागस्य तेषां साक्षादवेक्ष्यमाणत्वात्। न द्वितीयः। परचेतोवृत्तीनां दुर्लक्षतयाऽऽर्तध्यानाभावस्य वाङ्मात्रत्वात्। प्रत्युत हा कष्टमस्ति न कोऽपि कारुणिकः शरणम्, इति स्वभाषया विरसमारसत्सु तेषु वदनदैन्यनयनतरलतादीनां लिङ्गानां दर्शनाद् दुर्ध्यानस्य स्पष्टमेव निष्टङ्क्यमानत्वात्॥

अथेत्थमाचक्षीथा यथा अयःपिण्डो गुरुतया मज्जनात्मकोऽपि तनुतरपत्रादिकरणेन संस्कृतः सन् जलोपरि प्लवते, यथा च मारणात्मकमपि विषं मन्त्रादिसंस्कारविशिष्टं सद्गुणाय जायते, यथा वा दहनस्वभावोऽप्यग्निः सत्यादिप्रभावप्रतिहतशक्तिः सन् न हि प्रदहति। एवं मन्त्रादिविधिसंस्काराद् न खलु वेदविहिता हिंसा दोषपोषाय। न च तस्याः कुत्सितत्वं शङ्कनीयम्। तत्कारिणां याज्ञिकानां लोके पूज्यत्वदर्शनादिति। तदेतद् न दक्षाणां क्षमते

---

નથી (હિંસાના અભાવમાં ધર્મ દેખાય જ છે આ વ્યતિરેકવ્યભિચાર છે તેમજ કસાઇ વગેરેથી થતી હિંસામા ધર્મ દેખાતો નથી આ અન્વયવ્યભિચાર છે તેથી ધર્મ હિંસાનુ કાર્ય છે તેમ માની શકાય નહિ ) છતા પણ જો ધર્મને હિંસાજન્ય જ માનશો, તો તપ, દાન, ધ્યાન વગેરે ધર્મના કારણ ન બની શકે કેમ કે તેઓ હિંસાસ્વરૂપ નથી

## યજ્ઞમા હિંસ્યજીવો દુર્ધ્યાનયુક્ત

પૂર્વપક્ષ :- અમે હિંસાને સામાન્યથી ધર્મહેતુ તરીકે કહેતા નથી માત્ર વિશિષ્ટહિંસાને જ ધર્મહેતુ માનીએ છીએ અને વેદમા પ્રતિપાદિત હિંસા જ વિશિષ્ટહિંસા છે તેથી આ વિશિષ્ટહિંસા ધર્મનુ પ્રસાધન છે તેમ માનવામાં દોષ નથી

ઉત્તરપક્ષ - વેદવિહિતહિંસા ધર્મહેતુ શા માટે છે ? શુ એ હિંસાથી વધ્યજીવોનુ મરણ થતુ નથી માટે ? કે, મરણ થવા છતા તે જીવોને આર્ત્તધ્યાન થતુ ન હોવાથી તેઓની સદ્ગતિ થાય છે માટે ? પ્રથમ પક્ષ તો દુર્ગ્રાહ્ય છે, કેમ કે યજ્ઞમા હોમાતા તે જીવોનુ મરણ સાક્ષાત્ ઉપલબ્ધ થાય છે બીજો પક્ષ પણ અસ્વીકાર્ય છે કારણ કે, આર્તધ્યાન ચિત્તનો વિષય છે અને બીજાના ચિત્તના પરિણામને અવિશિષ્ટજ્ઞાનીઓ જાણી શકતા નથી તેથી તે હોમાતા જીવોને આર્ત્તધ્યાનનો અભાવ છે એમ કહેવુ તે વચન લીલામાત્ર છે વાસ્તવિક નથી ઊલ્ટુ પોતાની ભાષામા 'હા! કષ્ટ છે! અહીં કોઇ અમારુ શરણ થાય તેવો કરુણાવત નથી' ઇત્યાદિ હૃદયને પિગળાવી નાખતા વિલાપ કરતા જ તેઓ દેખાય છે વળી તે વખતે તેઓનુ મુખ દીન બનતુ તથા આંખો ભયથી કાયર બનેલી દેખાય છે આ બધા આર્તધ્યાનના લિંગ છે તેથી તેઓને દુર્ધ્યાન છે તે સ્પષ્ટ રીતે સમજાય છે આમ આર્તધ્યાનથી યુક્ત હોવાથી 'તેઓ સ્વર્ગમા જ જાય છે' એમ પણ કહેવુ અસગત ઠરે છે કેમ કે દુર્ધ્યાનથી મરનારની દુર્ગતિ થાય તે સર્વસમત છે

## મન્ત્રાદિવિધિયુક્ત હિંસા અદુષ્ટ -પૂર્વપક્ષ

પૂર્વપક્ષ - લોખડનો ગોળો ભારે હોવાથી પાણીમા ડૂબી જવાના સ્વભાવવાળો છે પણ હલકા પતરારૂપે બનાવવારૂપ સંસ્કાર જો એ ગોળાપર કરવામા આવે, તો તે પાણીમા તરે છે તથા મારવાના સ્વભાવવાળુ વિષ પણ મન્ત્રાદિસંસ્કાર કરવાથી પુષ્ટ્યાદિગુણ માટે બને છે તથા બાળવાના સ્વભાવવાળો અગ્નિ સતીસ્ત્રી વગેરેના પ્રભાવથી નષ્ટશક્તિવાળો થાય છે અને બાળનારો થતો નથી આજ પ્રમાણે હિંસા દોષરૂપ (=અધર્મ સ્વરૂપવાળી )હોવા છતા વેદવિહિત હિંસા મન્ત્રાદિસસ્કારથી સંસ્કારિત થયેલી છે તેથી દોષરૂપ કે દોષપોષક નથી પરતુ ધર્મરૂપ ગુણને માટે જ બને છે વળી 'આ હિંસા નિદનીય છે' એવી શકા પણ ન કરવી કેમ કે આવી

क्षोदम् । वेधर्म्येण दृष्टान्तानामसाधकतमत्वात् । अय पिण्डादयो हि पत्रादिभावान्तरापन्ना सन्त सलिलतरणादि-क्रियासमर्था । न च वैदिकमन्त्रसस्कारविधिनापि विशस्यमानाना पशूना काचिद् वेदनानुत्पादादिरूपा भावान्तरापत्ति प्रतीयते। **अथ** तेषा वधानन्तर देवत्वापत्तिर्भावान्तरमस्त्येवेति चेत्? **किमत्र** प्रमाणम् ? न तावत् प्रत्यक्षम् । तस्य सम्बद्धवर्तमानार्थग्राहकत्वात् । *"सम्बद्ध वर्तमान च गृह्यते चक्षुरादिना ।"*[1] इति वचनात् । नाप्यनुमानम् । तत्प्रतिबद्धलिङ्गानुपलब्धे । नाप्यागम । तस्याद्यापि विवादास्पदत्वात् । अर्थापत्त्युपमानयोस्त्वनुमानान्तर्गततया तद्दूषणेनैव गतार्थत्वम्॥

**अथ** भवतामपि जिनायतनादिविधाने परिणामविशेषात् पृथिव्यादिजन्तुजातघातनमपि यथा पुण्याय कल्प्यते इति कल्पना, तथाऽस्माकमपि किं नेष्यते ? वेदोक्तविधिविधानरूपस्य परिणामविशेषस्य निर्विकल्प तत्रापि भावात्। नैवम् । परिणामविशेषोऽपि स एव शुभफलो, यत्रानन्योपायत्वेन यतनयाऽपकृष्टप्रतनुचैतन्याना पृथिव्यादिजीवाना

---

હિંસા કરનારા યાજ્ઞિકગોરો લોકોમા પૂજનીય તરીકે જ દેખાય છે જો હિંસા નિદનીય હોય, તો હિંસાકરનાર પણ નિદનીય જ બનવો જોઈએ જેમ કે શિકારી વેદવિહિત હિંસા કરનાર યાજ્ઞિક નિદનીય દેખાતો નથી તેથી વેદવિહિત હિંસા પણ નિદનીય નથી તેમ સિદ્ધ થાય છે

## વૈદિકમત્રથી સસ્કૃત હિંસા પણ દુષ્ટ-ઉત્તરપક્ષ

આ પ્રતિપાદન દક્ષપુરુષોની પરીક્ષા માટે સમર્થ નથી કેમ કે દૃષ્ટાતો દાર્ષ્ટાન્તિકસાથે સાધર્મ્ય ધરાવતા નથી, પરતુ વૈધર્મ્ય ધરાવે છે લોખડના ગોળા વગેરે, પતરા વગેરે ભાવાન્તરને પામ્યા પછી જ 'પાણીમા તરવુ' વગેરે ક્રિયા કરવામા સમર્થ બને છે વૈદિકમન્ત્રસસ્કારવિધિદ્વારા હણાતા પશુઓને વેદના ન થવી વગેરેરૂપ ભાવાન્તર દેખાતો નથી અર્થાત્ વેદવિહિત હિંસા મન્ત્રાદિસસ્કારપૂર્વક હોવા છતા, 'વેદના ઉત્પન્ન કરવી' આદિરૂપ પોતાના સ્વરૂપને છોડતી નથી તેથી ત્યા ભાવાન્તરની પ્રાપ્તિ ન હોવાથી તે હિંસા ધર્મમય ન બને

**પૂર્વપક્ષ .-** તત્કાલ વેદના હોવા છતા વધ પછી તરત જ તેઓ દેવપણાને પામે છે આજ ભાવાન્તર છે (કેમ કે બીજાનુ અહિત થવુ એ અધર્મનુ સ્વરૂપ છે અહી બીજાનુ હિત થાય છે તેથી અધર્મસ્વરૂપ હિંસા પણ ધર્મસ્વરૂપ ભાવાન્તરને પામશે જ )

**ઉત્તરપક્ષ -** પશુઓને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે તેમા પ્રમાણ શુ ? પ્રત્યક્ષપ્રમાણથી તો તે ગ્રાહ્ય નથી, કેમ કે સ્વર્ગની પ્રાપ્તિ પ્રત્યક્ષનો વિષય નથી, કેમ કે ચક્ષુઆદિને સમ્બદ્ધ વર્તમાનકાલીન વસ્તુને જ પ્રત્યક્ષજ્ઞાન વિષય બનાવે છે કહ્યુ પણ છે કે, *'ચક્ષુ વગેરેને સમ્બદ્ધ એવા વર્તમાનપદાર્થો પ્રત્યક્ષગ્રાહ્ય છે'* તથા આ સ્વર્ગપ્રાપ્તિ અનુમાનગ્રાહ્ય પણ નથી કેમ કે વધ પછી તરત દેવત્વની પ્રાપ્તિરૂપ સાધ્યનો સાધક કોઈ અવિનાભાવી હેતુ ઉપલબ્ધ થતો નથી આગમ પણ પ્રમાણતરીકે ઉપલબ્ધ નથી કેમ કે કયુ આગમ પ્રમાણ તરીકે ગ્રાહ્ય છે તે હજી વિવાદાસ્પદ છે અર્થાપત્તિ અને ઉપમાન તો અનુમાનમા જ સમાવિષ્ટ છે તેથી અનુમાનની જેમ તે બેથી પણ દેવત્વની પ્રાપ્તિ સિદ્ધ થતી નથી આમ વેદોક્ત હિંસાથી હોમાતા પશુઓની સદ્ગતિ અસિદ્ધ છે તેથી આ હિંસા ધર્મના હેતુ તરીકે પણ અસિદ્ધ છે

---

१ मीमासाश्लोकवार्तिक ४-८४ ।

वधऽपि स्वल्पपुण्यव्ययनापरिमितसुकृतसम्प्राप्ति, न पुनरितर । भवत्पक्षे तु सत्स्वपि तत्तत्श्रुतिस्मृतिपुराणेतिहासप्रतिपादितेषु यमनियमादिषु स्वर्गावाप्त्युपायेषु तांस्तान् देवानुद्दिश्यप्रतिप्रतीक[1] कृतनकदर्थनया कान्दिशीकान्[2] कृपणपञ्चेन्द्रियान् शौनिकाधिक मारयतां कृत्स्नसुकृतव्ययेन दुर्गतिमेवानुकूलयतां दुर्लभ शुभपरिणामविशेष । एवं च यं कञ्चन पदार्थं किञ्चित्साधर्म्यद्वारेणैव दृष्टान्तीकुर्वतां भवतामतिप्रसङ्ग सज्जघटीति ॥

न च जिनायतनविधापनादौ पृथिव्यादिजीववधेऽपि न गुण । तथाहि तद्दर्शनाद् गुणानुरागितया भव्यानां[3] बोधिलाभ[4], पूजातिशयविलोकनादिना च मन प्रसाद, तत समाधि[5], ततश्च क्रमेण नि श्रेयसप्राप्तिरिति । तथा च भगवान् पञ्चलिङ्गीकार[6] –'*पुढवाइयाण जइवि हु होइ विणासो जिणालयाहिन्तो । तव्विसया वि सुदिट्ठिस्स णियमओ अत्थि अणुकंपा ॥ १ ॥ एयाहिंतो बुद्धा विरया रक्खन्ति जेण पुढवाई । इत्तो निव्वाणगया अबाहिया आभवमिमाण ॥ २ ॥ रोगिसिरावेहो इव सुविज्जकिरिया व सुप्पउत्ताओ । परिणाममुंदरच्चिय चिट्ठा से बाहजोगे वि ॥ ३ ॥*' इति।

---

## જિનાયતન અંગેની હિંસા શુભ

**પૂર્વપક્ષ** – તમે પણ જિનાલય વગેરે બનાવવાનુ વિધાન માન્ય રાખો છો અને તેમા કારણ આપો છો કે, જિનભવનવગેરેમા પૃથિવીવગેરેજીવોની હિંસા થતી હોવા છતા, પરિણામ = ભાવવિશેષદ્વારા પુણ્યબધ થાય છે આમ જિનાલય બનાવવા વગેરેમા હિંસા પુણ્ય માટે થતી હોવાથી કલ્પ્ય છે તે જ પ્રમાણે અમારા આગમમા બતાવેલી હિંસા પણ ભાવવિશેષ દ્વારા પુણ્ય માટે કલ્પ્ય છે તેમ કલ્પના શા માટે ન થાય ? કારણ કે ત્યા પણ વેદોક્તવિધિના વિધાનરૂપ પરિણામવિશેષ હાજર છે

**ઉત્તરપક્ષ** – જિનાયતનાદિકાર્યમા જે જીવહિંસા થાય છે, (૧) તે પ્રાય અત્યંત અસ્પષ્ટ ચેતનાવાળા પૃથ્વીવગેરે એકેન્દ્રિયજીવોની જ થાય છે (૨) વળી ત્યા ઓછામાં ઓછી હિંસા થાય તે માટે સંપૂર્ણ યતના હોય છે (૩) વળી સર્વથા અહિંસક ઉપાયાન્તરનો અભાવ હોવાથી જ એટલી હિંસા સેવવી પડે છે આ ત્રણ હેતુના કારણે ત્યા અલ્પપુણ્યનો વ્યય છે અને અપરિમિતસુકૃતની પ્રાપ્તિ છે તેથી એ પરિણામવિશેષ શુભફળનો દાતા છે જે પરિણામવિશેષ આવા પ્રકારનો નથી, તે પરિણામ વિશેષરૂપ હોવા છતા શુભફળ દેનાર બની ન શકે તમારા પક્ષે તો, તે–તે શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઈતિહાસ વગેરેમા ઠેર ઠેર સ્વર્ગપ્રાપ્તિના બીજા ઉપાયો બતાવેલા છે છતા તે બધાની ઉપેક્ષા કરી તે–તે દેવોને ઉદ્દેશીને દરેક મૂર્તિ આગળ પચેન્દ્રિયજીવોની હિંસા કરો છો વળી તેમા ઓછામા ઓછા જીવની હિંસા થાય તેવો પ્રયત્ન કરવારૂપ યતના પણ નથી વળી જે જીવોને હણો છો, તે સ્પષ્ટ ચૈતન્યવાળા પચેન્દ્રિયજીવો, કપાવાની કદર્થનાને સ્પષ્ટ રીતે અનુભવે છે અને 'કઇ દિશામા ભાગી જાઉ એવી ઇચ્છાથી ચારે બાજુ જોતા હોય છે આવા રાકડા જીવોને કસાઇ કરતા પણ ક્રુર રીતે મારનારા તમે સમગ્રસુકૃતના ભોગે દુર્ગતિને જ ઉત્પન્ન કરી રહ્યા છો તેથી તમને શુભપરિણામ અત્યત દુર્લભ છે આમ હોવાથી જે–તે પદાર્થને કોઇક સાધર્મ્યમાત્રથી દૃષ્ટાત તરીકે ઘટાવવામા તમને અતિપ્રસગ આવશે (જેમ કે 'કસાઇની હિંસા પણ ધર્મહેતુ છે કેમ કે કુટુબના ભરણપોષણરૂપ પરિણામવિશેષથી જનિત છે જેમ કે વેદવિહિત હિંસા ')

---

१ प्रतीक प्रतीक=प्रतिप्रतीक प्रतिमूर्ति इत्यर्थ । २ य कादिश यामीत्याह स कान्दिशीक ॥ ३ सम्यग्दर्शनज्ञानचारित्रपरिणामेन भविष्यतीति भव्य । ४ बोधन बोधि सम्यक्त्व प्रेत्यजिनधर्मावाप्तिर्वा । ५ सम्यग्दर्शनादिका मोक्षपद्धति । ६ छाया–पृथिव्यादीना यद्यपि भवत्येव विनाशो जिनालयादिभ्य । तद्विषयापि सुदृष्टेर्नियमतोऽस्त्यनुकम्पा ॥ एताभ्यो बुद्धा विरता रक्षन्ति येन पृथिव्यादीन् । अतो निर्वाणगता अबाधिता आभवमेषाम् ॥ रोगिशिरावेध इव सुवैद्यक्रिया इव सुप्रयुक्ता तु। परिणामसुन्दरैव चेष्टा सा बाधायोगेऽपि ॥ ५८–५९–६० ॥

वैदिकवधविधाने तु न कञ्चित्पुण्यार्जनानुगुण गुण पश्याम । अथ विप्रेभ्य पुरोडाशादिप्रदानेन पुण्यानुबन्धी गुणोऽस्त्येव इति चेत् ? न । पवित्रसुवर्णादिप्रदानमात्रेणैव पुण्योपार्जनसम्भवात् । कृपणपशुगणव्यपरोपणसमुत्थ मांसदान केवल निर्घृणत्वमेव व्यनक्ति । अथ न प्रदानमात्र पशुवधक्रियाया फल, किन्तु भूत्यादिकमपि। यदाह श्रुति – *"श्वेत वायव्यमजमालभेत भूतिकाम"*[1] इत्यादि। एतदपि व्यभिचारपिशाचग्रस्तत्वादप्रमाणमेव । भूतेश्चोपयिकान्तरैरपि साध्यत्वात् । अथ तत्र सत्रे हन्यमानाना छागादीना प्रेत्यसद्गतिप्राप्तिस्पोऽस्त्येवोपकार इति चेत् ? वाङ्मात्रमेतत् प्रमाणाभावात् । न हि ते निहता पशव सद्गतिलाभमुदितमनस कस्मैचिदागत्य तथाभूतमात्मान कथयन्ति । अथास्त्यागमाख्य प्रमाणम् । यथा – "ओषध्य पशवो वृक्षास्तिर्यञ्च पक्षिणस्तथा। यज्ञार्थ निधन प्राप्ता प्राप्नुवन्त्युच्छ्रित पुन "[2]॥ इत्यादि । नैवम् । तस्य पौरुषेयापौरुषेयविकल्पाभ्या निराकरिष्यमाणत्वात् ॥ न च श्रौतेन विधिना पशुविशसनविधायिना स्वर्गावाप्तिरुपकार इति वाच्यम् । यदि हि हिसयाऽपि स्वर्गप्राप्ति स्यात्, तर्हि बाढ पिहिता नरकपुरप्रतोल्य । शानिकादीनामपि स्वर्गप्राप्तिप्रसङ्गात्। तथा च पठन्ति परमार्षा[3] – *"यूप छित्त्वा पशून् हत्वा कृत्वा रुधिरकर्दमम् । यद्येव गम्यते स्वर्गे नरके केन गम्यते"* ॥

## જિનાલય બનાવવાના લાભો

**શકા** – જિનાલય બનાવવામા પૃથિવીવગેરે જીવોની હિંસા થાય છે પણ ગુણ કશો દેખાતો નથી

**સમાધાન** – જિનભવનના નિર્માણથી અનેક લાભો છે જ ૧ આ મદિરમા જિનપ્રતિમાના દર્શનથી ગુણાનુરાગી ભવ્યોને બોધિ (સમ્યક્ત્વ) નો લાભ થાય છે કેમ કે પ્રભુ અનતગુણના રાશિ છે તેઓ પ્રત્યેનો અહોભાવ બોધિબીજરૂપ બને છે ૨ તથા ભગવાનની પુષ્પાદિથી વિશિષ્ટપૂજાવગેરેરૂપ પૂજાતિશયને જોવાથી મન પ્રસાદ થાય છે અર્થાત્ મન વિકલ્પ–સકલ્પથી રહિત બને છે અને શુભઅધ્યવસાયોથી મઘમઘાયમાન બને છે ૩ મનના આ પ્રસાદથી સમાધિ = સમ્યગ્દર્શનાદિ ત્રણની પ્રાપ્તિરૂપ મોક્ષમાર્ગ પ્રાપ્ત થાય છે અને તેનાથી ક્રમશ મોક્ષ પ્રાપ્ત થાય છે **શ્રી પચલિગી ગ્રથકાર જિનેશ્વરસૂરિએ** કહ્યુ જ છે કે *"જોકે જિનાલયના નિર્માણથી પૃથ્વીવગેરેનો વિનાશ થાય જ છે, છતા પણ સુદૃષ્ટિ = સમ્યગ્દૃષ્ટિજીવને પૃથ્વી વગેરે જીવોના વિષયમા નિ શકપણે અનુકપા હોય જ છે ॥૧॥ કેમ કે–"આ જિનાલયના દર્શનાદિથી બોધ પામેલા અને વિરત (સર્વવિરતિધર) થયેલા જીવો પૃથ્વીવગેરેની રક્ષા કરે છે તથા અહીથી મોક્ષમા જાય છે જેથી પછી હંમેશા માટે આ જીવો તેઓથી પીડા પામ્યા વિના જીવી શકે છે ॥૨॥ જેવી રીતે રોગીને નિરોગી કરવા વૈદ્ય દ્વારા થતી રોગીના નસછેદાદિરૂપક્રિયા સુપ્રયુક્ત ગણાય છે કેમ કે પીડાકારી હોવા છતા તે ક્રિયા પરિણામથી સુદર છે" ॥૩॥*[1] *"તે જ રીતે જિનાલયનિર્માણ ક્રિયામા પૃથ્વીવગેરેનુ ઉપમર્દન હોવા છતા તેના દર્શનાદિથી જનિત પુણ્ય–નિર્જરાદિ દ્વારા વિરતિ પરિણામથી તથા પરપરાએ મોક્ષગમન દ્વારા એ જીવોની રક્ષા થાય છે તેથી જિનાલય નિર્માણની ક્રિયા સુયોગ્ય જ છે "*

---

१ शतपथब्राह्मण । २ मनुस्मृता ५–४० । ३ साख्या ।

૧ પરમાત્માની આજ્ઞાનો સર્વથા સ્વીકાર ભાવસ્તવ છે અને તે અત્યત શ્રેષ્ઠ છે સર્વસાવદ્યના ત્યાગથી જ ભાવસ્તવ થઇ શકે જેઓમા આ ભાવસ્તવની શક્તિ નથી–સર્વસાવદ્યનો ત્યાગ કરવાનુ સામર્થ્ય નથી તેઓને પણ પરમાત્માની આજ્ઞા પર અનહદ બહુમાન તો હોય જ છે એક બાજુ પરમાત્માપર ઉછળતા'બહુમાનથી પ્રગટતો ભક્તિનો તીવ્રઉલ્લાસ અને બીજી બાજુ સાક્ષાત્પરમાત્માની ગેરહાજરી પરમાત્માના ભક્તને આ ભારે અકળાવનારી ચીજ લાગે છે, ભારે આપત્તિરૂપ બને છે તેથી એ આપત્તિને હળવી કરવા, પોતાના ભક્તિના ભાવને સાર્થક કરવા એ પરમાત્મભક્તિરસીક ભવ્યાત્મા પરમાત્માની ઝાખી કરાવનારી અને પરમાત્માનુ સ્મરણ કરાવતી પ્રતિમા બનાવી તેમા જ સાક્ષાત્પરમાત્માના દર્શન કરી પોતાની ભક્તિ ઠાલવે અને તે માટે પુષ્પાદિસામગ્રીનો ઉપયોગ કરે તેમા કશુ ખોટુ નથી કેમકે અહી તેને જીવવિરાધના કરવાના વિચારની ગધ પણ નથી બલ્કે સર્વજીવોને અભય આપવાની પરમાત્માની આજ્ઞા પોતાને અત્યત જચી ગઇ છે, તેથી પોતાનામા આ આજ્ઞાનુ સર્વથા પાલન કરવાની શક્તિ પેદા થાય, તેવા જ શુભાશયથી સર્વશક્તિના મૂળ સ્રોતસમાન પરમાત્માની ભક્તિ કરે છે વળી 'કાટાથી કાટો દૂર થાય' એ ન્યાયથી સસારના મોટા મોટા આરભો રગેચગે થાય છે તે મોળા પડે અને તે આરભોનુ કઇક પ્રાયશ્ચિત

किञ्च, अपरिचितास्पष्टचैतन्यानुपकारिपशुहिंसनेनापि यदि त्रिदिवपदवीप्राप्ति, तदा परिचितस्पष्टचैतन्यपरमोपकारिमातापित्रादिव्यापादनेन यज्ञकारिणामधिकतरपदप्राप्ति प्रसज्यते। अथ 'अचिन्त्यो हि मणिमन्त्रौषधीनां प्रभाव" इति वचनाद् वैदिकमन्त्राणामचिन्त्यप्रभावत्वात् तत्संस्कृतपशुवधे सम्भवत्येव स्वर्गप्राप्ति, इति चेत् ? न। इहलोके विवाहगर्भाधानजातकर्मादिषु तन्मन्त्राणां व्यभिचारोपलम्भाद् अदृष्टे स्वर्गादावपि तद्व्यभिचारोऽनुमीयते। दृश्यन्ते हि वेदोक्तमन्त्रसंस्कारविशिष्टेभ्योऽपि विवाहादिभ्योऽनन्तरं वैधव्याल्पायुष्कतादारिद्र्याद्युपद्रवविधुरा परःशता। अपरे च मन्त्रसंस्कारं विना कृतेभ्योऽपि तेभ्योऽनन्तरं तद्विपरीता। अथ तत्र क्रियावैगुण्यं विसंवादहेतु, इति चेत् ? न। संशयानिवृत्ते। किं तत्र क्रियावैगुण्यात् फले विसंवाद, किं वा मन्त्राणामसामर्थ्याद्, इति न निश्चय। तेषां फलेनाविनाभावासिद्धे ॥

## વૈદિકહિંસામા પુણ્યકારણતાનો અભાવ

વેદમા વધનુ જે વિધાન છે તે આમ પુણ્ય પ્રાપ્ત કરવામા કારણ તરીકે ઉપપન્ન થઇ શકતુ નથી

**પૂર્વપક્ષ** – આ વેદોક્ત વધનાં અવસરે બ્રાહ્મણોને પુરોડાશ (=હોમ કર્યા પછી વધેલુ દ્રવ્ય) આપવામા આવે છે આ દાન પુણ્યાનુબંધી છે તેથી અહી પણ ગુણ છે જ

**ઉત્તરપક્ષ** – રાકડા પશુઓને હણીને માંસનુ દાન કરવુ એ તમારી નિર્દયતાને જ સૂચવે છે કારણ કે, હિંસા કર્યા વિના પણ પવિત્ર=નિર્દોષ સુવર્ણ વગેરેના દાનથી પુણ્યની પ્રાપ્તિ થઇ શકે જ છે

**પૂર્વપક્ષ** :- પશુવધક્રિયાનુ ફળ એકમાત્ર બ્રાહ્મણને દાન જ નથી, પરતુ ભૂતિ=આબાદી વગેરે પણ છે શ્રુતિમા કહ્યુ છે કે, *"ભૂતિની ઇચ્છાવાળાએ વાયુદેવતાને માટે શ્વેતબકરાથી યજ્ઞ કરવો જોઇએ "*

**ઉત્તરપક્ષ** – આ વાત પણ વ્યભિચારપિશાચથી યુક્ત હોવાથી અપ્રમાણ છે (અર્થાત્–બકરાના હવનથી ઐશ્વર્યની પ્રાપ્તિ સંદિગ્ધ છે )તથા આ બકરાના હવનથી જ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય અને અન્ય ઉપાયથી ન થાય એવુ નથી કેમ કે બીજા ઉપાયોથી પણ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે જ

**પૂર્વપક્ષ** .- યજ્ઞમા હણાતા પશુઓને સદ્ગતિની પ્રાપ્તિ થાય છે યજ્ઞનો આ જ મોટો ઉપકાર છે

**ઉત્તરપક્ષ** :- આ કથન માત્ર વચનરૂપ છે પ્રમાણયુક્ત નથી સદ્ગતિના લાભથી પ્રસન્નમનવાળા થયેલા, હણાયેલા પશુઓ અહી આવી કોઇને પણ પોતાનુ તે સ્વરૂપ જણાવતા નથી તેથી તેઓનુ સ્વર્ગગમન પ્રત્યક્ષસિદ્ધ નથી તથા અનુમાનસિદ્ધ પણ નથી, કેમ કે અનુમાન પ્રત્યક્ષપૂર્વક હોય છે

**પૂર્વપક્ષ** – પશુઓની સદ્ગતિના વિષયમા આગમપ્રમાણ છે મનુસ્મૃતિમા કહ્યુ છે કે, *"ઔષધિ, પશુઓ, વૃક્ષો, તિર્યંચો અને પક્ષીઓ યજ્ઞ માટે મૃત્યુને ભેટે છે, અને ઉચ્ચગતિને પામે છે "*

**ઉત્તરપક્ષ** – આ આગમપ્રમાણ બરાબર નથી કેમકે, તમે જેને આગમ તરીકે કલ્પી પ્રમાણ તરીકે બતાવો છો, તે કહેવાતા આગમને અમે આગળ ઉપર પૌરુષેય–અપૌરુષેય વિકલ્પો દ્વારા આગમ તરીકે અસિદ્ધ કરશુ

**શકા** – શ્રુતિમા કહેલી વિધિથી પશુની હત્યા કરનારને તો સ્વર્ગ પ્રાપ્ત થાય છે જ આ જ ઉપકારરૂપ છે

---

થાય તેવા આશયથી ગૃહસ્થ જિનપૂજાનો આરભ કરે, તો તેમા હિંસાનો અશ હોવા છતા તે તદ્દન નિર્માલ્ય છે, ઉપેક્ષ્ય છે અને અકિંચિત્કર છે તેથી જિનભવન કે જિનપૂજા સંબધી હિંસાને વૈદિકહિંસા સાથે સરખાવવી જરાપણ વ્યાજબી નથી અને આ હિંસાના અલ્પભયથી ડરી જિનપૂજાનો મહાલાભ ગુમાવવો એ પણ યોગ્ય નથી તેથી જેઓ હિંસાદિના ડરથી જિનભવનઆદિની નિંદા કરે છે, તેઓ ખરેખર હાથમા આવેલા ચિંતામણિરત્નને કાચ સમજી ફેકી દેવાની મૂર્ખામી કરે છે વૈદિકહિંસા શા માટે અસંગત છે ? અને જિનભવન બનાવવુ વગેરે શા માટે યુક્તિયુક્ત છે ? તે અગેની ચર્ચા, પ્રતિમાશતક, સ્તવપરિજ્ઞા વગેરે ગ્રથોમાંથી જોવી જોઇએ

अथ यथा युष्मन्मते "आरोग्गबोहिलाभ समाहिवरमुत्तम दितु"[1] इत्यादीना वाक्याना लोकान्तर एव फलमिष्यते, एवमस्मदभिमतवेदवाक्यानामपि नेह जन्मनि फलमिति किं न प्रतिपद्यते। अतश्च विवाहादौ नोपालम्भावकाश, इति चेत् ? अहो वचनवैचित्री। यथा वर्तमानजन्मनि विवाहादिषु प्रयुक्तैर्मन्त्रसस्कारैरागामिनि जन्मनि तत्फलम्, एव द्वितीयादिजन्मान्तरेष्वपि विवाहादीनामेव प्रवृत्तिधर्माणा पुण्यहेतुत्वाङ्गीकारेऽनन्तभवानुसन्धान प्रसज्यते। एव च न कदाचन ससारस्य परिसमाप्ति । तथा च न कस्यचिदपवर्गप्राप्ति इति प्राप्त भवदभिमतवेदस्यापर्यवसित–ससारवल्लरीमूलकन्दत्वम् । आरोग्यादिप्रार्थना तु असत्याऽमृषा[2] भाषा परिणामविशुद्धिकारणत्वाद् न दोषाय । तत्र हि भावारोग्यादिकमेव विवक्षितम्, तच्च चातुर्गतिकससारलक्षणभावरोगपरिक्षयस्वरूपत्वाद् उत्तमफलम् । तद्विषया च प्रार्थना कथमिव विवेकिनामनादरणीया । न च तज्जन्यपरिणामविशुद्धेस्तत्फल न प्राप्यते। सर्ववादिना भावशुद्धेर–पवर्गफलसम्पादनेऽविप्रतिपत्तेरिति ॥

**સમાધાન** – આ હિંસાથી પણ જો સ્વર્ગની પ્રાપ્તિ થતી હોય, તો નરકના દ્વાર જ બધ થઇ જાય છે કેમ કે કસાઇવગેરેને પણ સ્વર્ગની જ પ્રાપ્તિ થશે અર્થાત્ શ્રુતિમા દર્શાવેલી વિધિથી હિંસા કરવાથી સ્વર્ગ મળે એ માનવુ અતિશયોક્તિરૂપ છે હકિકતમા તો આવી હિંસાદ્વારા સ્વર્ગ બતાવનાર શ્રુતિ જ અત્યત જુગુપ્સનીય બની જાય છે તેથી જ **પરમાર્ષો** = સાખ્યમતવાળા કહે છે *"યજ્ઞનો સ્તભ (જ્યા બળિયોગ્ય પશુઓને બાધવામા આવે છે) ખોદીને, પશુઓને હણીને તથા લોહીના કાદવ કરીને જો સ્વર્ગમા જવાતુ હોય, તો નરકે કોણ જશે ?"*

## સ્વજનહવનની આપત્તિ

વળી, યજ્ઞમા હોમાતા પશુઓ અપરિચિત હોય છે તથા તેઓનુ ચૈતન્ય મનુષ્યની અપેક્ષાએ અસ્પષ્ટ છે વળી તેઓ યજ્ઞકર્તાના ઉપકારી પણ નથી આવા પશુઓના બલિદાનથી જો સ્વર્ગની પ્રાપ્તિ થતી હોય, તો અત્યત પરિચિત, સ્પષ્ટ ચૈતન્યવાળા તથા અત્યત ઉપકારી માતા–પિતાવગેરેની હત્યા સુતરામ યજ્ઞ કરનારને વધુ ઊચી પદવી દેનાર બને કેમ કે પશુના બળિદાન દ્વારા જે ત્યાગ કરાય છે, તેના કરતા આ બળિદાનમા ત્યાગ ઘણો ઊચો છે આમ સ્વર્ગપ્રાપ્તિ માટે માતા–પિતાની પણ હત્યાનો પ્રસગ આવશે

## વૈદિકમત્રોમા વ્યભિચારની સભાવના

**પૂર્વપક્ષ :–** *"મણિ, મન્ત્ર અને ઔષધિનો પ્રભાવ અચિન્ત્ય હોય છે"* આવુ વચન છે તેથી વૈદિકમન્ત્રો અચિન્ત્યપ્રભાવસપન્ન સિદ્ધ થાય છે તેથી આ મન્ત્રોથી સસ્કાર કરાયેલા પશુઓના વધથી સ્વર્ગની પ્રાપ્તિ સભવે જ છે

**ઉત્તરપક્ષ** – બધા જ કહેવાતા મન્ત્રો હમેશા અચિત્યપ્રભાવવાળા જ હોય, તેવો નિયમ નથી વિવાહ –ગર્ભાધાન–જાતકર્મ વગેરેમા તે–તે મન્ત્રો ઘણીવાર નિષ્ફળ જતા દેખાય છે આ વ્યભિચાર પ્રત્યક્ષસિદ્ધ છે તેથી અદૃષ્ટ એવા સ્વર્ગની પ્રાપ્તિને અગે પણ, તેવો વ્યભિચાર અનુમાનથી સિદ્ધ થઇ શકે છે આમ મન્ત્રાદિથી સસ્કારિત કરાયેલા પશુઓના વધ પછી સ્વર્ગપ્રાપ્તિ ન પણ થાય, એમ સિદ્ધ થાય છે વેદોક્ત મન્ત્રસસ્કારથી વિશિષ્ટવિવાહાદિ પછી પણ વૈધવ્ય, અલ્પઆયુષ્યવાળાપણુ, દરિદ્રતાવગેરેથી પીડાયેલા સે કડો લોકો દેખાય છે

---

१ छाया–आरोग्य बोधिलाभ समाधिवरमुत्तम ददतु। चतुर्विंशतिस्तव आवश्यके २४–६ । २ सत्या, मृषा, सत्यामृषा, असत्यामृषेति भाषाचातुर्विध्यम् । तत्र–आमन्त्रणी, आज्ञापनी, याचनी, प्रच्छनी, प्रज्ञापनी, प्रत्याख्यानी, इच्छानुकूलिका, अनभिगृहीता, अभिगृहीता, सदेहकारिणी, व्याकृता, अव्याकृता इति द्वादशविधा असत्याऽमृषाभाषा लोकप्रकाशे तृतीयसर्गे योगाधिकारे।

न च वदनिवदिता हिसा न कुत्सिता। सम्यग्दशज्ञानसम्पन्नैरचिमार्गप्रपन्नैर्वेदान्तवादिभिश्च गर्हितत्वात् । तथा च तत्त्वदर्शिन पठन्ति–>"दवोपहारव्याजेन यज्ञव्याजन यऽथवा। घ्नन्ति जन्तून् गतघृणा घारा त यान्ति दुर्गतिम्"॥ वेदान्तिका अप्याहु – "अन्धे तमसि मज्जाम पशुभिर्ये यजामहे। हिसा नाम भवद्धर्मो न भूता न भविष्यति '॥ तथा "अग्निर्मामेतस्माद्धिसाकृतादेनसा मुञ्चतु" छान्दसत्वाद्मोचयतु इत्यथ । इति । व्यासेनाप्युक्तम् – "ज्ञानपालिपरिक्षिप्त ब्रह्मचर्यदयाम्भसि । स्नात्वाऽतिविमल तीर्थे पापपङ्कापहारिणि ॥ १ ॥ ध्यानाग्नौ जीवकुण्डस्थ दममारुतदीपिते। असत्कर्मसमित्क्षपरग्निहोत्र कुरुत्तमम् ॥ २ ॥ कषायपशुभिर्दुष्टैर्धर्मकामार्थनाशकै । शममन्त्रहुतैर्यज्ञ विधेहि विहित बुधै ॥ ३॥ प्राणिघातात् तु या धममीहत मूढमानस । स वाञ्छति सुधावृष्टि कृष्णाहिमुखकोटरात् ॥ ४ ॥ इत्यादि ॥

જ આ અન્વયવ્યભિચાર થયો વળી બીજા ઘણા લોકો વૈદિકમત્રના સસ્કાર વિના પણ અખડસૌભાગ્યવાળ (પણુ વગેરે પામતા દેખાય છે આ વ્યતિરેકવ્યભિચાર છે અને *'જેમા વ્યભિચાર હોય તે હેતુ ન બને '* એ નિયમ છે તેથી વેદમત્રથી સંસ્કારિત પશુવધ સ્વર્ગપ્રાપ્તિ માટે હેતુ તરીકે સિદ્ધ નથી

**પૂર્વપક્ષ** – વિવાહ વગેરે જ્યા વ્યભિચાર દેખાય છે, ત્યા ક્રિયાવૈગુણ્ય=યથાવિધિ ક્રિયાનો અભાવ જ વિસવાદમા હેતુ છે યથાવિધિ ક્રિયા હોય તો ફળમા વિસવાદ ન આવે

**ઉત્તરપક્ષ** – આ સમાધાન સુદર નથી કેમ કે આ જવાબથી "શુ ત્યા ક્રિયાની વિગુણતાથી જ ફળમા વિસવાદ છે ? કે પછી મન્ત્રોનુ સામર્થ્ય ન હોવાથી વિસવાદ છે ?" એવી શકાનો નિશ્ચય થઈ શકતો નથી કેમકે મન્ત્રનો ફળની સાથે અવિનાભાવ સિદ્ધ નથી અર્થાત્ જો આ અવિનાભાવ અન્યત્ર સિદ્ધ હોય, તો વિધિ હોવા છતા ફળ ન મળે તે સ્થળે ક્રિયાવૈગુણ્યને હેતુ તરીકે સ્વીકારી શકાત અહી તો સર્વત્ર અવિનાભાવ અસિદ્ધ છે તેથી તેની સિદ્ધિ વિના ફળના અભાવમા માત્ર ક્રિયાવિગુણતાને જ કારણ માનવુ એ વધુ પડતુ છે

## આરોગ્યાદિ પ્રાર્થનાની સુસગતતા

**પૂર્વપક્ષ** – જેમ 'તમને આરોગ્ય, બોધિલાભ અને શ્રેષ્ઠ સમાધિ આપો ' એવા અર્થવાળા आरुग्ग बोहि ઈત્યાદિ વાક્યોનુ ફળ પરલોકમા જ ઈષ્ટ છે તેમ અમને પણ અભિષ્ટ વેદવાક્યો પરલોકમા જ ફળદાયી તરીકે ઈષ્ટ છે તેથી વિવાહાદિપ્રસગોએ બોલાયેલા વેદમત્રો અહી વ્યભિચારી દેખાય તો પણ પરલોકમા અવશ્ય ઉત્તમવિવાહાદિ ફળ દેવાદ્વારા ફળસાથે અવિનાભાવ રાખે જ છે તેથી વિવાહાદિપ્રસગોદ્વારા વેદમત્રોમા વ્યભિચાર દર્શાવવો અસગત છે

**ઉત્તરપક્ષ** – આ માત્ર વચનચાતુરી છે તમારા મતે આ ભવમા વિવાહવગેરેમા ઉચ્ચારેલા વેદમત્રો પછીના ભવમા ઉત્તમવિવાહ વગેરેની અવશ્ય પ્રાપ્તિ કરાવી આપશે એ ઉત્તમવિવાહ વખતે પણ વેદના મત્રનો પાઠ તો અવશ્ય હોય એ જ તમને ઈષ્ટ છે તે વખતના વિવાહાદિવખતે પ્રયોજેલા આ વેદમત્રો તે પછીના ભવમા વિવાહાદિ ફળ આપશે આમ પછી પછીના ભવોમા ઉત્તમવિવાહાદિ સામગ્રીમા કારણભૂત પુણ્યના હેતુ તરીકે પૂર્વપૂર્વના ભવોમા વિવાહાદિવખતે ઉચ્ચારેલા મત્રો બનશે આમ અનન્તભવ સુધી આ ચક્ર ચાલશે તેથી ક્યારેય પણ સસારની પરિસમાપ્તિ અને મોક્ષની પ્રાપ્તિ થશે જ નહી આ પરિસ્થિતિમા મુખ્ય હેતુ તરીકે તમને અભીષ્ટ વેદમત્રો છે તેથી તમારા હિસાબે જ આ વેદ સસારવેલડીના મૂળકન્દ તરીકે સિદ્ધ થાય છે તેથી આ વેદથી સર્યુ વળી આરોગ્યાદિ વિષયક જે પ્રાર્થના છે, તે અસત્યામૃષાભાષા છે = વ્યવહારભાષા છે કેમ કે ભગવાનની ભાવસ્તુતિથી અને સ્વના ઈષ્ટની આશસાથી ગર્ભિત છે આમ આ સ્તુતિ પરિણામની વિશુદ્ધિમા

---

१ महाभारत शातिपर्वणि ।

तदुपभोगजनिता देवाना प्रीति प्रलापमात्रम्। अपि च, योऽय त्रेताग्नि[1] स त्रयस्त्रिंशत्कोटिदेवताना मुखम्। *"अग्निमुखा वै देवा"*[2] इति श्रुते । ततश्चोत्तममध्यमाधमदेवानामेकेनैव मुखेन भुञ्जानानामन्यान्योच्छिष्टभुक्तिप्रसङ्ग । तथा च ते तुरुष्केभ्योऽप्यतिरिच्यन्ते । तेऽपि तावदेकत्रैवामत्र[3] भुञ्जते, न पुनरेकेनैव वदनेन । किञ्च, एकस्मिन् वपुषि वदनबाहुल्य क्वचन श्रूयते, यत्पुनरनेकशरीरेष्वेक मुखमिति महदाश्चर्यम्। सर्वेषा च देवानामेकस्मिन्नेव मुखेऽङ्गीकृते, यदा केनचिदेको देव पूजादिनाऽऽराद्धोऽन्यश्च निन्दादिना विराद्ध, ततश्चैकेनैव मुखेन युगपदनुग्रहनिग्रहवाक्योच्चारणसङ्कर प्रसज्येत। अन्यच्च, मुख देहस्य नवमो भाग, तदपि येषा दाहात्मक तेषामेकैकश सकलदेहस्य दाहात्मकत्व त्रिभुवनभस्मीकरणपर्यवसितमेव सभाव्यत इत्यलमतिचर्चया ॥

---

*દુષ્ટકષાયરૂપ પશુઓનુ શમરૂપમન્ત્રથી હવન કરીને પંડિતો વડે કહેવાયેલા યજ્ઞ કરો ॥૩॥ જે મૂઢજીવ પ્રાણીવધદ્વારા ધર્મની ઇચ્છા રાખે છે તે કાળા સાપના મોઢામાથી અમૃતવર્ષાની ઇચ્છા રાખે છે ॥૪॥"* વગેરે.

## વૈદિકહિંસાથી દેવોને તૃપ્તિ અસિદ્ધ

"યાજ્ઞિકગોરો લોકપૂજ્ય છે એમ દેખાતુ હોવાથી હિંસા જુગુપ્સિત નથી" ઇત્યાદિ અગાઉ જે દર્શાવ્યું, તે પણ અસત્ છે આવા યાજ્ઞિકગોરોને અબુધો જ પૂજે છે વિવેકયુક્તબુદ્ધિવાળાઓ ક્યારેય પણ તેઓને પૂજતા નથી અને અબુધો દ્વારા પૂજ્ય થવુ તે પ્રમાણયુક્ત નથી કેમ કે અબુધો તો સારમેય=કુતરા વગેરેને પણ પૂજે છે, તેથી કંઇ કુતરાઓ પૂજનીય બની જતા નથી, કે કુતરાઓની ચેષ્ટાઓ પ્રમાણભૂત બની જતી નથી તથા *"વેદવિહિતહિંસા દેવતા, અતિથિ તથા પિતરોને પ્રીતિ ઉત્પન્ન કરતી હોવાથી દોષ માટે થતી નથી "*આ વચન પણ તથ્યહીન છે કારણ કે દેવો સંકલ્પમાત્રથી ઉપસ્થિત થયેલા આહારના ઇષ્ટપુદ્ગળના રસાસ્વાદનો અનુભવ કરવાવાળા છે કેમ કે તેઓ વૈક્રિયશરીરવાળા છે તેથી તમારા વડે અર્પણ કરાયેલી પશુમાસની આહુતિને ગ્રહણ કરવાની ઇચ્છા જ તેઓને થતી નથી સંકલ્પમાત્રથી જેઓ ત્રિજગત્વર્તી શ્રેષ્ઠ વસ્તુઓના સ્વાદને અનુભવે છે, તેઓ દેખાવમા જ અત્યત જુગુપ્સનીય અને તુચ્છ એવા પશુમાસની ઇચ્છા જ શુ કામ કરે ? અને તેવા બળિદાનથી ખુશ પણ શુ કામ થાય ? વળી વૈક્રિયશરીરવાળાને આ માસ આહાર તરીકે યોગ્ય જ નથી કેમ કે સંકલ્પભોજી હોવાથી તેઓને પ્રક્ષેપઆહાર (=મોમાં કોળિયો નાખવા દ્વારા કરાતો આહાર )છે જ નહિ ઔદારિક શરીરવાળાને જ તે માસાદિ ગ્રહણ યોગ્ય બને છે જો 'દેવોને પ્રક્ષેપાહાર છે'તેમ માનશો તો તમે દેવોનુ જે મન્ત્રમય શરીર માન્યું છે તેને બાધ આવશે તેઓનુ મન્ત્રમયશરીર તમારાપક્ષે અસિદ્ધ નથી કેમકે જૈમિનિએ કહ્યુ છે કે *"ચોથી વિભક્તિવાળુ પદ જ દેવતા છે"* મૃગેન્દ્રે પણ કહ્યુ છે કે *"જો દેવતા શબ્દથી ભિન્ન હોય (=શબ્દશરીરમય ન હોય )તો આપણી જેમ મૂર્ત હોવાથી ભિન્નદેશમા રહેલા યાજ્ઞિકોનુ એક સાથે સાન્નિધ્ય કરી ન શકે"* વળી હવન કરાતી વસ્તુઓ ભસ્મરૂપે ઉપલબ્ધ થાય છે તેથી દેવતાઓએ તે વસ્તુઓનો ઉપભોગ કર્યો નથી તે સિદ્ધ થાય છે તેથી તેના ઉપભોગથી દેવોને પ્રીતિ થાય છે તેવું કહેવુ એ પ્રલાપ જ છે

## દેવોને અગ્નિમુખ કલ્પવામા દોષો

*દેવો અગ્નિમુખ છે* (=અગ્નિ છે મુખ જેઓનુ )એવી શ્રુતિ છે તેથી તમે ત્રણ અગ્નિને (દક્ષિણ, આહ્વનીય અને ગાર્હપત્ય )તેંત્રીશ કરોડ દેવતાઓના મુખ તરીકે કલ્પો છો આ બધા દેવો સમાન કોટિના નથી તેથી ઉત્તમ-મધ્યમ અને અધમકક્ષાના દેવો એક જ મુખથી ભોજન આરોગશે. તેથી પરસ્પરનાં એઠવાડને ખાવાનો

---

१ दक्षिणाग्नि, आहवनीय, गार्हपत्य इति त्रयोऽग्नय । अग्नित्रयमिद त्रेता' इत्यमर । २ आश्व गृ सू अ ४ । ३ भाजन इत्यर्थ ।

यश्च कारीरीयज्ञादौ वृष्ट्यादिफलेऽव्यभिचारस्तत्प्रीणितदेवतानुग्रहहेतुक उक्त सोऽप्यनैकान्तिक, क्वचिद् व्यभिचारस्यापि दर्शनात्। यत्रापि न व्यभिचारस्तत्रापि न त्वदाहिताहुतिभोजनजन्मा तदनुग्रह । किन्तु स देवताविशेषोऽतिशयज्ञानी स्वोद्देशनिर्वर्तित पूजोपचार यदा स्वस्थानावस्थित सन् जानीते, तदा तत्कर्तार प्रति प्रसन्नचेतोवृत्तिस्तत्तत्कार्याणीच्छावशात् साधयति । अनुपयोगादिना पुनर्जानानोऽपि वा पूजाकर्तुरभाग्यसहकृत सन् न साधयति, द्रव्यक्षेत्रकालभावादिसहकारिसाचिव्यापेक्षस्यैव कार्योत्पादस्योपलम्भात्। स च पूजोपचार पशुविशसनव्यतिरिक्तै प्रकारान्तैररपि सुकर , तत्किमनया पापैकफलया शौनिकवृत्त्या ॥

પ્રસગ આવશે તુરુષ્કો (તુર્કસ્તાન વગેરેના મ્લેચ્છો )એક પાત્રમા જ ખાવા બેસે છે, પરતુ એક મોઢાથી ખાતા નથી તેથી તમારા દેવો આવી અનાર્યપ્રવૃત્તિ કરવામા તે લોકોથી પણ ચડિયાતા છે તેમ માનવુ પડશે વળી એક જ શરીરમા ઘણા મુખ હોય તે વાત સભળાય છે (બ્રહ્માને ચાર મુખ અને રાવણને દસ મુખ કેટલાક પરદર્શનવાળા માને છે )પરતુ 'ઘણા શરીર વચ્ચે એક જ મુખ હોય' એ ઘણા આશ્ચર્યની વાત છે વળી બધા દેવો વચ્ચે એક જ મુખ માનવામા આવે, તો કોઇક વ્યક્તિ એક દેવને પૂજાદિથી પ્રસન્ન કરે, અને બીજા દેવને નિદાવગેરે દ્વારા ગુસ્સે કરે, તો બને દેવ એક જ મુખ વડે એક સાથે અનુગ્રહ અને નિગ્રહના વચન બોલવા જાય તો વચનસકર દોષ આવે તથા મુખ એ શરીરનો નવમો ભાગ છે દેવોનુ મુખ અગ્નિ છે અને તે દાહક = બાળનારો છે જેઓનુ શરીરના નવમા ભાગ જેટલુ મુખ જો બાળનાર હોય, તો તે દરેકના શરીર પણ બાળ -નારા હોવા જોઇએ તેથી તો આ તેત્રીશ કરોડ દાહક શરીરો આખા જગતને ભસ્મીભૂત કરી નાખશે એવી આપત્તિ આવશે વાસ્તવમા તો પરમતની દેવ અગેની કલ્પનાઓ જ અસભવિત અને અર્થહીન છે તેથી આવી અર્થહીન કલ્પના અને તેના ખડનના વિસ્તાર કરવાથી સર્યુ

### કારીરીયજ્ઞ વગેરેમા અનૈકાતિક્તા વગેરે દોષો

તથા "*કારીરીયજ્ઞ વગેરેના વૃષ્ટિવગેરે ફળમા અવ્યભિચાર-તે યજ્ઞાદિથી ખુશ થયેલા દેવોના અનુગ્રહને કારણે છે*" એવુ જે તમે દર્શાવ્યુ, તે પણ અનૈકાતિકદોષથી યુક્ત છે કારણ કે કારીરીયજ્ઞસ્થળે પણ ક્યારેક ફળ મા વ્યભિચાર દેખાય છે એટલે કે કારીરીયજ્ઞ કરવા છતા વરસાદ ન પડે તેવુ પણ બને છે વળી જે સ્થળે તેવો વ્યભિચાર દેખાતો નથી, ત્યા પણ તમે આપેલી આહુતિના ભોજનથી અનુગ્રહ થતો નથી પરતુ જ્યારે અતિશયજ્ઞાની તે દેવવિશેષ પોતાના સ્થાને જ રહીને પોતાના ઉદ્દેશથી થતી પૂજાને જાણે છે ત્યારે તે દેવ પૂજા કરનાર પ્રત્યે પ્રસન્નચિત્તવાળો થાય છે અને તે-તે કાર્યોને પોતાની ઇચ્છામાત્રથી સાધે છે કર્તા દ્વારા કરાતા પૂજોપચાર તરફ દેવના ઉપયોગના અભાવમા (=જ્ઞાન ન હોય ત્યારે )અથવા તે દેવ જાણતો હોવા છતા કર્તાનુ ભાગ્ય ન હોય, તો તે દેવ તેના કાર્યને કરતો નથી, કારણ કે દરેક કાર્ય દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ વગેરે સહકારી કારણોને અપેક્ષીને જ ઉત્પન્ન થાય છે એટલે દેવતાને પૂજાદિનુ જ્ઞાન થાય એ અનૈકાતિક છે અને કદાચ જ્ઞાન થાય તો પણ, તે પ્રસન્ન થઇને કાર્ય કરે, તે પણ કર્તાના ભાગ્યાદિને આધીન હોવાથી અનૈકાતિક છે આમ અનૈકાતિકતા હોવાથી કારીરીયજ્ઞવગેરેમા કારણતા માની ન શકાય વળી દેવતાને પ્રસન્ન કરવા માટેનો પૂજોપચાર પશુવધ વિના અન્ય પ્રકારોથી પણ સુલભ છે તેથી કસાઇના જેવી આવી પ્રવૃત્તિથી સર્યુ

### યજ્ઞથી પરરાષ્ટ્રવશતામા દોષો

'*બકરા અને હરણના હોમથી પરરાષ્ટ્ર વશમા આવે છે એવી સિદ્ધિથી દેવીને આ હોમથી પ્રીતિ થઇ છે તેવુ અનુમાન થાય છે*' ઇત્યાદિ અહી પણ કેટલાક ક્ષુદ્ર દેવદેવીઓ જ આવા પશુઓના હવનાદિ હલકટ કાર્યોથી પ્રસન્ન થાય છે એ બાબતમા અમારે કોઇ વિરોધ નથી, અમે પણ સ્વીકારીએ છીએ વળી ત્યા પણ તે દેવદેવીઓ

यच्च छगलजाङ्गलहामात् परराष्ट्रवशीकृतिर्मिद्ध्या दव्या परितापानुमानम्, तत्र क किमाह, कांश्चित् भुद्रदेवताना तथैव प्रत्यङ्गीकारात्। केवल तत्रापि तद्वस्तुदर्शनज्ञानादिनैव परितोषा, न पुनस्तद्भुक्त्या, निम्बपत्रकटुकतैलारनालधूमांशादीना हूयमानद्रव्याणामपि तद्भोज्यत्वप्रसङ्गात् । परमार्थतस्तु तत्तत्सहकारिसमवधानसचिवाराधकगता भक्तिरेव तत्तत्फल जनयति अचेतन चिन्तामण्यादौ तथा दर्शनात्। अतिथीना तु प्रीति सत्कारसम्पन्नपक्वान्नादिनापि साध्या। तदर्थ महोक्षमहाजादिप्रकल्पन निर्विवेकतामेव ख्यापयति ॥

પશુના હવનઆદિના દર્શન અને જ્ઞાનમાત્રથી જ પ્રસન્ન થાય છે તેઓ તે પશુ વગેરેના ભક્ષણથી કઈ તુષ્ટ થતા નથી જો હોમ કરાયેલા દ્રવ્યના ભોજનથી જ તેઓ તુષ્ટ થતા હોય, તો તે વખતે લીમડાના પાદડા, કડવુ તેલ, આરનાલ (=કાજી)ધૂમાશ વગેરેનો પણ હોમ થાય છે તો તેઓનુ પણ તે દેવો ભોજન કરે છે, તેમ માનવુ પડશે માટે હકીકતમા તો તે-તે સહકારી કારણોથી યુક્ત આરાધકોની ભક્તિ જ તે-તે ફળને ઉત્પન્ન કરે છે કેમકે ચિતામણિ વગેરે અચેતન વસ્તુઓમા પણ તેવો જ બોધ થાય છે તેથી સ્વપુણ્યના ઉદયથી યુક્ત ભક્તિ જ અહી ફળદાતા છે અતિથિને ખુશ કરવા માટે સારી રીતે રાધેલા સ્વાદિષ્ટ પકવાન્ન વગેરે જ પર્યાપ્ત છે એટલા ખાતર મોટા બળદ કે મોટા બકરાનુ માસ ધરવુ એ પોતાના અવિવેકનુ જ પ્રદર્શન છે (મોટા બળદ કે બકરા દ્વારા જ તુષ્ટ થતા અતિથિને બળદ કે બકરો ધરવો જોઇએ એમ કહેવામા તો મા-બાપ કે પુત્રના માસથી તુષ્ટ થતા અતિથિને મા-બાપ કે પુત્રનુ માસ ધરવાની આપત્તિ આવશે અર્થાત અતિથિની અયોગ્ય ઇચ્છાને પૂરી કરી તેને પ્રસન્ન કરવાની ચેષ્ટા વિવેકભર્યા નથી )

## પિતરોની તૃપ્તિની અસિદ્ધિ

'*પિતરોને પ્રીતિ થાય છે*' એ કથન પણ અનૈકાતિક છે શ્રાદ્ધાદિ કરવા છતા ઘણાય લોકોના સતાનની વૃદ્ધિ દેખાતી નથી અને શ્રાદ્ધાદિ કરતા ન હોવા છતા ગધેડા, ભૂડ, બકરા વગેરેની જેમ કેટલાકને સતાન વૃદ્ધિ સુતરામ દેખાય છે તેથી શ્રાદ્ધ વગેરેનુ વિધાન મુગ્ધલોકોને ઠગવા માટે જ છે નરકાદિ બીજી ગતિને પામેલા પૂર્વજો પોતે જ કરેલા દુષ્કૃત અને સુકૃતને અનુસારે નારકાદિગતિમા દુ ખ કે સુખને અનુભવે છે તેઓ શુ કામ સ્વપુત્ર વગેરે દ્વારા અપાતા પિણ્ડને આરોગવાની ઇચ્છા પણ કરે ? (દેવલોકમા ગયા હોય તો ત્યા વિશિષ્ટ સામગ્રીને ભોગવતા હોવાથી આ મનુષ્યોની તુચ્છ સામગ્રીને ઇચ્છે નહી નરકાદિ બાકીની ગતિમા ગયેલાને તો પૂર્વભવ વગેરેનુ તથા શ્રાદ્ધાદિનુ જ્ઞાન જ થતુ નથી-તો પછી ઇચ્છાની તો વાત જ શી કરવી ?)તમારા જ મતવાળાએ કહ્યુ છે કે, "*જો શ્રાદ્ધ મરેલા પણ જીવોના તૃપ્તિમાટેનુ કારણ બનતુ હોય, તો બૂઝાઇ ગયેલા દીવાની શિખાને તેલાદિ સ્નેહે વધારવી જોઇએ*"

**શકા** - શ્રાદ્ધ વગેરે કરવાથી પિતરોને પુણ્યનો લાભ થાય છે

**સમાધાન** - આ વાત પણ અયોગ્ય છે શ્રાદ્ધથી ઉત્પન્ન થયેલુ પુણ્યકર્મ પોતે જડ છે અને પગ વિનાનુ છે તેથી તે કઈ જગતના કોઇ અગોચર ઠેકાણે રહેલા પિતરને ઓળખી તેની પાસે પહોચી જાય તેવો સભવ જ નથી ! પિતરો તે શ્રાદ્ધને જોઇ તેની અનુમોદના કરે, તો અનુમોદનાના બળે ઉત્પન્ન થતુ કર્મ તેમને પ્રાપ્ત થાય પરતુ દુનિયાના કોઇક છેવાડે ફેકાઇ ગયેલા પિતરોને આ શ્રાદ્ધનુ દર્શન પ્રાય અશક્ય છે અને શક્ય હોય તો પણ પોતાના આ શ્રાદ્ધની અનુમોદનાથી પોતાને પુણ્ય જ મળે તે અસિદ્ધ છે

## શ્રાદ્ધથી કર્ત્તાને પણ અલાભ

**પૂર્વપક્ષ** - પૂર્વજોના ઉદ્દેશથી કરાતા શ્રાદ્ધાદિથી પુત્રોને તો દાતાની જેમ જ પુણ્ય બધાશે

**ઉત્તરપક્ષ** - પુત્રે તો શ્રાદ્ધાદિજન્ય પુણ્યને પોતાના અધ્યવસાયથી ઊતારી દીધુ છે કેમ કે શ્રાદ્ધાદિ કરતી વખતે પુત્ર તજ્જન્ય પુણ્યાદિ બધુ પૂર્વજોને અર્પણ કરે છે કેમકે પુત્ર પૂર્વજોના શ્રેયમાટે જ શ્રાદ્ધાદિ કરે છે

पितृणा पुन प्रीतिरनकान्तिको श्राद्धादिविधानेनापि भूयसा सन्तानवृद्धेरनुपलब्धे, तदविधानेऽपि च केषाञ्चिद् गदभशूकराजादीनामिव सुतरा तद्दशनात्। ततश्च श्राद्धादिविधान मुग्धजनविप्रतारणमात्रफलमेव। ये हि लोकान्तर प्राप्तास्ते तावत् स्वकृतसुकृतदुष्कृतकमानुसारण सुरनारकादिगतिपु सुखमसुख वा भुञ्जाना एवासते ते कथमिव तनयादिभिरावजित पिण्डमुपभाक्तु स्पृहयालवोऽपि स्यु । तथा च युष्मद्यूथिन पठन्ति – *"मृतानामपि जन्तूना श्राद्ध चत् तृप्तिकारणम्। तन्निर्वाणप्रदीपस्य स्नेह सवर्धयेच्छिखाम्"* ॥ इति । कथ च श्राद्धविधानाद्यर्जित पुण्य तपा ममोपमुपतु, तस्य तदन्यकृतत्वात् जडत्वाद् निश्चरणत्वाच्च ॥

આમ શ્રાદ્ધાદિજન્ય પુણ્યને પોતાના પુણ્ય તરીકે નહીં વિચારતા પુત્રને તે પુણ્ય પ્રાપ્ત થશે જ નહિ તેમજ પૂર્વજોને તે પુણ્યનો ઉપયોગ ન હોવાથી તેમને પણ એ પુણ્ય પ્રાપ્ત થશે નહિ તેથી બેમાથી કોઇનુ નહિ થયેલુ તે પુણ્ય ત્રિશકુની જેમ વચ્ચે જ નાશ પામશે વળી વાસ્તવમા તો આ પુણ્ય પાપાનુબન્ધિ પુણ્યરૂપ હોવાથી પાપરૂપ જ છે (જે પુણ્યના ઉદયમા પાપનો બધ થાય તે પાપાનુબધિ પુણ્ય )

**પૂર્વપક્ષ** – બ્રાહ્મણો જેટલુ આરોગશે તેટલુ પૂર્વજોને પ્રાપ્ત થશે

**ઉત્તરપક્ષ** – તમારી આ વાત વિશ્વાસજનક નથી બ્રાહ્મણોએ જ ઉપભોગ કરેલી વસ્તુ પૂર્વજોને પહોચે એમા ખાતરી શી ? કેમ કે આ ભોજનથી તો માત્ર બ્રાહ્મણોનુ જ પેટ મોટુ થયેલુ દેખાય છે અને 'બ્રાહ્મણોના શરીરમા પૂર્વજોનો સક્રમ થાય છે ' એવી કલ્પના તો શ્રદ્ધાનો વિષય પણ બની શકે તેમ નથી કેમકે ભોજન વખતે તેઓ બ્રાહ્મણોના પેટમા સક્રમિત થાય છે તેવુ કોઇને દેખાતુ નથી બલ્કે બ્રાહ્મણો જ તૃપ્ત થયેલા દેખાય છે અને શ્રાદ્ધમા અત્યત લોલુપ થઇને મોટા કોળિયાથી ભોજન કરતા બ્રાહ્મણો સાક્ષાત્પ્રેત જેવા લાગતા હોય છે અર્થાત્ પ્રેતાદિ બનેલા પૂર્વજોનો સક્રમ તો દૂર રહો, પણ અતિગૃદ્ધિથી આહાર કરતા બ્રાહ્મણો પોતે જ પ્રેત જેવા બની જાય છે તેથી આવા વ્યર્થ શ્રાદ્ધાદિથી સર્યુ

શકા – 'ગયા' વગેરે તીર્થસ્થાનોમા પૂર્વજો શ્રાદ્ધાદિની યાચના કરે છે તે બતાવે છે કે પૂર્વજોને શ્રાદ્ધ ઇષ્ટ છે અને તે શ્રાદ્ધથી તેમને લાભ થાય છે

સમાધાન – ત્યા કેટલાક ઠગવાવાળા વિભગજ્ઞાની વ્યતરાદિદેવો જ યાચના કરતા હોય તેવો નિશ્ચય કરવો પૂર્વજોને તો આ બાબતમા કોઇ નિસબત નથી

## વેદની આગમ તરીકે અસિદ્ધિ

યજ્ઞાદિથી દેવતાદિને પ્રીત્યાદિ બાબતમા તમે આગમને પ્રમાણ તરીકે અગાઉ જે દર્શાવ્યુ તે પણ અયુક્ત છે આ આગમ પૌરુષેય છે કે અપૌરુષેય છે ? જો પૌરુષેય (=પુરુષદ્વારા નિર્મિત )હોય, તો સર્વજ્ઞપુરુષ વડે રચિત છે કે અસર્વજ્ઞવડે ? સર્વજ્ઞપુરુષથી નિર્મિત છે એ વિકલ્પ તો અગ્રાહ્ય છે કેમકે તમે કોઇ મનુષ્યને સર્વજ્ઞ તરીકે સ્વીકારતા નથી તમારો સિદ્ધાત છે કે, *"અતીન્દ્રિયઅર્થોને સાક્ષાત્ જોનાર કોઇ નથી અતીન્દ્રિયઅર્થોની યથાર્થતાનો નિશ્ચય નિત્ય એવા વેદવાક્યોથી જ સિદ્ધ છે"* આગમને જો અસર્વજ્ઞરચિત માનવામા આવે, તો કોઇને તેના પર વિશ્વાસ જ ન બેસે કેમકે તેમા ભૂલ થવાનો સભવ છે, તેથી પૌરુષેય વિકલ્પથી તો વેદવાક્યો આગમતરીકે સિદ્ધ થતા નથી

(અસર્વજ્ઞએ રચેલા આગમમા અજ્ઞાન, રાગ કે દ્વેષથી ભૂલ થવાનો સભવ છે અલબત્ત, આ ભૂલ સર્વત્ર થાય તેવો એકાત નથી પણ આગમના કયા સ્થળે ભૂલ છે ? તેનો નિર્ણય ન થાય ત્યા સુધી સર્વત્ર શકા રહે વળી એક સ્થળે ભૂલ ઉપલબ્ધ થયા પછી અન્યત્ર પણ તેવી શકા રહ્યા કરે માટે અસર્વજ્ઞપ્રણીત આગમ અમાન્ય છે

अथ तेषामुद्देशेन श्राद्धादिविधानऽपि पुण्य दातुरेव तनयादे स्यादिति चेत् ? तन्न। तेन तज्जन्यपुण्यस्य स्वाध्यवमायादुत्तारितत्वात्। एव च तत्पुण्य नैकतरस्यापि इति विचाल एव विलीन त्रिशङ्कुज्ञातेन। किन्तु पापानुबन्धिपुण्यत्वात् तत्त्वत पापमेव। अथ विप्रोपभुक्त तेभ्य उपतिष्ठत इति चेत्? क इवैतत्प्रत्येतु। विप्राणामेव मेदुरोदरतादर्शनात्। तद्वपुषि च तेषा सक्रम श्रद्धातुमपि न शक्यत, भाजनावसर तत्सङ्क्रमलिङ्गस्य कस्याप्यनवलोकनात्, विप्राणामेव च तृप्ते साक्षात्करणात्। यदि पर त एव स्थूलकवलैराकुलतरमतिगाद्‌ध्याद् भक्षयन्त प्रेतप्राया, इति मुधैव श्राद्धादिविधानम्। यदपि च गयाश्राद्धादियाचनमुपलभ्यते, तदपि तादृशविप्रलम्भकविभङ्गज्ञानिव्यन्तरादिकृतमेव निश्चेयम् ॥

---

શકા – તો તમે તમારા અસર્વજ્ઞ ચૌદપૂર્વધરવગેરે પૂર્વાચાર્યોએ રચેલા ગ્રન્થોને કેમ આગમ તરીકે સ્વીકારો છો ? શુ આ તમારો પક્ષપાત નથી ?

સમાધાન – ના પક્ષપાત નથી અમ પૂર્વધરઆદિ પૂર્વાચાર્યોના ગ્રન્થોને આગમ તરીકે માન્ય એટલા માટે જ રાખીએ છીએ કે, તે બધા ગ્રન્થો સર્વજ્ઞે અર્થથી પકાશેલા આગમને અનુસારે હોય છે, નહિ કે સ્વતંત્ર સ્વમતિકલ્પનાથી રચાયેલા જ્યારે તમારા અસર્વજ્ઞપૌરુષેયઆગમ તો અસર્વજ્ઞએ સ્વમતિકલ્પનાથી રચેલા છે નહી કે કોઇ સર્વજ્ઞના કથનને અનુસારે, તેથી અમાન્ય છે

શકા – જો તમારા પૂર્વાચાર્યોનાં ગ્રન્થો સર્વજ્ઞવચન અનુસારે હોય, તો તેઓમાં પરસ્પર વિરોધાભાસ, મત-મતાન્તરો દેખાય છે, તે શી રીતે સભવે ? આ વિરોધ અને મતમતાન્તર જ એમ સૂચવે છે કે, તમારા પૂર્વાચાર્યોના ગ્રન્થો સર્વજ્ઞપ્રણીત કે સર્વજ્ઞવચન અનુસાર નથી

સમાધાન – પૂર્વાચાર્યોએ રચેલા ગ્રન્થોમાં પ્રાય એકવાક્યતા જ જળવાયેલી છે આ એકવાક્યતા સર્વજ્ઞવચન અનુસારે જ આ ગ્રથો રચાયા છે એનો સબળ પુરાવો આપે છે અન્યથા વિચિત્ર ક્ષયોપશમવાળા છદ્મસ્થોના વચનોમાં આટલી સામ્યતા પ્રાય જોવા મળે જ નહિ હ! કો'ક કો'ક સ્થળે પ્રથમનજરે વિરોધ દેખાય, પણ જો જૂદા-જૂદા નયોની દૃષ્ટિથી વિચાર કરો, તો એ વિરોધ જોવા ન મળે તેથી જ શાસ્ત્રકારો પણ એ દેખાતા વિરોધનુ 'વ્યાખ્યાનથી વિશેષ પ્રતિપત્તિ' ઇત્યાદિ ન્યાયથી સમાધાન આપે છે વિષમકાળાદિના કારણે કે, લહિયાઓની ભૂલઆદિના કારણે મતમતાંતર પણ ક્યાક દેખાય છે, પણ તે તદ્દન નગણ્ય છે વળી તે દરેક સ્થળે પૂર્વાચાર્યો સર્વજ્ઞના વચનને વફાદાર રહેવા જ પ્રયત્નશીલ હોય છે, તેથી વિશેષનિશ્ચય ન થાય, ત્યા સુધી 'तत्त्व तु केवलिगम्य' કહી પોતાની અસર્વજ્ઞતા સ્વીકારી અને સર્વજ્ઞ પતિ શ્રદ્ધાપૂર્વક એ મતાનરોનો પણ સમાવેશ કરે છે તેથી આ બધાથી કંઇ 'પૂર્વાચાર્યોના ગ્રન્થો સર્વજ્ઞવચન અનુસાર નથી' તેમ કહી દેવાય નહિ. ટૂંકમાં સર્વજ્ઞપુરુષના વચનની વફાદારીથી રચાયેલા હોવાથી જ અસર્વજ્ઞ એવા પણ પૂર્વાચાર્યોના ગ્રન્થો અમને આગમ તરીકે માન્ય છે પણ વૈદિકો આમ કહી શકે તેમ નથી કેમ કે તેઓએ તો કોઇ સર્વજ્ઞ પુરુષનો સ્વીકાર જ કર્યો નથી )

## અપૌરુષેય આગમની અસિદ્ધિ

વેદવાક્યો અપૌરુષેય તો સભવતા જ નથી કેમકે વચનો હોય, અને તેના બોલનાર કોઇ વ્યક્તિ ન હોય, તેવુ સ્વરૂપ જ અસંભવિત છે દા. ત ઘોડાના શિગડાનુ સ્વરૂપ વચન પુરુષના તથાપ્રકારની ક્રિયાથી ઉત્પન્ન થવાના સ્વભાવવાળુ હોય છે તેથી પુરુષની ક્રિયાના અભાવમા વચન સંભવે નહિ ક્યાય બોલનારના અભાવમા વચનનો ઉચ્ચાર થતો દેખાતો નથી

શકા .- આકાશવાણી થાય છે ત્યારે પુરુષની તેવા પ્રકારની ક્રિયા વિના પણ વચનોચ્ચાર થાય છે અને સભળાય છે

સમાધાન – એવા સ્થળે દેવવગેરે અદૃષ્ટ વક્તાની જ આશકા થાય છે વક્તા અદૃષ્ટ હોવાથી તેના દ્વારા થતી ક્રિયા પણ અદૃષ્ટ છે પણ તેટલા માત્રથી તે ક્રિયાનો અભાવ સિદ્ધ થતો નથી તેથી અનુમાન પ્રયોગ

यदप्युदितम् आगमश्चात्र प्रमाणमिति । तदप्यप्रमाणम् । स हि पौरुषेयो वा स्यात्, अपौरुषेयो वा ? पौरुषेयश्चेत् ? सर्वज्ञकृत, तदितरकृतो वा ? आद्यपक्षे युष्मन्मतव्याहति । तथा च भवत्सिद्धान्त । *"अतीन्द्रियाणामर्थाना साक्षाद् द्रष्टा न विद्यते । नित्येभ्यो वेदवाक्येभ्यो यथार्थत्वविनिश्चय"* ॥ १ ॥ द्वितीयपक्षे तु तत्र दोषवत्कर्तृत्वेनानाश्वासप्रसङ्ग । अपौरुषेयश्चेत् न सम्भवत्येव, स्वरूपनिराकरणात्, तुरङ्गशृङ्गवत् । **तथाहि** । उक्तिर्वचनमुच्यते इति चेति पुरुषक्रियानुगत रूपमस्या । एतत्क्रियाऽभावे कथ भवितुमर्हति । न चैतत् केवल क्वचिद् ध्वनदुपलभ्यते । उपलब्धावप्यदृश्यवक्त्राशङ्कासम्भवात् । तस्मात् यद् वचन तत् पौरुषेयमेव, वर्णात्मकत्वात्, कुमारसम्भवादिवचनवत्। वचनात्मकश्च वेद । **तथा चाहु** – *"ताल्वादिजन्मा ननु वर्णवर्गो वर्णात्मको वेद इति स्फुट च । पुसश्च ताल्वादि तत कथ स्यादपौरुषेयोऽयमिति प्रतीति"* ॥

– 'જે વચનરૂપ છે તે પૌરુષેય છે કેમકે વર્ણાત્મક છે જેમ કે **કુમારસભવવગેરે** વચનો વેદ પણ વચનાત્મક છે તેથી પૌરુષેય છે ' તેથી જ કહ્યુ છે *"વર્ણ = અક્ષરસમુદાય તાલુ વગેરે સ્થાનોમાથી ઉત્પન્ન થાય છે' અને વેદ વર્ણાત્મક છે તે સ્પષ્ટ છે તથા તાલુવગેરે તો પુરુષોને હોય છે (=પચેન્દ્રિય જીવોને હોય છે )તેથી આ વેદ અપૌરુષેય છે એવી પ્રતીતિ શી રીતે થાય ?"*

## અર્થની પૌરુષેયતા

વળી તમે શ્રુતિને અપૌરુષેય સ્વીકારીને પણ તેના અર્થનુ વ્યાખ્યાન તો પૌરુષેય જ માનો છો અર્થાત્ તમે અપૌરુષેય શ્રુતિનો પણ આમ તરીકે ઇષ્ટ પુરુષે કરેલો અર્થ જ માન્ય રાખો છો જો પુરુષકૃત અર્થ પણ અમાન્ય હોય તો *"અગ્નિહોત્ર જુહુયાત્"* આ વાક્યનો અર્થ 'કુતરાનુ માસ ખાવુ–એમ પણ કરવામા પ્રતિબધક ન રહે કેમકે અમુક જ અર્થ થાય, એમ દર્શાવનાર નિયામકનો અભાવ રહે તેથી 'સ્વર્ગની ઇચ્છાવાળાએ અગ્નિહોત્ર યજ્ઞ કરવો' ઇત્યાદિ અર્થ દર્શાવનાર કોઇક આપ્તપુરુષ તો માન્ય રાખવો પડે તેથી અર્થને તો પૌરુષેય માનવો જ પડશે અને અર્થની જ પ્રધાનતા હોવાથી સૂત્ર પૌરુષેય કે અપૌરુષેય હોય તેની કિમત રહેતી નથી તેથી સૂત્રરૂપવેદને પણ પૌરુષેય માનવા જ સગત છે અથવા તો *'તુષ્યતુ દુર્જન'* એ ન્યાયથી વેદને અપૌરુષેય માની લો તો પણ તે પ્રમાણરૂપ બની ન શકે કારણ કે આપ્તપુરુષ પ્રણીત વાણી જ પ્રમાણરૂપ બને છે જ્યારે વેદ તો અપૌરુષેય છે આપ્તપુરુષપ્રણીત નથી તેથી પ્રમાણરૂપ નથી આમ વેદનુ અપ્રામાણ્ય જ સિદ્ધ થાય છે તેથી તેને અનુસરનારી સ્મૃતિઓ પણ અપ્રમાણિત છે તેથી વેદ અને સ્મૃતિઓમા દર્શાવેલી યજ્ઞ અને શ્રાદ્ધાદિગત હિસા પણ પ્રમાણરહિત છે

## વૈદિકહિસા આપવાદિક – પૂર્વપક્ષ

**પૂર્વપક્ષ** – 'સર્વ જીવોની હિસા ન કરવી જોઇએ ' એવા અર્થવાળુ શાસ્ત્રવચન ઔત્સર્ગિક છે (વિશેષકારણ સિવાય સામાન્યથી સર્વદા કરણીય હોય તે ઉત્સર્ગવિધિ છે તથા વિશેષકારણે જે કરણીય બને તે અપવાદ ) દરેક શાસ્ત્રીય વિધિ–નિષેધ બે પ્રકારના હોય છે (૧)ઔત્સર્ગિક–સામાન્યથી વિધિરૂપ (૨)અને આપવાદિક – વિશેષપ્રસગે કરવારૂપ તેમા 'ન હિસ્યાત્' ઇત્યાદિ નિષેધ ઔત્સર્ગિક માર્ગ છે અને વેદથી વિહિત યજ્ઞાદિવિષયક હિસા આપવાદિકવિધિ છે અપવાદવિધિ વિશેષપ્રસગે જ આદરણીય હોવાથી બળવાન બને છે અને ઉત્સર્ગવિધિને બાધ કરી પ્રવૃત્ત થાય છે શ્રુતિમા બતાવેલી હિસા આપવાદિક હોઇ ઉત્સર્ગને બાધિત કરીને પ્રવર્તશે, તેથી દોષરૂપ નથી એવો ન્યાય છે કે, *"ઉત્સર્ગ અને અપવાદ વિધિમા અપવાદવિધિ બળવાન છે"* જો ઉત્સર્ગવિધિ અપવાદવિધિને બાધિત કરતી હોય, તો અપવાદવિધિ નિષ્પ્રયોજન બની જાય વળી તમને (જૈનોને)

श्रुतेरपौरुषेयत्वमुररीकृत्यापि तावद्भवद्भिरपि तदर्थव्याख्यानं पौरुषेयमेवाङ्गीक्रियते। अन्यथा "*अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः*"[1] इत्यस्य श्वमांसं भक्षयेदिति किं नार्थः, नियामकाभावात्? ततो वरं सूत्रमपि पौरुषेयमभ्युपगतम्। अस्तु वा अपौरुषेयं, तथापि तस्य न प्रामाण्यम्। आप्तपुरुषाधीना हि वाचां प्रमाणतेति। एवं च तस्याप्रामाण्ये, तदुक्तस्तदनुपातिस्मृतिप्रतिपादितश्च हिंसात्मको यागश्राद्धादिविधिः प्रामाण्यविधुर एवेति॥

अथ योऽयं "*न हिंस्यात् सर्वभूतानि*"[2] इत्यादिना हिंसानिषेधः स औत्सर्गिको मार्गः, सामान्यतो विधिरित्यर्थः। वेदविहिता तु हिंसा अपवादपदम्, विशेषतो विधिरित्यर्थः। ततश्चापवादेनोत्सर्गस्य बाधितत्वाद् न श्रौता हिंसाविधिर्दोषाय, '*उत्सर्गापवादयोरपवादो विधिर्बलीयान्*'[3] इति न्यायात्। भवतामपि हि न खल्वेकान्तेन हिंसानिषेधः, तत्तत्कारणे जाते पृथिव्यादिप्रतिसेवनानुज्ञानात्, ग्लानाद्यसंस्तरे[4] आधाकर्मादिग्रहणभणनाच्च[5]। अपवादपदं च याज्ञिकी हिंसा, देवतादिप्रीतेः, पुष्टालम्बनत्वात्॥

---

પણ હિંસાનો એકાંત નિષેધ ઇષ્ટ નથી. તે-તે કારણો ઉત્પન્ન થાય ત્યારે પૃથિવ્યાદિ સચિત્તનું સેવન કરવાની અનુજ્ઞા જિનેશ્વરે આપેલી જ છે. વળી ગ્લાનાદિ કારણોમાં કે જેમાં અન્યથા સંયમપોષક દેહનો નિર્વાહ શક્ય નથી, તેમાં આધાકર્મ (સાધુના હેતુથી વસ્તુને સચિત્તમાંથી અચિત્ત બનાવવી તે ક્રિયા આધાકર્મ. આ ક્રિયાથી બનેલી વસ્તુ પણ આધાકર્મ કહેવાય )વગેરેનું ગ્રહણ કરવાનું કહ્યું જ છે. તેથી તમને પણ અપવાદરૂપે હિંસા ઇષ્ટ છે તે સિદ્ધ થાય છે. યજ્ઞસંબંધી હિંસા પણ અપવાદરૂપ છે, કેમકે તેમાં દેવતાવગેરેની પ્રસન્નતારૂપ પુષ્ટઆલંબન છે, તેથી તે દુષ્ટ નથી. તેમ સિદ્ધ થાય છે.

## ઉત્સર્ગ-અપવાદ એકપ્રયોજનસાધક

આવા પૂર્વપક્ષને મનમાં ધારીને સ્તુતિકાર 'નોત્સૃષ્ટમ' વગેરે દર્શાવે છે. 'અન્યાર્થં' આ પદ મધ્યે રહેલું છે તેનો અન્વય ડમરુકમણિન્યાયથી આગળ-પાછળ એમ બંને સ્થળે કરવાનો છે. તેથી અન્યપ્રયોજનમાટે પ્રયુક્ત ઔત્સર્ગિક વાક્ય અન્યપ્રયોજનમાટે પ્રયુક્ત વાક્યથી અપવાદનો વિષય ન બની શકે. શાસ્ત્રમાં જે અર્થમાટે ઉત્સર્ગનું વિધાન હોય, તેજ અર્થમાટે અપવાદનું વિધાન હોય છે. કેમકે નિમ્ન-ઉન્નત વ્યવહારની જેમ ઉત્સર્ગ-અપવાદ પણ એકબીજાને સાપેક્ષ રહીને એક જ પ્રયોજનને સાધે છે. તેથી ભિન્નવિષયકઉત્સર્ગને ભિન્નવિષયકઅપવાદ બાધિત ન કરી શકે. એટલે કે ઉત્સર્ગવિધિ માટે ભિન્નવિષયકવિધિ અપવાદવિધિ ન બની શકે. જેમ કે જૈન શ્રમણોએ સંયમના પાલન માટે નવકોટિ (મન-વચન- કાયાથી, કરવું-કરાવવું-અનુમોદવું) થી વિશુદ્ધ આહાર ગ્રહણ કરવો એ ઉત્સર્ગ છે. કેમકે જો આહાર-મનથી કરવું વગેરે એક પણ કોટિથી અશુદ્ધ હોય તો ભાવહિંસાદિનો સંભવ છે. અને સંયમને અતિચારાદિ લાગે. હવે તેવા પ્રકારની દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આપત્તિઓ આવે અને બીજો કોઇ ઉપાય ન હોય તો પંચકાદિ (છેદસૂત્રમાં પ્રાયશ્ચિત્તોને માટે સંજ્ઞાઓ કરી છે. તેમાં આ સૌથી ઓછા પ્રાયશ્ચિત્તની સંજ્ઞા છે )યતનાથી અનેષણીયાદિ ગ્રહણ કરવું એ અપવાદ છે. અર્થાત્ બને એટલા ઓછા પ્રાયશ્ચિત્તનું કારણ બને તેવા અશુદ્ધ આહારઆદિને યતનાથી ગ્રહણ કરવા એ અપવાદ છે. આ અપવાદમાર્ગ પણ સંયમની રક્ષાના હેતુથી જ છે. કેમકે તે વખતે ઉત્સર્ગનો આગ્રહ રાખવામાં જીવિતનાશનો અને દેવલોકઆદિમાં અસંયમમાં જવાનો પ્રસંગ આવે. અહીં બને એટલા ઓછા દોષવાળું ગ્રહણ કરવાનું વિધાન

---

१ तैत्तरीयसंहिता। २ छान्दोग्य उ ८। ३ स्मरहरगणसमुच्चितस्मव्याकरणस्थन्याय। ४ संयमनिर्वाहे। ५ आधाय साधुं चेतसि प्रणिधाय यत्क्रियते भक्तादि तदाधाकर्म। पृषोदरादित्वादिति यलोपः। आधानं साधुनिमित्तं चेतसः प्रणिधानं यथामुकस्य साधोः कारणेन मया भक्तादि पचनीयमिति। आधया कर्म पाकादिक्रिया आधाकर्म। तद्योगाद् भक्ताद्यपि आधाकर्म।

इति परमाशङ्क्य स्तुतिकार आह। नात्सृष्टमित्यादि। अन्यार्थमिति मध्यवर्ति पद डमरुकमणिन्यायेनोभयत्रापि सम्बन्धनीयम्। *अन्यार्थमुत्सृष्टम् – अन्यस्मै कार्याय प्रयुक्तम् – उत्सर्गवाक्यम्, अन्यार्थप्रयुक्तेन वाक्येन नापोद्यते–* नापवादगोचरीक्रियते। यमेवार्थमाश्रित्य शास्त्रेषूत्सर्ग प्रवर्तते, तमेवार्थमाश्रित्यापवादोऽपि प्रवर्तते तयोर्निम्नोन्नतादिव्यवहारवत् परस्परसापेक्षत्वेनैकार्थसाधनविषयत्वात्। यथा जैनाना सयमपरिपालनार्थं नवकोटिविशुद्धाहारग्रहणमुत्सर्ग। तथाविधद्रव्यक्षेत्रकालभावापत्सु च निपतितस्य गत्यन्तराभावे पञ्चकादियतनया अनेषणीयादिग्रहणमपवाद। सोऽपि च सयमपरिपालनार्थमेव। न च मरणैकशरणस्य गत्यन्तराभावोऽसिद्ध इति वाच्यम्। '*सव्वत्थ सजम सजमाओ अप्पाणमेव रक्खिज्जा। मुच्चइ अइवायाओ पुणो विसोही न याऽविरई*' ॥ इत्यागमात् ॥

तथा आयुर्वेदेऽपि यमेवैक रोगमधिकृत्य कस्याञ्चिदवस्थाया किञ्चिद्वस्त्वपथ्य, तदेवावस्थान्तरे तत्रैव रोगे पथ्यम्– '*उत्पद्यते हि सावस्था देशकालामयान् प्रति। यस्यामकार्य कार्य स्यात् कर्मकार्य तु वर्जयेत् ॥*' इति वचनात्। यथा बलवदादज्वरिणो लङ्घन, क्षीणधातोस्तु तद्विपर्यय। एव देशाद्यपेक्षया ज्वरिणोऽपि दधिपानादि योज्यम्। तथा च वैद्या – '*कालाविरोधि निर्दिष्ट ज्वरादौ लङ्घन हितम्। ऋतेऽनिलश्रमक्रोधशोककामकृतज्वरान्* ॥ एव च य पूर्वमपथ्यपरिहारो यत्र, तत्रावस्थान्तरे तस्यैव परिभोग। स खलूभयोरपि तस्यैव रोगस्य शमनार्थ। इति सिद्धमेकविषयकत्वमुत्सर्गापवादयोरिति ॥

---

જ 'અપવાદ પણ સયમની રક્ષામાટે છે' તેમ સિદ્ધ કરે છે

**શકા –** દ્રવ્યાદિઆપત્તિ વખતે મરણની નજીક આવેલ મુનિમાટે દોષિતનુ ગ્રહણ કરવા કરતા મરણ જ સગત છે તેથી મરણરૂપ બીજો ઉપાય હોવા છતા દોષિત ગોચરી વગેરે ગ્રહણ કરવુ સારૂ નથી

**સમાધાન –** સયમ એ રક્ષણીય છે દોષિત ગોચરી લેવાથી સયમને અતિચાર લાગે છે તે પણ બેશક સત્ય છે છતા પણ મરણ સ્વીકારવામા વધુ દોષ છે, જ્યારે દોષિત ગોચરીના ગ્રહણમા ઓછો દોષ છે, કારણ કે મરી જવાથી સયમને છોડી અસયમમા જવાનુ છે, કેમકે સયમ ભવાતરમા સાથે આવતુ નથી જ્યારે લાગેલા દોષોનુ તો આપત્તિ દૂર થયા પછી શુદ્ધીકરણ થઇ શકે છે આગમમા આ પ્રમાણે કહ્યુ છે કે, *"સર્વત્ર સયમ રક્ષણીય છે સયમથી પણ આત્મા જ રક્ષણીય છે કેમકે તેથી મુનિ અતિપાતથી (જીવિતભ્રષ્ટતા કે સયમભ્રષ્ટતાથી) બચે છે અને પ્રાયશ્ચિત્તાદિ દ્વારા વિશોધિ થાય છ અર્થાત્ સયમ વિશુદ્ધ થાય છે અને અવિરતિનો પ્રસગ આવતો નથી"*

## આયુર્વેદ મા પણ એક વિષયક ઉત્સર્ગ-અપવાદ

આયુર્વેદમા પણ જે રોગને આશ્રીને અમુક અવસ્થામા કોઇ વસ્તુ અપથ્ય હોય તે જ વસ્તુ તે જ રોગમા અન્ય અવસ્થામા પથ્ય તરીકે બતાવ્યુ છે તેથી જ –> *"દેશકાળને આશ્રયી ઉત્પન્ન થતા રોગો પ્રતિ એવી અવસ્થા ઊભી થાય છે કે જેમા અકાર્ય કાર્ય બને છ અને કાર્ય – અકાર્ય બને છે"* એમ કહ્યુ છે જેમકે સમર્થ વ્યક્તિને તાવ આવે તો લઘન = ઉપવાસ એ ઔષધ છે, જ્યારે ક્ષીણધાતુવાળા=દુર્બળને–તાવ આવે ત્યારે પેટ ભરીને વાપરવુ એ ઔષધ છે આ જ રીતે દેશાદિની અપેક્ષાએ 'તાવવાળા એ દહિ ખાવુ' એ પણ ઔષધરૂપ બને છે માટે જ વૈદ્યો *"વાયુ, થાક, ક્રોધ, શોક, અને કામથી ઉત્પન્ન થયેલા તાવને છોડીને બાકીના તાવવગેરેમા કાળને અવિરોધી એવુ લઘન હિતકારી છે"* આમ પહેલા જ્યા જે અપથ્યનો પરિહાર કરવામા આવે, તેનો જ ત્યા અવસ્થાન્તરે પરિભોગ થાય છે આ પરિહાર અને પરિભોગ બને તે એક જ રોગના શમ માટે છે આમ

---

१ छाया–सर्वत्र सयम सयमादात्मानमेव रक्षेत्। मुच्यतेऽतिपातात्पुनर्विशोधिर्न चाविरति ॥ निशीथचूर्णौपीठिकागाथा ४५१ इत्यस्य चूर्णौ।

भवता चोत्सर्गोऽन्याथ अपवादश्चान्याथ *"न हिंस्यात् सर्वभूतानि"* इत्युत्सर्गो हि दुर्गतिनिषेधार्थ । अपवादस्तु वैदिकहिंसाविधिर्देवताऽतिथिपितृप्रीतिसपादनार्थ । अतश्च परस्परनिरपेक्षत्वे कथमुत्सर्गोऽपवादेन बाध्यत, *"तुल्यबलयार्विरोध"* इति न्यायात्, भिन्नार्थत्वेऽपि तन तद्बाधने अतिप्रसङ्गात्। न च वाच्य वैदिकहिंसाविधिरपि स्वर्गहेतुतया दुर्गतिनिषेधार्थ एवेति, तस्योक्तयुक्त्या स्वर्गहेतुत्वनिर्लोठनात्। तमन्तरेणापि च प्रकारान्तरैरपि तत्सिद्धिभावात्। गत्यन्तराभावे ह्यपवादपक्षकक्षीकार (युक्त ?)। न च वयमेव यागविधे सुगतिहेतुत्व नाङ्गीकुर्महे, किन्तु भवदाप्ता अपि। यदाह व्यासमहर्षि – *"पूजया विपुल राज्यमग्निकार्येण सपद । तप पापविशुद्ध्यर्थ ज्ञान ध्यान च मुक्तिदम्"*॥ अत्राग्निक्रायशब्दवाच्यस्य यागादिविधिरूपायान्तरैरपि लभ्याना सपदामेव हेतुत्व वदन्नाचाय तस्य सुगतिहेतुत्वमर्थात् कदथितवानेव। तथा च स एव भावाग्निहोत्र ज्ञानपालीत्यादिश्लोके स्थापितवान् ॥

ઉત્સર્ગ અને અપવાદ બને એક વિષયક હોય છે તેમ સિદ્ધ થાય છે

## વૈદિકહિંસામા ઉત્સર્ગ–અપવાદની એકવિષયતાનો અભાવ

આપના મતે તો ઉત્સર્ગ અન્યવિષયક છે અને અપવાદ અન્યવિષયક છે *'ન હિંસ્યાત્ સર્વભૂતાનિ'* આ સ્થળે હિંસાનિષેધરૂપઉત્સર્ગ દુર્ગતિના નિવારણ અર્થે છે જ્યારે વૈદિકહિંસાવિધિરૂપ અપવાદ દેવતા, અતિથિ અને પૂર્વજોને પ્રીતિ ઉત્પન્ન કરવા માટે છે આમ આ બને (=ઉત્સર્ગ અને અપવાદ)પરસ્પરથી નિરપેક્ષ છે તેથી ઉત્સર્ગ અપવાદથી બાધિત થતો નથી કારણ કે *'તુલ્ય બળવાળાને વિરોધ હોય છે '* તેવો ન્યાય છે અર્થાત્–એક જ વિષયમા તુલ્ય રીતે પ્રાપ્ત બે વિધિ વચ્ચે વિરોધ હોય છે ભિન્નાર્થક હોવા છતા જો અપવાદ ઉત્સર્ગને બાધિત કરી શકે તો ઉત્સર્ગ સર્વત્ર બાધિત થશે અને ઉત્સર્ગનુ વિધાન જ નિરર્થક થશે ઇત્યાદિરૂપ અતિપ્રસંગ છે

શકા'– વેદવિહિત હિંસા સ્વર્ગહેતુક છે તેથી એ હિંસાથી દુર્ગતિનુ નિવારણ થાય છે અને સમાનવિષયક હોવાથી ઉત્સર્ગને બાધ લાગશે

સમાધાન – વેદવિહિત હિંસા પૂર્વોક્ત પ્રમાણે સ્વર્ગમાટે હેતુ નથી તેમ સિદ્ધ છે વળી આ હિંસા વિના પણ બીજા યમનિયમાદિ માર્ગ દ્વારા સ્વર્ગની પ્રાપ્તિ થઇ શકે છે જ્યારે અપવાદ તો બીજો ઉપાય ન હોય ત્યારે જ સેવ્ય માર્ગ છે તેથી આ હિંસા સ્વર્ગપ્રાપ્તિ માટે અપવાદમાર્ગ નથી *'યાગવિધિ સુગતિનો હેતુ નથી'* એમ માત્ર અમે નથી કહેતા, પરતુ તમારા આપ્તપુરુષો પણ કહે છે જેમ કે વ્યાસમહર્ષિ કહે છે –> *"પૂજાથી વિસ્તૃત રાજ્ય, તથા અગ્નિકાર્યથી સપત્તિ પ્રાપ્ત થાય છે તપ પાપની વિશુદ્ધિ માટે છે અને જ્ઞાન તથા ધ્યાન મોક્ષને આપે છે"* અહી અગ્નિકાર્યશબ્દથી યાગવિધિ ગ્રહણ થાય છે અને તેનુ પ્રયોજન સપત્તિની પ્રાપ્તિ બતાવી છે, કે જે તો બીજા ઉપાયોથી પણ પ્રાપ્ત થાય છે આમ યાગને માત્ર સપત્તિના હેતુ તરીકે જ બતાવ્યો છે તેથી તે યાગ સુગતિ માટે હેતુ નથી તેમ જ ફલિત થાય છે તેથી જ વ્યાસ પણ જ્ઞાનપાલી ઇત્યાદિ પૂર્વે દર્શાવેલા શ્લોકોથી ભાવઅગ્નિહોત્રયજ્ઞની જ સ્થાપના કરે છે

## વૈદિકહિંસા પાપજનિકા

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી તે વાદીઓનીચેષ્ટા દુષ્ટ છે તે ઉપમાથી ઘટાવે છે હે નાથ! આપના શાસનથી પરાઙ્મુખ એવા તેઓની ચેષ્ટા પુત્રને મારી રાજા થવાની ઇચ્છા જેવી છે જેમ કોઇ નિર્દય આશયવાળો અજ્ઞપુરુષ

१ हारिभद्राष्टकप्रकरणऽग्निकारिकाष्टकऽय श्लोका दृश्यते ।

तदेव स्थिते तेषा वादिना चेष्टामुपमया दूषयति स्वपुत्रेत्यादि । परेषा भवत्प्रणीतवचनपराङ्मुखाना *स्फुरित*=चेष्टितम्, *स्वपुत्रघाताद् नृपतित्वलिप्सासब्रह्मचारि* निजसुतनिपातेन राज्यप्राप्तिमनोरथसदृशम्। यथा किल कश्चिदविपश्चित् पुरुष परुषाशयतया निजमङ्गज व्यापाद्य राज्यश्रिय प्राप्तुमीहते । न च तस्य तत्प्राप्तावपि पुत्रघातपातककलङ्कपङ्क क्वचिदपयाति। एव वेदविहितहिसया देवतादिप्रीतिसिद्धावपि, हिसासमुत्थ दुष्कृत न खलु पराहन्यते । अत्र च लिप्साशव्द प्रयुञ्जान स्तुतिकारो ज्ञापयति, यथा तस्य दुराशयस्यासदृशतादृशदुष्कर्मनिर्माणनिर्मूलितसत्कर्मणो राज्यप्राप्तौ केवल समीहामात्रमेव, न पुनस्तत्सिद्धि । एव तेषा दुर्वादिना वेदविहिता हिसामनुतिष्ठतामपि देवतादिपरितोषणे मनोराज्यमेव। न पुनस्तेषामुत्तमजनपूज्यत्वमिन्द्रादिदिवौकसा च तृप्ति । प्रागुक्तयुक्त्या निराकृतत्वात् ॥ इति काव्यार्थ ॥ ११ ॥

પોતાના પુત્રને હણી રાજ્ય પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખે, અને કદાચ એવી ચેષ્ટા દ્વારા રાજ્ય મેળવે , તો પણ પુત્રના વધથી ઉત્પન્ન થયેલુ અને ચોટેલુ પાપકલક ક્યારેય પણ ધોવાતુ નથી, એજ પ્રમાણે વેદમા બતાવેલી હિસાથી કદાચ દેવવગેરે ખુશ પણ થાય, છતા પણ હિંસાથી ઉત્પન્ન થયેલુ દુષ્કૃત નષ્ટ થતુ નથી અહી લિપ્સા (મેળવવાની ઈચ્છા) આ શબ્દનો સ્તુતિકારે પ્રયોગ કર્યો છે તે દ્વારા સ્તુતિકાર પ્રકાશિત કરવા માગે છે કે "અનન્યસદેશ દુષ્કૃત્યના નિર્માણથી સર્વ સત્કૃત્યોનો નાશ કરનાર તે દુરાશયવાળી વ્યક્તિની રાજ્યપ્રાપ્તિ માટે માત્ર ઈચ્છા જ રહે છે પણ તેની સિદ્ધિ થતી નથી એજ પ્રમાણે, તે દુર્વાદીઓના વેદવિહિત હિંસા દ્વારા દેવતા વગેરેને પ્રસન્ન કરવાના મનોરથો માત્ર મનોરથો જ છે તેનાથી તેઓ નથી ઉત્તમજનને પૂજ્ય થતા, કે નથી થતી ઈન્દ્રાદિદેવોને તૃપ્તિ કારણ કે પૂર્વે જ આ વાતનુ નિરાકરણ કરવામા આવ્યુ છે"



साप्रत नित्यपरोक्षज्ञानवादिना मीमासकभेदभट्टानाम् एकात्मसमवायिज्ञानान्तरवेद्यज्ञानवादिना च यौगाना मत विकुट्टयन्नाह –

**स्वार्थावबोधक्षम एव बोध प्रकाशते नार्थकथान्यथा तु ।**
**परे परेभ्यो भयतस्तथापि प्रपेदिरे ज्ञानमनात्मनिष्ठम् ॥ १२ ॥**

*बोधो* = ज्ञान, स च स्वार्थावबोधक्षम एव प्रकाशते । *स्वस्य* =आत्मस्वरूपस्य, अर्थस्य च पदार्थस्य *योऽवबोध* =परिच्छेदस्तत्र, *क्षम एव* = समर्थ एव प्रतिभासते इत्ययोगव्यवच्छेद । प्रकाशते इति क्रिययाऽवबोधस्य प्रकाशरूपत्वसिद्ध सर्वप्रकाशाना स्वार्थप्रकाशकत्वेन, बोधस्यापि तत्सिद्धि । विपर्यये दूषणमाह । नार्थकथान्यथा त्विति।*अन्यथेति*–अर्थप्रकाशनेऽविवादाद्, ज्ञानस्य स्वसंविदितत्वानभ्युपगमे अर्थकथैव न स्यात् ।*अर्थकथा*=पदार्थसम्बन्धिनी

## જ્ઞાનની પરોક્ષતા અને પરાપેક્ષતાનુ ખડન

**હ**વે *'જ્ઞાન નિત્યપરોક્ષ છે'* અર્થાત્ 'પ્રત્યક્ષ નથી' એવુ માનવાવાળા ભટ્ટ મીમાસકોનાં મતને અને *"તેજ આત્મામા ઉત્પન્ન થતા જ્ઞાનાન્તરથી પૂર્વનુ જ્ઞાન સવેદ્ય છે"* તેમ માનતા યૌગના (=નૈયાયિકોના)મતને ખાડતા સ્તુતિકાર કહે છે

કાવ્યાર્થ – જ્ઞાન સ્વનો બોધ અને પદાર્થનો બોધ કરાવવામા સમર્થરૂપે જ પ્રકાશે છે અર્થાત્ જ્ઞાન સ્વ અને પદાર્થનો બોધ કરાવવામા સમર્થ છે જો તે (=જ્ઞાન)પોતાના સ્વરૂપનો જ બોધ કરાવવામા સમર્થ નથી, તો તે પર એવા જ્ઞેયને પ્રકાશિત કરે છે તેવી કથા જ ઊડી જશે (જે સ્વને પ્રકાશિત કરી ન શકે તે પરને શી રીતે પ્રકાશિત કરી શકે?)છતા પણ પૂર્વપક્ષના ભયથી પરમતવાળાઓ જ્ઞાનને સ્વનિષ્ઠ માનતા નથી અર્થાત *'જ્ઞાન સ્વસ્વરૂપ બોધક નથી'* તેમ માને છે

## જ્ઞાન સ્વસવેદનભૂત

બોધ=જ્ઞાન સ્વ=પોતાનુ સ્વરૂપ અર્થ – પદાર્થ, જ્ઞેય વસ્તુ, ક્ષમ=સમર્થ એવથી અહી અયોગવ્યવચ્છેદ છે તેથી બોધ સ્વ અને જ્ઞેયપદાર્થનુ સવેદન કરાવવામા સમર્થ જ છે જેઓ પ્રકાશરૂપ છે તે બધા જ સ્વ અને પરનો અવબોધ કરાવવામા સમર્થ છે બોધ પણ પ્રકાશરૂપ હોવાથી સ્વપરપ્રકાશક છે અનુમાન – 'બોધ સ્વપરપ્રકાશક છે કેમકે પ્રકાશરૂપ છે જેમકે દીપક વગેરે' જ્ઞાન જ્ઞેયપદાર્થનુ પ્રકાશક છે તે સર્વમાન્ય છે, તેથી જ્ઞાનને જો સ્વસવિદિત (=સ્વનુ સવેદન સ્વત કરાવનાર)ન માનીએ, તો જ્ઞાન અર્થનુ સંવેદન કરાવનાર છે એવી વાત પણ થઇ ન શકે તેથી પદાર્થના 'સત્ છે કે અસતરૂપ છે' ઇત્યાદિ સ્વરૂપનો વિચાર જ થઇ ન શકે વળી જો જ્ઞાન સ્વસવિદિત ન હોય, તો જ્ઞાનને પોતાનુ જ્ઞાન કરાવવા બીજા જ્ઞાનની અપેક્ષા રહેશે એ બીજા જ્ઞાનને સ્વના જ્ઞાનમાટે ત્રીજા જ્ઞાનની અપેક્ષા રહેશે એમ અનવસ્થાદોષ આવશે તથા જો જ્ઞાન સ્વસવિદિત ન હોય, તો જ્ઞાન પ્રથમ પોતાનો બોધ કરાવવાના કાર્યમા જ મગ્ન બનશે અને અર્થ તો જડ હોવાથી સ્વસ્વરૂપનો પ્રકાશ કરી ન શકે તેથી અર્થના સ્વરૂપનો વિચાર જ શી રીતે થશે? આમ જ્ઞાન સ્વસવિદિત છે તે યુક્તિથી ઉપપન્ન છે છતા પરતીર્થિકો જ્ઞાનને અનાત્મનિષ્ઠ=અસ્વસવિદિત માને છે કેમકે જ્ઞાનને સ્વસવિદિત માનવામા "પોતાનામા ક્રિયા માનવી વિરોધરૂપ છે" એવા પૂર્વપક્ષના ઉપાલભનો ભય છે અર્થાત્ પોતાનામા જ 'પ્રકાશરૂપ ક્રિયા' માનવામા વિરોધ આવતો હોવાથી જ્ઞાન સ્વનો પ્રકાશ કરી ન શકે આવી આપત્તિથી ડરીને તેઓ જ્ઞાનને સ્વસવિદિત માનતા નથી

वार्ता, सदसद्रूपात्मक स्वस्पमिति यावत् । तुशव्दोऽवधारणे भिन्नक्रमश्च , सा चार्थकथया सह योजित एव । यदि हि ज्ञान स्वसविदित नेष्यते, तदा तेनात्मज्ञानाय ज्ञानान्तरमपेक्षणीय तेनाप्यपरमित्याद्यनवस्था । ततो ज्ञान तावत् स्वावबोधव्यग्रतामग्नम् । अर्थस्तु जडतया स्वस्पज्ञापनासमर्थ इति को नामाथस्य कथमपि कथयेत् । *तथापि*–एव ज्ञानस्य स्वसविदितत्वे युक्त्या घटमानेऽपि, *परे*=तीथान्तरीया , *ज्ञान*=कमतापन्नम्, *अनात्मनिष्ठ*–न विद्यते आत्मन =स्वस्य निष्ठा=निश्चयो यस्य तदनात्मनिष्ठम्, अस्वसविदितमित्यर्थ , *प्रपेदिरे*=प्रपन्ना , कुत ? इत्याह । *परेभ्यो भयत*, *परे*=पूर्वपक्षवादिन , तेभ्य सकाशात् ज्ञानस्य स्वसविदितत्व नोपपद्यते, स्वात्मनि क्रिया विरोधादित्युपालम्भसम्भावना–सम्भव यद् भय तस्मात् तदाश्रित्येत्यर्थ ॥

## જ્ઞાનની માત્ર પરપ્રકાશકતાવાદનુ ખડન

**પૂર્વપક્ષ** – જ્ઞાનસ્વસવિદિત નથી, કેમકે પોતાનામા પોતાની ક્રિયા માનવામા વિરોધ છે જેમ કે સુશિક્ષિત પણ નટ પોતાના સ્કન્ધપર ચડી શકતો નથી અથવા અત્યત તીક્ષ્ણ પણ તલવારની ધાર પોતાને જ છેદવા સમર્થ બનતી નથી તેથી જ્ઞાન પરોક્ષ છે અર્થાત્ અતીન્દ્રિય છે જ્ઞાનનુ સ્વસવેદન નથી

**ઉત્તરપક્ષ (જૈન)** – આ બરાબર નથી જ્ઞાનની સ્વમા ઉત્પત્તિ વિરુદ્ધ છે કે સ્વમા જ્ઞપ્તિ વિરૂદ્ધ છે? અર્થાત્ જ્ઞાન પોતાને ઉત્પન્ન કરે છે તે માનવામા વિરોધ છે કે જ્ઞાન પોતાનુ સવેદન કરાવે છે , તે માનવામા વિરોધ છે ? પ્રથમપક્ષે ભલે વિરોધ હોય, 'જ્ઞાન પોતાને ઉત્પન્ન કરે છે ' તેમ અમે પણ માનતા નથી બીજા પક્ષમા વિરોધ નથી, કેમકે જ્ઞાન આત્મામા સ્વની જ્ઞપ્તિ કરાવે જ છે કેમકે જ્યારે જ્ઞાન પોતાના હેતુઓથી ઉત્પન્ન થાય છે, ત્યારે સ્વનુ સ્વત સવેદન કરાવવાના સ્વભાવવાળુ જ ઉત્પન્ન થાય છે જેમ કે પ્રદીપપ્રકાશ પ્રકાશરૂપે જ ઉત્પન્ન થાય છે

**પૂર્વપક્ષ** – પ્રકાશરૂપે જ પ્રદીપપ્રકાશ ઉત્પન્ન થાય છે પરતુ તે પરપ્રકાશરૂપે ઉત્પન્ન થાય છે અર્થાત્ પ્રદીપનો પ્રકાશ પર = બીજા પદાર્થોનો પ્રકાશ કરવાના સ્વભાવવાળો ઉત્પન્ન થાય છે પણ તેટલા માત્રથી તે પોતાને પણ પ્રકાશે છે એમ માનવુ ન્યાયયુક્ત નથી

**ઉત્તરપક્ષ** – તો શુ પ્રકાશ પોતે અપ્રકાશિત જ રહેશે ? કે પછી બીજા પ્રકાશદ્વારા પ્રકાશિત થશે ? પ્રથમ પક્ષે પ્રત્યક્ષબાધ છે 'પ્રકાશ પોતે પ્રકાશિત છે' એ બધા લોકોને પ્રત્યક્ષસિદ્ધ છે બીજો વિકલ્પ પણ પ્રત્યક્ષબાધિત છે પ્રકાશને બીજો પ્રકાશ પ્રકાશિત કરે છે એવુ કોઈને દેખાતુ નથી પ્રકાશ સ્વત પ્રકાશિત રૂપે પ્રત્યક્ષથી પ્રતીત થાય છે વળી જો બીજો પ્રકાશ પહેલા પ્રકાશને પ્રકાશિત કરે, તો બીજા પ્રકાશને પ્રકાશિત થવા ત્રીજો પ્રકાશ જોઈશે એમ અનવસ્થાની આપત્તિ આવશે

## જ્ઞાનમા જ્ઞાનક્રિયાની કર્મતાનો અભાવ

**પૂર્વપક્ષ** – "પ્રકાશ ઘડાને પ્રકાશે છે" અહી પ્રકાશ પ્રકાશ્યને કર્મતરીકે સ્થાપી પ્રકાશવાની ક્રિયા કરે છે એ જ રીતે "પ્રકાશ પોતાને પ્રકાશે છે" એમ પોતાને કર્મતરીકે સ્થાપીને પ્રકાશતો નથી તેથી અમે તેને 'સ્વપ્રકાશક' માનતા નથી બાકી પ્રકાશરૂપે ઉત્પન્ન થયો હોવાથી સ્વય પ્રકાશે જ છે અર્થાત્ સ્વને પ્રકાશે છે જ

**ઉત્તરપક્ષ** – શતાયુ ભવ ! અમે પણ 'જ્ઞાન પોતે કર્મરૂપે પ્રકાશિત થાય છે માટે સ્વસવેદ્ય છે' તેમ નથી કહેતા જ્ઞાન સ્વપ્રકાશક છે વગેરે પ્રયોગોમા અકર્મકરૂપે જ તે જ્ઞાન પ્રકાશે છે (જ્યારે ક્રિયાનો આશ્રય કર્તા પોતે હોય ત્યારે તે ક્રિયા અકર્મક કહેવાય છે અને પોતાનામા કર્તૃત્વ પ્રધાનરૂપે હોવાથી પોતાની કર્મ તરીકે વિવક્ષા

इत्थमक्षरगमनिका विधाय भावार्थ प्रपञ्च्यते । भट्टास्तावदिद वदन्ति यत्, ज्ञान स्वसविदित न भवति, स्वात्मनि क्रियाविरोधात् । न हि सुशिक्षितोऽपि नटवटु स्वस्कन्धमधिरोढु पटु , न च सुतीक्ष्णाप्यसिधारा स्व छेत्तुमाहितव्यापारा। ततश्च परोक्षमेव ज्ञानमिति । तदेतन्न सम्यक् । यत किमुत्पत्ति स्वात्मनि विरुध्यते ज्ञप्तिर्वा ? यद्युत्पत्ति सा विरुध्यताम् । नहि वयमपि ज्ञानमात्मानमुत्पादयतीति मन्यामहे । अथ ज्ञप्ति , नेयमात्मनि विरुद्धा, तदात्मनैव ज्ञानस्य स्वहेतुभ्य उत्पादात्, प्रकाशात्मनेव प्रदीपालोकस्य। अथ प्रकाशात्मैव प्रदीपालोक उत्पन्न इति परप्रकाशोऽस्तु । आत्मानमप्येतावन्मात्रेणेव प्रकाशयतीति कोऽय न्याय इति चेत्, तत्कि तेन वराकेणाप्रकाशितेनेव स्थातव्यम्, आलोकान्तराद् वास्य प्रकाशेन भवितव्यम् ? प्रथमे प्रत्यक्षबाध । द्वितीयेऽपि सैवानवस्थापत्तिश्च ॥

થતી નથી) તેથી 'અકર્મકરૂપે જ્ઞાન સ્વસંવેદ્ય છે' એવા અમને ઈષ્ટ મતને જ તમે સ્થાપો છો

શકા .– 'જ્ઞાન પોતાને જાણે છે' વગેરે પ્રયોગસ્થળે જ્ઞાન કર્મરૂપે પણ ભાસિત થાય છે તેથી જ્ઞાન અકર્મકરૂપે સ્વસવેદ્ય છે તેમ ન કહેવાય

**સમાધાન** – *'વક્તાની વિવક્ષાને આધીન કારકો છે'* એવા ન્યાયથી જ્યારે વક્તા કર્તાની જ કર્મરૂપે પૃથક્ વિવક્ષા કરે ત્યારે આ પ્રમાણે પ્રયોગ થાય છે તેથી 'પ્રકાશ પોતાને પ્રકાશે છે' એવો પ્રયોગ પણ થાય છે એટલે એ રૂપે તો પ્રકાશ પણ પોતાને કર્મરૂપે પ્રકાશે છે એમ ભાસિત થાય છે વાસ્તવમા આવા પ્રયોગસ્થળે વૈયાકરણો કર્મકારકને માત્ર વિવક્ષાથી માને છે તાત્ત્વિક માનતા નથી

## જ્ઞાનમા જ્ઞાનક્રિયા અદુષ્ટ

વળી જે 'સ્વમા સ્વની ક્રિયા હોવામા વિરોધ'રૂપ દોષ ઉદ્ભાવિત કર્યો છે તે પણ યુક્તિયુક્ત નથી કેમકે અનુભવસિદ્ધ પદાર્થોમા વિરોધની ગન્ધ પણ અસિદ્ધ છે 'હુ ઘડાને જાણુ છુ' વગેરે પ્રયોગોમા 'હુ' એ કર્તા અને 'ઘડો' એ કર્મનો જેમ બોધ થાય છે, તેમ જાણવાની ક્રિયાનો બોધ પણ થાય છે તેથી જ્ઞાનના વિષયરૂપે જ્ઞાનક્રિયા જ્ઞાનમા રહે તે દુષ્ટ નથી વળી જે સ્વય પ્રત્યક્ષજ્ઞાત થતુ નથી તેવુ જ્ઞાન બીજાનુ પ્રત્યક્ષ સંવેદન શી રીતે કરાવી શકે ?

શકા – જ્ઞાનાન્તરથી આ જ્ઞાનનો પ્રત્યક્ષ ઉપલમ્ભ થશે

**સમાધાન** – એ જ્ઞાનાન્તરનો પણ પ્રત્યક્ષ ઉપલમ્ભ નથી તેથી તે જ્ઞાનાન્તર પ્રથમજ્ઞાનનો પણ ઉપલમ્ભ કરાવી ન શકે જ્ઞાનાન્તરના બોધ માટે વળી અન્ય જ્ઞાનાન્તરને માનવામા અનવસ્થાદોષ છે

શકા – અર્થનો (=જ્ઞેયનો) ઉપલમ્ભ જ્ઞાનના ઉપલમ્ભમા હેતુ છે જેમ કે ઘટનુ જ્ઞાન થશે તેનાથી ઘટના જ્ઞાનનુ જ્ઞાન થશે

**સમાધાન** .– આમ માનવામા અન્યોન્યાશ્રય છે કેમકે અહી જ્ઞાનનો ઉપલમ્ભ અર્થના ઉપલમ્ભમા હેતુ છે અને અર્થનો ઉપલમ્ભ જ્ઞાનના ઉપલમ્ભમા હેતુ છે જ્યા પરસ્પરની સિદ્ધિમા પરસ્પર હેતુ બને ત્યા અન્યોન્યાશ્રય દોષ આવે

## અર્થાપત્તિથી જ્ઞાનનો બોધ અયોગ્ય

**પૂર્વપક્ષ** – (ભટ્ટ મીમાસક) જો અર્થનુ જ્ઞાન ન હોય, તો અર્થનો જે બોધ થાય છે તે થાય જ નહી તેથી અર્થાપત્તિથી (અન્યથા અનુપપત્તિથી) અર્થના જ્ઞાનનો બોધ થાય છે (સિદ્ધકાર્ય જે કારણ વિના ઘટી ન શકે તે કારણને કાર્યની અન્યથા અઘટમાનતા દર્શાવવાદ્વારા સિદ્ધ કરવારૂપ તર્કને અર્થાપત્તિ કે અન્યથાઅનુપપત્તિરૂપ અલગ પ્રમાણતરીકે મીમાંસકવગેરે માને છે) માટે જ્ઞાનને સ્વસંવેદ્ય માનવુ આવશ્યક નથી કેમકે તે વિના પણ જ્ઞાનનો બોધ સિદ્ધ છે

अथ नासो स्वमपेक्ष्य कर्मतया चकास्तीत्यस्वप्रकाशक स्वीक्रियते, आत्मान न प्रकाशयतीत्यर्थ । प्रकाशरूपतया तूत्पन्नत्वात् स्वय प्रकाशत एवेति चेत् ? चिरञ्जीव । न हि वयमपि ज्ञान कर्मतयेव प्रतिभासमान स्वसवेद्य ब्रूम , ज्ञान स्वय प्रतिभासत इत्यादावकर्मकस्य तस्य चकासनात् । यथा तु ज्ञान स्व जानामीति कर्मतयापि तद्भाति, तथा प्रदीप स्व प्रकाशयतीत्ययमपि कर्मतया प्रथित एव । यस्तु स्वात्मनि क्रियाविरोधो दोष उद्भावित , सोऽयुक्त , अनुभवसिद्धेऽर्थे विरोधासिद्धे , घटमह जानामीत्यादौ कर्तृकर्मवद् ज्ञप्तेरप्यवभासमानत्वात् । न चाप्रत्यक्षोपलम्भस्यार्थदृष्टि प्रसिध्यति । न च ज्ञानान्तरान् तदुपलम्भसम्भावना, तस्याप्यनुपलब्धस्य प्रस्तुतोपलम्भप्रत्यक्षीकाराभावात् । उपलम्भान्तरसम्भावने चानवस्था । अर्थोपलम्भात् तस्योपलम्भे अन्योन्याश्रयदोष ॥

अथार्थप्राकट्यमन्यथा नोपपद्येत यदि ज्ञान न स्यात्, इत्यर्थापत्त्या तदुपलम्भ इति चेत् ? न । तस्या अपि ज्ञापकत्वेनाज्ञाताया ज्ञापकत्वायोगात् । अर्थापत्त्यन्तरात् तज्ज्ञानेऽनवस्थेतरेतराश्रयदोषापत्त तदवस्थ परिभव । तस्मादर्थोन्मुखतयेव स्वोन्मुखतयाऽपि ज्ञानस्य प्रतिभासात् स्वसविदितत्वम् ॥

---

**ઉત્તરપક્ષ** – આ અર્થાપત્તિ પણ જ્ઞાપક (પ્રમાણજ્ઞાન )છે તે પોતે જો જ્ઞાપક તરીકે અજ્ઞાત હોય, તો જ્ઞાપક બની ન શકે તેથી તેનુ જ્ઞાન શી રીતે થશે ? જો આ અર્થાપત્તિના જ્ઞાન માટે બીજી અર્થાપત્તિ લાવશો તો અનવસ્થાદોષ છે અને જો અર્થજ્ઞાન અર્થાપત્તિથી અર્થસવેદનને સિદ્ધ કરે છે, તેમ કહેશો તો આ બને અર્થાપત્તિ પરસ્પરના જ્ઞાપક બનવાથી અન્યોન્યાશ્રયદોષ પૂર્વવત્ આવશે તેથી જ્ઞાન જેમ અર્થોન્મુખ છે (=અર્થના બોધમા વ્યાપૃત છે) તેમ સ્વોન્મુખ પણ છે તેથી જ્ઞાન સ્વસવિદિત સિદ્ધ થાય છે (અહી અર્થજ્ઞાન કરણજ્ઞાન છે અર્થસવેદન એ જ્ઞપ્તિક્રિયારૂપ છે )

## અનુભૂતિની અનુભાવ્યતાસિદ્ધિ

**પૂર્વપક્ષ** – અનુભૂતિ (=જ્ઞપ્તિક્રિયા) પોતે જો અનુભાવ્ય (=જ્ઞેય ) હોય, તો પોતે અનુભૂતિરૂપ નથી, જેમકે ઘડો ઘડો અનુભાવ્ય છે તો અનુભૂતિરૂપ નથી **અનુમાન પ્રયોગ** – 'જ્ઞાન અનુભવરૂપ હોવા છતા અનુભૂતિરૂપ નથી કેમકે અનુભાવ્ય છે જેમ કે ઘડો' આ હેતુ તમારા સિદ્ધાતમા પણ અસિદ્ધ નથી કેમકે તમે જ્ઞાનને સ્વસવેદ્ય હોવાથી અનુભાવ્ય માનો છો

**ઉત્તરપક્ષ** '– આ અર્થઘટન યુક્તિયુક્ત નથી જેમ જ્ઞાતા જ્ઞાતૃત્વરૂપે પોતાના જ્ઞાતૃત્વને અનુભવે છે તેમ અનુભૂતિને પણ અનુભૂતિરૂપે જ અનુભવે છે અનુભૂતિને અનુભાવ્યરૂપ માનવામા કોઇ દોષ નથી કેમકે તે જ્ઞેયપદાર્થને અપેક્ષીને અનુભૂતિરૂપ છે, અને પોતાને અપેક્ષીને અનુભાવ્યરૂપ છે જૂદી જૂદી અપેક્ષાએ બે ભિન્નધર્મો એક ધર્મીમા ઉપપન્ન જ છે જેમકે એક જ વ્યક્તિમા પોતાના પિતાની અપેક્ષાએ પુત્રપણુ અને પુત્રની અપેક્ષાએ પિતાપણુ હોવામા વિરોધ નથી

## જ્ઞાનના સ્વસવેદનની અનુમાનદ્વારા સિદ્ધિ

જ્ઞાન સ્વસવિદિત છે તે અનુમાનદ્વારા પણ સિદ્ધ થાય છે **અનુમાન પ્રયોગ** – *"જ્ઞાન સ્વય પ્રકાશતુ છતુ અર્થને પ્રકાશે છે કેમકે પ્રકાશ છે જેમકે પ્રદીપ "*

**શકા** – સવેદન (=જ્ઞાન ) પ્રકાશ્ય હોવાથી પ્રકાશકતરીકે અસિદ્ધ છે

**સમાધાન** – સવેદન અજ્ઞાનને દૂર કરવા દ્વારા અર્થના પ્રકાશક તરીકે ઉપપન્ન છે તેથી પ્રકાશક તરીકે અસિદ્ધ નથી

नन्वनुभूतेरनुभाव्यत्वे घटादिवदननुभूतित्वप्रसङ्ग । प्रयोगस्तु ज्ञानमनुभवरूपमप्यनुभूतिर्न भवति, अनुभाव्यत्वाद्, घटवत्, अनुभाव्य च भवद्भिरिष्यते ज्ञान, स्वसवेद्यत्वात् । नेवम् । ज्ञातुर्ज्ञातृत्वेनेवानुभूतेरनुभूतित्वेनेवानुभवात् । न चानुभूतेरनुभाव्यत्व दोष , अर्थापेक्षयानुभूतित्वात्[1] । स्वापेक्षया चानुभाव्यत्वात् । स्वपितृपुत्रानपेक्ष्यैकस्य पुत्रत्वपितृत्ववद् विरोधाभावात् ॥

अनुमानाच्च स्वसवेदनसिद्धि । तथाहि । ज्ञान स्वय प्रकाशमानमेवार्थं प्रकाशयति, प्रकाशकत्वात्, प्रदीपवत् । सवेदनस्य प्रकाश्यत्वात् प्रकाशकत्वमसिद्धमिति चेत् ? न । अज्ञाननिरासादिद्वारेण प्रकाशकत्वोपपत्ते । ननु नेत्रादय प्रकाशका अपि स्व न प्रकाशयन्तीति प्रकाशकत्वहेतोरनैकान्तिकतेति चेत् ? न नेत्रादिभिरनेकान्तिकता, तेषा [2]लब्ध्युपयोगलक्षणभावेन्द्रियरूपाणामेव प्रकाशकत्वात् । भावेन्द्रियाणा च स्वसवेदनरूपतेवेति न व्यभिचार । तथा सवित् स्वप्रकाशा, अर्थप्रतीतित्वात्, य स्वप्रकाशो न भवति नासावर्थप्रतीति , यथा घट ॥

---

શકા – આખ વગેરે પણ અર્થના પ્રકાશક છે, છતા તેઓ પોતાને પ્રકાશતા નથી તેથી પ્રકાશક હોવા છતા જ્ઞાન સ્વય પ્રકાશમાન નથી આમ સાધ્યાભાવમા હેતુની વૃત્તિ હેતુને અનૈકાતિક સિદ્ધ કરે છે

સમાધાન – આખવગેરેને પક્ષ બનાવી હેતુની જે અનૈકાતિકતા બતાવી તે અયુક્ત છે આખવગેરે જેઓ પ્રકાશકતરીકે ઈષ્ટ છે તે બાહ્ય દેખાતી દ્રવ્યેન્દ્રિયો રૂપે નહિ, પરતુ લબ્ધિ અને ઉપયોગાત્મક ભાવેન્દ્રિયોરૂપે જ ઈષ્ટ છે (તે-તે ઇન્દ્રિયાદિજનિતજ્ઞાનના આવારક તેવા-તેવા પ્રકારના મતિજ્ઞાનાવરણ કર્મ છે આ કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થતી વિશુદ્ધિ અથવા તેવી વિશુદ્ધિને અનુસારે આત્માનો તે-તે ઇન્દ્રિયના વિષયમા ઉપયોગ (=જ્ઞાનવ્યાપાર)જ ભાવેન્દ્રિય છે તે ભાવેન્દ્રિય સ્પર્શેન્દ્રિયાદિ રૂપે પાચ છે અને સ્પર્શ, રસ વગેરે તેના વિષયો છે )આ ભાવેન્દ્રિયો સ્વસવેદનાત્મક જ છે તેથી વ્યભિચારદોષ નથી તેથી **અનુમાન પ્રયોગ** – *'સવિત્= સવેદન સ્વપ્રકાશ છે (=સ્વસવેદ્ય છે)કેમકે અર્થપ્રતીતિરૂપ (=અર્થના જ્ઞાનરૂપ)છે જે સ્વસવેદ્ય નથી તે અર્થપ્રતીતિરૂપ પણ બને નહી, જેમકે ઘડો'* (માટે નેત્રવગેરે વ્યભિચાર કે સદેહ માટેનુ દૃષ્ટાત બની ન શકે, કેમકે પક્ષરૂપ છે અન્યથા સર્વત્ર પક્ષને જ સદેહનુ દૃષ્ટાત સ્થાપી હેતુમા દોષ બતાવી શકાય, અને અનુમાન પ્રમાણની વિફળતાનો પ્રસગ આવે આમ નેત્રાદિ ભાવેન્દ્રિયો જ્ઞાનરૂપ હોવાથી પક્ષરૂપ હોઈ અનૈકાતિકતાનુ દૃષ્ટાત બની ન શકે )

## ત્રિપુટી પ્રત્યક્ષ કલ્પના ભ્રાન્ત

"આમ જ્ઞાન સ્વસવેદ્ય છે" એમ પ્રત્યક્ષ અને અનુમાનથી સિદ્ધ થાય છે તેથી (૧)સત્=વિદ્યમાન વસ્તુ સાથે ઇન્દ્રિય અને બુદ્ધિનો સયોગ થાય છે અને તેનાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે (૨)તેનાથી અર્થપ્રકટન (=અર્થજ્ઞાન)થાય છે (૩)તેનાથી અર્થાપત્તિપ્રમાણ પ્રવર્ત્તે છે અને તેનાથી પ્રકાશકજ્ઞાનનો બોધ થાય છે" (આને ભટ્ટમત ત્રિપુટીપ્રત્યક્ષ કહે છે )આવી ત્રિપુટીપ્રત્યક્ષ કલ્પના માત્ર પ્રયાસફળવાળી છે અર્થાત્ વ્યર્થ છે

## જ્ઞાનની સ્વાન્યપ્રકાશ્યતા-નૈયાયિક

**નૈયાયિક** – *"જ્ઞાન સ્વાન્યપ્રકાશ્ય છે (સ્વ=જ્ઞાન અન્ય તે જ્ઞાનથી ભિન્નજ્ઞાન, તેનાથી પ્રકાશ્ય છે )કેમકે તે ઈશ્વરના જ્ઞાનથી ભિન્ન હોવા ઉપરાત પ્રમેય છે, જેમકે ઘડો"* (ઈશ્વર સર્વજ્ઞ છે તેનુ જ્ઞાન નિત્ય હોવાથી પ્રમેય બની શકતુ નથી તેથી ઈશ્વરના જ્ઞાનથી ભિન્ન જ્ઞાન એટલે કે જીવાત્માઓના જ્ઞાનને પ્રમેયરૂપ કહ્યુ છે)ઉત્પન્ન થયેલુ જ્ઞાન પોતે સમવાયસબધથી જે આત્મામા વૃત્તિ છે, તે જ આત્મામા તે જ્ઞાન પછી તરત

---

१ प्रदीपस्याथापेक्षया प्रकाशकत्व स्वापेक्षया च प्रकाश्यप्रकाशकत्वम् ॥ २ जन्तो श्रोत्रादिविषयस्तत्तदावरणस्य य । स्यात्क्षयोपशमो लब्धिरूप भावेन्द्रिय हि तत् ॥ स्वस्वलब्ध्यनुसारेण विषयेषु य आत्मन । व्यापार उपयोगाख्य भवेद्भावेन्द्रिय च तत् ॥ लोकप्रकाशे ३ ॥

तदेव सिद्धेऽपि प्रत्यक्षानुमानाभ्या ज्ञानस्य स्वसविदितत्वे *"सत्सप्रयोगे इन्द्रियबुद्धिजन्मलक्षण ज्ञान, ततोऽर्थप्राकटच, तस्मादर्थापत्ति, तया प्रर्वतकज्ञानस्योपलम्भ"*[1] इत्यवस्पा त्रिपुटीप्रत्यक्षकल्पना भट्टाना प्रयासफलेव ॥

यौगास्त्वाहु । ज्ञान स्वान्यपकाश्यम्, ईश्वरज्ञानान्यत्वे सति प्रमेयत्वात्, घटवत् । समुत्पन्न हि ज्ञानमेकात्म-समवेतानन्तरोद्भविष्णुमानसप्रत्यक्षेणेव लक्ष्यते, न पुन स्वेन । न चेवमनवस्था अर्थावसायिज्ञानोत्पादमात्रेणेवार्थसिद्धो प्रमातु कृतार्थत्वात् । अर्थज्ञानजिज्ञासाया तु तत्रापि ज्ञानमुत्पद्यत एवेति । तदयुक्तम् । पक्षस्य प्रत्यनुमानवाधितत्वेन हेतो कालात्ययापदिष्टत्वात् । **तथाहि** । विवादास्पद ज्ञान स्वसविदित, ज्ञानत्वात्, ईश्वरज्ञानवत् । न चाय वाद्यप्रतीतो दृष्टान्त, पुरुषविशेषस्येश्वरतया जेनैरपि स्वीकृतत्वे तज्ज्ञानस्य तेषा प्रसिद्धे ॥ व्यर्थविशेष्यश्चात्र तव हेतु, समर्थविशेषणोपादानेनैव साध्यसिद्धे । अग्निसिद्धो धूमवत्त्वे सति द्रव्यत्वादितिवद्, ईश्वरज्ञानान्यत्वादित्येतावतेव गतत्वात्। न हीश्वरज्ञानादन्यत् स्वसविदितमप्रमेय वा ज्ञानमस्ति, यद्व्यवच्छेदाय प्रमेयत्वादिति क्रियेत, भवन्मते तदन्यज्ञानस्य सर्वस्य प्रमेयत्वात् ॥

જ ઉત્પન્ન થતા અને આત્મામા સમવાયસબધથી રહેતા માનસપ્રત્યક્ષથી જ જ્ઞાત થાય છે પણ સ્વત જ્ઞાત થતુ નથી આમ માનવામા અનવસ્થાદોષ છે એમ પણ કહેવુ નહી, કારણ કે અર્થપ્રકાશકજ્ઞાનની ઉત્પત્તિમાત્રથી અર્થપ્રકાશરૂપ કાર્ય સિદ્ધ થઇ જાય છે તેથી પ્રયોજન સરી જતુ હોવાથી પ્રમાતાને ઉત્તરોત્તરજ્ઞાનની જિજ્ઞાસા રહેતી નથી જ્યારે અર્થજ્ઞાનને જાણવાની ઇચ્છા થાય છે, ત્યારે તેના પ્રકાશનને માટે અન્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે જ અર્થાત્ જ્યારે અર્થજ્ઞાન પોતે પ્રમેયરૂપ બને છે ત્યારે તે અર્થજ્ઞાનનુ પ્રકાશકજ્ઞાન ઉત્પન્ન થાય છે આમ પ્રમાતાની જિજ્ઞાસા જેટલી હોય તેટલા પ્રમાણમા જ જ્ઞાન ઉત્પન્ન થાય છે

### જ્ઞાનની સ્વાન્યપ્રકાશ્યતામા દોષો-જૈન

**ઉત્તરપક્ષ(જૈન) .-** આ અસગત છે વિરોધી અનુમાનદ્વારા પક્ષ બાધિત છે કેમકે જ્ઞાન સ્વસવિદિત છે એમ ઉભયવાદી સમત છે (નૈયાયિકોએ ઇશ્વરના જ્ઞાનને સ્વસવિદિત માન્યુ છે )તેથી હેતુ કાળાત્યયાપદિષ્ટ છે (=પ્રત્યક્ષાદિપ્રમાણથી બાધિત થયા પછી હેતુની સ્થાપના કાળાત્યયાપદિષ્ટદોષથી દુષ્ટ બને છે )અહી પ્રયોગ *'વિવાદાસ્પદ જ્ઞાન (=જીવાત્માઓનુ જ્ઞાન)સ્વસવિદિત છે, કેમકે જ્ઞાન છે જેમકે ઇશ્વરનુ જ્ઞાન'*

**શકા -** ઇશ્વરના જ્ઞાનરૂપ દૃષ્ટાત જૈનમતે અપ્રસિદ્ધ છે કેમકે તેઓએ ઇશ્વરને સ્વીકાર્યો નથી તેથી આ દૃષ્ટાત સાર્થક નથી

**સમાધાન .-** જૈનોએ પણ તીર્થકરાદિ પુરુષવિશેષને ઇશ્વર તરીકે સ્વીકાર્યો જ છે તે ઇશ્વરનુ જ્ઞાન પણ અપ્રસિદ્ધ નથી તેથી દૃષ્ટાત જૈનોને પણ અપ્રસિદ્ધ ન હોવાથી સાધ્યને સાધવામા સમર્થ છે વળી (નૈયાયિકોના અનુમાનના)હેતુમા 'પ્રમેયત્વ' વિશેષ્યપદ વ્યર્થ છે કારણ કે સમર્થવિશેષણના ઉપાદાનથી જ સાધ્ય સિદ્ધ થાય છે જેમકે "પર્વત અગ્નિવાળો છે કેમકે ધૂમાડાવાળુ દ્રવ્ય છે "અહી ધૂમાડાવાળો છે તેટલા માત્રથી અગ્નિવાળો છે તેમ સિદ્ધ થઇ શકે છે તેથી હેતુમા દ્રવ્યરૂપ વિશેષ્યપદ અન્યથાસિદ્ધ છે (વિશેષણપદોથી અબાધિત અન્યધર્મીઓને બાકાત કરવા અથવા જ્યા વિશેષ્યનો નિર્ણય થઇ શકતો ન હોય ત્યા વિશેષ્યધર્મીના બોધ માટે વિશેષ્યપદ આવશ્યક બને પણ જ્યા વિશેષણો અનિષ્ટ ધર્મીઓને બાકાત કરવા સમર્થ અને એક ચોક્કસ ધર્મીનો અર્થથી બોધ કરાવવામાં સમર્થ

१ जैमिनिसूत्रे १-१-४५ सूत्राथानुगुणमेतत् । घटादिविषये ज्ञान जाते 'मया ज्ञातोऽय घट' इति घटस्य ज्ञातत्व प्रतिसधीयते । तेन, ज्ञाते जाते सति 'ज्ञातता नाम कश्चिद्धर्मो जात' इत्यनुमीयते । सा च (ज्ञातता) ज्ञानात्पूर्वमजातत्वात्, ज्ञाने जाते च जातत्वाच्च, अन्वयव्यतिरेकाभ्या ज्ञानेन जन्यते' इत्यवधायते (तर्कभाषा पृ २२) । ज्ञानस्य मिति माता मयम् तद्विषयकत्वात् त्रिपुटी तत्प्रत्यक्षता ।

अप्रयोजकश्चाय हेतु, सोपाधिकत्वात् । साधनाव्यापक साध्येन समव्याप्तिश्च खलु उपाधिरभिधीयते । तत्पुत्रत्वादिना श्यामत्वे साध्ये शाकाद्याहारपरिणामवत् । उपाधिश्चात्र जडत्वम् । तथाहि ईश्वरज्ञानान्यत्वे प्रमेयत्वे च सत्यपि यदेव जड स्तम्भादि तदेव स्वस्मादन्यन प्रकाश्यते । स्वप्रकाशे परमुखप्रेक्षित्व हि जडस्य लक्षणम् । न च ज्ञान जडस्वरूपम्। अत साधनाव्यापकत्व जडत्वस्य' । साध्येन समव्याप्तिकत्व चास्य स्पष्टमेव । जाड्य विहाय स्वप्रकाशाभावस्य त च त्यक्त्वा जाड्यस्य क्वचिदप्यदर्शनात् इति ॥

यच्चोक्त समुत्पन्न हि ज्ञानमेकात्मसमवेतम् इत्यादि । तदप्यसत्यम् । इत्थमर्थज्ञानतज्ज्ञानयोरुत्पद्यमानया क्रमानुपलक्षणत्वात् । आशूत्पादात्क्रमानुपलक्षणमुत्पलपत्रशतव्यतिभेदवद् इति चेत् ? तन्न । जिज्ञासाव्यवहित-स्याथज्ञानस्योत्पादप्रतिपादनात् । न च ज्ञानाना जिज्ञासासमुत्पाद्यत्व घटते, अजिज्ञासितेष्वपि योग्यदेशेषु विषयेषु तदुत्पादप्रतीते । न चाथज्ञानमयोग्यदेशम्, -आत्मसमवेतस्यास्य समुत्पादात् । इति जिज्ञासामन्तरेणवाथज्ञान

---

હોય ત્યા વિશેષ્યપદનુ ઉપાદાન વ્યર્થ છે )અહી 'ઈશ્વરજ્ઞાનથી અન્ય' તેટલા માત્રથી પણ જ્ઞાન સ્વાન્યપ્રકાશ્ય છે તેમ બોધ થઈ શકે છે કેમકે તેમના મતે ઈશ્વરના જ્ઞાનથી ભિન્ન કોઈ જ્ઞાન સ્વસવિદિત કે અપ્રમેય નથી કે જેનો વ્યવચ્છેદ કરવા દ્વારા 'પ્રમેય' પદ સાર્થક બને કારણ કે તેમના મતે ઈશ્વરના જ્ઞાનથી અન્ય બધા જ જ્ઞાનો પ્રમેયરૂપ છે (આમ 'ઈશ્વરજ્ઞાનાન્યત્વ' ને હેતુ બનાવવાથી ઈશ્વરજ્ઞાનથી અન્ય તમામ જ્ઞાનો પક્ષ બની શકે છે જે તેઓને ઈષ્ટ છે તેથી 'પ્રમેય' પદ નિરર્થક છે )

### જડ જ પરપ્રકાશ્ય

વળી આ હેતુ અપ્રયોજક પણ છે કેમકે સોપાધિક છે (સોપાધિક હેતુઓમા શુદ્ધહેતુ અન્વયવ્યભિચારરૂપ વિપરીતકલ્પનાને બાધક અનુકૂળતર્કથી રહિત હોવાથી અપ્રયોજક કહેવાય )ઉપાધિ – સાધનનુ એવુ વિશેષણ કે, જે સાધનને વ્યાપક ન હોય અને સાધ્ય સાથે સમવ્યાપ્તિ ધરાવતુ હોય, જેમકે "ગર્ભમા રહેલો તેનો પુત્ર શ્યામ છે કેમકે તેનો પુત્ર છે જેમકે તેના બીજા પુત્રો" અહી 'તત્પુત્રત્વ' એ હેતુ સત્ નથી કેમકે અપ્રયોજક છે કેમકે ત્યા શાકાદિ આહારનો પરિણામ ઉપાધિરૂપ છે (આ શાકાદિઆહાર તત્પુત્રત્વરૂપ હેતુને વ્યાપક નથી કેમકે શાકાદિઆહાર વિના પણ તેનો પુત્ર હોઈ શકે આ ઉપાધિનો સાધન અવ્યાપકતા અશ બતાવ્યો તથા શાકાદિઆહાર અને શ્યામત્વને સમવ્યાપ્તિ છે, તે આ પ્રમાણે--> શાકાદિઆહાર હોય, તો ઉત્પન્ન થનાર પુત્ર શ્યામ હોય, અને જો ઉત્પન્ન થનાર પુત્ર શ્યામ હોય તો ચોક્કસ ગર્ભવતી સ્ત્રીએ શાકાદિનો આહાર કર્યો છે )પ્રસ્તુતમા જડત્વ એ ઉપાધિ છે એટલે કે ઈશ્વરના જ્ઞાનથી ભિન્ન અને પ્રમેય હોવા છતા જે જડ છે, તે જ પોતાનાથી ભિન્નદ્વારા પ્રકાશિત થાય છે કેમકે '*પોતાના પ્રકાશ (=બોધ )મા પરની અપેક્ષા રાખવી*' એ જડનુ લક્ષણ છે જ્ઞાન પ્રમેય છે પરતુ જડ નથી તેથી જડત્વ ઉપાધિ સાધનને વ્યાપક નથી સાધ્ય સાથે તેની સમવ્યાપ્તિ સ્પષ્ટ છે કેમકે સ્વાન્યપ્રકાશ્યત્વ એ જડનુ લક્ષણ છે તેથી જડત્વ ન હોય ત્યા સ્વપ્રકાશનો અભાવ, અને સ્વપ્રકાશનો અભાવ ન હોય, ત્યા જડત્વ–ક્યાય ક્યારેય પણ દેખાતુ નથી (આમ જોવા જાવ તો હેતુ પક્ષમા અસિદ્ધ છે, કેમ કે જ્ઞાનમા જ્ઞાનત્વ છે, નહી કે ઈશ્વરજ્ઞાનાન્યત્વ અને જ્ઞાનત્વ તો ઈશ્વરજ્ઞાનમા પણ છે જ )

### જ્ઞાનના સ્વપ્રકાશ્યત્વની સિદ્ધિ

'એક આત્મા સાથે સમવાયસબધથી પ્રાપ્ત અને અર્થજ્ઞાનની તરત પછી થનાર માનસપ્રત્યક્ષજ્ઞાનથી અર્થજ્ઞાન લક્ષિત થાય છે ' ઈત્યાદિ તમે જે દર્શાવ્યુ, તે પણ અસગત છે, કેમકે અર્થજ્ઞાન અને અર્થજ્ઞાનનુ જ્ઞાન ક્રમશ ઉત્પન્ન થાય, એવુ ઉપલબ્ધ થતુ નથી

ज्ञानोत्पादप्रसङ्ग। अथोत्पद्यता नामेद को दोष इति चेत् ? नन्वेवमेव तज्ज्ञानज्ञानेऽप्यपरज्ञानोत्पादप्रसङ्ग । तत्रापि चैवमेवायम्। इत्यपरापरज्ञानोत्पादपरम्परायामेवात्मनो व्यापाराद् न विषयान्तरसचार स्यादिति ।तस्माद्यज्ज्ञान तदात्मबोध प्रत्यनेपक्षितज्ञानान्तरव्यापारम्, यथा गोचरान्तरग्राहिज्ञानात् प्राग्भावि गोचरान्तरग्राहिधारावाहिज्ञानप्रबन्धस्यान्त्यज्ञानम् । ज्ञान च विवादाध्यासित रूपादिज्ञानम्, इति न ज्ञानस्य ज्ञानान्तरज्ञेयता युक्ति सहते ॥ इति काव्यार्थ ॥ १२॥

**પૂર્વપક્ષ** – જેમ કોઇ કુશળ માણસ કમળના સો ખાદડાને શીઘ્રતાથી વીધે, ત્યારે ક્રમશ. વેધ હોવા છતા જાણે એક સાથે વીધાયા ન હોય ! તેવો બોધ થાય છે તેમ અર્થજ્ઞાનની અવ્યવહિત ઉત્તરમા આ જ્ઞાન અત્યત શીઘ્ર ઉત્પન્ન થતુ હોવાથી આ ક્રમનો ખ્યાલ રહેતો નથી

**ઉત્તરપક્ષ** – તમે સર્વત્ર અર્થજ્ઞાનની ઉત્પત્તિ જિજ્ઞાસાથી વ્યવહિત માની છે એટલે કે અર્થજ્ઞાનની ઉત્પત્તિ પછી અર્થજ્ઞાનની જિજ્ઞાસા (=અર્થજ્ઞાનના જ્ઞાનની ઇચ્છા)થાય અને પછી અર્થજ્ઞાનનુ જ્ઞાન થાય, એમ તમને ઇષ્ટ છે આમ વચ્ચે જિજ્ઞાસાનુ વ્યવધાન હોવાથી અર્થજ્ઞાનની અવ્યવહિત ઉત્તરમા આ માનસપ્રત્યક્ષજ્ઞાન ઉત્પન્ન થતુ નથી તેથી જો અર્થજ્ઞાન પછી એ જ્ઞાનનુ જ્ઞાન ઉત્પન્ન થતુ હોય, તો તે જિજ્ઞાસાથી વ્યવહિત હોવાથી જ્ઞાનાન્તરની ઉપલબ્ધિ થવી જોઇએ અને ઉપલબ્ધિ થતી નથી, એ ઉભયમત સમત છે તેથી તેવુ જ્ઞાન ઉત્પન્ન થતુ નથી એમ સિદ્ધ થાય છે વળી તમે જે પ્રતિપાદન કર્યુ કે, 'જિજ્ઞાસા જ્ઞાનની ઉત્પાદિકા છે' તે પણ અસગત છે કેમકે યોગ્ય દેશમા રહેલા અજિજ્ઞાસિત વિષયોમા પણ જ્ઞાન ઉત્પન્ન થતુ દેખાય જ છે 'અર્થજ્ઞાન અયોગ્યસ્થળે છે માટે તેનુ જ્ઞાન કરવા જિજ્ઞાસા જોઇએ' એવી શકા પણ કરવી નહી. કેમક આ અર્થજ્ઞાન સમવાયસબધથી આત્મામા ઉત્પન્ન થયેલુ છે તેથી જો અર્થજ્ઞાનગ્રાહક અન્યજ્ઞાન હોય, તો જિજ્ઞાસા વિના પણ અર્થજ્ઞાનવિષયક તે અન્ય જ્ઞાનની ઉત્પત્તિનો પ્રસગ છે

**શકા** – ભલે જિજ્ઞાસા વિના અર્થજ્ઞાનનુ જ્ઞાન ઉત્પન્ન થાય, એમા શો દોષ છે ?

**સમાધાન** – આ પ્રમાણે જિજ્ઞાસા વિના પણ અર્થજ્ઞાનનુ જ્ઞાન ઉત્પન્ન થતુ હોય, તો એ ઉત્પન્ન થતુ જ્ઞાન પણ યોગ્યદેશમા હોવાથી તેનુ જ્ઞાન પણ ઉત્પન્ન થશે આમ એક જ અર્થજ્ઞાનના ઉતરોત્તર જ્ઞાનોની ઉત્પત્તિમા જ આત્માનો વ્યાપાર રહેશે તેથી આત્માનો વિષયાન્તરમા સચાર થશે નહિ અર્થાત્ એક અર્થજ્ઞાન થયા પછી આત્મા પોતાનો સમગ્ર કાળ એ અર્થજ્ઞાનના ઉત્તરોત્તરજ્ઞાનોની પરપરાને પકડવામા જ પૂરો કરશે અને બીજા કોઇ અર્થના જ્ઞાનમા પ્રવૃત્તિ કરવાનો અવકાશ જ રહેશે નહિ આ અનિષ્ટાપત્તિ છે તેથી જ્ઞાન પોતાના બોધમાટે બીજા જ્ઞાનની અપેક્ષા રાખતુ નથી જેમકે વિષયાન્તરને ગ્રહણ કરવાવાળા જ્ઞાનથી પૂર્વકાળ –ભાવી વિષયાન્તરને ગ્રહણ કરવાવાળા ધારાવાહિજ્ઞાનપ્રવાહનુ છેલ્લુ જ્ઞાન (વિષયાન્તર–પ્રસ્તુતમા જે વિષયનુ જ્ઞાન છે તેનાથી ભિન્ન વિષય ) ઘટનો અપાય (=નિશ્ચયજ્ઞાન) થયા પછી 'આ ઘડો છે' 'આ ઘડો છે' એવુ સતત ઉત્તરોત્તર પ્રવાહાત્મકજ્ઞાન થાય છે જે મતિજ્ઞાનના ધારણાત્મક ભેદના પેટાભેદ 'અવિચ્યુતિરૂપે ઓળખાય છે આ અવિચ્યુતિ= ધારા વાહિજ્ઞાનમા જે સમાનવિષયક જ્ઞાનપ્રવાહ ચાલે છે તેમા છેલ્લુ જ્ઞાન સ્વના સવેદનમાટે બીજા જ્ઞાનની અપેક્ષા રાખતુ નથી અન્યથા એ જ્ઞાન છેલ્લુ કહી ન શકાય, કેમકે એ પછી પણ જ્ઞાનપ્રવાહ ચાલુ રહે છે આ ધારાવાહિ જ્ઞાનપ્રવાહમા એકજ્ઞાન અત્ય છે તે સિદ્ધ છે અન્યથા વિષયાન્તરનુ જ્ઞાન જ ઉત્પન્ન ન થાય તેથી જેમ ધારાવાહિજ્ઞાનપ્રવાહનુ અત્ય જ્ઞાન સ્વઅવબોધ પ્રતિ જ્ઞાનાન્તરની અપેક્ષા રાખતુ નથી, તેમ વિવાદાસ્પદ રૂપાદિઅર્થજ્ઞાન પણ સ્વઅવબોધ માટે બીજાને અવલબતુ નથી કારણ કે તે પણ જ્ઞાનસ્વરૂપ છે )આમ 'જ્ઞાન જ્ઞાનાન્તરથી જ્ઞેય છે' એવો સિદ્ધાત યુક્તિક્ષમ નથી ॥૧૨॥



१ एकस्मिन्नेव घटे 'घटोऽयम्' 'घटोऽयम्' इत्येवमुत्पद्यमानान्युत्तरोत्तरज्ञानानि धारावाहिकज्ञानानि अविच्युत्यपरनामानि ।

अथ ये ब्रह्माद्वैतवादिनोऽविद्याऽपरपर्यायमायावशात् प्रतिभासमानत्वेन विश्वत्रयवर्तिवस्तुप्रपञ्चमपारमार्थिकं समर्थयन्ते, तन्मतमुपहसन्नाह –

माया सती चेद् द्वयतत्त्वसिद्धिरथासती हन्त कुतः प्रपञ्चः ।
मायैव चेदर्थसहा च तत्किं माता च वन्ध्या च भवत्परेषाम् ॥१३॥

तैर्वादिभिस्तात्त्विकात्मब्रह्मव्यतिरिक्ता या*माया*=अविद्या प्रपञ्चहेतुः परिकल्पिता, सा सद्रूपा असद्रूपा वेति द्वयी गतिः । *सती*=सद्रूपा चेत्? तदा *द्वयतत्त्वसिद्धिः* –द्वाववयवौ यस्य तद् द्वयं, तथाविधं यत् तत्त्वं परमार्थः, तस्य सिद्धिः । अयमर्थः । एकं तावत् त्वदभिमतं तात्त्विकमात्मब्रह्म, द्वितीया च माया तत्त्वरूपा सद्रूपतयाऽङ्गीक्रियमाणत्वात् ॥ तथा चाद्वैतवादस्य मूले निहितः कुठारः । अथेति पक्षान्तरद्योतने । यदि *असती*–गगनाम्भोजवदवस्तुरूपा सा माया ततः । हन्त इत्युपदर्शने

## માયાવાદનુ નિરાકરણ

બ્રહ્માદ્વૈતવાદીઓ અવિદ્યા=માયાના કારણે પ્રતિભાસ પામતા આ ત્રણે જગતની વસ્તુઓના વિસ્તારને અપારમાર્થિક માને છે આ મતનો ઉપહાસ કરતા કવિ કહે છે

કાવ્યાર્થ – જો માયા સત્ છે, તો બ્રહ્મ અને માયા એમ બે તત્ત્વની સિદ્ધિ થાય છે (તેથી માત્ર બ્રહ્મ જ એક સત્તત્ત્વ છે તે અસિદ્ધ થાય છે )જો માયા અસત્ છે, તો આ જગતમા વસ્તુઓનો વિસ્તાર દેખાય છે તે શી રીતે સભવે ? (કેમકે આ વિસ્તારમા માયા ઉપાદાનતરીકે ઇષ્ટ છે )તથા 'માયા પોતે અર્થસહ (= અર્થક્રિયામા સમર્થ પદાર્થનુ ઉપદર્શન કરાવવામા સમર્થ) છે' એવુ આપનાથી ભિન્ન વ્યક્તિનુ વચન (= બ્રહ્માદ્વૈતવાદીનુ વચન) 'એક સ્ત્રી માતા પણ છે અને વન્ધ્યા પણ છે' એના જેવુ પૂર્વાપર વ્યાઘાતવાળુ છે

તે બ્રહ્માદ્વૈતવાદીઓએ આત્મબ્રહ્મથી ભિન્ન માયા=અવિદ્યાની કલ્પના કરી છે આ માયા સકળ પ્રપચ =વિસ્તારમા હેતુ છે આ માયા સદ્આત્મક છે કે અસદ્–આત્મક છે ? એમ બે વિકલ્પ સંભવે છે જો માયા સત્ છે, તો એક આત્મતત્ત્વ અને બીજી માયા એમ બે તત્ત્વની સિદ્ધિ થશે તેથી '*અદ્વૈત=એકત્વવાદ=આત્મબ્રહ્મ એક જ તત્ત્વ છે*' તેવા સિદ્ધાતના મૂળમા જ કુઠારાઘાત થશે જો આ માયા ગગનપુષ્પની જેમ અસત્ છે, તો ત્રણભુવનમા રહેલા પદાર્થના સમૂહરૂપ પ્રપચ કેવી રીતે સભવે ? અર્થાત્ આ પ્રપચ અનુપપન્ન થઇ જશે કેમકે ઘોડાના શિગડાની જેમ અસત્ માયા સર્વોપાધિથી રહિત હોવાથી પ્રત્યક્ષ દેખાતા આવા પરિણામોને ઉત્પન્ન કરવામા સમર્થ બની ન શકે વળી મૃગતૃષ્ણા (=મૃગજળ )કે ઇન્દ્રજાળમા માયાથી જે પદાર્થો દેખાય છે, તેઓ અર્થક્રિયા કરવામા અસમર્થ દેખાય છે જ્યારે અહી દેખાતા પદાર્થો તો અર્થક્રિયા કરવામા સમર્થ છે એવો બોધ થાય છે તેથી અહી માયા કેવી રીતે માની શકાય ?

## માયાપણુ અને અર્થસહપણુ પરસ્પરવિરૃદ્ધ

શકા – માયા, માયારૂપ પણ છે અને અર્થક્રિયાને સમર્થ પદાર્થોનુ ઉપદર્શન કરાવવામા સમર્થ પણ છે

સમાધાન – એમા સ્વવચનવિરોધ છે માતા વન્ધ્યા હોય તેમ સભવતુ નથી આજ તાત્પર્યને મનમા ધારીને ઉત્તરાર્ધમાં સ્તુતિકાર "*માયૈવ*" વગેરે દર્શાવે છે 'એવકાર' અપિના અર્થમા છે અને 'અપિ' સમુચ્ચયના અર્થમા છે ઉત્તરમા આવતા 'ચ'નો પણ એજ અર્થ છે તેથી એ બન્નેથી યુગપત્ભાવ નીકળે છે આની પુષ્ટિમા રઘુવંશકાવ્યના'*તે ચ પ્રાપુ*' ઇત્યાદિ શ્લોકનુ દૃષ્ટાત મુકયુ છે તેથી વાક્યાર્થ આ પ્રમાણે છે –> 'માયા પણ

आश्चर्ये वा । कुत प्रपञ्च । अय त्रिभुवनोदरविवरवर्तिपदार्थसार्थरूपप्रपञ्च कुत ? न कुतोऽपि सभवतीत्यर्थ, मायाया अवस्तुत्वेनाभ्युपगमादवस्तुनश्च तुरङ्गशृङ्गस्येव सर्वोपाख्याविरहितस्य साक्षात्क्रियमाणेदृशविवर्तजननेऽसमर्थत्वात्। किलेन्द्रजालादो मृगतृष्णादो वा मायोपदर्शितार्थानामर्थक्रियायामसामर्थ्यं दृष्टमत्र तु तदुपलम्भात् कथ मायाव्यपदेश श्रद्धीयताम् । अथ मायापि भविष्यति, अर्थक्रियासमर्थपदार्थोपदर्शनक्षमा च भविष्यति इति चेत्? तर्हि स्ववचनविरोध । न हि भवति माता च वन्ध्या चेति। एनमेवार्थं हृदि निधायोत्तरार्धमाह । मायेव चेदित्यादि । अत्रैवकारोऽप्यर्थ । अपि च समुच्चयार्थ । अग्रेतनचकारश्च तथा । उभयोश्च समुच्चयार्थयोर्यौगपद्यद्योतकत्व प्रतीतमेव । यथा रघुवशे *"ते च प्रापुरुदन्वन्त बुबुधे चादिपूरुष"*[1] इति । तदय वाक्यार्थ → माया च भविष्यति अर्थसहा च भविष्यति। *अर्थसहा* = अर्थक्रियासमर्थपदार्थोपदर्शनक्षमा । चेच्छब्दोऽत्र योज्यते, इति चेत् ? एव परमाशङ्क्य तस्य स्ववचनविरोधमुद्भावयति । तत् किं भवत्परेषा माता च वन्ध्या च । *किमिति सभावने* । सभाव्यत एतत् भवतो ये *परे*=प्रतिपक्षा , तेषा भवत्परेषा भवद्व्यतिरिक्ताना, भवदाज्ञापृथग्भूतत्वेन तेषा वादिना, यन्माता च भविष्यति, वन्ध्या च भविष्यतीत्युपहास । माता हि प्रसवधर्मिणी वनितोच्यते । वन्ध्या च तद्विपरीता । ततश्च माता चेत्कथ वन्ध्या, वन्ध्या चेत्कथ माता । तदेव मायाया अवास्तव्याया अप्यर्थसहत्वेऽङ्गीक्रियमाणे, प्रस्तुतवाक्यवत् स्पष्ट एव स्ववचनविरोध । इति समासार्थ ॥

હોય અને અર્થસહા પણ હોય, અર્થાત્ એકીસાથે આ બને હોય ' હે નાથ! આપની આજ્ઞાથી ભિન્ન અર્થાત્ બાહ્ય વાદીઓનુ આ વચન છે તો શુ તેઓની માતા વન્ધ્યા હશે ? આમ તેઓનો ઉપહાસ દર્શાવે છે જે જન્મ આપવા માટે સમર્થ હોય તે માતા કહેવાય, અને જે સતાનને જન્મ આપી ન શકે તે વન્ધ્યા કહેવાય આ બે પરસ્પર વિરુદ્ધભાવ એક વ્યક્તિમા ઘટી ન શકે તથૈવ અવાસ્તવિક માયાને અર્થસહા સ્વીકારવામા પ્રસ્તુત વાક્યની જેમ સ્પષ્ટ સ્વવચનવિરોધ છે કાવ્યનો આ શબ્દાર્થ બતાવ્યો

## બ્રહ્માદ્વૈતવાદનુ સ્વરૂપ

**બ્રહ્માદ્વૈતવાદીઓ** કહે છે-→ આત્મબ્રહ્મ તાત્ત્વિક છે કેમકે *"આ બધુ જ બ્રહ્મસ્વરૂપ છે જરાપણ ભિન્નરૂપ નથી આ બ્રહ્મના આરામને બધા જુએ છે પરતુ બ્રહ્મને જ કોઇ જોતુ નથી"* એવુ આગમવચન છે અર્થાત્ આત્મબ્રહ્મરૂપી માળીએ આ સસારવિસ્તારરૂપ બગીચાને રચ્યો છે બધા આ બગીચાને જૂએ છે પણ તેના માળીને કોઇ જોતુ નથી અહી 'બધુ બ્રહ્મસ્વરૂપ છે અને તેમા ભિન્નરૂપતા નથી ' એ વચનથી એક માત્ર બ્રહ્મ તત્ત્વ જ સત્ છે બીજુ બધુ જે દેખાય છે , તે માત્ર તેની લીલા છે અસત્ છે એવો ભાવ ધ્વનિત થાય છે **તાત્પર્ય** - જે દેખાય તે અસત્ હોય, જે ન દેખાય તે સત્ હોય, જેમ કે છીપમા ચાદી દેખાય છે તો ચાદી અસત્ છે અને છીપ દેખાતુ નથી, તો તે સત્ છે બસ આ જ પ્રમાણે પ્રપચ દેખાય છે માટે અસત્ છે અને આત્મબ્રહ્મ અદૃષ્ટ છે માટે સત્ છે આ જગતનો પ્રપચ પ્રતીત થાય છે તેથી તે અસત્ છે

## પ્રપચની મિથ્યારૂપતા અસિદ્ધ

**ઉત્તરપક્ષ .-** આ વચનમાત્ર છે પ્રપચનુ મિથ્યારૂપ કેવુ ઇષ્ટ છે ? (૧)શુ ખપુષ્પની જેમ અત્યન્ત અસત્ત્વ સ્વરૂપ ઇષ્ટ છે ? કે પછી (૨)છીપના ચાદીરૂપ ભાસની જેમ અન્ય વસ્તુ અન્ય સ્વરૂપે ભાસવુ એ, કે પછી (૩) અનિર્વચનીય-વર્ણન ન કરી શકાય તેવુ ? **પ્રથમપક્ષ** - અત્યત અસત્ત્વરૂપે જો મિથ્યારૂપ હોય, તો

१ अव्याक्षेपो भविष्यन्त्या कार्यसिद्धेहि लक्षणम् । इत्युत्तरार्धम् । रघुवशे १०-६ ।

व्यासार्थस्त्वयम् । ते वादिन इद प्रणिगदन्ति । तात्त्विकमात्मब्रह्मवास्ति– "सर्वं वै खल्विद ब्रह्म नेह नानास्ति किंचन। आराम तस्य पश्यन्ति न तत्पश्यति कश्चन" ॥ इति समयात् । अय तु प्रपञ्चो मिथ्यारूप , प्रतीयमानत्वात् । यदेव तदेवम् । यथा शुक्तिशकले कलधौतम् । तथा चाय, तस्मात् तथा ॥

तदेतद्वार्तम् । तथाहि । मिथ्यारूपत्व तै कीदृग् विवक्षितम् । किमत्यन्तासत्त्वम्, उतान्यस्यान्याकारतया प्रतीतत्वम्, आहोस्विदनिर्वाच्यत्वम् ? प्रथमपक्षे असत्ख्यातिप्रसङ्ग । द्वितीये विपरीतख्यातिस्वीकृति । तृतीये तु किमिदमनिर्वाच्यत्वम्? निस्स्वभावत्व चेत् ? निस प्रतिषेधार्थत्वे, स्वभावशब्दस्यापि भावाभावयोरन्यतरार्थत्वे, असत्ख्यातिसत्ख्यात्यभ्युपगमप्रसग । भावप्रतिषेधे असत्ख्याति , अभावप्रतिषेध सत्ख्यातिरिति । प्रतीत्यगोचरत्व नि स्वभावत्वमिति चेत्? अत्र विरोध । स प्रपञ्चो हि न प्रतीयते चेत् ? कथ धर्मितयोपात्त ? कथ च प्रतीयमानत्व हेतुतयोपात्तम् ? तथोपादाने वा कथ न प्रतीयते ? यथा प्रतीयते न तथेति चेत् ? तर्हि विपरीतख्यातिरियमभ्युपगता स्यात् ॥

અસત્ખ્યાતિનો પ્રસગ છે (શૂન્યવાદી બૌદ્ધો સર્વ પદાર્થોને અસત્ માને છે આ મત અદ્વૈતવાદીને સમત નથી) અસત્ખ્યાતિ પ્રસગ એટલા માટે છે, કે જ્ઞાનના વિષય બનતા સર્વ પદાર્થો અસત્ છે વળી જ્ઞાન પોતે પણ પ્રતીતિનો વિષય છે તેથી અસત્વસ્તુવિષયક હોવાથી, અને સ્વવિષયક હોવાથી જ્ઞાન પણ અસત્ બનશે તેથી સર્વવસ્તુ અને જ્ઞાન બન્ને અસત્ થાય છે તેથી અસત્ખ્યાતિનો પ્રસગ છે, કેમ કે જે સત્ છે , તે તો પ્રતીતિનો વિષય જ નથી બીજાપક્ષે વિપરીતખ્યાતિ માનવી પડશે એક વસ્તુમા બીજા વસ્તુની પ્રતીતિ થાય ત્યા વિપરીતખ્યાતિ નામનો દોષ આવે (નૈયાયિકો આવા સ્થળે જ્ઞાનને જ મિથ્યારૂપ માને છે છીપ અને ચાદી વગેરે પદાર્થોને મિથ્યા માનતા નથી આમ વિપરીતખ્યાતિ=અન્યથાખ્યાતિમા છીપ વસ્તુ અને પ્રતીત થતી ચાદી બન્ને સત્ હોય છે મિથ્યા નથી હોતા, જે અદ્વૈતવાદીને ઇષ્ટ નથી ) અહી પણ અન્યમા અન્યની પ્રતીતિ જ મિથ્યારૂપે સ્વીકૃત છે જેથી તે બન્ને મિથ્યારૂપ ન બનતા હોઇ વિપરીતખ્યાતિ સ્વીકૃત થાય છે ત્રીજાપક્ષે .– અનિર્વાચ્યતાનુ સ્વરૂપ શુ છે ? "નિ.સ્વભાવપણુ (=સ્વભાવરહિતપણુ)" એમ કહેશો તો અહી નિસ્ ઉપસર્ગ પ્રતિષેધનો બોધ કરાવે છે અને જો 'સ્વભાવ' શબ્દ ભાવઅર્થ સૂચક હોય, તો ભાવનો પ્રતિષેધ (=સત્નો પ્રતિષેધ) થવાથી અસત્ખ્યાતિ પ્રસગ છે જો 'સ્વભાવ' અભાવઅર્થનો સૂચક છે, તો અભાવનો પ્રતિષેધ થવાથી સત્ખ્યાતિનો સ્વીકાર થશે (સત્ખ્યાતિ રામાનુજનો સિદ્ધાત છે આ મતે છીપલામા ચાદીનુ મિથ્યાજ્ઞાન થાય છે ત્યારે છીપમા ચાદીના પરમાણુ હોવાને લીધે વિષય મિથ્યા બનતો નથી તેથી આ મત પણ અદ્વૈતવાદીઓને માન્ય નથી )અહી પણ વસ્તુની પ્રતીતિ મિથ્યા હોવા છતા વસ્તુના અભાવનો પ્રતિષેધ હોવાથી વસ્તુ તો સત્ સિદ્ધ થશે તેથી અદ્વૈતવાદ રહેશે નહી

શકા – 'પ્રતીતિના વિષય ન બનવુ' એ જ નિ સ્વભાવતાનો અર્થ છે

સમાધાન – આનો અર્થ એ થયો કે પ્રપચ પ્રતીતિનો વિષય બનતો ન હોવાથી નિ સ્વભાવ છે તેથી અનિર્વાચ્ય હોવાથી મિથ્યા છે પણ આમ માનવામા "પ્રપચ મિથ્યારૂપ છે કેમકે પ્રતીતિનો વિષય છે" આ અનુમાનમા વિરોધદોષ આવશે તેથી હેતુના ધર્મી=પક્ષતરીકે પ્રપચ ગ્રહણ નહી થાય , કેમકે પ્રપચ જો મિથ્યારૂપ હોય, તો પ્રતીતિનો વિષય ન બની શકે અને જો પક્ષતરીકે પ્રપચ ઇષ્ટ હોય તો 'પ્રતીતિનો વિષય' હેતુ તરીકે અનિષ્ટ છે જો હેતુ તરીકે પ્રતીયમાનત્વ ઇષ્ટ છે તો પછી પ્રપચ પ્રતીત શુ કામ ન થાય ? અને પ્રતીત થશે તો મિથ્યારૂપ ન બની શકે, કેમકે અનિર્વાચ્ય નથી

१ छादोग्य उ ३–१४ । २ आत्मख्यातिरसत्ख्याति ख्यातिरन्यथा । तथानिर्वचनख्यातिरित्येतत्ख्यातिपञ्चकम् ॥ षड्विधा ख्यातिरित्यन्य मन्यन्ते ।

किञ्च, इयमनिर्वाच्यता प्रपञ्चस्य प्रत्यक्षबाधिता । घटोऽयमित्याद्याकार हि प्रत्यक्ष प्रपञ्चस्य सत्यतामेव व्यवस्यति, घटादिप्रतिनियतपदार्थपरिच्छेदात्मनस्तस्योत्पादात् । इतरेतरविविक्तवस्तूनामेव च प्रपञ्चशब्दवाच्यत्वात् । अथ प्रत्यक्षस्य विधायकत्वात् कथ प्रतिषेधे सामर्थ्यम् ? प्रत्यक्ष हि इदमिति वस्तुस्वरूप गृह्णाति, नान्यत्स्वरूप प्रतिषेधति । *"आहुर्विधातृ प्रत्यक्ष न निषेद्धृ विपश्चित । नैकत्व आगमस्तेन प्रत्यक्षेण प्रबाध्यते ॥"* इति वचनात् । इति चेत् ? न । अन्यरूपनिषेधमन्तरेण तत्स्वरूपपरिच्छेदस्याप्यसपत्ते । पीतादिव्यवच्छिन्न हि नील नीलमिति गृहीत भवति, नान्यथा । केवलवस्तुस्वरूपप्रतिपत्तेरेवान्यप्रतिषेधप्रतिपत्तिरूपत्वात्, मुण्डभूतलग्रहण घटाभावग्रहणवत् । तस्माद् यथा प्रत्यक्ष विधायक प्रतिपन्न, तथा निषेधकमपि प्रतिपत्तव्यम् । अपि च, विधायकमेव प्रत्यक्षमित्यङ्गीकृते, यथा प्रत्यक्षेण विद्या विधीयते, तथा किं नाविद्यापीति । तथा च द्वैतापत्ति । ततश्च सुव्यवस्थित प्रपञ्च । तदमी वादिनोऽविद्याविवेकेन सन्मात्र प्रत्यक्षात् प्रतियन्तोऽपि न निषेधक तदिति ब्रुवाणा कथ नोन्मत्ता । इति सिद्ध प्रत्यक्षबाधित पक्ष इति ॥

**પૂર્વપક્ષ** – પ્રપચ જેવારૂપે પ્રતીત થાય છે, તેવા રૂપે નથી, એટલે વાસ્તવિક પ્રતીતિનો વિષય ન હોવાથી મિથ્યારૂપ છે

**ઉત્તરપક્ષ** – આમ માનવાથી તો પૂર્વે દર્શાવ્યુ તેમ વિપરીતખ્યાતિના અભ્યુપગમનો પ્રસગ આવશે તથા 'પ્રપચની અનિર્વાચ્યતા પ્રત્યક્ષબાધિત છે' 'આ ઘડો છે' ઇત્યાદિ આકારવાળુ પ્રત્યક્ષ જ 'પ્રપચ સત્ય છે' એવો નિશ્ચય કરાવે છે કેમકે ઘડાવગેરે પ્રતિનિયત પદાર્થના બોધરૂપે પ્રત્યક્ષ ઉત્પન્ન થાય છે અને પરસ્પર વિભિન્ન વસ્તુઓ પ્રપચ શબ્દથી વાચ્ય છે (અર્થાત્ પ્રપંચ પરસ્પર વિભિન્ન વસ્તુસ્વરૂપ છે અને પ્રત્યક્ષ દ્વારા વિભિન્ન વસ્તુઓનો વિભિન્નરૂપે જ નિશ્ચયબોધ થાય છે આમ પ્રત્યક્ષપ્રમાણ દરેકની યથાર્થ પ્રતીતિ કરાવતુ હોવાથી એ વસ્તુઓ અનિર્વાચ્ય કહી ન શકાય )

## પ્રત્યક્ષની માત્ર વિધિપરકતા અસિદ્ધ

**પૂર્વપક્ષ** – પ્રત્યક્ષ માત્ર વિધાયક જ છે પ્રતિષેધાત્મક નથી કેમકે તે પ્રતિષેધઆત્મક બોધ કરવા સમર્થ નથી કેમકે તે 'આ છે' એમ વસ્તુના સત્સ્વરૂપને ગ્રહણ કરે છે, પરતુ બીજા અસત્સ્વરૂપનો નિષેધ કરતુ નથી કહ્યુ જ છે કે, *"પ્રત્યક્ષ વિધાયક છે, નિષેધક નથી એમ વિદ્વાનો કહે છે તેથી એકત્વપ્રતિપાદક આગમ પ્રત્યક્ષ દ્વારા બાધિત થઇ શકે નહી "*

**ઉત્તરપક્ષ** – આ અસગત છે વસ્તુના સ્વરૂપનો બોધ અન્યસ્વરૂપના નિષેધ વિના સપાદિત થઇ શકતો નથી પીળાવગેરેવર્ણથી ભિન્ન જ નીલવર્ણનો 'નીલવર્ણ'તરીકે બોધ થાય છે ભેદ વિના આવો નિશ્ચિત બોધ થાય નહિ કેમકે માત્ર જ્ઞેય વસ્તુના સ્વરૂપનો અવબોધ જ અન્યના પ્રતિષેધરૂપ છે અન્યથા અન્યના સ્વરૂપનુ જ્ઞાન થયા વિના રહે નહી જેમકે 'ભૂમિ શૂન્ય છે' તેવુ જ્ઞાન, 'ત્યા ઘડાનો અભાવ છે' એવા જ્ઞાનરૂપ છે તેથી પ્રત્યક્ષ જેમ વિધાયક છે, તેમ નિષેધક પણ છે જ તેમ સ્વીકરણીય છે તથા પ્રત્યક્ષ જો માત્ર વિધાયક જ હોય, તો જેમ પ્રત્યક્ષદ્વારા વિદ્યાનુ વિધાન થાય છે, તેમ અવિદ્યાનુ પણ વિધાન શા માટે ન થાય ? કેમકે પ્રત્યક્ષ 'અવિદ્યા નથી' એવો નિશ્ચય કરાવવા સમર્થ નથી તેથી બ્રહ્મ એ વિદ્યા અને જગત્ એ અવિદ્યા આ બે તત્ત્વ થવાથી અદ્વૈતને બદલે દ્વૈતની આપત્તિ આવશે તેથી આ પ્રપચ સુવ્યવસ્થિત છે=સત્ છે તેમ નિશ્ચિત છે અત. આ વાદીઓ પ્રત્યક્ષથી અવિદ્યાના વિવેકથી = અવિદ્યાથી વિભક્તરૂપે સત્માત્રને પ્રતીત કરે છે છતા 'પ્રત્યક્ષ નિષેધક નથી', એમ કહે છે તે ઉન્મત્તપ્રલાપરૂપ છે કેમકે સન્માત્રનો બોધ અસત્ના અબોધને સિદ્ધ કરે છે તેથી યથાર્થસ્વરૂપનો જ બોધ થતો હોઇ પ્રપચની અનિર્વાચ્યતા પ્રત્યક્ષબાધિત છે

अनुमानबाधितश्च । प्रपञ्चो मिथ्या न भवति, असद्विलक्षणत्वात्, आत्मवत् । प्रतीयमानत्वं च हेतुर्ब्रह्मात्मना व्यभिचारी। स हि प्रतीयते, न च मिथ्या । अप्रतीयमानत्वे त्वस्य तद्विषयवचसामप्रवृत्तेर्मूकतैव तेषां श्रेयसी । साध्यविकलश्च दृष्टान्तः । शुक्तिशकलकलधौतेऽपि प्रपञ्चान्तर्गतत्वेन अनिर्वचनीयताया साध्यमानत्वात् । किञ्च, इदमनुमानं प्रपञ्चाद् भिन्नम् अभिन्नं वा ? यदि भिन्नं, तर्हि सत्यमसत्यं वा ? यदि सत्यं, तर्हि तद्वदेव प्रपञ्चस्यापि सत्यत्वं स्यात् । अद्वैतवादप्राकारे खण्डिपातात्। अथासत्यम्, तर्हि न किञ्चित् तेन साधयितुं शक्यम्, अवस्तुत्वात् । अभिन्नं चेत् ? प्रपञ्चस्वभावतया तस्यापि मिथ्यारूपत्वापत्तिः । मिथ्यारूपं च तत् कथं स्वसाध्यसाधनायालम् । एवं च प्रपञ्चस्यापि मिथ्यारूपत्वासिद्धेः कथं परमब्रह्मणस्तात्त्विकत्वं स्यात्? यतो बाह्यार्थाभावो भवेदिति ।

## પ્રપચનુ મિથ્યાત્વ અનુમાનબાધિત

વળી આ પક્ષ અનુમાનબાધિત પણ છે →"*પ્રપચ મિથ્યા નથી કેમકે અસત્‌થી વિલક્ષણ છે, જેમકે આત્મા*" વળી અદ્વૈતવાદીએ પોતાના અનુમાનમા જે 'પ્રતીયમાનત્વ' (=પ્રતીતિનો વિષય)હેતુ તરીકે દર્શાવ્યો છે તે વ્યભિચારી છે કેમકે બ્રહ્માત્મા પ્રતીત થવા છતા મિથ્યા નથી જો બ્રહ્મની પ્રતીતિ જ થતી ન હોય, તો બ્રહ્મવિષયક વચનોચ્ચાર પણ થઇ શકે નહી કેમકે અપ્રતીત=અજ્ઞાતવસ્તુવિષયકવચનોચ્ચાર મૃષા હોવાનો સપૂર્ણતયા સભવ છે અને તો તો, બ્રહ્મના વિષયમા મૌન એ જ તેઓમાટે કલ્યાણકારી છે વળી દૃષ્ટાન્ત પણ સાધ્યવિકલ છે ,કેમકે છીપ અને ચાદી બને પ્રપચમા જ સમાવિષ્ટ છે તેથી તે બનેની પણ અનિર્વાચ્યના સાધ્યરૂપ છે, સિદ્ધ નથી વળી "પ્રપચ મિથ્યા છે" ઇત્યાદિ જે અનુમાન છે, તે પોતે પ્રપચથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો ભિન્ન છે, તો સત્ય છે કે અસત્ય (=ભ્રાન્ત)છે ? જો સત્ય છે, તો અદ્વૈતકિલ્લાપર કુઠારાઘાત થાય છે (કેમકે પરમબ્રહ્મથી ભિન્ન એવુ અનુમાન પણ સત્ હોવાથી દ્વૈતની સિદ્ધિ થાય છે )તેથી પ્રપચ પણ સત્ય સિદ્ધ થશે જો અનુમાન અસત્ય છે તો તેનાથી કશુ સિદ્ધ કરી ન શકાય કેમકે તે અનુમાન પોતે અવસ્તુ છે, અને અપ્રમાણભૂત છે જો 'અનુમાન પ્રપચથી અભિન્ન છે' તો પ્રપચસ્વભાવવાળુ હોવાથી અનુમાન પણ મિથ્યા જ થવાની આપત્તિ આવશે અને મિથ્યારૂપવાળુ અનુમાન પોતાના સાધ્યને પૂરવાર શી રીતે કરી શકશે ? તેથી અનુમાનથી પ્રપચનુ મિથ્યા સ્વરૂપ અસિદ્ધ છે અત 'પરમબ્રહ્મ જ તાત્ત્વિક છે અને બાહ્યાર્થનો અભાવ છે' એમ શી રીતે ઘટી શકે ? અર્થાત્ પ્રપચરૂપ બાહ્યાર્થનો અભાવ નથી

## વિધિરૂપતાથી બ્રહ્માદ્વૈતની સિદ્ધિ-પૂર્વપક્ષ

અથવા અન્યપ્રકારે સન્માત્રસ્વરૂપ પરમબ્રહ્મના સાધન અને દૂષણ બતાવે છે

**પૂર્વપક્ષ** - વિધિરૂપે વિદ્યમાન હોવાથી પરમાર્થસત્ પરમબ્રહ્મ જ પ્રમાણનો વિષય છે કેમકે બીજા કોઇનો સદ્ભાવ નથી તે આ પ્રમાણે→ પ્રત્યક્ષપ્રમાણ બ્રહ્મતત્ત્વનુ આવેદક છે પ્રત્યક્ષના બે ભેદ (૧)નિર્વિકલ્પક અને (૨)સવિકલ્પક તેમા સન્માત્રવિષયક નિર્વિકલ્પકપ્રત્યક્ષથી માત્ર બ્રહ્મની જ સિદ્ધિ થાય છે કેમકે કહ્યુ છે કે, "*પ્રથમ નિર્વિકલ્પક આલોચનાજ્ઞાન થાય છે જે બાળ, મૂગા વગેરેના જ્ઞાન જેવુ છે અને શુદ્ધ વસ્તુથી ઉત્પન્ન થાય છે*"અર્થાત્ આ જ્ઞાન વસ્તુના સામાન્ય કે વિશેષપર્યાયની અપેક્ષા વિના માત્ર વસ્તુના સતરૂપને અપેક્ષીને જ થાય છે તથા વિધિની જેમ પરસ્પરનો ભેદ પણ પ્રત્યક્ષથી પ્રતીત થતો નથી, કે જેને લઇને દ્વૈતની સિદ્ધિ થાય કેમકે વિદ્યમાનસ્વરૂપનુ જ જ્ઞાપક હોવાથી પ્રત્યક્ષ વિધાતા જ છે, નહિ કે અવિદ્યમાનસ્વરૂપનુ નિષેધક કેમકે '*પ્રત્યક્ષ વિધાતા છે નિષેધક નથી*' ઇત્યાદિ વચનો છે જો પ્રત્યક્ષ નિષેધક હોત, તો એકમા અન્યરૂપનો નિષેધ કરવાદ્વારા ભેદ સ્થાપીને દ્વૈતવાદને સિદ્ધ કરત પરતુ તે નિષેધાત્મક નથી વળી સર્વનિર્વિકલ્પક

अथवा प्रकारान्तरेण सन्मात्रलक्षणस्य परमब्रह्मण साधन दूषण चोपन्यस्यते । ननु परमब्रह्मण एवैकस्य परमार्थसतो विधिरूपस्य विद्यमानत्वात् प्रमाणविषयत्वम् । अपरस्य द्वितीयस्य कस्यचिदप्यभावात् । **तथाहि** । प्रत्यक्ष तदावेदकमस्ति । प्रत्यक्ष द्विधा भिद्यते निर्विकल्पकसविकल्पकभेदात् । ततश्च निर्विकल्पकप्रत्यक्षात् सन्मात्रविषयात् तस्यैकस्यैव सिद्धि । **तथा चोक्तम्** – *"अस्ति ह्यालोचनाज्ञान प्रथम निर्विकल्पकम् । बालमूकादिविज्ञानसदृश शुद्धवस्तुजम्"* [१] ॥ न च विधिवत् परस्परव्यावृत्तिरप्यध्यक्षत एव प्रतीयते इति द्वैतसिद्धि । तस्य निषेधाविषयत्वात् । *"आहुर्विधातृ प्रत्यक्ष न निषेद्धृ"* इत्यादिवचनात् । यच्च सविकल्पकप्रत्यक्ष घटपटादिभेदसाधक, तदपि सत्तारूपेणान्वितानामेव तेषा प्रकाशकत्वात् सत्ताऽद्वैतस्यैव साधकम् । सत्तायाश्च परमब्रह्मरूपत्वात् । तदुक्तम् – *"यदद्वैत तद् ब्रह्मणो रूपम्"* इति ॥

પ્રત્યક્ષનો વિષય 'સત્' શુદ્ધ હોવાથી સર્વત્ર સમાનરૂપે છે તેથી સતરૂપ એક જ તત્ત્વ સિદ્ધ થાય સવિકલ્પક પ્રત્યક્ષ સામાન્યવિશેષ ઉભયાત્મક પર્યાયનુ ગ્રાહક છે તેથી જ્યારે સવિકલ્પક પ્રત્યક્ષ ઘટ, પટ વગેરેના ભેદનો બોધ કરાવે છે ત્યારે પણ સત્તારૂપથી અન્વય પામેલા=એકરૂપ થયેલા ઘટાદિ વસ્તુઓનો બોધ કરાવે છે આમ સવિકલ્પકપ્રત્યક્ષ પણ સત્તાદ્વૈતની જ સિદ્ધિ કરે છે અને સત્તા જ પરમબ્રહ્મરૂપ છે આ ઉક્તિ છે કે, "*જે અદ્વૈત છે તે જ બ્રહ્મનુ સ્વરૂપ છે*" અને સત્તા પોતે અદ્વૈતરૂપ છે

આમ પ્રત્યક્ષથી અદ્વૈતનો સદ્ભાવ દર્શાવ્યો અનુમાનથી પણ આ પુરવાર થઇ શકે છે **પ્રયોગ** '*વિધિ જ તત્ત્વ છે , કેમકે પ્રમેય છે*' પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન અને અર્થાપત્તિ આ બધા પ્રમાણો ભાવ (=સત્પદાર્થો )ને જ પોતાનો વિષય બનાવીને પ્રવર્તતા હોવાથી જે પદાર્થ પ્રમાણનો વિષય બને તે પદાર્થ પ્રમેય જ હોય વચન છે કે "*વસ્તુના ભાવઅશો ગૃહીત કરવાના અવસરે પ્રત્યક્ષાદિપ્રમાણો ઉપસ્થિત થાય છે અને વસ્તુના અભાવઅશને ગ્રહણ (=બોધ )કરવાની ઇચ્છાકાળે પ્રત્યક્ષાદિની અનુત્પત્તિનો વ્યાપાર થાય છે* "અર્થાત્ પ્રત્યક્ષાદિપ્રમાણપચકનો અભાવ પ્રવર્તે છે

### અભાવપ્રમાણ અપ્રમાણભૂત

**શકા –** પ્રત્યક્ષાદિ પ્રમાણપચકની અનુત્પત્તિથી અભાવનો બોધ કરવા કરતા અભાવ નામના છઠ્ઠા સ્વતત્રપ્રમાણદ્વારા તે બોધ કરવો વધુ તર્કસગત છે

**સમાધાન –** તમે જે અભાવ નામનુ પ્રમાણ કહો છો, તે વાસ્તવમા પ્રમાણ જ નથી કેમકે કોઇ વસ્તુ આ પ્રમાણનો વિષય બનતી નથી અને જેઓ આ પ્રમાણના વિષયતરીકે ઇષ્ટ છે, એ (વસ્તુનો અભાવ )પોતે અભાવરૂપ હોવાથી વસ્તુ નથી જ્યારે '*વસ્તુવિષયકત્વ*' એ પ્રમાણનુ લક્ષણ છે આમ પ્રામાણ્યનો અભાવ હોવાથી અભાવ એ સ્વતત્ર પ્રમાણ નથી અને પ્રમાણપચકનો વિષય વિધિરૂપ જ છે, નિષેધાત્મક નહિ (કેમકે નિષેધ અભાવરૂપ છે ) પ્રમેય પણ પ્રમાણપચકની વિષયતાથી જ વ્યાપ્ત છે અર્થાત્ જે ભાવ પ્રમાણપચકનો વિષય બને તે જ ભાવ પ્રમેય બને, તેથી સિદ્ધ થાય છે કે માત્ર વિધિ જ પ્રમેયરૂપ અને તત્ત્વરૂપ છે જે વિધિરૂપ નથી તે પ્રમેય પણ નથી, જેમકે ગધેડાનુ શિગડુ આ સઘળીય સત્ વસ્તુઓ પ્રમેય છે તેથી સિદ્ધ થાય છે, કે તેઓ વિધિરૂપ છે તથા અન્ય પ્રક્રિયાથી પણ અદ્વૈતની સિદ્ધિ થાય છે તે આ પ્રમાણે;–> ગામઉદ્યાનાદિઅશેષપદાર્થો પ્રતિભાસમા સમાવેશ પામ્યા છે, કેમકે તેઓ પ્રતિભાસિત થાય છે જેનો પ્રતિભાસ થાય, તે પ્રતિભાસમા સમાવેશ પામ્યા જ હોય જેમકે પ્રતિભાસનુ સ્વરૂપ (પ્રતિભાસ = જ્ઞાન = બોધ તેનુ સ્વરૂપ પણ પ્રતિભાસિત થાય છે આમ વિધિ અને પ્રતિભાસરૂપે અદ્વૈતની સિદ્ધિ કરી )

१ मीमासाश्लोकवार्तिक ४ प्रत्यक्षसूत्रे ११२ ।

अनुमानादपि तत्सद्भावो विभाव्यत एव । तथाहि । विधिरव तत्त्व, प्रमेयत्वात् । यत प्रमाणविषयभूतोऽथ प्रमेय । प्रमाणाना च प्रत्यक्षानुमानागमोपमानार्थापत्तिसञ्ज्ञकाना भावविषयत्वेनैव प्रवृत्ते । तथा चोक्तम् "*प्रत्यक्षाद्यवतार स्याद् भावाशो गृह्यते यदा । व्यापारस्तदनुत्पत्तेरभावाशे जिघृक्षिते ॥*" यच्चाभावाख्य प्रमाण, तस्य प्रामाण्याभावाद् न तत् प्रमाणम् । तद्विषयस्य कस्यचिदप्यभावात् । यत्तु प्रमाणपञ्चकविषय स विधिरेव ताव च प्रमेयत्वस्य व्याप्तत्वात् । सिद्ध प्रमेयत्वेन विधिरेव तत्त्वम्, यत्तु न विधिरूप, तद् न प्रमेयम्, यथा खरविषाणम् । प्रमेय च निखिल वस्तुतत्त्वम्, तस्माद् विधिरूपमेव । अतो वा तत्सिद्धि । ग्रामारामादय पदार्था प्रतिभासान्त प्रविष्टा , प्रतिभासमानत्वात्, यत्प्रतिभासते तत्प्रतिभासान्त प्रविष्टम्, यथा प्रतिभासस्वरूपम् । प्रतिभासन्त च ग्रामारामादय पदार्था , तस्मात् प्रतिभासान्त प्रविष्टा ॥

## આગમથી અદ્વૈતસિદ્ધિ

આગમ પણ પરમબ્રહ્મનુ જ પ્રતિપાદક છે જેમકે–"*જે થતુ અને જે થશે, તથા અમૃતતત્ત્વનો જે સ્વામી છે, અને જે અન્નદ્વારા વૃદ્ધિ પામે છે, તથા જે ગતિમાન છે, જે સ્થિર છે, જે દૂર છે, જે નજીક છે અને જે સર્વ વસ્તુઓની અદર અને સર્વ વસ્તુઓની બહાર છે, આ બધુ પુરુષ (=પરમબ્રહ્મ )જ છે" "તથા આ જ શ્રવણ કરવા યોગ્ય છે, આ જ મનનકરવા યોગ્ય છે, આજ સતત સ્મરણીય છે,*"વગેરે વેદવાક્યોથી પણ પરમબ્રહ્મની સિદ્ધિ થાય છે સ્મૃતિ વગેરે કૃત્રિમ (=પૌરુષેય )આગમો પણ આનુ જ પ્રતિપાદન કરે છે જેમકે "*આ બધુ બ્રહ્મસ્વરૂપ જ છે તેને છોડી અહી નાનારૂપ નથી બ્રહ્મના પર્યાયોને સહુ જુએ છે બ્રહ્મનુ કોઈ નિરીક્ષણ કરતુ નથી*" આ પ્રમાણે પ્રમાણથી સિદ્ધ થાય છે કે "પરમપુરુષ એ જ એકમાત્ર તત્ત્વ છે (પ્રતિજ્ઞા )કેમકે સઘળાય ભેદો તેના જ પરિણામ છે (હેતુ )" હેતુની સિદ્ધિ બતાવે છે સર્વભાવો બ્રહ્મના જ પરિણામ છે, કેમકે સર્વભાવો સત્તાત્મક એકરૂપથીસલગ્ન છે જે વસ્તુ જે રૂપથી સલગ્ન હોય, તે વસ્તુ તદાત્મક જ હોય જેમ ઘડો, ઘડી, કોડીયુ વગેરે માટીરૂપ એકચીજથી યુક્ત છે તેથી તે બધા માટીના પર્યાય છે તેમ અશેષ વસ્તુઓ સત્ત્વરૂપથી સલગ્ન છે તેથી સિદ્ધ થાય છે કે, અશેષ વસ્તુરૂપ સઘળાય ભેદો બ્રહ્મના જ પરિણામો છે સત્ત્વ બ્રહ્મરૂપ છે તે પૂર્વે દર્શાવ્યુ છે

(પૂર્વપક્ષે આ પ્રમાણે 'પરમબ્રહ્મ એ જ તત્ત્વ છે' એવી જે સ્થાપના કરી તેમા હવે દૂષણ બતાવે છે )

## અદ્વૈતવાદમા પ્રમાણનો અભાવ

ઉત્તરપક્ષ – આ સઘળોય વચનઆડબર મદિરાપાનથી ઉન્મત બનેલાના પ્રલાપતુલ્ય છે કારણ કે, વિચાર કરતા યુક્તિહીન લાગે છે, સઘળીય વસ્તુઓ પ્રમાણથી સિદ્ધ થાય છે, નહિ કે માત્ર વચનથી જ્યારે અદ્વૈતવાદ મતે તો પ્રમાણનો જ સભવ નથી કેમકે પ્રમાણ માનવામા દ્વૈત માનવાની આપત્તિ છે કેમકે એક તત્ત્વ 'પરમબ્રહ્મ' અને બીજુ તત્ત્વ એ બ્રહ્મતત્ત્વનુ સાધક 'પ્રમાણ' એમ બે તત્ત્વ સિદ્ધ થશે

શકા – અહી પ્રમાણનુ જે આલબન લવાય છે, તે તો લોકોને 'એક બ્રહ્મતત્ત્વ જ છે' તેવો પ્રત્યય કરાવવા ખાતર જ લેવાય છે હકીકતમા પ્રમાણ નામના બીજા તત્ત્વનો અભ્યુપગમ કર્યો નથી

સમાધાન – તમારા મતે તો નિત્ય નિરશ બ્રહ્મ સિવાયનુ તત્ત્વ જ ન હોવાથી લોકોનો પણ સભવ નથી તેથી લોકોને પ્રત્યય કરાવવાની ચેષ્ટા પણ મુધા છે

## પ્રત્યક્ષપ્રમાણાસિદ્ધ અદ્વૈતસિદ્ધિ

માની લો કે કોઇપણ હિસાબે પ્રમાણ સત્ છે તો બ્રહ્માદ્વૈતના સાધકતરીકે કયુ પ્રમાણ માન્ય છે ? પ્રત્યક્ષ,

१ मीमासाश्लोकवार्तिक ५ अभावपरिच्छेदे १७ ।

आगमोऽपि परमब्रह्मण एव प्रतिपादकः समुपलभ्यते → [1] 'पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यम् । उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ।'' [2] "यदेजति, यन्नैजति, यद् दूरे, यदन्तिके । यदन्तरस्य सर्वस्य यदुत सर्वस्यास्य बाह्यत' इत्यादि । [3] ''श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य'' इत्यादिवेदवाक्यैरपि तत्सिद्धेः । कृत्रिमेणापि आगमेन तस्यैव प्रतिपादनात् । उक्तं च – [4] ''सर्वं वै खल्विदं ब्रह्म नेह नानाऽस्ति किञ्चन । आरामं तस्य पश्यन्ति न तत् पश्यति कश्चन'' ॥ इति प्रमाणतस्तस्यैव सिद्धेः । परमपुरुष एक एव तत्त्वम्, सकलभेदानां तद्विवर्तत्वात् । **तथाहि** । *सर्वे भावा ब्रह्मविवर्ता सत्त्वैकरूपेणान्वितत्वात् । यद् यद्रूपेणान्वितं तत् तदात्मकमेव । यथा घटघटिशरावोदञ्चनादयो मृद्रूपेणैकेनान्विता मृद्विवर्ता* । सत्त्वैकरूपेणान्वितं च सकलं वस्तु । इति सिद्धं ब्रह्मविवर्तित्वं निखिलभेदानामिति ॥

અનુમાન કે આગમ ? પ્રત્યક્ષપ્રમાણ બ્રહ્માદ્વૈતનુ સાધક નથી **તથાહિ**→ પ્રત્યક્ષ સમસ્ત વસ્તુમા રહેલા ભેદનુ જ પ્રકાશક છે કેમકે આબાળગોપાળ તે પ્રમાણે જ પ્રતીતિ થાય છે

**શકા** – શુદ્ધસત્ત્વનુ જ ગ્રાહક નિર્વિકલ્પકપ્રત્યક્ષ પરમબ્રહ્મનુ આવેદક છે એમ પૂર્વે અમે કહ્યુ જ છે

**સમાધાન** – તે સમ્યગ્ નથી કેમકે નિર્વિકલ્પકપ્રત્યક્ષ પ્રમાણતરીકે સ્વીકૃત નથી કેમ કે વ્યવસાયાત્મક નથી બધા જ પ્રમાણતત્ત્વો વ્યવસાયાત્મક(=સ્વપરનો બોધ કરવામા સાધકતમ) હોય છે અને તે રૂપે અવિસવાદક હોવાથી જ તેઓમા પ્રામાણ્ય ઉપપન્ન થાય છે જ્યારે સવિકલ્પકપ્રત્યક્ષ કે જે સકળવસ્તુગત ભેદસાધક હોઇ પ્રમાણભૂત છે તેનાથી વિધિરૂપ પરમબ્રહ્મનો સ્વપ્નમા પણ પ્રતિભાસ થતો નથી

**શકા** – પ્રત્યક્ષ વિધાયક છે નિષેધક નથી ઇત્યાદિ પૂર્વે નિર્દેશ કર્યો જ છે

**સમાધાન** – એ પણ અકુશળવચન છે કેમકે પ્રત્યક્ષથી સામાન્ય–વિશેષાત્મક વસ્તુ જ પ્રકાશિત થાય છે જે પૂર્વે જ દર્શાવ્યુ છે અનુસ્યૂત (=અનુવૃત્ત)એક અખડિત કેવળ સત્તારૂપ અને વિશેષથી નિરપેક્ષ એવા સામાન્યનો બોધ ક્યારેય થતો નથી એટલે જ "*જે અદ્વૈત છે તે બ્રહ્મનુ રૂપ છે*" ઇત્યાદિ કથન શોભતુ નથી કેમકે વિશેષથી નિરપેક્ષ એવુ સામાન્ય ગધડાના શિગડાની જેમ ક્યારેય પણ પ્રતિભાસિત થતુ નથી તેથી જ કહ્યુ છે કે "*વિશેષથી રહિત સામાન્ય અને સામાન્યથી વિરહિત વિશેષ ગધેડાના શિગડા જેવા છે*" આમ સામાન્ય–વિશેષાત્મક પદાર્થ જ પ્રમાણના વિષયતરીકે સિદ્ધ થાય છે આમ પ્રમાણના વિષયતરીકે સઘળીય વસ્તુઓ ભાસતી હોવાથી માત્ર સત્ રૂપ સામાન્યાત્મક પરમબ્રહ્મને જ પ્રમાણના વિષયતરીકે કહેવુ અસગત છે કેમકે અનેકતાનો જ્ઞાપક વિશેષ પણ પ્રમાણનો વિષય છે

## વિધિરૂપતા સાધક અનુમાનનુ અપ્રામાણ્ય

**શકા** – "વિધિ તત્ત્વરૂપ છે કેમકે પ્રમેય છે" ઇત્યાદિ અનુમાનથી તો અદ્વૈતવાદ સિદ્ધ છે જ

**સમાધાન** – પ્રત્યક્ષથી સર્વ વસ્તુઓ તત્ત્વરૂપ ભાસે છે, તેથી પક્ષ જ પ્રત્યક્ષબાધિત છે કેમકે વ્યાવૃત્તિ =વિશેષનુ ગ્રહણ પ્રત્યક્ષદ્વારા થાય છે તેથી જ પ્રત્યક્ષ અન્યરૂપનુ નિષેધક પણ છે (કેમકે સ્વથી ભિન્નરૂપનો નિષેધ કરવો એ વિશેષનુ સ્વરૂપ છે )તેથી હેતુ કાળાત્યયઅપદિષ્ટ છે આમ તમારુ અનુમાન જીર્ણશીર્ણ થાય છે

**શકા** – "*ગામ–ઉદ્યાનાદિ–પ્રતિભાસાન્તર્ગત છે કેમકે પ્રતિભાસમાન છે*" આવુ પૂર્વોક્ત અનુમાન અમારા ઇષ્ટ અદ્વૈતવાદનુ સાધક છે

**સમાધાન** – 'પ્રતિભાસમાનત્વ' હેતુ હેત્વાભાસરૂપ છે **તથાહિ**–સઘળી વસ્તુઓ સ્વત પ્રતિભાસમાન

---

१ ऋग्वेदपुरुषसूक्त । २ ईशावास्योपनिषदि । ३ बृहदारण्यक उ । युक्तिभिरनुचिन्तनम् मनन । श्रुतस्यार्थस्य नैरन्तर्येण दीर्घकालमनुसंधानम् निदिध्यासनम् । ४ मैत्र्युपनिषदि । ५ बृहदारण्यक उ ४४१९, कठोपनिषदि ४११ । ६ बृहदारण्यक उ ४३१४ ।

तदेतत् सर्वं मदिरारसास्वादगद्गदोद्गदितमिवाभाति, विचारासहत्वात्। सर्वं हि वस्तु प्रमाणसिद्धं, न तु वाङ्मात्रेण। अद्वैतमते च प्रमाणमेव नास्ति, तत् सद्भावे द्वैतप्रसङ्गात्। अद्वैतसाधकस्य प्रमाणस्य द्वितीयस्य सद्भावात्। अथ मतम् लोकप्रत्यायनाय तदपेक्षया प्रमाणमप्यभ्युपगम्यते। तदसत्। तन्मते लोकस्यैवासम्भवात्, एकस्यैव नित्यनिरंशस्य परब्रह्मण एव सत्त्वात् ॥

अथास्तु यथाकथञ्चित् प्रमाणमपि, तत्किं प्रत्यक्षमनुमानमागमो वा तत्साधकं प्रमाणमुररीक्रियते। न तावत् प्रत्यक्षम्। तस्य समस्तवस्तुजातगतभेदस्यैव प्रकाशकत्वात्, आबालगोपालं तथैव प्रतिभासनात्। यच्च निर्विकल्पकं प्रत्यक्षं तदावेदकमित्युक्तम्। तदपि न सम्यक्, तस्य प्रामाण्यानभ्युपगमात्, सर्वस्यापि प्रमाणतत्त्वस्य व्यवसायात्मकस्यैवाविसंवादकत्वेन प्रामाण्योपपत्तेः। सविकल्पकेन तु प्रत्यक्षेण प्रमाणभूतेनैकस्यैव विधिरूपस्य परमब्रह्मणः स्वप्नेऽप्यप्रतिभासनात्। यदप्युक्तं "आहुर्विधातृ प्रत्यक्षम्" इत्यादि। तदपि न पेशलम्, प्रत्यक्षेण ह्यनुवृत्तव्यावृत्ताकारात्मकवस्तुन एव प्रकाशनात्। एतच्च प्रागेव क्षुण्णम्। न ह्यनुस्यूतमेकमखण्डं सत्तामात्रं विशेषनिरपेक्षं सामान्यं प्रतिभासते। येन 'यदद्वैतं तद्ब्रह्मणो रूपम्' इत्याद्युक्तं शोभेत, विशेषनिरपेक्षस्य सामान्यस्य खरविषाणवदप्रतिभासनात्। तदुक्तम् — "*निर्विशेषं हि सामान्यं भवेत् खरविषाणवत्। सामान्यरहितत्वेन विशेषास्तद्वदेव हि*"[1] ॥ ततः सिद्धं सामान्यविशेषात्मन्यर्थे प्रमाणविषये कुत एवैकस्य परमब्रह्मणः प्रमाणविषयत्वम्।

છે, કે પરતઃ ? સ્વતઃ તો નથી કેમકે 'ઘટ' 'પટ' વગેરે વસ્તુઓ સ્વતઃ પ્રતિભાસમાનતરીકે અપ્રસિદ્ધ છે અને ઘટાદિ જો પરતઃ પ્રતિભાસમાન હોય, તો તે પ્રતિભાસ પરના વિના સંભવી ન શકે. તેથી દ્વૈતની સિદ્ધિ થશે જ. આમ હેતુ સાધ્યવિરુદ્ધનો સાધક હોવાથી હેત્વાભાસરૂપ છે. તેથી તમારા અભીષ્ટની સિદ્ધિ થાય તેમ નથી.

શંકા :- 'આ સઘળાય ભેદો પરમબ્રહ્મના જ પર્યાયો છે, તેથી એક પરમબ્રહ્મ જ તત્ત્વ છે' વગેરે પૂર્વોક્ત વિધાનથી તો અદ્વૈતની સિદ્ધિ છે જ.

સમાધાન :- અહીં પણ અન્વેતા (=પર્યાયી કે પરિણામી) અને અન્વીયમાન (=પર્યાય કે પરિણામ) એમ બેનો અવિનાભાવ છે. અર્થાત્ પરમબ્રહ્મ પરિણામી, અને આ સઘળા ભેદોરૂપ પરિણામ, એમ બે તત્ત્વ વિના તમારુ કથન સંગત થશે નહિ. તેથી પુરુષાદ્વૈત પ્રતિબંધિત થાય છે. તથા પરમબ્રહ્મ ચૈતન્યાત્મક છે. તેથી જો ઘટાદિ બધી વસ્તુઓ પરમબ્રહ્મના જ પર્યાયો હોય, તો તે દરેક પર્યાયોમા ચૈતન્યનો અન્વય થવો જોઇએ. પરંતુ ઘટાદિ જડપદાર્થોમા ચૈતન્યનો અન્વય થતો દેખાતો નથી. બલ્કે માટીવગેરે જડનો જ અન્વય થતો દેખાય છે. તેથી પણ બ્રહ્માદ્વૈતનો પ્રતિષેધ થાય છે. આમ '*જે વસ્તુ જે રૂપથી અન્વિત હોય, તે તદાત્મક હોય*' એવો પૂર્વપક્ષે જે સિદ્ધાંત દર્શાવ્યો, તે સિદ્ધાંતથી જ તેમની માન્યતામા આપત્તિ બતાવી છે. આમ અનુમાનથી પણ બ્રહ્માદ્વૈતની અસિદ્ધિ થાય છે.

## અનુમાનના અવયવો દ્વારા દ્વૈતસિદ્ધિ

ઉપરાંત અનુમાનમા ઉપાયભૂત પક્ષ, હેતુ અને દૃષ્ટાન્ત પરસ્પર ભિન્ન છે કે અભિન્ન છે ? જો ભિન્ન માનશો, તો દ્વૈતની સિદ્ધિ થશે, કેમકે જો એક બ્રહ્મરૂપ હોય, અને અપર (=બીજો) બ્રહ્મભિન્ન હોય, તો જ પરસ્પર ભેદ ઘટી શકે. જો હેતુવગેરે અભિન્ન હોય, તો એકરૂપ જ થઇ જશે. તેથી એકનો જ ઉલ્લેખ રહેશે.

શંકા :- ભલે ત્યારે એકરૂપ થાવ, અને એકનો જ નિર્દેશ થાઓ. એમા કંઇ બ્રહ્માદ્વૈતને બાધ નથી.

સમાધાન :- આ ત્રણમાથી એક પણ અંગથી વિકલ અનુમાન પોતાના (=અનુમેયપદાર્થના જ્ઞાનરૂપ) સ્વરૂપને પામી ન શકે. કેમકે 'પંચાવયવથી પૂર્ણ અનુમાન જ સાધ્ય સાધવામા સમર્થ છે' એમ તમને અભિપ્રેત

१ मीमांसाश्लोकवार्तिके ५ आकृतिवाद १० ।

यच्च प्रमेयत्वादित्यनुमानमुक्तम्, तदप्येतेनैवापास्तं वोद्धव्यम्, पक्षस्य प्रत्यक्षवाधितत्वेन हेतो कालात्ययापदिष्टत्वात्। यच्च तत्सिद्धो प्रतिभासमानत्वसाधनमुक्तम्, तदपि साधनाभासत्वेन न प्रकृतसाध्यसाधनायालम् । प्रतिभासमानत्व हि निखिलभावाना स्वत परतो वा ? न तावत् स्वत घटपटमुकुटशकटादीना स्वत प्रतिभासमानत्वेनासिद्धे । परत प्रतिभासमानत्व च पर विना नोपपद्येत इति । यच्च परमब्रह्मविवर्तवर्तित्वमखिलभेदानामित्युक्तम् । तदप्यन्वेत्रन्वीयमानद्वयाविनाभावित्वेन पुरुषाद्वेत प्रतिवध्नात्येव । न च घटादीना चेतन्यान्वयोऽप्यस्ति मृदाद्यन्वयस्यैव तत्र दर्शनात् । ततो न किञ्चिदेतदपि । अतोऽनुमानादपि न तत्सिद्धि । किञ्च, पक्षहेतुदृष्टान्ता अनुमानोपायभूता परस्पर भिन्ना अभिन्ना वा? भेदे द्वैतसिद्धि । अभेदे त्वेकरूपतापत्ति । तत् कथमेतेभ्योऽनुमानमात्मानमासादयति । यदि च हेतुमन्तरेणापि साध्यसिद्धि स्यात्, तर्हि द्वैतस्यापि वाङ्मात्रत कथ न सिद्धि । तदुक्तम् – *"हेतोरद्वैतसिद्धिश्चेदद्वैत स्याद्धेतुसाध्ययो । हेतुना चेद् विना सिद्धिर्द्वैत वाङ्मात्रतो न किम्"* ॥[1] "पुरुष एवेद सवम्" इत्यादे, "सर्वं वै खल्विद व्रह्म" इत्यादेश्चागमादपि न तत्सिद्धि । तस्यापि द्वैताविनाभावित्वेन अद्वेत प्रति प्रामाण्यासम्भवात् । वाच्यवाचकभावलक्षणस्य द्वैतस्यैव तत्रापि दर्शनात् । तदुक्तम् → *"कर्मद्वैत फलद्वैत लोकद्वैत विरुध्यते । विद्याऽविद्याद्वय न स्याद् बन्धमोक्षद्वय तथा"* [2]॥ तत कथमागमादपि तत्सिद्धि । ततो न पुरुषाद्वैतलक्षणमेकमेव प्रमाणस्य विषय । इति सुव्यवस्थित प्रपञ्च ॥ इति काव्यार्थ ॥१३॥

---

છે જ વળી જો હેતુ વિના પણ સાધ્ય સિદ્ધ થઇ શકે, તો વચનમાત્રથી જ દ્વૈતની પણ સિદ્ધિ થઇ શકે છે માટે જ કહ્યુ છે, *"જો હેતુથી અદ્વૈતની સિદ્ધિ અભિપ્રેત છે, તો હેતુ અને સાધ્ય એમ બે તત્ત્વથી દ્વૈતની સિદ્ધિ થશે જો હેતુ વિના (અદ્વૈતની સિદ્ધિ) અભિપ્રેત છે તો પછી વચનમાત્રથી દ્વૈતની પણ સિદ્ધિ શુ કામ ન થાય?*

**શકા** – 'पुरुष एवेद' ઇત્યાદિ તથા 'सर्वं वै खल्विद व्रह्म' ઇત્યાદિ પૂર્વોક્ત આગમવચનથી તો અદ્વૈતની સિદ્ધિ છે જ

**સમાધાન** – ત્યા પણ વાચ્યવાચકભાવરૂપ દ્વૈત છે આમ આગમ પણ દ્વૈતઅવિનાભાવી હોવાથી અદ્વૈત પ્રતિ પ્રમાણતરીકે સંભવી શકે નહિ કહ્યુ જ છે કે,→ લૌકિક અને વૈદિક કર્મ, અથવા પુણ્ય પાપરૂપ કર્મદ્વૈત, શુભાશુભફળરૂપ ફળદ્વૈત, ઇહલોક પરલોકરૂપ લોકદ્વૈત, તથા વિદ્યા અવિદ્યાદ્વૈત, તથા બન્ધમોક્ષદ્વૈતનો વિરોધ આવશે (બ્રહ્માદ્વૈત માનવામા) આગમમા જ આ બધા દ્વૈતનુ સ્વરૂપ બતાવેલુ છે તેથી જો આગમથી જ અદ્વૈતને સાધવા મહેનત કરશો, તો આ દ્વૈતસાધક આગમસાથે વિરોધ આવશે માટે આગમને પણ અદ્વૈતસાધક માની શકાય નહી તેથી 'પુરુષાદ્વૈતરૂપ એક જ તત્ત્વ પ્રમાણનો વિષય છે' એ વાત અઘટિત છે એમ પુરવાર થાય છે તેથી પ્રપચ તાત્વિક છે, તેમ સિદ્ધ થાય છે ॥ ૧૩ ॥





---

१ आप्तमीमासा २ – २६ ॥ २ आप्तमीमासा २ – २५ ॥

अथ स्वाभिमतसामान्यविशेपाभयात्मकवाच्यवाचकभावममथापुर मर तीर्थान्तरीयप्रकल्पितनदकान्तगोचर-वाच्यवाचकभावनिरासद्वारेण तषा प्रतिभावैभवाभावमाह –

**अनेकमेकात्मकमेव वाच्य द्वयात्मकं वाचकमप्यवश्यम् ।**
**अतोऽन्यथा वाचकवाच्यक्लृप्तावतावकानां प्रतिभाप्रमाद ॥१४॥**

*वाच्यम्*–अभिधेय, चतनमचतन च वस्तु, एवकारस्याप्यर्थत्वात् । मामान्यम्पतया एकात्मकमपि *व्यक्तिभेदेनानकम्*= अनेकस्पम् । अथवानकस्पमपि एकात्मकम् । अन्योऽन्य सर्वतितत्वात् इत्थमपि व्याख्यान न दाप । तथा च *वाचकम्*=अभिधायक, शब्दम्पम् । *तदप्यवश्यम्*=निश्चित । *द्वयात्मक*=मामान्यविशेपोभयात्मकत्वाद् एकानेकात्मकमित्यर्थ । उभयत्र वाच्यलिङ्गत्वऽप्यव्यक्तत्वाद् नपुमकत्वम् । अवश्यमितिपद वाच्यवाचकयारभयोरप्यकानेकात्मकत्व निश्चिन्वत् तदकान्त व्यवच्छिनत्ति । *अत*=उपदर्शितप्रकारात्, *अन्यथा*–मामान्यविशेपैकान्तस्पेण प्रकारेण, वाचकवाच्यक्लृप्तौ

વાચ્ય-વાચકભાવમા સ્યાદ્વાદ

વે સ્વમતે વાચ્યવાચકભાવ સામાન્યવિશેષઉભયાત્મક છે તેનુ સમર્થન કરવા પૂર્વક અને તીર્થાન્તરિકો વાચ્યવાચકભાવને જે એકાન્તે વિશેષાત્મક કે એકાન્તે સામાન્યાત્મક માને છે તેનો નિરાસ કરવા દ્વારા, *'તેઓ પાસે પ્રતિભાના વૈભવનો અભાવ છે'* તેમ બતાવતા સ્તુતિકારશ્રી કહે છે

કાવ્યાર્થ – જેમ અભિધેય પદાર્થો ચેતનઅચેતનાદિ અનેકરૂપે હોવા છતા અન્યોન્યસવલિત હોવાથી (અથવા વાચ્યત્વરૂપે) એક છે તે જ રીતે એ પદાર્થોનો વાચક શબ્દ પણ અવશ્ય અનેકાત્મક (=વિશેષ) અને એકાત્મક (=સામાન્ય) એમ ઉભયાત્મક છે આનાથી ભિન્નરૂપે (=એકાન્તે એકાત્મક કે અનેકાત્મક) વાચ્યવાચકભાવ કલ્પવામા અતાવક=તારાથી ભિન્ન પરદર્શનવાળાઓની પ્રતિભાનો પ્રમાદ છે

વાચ્ય=અભિધેય સજીવ અને જડ વસ્તુઓ ('एव'કાર 'अपि' ના અર્થમા છે )પદાર્થ સામાન્યરૂપે એક છે, છતા તે-ને વ્યક્તિરૂપે અનેક છે અથવા વ્યક્તિરૂપે અનક હોવા છતા સામાન્યરૂપે એક છે કેમકે સામાન્ય-વિશેષ બને પરસ્પર અનુવિદ્ધ છે તે જ પ્રમાણે વાચક=અભિધાયક શબ્દ તે પણ અવશ્ય દ્વયાત્મક = સામાન્ય-વિશેષ ઉભયાત્મક હોવાથી એક અને અનેક છે ઉભયસ્થળે વાચ્યનુ લિગ અવ્યક્ત છે તેથી નપુસકલિગમા પ્રયોગ છે 'અવશ્ય' પદ વાચ્ય અને વાચક બનેને એકાત્મક અને અનેકાત્મક તરીકે નિશ્ચિત કરે છે તેથી બનેમા એકાત્મકત્વ કે અનેકાત્મકત્વરૂપ એકાન્તનો વ્યવચ્છેદ=નિષેધ થાય છે

વાચ્યના સ્વરૂપ અગે ત્રણ પક્ષ

પરમતવાળા વાચ્યવાચકભાવને આ રૂપે ન સ્વીકારતા સામાન્ય કે વિશેષ એકાન્તઆત્મક વાચક-વાચ્યની કલ્પના કરે છે તેથી તેઓની પ્રજ્ઞાની સ્ખલના થાય છે

અહી 'વાચ્ય' પદ અને વાચકપદનો દ્વન્દ્વ સમાસ છે તેમા 'વાચ્ય'પદ અલ્પસ્વરવાળુ હોવાથી તેનો પૂર્વમા અને વધુ સ્વરવાળા 'વાચક'પદનો ઉત્તરમા નિર્દેશ કરવો જોઈએ છતા પણ વાચકપદનો પૂર્વનિપાત કર્યો છે, તે વાચકપદ વધુ અર્ચ્ય (મહાન)છે એમ સૂચવે છે શબ્દ મહાન છે, કેમકે પ્રાય અર્થનુ પ્રતિપાદન શબ્દને

वाच्यवाचकभावकल्पनायाम्, *अतावकानाम्*=अत्वदीयानाम्, अन्ययूथ्यानाम् । *प्रतिभाप्रमाद*=प्रज्ञास्खलितम् । इत्यक्षरार्थ । अत्र चाल्पस्वरत्वेन वाच्यपदस्य प्राग्निपाते प्राप्तेऽपि यदादो वाचकग्रहण, तत्प्रायोऽर्थप्रतिपादनस्य शब्दाधीनत्वेन वाचकस्यार्च्यत्वज्ञापनार्थम् । तथा च शाब्दिका – [1] *" न सोऽस्ति प्रत्ययो लोके य शब्दानुगमादृते । अनुविद्धमेव ज्ञान सर्व शब्देन भासते"* ॥इति ॥ भावार्थस्त्वेवम् । एके तीर्थिका सामान्यरूपमेव वाच्यतयाभ्युपगच्छन्ति। ते च द्रव्यास्तिकनयानुपातिनो **मीमासकभेदा अद्वैतवादिन साख्याश्च** । केचिच्च विशेषरूपमेव वाच्य निर्वचन्ति । ते च पर्यायास्तिकनयानुसारिण **सौगता** । अपरे च परस्परनिरपेक्षपदार्थपृथग्भूतसामान्यविशेषयुक्त वस्तु वाच्यत्वेन निश्चिन्वते । ते च नैगमनयानुरोधिन **काणादा आक्षपादाश्च** ॥

एतच्च पक्षत्रयमपि किञ्चित् चच्यते । **तथाहि** । **सग्रहनयावलम्बिनो** वादिन प्रतिपादयन्ति । सामान्यमेव तत्त्वम्, तत पृथग्भूताना विशेषाणामदर्शनात् । तथा सर्वमेकम्, अविशेषेण सदितिज्ञानाभिधानानुवृत्तिलिङ्गानुमितसत्ताकत्वात् । तथा द्रव्यत्वमेव तत्त्वम्, ततोऽर्थान्तरभूताना धर्माधर्माकाशकालपुद्गलजीवद्रव्याणामनुपलब्धे । किञ्च, य सामान्यात् पृथग्भूता अन्योऽन्यव्यावृत्त्यात्मका विशेषा कल्प्यन्ते, तेषु विशेषत्व विद्यते न वा ? नो चेत्? नि स्वभावताप्रसङ्ग , स्वरूपस्यैवाभावात् । अस्ति चेत्? तर्हि तदेव सामान्यम् । यत समानाना भाव सामान्यम् । विशेषरूपतया च सर्वेषा तेषामविशेषेण प्रतीति सिद्धैव ॥

---

આધીન હોય છે **વૈયાકરણો** કહે છે કે, *"શબ્દના અનુગમ (=બોધ) વિના લોકમા કોઈ પ્રત્યય (=જ્ઞાન) થતો નથી શબ્દથી અનુવિદ્ધ જ સર્વ જ્ઞાન ભાસે છે "*

**ભાવાર્થ .–** (૧) કેટલાક ઇતરદર્શનવાળા વાચ્ય તરીકે સામાન્યને જ માને છે તેઓ દ્રવ્યાસ્તિકનયને અનુસરનારા મીમાસક, અદ્વૈતવાદી અને સાખ્ય છે (૨) બૌદ્ધદર્શનવાળા વાચ્યને માત્ર વિશેષરૂપે જ જુએ છે આ લોકો પર્યાયાસ્તિકનયને અનુસરનારા છે તથા (૩) કેટલાક પરસ્પરથી નિરપેક્ષ અને બીજા દ્રવ્યાદિપદાર્થથી ભિન્ન એવા સામાન્ય–વિશેષથી યુક્ત વસ્તુને વાચ્ય તરીકે પ્રરૂપે છે તેઓ નૈગમનયને અનુસરનારા કાણાદ (=નૈયાયિક) અને આક્ષપાદ (=વૈશેષિકો) છે

## સામાન્યવાદીનો મત

સગ્રહનયનુ અવલબન કરવાવાળા વાદીઓ કહે છે કે–→ સામાન્ય જ તત્ત્વ છે કેમકે સામાન્યથી ભિન્ન વિશેષો ઉપલબ્ધ થતા નથી તથા (૧) બધી વસ્તુ એક જ છે કેમકે બધી વસ્તુમા સમાનતયા 'સત્' એવુ જ્ઞાન થાય છે (૨) બધી વસ્તુઓ સમાનતયા 'સત્' એવા અભિધાનવાળી છે અર્થાત્ સત્શબ્દથી ઉલ્લિખિત થાય છે અને (૩) દરેકમા સમાનતયા 'સત્'–'સત્' એવી અનુવૃત્તિ થાય છે આ ત્રણ લિગદ્વારા સામાન્યએકરૂપનુ અનુમાન થાય છે તથા 'દ્રવ્યત્વ' એ એક જ તત્ત્વ છે કેમકે તેનાથી ભિન્નરૂપે (૧) ધર્મ (૨) અધર્મ (૩) આકાશ (૪) પુદ્ગળ અને (૫) જીવ આ પાચ દ્રવ્યોની ઉપલબ્ધિ થતી નથી વળી, વિશેષવાદીઓને પ્રશ્ન છે કે, સામાન્યથી ભિન્ન અને એકબીજાથી વ્યાવૃત્ત એવા જે વિશેષોની કલ્પના કરાય છે, તે વિશેષોમા વિશેષત્વ છે કે નથી ? જો નથી, તો સ્વસ્વરૂપનો જ અભાવ થવાથી વિશેષોને ખપુષ્પની જેમ સ્વભાવ વિનાના માનવાની આપત્તિ છે જો 'વિશેષત્વ' છે તો એ 'વિશેષત્વ' જ સામાન્ય છે; કેમકે સમાનપણુ=સામાન્ય અને બધા જ વિશેષોમા વિશેષરૂપ સમાનપણે પ્રતીત થાય છે તે સિદ્ધ જ છે તેથી તેઓમા રહેલુ 'વિશેષત્વ' એ જ સામાન્ય છે

---

१ भर्तृहरिकृतवाक्यपदीये १–१२४ ॥

**अपि च** विशेषाणा व्यावृत्तिप्रत्ययहेतुत्व लक्षणम्। किन्तु व्यावृत्तिप्रत्यय एव विचार्यमाणो न घटते । व्यावृत्तिर्हि विवक्षितपदार्थे इतरपदार्थप्रतिषेध । विवक्षितपदार्थश्च स्वस्वरूपव्यवस्थापनमात्रपर्यवसायी, कथ पदार्थान्तरप्रतिषेधे प्रगल्भते ? न च स्वरूपसत्त्वादन्यत् तत्र किमपि, येन तन्निषेध प्रवर्तेत । तत्र च व्यावृत्तौ क्रियमाणायां स्वात्मव्यतिरिक्ता विश्वत्रयवर्तिनोऽतीतवर्तमानानागता पदार्थास्तस्माद् व्यावर्तनीया । ते च नाज्ञानस्वरूपा व्यावर्तयितु शक्या । ततश्चैकस्यापि विशेषस्य परिज्ञाने प्रमातु सर्वज्ञत्व स्यात् । न चैतत्प्रातीतिक यौक्तिक वा । व्यावृत्तिस्तु निषेध । स चाभावरूपत्वात् तुच्छ कथ प्रतीतिगोचरमञ्चति खपुष्पवत् ॥

**तथा** येभ्यो व्यावृत्ति ते सद्रूपा असद्रूपा वा ? असद्रूपाश्चेत् ? तर्हि खरविषाणात् कि न व्यावृत्ति ? सद्रूपाश्चेत्? सामान्यमेव । या चेय व्यावृत्तिर्विशेषै क्रियते सा सर्वासु विशेषव्यक्तिष्वेका अनेका वा ? अनेका चेत् ? तस्या अपि विशेषत्वापत्ति , अनेकरूपत्वैकजीवितत्वाद् विशेषाणाम् । ततश्च तस्या अपि विशेषत्वान्यथानुपपत्तेर्व्यावृत्त्या भाव्यम्। व्यावृत्तेरपि च व्यावृत्तौ विशेषाणामभाव एव स्यात् । तत्स्वरूपभूताया व्यावृत्ते प्रतिषिद्धत्वात्, अनवस्थापाताच्च । एका चेत्? सामान्यमेव सज्ञान्तरेण प्रतिपन्न स्यात्, अनुवृत्तिप्रत्ययलक्षणाव्यभिचारात् । किञ्च, अमी विशेषा सामान्याद् भिन्ना अभिन्ना वा ? भिन्नाश्चेत् ? मण्डूकजटाभारानुकारा । अभिन्नाश्चेत् ? तदेव तत्स्वरूपवत्। इति सामान्यैकान्तवाद ॥

## વ્યાવૃત્તિ સ્વરૂપ અઘટમાન

એક પદાર્થમા બીજા પદાર્થનો નિષેધ જ તે પદાર્થની વ્યાવૃત્તિ (=ભેદ) કહેવાય છે જેમ કે 'ઘટ એ પટ નથી' એવો નિષેધ ઘટની પટથી વ્યાવૃત્તિરૂપ છે અને પટથી ઘટ વ્યાવૃત્ત = ભિન્ન કહેવાય છે *'આવી વ્યાવૃત્તિના જ્ઞાનમા હેતુતા'* એ વિશેષના લક્ષણ તરીકે અભિમત છે પણ વિચાર કરતા અહી વ્યાવૃત્તિપ્રત્યય (=વ્યાવૃત્તિનુ જ્ઞાન)જ ઘટતો નથી કેમકે વિવક્ષિત પદાર્થ પોતાનાં સ્વરૂપની માત્ર વ્યવસ્થા કરવા જ સમર્થ છે તેઓ સ્વમા અન્યનો પ્રતિષેધ કરવા માટે કેવી રીતે સમર્થ બને ? વળી તે પદાર્થમા સ્વસ્વરૂપ સિવાય બીજું કંઇ વિધમાન પણ નથી, કે જેનાથી, તે બીજાના પ્રતિષેધમા પ્રવર્ત્તે વળી વ્યાવૃત્તિ કોની કરાય છે ? સ્વથી ભિન્ન ત્રિજગતવર્તી ભૂત, વર્તમાન અને ભાવીના સઘળાય પદાર્થોનો બોધ થયા વિના તો તેઓથી વ્યાવૃત્તિ થઇ શકે જ નહિ, કેમકે એકપણ વિશેષનો બોધ કરવા તેનાથી ભિન્ન એવા ત્રિજગતવર્તી ત્રૈકાળિક સર્વ વસ્તુના સ્વરૂપનો બોધ કરવો જોઇએ અને તો જ તેઓથી યથાર્થરૂપે વ્યાવૃત્તિ થઇ શકે તેથી એક પણ વિશેષનુ જ્ઞાન થાય, તો પ્રમાતા વાસ્તવમા સર્વજ્ઞ બની જાય પરતુ આ પ્રતીતિસિદ્ધ કે યુક્તિસિદ્ધ નથી વળી વ્યાવૃત્તિ નિષેધરૂપ હોવાથી અભાવરૂપ છે અને અભાવ તુચ્છરૂપ (=અત્યત અસત્ )છે તેથી વ્યાવૃત્તિ ખપુષ્પની જેમ પ્રતીતિનો વિષય બની ન શકે

વળી જેઓથી આ વ્યાવૃત્તિ કરવામા આવે છે, તેઓ સત્ છે કે અસત્ છે ? જો અસત્ હોય તો ખરવિષાણથી પણ વ્યાવૃત્તિ કેમ નથી થતી ? કેમકે તે પણ સમાનતયા અસત્ છે (તથા અસત્વસ્તુનો અભાવ પણ અસિદ્ધ (=અસત) હોય છે અર્થાત્ જે પોતે જ્ઞાનનો વિષય ન બને, તેનો અભાવ પણ જ્ઞાનનો વિષય બની ન શકે તેથી અસત્વસ્તુથી વ્યાવૃત્તિ પણ ખપુષ્પની જેમ અસત્ છે ) જો તેઓ સત્ હોય, તો તેઓ વ્યાવૃત્તિરૂપ નથી પણ સામાન્યરૂપ જ છે કેમકે 'સત્તા' એ સામાન્યનુ જ સ્વરૂપ છે કિચ, વિશેષોદ્વારા જે આ વ્યાવૃત્તિ કરાય છે, તે વ્યાવૃત્તિ દરેક વિશેષ વ્યક્તિઓમા એક જ છે કે ભિન્ન–ભિન્ન અનેક છે ? જો આ વ્યાવૃત્તિઓ અનેક હોય, તો વ્યાવૃત્તિઓ પણ વિશેષ થઇ જશે કારણ કે, અનેકપણુ વિશેષનુ સ્વરૂપ છે આમ જો વ્યાવૃત્તિ પોતે વિશેષરૂપ થશે, તો તેની પણ

**पर्यायनयान्वयिनस्तु** भाषन्ते । विविक्ता क्षणक्षयिणो विशेषा एव परमार्थ , ततो विष्वग्भूतस्य सामान्यस्याप्रतीयमानत्वात् । न हि गवादिव्यक्त्यनुभवकाले वर्णसस्थानात्मक व्यक्तिरूपमपहाय, अन्यत्किञ्चिदेकमनुयायि प्रत्यक्षे प्रतिभासते, तादृशस्यानुभवाभावात् । तथा च **पठन्ति**– "*एतासु पञ्चस्ववभासनीषु प्रत्यक्षबोधे स्फुटमङ्गुलीषु । साधारण रूपमवेक्षते य शृङ्ग शिरस्यात्मन ईक्षते स* "[1] ॥ एकाकारपरामर्शप्रत्ययस्तु स्वहेतुदत्तशक्तिभ्यो व्यक्तिभ्य एवोत्पद्यते । इति न तेन सामान्यसाधन न्याय्यम् ॥ किञ्च, यदिद सामान्य परिकल्प्यते तदेकमनेक वा ? एकमपि सर्वगतमसवगत वा ? सर्वगत चेत्, कि न व्यक्त्यन्तरालेषूपलभ्यते ? सर्वगतेकत्वाभ्युपगमे च तस्य यथा गोत्वसामान्य गोव्यक्ती क्रोडीकरोति, एव कि न घटपटादिव्यक्तीरपि, अविशेषात् । असर्वगत चेत्? विशेषरूपापत्ति अभ्युपगमबाधश्च ॥

વ્યાવૃત્તિ માનવી પડશે કેમકે તેની વિશેષરૂપતા અન્યથાઅનુપપન્ન છે અર્થાત્ વ્યાવૃત્તિ વિના વિશેષની સિદ્ધિ સભવે નહી, અને વ્યાવૃત્તિની પણ વ્યાવૃત્તિ માનવામા વિશેષોનો અભાવ આવી જશે કેમકે વ્યાવૃત્તિ(=નિષેધ) એ વિશેષનુ સ્વરૂપ છે તેની પણ વ્યાવૃત્તિ (=નિષેધ)કરવાથી નિષેધરૂપ વિશેષના સ્વરૂપનો નિષેધ થાય છે અને નિ સ્વરૂપ વસ્તુનો જગત્મા અભાવ છે અહી બીજાને શકા થાય કે, વ્યાવૃત્તિની વ્યાવૃત્તિથી, એક વિશેષમા જે નિષેધસ્વરૂપ છે તે નિષેધસ્વરૂપમા બીજા વિશેષગતનિષેધસ્વરૂપની વ્યાવૃત્તિ કરાય છે સ્વમા જે નિષેધસ્વરૂપ છે તેની વ્યાવૃત્તિ કરાતી નથી એટલે નિ સ્વભાવતા નહી આવે તેના સમાધાનરૂપે બીજો દોષ બતાવે છે અહી અનવસ્થાદોષ પણ છે કેમકે વ્યાવૃત્તિની જે વ્યાવૃત્તિ થાય છે એ પણ અનેકાત્મક હોવાથી વિશેષરૂપ હોઇ, એની પણ વ્યાવૃત્તિ માનવી પડશે એમ ઉત્તરોત્તર વ્યાવૃત્તિઓ માનવી પડતી હોવાથી અનવસ્થાદોષ છે જો '*સર્વવિશેષપદાર્થગત એક જ વ્યાવૃત્તિ છે*' એમ કહેશો તો તો, 'વ્યાવૃત્તિ'ના નામે સામાન્યનો જ સ્વીકાર છે કારણ કે અનુવૃત્તિ=એકરૂપતા સામાન્યનુ લક્ષણ છે, અને તે અહી પણ છે વળી આ વિશેષો સામાન્યથી ભિન્ન છે, કે અભિન્ન ? જો ભિન્ન છે, તો દેડકાના વાળની જેમ અસત્ છે કેમકે જગતમા સામાન્યથી રહિત હોય, તેવી વસ્તુ ઉપલબ્ધ થતીનથી તથા સામાન્ય સત્તારૂપ છે તેથી સત્થી જે ભિન્ન હોય, તે અસત્ છે જો સામાન્યથી વિશેષ અભિન્ન છે, તો તે સામાન્યરૂપ જ છે જેમકે સામાન્યનુ સત્તારૂપ સ્વરૂપ આમ સામાન્યએકાતવાદના સ્વરૂપનો પ્રકાશ કર્યો

## વિશેષવાદીઓનો મત

હવે **પર્યાયનયવાદી** સ્વમત દર્શાવે છે પરસ્પર ભિન્ન અને ક્ષણનશ્વર વિશેષો જ પરમાર્થથી સત્ છે, તત્ત્વરૂપ છે વિશેષથી પૃથગ્ભૂત સામાન્યની પ્રતીતિ થતી જ નથી જ્યારે ગાયવગેરે વ્યક્તિનુ પ્રત્યક્ષાદિથી સવેદન કરાય છે, ત્યારે તેના વર્ણ –આકારાદિ વ્યક્તિગતસ્વરૂપને છોડી બીજા કશાનુ પ્રત્યક્ષસવેદન થતુ નથી એટલે કે બીજા અનુયાયી (=અનુવૃત્ત) એક=સામાન્યની પ્રતીતિ થતી નથી કેમકે તેવો અનુભવ જ થતો નથી અર્થાત્ ગાયવ્યક્તિને જોતા 'આ સત્ છે' એવો સામાન્યરૂપ અનુભવ નથી થતો, પણ વર્ણાદિવિશેષરૂપ અનુભવ જ થાય છે કહ્યુ જ છે કે "*આ પાચ આગળીમા વિશેષસ્વરૂપ સ્પષ્ટરૂપે પ્રત્યક્ષથી દેખાય છે છતા એમા જે નર સાધારણ=સામાન્યસ્વરૂપને જુએ છે, તે ખરેખર ! પોતાના મસ્તકે શિગડાને જુએ છે*" અર્થાત્ ત્યા વિશેષસ્વરૂપનો જ બોધ થાય છે સામાન્યસ્વરૂપ અનુભવાતુ નથી

**શકા** – સમાનજાતીય વ્યક્તિઓમા એકાકાર બોધ થાય છે જ જેમકે, દરેક ઘડામા 'આ ઘડો' એવો બોધ તેથી એકરૂપતાસિદ્ધ છે

१ अशोकविरचितसामान्यदूषणदिक्ग्रन्थे ॥

अथानेक गोत्वाश्वत्वघटत्वपटत्वादिभिर्दभिन्नत्वात् ते तर्हि विशेषा एव स्वीकृता, अन्योन्यव्यावृत्तिहेतुत्वात्। न हि यद्गोत्वं तदश्वत्वात्मकमिति। अर्थक्रियाकारित्वं च वस्तुनो लक्षणम्। तच्च विशेषेष्वेव स्फुटं प्रतीयते। न हि सामान्येन काचिदर्थक्रिया क्रियते, तस्य निष्क्रियत्वात्, वाहदोहादिकास्वर्थक्रियासु विशेषाणामेवोपयोगात्। तथेदं सामान्यं विशेषेभ्यो भिन्नमभिन्नं वा। भिन्नं चेत्? अवस्तु, विशेषविश्लेषेणार्थक्रियाकारित्वाभावात्। अभिन्नं चेत्? विशेषा एव, तत्त्वरूपवत्। इति विशेषैकान्तवाद ॥

नैगमनयानुगामिनस्त्वाहु। स्वतन्त्रौ सामान्यविशेषौ। तथैव प्रमाणेन प्रतीतत्वात्। तथाहि। सामान्यविशेषावत्यन्तभिन्नौ, विरुद्धधर्माध्यासितत्वात्। यावेवं तावेवं, यथा पाथःपावकौ, तथा चैतौ, तस्मात् तथा। सामान्यं हि गोत्वादि सर्वगतम्। तद्विपरीताश्च शबलशाबलेयादयो विशेषा। तत कथमेषामैक्यं युक्तम्? ॥ न सामान्यात् पृथग्विशेषस्योपलम्भ इति चेत्? कथं तर्हि तस्योपलम्भ इति वाच्यम्। सामान्यव्याप्तस्येति चेत्? न तर्हि स विशेषोपलम्भ सामान्यस्यापि तेन

સમાધાન - આ જે એકાકાર બોધ થાય છે, તે પોતાના હેતુઓમાથી ઉત્પન્ન થનારી વ્યક્તિઓમાથી જ પ્રગટ થાય છે અર્થાત્ ત્યા વ્યક્તિસમુદાય જ હેતુ છે, સામાન્ય નહી તેથી આ દ્વારા પણ સામાન્યને સિદ્ધ કરી ન શકાય તથા આ જે સામાન્ય (=જાતિ)ની કલ્પના કરાય છે, તે એક છે કે અનેક? જો એક છે, તો સર્વગત છે કે, અસર્વગત છે? જો સર્વગત છે, તો વ્યક્તિઓની અપાતરાલમા કેમ ઉપલબ્ધ થતુ નથી? અર્થાત્ પરસ્પરથી દૂર રહેલી બે ગાયની વચ્ચે પણ 'ગોત્વ' સામાન્યનો અવબોધ થવો જોઇએ વળી જો તે સર્વગત અને એક છે, તો ગોત્વસામાન્યને જેમ ગાય વ્યક્તિઓ અપનાવે છે, તેમ ઘટ-પટ વગેરે વ્યક્તિઓ કેમ અપનાવતા નથી? કેમકે તે સર્વત્ર એકરૂપે સમાનતયા રહે છે

શકા - સામાન્યને અસર્વગત માનવાથી આ દોષ આવશે નહિ

સમાધાન - જો સામાન્ય સર્વગત ન હોય, તો તે વિશેષરૂપ જ છે કેમકે 'અસર્વગતત્ત્વ' એ વિશેષનુ લક્ષણ છે વળી તમે સામાન્યને દૂર દેશમા રહેલી સજાતીયવ્યક્તિઓમા થતા એકાકારઅનુવૃત્તિપ્રત્યયમા હેતુ તરીકે સ્વીકાર્યુ હોવાથી સર્વગત તરીકે જ સ્વીકાર્યું છે. હવે તેને અસર્વગત કહેવામા તમને અભ્યુપગમબાધ આવશે આમ સામાન્યને એક કલ્પી શકાય તેમ નથી

શકા - 'ગોત્વ' 'અશ્વત્વ' 'ઘટત્વ' 'પટત્વ' એમ અનેક ભેદ હોવાથી સામાન્ય અનેક છે

સમાધાન - આ 'ગોત્વ' 'અશ્વત્વ' વગેરેજાતિ ગાય, અશ્વ વગેરેની એકબીજાથી વ્યાવૃત્તિમા હેતુ બને છે અને આ 'વ્યાવૃત્તિહેતુત્વ' વિશેષનુ લક્ષણ છે તેથી અહી વિશેષની જ સ્વીકૃતિ થઇ અહીં વ્યાવૃત્તિહેતુતા અસિદ્ધ નથી કેમકે 'ગોત્વ' અશ્વત્વરૂપે પ્રત્યક્ષાદિથી સિદ્ધ નથી વળી વસ્તુનુ 'અર્થક્રિયાકારિત્વ' લક્ષણ છે આ લક્ષણ વિશેષમા જ સ્પષ્ટપણે ઉપલબ્ધ થાય છે સામાન્ય પોતે નિષ્ક્રિય હોવાથી અર્થક્રિયા કરવામા સમર્થ નથી અને વાહન (=ખેચવુ), દોહવુવગેરેઅર્થક્રિયાઓમા વિશેષોનો જ ઉપયોગ થાય છે રથ વગેરેમા જોડવા માટે કોઇક અશ્વવિશેષનો જ ઉપયોગ થાય છે ત્યા "અશ્વત્વ" ઉપયોગી નથી એમ પાણી ભરવામાટે ઘટવ્યક્તિ અપેક્ષિત છે, નહિ કે 'ઘટત્વ' જાતિ તથા આ સામાન્ય વિશેષથી ભિન્ન છે, કે અભિન્ન છે? જો ભિન્ન હોય, તો તે અવસ્તુ=અસત્ છે, કેમકે વિશેષથી ભિન્નમા અર્થક્રિયાકારિતા સંભવી શકે નહિ જો તે વિશેષથી અભિન્ન છે, તો વિશેષ જ છે જેમકે વિશેષનુ સ્વરૂપ આમ એકાન્તવિશેષવાદીનો અભિપ્રાય દર્શાવ્યો

ग्रहणात् । ततश्च तेन बोधेन विविक्तविशेषग्रहणाभावात् तद्वाचक ध्वनि तत्साध्य च व्यवहार न प्रवर्तयेत् प्रगता । न चैतदस्ति, विशेषाभिधानव्यवहारयो प्रवृत्तिदर्शनात् । तस्माद् विशेषमभिलषता तस्य च व्यवहार प्रवर्तयता तद्ग्राहको बोधो विविक्तोऽभ्युपगन्तव्य । एव सामान्यस्थाने विशेषशब्द, विशेषस्थाने च सामान्यशब्द प्रयुञ्जानेन सामान्येऽपि तद्ग्राहको बोधो विविक्तोऽङ्गीकर्तव्य । तस्मात् स्वस्वग्राहिणि ज्ञाने पृथक्प्रतिभासमानत्वाद् द्वावपीतरेतरविशकलितौ। ततो न सामान्यविशेषात्मकत्व वस्तुनो घटते । इति **स्वतन्त्रसामान्यविशेषवाद** ॥

**तदेतत् पक्षत्रयमपि न** क्षमते क्षोदम् । प्रमाणबाधितत्वात् । सामान्यविशेषोभयात्मकस्येव वस्तुनो निर्विगानमनुभूयमानत्वात्। वस्तुनो हि लक्षणम् अर्थक्रियाकारित्वम् । तच्चानेकान्तवादे एवाविकल कलयन्ति परीक्षका । **तथाहि**–यथा गौरित्युक्ते खुरककुत्सास्नालाङ्गूलविषाणाद्यवयवसम्पन्न वस्तुरूप सर्वव्यक्त्यनुयायि प्रतीयते, तथा महिष्यादिव्यावृत्तिरपि प्रतीयते ॥ यत्रापि च शबला गौरित्युच्यते, तत्रापि यथा विशेषप्रतिभास , तथा गोत्वप्रतिभासोऽपि स्फुट एव । शबलेति केवलविशेषोच्चारणेऽपि, अर्थात् प्रकरणाद् वा गोत्वमनुवर्तते । अपि च, शबलत्वमपि नानारूपम्, तथादर्शनात् । ततो

## નૈગમનયનો મત

હવે નૈગમનયાવલબી **નૈયાયિકવૈશેષિકનો** મત બતાવે છે, સામાન્ય અને વિશેષ પરસ્પરથી સ્વતત્ર છે, કેમકે પ્રમાણથી તેવી જ પ્રતીતિ થાય છે **પ્રયોગ** -> સામાન્ય અને વિશેષ પરસ્પર અત્યતભિન્ન છે કેમકે વિરુદ્ધ ધર્મોથી યુક્ત છે જે બે વસ્તુ વિરૂદ્ધધર્મોથી યુક્ત હોય, તે બે વસ્તુ પરસ્પર અત્યતભિન્ન હોય જેમકે પાણી અને અગ્નિ આ બને પણ વિરુદ્ધધર્મવાળા છે, તેથી પરસ્પર અત્યતભિન્ન છે આ હેતુ અસિદ્ધ નથી કેમકે ગોત્વાદિસામાન્ય સર્વગત છે જ્યારે 'શબળ' 'શાબળેય' વગેરે વિશેષો વ્યક્તિગત છે અસર્વગત છે તેથી બનેની એકતા અસગત છે

**શકા** – સામાન્યથી ભિન્નરૂપે વિશેષની ઉપલબ્ધિ થતી નથી તેથી બનેની એકતા સિદ્ધ થાય છે અન્યથા વિશેષનો ઉપલમ્ભ સ્વતત્ર થવો જોઇએ

**સમાધાન** '– તો વિશેષનો ઉપલમ્ભ શી રીતે થશે ?

**શકા** – સામાન્યથી વ્યાપ્ત(=યુક્ત )એવા જ વિશેષનો ઉપલમ્ભ થાય છે અર્થાત્ વિશેષનુ ગ્રહણ સામાન્યના ગ્રહણની સાથે જ થાય છે

**સમાધાન** – તો તો વિશેષનો ઉપલમ્ભ જ નહી થાય કેમકે, જે જ્ઞાનથી વિશેષનો બોધ થવાનો છે તે જ જ્ઞાનથી સામાન્યનુ ગ્રહણ થશે , કેમકે વિશેષ સામાન્યને સલગ્ન છે તેથી તે બોધદ્વારા સામાન્યથી ભિન્ન એવા વિશેષનુ ગ્રહણ થતુ નથી, તેથી વિશેષવાચકશબ્દને અને વિશેષથી સાધ્ય વ્યવહારને પ્રમાતા પ્રવર્તાવી ન શકે પરતુ એમ દેખાતુ નથી કેમકે વિશેષનુ અભિધાન, અને વ્યવહારમા વિશેષસાધ્યપ્રવૃત્તિ દેખાય છે માટે વિશેષના ઇચ્છનારે તથા તેના વ્યવહારને પ્રવર્તાવનારે વિશેષના ગ્રાહક ભિન્ન બોધને સ્વીકારવો જોઇએ આ જ પ્રમાણે સામાન્યને સિદ્ધ કરવા ઉપરની પ્રક્રિયામા સામાન્યના સ્થાને 'વિશેષ' અને વિશેષના સ્થાને 'સામાન્ય' શબ્દ મુકવો (જેમકે 'વિશેષથી ભિન્ન એવા સામાન્યની ઉપલબ્ધિ નથી થતી' એવા શકાના જવાબમા–તો પછી સામાન્ય શી રીતે ઉપલબ્ધ થશે ? વિશેષથી વ્યાપ્ત એવા જ સામાન્યનો બોધ માનવામા તો સામાન્યનો ઉપલમ્ભ જ નહિ થાય" ઇત્યાદિ પ્રકારે વિશેષના બોધથી ભિન્ન એવો સામાન્યનો બોધ અગીકાર કરવો )આમ સામાન્ય અને વિશેષ સ્વસ્વગ્રાહી જ્ઞાનમા અલગ અલગરૂપે પ્રતિભાસતા હોવાથી, આ બને પરસ્પરથી અલગ છે તેથી વસ્તુ સામાન્યવિશેષઉભયાત્મક રૂપે ઘટી શકતી નથી આ પ્રમાણે સ્વતન્ત્ર સામાન્યવિશેષવાદનુ સ્વરૂપ બતાવ્યુ

वक्त्रा शवलेत्युक्ते क्रोडीकृतसकलशवलसामान्य विवक्षितगोव्यक्तिगतमेव शवलत्व व्यवस्थाप्यत । तदवमाबालगोपाल प्रतीतिप्रसिद्धेऽपि वस्तुन सामान्यविशेषात्मकत्व तदुभयैकान्तवाद प्रलापमात्रम् । न हि क्वचित् कदाचित् कनचित् सामान्य विशेषविनाकृतमनुभूयते, विशेषा वा तद्विनाकृता । कवल दुर्नयप्रभावितमतिव्यामोहवशादेकमपलप्यान्यतरद् व्यवस्थापयन्ति वालिशा । सोऽयमन्धगजन्याय [1] ॥

येऽपि च तदेकान्तपक्षोपनिपातिन प्रागुक्ता दोषास्तेऽप्यनेकान्तवादप्रचण्डमुद्गरप्रहारजर्जरितत्वाद् नोच्छ्वसितुमपि क्षमा । स्वतन्त्रसामान्यविशेषवादिनस्त्वेव प्रतिक्षेप्या । सामान्य प्रतिव्यक्ति कथञ्चिद् भिन्न, कथञ्चिदभिन्न, कथञ्चित् तदात्मकत्वाद्, विसदृशपरिणामवत्। यथैव हि काचिद् व्यक्तिरुपलभ्यमाना व्यक्त्यन्तराद् विशिष्टा विसदृशपरिणाम-दर्शनादवतिष्ठते, तथा सदृशपरिणामात्मकसामान्यदर्शनात् समानेति, तेन समाना गौरयम्, सोऽनेन समान इति प्रतीते । न चास्य व्यक्तिस्वरूपादभिन्नत्वात् सामान्यरूपताव्याघात । यतो रूपादीनामपि व्यक्तिस्वरूपादभिन्नत्वमस्ति, न च तेषा गुणरूपताव्याघात । कथञ्चिद् व्यतिरेकस्तु रूपादीनामिव सदृशपरिणामस्याप्यस्त्येव । पृथग्व्यपदेशादिभाक्त्वात् ॥

## અનેકાન્તવાદથી ઉભયાત્મકતાની સિદ્ધિ

આ ત્રણે પક્ષ પ્રમાણથી બાધિત હોવાથી પરીક્ષાની કસોટીપર ટકી શકે તેમ નથી જગતમા સામાન્યવિશેષ ઉભયાત્મક વસ્તુ જ નિર્દોષરૂપે અનુભવાય છે 'અર્થક્રિયાકારિત્વ' એ વસ્તુનુ લક્ષણ છે, અને શિષ્ટ પરીક્ષકો આ લક્ષણનો અવિકલબોધ અનેકાતવાદસિદ્ધાતથી જ ઉપપન્ન કરે છે તે આ પ્રમાણે– 'ગાય' એવા વચનના ઉચ્ચારથી ખુર, ખાધ, સાસ્ના , પૂછડુ અને શિગડા વગેરે અવયવોથી યુક્ત વસ્તુરૂપે તેવી સર્વવ્યક્તિ પ્રતીત થાય છે અને ત્યારે પાડાવગેરેથી વ્યાવૃત્તિ પણ ઉપલબ્ધ થાય છે અર્થાત્ 'ગાય' એ જાતિવાચક શબ્દથી સર્વ ગાયોમા સમાનઆકારઆદિ પ્રત્યયની અનુવૃત્તિ થાય છે, અને પાડાઆદિગત ભિન્નઆકારઆદિની વ્યાવૃત્તિ થાય છે સમાનાકારની અનુવૃત્તિ સામાન્ય છે અને ભિન્ન-કારની વ્યાવૃત્તિ વિશેષ છે આમ એક જ શબ્દ દ્વારા સામાન્યવિશેષઉભયનો પરસ્પરાનુવિદ્ધ બોધ થાય છે

## એકાતવાદીઓનો અધગજ ન્યાય

શકા .– જ્યારે 'કાબરચિતરી ગાય' એમ કહેવાય છે ત્યારે ત્યા અમુક ગાયવિશેષનો જ બોધ થાય છે સામાન્યનો બોધ થતો નથી તેથી 'સર્વત્ર સામાન્યવિશેષઉભયાત્મક જ બોધ થાય છે ' એ વચન અસગત ઠરે છે

સમાધાન – ત્યા ગાયવિશેષના બોધની સાથે 'ગોત્વ'સામાન્યનો બોધ પણ સ્પષ્ટપણે થાય જ છે

શકા – માત્ર 'શબળા' એવા ઉચ્ચારસ્થળે શી રીતે ગોત્વનો બોધ થશે ?

સમાધાન – એવા સ્થળે પણ અર્થત કે પ્રકરણથી ગોત્વનો બોધ થશે વળી શબળપણુ પણ ઘણા ભેદવાળુ છે એ પ્રત્યક્ષસિદ્ધ છે તેથી જ્યારે વક્તા ''શબળા' એમ બોલે, ત્યારે સકળ શબળગાયોને વ્યાપીને પ્રત્યય થતો હોવાથી, 'શબળત્વ' એ સામાન્ય બને છે અને શબળ ગાયોથી ભિન્ન ગાયવગેરેની વ્યાવૃત્તિ થાય છે આમ આબાળગોપાળપ્રતીતિનો વિષય સામાન્યવિશેષઉભયાત્મક વસ્તુ જ બને છે માટે એકાન્તે વિશેષ કે સામાન્યની પ્રતીતિ કહેવી એ પ્રલાપમાત્ર છે ક્યાય પણ, ક્યારેય પણ, કોઈના વડે પણ, વિશેષથી રહિત

१ जन्मान्धैदशभिर्यथाक्रम पदचतुष्टयश्रोत्रद्वयशुण्डादन्तपुच्छरूपा गजावयवा स्पृष्टा । तत तेऽन्धा स्वस्पृष्टस्य स्तम्भाद्याकारक पूर्णतया गजस्वरूप प्रतिपद्यमानास्तथैव स्थापयन्ति तदितरन्निषेधयन्ति तद्वत् ।

**विशेषा** अपि नैकान्तेन सामान्यात् पृथग्भवितुमर्हन्ति । यतो यदि सामान्य सर्वगत सिद्ध भवेत्, तदा तेषामसर्वगतत्वेन ततो विरूद्धधर्माध्यास स्यात् । न च तस्य तत् सिद्धम्, प्रागुक्तयुक्त्या निराकृतत्वात्, सामान्यस्य विशेषाणा च कथञ्चित् परस्पराव्यतिरेकेणैकानेकरूपतया व्यवस्थिततत्वात् । विशेषेभ्योऽव्यतिरिक्तत्वाद्धि सामान्यमप्यनेकमिष्यते । सामान्यात् तु विशेषाणामव्यतिरेकात्तेऽप्येकरूपा इति ।

સામાન્યનો, કે સામાન્યથી રહિત વિશેષનો અનુભવ કરાતો નથી માત્ર દુર્નયથી પ્રભાવિત થયેલી મતિના વ્યામોહને વશ થઇને જ, એકનો અપલાપ કરીને બીજાની વ્યવસ્થા કરાય છે પણ આ બાલિશ ચેષ્ટા છે અહીં **અન્ધગજન્યાય** લાગુ પડે છે (જન્માન્ધ વ્યક્તિઓ હાથીના પગવગેરે જુદા જુદા અંગને પકડીને હાથીને થાંભલા વગેરે જેવો માનીને તેવી જ સ્થાપના કરે તેમ આ પરવાદીઓ અનતધર્માત્મક વસ્તુનાં એક-એક ધર્મને પકડીને તે જ રૂપે વસ્તુના સ્વરૂપનો નિશ્ચય કરે છે અને અન્યએ સ્થાપેલા અન્ય સ્વરૂપનો સ્પષ્ટ નિષેધ કરે છે )

## એકાન્તવાદના દોષોનો અનેકાન્તવાદમા અભાવ

તથા એકાન્તપક્ષને સ્વીકારવામા જે પૂર્વોક્ત દોષો ઉદ્ભવે છે, તે પણ અનેકાન્તવાદરૂપ ઉગ્ર મુદ્ગરના પ્રહારથી જર્જરિત થાય છે અને શ્વાસ પણ લઇ શકે તેમ નથી (અર્થાત્ એકાન્તે સામાન્ય કે એકાતે વિશેષપક્ષમા અન્યપક્ષે દર્શાવેલા દોષો અનેકાન્તવાદ પક્ષમા ન આવી શકે)અહીં પ્રથમ જેઓ સામાન્ય અને વિશેષને સર્વથા સ્વતન્ત્રરૂપે સ્વીકારે છે, તેઓનો પ્રતિક્ષેપ દર્શાવે છે *' દરેક વ્યક્તિથી સામાન્ય કથચિત્ ભિન્ન છે અને કથચિત્ અભિન્ન છે, કેમકે કથચિત્ તદાત્મક છે જેમકે વિસદેશપરિણામ '* ગાય આદિ એ ક વ્યકિતમા ઉપલબ્ધ થતી ગાયઆદિ બીજી વ્યક્તિથી જેમ વિસદેશ પરિણામ દેખાવાથી વિશિષ્ટના નિર્ણીત થાય છે, તેમ સદેશ પરિણામરૂપ સામન્યના દર્શનથી સમાનતા પણ નિર્ણીત થાય છે, કેમકે તે ગાય આના જેવી છે 'આ તેના જેવો છે' એવી પ્રતીતિ થાય છે પ્રત્યેક વ્યકિતગત(= વિશેષગત )સામાન્ય જો સર્વથા અભિન્ન હોય, તો તે સમાનરૂપે પ્રતીત થતી બધી વ્યક્તિઓ સર્વથા સમાન થઇ જાય તથા જો વ્યક્તિથી સામાન્ય એકાતે ભિન્ન હોય તો ભેસથી જેમ ગોત્વ ભિન્ન છે, તેમ ગાયથી પણ ભિન્ન હોવાથી બધી ગાયોમા સમાનરૂપે જે ગોત્વબુદ્ધિ થાય છે, તે ન થાય તેથી સામાન્ય તે-તે વ્યક્તિથી કથચિત્ અભિન્ન પણ છે

શકા – જો આ સામાન્ય, વ્યક્તિથી અભિન્ન હોય તો તે પણ વ્યક્તિરૂપ થશે તેથી તેની સામાન્યરૂપતાને વ્યાઘાત પહોચશે

**સમાધાન .–** જેમ રૂપાદિગુણો વ્યક્તિ (=દ્રવ્યરૂપ )થી કથચિત્ અભિન્ન છે છતા પણ તેની ગુણાત્મકતામા વ્યાઘાત નથી આવતો, તેમ સામાન્ય કથચિત્ વ્યક્તિરૂપ હોય તો પણ તેના સામાન્યરૂપમા વ્યાઘાત નથી આવતો તથા રૂપાદિમા દ્રવ્યથી જે કથચિત્ ભિન્નતા છે તે કથચિત્ ભિન્નતા તો અહીં સદેશપરિણામ=સામાન્યમા પણ છે જ, અન્યથા સામાન્યનો જે પૃથગ્ વ્યપદેશ થાય છે તે થાય જ નહી

## વિશેષ સામાન્યથી કથચિદ્ અભિન્ન

વિશેષ પણ સામાન્યથી એકાતે ભિન્ન નથી કેમકે જો સામાન્ય સર્વગત સિદ્ધ થાય તો જ , અસર્વગત વિશેષને તેનાથી અભિન્ન માનવામા વિરૂદ્ધ ધર્મોના એકત્ર સમાવેશની આપત્તિ આવે પરતુ 'સામાન્ય સર્વગત છે' એ મત પૂર્વોક્ત યુક્તિથી દૂષિત કરાયો છે તથા સામાન્ય અને વિશેષો પરસ્પરથી કથચિદ્ અભિન્ન હોવાથી જ એકરૂપ અને અનેકરૂપ છે વિશેષથી અભિન્ન હોવાથી જ સામાન્ય પણ અનેક છે, અને સામાન્યથી અભિન્ન

एकत्व च सामान्यस्य सग्रहनयापणात् सवत्र विज्ञेयम्। प्रमाणापणात् तस्य कथञ्चिद् विरुद्धधर्माध्यामितत्वम्, सदृशपरिणामस्पस्य विसदृशपरिणामवत् कथञ्चित् प्रतिव्यक्तिभेदात् । एव चासिद्ध सामान्यविशषयो सर्वथा विरुद्धधर्माध्यामितत्वम् । कथञ्चिद्विरुद्धधर्माध्यामितत्व चद् विवक्षितम्, तदास्मत्कक्षाप्रवश, कथञ्चिद् विरुद्धधर्माध्यासस्य कथञ्चिद् भदाविनाभूतत्वात्। पाथ पावकदृष्टान्ता ऽपि माध्यमाध ाविकल , तयारपि कथञ्चिदेव विरुद्धधर्माध्यासितत्वेन भिन्नत्वेन च स्वीकरणात्। पयस्त्वपावकत्वादिना हि तयोविरुद्धधर्माध्यास , भेदश्च। द्रव्यत्वादिना पुनस्तद्विपरीत्यमिति । तथा च कथ न सामान्यविशेषात्मकत्व वस्तुना घटते? इति । तत सुष्ठुक्त वाच्यमेकमनेकरूपम् इति ॥

एव वाचकमपि शब्दाख्य द्वयात्मकम् सामान्यविशेषात्मकम् । सवशब्दव्यक्तिष्वनुयायि शब्दत्वमेकम् । शाडखशार्ङ्गतीव्रमन्दोदात्तानुदात्तस्वरितादिविशषभेदादनकम् । शब्दस्य हि सामान्यविशषात्मकत्व पौद्गलिकत्वाद् व्यक्तमेव। **तथाहि** । पाद्गलिक शब्द , इन्द्रियार्थत्वात्, रूपादिवत् ॥

હોવાથી જ વિશેષો પણ એક છે પ્રત્યેક ગાયવ્યક્તિમા હોવાથી 'ગોત્વસામાન્ય' ગાય વ્યક્તિઓની સમાન સખ્યાવાળુ છે તથા દરેક ગાયવ્યક્તિમા રહેલુ 'ગોત્વ' તુલ્ય હોવાથી ગાયવ્યક્તિઓ ગોત્વજાતિરૂપે એક જ છે

### કથચિદ્ વિરૂદ્ધ ધર્માધ્યાસથી ભેદાભેદપણુ

શકા – જો સામાન્ય અનેકરૂપ હોય તો તે એક છે એવી વિવક્ષા કેમ થાય છે ?

**સમાધાન** – 'સામાન્ય એક છે' એ સગ્રહનયના મતથી વિવક્ષિત છે આ નય સમાનધાર્મિક ત્રૈકાલિક સર્વવસ્તુને એક રૂપે જ ગ્રહણ કરે છે જો પ્રમાણને પ્રધાન કરવામા આવે, તો સામાન્ય કથચિત્ વિરૂદ્ધધર્મયુક્ત ='અનેકત્વ'થી પણ યુક્ત છે, એટલે કે અનેક પણ છે, કેમકે જેમ વિસદૃશ પરિણામ પરિણામીથી કથંચિત્ ભિન્ન છે, એમ દરેક વ્યક્તિગત સદૃશપરિણામ પણ સ્વપરિણામીથી કથચિત્ ભિન્ન છે તેથી સામાન્ય અને વિશેષ સર્વથા પરસ્પર વિરુદ્ધધર્મથી યુક્ત છે એ અસગત ઠરે છે જો *'બન્ને કથચિત્ વિરૂદ્ધધર્મયુક્ત છે' એમ સ્વીકારશો તો અમારો મત જ સ્વીકારશો* કેમકે કથચિત્ વિરૂદ્ધધર્મનો અધ્યાસ કથચિત્ ભેદ વિના સંભવે નહી અને અમે કથચિત્ ભેદને માનીએ છીએ વળી સામાન્ય અને વિશેષનો ભેદ સિદ્ધ કરવા જે પાણી અને અગ્નિનુ દૃષ્ટાન્ત બતાવ્યુ, તે પણ સાધ્યનુ સાધક નથી કેમકે પાણી અને અગ્નિ, જલત્વ અને વહ્નિત્વરૂપે વિરૂદ્ધધર્મથી યુક્ત હોવા છતા દ્રવ્યત્વરૂપે તો સમાન ધર્મયુક્ત જ છે તેથી દરેક વસ્તુ સામાન્યવિશેષોભયાત્મક જ સિદ્ધ થાય છે તેથી 'વાચ્ય' એકાત્મક અને અનેકાત્મક છે તે સુયુક્ત વચન છે

### શબ્દની એકાનેક્તા

આ જ પ્રમાણે, વાચકશબ્દ પણ સામાન્યવિશેષઉભયાત્મક છે બધા શબ્દોમા 'શબ્દત્વ' એક, અનુયાયી, અનુગત જાતિ છે તથા 'શખનો શબ્દ', 'શિગડાનો શબ્દ' વગેરે, તથા 'તીવ્ર–મન્દ, ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત વગેરે વિશેષભેદો હોવાથી શબ્દો અનેક છે અર્થાત્ શબ્દો શબ્દત્વજાતિરૂપે એક અને શબ્દવ્યક્તિરૂપે અનેક છે *'શબ્દ સામાન્ય–વિશેષાત્મક છે કેમકે પૌદ્ગલિક છે'* એ વાત સ્પષ્ટ જ છે પૌદ્ગલિક વસ્તુઓ સામાન્ય અને વિશેષ ઉભયથી સવલિત જ હોય છે, એમ 'ઘટ' વગેરેના દૃષ્ટાતથી પ્રતીતિસિદ્ધ છે શબ્દને પૌદ્ગલિક સિદ્ધ કરતુ અનુમાન આ પ્રમાણે છે *'શબ્દ પૌદ્ગલિક છે કેમકે ઇન્દ્રિયનો વિષય છે જેમકે રૂપ'*

**यच्चास्य** पौद्गलिकत्वनिषेधाय (१) स्पर्शशून्याश्रयत्वात्, (२) अतिनिबिडप्रदेशे प्रवेशनिर्गमयोरप्रतिघातात्, (३) पूर्वं पश्चाच्चावयवानुपलब्धे, (४) सूक्ष्ममूर्तद्रव्यान्तराप्रेरकत्वाद्, (५) गगनगुणत्वात् चेति पञ्चहेतवो **यौगैरुपन्यस्ता, ते** हेत्वाभासा । **तथाहि** । शब्दपर्यायस्याश्रयो भाषावर्गणा, न पुनराकाशम् । तत्र च स्पर्शो निर्णीयत एव । यथा शब्दाश्रय स्पर्शवान्, अनुवातप्रतिवातयोर्विप्रकृष्टनिकटशरीरिणोपलभ्यमानानुपलभ्यमानेन्द्रियार्थत्वात् तथाविधगन्धाधारद्रव्यपरमाणुवत् । इति **असिद्ध प्रथम** । **द्वितीयस्तु** गन्धद्रव्येण व्यभिचारादनेकान्तिक । वर्त्यमानजात्यकस्तूरिकादि गन्धद्रव्य हि पिहितद्वारापवरकस्यान्तर्विशति बहिश्च नियाति, न चापौद्गलिकम् । **अथ** तत्र सूक्ष्मरन्ध्रसभवाद् नातिनिबिडत्वम्, अतस्तत्र तत्प्रवेशनिष्क्रमौ । कथमन्यथोद्घाटितद्वारावस्थायामिव न तदेकार्णवत्वम् । सर्वथा नीरन्ध्रे तु प्रदेशे न तयो सभव इति चेत्? **तर्हि** शब्देऽप्येतत्समानम् **इत्यसिद्धो हेतु** । **तृतीयस्तु** तडिल्लतोल्कादिभिरनैकान्तिक । **चतुर्थोऽपि** तथैव, गन्धद्रव्यविशेषसूक्ष्मरजोधूमादिभिर्व्यभिचारात् । न हि गन्धद्रव्यादिकमपि नासाया निविशमान तद्विवरद्वारदेशोद्भिन्नश्मश्रुप्रेरक दृश्यते । **पञ्चम** पुन असिद्ध । **तथाहि** । न गगनगुण शब्द, अस्मदादिप्रत्यक्षत्वाद्, रूपादिवत् । इति सिद्ध पौद्गलिकत्वात् सामान्यविशेषात्मक शब्द इति ॥

## શબ્દની પૌદ્ગલિક્તાની સિદ્ધિ

**નૈયાયિક પૂર્વપક્ષ** – શબ્દ પૌદ્ગલિક નથી, કેમકે (૧) સ્પર્શથી શૂન્યઆશ્રયવાળો છે (=શબ્દનો આશ્રય આકાશ છે) (૨) અતિનિબિડ પ્રદેશમા પણ પ્રતિઘાત વિના પ્રવેશ અને નિર્ગમ કરે છે (૩) આગલા–પાછલા અવયવો ઉપલબ્ધ થતા નથી (૪) તથા સૂક્ષ્મ મૂર્તદ્રવ્યનો પ્રેરક નથી અને (૫) આકાશનો ગુણ છે આમ શબ્દ પૌદ્ગલિક–દ્રવ્યરૂપ સિદ્ધ નથી

**ઉત્તરપક્ષ** – આ અસગત છે, કેમકે જે પાચ હેતુઓ બતાવ્યા તે બધા હેત્વાભાસરૂપ છે શબ્દનો આશ્રય આકાશ નથી, પરતુ ભાષાવર્ગણા છે (સમાનપ્રદેશિકસ્કન્ધોનો સમુદાય વર્ગણા કહેવાય જે વર્ગણામા રહેલા પુદ્ગળસ્કન્ધો શબ્દરૂપે પરિણામ પામી શકે, તે ભાષાવર્ગણા) અને ભાષાવર્ગણા સ્પર્શગુણવાળી છે **તથાહિ**–શબ્દનો આશ્રય (=ભાષાવર્ગણા) સ્પર્શયુક્ત છે કેમકે તે વાયુની દિશામા દૂર રહેલાની શ્રવણ ઇન્દ્રિયનો વિષય, અને વાયુથી વિપરીત દિશામા રહેલી નજીકની વ્યક્તિના પણ શ્રવણનો અવિષય બને છે, જેમકે ગન્ધના આશ્રયભૂત પરમાણુઓ (**તાત્પર્ય** – જો શબ્દના આશ્રયભૂત પરમાણુઓ સ્પર્શહીન હોય, તો શબ્દનુ શ્રવણ સર્વને થવુ જોઇએ, અથવા તો નજીકમા રહેલાને જ થવુ જોઇએ પરતુ તેમ થવાને બદલે વાયુની દિશામા રહેલી દૂરની વ્યક્તિને શ્રવણ થાય અને નજીકમા પરતુ વાયુની વિરુદ્ધ દિશામા રહેલી વ્યક્તિને શ્રવણ ન થાય એવુ દેખાય છે, તેથી એમ ઘટી શકે કે વાયુ શબ્દના આશ્રયભૂત પુદ્ગળોને વહન કરી જાય છે અને જેઓની શ્રવણેન્દ્રિયને તે પુદ્ગળો સ્પર્શ કરે તે સાભળી શકે બીજા નહી આમ શબ્દના આશ્રયભૂત પુદ્ગળો સ્પર્શવાળા સિદ્ધ થાય છે) તેથી પ્રથમહેતુ અસિદ્ધ થાય છે તથા બીજો હેતુ ગન્ધદ્રવ્યસાથે વ્યભિચારી હોવાથી અનૈકાતિક છે ઉત્તમ કસ્તૂરીવગેરે ગન્ધદ્રવ્યો બધદ્વારવાળા ઘરમા પણ પ્રવેશતા અને તેમાથી નીકળતા ઉપલબ્ધ થાય છે આ ગન્ધદ્રવ્યો પૌદ્ગલિક છે તે સિદ્ધ જ છે

**શકા** :– ત્યા સૂક્ષ્મ કાણા હોવાથી અતિનિબિડતા નથી તેથી ત્યા ગન્ધપરમાણુઓ પ્રવેશ–નિર્ગમ કરી શકે છતા ખુલ્લાદ્વારની જેમ બધદ્વારવાળા ઘરમા ગન્ધનો અખડપ્રવાહ નથી ચાલતો કેમકે બધદ્વારોમા થોડી નિબિડતા હોવાથી ગન્ધદ્રવ્યના પ્રવેશનિર્ગમમા કઇક અવરોધ કરે જ છે સર્વથા છિદ્ર વિનાના પ્રદેશમા ગધદ્રવ્યના પ્રવેશનિર્ગમ સભવતા નથી

**સમાધાન** – આ જ ઉત્તર શબ્દમાટે પણ તુલ્ય છે, કેમકે સર્વથા છિદ્ર વિનાના પ્રદેશમા તો શબ્દના પણ પ્રવેશ–નિર્ગમને પ્રતિઘાત થાય જ છે (તથા સામાન્યથી બધ રહેલા દ્વારમા પણ સૂક્ષ્મ છિદ્રોને કારણે જ શબ્દ પ્રવેશ પામે

न च वाच्यम् आत्मन्यपौद्गलिकेऽपि कथं सामान्यविशेषात्मकत्वं निर्विवादमनुभूयत इति । यतः संसार्यात्मनः प्रतिप्रदेशमनन्तानन्तकर्मपरमाणुभिः सह वह्नितापितघनकुट्टितनिर्विभागपिण्डीभूतसूचीकलापवल्लोलीभावमापन्नस्य कथञ्चित् पौद्गलिकत्वाभ्यनुज्ञानादिति । यद्यपि स्याद्वादिना पौद्गलिकमपौद्गलिकं च सर्वं वस्तु सामान्यविशेषात्मकं, तथाप्यपौद्गलिकेषु धर्माधर्माकाशकालेषु तदात्मकत्वमर्वाग्दृशां न तथाप्रतीतिविषयमायाति । पौद्गलिकेषु पुनरेतत् साध्यमानं तेषां सुश्रद्धानम्॥ इत्यप्रस्तुतमपि शब्दस्य पौद्गलिकत्वमत्र सामान्यविशेषात्मकत्वसाधनायोपन्यस्तमिति ॥

છે અને છતા દ્વારરૂપ પ્રતિઘાતના અભાવમા શબ્દ જે રીતે અસ્ખલિત સંભળાય છે તે રીતે બધદ્વારોમા સંભળાતો નથી તેથી બધ દ્વારોમા પણ શબ્દનુ શ્રવણ સૂક્ષ્મછિદ્રોને કારણે જ છે, આમ નિબિડતા શબ્દની ગતિમા અવરોધક હોવાથી તેના દ્વારા શબ્દની અપૌદ્ગળિકતા અસિદ્ધ છે )પૂર્વ અને પાછળના અવયવોની અનુપલબ્ધિરૂપ ત્રીજા હેતુમા વિજળી, ઉલ્કા વગેરેથી વ્યભિચાર છે કેમકે તેઓ મા પણ પૂર્વ–પશ્ચાત્ અવયવો ઉપલબ્ધ થતા નથી (અને તેઓ પણ પૌદ્ગળિક તરીકે સિદ્ધ છે )ચતુર્થ હેતુ પણ અનૈકાન્તિક છે કેમકે ગન્ધદ્રવ્ય, સૂક્ષ્મરજ, ધૂમાડાવગેરેના કારણે વ્યભિચાર છે સૂક્ષ્મ–ગન્ધદ્રવ્યોવગેરે પણ નાકમા પ્રવેશતી વખતે મૂછના વાળને હલાવતા દેખાતા નથી ('ચક્ષુના વિષય ન બનતા સૂક્ષ્મ મૂર્તદ્રવ્યને કપાવે છે' એ સમાધાન તો અહી શબ્દના વિષયમા પણ આપી શકાય છે ) 'શબ્દ આકાશનો ગુણ છે ' એ હેતુ તો અસિદ્ધ જ છે **પ્રયોગ→** *'શબ્દ આકાશનો ગુણ નથી કેમકે આપણને પ્રત્યક્ષ (શ્રાવણપ્રત્યક્ષ)છે જેમ કે રૂપવગેરે '* આમ ઉપન્યસ્ત કરેલા પાચે હેતુઓ દૂષિત થાય છે તેથી શબ્દ પૌદ્ગળિ–ક સિદ્ધ થાય છે અને તેથી સામાન્ય– વિશેષાત્મક પણ સિદ્ધ થાય છે (જૈનમતે જેઓ પૌદ્ગળિક હોય તેઓ જ આપણા જેવાને ઇન્દ્રિય–પ્રત્યક્ષ બની શકે ઔદારિકઆદિ સ્થૂળદ્રવ્યો ઇન્દ્રિયપ્રત્યક્ષના વિષયો બને વિશેષમા સૂક્ષ્મ રૂપીદ્રવ્યો અવધિજ્ઞાન–મનપર્યાયજ્ઞાનરૂપ અને અરૂપી દ્રવ્યો કેવળજ્ઞાનરૂપ આત્મપ્રત્યક્ષના વિષયો બને આકાશ અરૂપી છે તેથી તે અને તેના ગુણો માત્ર કેવળજ્ઞાનરૂપ યોગિપ્રત્યક્ષના જ વિષય બની શકે )

## આત્મા કથચિત્ પુદ્ગલરૂપ

શકા – જો પૌદ્ગલિક વસ્તુ જ સામાન્યવિશેષોભયાત્મક હોય તો આત્મા અપૌદ્ગલિક હોવા છતા નિર્વિવાદ સામાન્ય–વિશેષોભયાત્મક અનુભૂત થાય છે તે કેવી રીતે સભવશે ?

**સમાધાન** – આ વાત બરાબર નથી અગ્નિમા તપાવેલી તથા ઘનવડે કુટાયેલી અને વિભાગ ન થઇ શકે એવી રીતે એક પિણ્ડરૂપ થયેલી સોયોના સમૂહની જેમ સસારી આત્મા પોતાના દરેક પ્રદેશમા લાગેલા અનતાનત કર્મવર્ગણાના પુદ્ગલોથી એકમેક થયો છે તેથી કથચિત્ પૌદ્ગલિક તરીકે અભિમત છે તેથી કોઇ આપત્તિ નથી જો કે સ્યાદ્વાદીના મતે પૌદ્ગલિક–અપૌદ્ગલિક સર્વ વસ્તુઓ સામાન્ય– વિશેષાત્મક છે છતા પણ (૧)ધર્મ (૨)અધર્મ (૩)આકાશ અને (૪)કાલરૂપ ચાર દ્રવ્યો આપણા જેવા અવિશિષ્ટજ્ઞાનીની પ્રતીતિના વિષય બનતા નથી તેથી સામાન્ય–વિશેષાત્મક તરીકે અનુભૂત થતા નથી પૌદ્ગલિક વસ્તુઓ પ્રતીતિના વિષય બની શકે છે. તેથી તેઓમા સામાન્યવિશેષાત્મકત્વની સિદ્ધિ શ્રદ્ધાનો વિષય બની શકે આ હેતુથી જ 'શબ્દ એ સામાન્યવિશેષાત્મક છે' એવી પ્રતિજ્ઞાની સિદ્ધિમા 'પૌદ્ગલિકત્વ' હેતુ અપ્રસ્તુત હોવા છતા દર્શાવ્યો છે

## વાચ્ય–વાચક વચ્ચે કથચિત્ અભેદભાવ

અહી પણ શબ્દને એકાતે નિત્ય માનનારના મતે શબ્દનુ એકાતે એકત્વનુ તથા એકાતઅનિત્યવાદીસમત શબ્દના એકાતે અનેકત્વનુ પૂર્વવત્ નિરાકરણ કરવુ અથવા તો શબ્દ અને અર્થ = વાચ્ય કથચિત્ તાદાત્મ્ય સબધ ધરાવે છે તેથી ઘટવગેરે વાચ્યો જેમ સામાન્યવિશેષઉભયાત્મક છે તેમ તેના વાચક 'ઘટ' આદિશબ્દો પણ

**अत्रापि** नित्यशब्दवादिसमत शब्दैकत्वैकान्त, अनित्यशब्दवाद्यभिमत शब्दानेकत्वेकान्तश्च प्राग्दर्शितदिशा प्रतिक्षेप्य। अथवा वाच्यस्य घटादेरर्थस्य सामान्यविशेषात्मकत्वे तद्वाचकस्य ध्वनेरपि तत्त्वम्[1] शब्दार्थयो कथञ्चित् तादात्म्याभ्युपगमात्।यदाहुर्भद्रबाहुस्वामिपादा – "अभिहाण अभिहेयाउ होइ भिण्ण अभिण्ण च॥[2] खुरअग्गिमोयगुच्चारणम्मि जम्हा उ वयणसवणाण। नवि छेओ नवि दाहो ण पूरण तेण भिन्न तु ॥ १ ॥ जम्हा य मोयगुच्चारणम्मि तत्थेव पच्चओ होइ। न य होइ स अन्नत्थे तेण अभिन्न तदत्थाओ ॥२॥ **एतेन** – "विकल्पयोनय शब्दा विकल्पा शब्दयोनय कार्यकारणता तेषा नार्थ शब्दा स्पृशन्त्यपि ॥" इति प्रत्युक्तम्, "अर्थाभिधानप्रत्ययास्तुल्यनामधेया"[3] इति **वचनात्**। शब्दस्य ह्येतदेव तत्त्व यदभिधेय याथात्म्येनासौ प्रतिपादयति। स च तत् तथाप्रतिपादयन् वाच्यस्वरूपपरिणामपरिणत एव वक्तु शक्य, नान्यथा, अतिप्रसङ्गात्। घटाभिधानकाले पटाद्यभिधानस्यापि प्राप्तेरिति।

સામાન્યવિશેષઉભયાત્મક સિદ્ધ થશે **પૂજ્યશ્રી ભદ્રબાહુસ્વામીએ** કહ્યુ જ છે કે,→ "અભિધાન–અભિધેયથી કથચિત્ ભિન્ન અને કથચિત્ અભિન્ન છે ક્ષુર (=છરી)અગ્નિ અને મોદકનુ ઉચ્ચારણ થાય છે ત્યારે બોલનારનુ મો કે સાભળનારનુ કાન છેદાતુ નથી, બળતુ નથી, કે ભરાઈ જતુ નથી તેથી શબ્દ અને અભિધેય ભિન્ન છે તથા મોદકના ઉચ્ચારણથી મોદકનુ જ જ્ઞાન થાય છે અગ્નિવગેરે અન્યનો બોધ થતો નથી તેથી શબ્દ અને અર્થ અભિન્ન સિદ્ધ થાય છે"

## બૌદ્ધમતનુ ખડન

આ પ્રમાણે શબ્દ અને અર્થ ભિન્નાભિન્ન સિદ્ધ થાય છે તેથી "વિકલ્પોથી શબ્દ ઉત્પન્ન થાય છે અને શબ્દોથી વિકલ્પો ઉત્પન્ન થાય છે આમ શબ્દ અને વિકલ્પ (=બોધ)વચ્ચે જ કાર્યકારણભાવ છે અર્થ (=બાહ્ય અભિધેયપદાર્થ) ને તો શબ્દ સ્પર્શતા પણ નથી" (અર્થાત્ શબ્દ અને અર્થ એકબીજાથી સર્વથા ભિન્ન જ છે) આ પ્રકારનો **બૌદ્ધમત** નિરસ્ત થાય છે કેમકે 'અર્થ (અભિધેય)અભિધાન (=વાચક શબ્દ)અને પ્રત્યય (=બોધ) તુલ્ય નામ ધરાવે છે' એવુ **આગમવચન** છે જેમકે 'ઘટ' પદાર્થ 'ઘટ' શબ્દ અને 'ઘટ' જ્ઞાન શબ્દનુ સ્વરૂપ જ એવુ છે, કે અભિધેયપદાર્થનુ યથાર્થરૂપે પ્રતિપાદન કરવુ વાચ્યના તેવા સ્વરૂપનુ પ્રતિપાદન કરનાર શબ્દ વાચ્યના સ્વરૂપે પરિણત થાય, તો જ ઉચ્ચારી શકાય, અન્યથા નહી જો વાચ્યસ્વરૂપે પરિણત થયા વિના પણ શબ્દ વાચ્યનો પ્રકાશ કરી શકે, તો–અર્થાત્ વાચ્યથી સર્વથા ભિન્નરૂપે જ રહીને વાચ્યનો પ્રકાશ કરે એમ હોય તો–'ઘટ' શબ્દથી 'ઘટ' વાચ્યની જેમ 'પટ' વગેરે વાચ્યનો પણ બોધ થવો જોઈએ (વળી શબ્દ 'ઘટ' આકારવાળો થયા વિના જ ઘટ અર્થનો બોધ કરાવે, તો જે વખતે ઘટનુ અભિધાન થાય છે, તે જ વખતે 'પટ'નુ અભિધાન પણ થવુ જોઈએ કેમકે શબ્દ વાચ્યના આકારથી હીન છે (તેથી સમાનરૂપે સર્વ અભિધેયનુ અભિધાન બની શકે )અહી 'ઘટ' એ શબ્દમયઆકાર કમ્બુગ્રીવાદિમાન ઘટપદાર્થનો સકેત (=લિગ)છે અને લિગ, પોતાના લિગીથી કથચિત્ અભિન્ન હોય છે (કથચિત્ સ્વરૂપાત્મક છે )અન્યથા કયો સંકેત કયા વાચ્યનો છે ? એનો નિશ્ચય નહિ થઈ શકે આમ વાચ્યથી કથચિત્ અભિન્ન હોઈ વાચક પણ વાચ્યની જેમ એકાત્મક અને અનેકાત્મક છે )

---

१ सक्कयपाययभासाविणियुत्त देसतो अणेगविह। इति पूर्वार्द्ध। (सस्कृतप्राकृतभाषाविनियुक्त देशतोऽनेकविधम्।) २ छाया–अभिधानमभिधेयाद् भवति भिन्नमभिन्न च॥ क्षुराऽग्निमोदकोच्चारणे यस्मात् तु वदनश्रवणयो। नाऽपि च्छेदो नापि दाहो न पूरण तेन भिन्न तु॥ यस्माच्च मोदकोच्चारेण तत्रैव प्रत्ययो भवति। न च भवति अन्यार्थे तेनाऽभिन्न तदथात्। (वृहत्कल्पभाष्ये) ३ वाह्य पृथुबुध्नोदराकारोऽर्थोऽपि घट इति व्यपदिश्यते। तद्वाचकमभिधान घट इति। तद्ज्ञानरूप प्रत्ययोऽपि घट इति। तथा च लोके वक्तारो भवन्ति। किमिद पुरो दृश्यते घट। किमसौ वक्ति घट। किमस्य चेतसि स्फुरति घट। (विशेषावश्यके)

अथवा भङ्ग्यन्तरेण सकल काव्यमिद व्याख्यायते। वाच्य वस्तु घटादिकम्।एकात्मकमेव एकस्वरूपमपि मत्, अनेकम् अनेकस्वरूपम् । अयमर्थ । प्रमाता तावत् प्रमयस्वरूप लक्षणेन निश्चिनोति । तच्च सजातीयविजातीयव्यवच्छेदादात्मलाभ लभते । यथा घटस्य सजातीया मृन्मयपदार्था, विजातीयाश्च पटादया । तेपा व्यवच्छेदस्तल्लक्षणम्। पृथुबुध्नोदराद्याकार कम्बुग्रीवो जलधारणाहरणादिक्रियासमर्थ पदार्थविशेषो घट इत्युच्यते। तेपा च सजातीयविजातीयाना स्वरूप तत्र बुद्ध्या आरोप्य व्यवच्छिद्यते । अन्यथा प्रतिनियततत्स्वरूपपरिच्छेदानुपपत्ते । सवभावाना हि भावाभावात्मक स्वरूपम् । एकान्तभावात्मकत्वे वस्तुनो वश्वरूप्य स्यात्। एकान्ताभावात्मकत्वे च नि स्वभावता स्यात्।तस्मात् स्वरूपेण सत्त्वात् पररूपण चासत्त्वाद् भावाभावात्मक वस्तु। यदाह–"*सर्वमस्ति स्वरूपेण*

## વાચ્યનુ એકાનેકસ્વરૂપ

અથવા અન્યપ્રકારે કાવ્યનો અર્થ દર્શાવે છે, ઘટાદિ વાચ્યવસ્તુઓ એકસ્વરૂપવાળી પણ છે, અને અનેક સ્વરૂપવાળી પણ છે તે આ પ્રમાણે→ પ્રમાતા પ્રમેયના સ્વરૂપનો લક્ષણથી નિર્ણય કરે છે જો તે વખતે સજાતીય અને વિજાતીયનો વ્યવચ્છેદ થાય, તો લક્ષણ 'લક્ષણત્વ' સ્વરૂપને પામ્યુ કહેવાય (જે અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ અને અસભવ દોષથી રહિત હોય તે જ લક્ષણ કહેવાય જેમકે 'શિગડા' એ ગાયનુ લક્ષણ ન બની શકે, કેમકે ભેસ વગેરેમા પણ હોઇ લક્ષણમા અતિવ્યાપ્તિ આવે 'શબળતા' (કાબરચિતરારગવાળાપણુ) એ પણ લક્ષણ ન બને કેમકે શ્વેતવર્ણવાળી ગાયવગેરેમાં એ ન હોવાથી લક્ષણમા અવ્યાપ્તિ આવે, 'એક ખુરવાળાપણુ' પણ લક્ષણ ન બને, કેમકે બધી ગાયોમા તેનો અભાવ હોઇ લક્ષણમા અસભવદોષ આવે તેથી 'સાસ્નામત્તા' (સાસ્ના ડોક આગળ લટકતી ગાદી જેવો પદાર્થ) ગાયનુ લક્ષણ થઇ શકે કેમકે તેનાથી ગાય (અને બળદ) સિવાય બધા સજાતીય અને વિજાતીયનો વ્યવચ્છેદ થઇ શકે ) જેઓના ઉપાદાનકારણ વગેરે તુલ્ય હોય તે સજાતીય કહેવાય અને જેઓના ઉપાદાનકારણવગેરે ભિન્ન હોય, તે વિજાતીય કહેવાય જેમકે ઘટના સજાતીય માટીના બીજા પદાર્થો છે કેમકે એ બધાના ઉપાદાનકારણ તુલ્ય છે અને વિજાતીયપદાર્થો પટ વગેરે છે, કેમકે તેઓના ઉપાદાનકારણ ભિન્ન છે (જો કે દ્રવ્યત્વથી તો બને (ઘટ અને પટ) સજાતીય છે, પરતુ તે અપેક્ષાએ અહીં આ વિભાગની વિવક્ષા નથી) તેથી સજાતીય–વિજાતીય વસ્તુનો વ્યવચ્છેદ એ જ તેનુ (લક્ષણનુ) લક્ષણ છે પૃથુબુધ્નોદરકમ્બુગ્રીવાદિઆકારવાળો તથા પાણીને ધારી રાખવામા અને વહન કરવામા સમર્થ એવો પદાર્થવિશેષ 'ઘટ' છે આ 'ઘટ' શબ્દના ઉચ્ચારણ વખતે ઘટના સજાતીય અને વિજાતીય એવા બીજા પદાર્થોનો બુદ્ધિમા આરોપ કરીને વ્યવચ્છેદ કરાય છે અન્યથા પ્રતિનિયતસ્વરૂપનો બોધ થઇ શકે નહી

## ભાવોનુ ભાવાભાવસ્વરૂપ

સર્વ ભાવોનુ ભાવાત્મક અને અભાવાત્મક સ્વરૂપ છે જો સર્વ ભાવો એકાતે ભાવાત્મક હોય, તો સમગ્ર વિશ્વની સર્વ વસ્તુઓ એકરૂપ થઇ જાય કારણ કે પરવસ્તુરૂપે પણ અભાવનો નિષેધ થઇ જાય અને જો વસ્તુઓ એકાતે અભાવાત્મક જ હોય, તો સ્વસ્વરૂપે પણ અભાવ આવવાથી વસ્તુઓ નિ સ્વભાવ થાય અને નિ સ્વભાવ વસ્તુ અસત્ છે તેથી બધા ભાવો સ્વસ્વરૂપે સત્ છે, અને પરસ્વરૂપે અસત્ છે તેથી વસ્તુનુ ભાવાભાવસ્વરૂપ છે કહ્યુ જ છે કે,→ "*દરેક વસ્તુ સ્વસ્વરૂપે વિદ્યમાન છે પરરૂપે વિદ્યમાન નથી અન્યથા (એકાતે–વિદ્યમાન હોય તો) બધા જ પદાર્થો માત્ર સત્ થશે અથવા (એકાતે અવિદ્યમાન હોય તો) સ્વસ્વરૂપનો પણ અસભવ થશે*" ॥૧॥ તેથી એક ઘડામા ઘટભિન્ન સર્વપદાર્થોનો અભાવ હોવાથી અને સ્વસ્વરૂપની હાજરી હોવાથી ઘડો અનેકાત્મક (સત્ અને અસતરૂપે) સારી રીતે ઘટી શકે છે આમ એક અર્થના જ્ઞાનમા બધા અર્થોનુ

*परस्पेण नास्ति च । अन्यथा सर्वसत्त्व स्यात् स्वस्पस्याप्यसभव ॥" ततश्चेकस्मिन् घटे सर्वेषा* घटव्यतिरिक्तपदार्थानामभावस्पेण वृत्तेरनेकात्मकत्व घटस्य सूपपादम् । एव चकस्मिन्नर्थे ज्ञाते सर्वेषामर्थाना ज्ञानम्, सर्वपदार्थपरिच्छेदमन्तरेण तन्निषेधात्मन एकस्य वस्तुनो विविक्ततया परिच्छेदासभवात्। **आगमो**ऽप्येवमेव व्यवस्थित – *"जे एग जाणइ से सव्व जाणइ । जे सव्व जाणइ से एग जाणइ ॥"* तथा– *"एको भाव सर्वथा येन दृष्ट, सर्वे भावा सर्वथा तेन दृष्टा । सर्वे भावा सर्वथा येन दृष्टा एको भाव सर्वथा तेन दृष्ट ॥"*

ये तु **सौगता** परासत्त्व नाङ्गीकुर्वते, तेषा घटादे सर्वात्मकत्वप्रसङ्ग । **तथाहि** । यथा घटस्य स्वस्पादिना सत्त्व, तथा यदि परस्पादिनापि स्यात्, तथा च सति स्वस्पादिसत्त्ववत् परस्पादिसत्त्वप्रसक्ते कथ न सर्वात्मकत्व भवेत्। परासत्त्वेन तु प्रतिनियतोऽसौ सिद्ध्यति । **अथ** न नाम नास्ति परासत्त्व , किन्तु स्वसत्त्वमेव तदिति चेत् ? **अहो** वैदग्धी। न खलु यदेव सत्त्व तदेवासत्त्व भवितुमर्हति, विधिप्रतिषेधस्पतया विरूद्धधर्माध्यासेनानयोरैक्यायोगात् । **अथ** युष्मत्पक्षेऽप्येव विरोधस्तदवस्थ एवेति चेत् ? **अहो** वाचाटता देवानाप्रियस्य । न हि वय येनेव प्रकारेण सत्त्व, तेनेवासत्त्व, येनेव चासत्त्व, तेनैव सत्त्वमभ्युपेम । किन्तु स्वस्पद्रव्यक्षेत्रकालभावै सत्त्व, परस्पद्रव्यक्षेत्रकालभावैस्त्वसत्त्वम्। तदा क्व विरोधावकाश ॥

---

જ્ઞાન થઇ જાય છે કારણ કે તે પદાર્થથી ભિન્ન સઘળાય પદાર્થોના સ્વરૂપનો બોધ થાય વિના "તે પદાર્થોના સ્વરૂપનો ઘડામા અભાવ છે " તેવો બોધ અને તેવા બોધના આધારે થતો તે વસ્તુનો સ્વાશે બોધ આ બન્ને બોધ થઇ શકે નહી (અર્થાત્ ઘડાના બોધમા બે અશ છે (૧)સત્આત્મક અને (૨)અસત્ આત્મક એમા બીજા અશના યથાર્થ બોધ માટે જગત્ની ઘટભિન્ન સર્વવસ્તુઓનુ જ્ઞાન આવશ્યક બને આ જ્ઞાન વિના ઘટના અસત્ અશનુ જ્ઞાન યથાર્થ ન થાય અને આ જ્ઞાન વિના ઘટના સત્ અશનુ પણ યથાર્થજ્ઞાન ન થાય અને તેથી ઘટનો યથાર્થબોધ અનુપપન્ન બને આમ એક વસ્તુના જ્ઞાનમા જગત્ની સર્વવસ્તુઓનો બોધ આવશ્યક છે )તેથી જ આ પ્રમાણે **આગમ** છે *"જે એકને જાણે છે તે સર્વને જાણે છે જે સર્વને જાણે છે તે એકને જાણે છે "* (આચારાગ)તથા *"એકભાવ સર્વથા જેના વડે જોવાયો છે તેના વડે સઘળાભાવો સર્વથા જોવાયા છે સર્વભાવો જેના વડે સર્વથા જોવાયા છે તેના વડે એકભાવ સર્વથા જોવાયો છે "* ॥૧॥

### પરાસત્તાના અભાવમા સર્વાત્મકતા

*આ વિષયમા **બૌદ્ધમતનુ** નિરાકરણ કરે છે આ દર્શનના અનુયાયીઓ અનિત્ય એકાતવાદી છે આ મતે "ક્ષણિક એક વસ્તુમા સત્ત્વ અને અસત્ત્વરૂપ બે ધર્મો રહી શકે નહી " ઘટ વગેરે એકાતે સત્ છે અર્થાત્ 'ઘટ' સત્ વસ્તુ હોઈ તેમા અસત્ત્વધર્મ ઘટી શકે નહી તેથી તેમા સ્વપરભેદની વિવક્ષા થઈ શકે નહી જે સત્ સ્વરૂપી છે તેમા 'સ્વ અપેક્ષાએ સત્ અને પરાપેક્ષાએ અસત્' એવી કલ્પના જ વાહિયાત છે કેમકે તો પછી તેનુ 'સત્ત્વ' એ સ્વરૂપ ન રહેતા આપેક્ષિક બની જાય "*

**ઉત્તરપક્ષ** '– આ એકાતસત્ત્વવાદ અસગત છે કેમકે, જો ઘટવગેરે એકાતે સત્સ્વરૂપ હોય, તો પરરૂપે પણ અસત્ ન રહે તેથી ઘટ જેમ ઘટસ્વરૂપથી સત્ છે, તેમ પટઆદિપરસ્વરૂપથી પણ સત્ થશે કેમકે તે એકાતે સત્ છે આમ સ્વપર ઉભયરૂપે સત્ ઘડો સર્વાત્મક બને તેમા આશ્ચર્ય નથી તેથી ઘટ જે પ્રતિનિયતસ્વરૂપે નિર્દિષ્ટ થાય છે તે ન થઈ શકે

**પૂર્વપક્ષ** – 'ઘટવગેરે પરરૂપે અસત્ નથી ' એમ કહેવાનો અમારો આશય નથી પરતુ તમે જે પરાસત્ત્વ કહો છો, તે જ સ્વસત્ત્વરૂપ છે વસ્તુનુ સ્વસત્ત્વથી ભિન્ન એવુ કોઇ પરાસત્ત્વસ્વરૂપ " નથી ઘટ પરરૂપે

**यौगास्तु** प्रगल्भन्ते सर्वथा पृथग्भूतपरस्पराभावाभ्युपगममात्रेणैव पदार्थप्रतिनियमसिद्धे, कि तेषामसत्त्वात्मकत्वकल्पनया इति । **तदसत्** । यदा हि पटाद्यभावरूपो घटो न भवति, तदा घट पटादिरेव स्यात् । यथा च घटाभावाद् भिन्नत्वाद् घटस्य घटरूपता, तथा पटादेरपि स्यात्, घटाभावाद् भिन्नत्वादेव इत्यल विस्तरेण ।

**एव** वाचकमपि शब्दरूप द्वयात्मकम् । एकात्मकमपि सदनेकमित्यर्थ, अर्थोक्तन्यायेन शब्दस्यापि भावाभावात्मकत्वात् । अथवा एकविषयस्यापि वाचकस्यानेकविषयत्वोपपत्ते । यथा किल घटशब्द सकेतवशात् पृथुबुध्नोदराद्याकारवति पदार्थे प्रवर्तते वाचकतया, तथा देशकालाद्यपेक्षया तद्वशादेव पदार्थान्तरेष्वपि तथा वर्तमान केन वार्यते ? भवन्ति हि वक्तारो योगिन शरीर प्रति घट इति । सकेताना पुरुषेच्छाधीनतयाऽनियतत्वात् । यथा चोरशब्दोऽन्यत्र तस्करे रूढोऽपि दाक्षिणात्यानामोदने प्रसिद्ध । यथा च कुमारशब्द पूर्वदेशे आश्विनमासे रूढ । एव कर्कटीशब्दादयोऽपि[1] तत्तद्देशापेक्षया योन्यादिवाचका ज्ञेया । कालापेक्षया पुनर्यथा जैनाना प्रायश्चित्तविधौ धृतिश्रद्धासहननादिमति प्राचीनकाले[2] षड्गुरुशब्देन शतमशीत्यधिकमुपवासानामुच्यते स्म, साप्रतकाले तु तद्विपरीते तेनैव षड्गुरुशब्देन उपवासत्रयमेव सङ्केत्यते, **जीतकल्पव्यवहारानुसारात्** । शास्त्रापेक्षया तु यथा **पुराणेषु** द्वादशीशब्देनैकादशी । **त्रिपुरार्णवे**[3] च अलिशब्देन मदिराभिषक्तान्न मैथुनशब्देन च मधुसर्पिषोर्ग्रहणम् इत्यादि ।

---

સત્ નથી એનો અર્થ જ 'ઘટ સ્વરૂપે સત્ છે' એમ થાય તેથી વસ્તુ 'સ્વસત્ત્વ' એ એક અંશાત્મક જ છે

**ઉત્તરપક્ષ** – ધન્ય છે તમારી વિદ્વત્તાને ! તમારે હિસાબે તો જે સત્ત્વ છે તે જ અસત્ત્વ છે કેમકે પરાસત્ત્વ જ સ્વસત્ત્વરૂપ છે, એટલે કે એ બે જુદા અંશરૂપ નથી, પણ એકમાત્ર સત્ત્વઅંશરૂપ જ છે પરતુ આ બરાબર નથી સત્ત્વ એ વિધિરૂપ છે(=વિધેમાનતાનિર્દેશક છે ) જ્યારે 'અસત્ત્વ' પ્રતિષેધરૂપ છે(=અવિધેમા નતા નિર્દેશક છે )આમ આ બને વિરૂદ્ધધર્મરૂપ હોવાથી બનેની એકતામા વિરોધ છે

**પૂર્વપક્ષ** – તમારા પક્ષે પણ આ વિરોધ સમાનરૂપે અડીખમ ઊભો છે કેમકે સત્ત્વ અને અસત્ત્વ એ બે વિરૂદ્ધ ધર્મો છે તેનો એકત્ર સમાવેશ થઇ શકે નહી

**ઉત્તરપક્ષ** – અહો ! તમારી વાચાળતા ! અમે જે રૂપે સત્ત્વ માનીએ છીએ, તે જ રૂપે અસત્ત્વ માનતા નથી પરતુ દરેક વસ્તુમા સ્વદ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવને આશ્રયીને સત્ત્વ અને પર દ્રવ્ય – ક્ષેત્ર – કાળ – ભાવને આશ્રીને અસત્ત્વ માનીએ છીએ, આમ હોવાથી તમે દર્શાવેલા વિરોધને અવકાશ જ ક્યાછે ? **(તાત્પર્ય** – અમે ઘટને સ્વરૂપથી જ સત્ માનીએ છીએ પરતુ તે સ્વદ્રવ્યાદિ ચારને અપેક્ષીને જ પરદ્રવ્યાદિ ચારને અપેક્ષીને તો સ્વરૂપથી જ અસત્ માનીએ છીએ )

## નૈયાયિકમતનો નિરાસ

**પૂર્વપક્ષ** – (યૌગ (=નૈયાયિક )તથા વૈશેષિક મતે )અભાવ એ અલગ પદાર્થ છે આનુ સ્વરૂપ પૂર્વે દર્શાવ્યુ છે આ અભાવમા એક અન્યોન્યાભાવ છે જે વસ્તુમા જે વસ્તુનો અન્યોન્યાભાવ હોય, તે વસ્તુ તે વસ્તુરૂપે ન ભાસે જેમકે ઘટમા પટનો અન્યોન્યાભાવ છે, તો ઘટ પટરૂપે ન ભાસે આ 'અન્યોન્યાભાવ' ઘટ કે પટનુ સ્વરૂપ નથી પરતુ સ્વતત્ર પદાર્થ છે આમ ઘટાદિસત્પદાર્થોને સ્વસ્વરૂપે નિયત સિદ્ધ કરનાર સ્વતત્ર એવો

---

१ दृढीक्रियन्ते शरीरपुद्गला यन तत्सहनन तच्चास्थिनिचय । तत्सहनन षट्प्रकारैर्भवति । वज्रऋषभनाराच, ऋषभनाराच, नाराच, अर्धनाराच, कीलिका, सेवार्त (छेदस्पृष्टम्)। २ जिनभद्रगणिक्षमाश्रमणकृतो गाथाग्रन्थो जीतकल्पाख्य । जीतमाचरित तस्य कल्पो वर्णना प्ररूपणा जीतकल्प । ३ शाक्तमार्गीयो ग्रन्थ ।

**न चैव** सङ्केतस्यैवार्थप्रत्यायने प्राधान्यम्, स्वाभाविकसामर्थ्यसाचिव्यादेव तत्र तस्य प्रवृत्ते , सर्वशब्दाना सर्वार्थ-प्रत्यायनशक्तियुक्तत्वात् । यत्र च देशकालादौ यदर्थप्रतिपादनशक्तिसहकारी सकेतस्तत्र तमर्थं प्रतिपादयति । तथा च निर्जितदुर्जयपरप्रवादा **श्रीदेवसूरिपादा** – [१]*"स्वाभाविकसामर्थ्यसमयाभ्यामर्थबोधनिबन्धन शब्द ।"* अत्र

અન્યોન્યાભાવ હોવા છતા પદાર્થોને પરરૂપે અસત્ કલ્પવા તે સર્વથા અસગત છે

**ઉત્તરપક્ષ .–** આ અસગત છે જો ઘડો પટાદિઅભાવરૂપ નથી, તો ઘડો પોતે જ પટરૂપ બની જશે કેમકે તમારા મતે ઘડો પટાદિરૂપે પણ અભાવાત્મક નથી પરતુ ઘટથી ભિન્ન એવા અન્યોન્યાભાવના સબધથી ઘટ પટરૂપે ભાસતો નથી તથા જેમ ઘટાભાવથી ભિન્ન હોવાથી જ 'ઘટ' ઘટરૂપ છે તેમ ઘટાભાવથી ભિન્ન હોવાથી જ 'પટ' પણ ઘટરૂપ બનશે (અને તેથી પટવગેરેમા પણ ઘટનુ જ્ઞાન થવુ જોઇએ તેથી પટમા ઘટથી ભિન્નતાનુ જ્ઞાન ભ્રાન્ત સિદ્ધ થશે જે ઉભયમતે અમાન્ય છે )તેથી ઘટમા પટઆદિનો અભાવ હોવાથી જ પટવગેરેનુ જ્ઞાન ન થતા 'ઘટ'રૂપે જ્ઞાન થાય છે તેમ માનવુ જોઇએ ( આ માટે અન્યોન્યાભાવ નામના સ્વતત્ર પદાર્થની કલ્પના અવાસ્તવિક છે ) અસ્તુ વિસ્તારથી સર્યુ

### શબ્દોની અનેકાર્થતા

વાચ્યઅગે દર્શાવેલા ન્યાયથી શબ્દ પણ ભાવાત્મક અને અભાવાત્મક હોવાથી એકાત્મક અને અનેકાત્મક છે જેમકે સકેતના કારણે જે 'ઘટ' શબ્દ પૃથુબુધ્નોદરાદિઆકારવાળા પદાર્થમા વાચકરૂપે પ્રવર્તે છે તે જ 'ઘટ' શબ્દ દેશકાળાદિને અપેક્ષીને સંકેતને આધીન થઇ અન્યપદાર્થનો વાચક પણ બને છે યોગીઓ શરીરને 'ઘટ' કહે છે જેમકે "ઘટ ઘટ મે રામ" (ઘટ=શરીર, રામ=આત્મા )સકેત પુરુષની ઇચ્છાને આધીન છે અને એ ઇચ્છા વિચિત્ર હોવાથી સકેત પણ અનિયત છે જેમકે ચોર શબ્દ અન્યત્ર તસ્કર(=ચોરી કરનાર )મા રૂઢ છે જ્યારે દક્ષિણ દેશમા એ જ શબ્દ 'ભાત'તરીકે પ્રસિદ્ધ છે યુવરાજઆદિઅર્થમા પ્રસિદ્ધ કુમારશબ્દ પૂર્વદેશમા આસોમાસ તરીકે રૂઢ છે આ પ્રમાણે જ કર્કટી (કાકડીવાચકશબ્દ )વગેરે શબ્દો તે-તે દેશોની અપેક્ષાએ યોનિ વગેરે અર્થમા વપરાય છે આ દેશની અપેક્ષાએ દર્શાવ્યુ કાળની અપેક્ષાએ-જ્યારે ધૃતિ, શ્રદ્ધા અને સહનન શ્રેષ્ઠકક્ષાના હતા, ત્યારે જૈનોમા પ્રાયશ્ચિત્તની વિધિમા 'ષડ્ગુરૂ' શબ્દથી 'એકશો એશી ઉપવાસ' અર્થ કરાતો હતો અત્યારે ધૃતિવગેરે હીન કક્ષાના હોવાથી એ જ "ષડ્ગુરુ" શબ્દનો **જીતકલ્પના** વ્યવહારને અનુસરીને અઠ્ઠમ=ત્રણઉપવાસ અર્થ કરાય છે એ જ પ્રમાણે શાસ્ત્રને અપેક્ષીને પુરાણોમા દ્વાદશીશબ્દથી 'એકાદશી' ગ્રહણ કરાય છે ત્રિપુરાર્ણવમા અલિ (ભ્રમરવાચક )શબ્દથી મદિરાભિષક્ત અન્ન ઇષ્ટ છે અને મૈથનુશબ્દથી મધ અને ઘી ગ્રહણ થાય છે

### નિશ્ચિત અર્થના બોધમા સંકેત સહકારી

**શકા –** આનો અર્થ એમ થયો કે, અર્થનો બોધ કરાવવામા સકેત જ પ્રધાન કારણ છે

**સમાધાન –** એમ નથી શબ્દના સ્વાભાવિક સામર્થ્યની મુખ્યતાથી જ સકેત અર્થ પ્રત્યાયનમા પ્રવર્તે છે કેમકે સઘળા શબ્દો બધા વાચ્યનો બોધ કરાવવાની શક્તિથી યુક્ત છે

**શકા –** તો પછી જુદા-જુદા અર્થના બોધમા જુદા-જુદા શબ્દનો પ્રયોગ શી રીતે ઉપપન્ન થશે ?

१ प्रमाणनयतत्त्वालोकालङ्कारे ४-११ ।

शक्तिपदार्थसमर्थनं ग्रन्थान्तरादवसेयम्। अतोऽन्यथेत्यादि उत्तरार्द्धं पूर्ववत्। प्रतिभाप्रमादस्तु तथा सदसदेकान्ते वाच्यस्य प्रतिनियतार्थविषयत्वे च वाचकस्य उक्तयुक्त्या दोषसद्भावाद् व्यवहारानुपपत्तेः। तदयं समुदायार्थः। सामान्यविशेषात्मकस्य, भावाभावात्मकस्य च वस्तुनः सामान्यविशेषात्मको, भावाभावात्मकश्च ध्वनिर्वाचक इति। अन्यथा=प्रकारान्तरैः पुनर्वाच्यवाचकभावव्यवस्थामातिष्ठमानानां वादिनां प्रतिभैव प्रमाद्यति, न तु तद्भणितयो युक्तिस्पर्शमात्रमपि सहन्ते।

**સમાધાન** – ત્યા સંકેત કામ કરે છે જે દેશ–કાળમાં જે અર્થનુ પ્રતિપાદન કરવામા જે શબ્દની શક્તિને સંકેત સહકારી બને છે, તે દેશ–કાળમા તે અર્થનો તે શબ્દ બોધ કરાવે તાત્પર્ય – સંકેત માત્ર દેશ–કાળાદિને અપેક્ષીને શબ્દની શક્તિને અમુક અર્થમા જ નિયન્ત્રિત કરવામા નિયામક બને છે, અર્થાત શબ્દના અમુક અર્થનો બોધ કરાવવામા જ સહકારી બને છે આ વાતની પુષ્ટિમા સકળ દુર્જયપરવાદીઓને પરાજિત કરનારા પૂજ્યશ્રી દેવસૂરિજી કહે છે –>" શબ્દ સ્વાભાવિક સામર્થ્ય અને સમય(=સંકેત) દ્વારા અર્થનાં બોધમા હેતુ છે" સ્વાભાવિક સામર્થ્ય =શક્તિ શબ્દની શક્તિના વિષયમા "સ્યાદ્વાદરત્નાકર" વગેરે ગ્રંથો જોવા "અતો અન્યથા" વગેરે ઉત્તરપદની વ્યાખ્યા પૂર્વવત્ કરવી આમ વાચ્યને એકાતે સત કે અસત માનવામા તથા વાચકને પ્રતિનિયતાર્થવિષયક જ માનવામા ઉક્તયુક્તિથી વ્યવહાર ઉપપન્ન થઇ શકતો નથી તેથી આવી અસંગત કલ્પનાઓ કરવી એ જ તેઓની = પરવાદીઓની પ્રતિભાનો પ્રમાદ છે સામાન્યવિશેષાત્મક અને ભાવાભાવાત્મક વસ્તુનો સામાન્યવિશેષાત્મક અને ભાવાભાવાત્મક શબ્દ જ વાચક છે આનાથી ભિન્ન પ્રકારે વાચ્ય–વાચકભાવને સ્વીકારનારા વાદીઓની પ્રતિભા સ્ખલિત થાય છે કેમકે તેઓના વચનો યુક્તિના સ્પર્શને પણ સહી શકે તેમ નથી

## પરવાદી સમત વાચ્યવાચકભાવો

**શકા** – પરવાદીઓએ પ્રકારાન્તરથી વાચ્યવાચકભાવની જે કલ્પના કરી છે તે કઇ છે ?

**સમાધાન** – વિજ્ઞાનવાદી બૌદ્ધો માત્ર 'અપોહ' (=ઇતરની વ્યાવૃત્તિ = પરસ્પરપરિહાર)ને જ શબ્દથી વાચ્ય માને છે, જેમ કે નીલત્વધર્મ એ નીલભિન્નની વ્યાવૃત્તિરૂપ જ છે કહ્યુ જ છે કે, *"વિધિવચનથી શબ્દ અને લિગ દ્વારા માત્ર અપોહ જ કહેવાય છે, નહિ કે વસ્તુ"* બીજાઓ માત્ર જાતિ (=સામાન્ય)ને જ શબ્દનો વિષય માને છે કેમકે કોઇ એકસ્થળે જણાયેલી જાતિ જ સર્વત્ર સંકેતનો વિષય બને છે વિશેષ તો અનત હોવાથી એક શબ્દદ્વારા એકસાથે પ્રતીત થઇ ન શકે વળી વિશેષમા સકેત કર્યો હોય, તો તે સકેતની સહાયથી એ શબ્દ તે એક જ વિશેષનો બોધ કરાવી શકે અન્યનો નહિ તેથી એક શબ્દથી સંકેતદ્વારા એકસાથે ત્રૈકાળિક, સર્વગત બોધ માત્ર સામાન્યનો થઇ શકે તેથી શબ્દનો વિષય સામાન્ય છે. વિધિવાદીઓ "વિધિ જ વાક્યાર્થ છે" એમ માને છે (વિધિ=પ્રવૃત્તિજનક વ્યાપાર) કારણ કે અપ્રવૃત્તને વાક્યાર્થવિષયમા પ્રવૃત્તિ કરાવવાનો વાક્યનો સ્વભાવ છે આ વિધિ પણ તે–તે વાદીઓના મતને અનુસારે અનેક પ્રકારે છે (જેમકે, એકમતે લૌકિક અને વૈદિક એમ બે ભેદ અન્યમતે–અપૂર્વવિધિ, નિયમવિધિ અને સખ્યાવિધિ એ મ ત્રણ ભેદ, તેમાં અપૂર્વવિધિ –ઉત્પતિ, વિનિયોગ, પ્રયોગ અને અધિકાર એમ ચાર પ્રકારે છે ઇત્યાદિ) કોઇક મતે પ્રવર્તક હોવાથી વાક્યરૂપ શબ્દ જ વિધિ છે (જેમકે સ્વર્ગની ઇચ્છાવાળાએ અગ્નિહોત્ર યજ્ઞ કરવો) એ વાક્યરૂપ શબ્દનો વ્યાપાર કે જેનુ *"ભાવના"* બીજુ નામ છે તે જ વિધિ છે (પુરુષની અર્થમા પ્રવૃત્તિજનક શબ્દનો વ્યાપાર ભાવના છે ભાવનાના બે ભેદ (૧)શબ્દભાવના

---

१ स्याद्वादरत्नाकरे २–१ इत्यादय ।

**कानि** तानि वाच्यवाचकभावप्रकारान्तराणि परवादिनामिति चेत् ? **एते ब्रूम** अपोह[१] एव शब्दार्थ इत्येके । "*अपोह शब्दलिङ्गाभ्या न वस्तुविधिनोच्यते*[२]" इति वचनात् । **अपरे** सामान्यमात्रमेव शब्दाना गोचर । तस्य क्वचित् प्रतिपन्नस्य, एकरूपतया सर्वत्र सकेतविषयतोपपत्ते । न पुनर्विशेषा । तेषामानन्त्यत कार्त्स्न्येनोपलब्धुमशक्यतया तद्विषयतानुपपत्ते । विधिवादिनस्तु विधिरेव[३] वाक्यार्थ , अप्रवृत्तप्रवर्तनस्वभावत्वात् तस्येत्याचक्षते । विधिरपि तत्तद्वादिविप्रतिपत्त्यानेकप्रकार[४] । **तथाहि** । वाक्यस्य[५] शब्द एव प्रवर्तकत्वाद् विधिरित्येके । तद्व्यापारो भावनापरपर्यायो[६] विधिरित्यन्ये । नियोग[७] इत्यपरे । प्रैषादय[८] इत्येके । तिरस्कृततदुपाधिप्रवर्तनामात्रमित्यन्ये । एव फलतदभिलाषकर्मादयोऽपि वाच्या । एतेषा निराकरण सपूर्वोत्तरपक्ष **न्यायकुमुदचन्द्रा**[९]**दवसेयम्** ॥ इति काव्यार्थ ॥१४॥

---

(२)અર્થભાવના વૈદિક વાક્યો અપૌરુષેય હોઇ 'યજેત' ઇત્યાદિ સ્થળે ક્રિયાપદના અર્થનો બોધ કરાવવો એ શબ્દનો વ્યાપાર છે આ વ્યાપારરૂપ ભાવના શબ્દમા વૃત્તિ છે તે શબ્દભાવના કહેવાય તે શબ્દભાવનાથી ભાવિત પુરુષની યજ્ઞાદિમા જે પ્રવૃત્તિ તે અર્થભાવના છે અનીશ્વરવાદી ભટ્ટમીમાસકનો આ મત છે ) કોઇક નિયોગને વિધિ માને છે (જેનાદ્વારા યજ્ઞાદિમા નિયુક્ત થવાય, તે નિયોગ આના અગ્યારભેદ છે પ્રભાકરનો આ મત છે ) કોઇક પ્રૈષ=તિરસ્કારપૂર્વક પ્રેરણા વગેરેને વિધિ માને છે તો કોઇક '*ભાવનાદિ સર્વઉપાધિથી રહિત એવી માત્ર પ્રવર્તના જ વિધિરૂપ છે*' એમ માને છે કેટલાક '*વિધિના ફળનો અભિલાષ ફળાભિમુખ કર્મ=ક્રિયાવગેરે શબ્દના વિષયો છે*' એમ માને છે આ સર્વેના પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષસહિત નિરાકરણનો બોધ **'ન્યાયકુમુદચદ્ર'** ગ્રથમાથી કરવો ॥૧૪॥



---

१ अतद्व्यावृत्ति । यथा विज्ञानवादिबौद्धमते नीलत्वादिधर्मोऽनीलव्यावृत्तिरूप । २ दिङ्नाग । ३ विधिप्रेरणाप्रवर्तनादिशब्दाभिधेय प्रवृत्त्यनुकूलव्यापार । ४ सामान्यतोऽय विधिद्विविध लौकिक वैदिकश्च । प्रकारान्तरेण विधि त्रिविध अपूर्वविधि नियमविधि सख्याविधिश्च । ५ यद्वाक्य विधायक चोदक स विधि यथा अग्निहोत्र जुहुयात्स्वर्गकाम । ६ भवितुर्भवनानुकूलो भावयितुर्व्यापारविशेष । यथा यजेतेत्यादौ लिङाद्याख्यातार्थो भावना । भाट्टमते शाब्दीभावना आर्थीभावना चेति द्विविधा भावना । 'यजेत स्वर्गकाम इत्यादिवैदिकवाक्ये पुरुषाभावात् शब्दनिष्ठत्वाद् शब्दभावना इत्युच्यते । अर्थभावना तु प्रवृत्त्यादिव्यापाररूपा । ७ नियुक्तोऽहमनेनाग्निष्टोमादिवाक्येनेति निरवशेषो योग । एकादशधा नियोग विद्यानन्दिकृतअष्टसहस्रया व्याख्यात । ८ न्यक्कारपूर्विका प्रेरणा प्रैष । ९ भट्टाकलङ्कदेवकृतलघीयस्त्रयग्रन्थटीकात्मक प्रभाचन्द्रेण प्रणीत ।

इदानीं साङ्ख्याभिमतप्रकृतिपुरुषादितत्त्वाना विरोधावरुद्धत्व ख्यापयन्, तद्बालिशनाविलग्निनानामपरिमितत्व दर्शयति–

चिदर्थशून्या च जडा च बुद्धि शब्दादितन्मात्रजमम्बरादि ।
न बन्धमोक्षौ पुरुषस्य चेति कियज्जडैर्न ग्रथित विरोधि ॥ १५ ॥

*चित्* = चैतन्यशक्ति , आत्मस्वरूपभूता । *अर्थशून्या* = विषयपरिच्छेदविरहिता । अर्थाध्यवसायस्य बुद्धिव्यापारत्वाद् इत्येका कल्पना । *बुद्धिश्च* महत्तत्त्वाख्या । *जडा* = अनवबोधस्वरूपा इति द्वितीया । *अम्बरादि* = व्योमप्रभृतिभूतपञ्चक *शब्दादितन्मात्रजम्* – शब्दादीनि यानि पञ्चतन्मात्राणि सूक्ष्मसज्ञानि, तेभ्यो जातमुत्पन्न, शब्दादितन्मात्रजम् इति तृतीया । अत्र च शब्दो गम्य । *पुरुषस्य* च प्रकृतिविकृत्यनात्मकस्यात्मनो न बन्धमोक्षौ, किन्तु प्रकृतेरेव । तथा च कापिला – *"तस्मान्न बध्यते नापि मुच्यते नापि ससरति कश्चित् । ससरति बध्यते मुच्यते च नानाश्रया प्रकृति ॥"*[1] तत्र *बन्ध* – प्राकृतिकादि । *मोक्ष* – पञ्चविंशतितत्त्वज्ञानपूर्वकोऽपवर्ग इति चतुर्थी । इति शब्दस्य प्रकारार्थत्वाद् – एवप्रकारमन्यदपि विरोधीति विरुद्ध, पूर्वापरविरोधादिदोषाघ्रातम् । जडै=मूर्खै , तत्त्वावबोधविधुरधीभि कापिलै । *कियन्न ग्रथित* – कियद् न स्वशास्त्रेषूपनिबद्धम् । कियदित्यसूयागर्भम् । तत्प्ररूपितविरुद्धार्थाना-मानन्त्येनेयत्तानवधारणात् । इति सक्षेपार्थ ॥

### સાખ્યમત ખડન

**સાં**ખ્યમતે કલ્પેલા પ્રકૃતિ–પુરુષાદિતત્ત્વો વિરોધદોષથી ભરેલા છે તેમ દર્શાવતા તથા આ પ્રમાણે તેઓએ અપરિમિત બાલિશકલ્પનાઓ કરી છે એમ દર્શાવતા કવિ કહે છે

**કાવ્યાર્થ** – 'ચિત્' અર્થશૂન્ય છે તથા 'બુદ્ધિ' જડ છે જ્યારે આકાશવગેરે પાચ તત્ત્વો શબ્દાદિપાચ સૂક્ષ્મ તન્માત્રથી ઉત્પન્ન થયેલા છે વળી પુરુષનો બન્ધ અને મોક્ષ નથી ઇત્યાદિ જડો (સાખ્યમતવાળાઓ)થી કેટલા વિરોધદોષગ્રસ્ત પદાર્થો શાસ્ત્રમા ગુથાયા નથી ? અર્થાત્ તેઓના અપરિમિત પદાર્થો વિરોધદોષગ્રસ્ત છે

### સાંખ્યમતની વિરોધી કલ્પનાઓ

(૧)આત્માની સ્વરૂપભૂત ચિત(=ચૈતન્ય)શક્તિ વિષયના જ્ઞાનથી રહિત છે કેમકે અર્થબોધ કરવાનુ કાર્ય બુદ્ધિનુ છે (૨) બુદ્ધિ (=મહત્તત્ત્વ)નુ સ્વરૂપ જડ છે અર્થાત્ બુદ્ધિ અર્થજ્ઞાનસ્વરૂપવાળી નથી (૩)'તન્માત્ર' એ સૂક્ષ્મની સંજ્ઞા છે આકાશ વગેરે પાચ તત્ત્વો શબ્દવગેરે પાચ તન્માત્રમાથી ઉત્પન્ન થયા છે (૪)પ્રકૃતિ અને વિકૃતિથી ભિન્ન એવા પુરુષનો બધ કે મોક્ષ નથી પરતુ પ્રકૃતિનો બધ અને મોક્ષ છે કાપિલો =સાખ્યોએ કહ્યુ જ છે કે, '*તેથી કોઈ પણ (પુરુષ)બધાતો નથી કે મુક્ત થતો નથી, કે સસારમા પરિભ્રમણ કરતો નથી જુદા–જુદા આશ્રયવાળી પ્રકૃતિ સસારમા પરિભ્રમણ કરે છે, બધાય છે અને મુક્ત થાય છે*" અહી બધ પ્રાકૃતિકવગેરે સમજવા મોક્ષ–પચ્ચીશતત્ત્વના જ્ઞાનપૂર્વકનો અપવર્ગ અહી સાંખ્યદર્શનવાળાઓની આ ચાર વિરોધીકલ્પના સાક્ષાત્ દર્શાવી છે 'इति' શબ્દથીઅન્ય પણ એવી વિરોધી કલ્પનાઓનુ સૂચન થાય છે વિરોધી =પૂર્વાપરવિરોધદોષગ્રસ્ત તત્ત્વ 'કિયત્' પદ અસૂયાગર્ભ છે તત્ત્વાવબોધથી રહિત બુદ્ધિવાળા સાખ્યોએ સ્વ

१ ईश्वरकृष्णविरचितसाङ्ख्यकारिका ६२ ।

व्यासार्थस्त्वयम् । साङ्ख्यमते किल दु खत्रयाभिहतस्य पुरुषस्य तदुपघातहेतुतत्त्वजिज्ञासा उत्पद्यते । आध्यात्मिकमाधिदैविकमाधिभौतिक चेति दु खत्रयम् । तत्राध्यात्मिक द्विविधम् → शारीर मानस च । शारीर वातपित्तश्लेष्मणा वैषम्यनिमित्तम् । मानस कामक्रोधलोभमोहेर्ष्याविषयादर्शननिबन्धनम् । सर्वं चेतदान्तरोपायसाध्यत्वादाध्यात्मिक दु खम् । बाह्योपायसाध्य दु ख द्वेधा आधिभौतिकमाधिदैविक चेति । तत्राधिभौतिक मानुषपशुपक्षिमृगसरीसृपस्थावरनिमित्तम् । आधिदैविक यक्षराक्षसग्रहाद्यावेशहेतुकम् । अनेन दु खत्रयेण रज परिणामभेदेन बुद्धिवर्तिना चेतनाशक्ते प्रतिकूलतया अभिसबन्धो अभिघात ॥

શાસ્ત્રમા પ્રરૂપેલા વિરોધીપદાર્થો અનન્ત હોવાથી તેમનુ માપ નીકળી શકે તેમ નથી એ હેતુથી અહી અસૂયા દર્શાવી છે આ સક્ષેપાર્થ થયો

### સાંખ્યમતે દુ.ખનુ સ્વરૂપ

સૌ પ્રથમ સાખ્યમતનુ સ્વરૂપદર્શન કરાવે છે દુ ખત્રિકથી પીડિતપુરુષને તે દુ.ખના નાશમા હેતુભૂત તત્ત્વજિજ્ઞાસા ઊભી થાય છે અહી દુ ખત્રિક – (૧)આધ્યાત્મિક, (૨)આધિદૈવિક અને (૩)આધિભૌતિક છે એમા શારીરિક અને માનસિક એમ બે ભેદે આધ્યાત્મિક દુ ખ છે શારીરિકદુ.ખમા વાયુ, પિત્ત અને કફની વિષમતા હેતુ છે (૧)કામ, (૨)ક્રોધ, (૩)લોભ, (૪)મોહ, (૫)ઈર્ષ્યા અને (૬)વિષયની અપ્રાપ્તિ આ છથી માનસિકદુ ખ ઉત્પન્ન થાય છે આ બન્ને પ્રકારના દુ ખમા આતરિકઉપાયો=આતરિકકારણો હેતુ છે અથવા, આ બધા દુ ખો આતરિકઉપાયોથી સાધ્ય છે (=ઉપશાત થાય છે )તેથી તેઓ આધ્યાત્મિકદુ ખ કહેવાય છે આધિભૌતિક અને આધિદૈવિક આ બને દુ ખો બાહ્યસાધનથી ઉત્પન્ન થાય છે, અથવા બાહ્ય ઉપાયોથી સાધ્ય છે=દૂર કરી શકાય છે એમા આધિભૌતિક દુ.ખની ઉત્પત્તિમા મનુષ્ય, પશુ, પક્ષી, મૃગ (=વનના પ્રાણીઓ )સર્પ અને સ્થાવરવગેરે હેતુઓ છે આધિદૈવિકદુ'ખમા યક્ષ, રાક્ષસ, ગ્રહવગેરેનો આવેશ કારણ છે બુદ્ધિમા પ્રાદુર્ભૂત થતા આ ત્રણ દુ'ખ રજસ પરિણામના ભેદો છે અને બુદ્ધિમા પ્રતિબિબિત થયેલી ચેતનાશક્તિસાથે પ્રતિકૂળ રૂપે સબધિત થાય છે આ સબધ અભિઘાત કહેવાય છે દુ'ખત્રિકના આ અભિઘાતથી વ્યાકૂળ બનેલા પુરુષને તત્ત્વજિજ્ઞાસા થાય છે

### સાખ્યમત કલ્પિત તત્ત્વો

સાખ્યમતે તત્ત્વ પચ્ચીશ છે તે આ પ્રમાણે→ (૧)અવ્યક્ત (પ્રકૃતિ), (૨)મહત્ (બુદ્ધિ), (૩)અહંકાર, (૪ થી ૮)શબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગન્ધ (પાચ તન્માત્ર)(૯ થી ૧૩)શ્રોત્ર, સ્પર્શ, ચક્ષુ, રસના અને ઘ્રાણ (પાચ બુદ્ધિઈન્દ્રિય) (૧૪ થી ૧૮) વાક્ (વચન) હાથ, પગ, પાયુ (=ગુદા) અને ઉપસ્થ (લિગ) (આ પાચ કર્મઈન્દ્રિય)(૧૯)મન (૨૦ થી ૨૪)આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી (આ પાચ મહાભૂત) અવ્યક્તને છોડીને બાકીના ત્રેવીશ વ્યક્ત છે તથા પચ્ચીશમુ તત્ત્વ ચિત્(=ચૈતન્ય)સ્વરૂપ પુરુષ છે ઈશ્વરકૃષ્ણે કહ્યુ છે → *'સ્વય અવિકારમય એવી પ્રકૃતિ સર્વતત્ત્વોનુ મૂળ છે મહત્વગેરે સાત (મહત્ , અહંકાર અને પાચ તન્માત્ર) તત્ત્વો અવ્યક્તના વિકાર હોવાથી વિકૃતિ છે ,અને સોળ તત્ત્વોના કારણ હોવાથી પ્રકૃતિ છે જ્યારે સોળ તત્ત્વો માત્ર વિકૃતિરૂપ છે , પણ કોઈ પણ તત્ત્વની પ્રકૃતિરૂપ નથી* (અહી પાચ તન્માત્ર અને ઈન્દ્રિયોની પ્રકૃતિ અહંકાર છે અને તે જ અહંકાર બુદ્ધિની વિકૃતિ છે પાચ તન્માત્ર પાચભૂતોની પ્રકૃતિ અને અહંકારની વિકૃતિ છે બુદ્ધિ મૂળપ્રકૃતિની વિકૃતિ છે ) *પુરુષ પ્રકૃતિરૂપ પણ નથી અને વિકૃતિરૂપ પણ નથી "*

સત્ત્વગુણ પ્રીતિઆત્મક અને લાઘવધર્માત્મક છે રજસગુણ અપ્રીતિસ્વરૂપ અને ઉપષ્ટમ્ભધર્માત્મક છે તથા

तत्त्वानि पञ्चविंशति । तद्यथा अव्यक्तम् एकम् । महदहङ्कारपञ्चतन्मात्रैकादशेन्द्रियपञ्चमहाभूतभेदात् त्रयोविंशतिविधं व्यक्तम् । पुरुषश्चिद्रूप इति । तथा च ईश्वरकृष्णः – *"मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त । षोडशकश्च विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः ॥"*[1] प्रीत्यप्रीतिविषादात्मकाना लाघवोपष्टम्भगौरवधर्माणा परस्परोपकारिणा त्रयाणा गुणाना सत्त्वरजस्तमसा साम्यावस्था प्रकृतिः । प्रधानमव्यक्तमित्यनर्थान्तरम् । तच्च अनादिमध्यान्तमनवयवं साधारणमशब्दमरूपमस्पर्शमगन्धमव्ययम् । प्रधानाद् बुद्धिर्महदित्यपरपर्यायोत्पद्यते । योऽयमध्यवसायो गवादिषु प्रतिपत्तिः –एवमेतद् नान्यथा, गौरेवायं नाश्वः, स्थाणुरेष नायं पुरुष इत्येषा बुद्धिः । तस्यास्त्वष्टौ रूपाणि । धर्मज्ञानवैराग्यैश्वर्यरूपाणि चत्वारि सात्त्विकानि । अधर्मादीनि तु तत्प्रतिपक्षभूतानि चत्वारि तामसानि ॥

તમસગુણ વિષાદસ્વરૂપ અને ગૌરવધર્મમય છે આ ત્રણે ગુણરૂપ છે અને પરસ્પર ઉપકારી છે આ ત્રણે ગુણોની ન્યૂનાધિકતાથી રહિત જે સામ્યઅવસ્થા છે તે જ પ્રકૃતિ છે પ્રધાન અને અવ્યક્ત એ તેના જ નામાન્તર છે આ પ્રધાનતત્ત્વ આદિ, મધ્ય અને અંત વિનાનુ અર્થાત્ કૂટસ્થનિત્ય છે તથા નિરવયવ છે (પરદર્શનમતે બધા નિત્યપદાર્થો નિરવયવ હોય છે )તથા સાધારણ છે વળી તે શબ્દ, રૂપ, સ્પર્શ, ગંધ વિનાનુ છે તથા અવ્યય છે (અર્થાત્ સ્વસ્વરૂપમાથી ક્યારેય પણ ચલિત થવાનુ નથી મૂળસાખ્યકારો દરેક આત્મા પ્રતિ ભિન્ન ભિન્ન પ્રકૃતિ માને છે જ્યારે ઉત્તરકાલિન સાખ્યકારો સર્વઆત્મા પ્રતિ એક જ નિત્યપ્રકૃતિને માને છે )પ્રકૃતિ અને પુરુષના સંયોગથી સૃષ્ટિનુ સર્જન થાય છે તેથી હવે સૃષ્ટિક્રમ દર્શાવાય છે → પ્રધાનમાથી બુદ્ધિ=મહત્નો પ્રાદુર્ભાવ થાય છે 'આ ગાય જ છે, અશ્વ નથી' 'સ્થાણુ (ઠૂઠુ) જ છે પુરુષ નથી' ઇત્યાદિ જે નિશ્ચયાત્મકબોધ=પ્રત્યય=અધ્યવસાય છે તે જ બુદ્ધિ છે આ બુદ્ધિના આઠ રૂપ છે એમા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય આ ચાર સાત્ત્વિકરૂપ છે જ્યારે અધર્મ, અજ્ઞાન, વિષયાભિલાષ અને અનૈશ્વર્ય આ ચાર તામસિકરૂપ છે (મતિ–પ્રજ્ઞા–સંવિત્તિ, ખ્યાતિ, ચિત્તિ, સ્મૃતિ આસુરીવગેરે બુદ્ધિના નામાન્તરો છે )

## અહંકારાદિની ઉત્પત્તિનિરૂપણ

બુદ્ધિમાથી અહંકાર પ્રગટ થાય છે 'હુ શબ્દ સાભળુ છું' 'સ્પર્શ કરૂ છું' 'રૂપનુ દર્શન કરૂ છું' 'ગંધને સૂઘુ છું' 'રસને ચાખુ છુ' 'હુ સ્વામી છું' 'ઇશ્વર છુ' 'આ મારાથી હણાયો છે' 'સત્ત્વવાન્ હુ આને હણીશ' ઇત્યાદિપ્રત્યયાત્મક અભિમાન અહંકારનુ સ્વરૂપ છે (વિકૃત, અસ્મિતા વગેરે તેના પર્યાયવાચી નામો છે )આ અહંકારથી શબ્દાદિ પાચ અવિશેષરૂપ તન્માત્ર ઉત્પન્ન થાય છે તન્માત્ર = સૂક્ષ્મ શબ્દતન્માત્રથી માત્ર શબ્દનો જ ઉપલભ થાય શબ્દના ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, કમ્પિત, ષડ્જ વગેરે વિશેષસ્વરૂપનો બોધ શબ્દવિશેષથી જ થાય છે શબ્દતન્માત્રથી નહિ આ જ પ્રમાણે સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ, તન્માત્રોમા પણ ઘટાવવુ અભિમાનનુ આ એક કાર્ય થયુ અભિમાનમાથી બીજી સૃષ્ટિ અગ્યાર ઇન્દ્રિયોની થાય છે એમા ચક્ષુ, શ્રવણ, ઘ્રાણ, રસન અને ત્વક્ આ પાચ બુદ્ધિઇન્દ્રિય છે વાક્, પાણિ=હાથ, પગ, પાયુ અને ઉપસ્થ આ પાચ કર્મઇન્દ્રિય છે અને અગ્યારમી ઇન્દ્રિય મન છે

## મહાભૂતવગેરેની ઉત્પત્તિ

પાચ મહાભૂતની ઉત્પત્તિ પાચતન્માત્રમાથી થાય છે તે આ પ્રમાણે→ શબ્દતન્માત્રથી આકાશ ઉત્પન્ન થાય છે અને તેનો ગુણ શબ્દ છે શબ્દ અને સ્પર્શ તન્માત્રથી વાયુ ઉત્પન્ન થાય છે શબ્દ અને સ્પર્શ તેના ગુણ છે શબ્દ, સ્પર્શ અને રૂપ તન્માત્રથી તેજસ્ ઉત્પન્ન થાય છે શબ્દ, સ્પર્શ અને રૂપ તેના ગુણ છે શબ્દાદિત્રણ અને રસ તન્માત્રથી જળ ઉત્પન્ન થાય છે શબ્દાદિત્રણ અને રસ એના ગુણો છે શબ્દાદિચાર અને ગન્ધ

१ साङ्ख्यकारिका ३ ।

बुद्धे अहकार । स च अभिमानात्मक । अह शब्देऽह स्पर्शेऽह रूपेऽह गन्धेऽह रसेऽह स्वामी, अहमीश्वर, असौ मया हत, ससत्त्वोऽहममु हनिष्यामी' त्यादिप्रत्ययरूप । तस्मात् पञ्चतन्मात्राणि शब्दतन्मात्रादीनि अविशेषरूपाणि सूक्ष्मपर्यायवाच्यानि। शब्दतन्मात्राद् हि शब्द एवोपलभ्यते, न पुनरुदात्तानुदात्तस्वरितकम्पितषड्[1]-जादिभेदा । षड्जादय शब्दविशेषादुपलभ्यन्ते । एव स्पर्शरूपरसगन्धतन्मात्रेष्वपि योजनीयमिति । तत एव चाहङ्कारादेकादशेन्द्रियाणि च । तत्र चक्षु, श्रोत्र, घ्राण, रसन, त्वगिति पच बुद्धीन्द्रियाणि । वाक्पाणिपादपायूपस्था पञ्च कर्मेन्द्रियाणि । एकादश मन इति ॥

पञ्चतन्मात्रेभ्यश्च पञ्चमहाभूतान्युत्पद्यन्ते । **तद्यथा** → शब्दतन्मात्रादाकाश शब्दगुणम् । शब्दतन्मात्रसहितात् स्पर्शतन्मात्राद् वायु शब्दस्पर्शगुण । शब्दस्पर्शतन्मात्रसहिताद् रूपतन्मात्रात् तेज शब्दस्पर्शरूपगुणम् । शब्दस्पर्शरूपतन्मात्रसहिताद् रसतन्मात्रादाप शब्दस्पर्शरूपरसगुणा । शब्दस्पर्शरूपरसतन्मात्रसहिताद् गन्धतन्मात्रात् शब्दस्पर्शरूपरसगन्धगुणा पृथिवी जायत इति ॥ पुरुषस्तु → *"अमूर्तश्चेतनो भोगी नित्य सर्वगतोऽक्रिय । अकर्ता निर्गुण सूक्ष्म आत्मा कापिलदर्शने ॥"* इति । अन्धपङ्गुवत् प्रकृतिपुरुषयो सयोग ।

તન્માત્રથી પૃથ્વી ઉત્પન્ન થાય છે શબ્દાદિચાર અને ગન્ધ તેના ગુણો છે પુરુષ તો *'અમૂર્ત (=અરૂપી) ચેતન, ભોકતા, નિત્ય, સર્વગ (સર્વવ્યાપી) નિષ્ક્રિય, અકર્તા નિર્ગુણ તથા સૂક્ષ્મ છે એમ કાપિલદર્શનમા બતાવ્યુ છે"* આધળા અને લગડાના સયોગ જેવો પુરુષ અને પ્રકૃતિનો સયોગ છે અહી પ્રકૃતિ અધ જેવી અને પુરુષ લગડા જેવો સમજવા

## વિષયબોધની પ્રક્રિયા

ચૈતન્યશક્તિ સ્વય વિષયનો બોધ કરવા સમર્થ નથી ઇન્દ્રિયો દ્વારા સુખ દુ ખવગેરે બુદ્ધિમા પ્રતિસકાન્ત થાય છે બુદ્ધિ પોતે ઉભયમુખ દર્પણ જેવી છે અર્થાત્ બુદ્ધિ–જેમા બન્ને બાજુ રહેલા પદાર્થનુ પ્રતિબિબ પડી શકે, એવા–અરિસા જેવી છે તેમા એક બાજુથી સુખાદિનુ પ્રતિબિબ પડે છે અને બીજી બાજુથી ચૈતન્યશક્તિનુ પ્રતિબિબ પડે છે તેથી જાણે ચિત્શક્તિમા સુખદુ ખાદિનુ પ્રતિબિબ પડતુ ન હોય ! એવુ ભાસે છે અને તેથી 'હુ સુખી છુ' 'દુ ખી છુ' ઇત્યાદિ ઉપચાર થાય છે કારણ કે આત્મા 'બુદ્ધિથી પોતે અભિન્ન છે' એવુ અભિમાન (મિથ્યાભાન) રાખે છે **પતજલિએ** કહ્યુ છે કે, *'આત્મા પોતે શુદ્ધ છે, પરતુ બુદ્ધિમા ઉત્પન્ન થતા પ્રત્યયોને જૂએ છે અને તે વખતે પોતે તે બુદ્ધિથી ભિન્ન હોવા છતા પોતાને બુદ્ધિઆત્મક કલ્પી લે છે'* તેથી આત્મા "મને સુખાદિનુ જ્ઞાન થયુ" વગેરે માની લે છે મુખ્યતયા તો વિષયપરિચ્છેદ બુદ્ધિનુ જ કાર્ય છે **વાચસ્પતિએ** કહ્યુ જ છે કે, *"લોકવ્યવહાર કરનાર બધા એમ વિચારીને કાર્ય કરે છે કે 'ચોક્કસ હુ (આત્મા) અહી અધિકારી છુ' અને આવા અભિમાનથી "મારુ આ કર્તવ્ય છે" એવો અધ્યવસાય કરે છે, અને તેથી તે કાર્ય કરવા પ્રવૃત્ત થાય છે આ વાત લોકસિદ્ધ છે અહી જે કર્તવ્ય તરીકેનો નિશ્ચય થયો તે ચૈતન્યના સાનિધ્યથી ચૈતન્યને પામેલી બુદ્ધિનો અધ્યવસાય છે અને તે બુદ્ધિનો અસાધારણ વ્યાપાર છે"* ચિત્શક્તિના સન્નિધાનથી અચેતન એવી પણ બુદ્ધિ ચેતનાવાળી હોય તેમ ભાસે છે આ વિષયમા **વાદમહાર્ણવગ્રથ** સાક્ષી છે *"બુદ્ધિરૂપી દર્પણમા અર્થનુ પ્રતિબિબ પડે છે અને તે સર્વ બીજા દર્પણતુલ્ય પુરુષમા પ્રતિબિબિત થાય છે, તેથી આત્માને 'હુ સુખ ભોગવુ છુ' વગેરેરૂપ ભોક્તૃત્વનો ભાસ થાય છે આ જ તેનુ ભોક્તૃત્વ છે વાસ્તવમા તો આત્મામા કોઇ વિકારની આપત્તિ જ નથી"* **આસુરિએ** કહ્યુ છે કે–*'જે પ્રમાણે સ્વચ્છ જળમા ચદ્રનુ પ્રતિબિબ પડે છે, એ પ્રમાણે ચૈતન્યથી ભિન્ન એવી બુદ્ધિમા ચૈતન્યનુ પ્રતિબિબ પડે છે અને તે પુરૂષનો ભોગ છે એમ કહેવાય*

१ षड्जऋषभगान्धारा मध्यम पचमस्तथा । धैवतो निषेध सप्त तन्त्रीकण्ठोद्भवा स्वरा । अभिधानचिन्तामणौ ६ । ३७ ।

चिच्छक्तिश्च विषयपरिच्छेदशून्या । यत इन्द्रियद्वारेण सुखदु खादयो विषया बुद्धौ प्रतिसक्रामन्ति । बुद्धिश्चोभयमुखदर्पणाकारा । ततस्तस्या चतन्यशक्ति प्रतिविम्बते । तत सुख्यह दु खयहमित्युपचार । आत्मा हि स्व बुद्धेरव्यतिरिक्तमभिमन्यते[१] । आह च पतञ्जलि – *"शुद्धोऽपि पुरुष प्रत्यय बौद्धमनुपश्यति तमनुपश्यन् अतदात्मापि तदात्मक इव प्रतिभासते"* इति । मुख्यतस्तु बुद्धेरेव विषयपरिच्छेद । तथा च वाचस्पति – *"सर्वो व्यवहर्ता आलोच्य नन्वहमत्राधिकृत इत्यभिमत्य कर्तव्यमेतन्मया इत्यध्यवस्यति । ततश्च प्रवर्तते इति लोकत सिद्धम् । तत्र कर्तव्यमिति योऽय निश्चयश्चितिसन्निधानापन्नचतन्याया बुद्धे सोऽध्यवसायो बुद्धेरसाधारण व्यापार"*[२] इति । चिच्छक्तिसन्निधानाच्चाचेतनापि बुद्धिश्चेतनावतीवाभासते । वादमहार्णवोऽप्याह[३] – *"बुद्धिदर्पणसक्रान्तमर्थप्रतिबिम्बक द्वितीयदर्पणकल्पे पुरुष्यध्यारोहति । तदेव भोक्तृत्वमस्य न त्वात्मनो विकारापत्ति ।"* इति । तथा चासुरि[४] – *"विविक्ते दृक्परिणतो बुद्धौ भोगोऽस्य कथ्यते । प्रतिविम्बोदय स्वच्छे यथा चन्द्रमसोऽम्भसि ॥"* विन्ध्यवासी त्वेव भोगमाचष्टे– *"पुरुषोऽविकृतात्मैव स्वनिर्भासमचेतनम् । मन करोति सान्निध्यादुपाधि स्फटिक यथा ।"* न च वक्तव्यम् पुरुषश्चेदगुणोऽपरिणामी कथमस्य मोक्ष ? मुचेर्बन्धनविश्लेषार्थत्वात् सवासनाक्लेशकर्माशयाना च बन्धसमाम्नाताना पुरुषेऽपरिणामिन्यसम्भवात् । अत एव नास्य प्रेत्यभावापरनामा ससारोऽस्ति, निष्क्रियत्वादिति । यत प्रकृतिरेव नानापुरुषाश्रया सती बध्यते, ससरति, मुच्यते च, न पुरुष इति बन्धमोक्षससार पुरुष उपचर्यन्ते । यथा जयपराजयौ भृत्यगतावपि स्वामिन्युपचर्येते, तत्फलस्य कोशलाभादे स्वामिनि सबन्धात्, तथा भोगापवर्गयो प्रकृतिगतयोरपि विवेकाग्रहात् पुरुषे सबन्ध इति ॥

---

છે ' (વાસ્તવમા જળમા ચંદ્રનુ પ્રતિબિબ પડે છે તે જળનો વિકાર છે ચદ્રનો નહિ તેમ અહીં પણ આ પ્રતિબિબ પડે છે ત્યા બુદ્ધિનો વિકાર છે પુરુષનો નહિ) વિન્ધ્યવાસી પુરુષના ભોગનુ સ્વરૂપ આ પ્રમાણે બતાવે છે *"પુરુષ તો અવિકારી જ છે પરન્તુ અચેતન મન પોતાના સાનિધ્યથી આત્માને સ્વતુલ્ય વિકારી બનાવે છે જેમકે જપાકુસુમવગેરે ઉપાધિઓ પોતાના સાનિધ્યથી નિર્મળ સ્ફટિકને સ્વતુલ્ય લાલ-પીળા રગનુ બનાવી દે છે"*

## બધ-મોક્ષનુ સ્વરૂપ

**શકા** – પુરુષ જો નિર્ગુણ અને અપરિણામી (=અવિકારી)હોય, તો તેનો મોક્ષ કહેવો અસગત છે કેમકે 'મુચ્' ધાતુનો અર્થ છે 'બધનમાથી છૂટકારો' વાસના, કલેશ અને કર્માશય બન્ધસ્વરૂપ છે આ ત્રણનો અપરિણામી પુરુષમા સભવ જ નથી, (કેમકે તેઓને પામીને પણ પુરુષમાં વિકાર ઉત્પન્ન થતો નથી. કેમકે પુરુષ પોતાના અનાદિકાલીન કૂટસ્થ એક સ્વરૂપમાં જ રહે છે ) તેથી જ આત્માનો પરલોક=સંસાર પણ નથી કેમ કે આત્મા નિષ્ક્રિય છે બન્ધ છે તો સસાર છે બન્ધ નથી તો સસાર નથી અને તેમાથી છૂટકારારૂપ મોક્ષ પણ નથી

**સમાધાન** – તમારી વાત સાચી છે પુરુષનો વસ્તુત બન્ધ, સંસાર કે મોક્ષ નથી એમ અમે માનીએ છીએ

**શકા** – તો પછી પુરુષનો બન્ધ અને મોક્ષ કહેવાય છે તે તમારા મતે અનુપપન્ન થશે

**સમાધાન** – જુદા-જુદા પુરુષરૂપ આશ્રયમા રહેવાવાળી પ્રકૃતિનો જ બધ, સસાર અને મોક્ષ મુખ્યરૂપે છે પુરુષમા પ્રકૃતિના સંગથી પ્રકૃતિગત બન્ધાદિનો ઉપચાર કરીને તેનો બન્ધ, મોક્ષ અને સંસાર કહેવાય છે જેમ કે યુદ્ધમા સેવકનો જય કે પરાજય થાય તો તે સ્વામીનો જય કે પરાજય કહેવાય છે, કેમકે ભડારનો લાભવગેરે

---

१ व्यासभाष्ये । २ साख्यतत्त्वकौमुद्या । ३ साख्यग्रन्थविशेष । जैनाचाय अभयदेवसूरिरपि वादमहार्णवनामग्रन्थ कृतवान् । ४ अय साख्याचाय ईश्वरकृष्णगुरुपरम्परायामुपलभ्यते ।

तदेतदखिलमालजालम्। चिच्छक्तिश्च विषयपरिच्छेदशून्या चेति परस्परविरुद्ध वच। *'चिती सज्ञाने'*। चेतन चित्यते वानयेति चित्। सा चेत् स्वपरपरिच्छेदात्मिका नेष्यते, तदा चिच्छक्तिरेव सा न स्यात्, घटवत्। न चामूर्तायाश्चिच्छक्तेर्बुद्धौ प्रतिविम्बोदयो युक्त। तस्य मूर्तधर्मत्वात्। न च तथा परिणाममन्तरेण प्रतिसक्रमोऽपि युक्त। कथञ्चित् सक्रियात्मकताव्यतिरेकेण प्रकृत्युपधानेऽप्यन्यथात्वानुपपत्ते, अप्रच्युतप्राचीनरूपस्य च सुखदु खादि-भोगव्यपदेशानर्हत्वात्। तत्प्रच्यवे च प्राक्तनरूपत्यागेनोत्तररूपाध्यासिततया सक्रियत्वापत्ति। स्फटिकादावपि तथापरिणामेनैव प्रतिविम्बोदयसमर्थनात्, अन्यथा कथमन्धोपलादौ न प्रतिविम्ब। तथापरिणामाभ्युपगमे च बलादायात चिच्छक्ते कर्तृत्व साक्षाद्भोक्तृत्व च ॥

સ્વામીને પ્રાપ્ત થાય છે તેમ અહી પણ અવિવેકથી ( પુરુષ-પ્રકૃતિના વિવેક=વિભાગનો ગ્રહ=બોધ ન થવાથી ) પ્રકૃતિવિષયક ભોગ, સસાર અને અપવર્ગનો સબધ પુરુષમા કરવામા આવે છે આમ પુરુષનો જે બન્ધ-મોક્ષ કહેવાય છે તે ઉપચાર છે વાસ્તવમા પુરુષનો બધ કે મોક્ષ નથી આ પ્રમાણે સાખ્યદર્શનનુ સ્વરૂપ અને તે દર્શનની માન્યતા દર્શાવી

### ચિત્શક્તિની વિષય અપરિચ્છેદક્તા અસગત

પરતુ આ સર્વસ્વરૂપ અને માન્યતા વ્યર્થ માયાજાલ છે તે આ પ્રમાણે→ (૧)ચૈતન્યશક્તિ, વિષયના બોધથી રહિત હોય, આ વાત પરસ્પરવિરુદ્ધ છે 'ચિતી' ધાતુ-'જાણવુ' અર્થમા છે જાણવુ = ચિત્ અથવા જેના દ્વારા બોધ પમાય તે ચિત્. હવે જો ઘડાની જેમ આ શક્તિ સ્વ-પરના બોધરૂપ ન હોય, તો તે ચિત્શક્તિ જ ન કહેવાય અર્થાત્ ચિત્શક્તિ એટલે જ્ઞાનશક્તિ અને જ્ઞાન સ્વ-પરપ્રકાશક છે, તે વાત પૂર્વે સિદ્ધ કરી ગયા છીએ તેથી જે સ્વ-પરના જ્ઞાનરૂપ ન હોય તેને જ્ઞાનસ્વરૂપ=ચિત્શક્તિ શી રીતે કહી શકાય ? ઘડો પોતે સ્વપરનો પ્રકાશક નથી, તો તેને 'ચિત્શક્તિ' કહી શકાતો નથી કારણ કે ચિત્શક્તિ એ (જ્ઞાનક્રિયારૂપ અર્થ=અભિધેયના યોગના કારણે) યૌગિક નામ છે, રૂઢ નામ નથી

### બુદ્ધિમા પ્રતિબિબોદય અસિદ્ધ

(૨)વળી તમે જે દર્શાવ્યુ કે ચિત્શક્તિનુ બુદ્ધિમા પ્રતિબિબ પડે છે, તે પણ અસગત છે કેમકે ચિત્શક્તિ પુરુષનુ સ્વરૂપ છે અને અમૂર્ત છે અમૂર્ત (=અરૂપી)પદાર્થનો રૂપીપદાર્થમા પ્રતિબિબોદય અસભવિત છે, કેમકે 'પ્રતિબિબ' એ મૂર્તપદાર્થનો ગુણ છે વળી જો આત્મા પોતે તેવા પરિણામને પામે નહિ, તો બુદ્ધિમા સકાન્ત થયેલા અર્થોનો દ્વિતીયદર્પણકલ્પ આત્મામા પ્રતિસક્રમ થઇ ન શકે જો આત્મા કઇક અશે પણ તે પ્રતિબિબ ઝીલવા સક્રિય ન બને, તો પ્રકૃતિના સન્નિધાનથી પણ તેમા આવા પ્રતિબિબ પડી ન શકે

શકા - નિષ્ક્રિય આત્મામા આ પ્રતિસક્રમરૂપ ભોગ શા માટે અનુપપન્ન બને ?

સમાધાન :- આત્મા નિષ્ક્રિય રહે એનો અર્થ એ થયો કે, આત્મા પોતાના પૂર્વના ભોગરહિતના સ્વરૂપનો ત્યાગ કરવા તૈયાર નથી અને જો એ અવસ્થાનો એ ત્યાગ ન કરે તો તેના સુખદુ.ખાદિ ભોગનો જે વ્યપદેશ કરાય છે તે થઇ ન શકે

શકા - અહી જે વ્યપદેશ છે એ માત્ર બુદ્ધિના પ્રતિસંક્રમના કારણે ઉપચારથી છે પ્રાચીનસ્વરૂપના ત્યાગ વિના પણ તે ઉપચાર ઉપપન્ન છે

સમાધાન - ઉપચાર પણ ત્યાં ઉપપન્ન થાય, જ્યા વિરુદ્ધધર્મનો અધ્યાસ ન હોય; ક્યારેય કાયરપુરુષમા સિંહનો ઉપચાર થતો નથી અહી તો આત્મા પ્રાચીન 'અભોક્તૃત્વ' સ્વરૂપ વિરૂદ્ધધર્મથી અધ્યાસિત છે તેથી અહી તેવો ઉપચાર પણ અસંગત ઠરે છે

अथ *"अपरिणामिनी भोक्तृशक्तिरप्रतिसंक्रमा च परिणामिन्यर्थे प्रतिसंक्रान्तेव तद्वृत्तिमनुभवति"* इति पतञ्जलिवचनादौपचारिक एवायं प्रतिसंक्रम इति चेत् ? तर्हि *"उपचारस्तत्त्वचिन्तायामनुपयोगी"* इति प्रेक्षावतामनुपादेय एवायम्। तथा च प्रतिप्राणिप्रतीतं सुखदुःखादिसंवेदनं निराश्रयमेव स्यात्। न चेदं बुद्धेरुपपन्नं, तस्या जडत्वेनाभ्युपगमात्। अतएव जडा च बुद्धिः इत्यपि विरुद्धम्। न हि जडस्वरूपायां बुद्धौ विषयाध्यवसायः साध्यमानः साधीयस्तां दधाति। ननूक्तमचेतनापि बुद्धिश्चिच्छक्तिसांनिध्याच्चेतनावतीवावभासत इति। सत्यमुक्तमयुक्तं तूक्तम्। न हि चैतन्यवति पुरुषादौ प्रतिसंक्रान्ते दर्पणस्य चैतन्यापत्तिः। चैतन्याचैतन्ययोरपरावर्तिस्वभावत्वेन शक्रेणाप्यन्यथाकर्तुमशक्यत्वात्। किञ्च, अचेतनापि चेतनेव प्रतिभासत इति इवशब्देनारोपो ध्वन्यते। न चारोपोऽर्थक्रियासमर्थः। न खल्वतिकोपनत्वादिना समारोपिताग्नित्वो माणवकः कदाचिदपि मुख्याग्निसाध्यां दाहपाकाद्यर्थक्रियां कर्तुमीश्वरः। इति चिच्छक्तिरेव विषयाध्यवसायो घटते न जडरूपाया बुद्धेरिति। अत एव धर्माद्यष्टरूपतापि तस्या वाङ्मात्रमेव, धर्मादीनामात्मधर्मत्वात्। अत एव चाहङ्कारोऽपि न बुद्धिजन्यो युज्यते, तस्याभिमानात्मकत्वेनात्मधर्मस्याचेतनादुत्पादायोगात् ॥

શંકા.– જો એમ હોય, તો આત્મા પોતાના પ્રાચીન અભોક્તૃત્વસ્વભાવનો ત્યાગ કરે છે એમ માનવાથી પૂર્વોક્તદોષનો નિકાલ થઇ જશે.

સમાધાન – પૂર્વસ્વભાવનો ત્યાગ અને ઉત્તરસ્વભાવનો સ્વીકાર પણ ક્રિયારૂપ છે. આત્મા અક્રિય હોય તો તેનામા આ ક્રિયાઓ પણ સંભવે નહિ, તેથી પૂર્વસ્વભાવનો ત્યાગ અને ઉત્તરસ્વભાવનુ ગ્રહણ પણ આત્માને સક્રિય માનવાથી જ ઉપપન્ન થાય છે. આ વિષયમા સ્ફટિકનુ જે દૃષ્ટાન્ત છે તે પણ આ વાતનુ જ સમર્થન કરે છે. કેમકે સ્ફટિકમા પણ તેવા પરિણામ દ્વારા જ પ્રતિબિંબનો ઉદય થઇ શકે. જો એમ ન હોય તો પથ્થરમા પણ શા માટે પ્રતિબિંબ ન પડે? તેથી સ્ફટિકના દૃષ્ટાંતથી ચિતશક્તિમા તેવો પરિણામ માનવામા આવે તો બળાત્કારે પણ તેમા કર્તૃત્વ અને ભોક્તૃત્વ સ્વીકારવુ જ જોઇએ.

### ઉપચાર તત્ત્વવિચારણામા અનુપયોગી

**પૂર્વપક્ષ**:– *'ભોક્તૃશક્તિ=ચિતશક્તિ અપરિણામી અને પ્રતિસંક્રમ વિનાની છે. છતા તે પરિણામી અર્થમા =બુદ્ધિમા પ્રતિસંક્રાન્ત થાય છે, ત્યારે બુદ્ધિના આકારને (=પરિણામને) પ્રાપ્ત કરે છે અને તેની વૃત્તિને અનુભવે છે'* આવા પ્રકારના પતંજલિના વચનથી અહીં જે પ્રતિસંક્રમ બતાવ્યો છે, તે ઔપચારિક જ છે.

**સમાધાન** – તત્ત્વ (=વાસ્તવિકસ્વરૂપ)ના વિચારમા ઉપચાર અનુપયોગી છે, (કેમકે તે તત્ત્વનો નિર્દેશ કરવામાં તથા અર્થક્રિયામા સમર્થ નથી,) તેથી બુદ્ધિમાન પુરુષો આ ઉપચારને ઉપાદેય ગણતા નથી. અત. તમારા મતનો સ્વીકાર કરવાથી દરેક જીવમા પ્રત્યક્ષસિદ્ધ સુખદુઃખઆદિ અનુભવ નિરાશ્રય થઇ જશે.

**શંકા** – સુખ–દુઃખાદિના આશ્રયતરીકે સક્રિય પરિણામી બુદ્ધિને સ્વીકારવાથી આ (નિરાશ્રયની) આપત્તિ ટળી જશે.

**સમાધાન** – બુદ્ધિને સુખાદિના આશ્રયરૂપે માની ન શકાય, કેમકે તે જડ છે. અને સુખવગેરે ચેતનના ગુણો છે. એ સર્વસમત છે.

### બુદ્ધિની જડતા વિરુદ્ધદોષગ્રસ્ત

તેથી જ બુદ્ધિ જડ છે એ વાત પણ વિરુદ્ધદોષથી યુક્ત છે. બુદ્ધિ જો જડસ્વરૂપ હોય, તો 'આ બુદ્ધિમા વિષયનો

१ पातञ्जलयोगसूत्रोपरि व्यासभाष्य ४।२२।

अम्बरादीना च शब्दादितन्मात्रजत्व प्रतीतिपराहतत्वेनेव विहितोत्तरम् । अपि च, सर्ववादिभिस्तावदविगानेन गगनस्य नित्यत्वमङ्गीक्रियते । अय च शब्दतन्मात्रात् तस्याप्याविर्भावमुद्भावयन्नित्यैकान्तवादिना च धुरि आसन न्यासयन्नसगतप्रलापीव प्रतिभाति । न च परिणामिकारण स्वकार्यस्य गुणो भवितुमर्हतीति *"शब्दगुणमाकाशम्"* इत्यादि वाङ्मात्रम्। वागादीना चेन्द्रियत्वमेव न युज्यते, इतरासाध्यकार्यकारित्वाभावात्, परप्रतिपादनग्रहणविहरणमलोत्सर्गादिकार्याणामितरावयवैरपि साध्यत्वोपलब्धे । तथापि तत्त्वकल्पने इन्द्रियसख्या न व्यवतिष्ठते, अन्याङ्गोपाङ्गादीनामपीन्द्रियत्वप्रसङ्गात् ।

અધ્યવસાય પ્રગટે છે ' એમ સિદ્ધ થઇ શકે નહિ

**પૂર્વપક્ષ** – 'જડ પણ બુદ્ધિ ચિત્શક્તિના સાન્નિધ્યથી ચેતનાયુક્ત જેવી ભાસે છે ' એમ પૂર્વે નિર્દેશ કર્યો જ છે

**ઉત્તરપક્ષ** – પૂર્વે એ નિર્દેશ કર્યો છે તે વાત સાચી છે પરતુ તે નિર્દેશ અસગત છે ચૈતન્યવાન પુરુષ દર્પણમા પ્રતિબિબિત થાય એટલામાત્રથી કઇ દર્પણ પણ ચૈતન્યયુક્ત થતુ નથી એમ દર્પણકલ્પબુદ્ધિમા ચિત્શક્તિનુ પ્રતિબિબ પડે એટલા માત્રથી કઇ બુદ્ધિ ચેતનાયુક્ત જેવી લાગે નહિ કેમકે ચૈતન્ય અને અચૈતન્ય કોઇ કાળે પરાવર્તન ન પામે એવા સ્વભાવો છે તેથી ઇન્દ્ર પણ આવા સ્વભાવને ફેરવી શકે નહિ તેથી અચૈતન્યસ્વભાવવાળી બુદ્ધિ ચિત્શક્તિના સાનિધ્યથી પણ ચેતનાયુક્ત થાય નહિ વળી અહી 'ચેતનાયુક્ત જેવી' એ પ્રયોગ બુદ્ધિમા ચેતનાનો આરોપ સૂચવે છે અને આરોપ (=ઉપચાર)અર્થક્રિયા કરવા સમર્થ નથી અતિક્રોધી માણવકમા (=બાળકવિશેષમા)અગ્નિપણાનો આરોપ કરવામાત્રથી કઇ તે અગ્નિસાધ્ય દહન, પચન વગેરે ક્રિયા કરી શકે નહી માટે બુદ્ધિ જો જડ હોય, તો ચિત્શક્તિના સાનિધ્યથી પણ તેનામા ચેતના પ્રગટે નહિ અત વિષયનો અધ્યવસાય જડ ગણાતી બુદ્ધિને સંભવે નહિ કિન્તુ ચિત્શક્તિને જ સભવી શકે કારણ કે બોધ=જ્ઞાન ચેતનનો ધર્મ છે, જડનો નહિ તેથી જ '*બુદ્ધિ ધર્માદિ આઠગુણમય છે*" એ કથન પણ માત્ર વચનવિલાસ છે કારણ કે, ધર્મવગેરે ગુણો આત્માના છે જડના નહિ, જો જડના હોય, તો ઘટવગેરેમા પણ તે ગુણો માનવાની આપત્તિ આવે '*અહંકાર બુદ્ધિજન્ય છે*' એ વચન પણ પૂર્વોક્ત ન્યાયથી ઘટી ન શકે કારણ કે અહકાર અભિમાનાત્મક છે અને અભિમાન પણ જ્ઞાનરૂપ હોવાથી આત્મધર્મ છે તેથી અચેતનમાથી તેનો પ્રાદુર્ભાવ થઇ શકે નહિ

## તન્માત્રમાંથી મહાભૂતોત્પત્તિ અસિદ્ધ

"આકાશવગેરે મહાભૂતો શબ્દાદિતન્માત્રમાથી ઉત્પન્ન થયા છે" આ વચન પ્રત્યક્ષબાધિત છે વળી 'આકાશ નિત્ય છે ' એ વાત સર્વવાદીઓને વિરોધ વિના સમત છે અને છતા આ સાખ્યદર્શનકારો શબ્દતન્માત્ર માથી આકાશની ઉત્પત્તિ બતાવી નિત્ય એકાંતવાદીઓમાં અગ્રેસર બન્યા છે અને અસબદ્ધપ્રલાપી જેવા ભાસે છે વળી પરિણામીકારણ પોતાના કાર્યનો ગુણ બની ન શકે તેથી શબ્દ જો આકાશનુ પરિણામી કારણ હોય, તો તેને આકાશના ગુણ તરીકે વર્ણવી શકાય નહિ તેથી '*શબ્દગુણવાળુ આકાશ છે*' એવુ વચન પણ વાહિયાત છે.

(શકા –પરિણામી કારણ શા માટે કાર્યનો ગુણ ન બની શકે ? સમાધાન – (૧)કારણ અવશ્ય કાર્યપૂર્વક્ષણભાવી હોય છે જ્યારે કાર્યના ગુણો અવશ્ય કાર્યઉત્તરક્ષણભાવી હોય છે એમ તેઓ માને છે આમ કારણ અને ગુણ ભિન્નકાલીન સિદ્ધ થાય છે અને બે ભિન્નકાલીન વસ્તુ એક ન થઇ શકે. વળી (૨)પરિણામીકારણ હંમેશા દ્રવ્યરૂપ હોય છે, આ દ્રવ્ય ગુણરૂપ ક્યારેય થઇ શકે નહી ઇત્યાદિ હેતુથી પરિણામી કારણ કાર્યનો ગુણ ન બને )

यच्चोक्त 'नानाश्रयाया प्रकृतेरेव बन्धमोक्षौ ससारश्च न पुरुषस्य' इति । तदप्यसारम् । अनादिभवपरम्परानुबद्धया प्रकृत्या सह य पुरुषस्य विवेकाग्रहणलक्षणोऽविष्वग्भाव स एव चेत्र बन्ध , तदा को नामान्यो बन्ध स्यात् ? प्रकृति सर्वोत्पत्तिमता निमित्तमिति च प्रतिपद्यमानेनायुष्मता सज्ञान्तरण कर्मैव प्रतिपन्न, तस्यैवएवम्स्वरूपत्वादचेतनत्वाच्च ॥ यत्तु प्राकृतिकवैकारिकदाक्षिणभेदात् त्रिविधो बन्ध । तद्यथा— प्रकृतावात्मज्ञानाद ये प्रकृतिमुपासते, तेषा प्राकृतिको बन्ध । ये विकारानेव भूतेन्द्रियाहङ्कारबुद्धी पुरुषबुद्ध्योपासते तेषा वैकारिक । इष्टापूर्ते[1] दाक्षिण । पुरुषतत्त्वानभिज्ञो हीष्टापूर्तकारी कामोपहतमना बध्यत इति । *'इष्टापूर्तं मन्यमाना वरिष्ठ, नान्यच्छ्रेयो य ऽभिनन्दन्ति मूढा । नाकस्य पृष्ठे ते सुकृतेन भूत्वा, इम लोक हीनतर वा विशन्ति ॥'*[2] इति वचनात् । स त्रिविधोऽपि कल्पनामात्र कथञ्चिद् मिथ्यादर्शनाविरतिप्रमादकषाययोगेभ्योऽभिन्नस्वरूपत्वेन[3] कर्मबन्धहेतुष्वेवान्तर्भावात् । बन्धसिद्धौ च सिद्धस्तस्यैव निर्बाध ससार । बन्धमोक्षयोश्चैकाधिकरणत्वाद् य एव बद्ध स एव मुच्यत इति पुरुषस्यैव मोक्ष , आबालगोपाल तथैवप्रतीते ॥

### વાક્‌વગેરે ઇન્દ્રિયતરીકે અસિદ્ધ

તથા વાક્‌વગેરેને ઇન્દ્રિયરૂપ માનવા સગત નથી, કારણ કે, બીજા અગ જે કાર્ય ન કરી શકે તેવા કાર્ય કરનાર અગ ઇન્દ્રિય કહેવાય વાક્‌વગેરે તેવા નથી વાક્‌નુ કાર્ય બીજાને પ્રતિપાદન કરવાનુ છે આ કાર્ય હસ્તચેષ્ટા કે ભ્રૂસંજ્ઞાદિદ્વારા પણ થઇ શકે છે મુગાવગેરે તેમ કરતા દેખાય છે હાથનુ કાર્ય ગ્રહણ કરવાનું છે હાથ કપાઇ ગયા હોય તેવી વ્યક્તિઓ પણ મુખવગેરે બીજા અવયવોથી તે કાર્ય કરતા દેખાય છે એ જ રીતે પગ, પાયુવગેરેના વિહરણ, મળોત્સર્ગવગેરે કાર્યો અન્ય અવયવોથી પણ સાધ્ય છે તેથી તેઓ શરીરના અગમાત્ર છે, નહિ કે ઇન્દ્રિય છતા જો તેઓને ઇન્દ્રિય જ ગણશો, તો ઇન્દ્રિયની સખ્યા નિશ્ચિત નહિ રહે કારણ કે તો બીજા અગોને પણ ઇન્દ્રિય કહેવા પડશે

### પ્રકૃતિના બન્ધ-મોક્ષ અઘટમાન

તથા "*ઘણા આશ્રયવાળી પ્રકૃતિનો જ બન્ધ, મોક્ષ અને સસાર છે, પુરુષનો નથી*" એમ જે દર્શાવ્યુ છે, તે પણ તુચ્છ છે અનાદિકાળથી ક્ષીરનીરન્યાયથી વળગેલી પ્રકૃતિસાથે પુરુષનો વિવેકાગ્રહ (=વિવેક=વિભાગનો અબોધ) રૂપ જે અપૃથગ્ભાવ છે તે જ પુરુષનો બધ છે આનાથી ભિન્ન બીજા વળી કયા બધની કલ્પના કરવી? તથા 'પ્રકૃતિ બધી ઉત્પત્તિશાળી વસ્તુઓમા નિમિત્ત છે' એમ કહીને તમે સજ્ઞાતર દ્વારા કર્મનુ જ પ્રતિપાદન કરો છો કારણ કે કર્મ અચેતન અને જડ છે તથા સસારગતવસ્તુઓની ઉત્પત્ત્યાદિ અવસ્થામા અસાધારણકારણ છે એમ અમે માનીએ છીએ ઇશ્વરાદિને જગતકર્તા અમે માનતા નથી

તાત્પર્ય - સાંખ્યદર્શને જેને પ્રકૃતિ માની છે તે સ્વમતે કર્મ છે કર્મનો પુરુષ=આત્મા સાથે અનાદિનો સંબધ છે, તેથી તેનાથી પૃથગ્રૂપે આત્મા ઉપલબ્ધ થઇ શકતો નથી આત્મા સાથે કર્મનો આ પ્રમાણે એકમેકભાવ જ બન્ધ છે એમ સ્વમતે ઇષ્ટ છે તમે આ બન્ધ કર્મ=પ્રકૃતિનો કહો છો અમે આત્માનો કહીએ છીએ જડ કર્મનો બન્ધ માનવા કરતાં ચેતન આત્માનો બન્ધ માનવો વધુ સંગત છે કારણ કે આત્માને જ પૃથગ્ભાવરૂપ વિવેકનો ગ્રહ(=જ્ઞાન) કે અગ્રહ(=અજ્ઞાન) સંભવે છે કેમકે જ્ઞાન એ ચેતનનો ગુણ છે વળી પ્રકૃતિજનિત શુભાશુભપર્યાયોથી થતો સુખદુઃખાદિધર્મોનો અનુભવ પણ પુરુષને જ છે કેમકે તેઓ પણ આત્માનાં ધર્મો છે તથા બન્ધજનિત દુખ અને મુક્તિજનિત સુખનો અનુભવ પણ આત્માને જ છે પ્રકૃતિને સુખદુઃખાદિ ન હોવાથી

१ एतल्लक्षण— ऋत्विग्भिमन्त्रसस्कारैर्ब्राह्मणाना समक्षत । अन्तर्वेद्या यद्दत्तमिष्ट तदभिधीयते ॥१॥ वापीकूपतडागानि देवतायतनानि च। अन्नप्रदानमेतत्तु पूर्तं तत्त्वविदो विदु ॥२॥ २ मुडक उ० १–२–१० । ३ मिथ्या=विपरीत दर्शन=दृष्टि मिथ्यादर्शनम्=अतत्त्वाभिनिवेश सावद्ययोगेभ्या निवृत्त्यभाव , अविरति । प्रकर्षेण माद्यत्यनेनेति प्रमाद । विषयक्रीडाभिष्वङ्ग । कष =ससार , तस्याय लाभ यैस्त कषाया। कायवाङ्—मनसा कर्म योग ।

प्रकृतिपुरुषविवेकदर्शनात् प्रवृत्तेरुपरतायां प्रकृतौ पुरुषस्य स्वरूपेणावस्थानं मोक्ष इति चेत् ? न। प्रवृत्तिस्वभावाया प्रकृतेरौदासीन्यायोगात् । अथ पुरुषार्थनिबन्धना तस्या प्रवृत्तिः । विवेकख्यातिश्च पुरुषार्थः । तस्यां जातायां निवर्तते, कृतकार्यत्वात् सा । "रङ्गस्य दर्शयित्वा निवर्तते नर्तकी यथा नृत्यात् । पुरुषस्य तथात्मानं प्रकाश्य विनिवर्तते प्रकृतिः ॥"[1] इति वचनादिति चेत् ? नैवम् । तस्या अचेतनाया विमृश्यकारित्वाभावात् । यथेयं कृतेऽपि शब्दाद्युपलम्भे पुनस्तदर्थं प्रवर्तते, तथा विवेकख्यातौ कृतायामपि पुनस्तदर्थं प्रवर्तिष्यते । प्रवृत्तिलक्षणस्य स्वभावस्यानपेतत्वात् । नर्तकीदृष्टान्तस्तु स्वेष्टविघातकारी । यथा हि नर्तकी नृत्यं पारिषदेभ्यो दर्शयित्वा निवृत्तापि पुनस्तत्कुतूहलात् प्रवर्तते, तथा प्रकृतिरपि पुरुषायात्मानं दर्शयित्वा निवृत्तापि पुनः कथं न प्रवर्ततामिति । तस्मात् कृत्स्नकर्मक्षये पुरुषस्यैव मोक्ष इति प्रतिपत्तव्यम्॥

તેના બન્ધ, મોક્ષ કે સંસાર માનવાનો કોઈ અર્થ નથી, તેથી પુરુષનો જ બન્ધ અને તે બન્ધજનિત સંસાર તથા મોક્ષ મુખ્યરૂપે છે તથા પ્રકૃતિના બન્ધાદિ નથી, છતા કહેવા હોય તો ઉપચારથી જ કહી શકાય

## સાખ્યસમત ત્રૈવિધ્યબધ કલ્પનામાત્ર

સાખ્યદર્શનના મતે બન્ધ ત્રણ પ્રકારે છે અર્થાત્ ત્રણ હેતુઓથી બન્ધ થાય છે (૧)પ્રાકૃતિક (૨)વૈકારિક અને (૩)દાક્ષિણ એમા (૧)પ્રકૃતિના આત્મજ્ઞાન એટલે કે 'પ્રકૃતિ એ જ આત્મા છે' એવા ભ્રાન્ત(=મિથ્યા) જ્ઞાનથી જેઓ પ્રકૃતિની જ ઉપાસના કરે છે તેઓને જે બધ છે તે પ્રાકૃતિક બન્ધ છે (૨)જેઓ વિકારસ્વરૂપ પાચમહાભૂત, ઈન્દ્રિય, અહંકાર અને બુદ્ધિને જ પુરુષની કલ્પનાથી પૂજે છે તેઓને જે બધ થાય છે તે વૈકારિકબધ છે (૩)જેઓ યજ્ઞ, દાનાદિકર્મ કરે છે, તેઓને દાક્ષિણબધ થાય (વાવડી-કૂવા-તળાવ વગેરેની રચના તથા અન્નદાનશાળાદિ પૂર્ત કહેવાય યજ્ઞમા હવનાદિ ઇષ્ટ કહેવાય) યથાર્થપુરુષતત્ત્વને નહિ જાણવાવાળો બાહ્યવિષયાદિની ઇચ્છાવાળો થાય છે આવી ઇચ્છાઓથી ભરેલા મનવાળો તે ઇચ્છાઓની પૂર્તિ અર્થે ઇષ્ટા-પૂર્ત કરે છે અને બધાય છે કહ્યુ જ છે કે "*જેઓ 'ઇષ્ટાપૂર્ત જ શ્રેષ્ઠ છે અને તે સિવાય અન્ય કઈપણ શ્રેયસ્કર નથી' એમ માને છે તેઓ ઇષ્ટાપૂર્ત કરવારૂપ સુકૃતથી સ્વર્ગને તો પ્રાપ્ત કરે છે, પરતુ તે પછી ફરીથી મનુષ્યલોકમા કે તેનાથી પણ હીનતર લોકમા જન્મ લે છે* "

પણ આ બધો વિચાર કાલ્પનિક છે, કારણ કે આ ત્રણે ભિન્નસ્વરૂપે કથચિત્ સ્વમતે દર્શાવેલ કર્મબધના હેતુઓમા સમાવેશ પામે છે કર્મબધના હેતુઓ (૧)મિથ્યાદર્શન (=અતત્ત્વરુચિ)(૨)અવિરતિ (=સાવદ્યયોગમાથી અનુપરમ)(૩)પ્રમાદ (=વિષયરાગવગેરે)(૪)કષાય (=ક્રોધાદિ, સસારનુ મૂળ)(૫)યોગ (મન-વચન-કાયાના વ્યાપાર)આ પાચ છે (અહી બન્ધ દ્વારા પુરુષનો બન્ધ સગત છે અન્યથા પુરુષના મિથ્યાજ્ઞાનથી પ્રકૃતિનો બધ કહેવામા તો 'પાડાના વાકે પખાલીને ડામ' જેવું થશે, પ્રકૃતિ કે બુદ્ધિવગેરે તો જડ હોવાથી તેઓને મિથ્યાજ્ઞાન સંભવતુ નથી )આમ મુખ્યવૃત્તિથી પુરુષનો બધ સિદ્ધ થાય છે, અને તે સિદ્ધ થવાથી પુરુષનો સંસાર સિદ્ધ થાય છે, કેમકે જેનો બધ તેનો સસાર અને બધ તથા મોક્ષ એક જ આશ્રયવાળા હોવાથી જે બદ્ધ છે તેની જ બધનમુક્તિ થવાથી મોક્ષ પણ તેનો જ છે, એ આબાળગોપાળપ્રતીતિનો વિષય છે

## પ્રકૃતિના પુરુષાર્થથી મોક્ષની અસિદ્ધિ

**પૂર્વપક્ષ**.- પ્રકૃતિ અને પુરુષના વિવેકનુ દર્શન થવાથી પ્રકૃતિ પ્રવૃત્તિથી વિરામ પામે છે આમ પ્રકૃતિની પ્રવૃત્તિ અટકી જાય છે અને ત્યારે પુરુષ પોતાના સ્વરૂપમા અવસ્થિત થાય છે આ જ મોક્ષ છે

**ઉત્તરપક્ષ** - પ્રકૃતિ પ્રવૃત્તિસ્વભાવવાળી છે તેથી આ વિવેકના દર્શનમાત્રથી પ્રકૃતિ ઔદાસિન્યભાવને

१ साख्यकारिका ५९ ।

एवमन्यासामपि तत्कल्पनाना तमोमोहमहामोहतामिस्रान्धतामिस्रभेदात् पञ्चधाऽविद्याऽस्मितारागद्वेषाभिनिवेशरूपो विपर्यय । ब्राह्मप्राजापत्यसौम्यैन्द्रगान्धर्वयाक्षराक्षसपैशाचभेदादष्टविधो दैव सर्ग । पशुमृगपक्षिसरीसृपस्थावरभेदात् पञ्चविधस्तैर्यग्योन । ब्राह्मणत्वाद्यवान्तरभेदाविवक्षया चैकविधो मानुष । इति चतुर्दशधा भूतसर्ग ।

પ્રાપ્ત કરીને પ્રવૃત્તિ અટકાવી દે એ સંગત નથી અર્થાત્ આ વિવેકદર્શન કંઇ તેની પ્રવૃત્તિમાં બાધક નથી

**પૂર્વપક્ષ .–** પ્રકૃતિ પુરુષાર્થહેતુક પ્રવૃત્તિ કરે છે અને પુરુષાર્થ છે વિવેકખ્યાતિ (=પ્રકૃતિ–પુરુષમા ભેદદૃષ્ટિ) એટલે વિવેકખ્યાતિરૂપ પુરુષાર્થ સિદ્ધ થવાથી અને અન્ય કોઇ પ્રયોજન ન હોવાથી પ્રકૃતિ પ્રવૃત્તિ કરતી નથી કહ્યુ છે *"જેમ રંગભૂમિ પર નૃત્ય બતાવીને નર્તકી નૃત્ય કરતી અટકી જાય છે એમ પુરુષને પોતાનુ સ્વરૂપ પ્રકાશીને પ્રકૃતિ નિવૃત્ત થાય છે "*[1] (પુરુષાર્થ –પુરુષ=આત્માનો અર્થ=કાર્ય–પ્રયોજન)

**ઉત્તરપક્ષ –** પ્રકૃતિ અચેતન છે અચેતન કોઇપણ કાર્ય વિચારીને કરી ન શકે કેમકે વિચારવુ એ ચેતનનો ધર્મ છે ( તેથી "વિવેકખ્યાતિરૂપ પુરુષાર્થ માટે હુ પ્રવૃત્તિ કરુ અને કાર્ય સિદ્ધ થાય ત્યારે વિરામ પામુ " આવો વિચાર પ્રકૃતિને સંભવી ન શકે તેથી 'પ્રકૃતિ પુરુષાર્થના નિમિત્તે પ્રવૃત્તિ કરે છે અને તે પૂર્ણ થાય ત્યારે કૃતકૃત્ય થવાથી પ્રવૃત્તિ ન કરે.' એમ કહી ન શકાય) તથા જો પ્રકૃતિ વિમર્શ કરવામા સમર્થ હોય, અને એકવાર સ્વકૃત્ય કરીને વિરામ પામતી હોય, તો શબ્દાદિવિષયોમા પણ એકવાર પ્રવૃત્તિ કરશે અને પુરુષને એ શબ્દાદિનો અનુભવ કરાવી કૃતકૃત્ય થવાથી વિરામ પામશે જે તમને દૃષ્ટ કે ઇષ્ટ નથી

**પૂર્વપક્ષ –** પ્રકૃતિ પ્રવૃત્તિસ્વભાવવાળી હોઇ ફરી ફરીથી શબ્દાદિવિષયમા પ્રવૃત્તિ કરશે

**ઉત્તરપક્ષ –** તો પછી તે જ પ્રમાણે એક વખત વિવેકખ્યાતિ થયા પછી પણ ફરીથી તદર્થ એ પ્રવૃત્તિ કરે, તેમા શો દોષ આપશો ? કેમકે તે વખતે પણ તેનો પ્રવૃત્તિસ્વભાવ તો હાજર જ છે તેથી વિવેકખ્યાતિ થવાથી પ્રકૃતિ પ્રવૃત્તિને અટકાવે તે કથન અસંગત છે વળી નર્તકીનુ જે દૃષ્ટાત દર્શાવ્યુ તે પણ 'પોતાના પગે કુહાડી મારવા જેવુ છે ' કેમકે તે જ દૃષ્ટાન તમારી ઇષ્ટની સિદ્ધિમા વિઘાતક છે જે પ્રમાણે નર્તકી પ્રેક્ષકોને નૃત્ય દેખાડીને વિરમે છે, છતા પ્રેક્ષકોને ફરીથી તે નૃત્ય જોવાનુ કુતુહલ થાય અને માગણી કરે તો ફરીથી નૃત્ય બતાડે છે તેમ પ્રકૃતિ પણ પુરુષને પોતાનુ સ્વરૂપ દેખાડીને અટક્યા પછી ફરીથી પુરુષને તે જોવાનુ કૌતુક જાગે, તો ફરીથી સ્વસ્વરૂપ દર્શાવવા શા માટે ન પ્રવર્તે ? માટે સઘળાય કર્મના ક્ષય થવાથી પુરુષનો જ મોક્ષ છે એમ જ સ્વીકર્તવ્ય છે (વાસ્તવમા સાખ્યદર્શનની આ કલ્પનાઓ 'એકડા વિનાની છે ' સર્વદા એકસ્વભાવી કૂટસ્થનિત્ય પુરુષને કુતૂહલ ઉત્પન્ન થાય અને વિવેકખ્યાતિ થાય ત્યારે તે કુતૂહલ શાત થાય, એ બાળક પણ ન માને તેવી વાત છે તથા જડ પ્રકૃતિને જ્ઞાન થાય કે પુરુષને આવુ કૌતુક જાગ્યુ છે અને એ જ્ઞાનથી પ્રકૃતિ પ્રવૃત્તિ કરે, આ બધુ વિચારકના મગજમા ન બેસી શકે તેવુ છે તથા 'વિષયપરિચ્છેદ' એ ચિતશક્તિનો ધર્મ ન હોય તો વિવેકખ્યાતિ વખતે પુરુષ શી રીતે પ્રકૃતિનાં સ્વરૂપનો પરિચ્છેદ કરી શકે ? તથા વિષયનો પરિચ્છેદ કરનાર બુદ્ધિ જડ, અને એ પરિચ્છેદથી સુખાદિનુ સંવેદન કરનાર ચિતશક્તિ તેનાથી એકાતે ભિન્ન હોય અને આ સવેદન પણ તાત્ત્વિક નહિ ! ઇત્યાદિ આ બધી વાતો અર્થવાળી લાગતી નથી )

### સાખ્યદર્શનની અન્ય કલ્પનાઓ

ઉપરોક્ત સિવાયની પણ સાખ્યદર્શનની અન્ય ઘણી વિરુદ્ધ કલ્પનાઓ છે, તે આ પ્રમાણે (ક) (૧) અવિદ્યારૂપતમ (પેટાભેદ ૮) (૨) અસ્મિતારૂપમોહ (૮ પેટાભેદ) (૩) રાગરૂપમહામોહ (પેટાભેદ ૧૦) (૪) દ્વેષરૂપતામિસ્ર (૧૮ ભેદ )અને (૫ )અભિનિવેશરૂપ અંધતામિસ્ર (૧૮ ભેદ )આ પાચ (પેટાભેદ ૬૨ )પ્રકારે વિપર્યય

૧ साङ्ख्यतत्त्वकौमुदी कारिका ४७ । २ अनित्याशुचिदु खानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या । दृग्दर्शनशक्त्योरेकात्मतेवास्मिता। सुखानुशयी राग । दु खानुशयी द्वेष । स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेश । पातजलयोगसूत्रे २–५, ६, ८, ९, । ३ साङ्ख्यकारिकागौडपादभाष्य साङ्ख्यतत्त्वकौमुद्या च कारिका ५३ ।

वाधिर्यकुण्ठतान्धत्वजडताऽजिघ्रतामूकताकोण्यपङ्गुत्वक्लैब्योदावर्तमत्ततास्पेकादशेन्द्रियवधतुष्टिनवकविपर्ययसिद्ध्यष्टकविपर्ययलक्षणसप्तदशबुद्धिवधभेदादष्टाविंशतिधाऽशक्ति[1]। प्रकृत्युपादानकालभोगाख्या अम्भ सलिलौघवृष्ट्यपरपर्यायवाच्याश्चतस्र आध्यात्मिक्य । शब्दादिविषयोपरतयश्चार्जनरक्षणक्षयभोगहिंसादोषदर्शनहेतुजन्मान पञ्च बाह्यास्तुष्टय । ताश्च पारसुपारपारापारानुत्तमाम्भउत्तमाम्भ शब्दव्यपदेश्या । इति नवधा तुष्टि[2] । त्रयो दु खविघाता इति मुख्यास्तिस्र सिद्धय प्रमोदमुदितमोदमानाख्या । तथाध्ययन, शब्द, ऊह सुहृत्प्राप्तिर्दानमिति दु खविघातोपायतया गौण्य पञ्च तारसुताररतारतारररम्यक्सदामुदिताख्या । इत्येवमष्टधा सिद्धि[3]। धृतिश्रद्धासुखाविविदिषाविज्ञप्तिभेदात् पञ्च कर्मयोनय इत्यादीना सवरप्रतिसवरादीना[4] च तत्त्वकौमुदीगौडपादभाष्यादिप्रसिद्धाना विरुद्धत्वमुद्भावनीयम् ॥ इति काव्यार्थ ॥१५॥

છે (ખ) (૧) બ્રાહ્મ, પ્રાજાપત્ય, સૌમ્ય, ઐન્દ્ર, ગાધર્વ, યાક્ષ, રાક્ષસ, પૈશાચ, એમ ૮ પ્રકારે દેવલોક છે (૨) પશુ, મૃગ=જંગલી પ્રાણી, પક્ષી, સરીસૃપ અને સ્થાવર આ પાચ તિર્યચયોનિ છે (૩) બ્રાહ્મણવગેરે પેટાભેદોની વિવક્ષા કરવામા ન આવે તો મનુષ્ય એક પ્રકારે છે એમ કુલ ૧૪ પ્રકારે ભૂતસર્ગ છે (આ સર્ગમા ઊર્ધ્વ, અધો મધ્ય એમ પણ ત્રણ ભેદ છે, તેમા આકાશથી માડી સત્યલોક સુધી ઊર્ધ્વલોક છે અને તે સત્ત્વપ્રધાન છે, પશુથી માડી સ્થાવર (જેમા અચેતન ઘટાદિ પણ આવી જાય-વાચસ્પતિ મિશ્ર-) સુધીનો અધોલોક છે તે તમસ્‌પ્રધાન છે અને બ્રહ્મથી માડી વૃક્ષ સુધીનો મધ્યલોક રજસ્‌પ્રધાન છે આ મધ્યલોકમા સાત દ્વીપ અને સાત સમુદ્રો છે ) (ગ) (૧) બાધિર્ય (= બહેરાશ) (૨) કુઠતા(વચનસ્ખલના) (૩) અધાપન (ચક્ષુ) (૪) જડતા (સ્પર્શ) (૫) ગધનો અભાવ (ઘ્રાણ) (૬) ગૂગાપણુ (જીભ) (૭) લૂલાપણુ (હાથ) (૮) લગડાપણુ (પગ) (૯) નપુસકતા (લિગ) (૧૦) ગુદગ્રહ (પાયુ) તથા (૧૧) ઉન્મત્તતા (મન) આ અગ્યાર, અગ્યારઇન્દ્રિયોના વધરૂપ છે તથા નવતુષ્ટિ અને આઠસિદ્ધિ, આ સત્તરના વિપર્યયરૂપ ૧૭ પ્રકારે બુદ્ધિનો વધ છે આમ કુલ અઠ્ઠાવીશપ્રકારની અશક્તિ છે પ્રકૃતિ(અભ), ઉપાદાન (સલિલ), કાળ (ઓઘ) અને ભોગ (વૃષ્ટિ) આ ચાર આધ્યાત્મિક તુષ્ટિઓ છે તથા શબ્દાદિપાચના ઉપાર્જન, રક્ષણ, ક્ષય, ભોગ અને હિંસામા દોષના દર્શનરૂપ હેતુઓથી ક્રમશ ઉત્પન્ન થતી શબ્દવગેરેવિષયોથી વિરતિરૂપ (૧) પાર (૨) સુપાર (૩) પારાવાર (૪) અનુત્તમાભસ્ અને (૫) ઉત્તમાભસ્ નામક પાચ બાહ્યતુષ્ટિ છે કુલ નવ તુષ્ટિ છે ત્રણ પ્રકારના દુ ખોના વિઘાતરૂપ ત્રણ મુખ્ય સિદ્ધિ છે જે અનુક્રમે (૧) પ્રમોદ (૨) મુદિત અને (૩) મોદમાન નામવાળી છે (૧) અધ્યયન (૨) શબ્દ (૩) તર્ક, (૪) સાચા મિત્રની પ્રાપ્તિ અને (૫) દાન આ પાચ, દુ ખવિઘાતના ઉપાયરૂપ હોઈ ગૌણ સિદ્ધિ છે આ પાચના નામ અનુક્રમે (૧) તાર (૨) સુતાર (૪) તારતાર (૪) રમ્યક્ અને (૫) સદામુદિત છે આમ ૮ પ્રકારે સિદ્ધિ છે (ઘ) ધૃતિ, શ્રદ્ધા, સુખા, વિવિદિષા (=જિજ્ઞાસા), તથા વિજ્ઞપ્તિ=જ્ઞાન આ પાચ કર્મયોનિ છે તથા સવર અને પ્રતિસવર ઇત્યાદિ વિરુદ્ધ કલ્પનાઓ સાખ્યતત્ત્વકૌમુદી, ગૌડપાદભાષ્ય, વગેરે ગ્રથોમા કરેલી છે તે કલ્પનાઓમા રહેલી વિરૂદ્ધતાને સ્વય વિચારી લેવી

આમ આ કાવ્યમાળાનુ પદરમુ પુષ્પ અર્થથી ગુથાયુ



१ साङ्ख्यसूत्रम् ३-३८ । २ साङ्ख्यसूत्रम् ३-३९ । ३ साख्यकारिकागौडपादभाष्ये साख्यतत्त्वकौमुद्या च कारिका ५३ ।
४ 'सचारप्रतिसचारादीनाम् इति पाठान्तर ।

इदानीं ये प्रमाणादेकान्तेनाभिन्न प्रमाणफलमाहु ये च वाह्यार्थप्रतिक्षेपेण ज्ञानाद्वैतमेवास्तीति ब्रुवते तन्मतस्य विचार्यमाणत्वे विशरारुतामाह –

न तुल्यकाल· फलहेतुभावो हेतौ विलीने न फलस्य भाव ।
न संविदद्वैतपथेऽर्थसंविद् विलूनशीर्णं सुगतेन्द्रजालम् ॥१६॥

बौद्धा किल प्रमाणात् तत्फलमेकान्तेनाभिन्न मन्यन्ते । तथा च तत्सिद्धान्त – *"उभयत्र तदेव ज्ञान प्रमाणफलमधिगमरूपत्वात् ।[१]" "उभयत्रेति प्रत्यक्षेऽनुमाने च तदेव ज्ञान प्रत्यक्षानुमानलक्षण फल कार्यम् । कुत ? अधिगमरूपत्वादिति परिच्छेदरूपत्वात्।* तथाहि । *परिच्छेदरूपमेव ज्ञानमुत्पद्यते । न च परिच्छेदादृतेऽन्यद् ज्ञानफलम्, भिन्नाधिकरणत्वात् । इति सर्वथा न प्रत्यक्षानुमानाभ्या भिन्न फलमस्तीति ।[२]"*

## વિજ્ઞાનવાદી બૌદ્ધમતનુ ખડન

હવે જે બૌદ્ધો પ્રમાણથી પ્રમાણફળને એકાન્તે અભિન્ન માને છે, તથા જે બૌદ્ધો જ્ઞાનથી ભિન્ન એવા બાહ્યઅર્થનો વિરોધ કરીને માત્ર જ્ઞાનઅદ્વૈતનો જ સ્વીકાર કરે છે તે બન્ને બૌદ્ધમત વિચાર કરતા ખડિત થઈ જાય છે, તેમ બતાવતા કવિ કહે છે –

**કાવ્યાર્થ** – સમાનકાળે ફળ=કાર્ય અને હેતુ રહેતા નથી તથા હેતુનો વિનાશ થયા પછી કાર્ય ઉત્પન્ન થઈ શકતુ નથી તથા વિજ્ઞાનઅદ્વૈતમાર્ગે (મતે) બાહ્યવિષયનુ સવેદન થઈ શકે નહિ, તેથી બુદ્ધની આ ઇન્દ્રજાળ છિન્ન-ભિન્ન થઈ જાય છે

## પ્રમાણથી પ્રમાણફળ એકાતે અભિન્ન-બૌદ્ધ

**પૂર્વપક્ષ** – બૌદ્ધદર્શન પ્રમાણભૂતજ્ઞાનથી તેના ફળને એકાન્તે અભિન્ન ગણે છે **દિગનાગે ન્યાયપ્રવેશમા** કહ્યુ છે→ *"બન્ને પ્રમાણસ્થળે તે જ્ઞાન જ પ્રમાણનુ ફળ છે કેમકે ફળ પણ અધિગમ=બોધ=જ્ઞાનરૂપ છે "* શ્રી હરિભદ્રસૂરિએ તે ગ્રન્થની ટીકામા કહ્યુ છે → *"ઉભયત્ર=પ્રત્યક્ષ અને અનુમાનમા (બૌદ્ધદર્શન આ બે જ પ્રમાણ માને છે)તે જ (=જ્ઞાન જ) કે જે પ્રત્યક્ષ અથવા અનુમાનાત્મક છે-તે જ સ્વય ફળ=કાર્ય છે કેમકે તે ફળ અધિગમ=વિષયપરિચ્છેદ = વિષયજ્ઞપ્તિરૂપ છે કેમકે પરિચ્છેદરૂપ જ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને પરિચ્છેદથી ભિન્ન બીજું કોઈ ફળ માની ન શકાય, કેમકે જે બીજું ફળ માનશો, તેની પ્રમાણરૂપહેતુથી ભિન્ન અધિકરણમા જ વૃત્તિ હશે (હેતુ અને કાર્ય એકાધિકરણ ઇષ્ટ છે)તેથી જ્યા પ્રમાણ હોય, ત્યા જ તેનુ કાર્ય જો ઇષ્ટ હોય, તો પ્રમાણનુ પરિચ્છેદ સિવાય બીજુ કોઈ કાર્ય પ્રાપ્ત થશે નહિ, તેથી પ્રત્યક્ષ અને અનુમાનરૂપ પ્રમાણજ્ઞાનથી તે પ્રમાણનુ ફળ સર્વથા ભિન્ન નથી એમ સિદ્ધ થાય છે "*

## અભિન્નમા હેતુફળભાવ અઘટમાન-જૈન

**ઉત્તરપક્ષ** – બૌદ્ધોની આ માન્યતા બરાબર નથી એકાતે અભિન્ન વસ્તુઓ એક સાથે જ ઉત્પન્ન થાય છે, જેમકે ઘટથી અભિન્ન ઘટત્વ પ્રમાણરૂપ કારણ અને પ્રમિતિરૂપ કાર્ય (ફળ) જો એકાતે અભિન્ન માનશો, તો બન્નેની ઉત્પત્તિ સાથે જ માનવી પડશે અને એક સાથે ઉત્પન્ન થનારી બે વસ્તુ વચ્ચે ગાયના ડાબા-જમણા શિગડાની જેમ કાર્યકારણભાવ ઘટી શકતો નથી કેમકે કારણ અવશ્ય કાર્યના અવ્યવહિતપૂર્વવર્તી હોય છે અને

१ दिङ्नागविरचितन्यायप्रवेशे पृ ७ । २ हरिभद्रसूरिकृता न्यायप्रवेशवृत्ति पृ ३६ ।

एतच्च न समीचीनम्। यतो यद्यस्मादेकान्तेनाभिन्न, तत्तेन सहैवोत्पद्यते, यथा घटेन घटत्वम्। तैश्च प्रमाणफलयो कार्यकारणभावोऽभ्युपगम्यते। प्रमाण कारण, फल कार्यमिति। स चैकान्ताभेदे न घटते। न हि युगपदुत्पद्यमानयोस्तयो सव्येतरगोविषाणयोरिव कार्यकारणभावो युक्त, नियतप्राक्कालभावित्वात् कारणस्य नियतोत्तरकालभावित्वाच्च कार्यस्य। एतदेवाह→ *न तुल्यकाल फलहेतुभाव* इति। *फल*=कार्य, *हेतु*=कारणम्, *तयोर्भाव*=स्वरूपम्, कार्यकारणभाव। स *तुल्यकाल*=समानकालो न युज्यत इत्यर्थ॥ **अथ** क्षणान्तरितत्वात् तयो क्रमभावित्व भविष्यतीत्याशङ्क्याह। *'हेतो विलीने न फलस्य भाव'* इति। *हेतौ*=कारणे प्रमाणलक्षणे विलीने

કાર્ય કારણના અવ્યવહિતઉત્તરવર્તી હોય છે અર્થાત્ કાર્ય-કારણ વચ્ચે સમાનકાલીનતાભાવ નથી, પરતુ પૂર્વોત્તરભાવ ઈષ્ટ છે તેથી જો પ્રમાણ અને ફળ એકાતે અભિન્ન હોવાથી સમાનકાલીન હોય, તો તે બન્ને વચ્ચે કાર્યકારણભાવ સગત ન થાય આ આશયથી જ કવિએ કહ્યુ કે -"ન તુલ્યકાળ" ઈત્યાદિ અર્થાત્ ફળ અને હેતુ સમાનકાળે ઉત્પત્તિશીલ ન હોય

## હેતુના વિનાશમા ફળની અસિદ્ધિ

**પૂર્વપક્ષ** - હેતુ અને ફળ ક્ષણાન્તરિત છે એટલે કે પૂર્વક્ષણે હેતુ છે અને ઉત્તરક્ષણે ફળ છે આમ બન્નેને ક્રમભાવી માનવાથી કોઇ દોષ રહેશે નહિ કેમકે બે ક્રમભાવીપદાર્થો વચ્ચે હેતુફળભાવ સુ-ઉપપન્ન છે

**ઉત્તરપક્ષ** .- હેતુ નષ્ટ થયા પછી ફળની ઉત્પત્તિ સભવી ન શકે બૌદ્ધમતે સર્વ સત્ વસ્તુઓ ક્ષણવિનાશી છે અર્થાત્ ઉત્પત્તિ પછીની ક્ષણે જ નિરન્વય નાશ પામે છે આમ ઉત્તરક્ષણે પ્રમાણરૂપ હેતુનો નિરન્વય નાશ થયો હોવાથી પ્રમિતિરૂપ કાર્ય શી રીતે ઉત્પન્ન થઇ શકશે ? કેમકે કારણરૂપ મૂળનો જ અભાવ છે. 'આ આનુ ફળ છે' એવી આબાળગોપાળપ્રસિદ્ધ પ્રતીતિ હેતુ અને ફળ બન્ને વિદ્યમાન હોય, તો જ ઘટી શકે, એકની પણ અવિદ્યમાનતામા એ પ્રતીતિ અસિદ્ધ છે (જો સર્વથા અસત્વસ્તુ કાર્ય-કારણભાવનો બોધ કરાવી શકે, તો ખપુષ્પદ્વારા પણ તે બોધ થવાનો અતિપ્રસંગ આવે અથવા તો ઘણી નષ્ટ વસ્તુઓનો પણ કાર્યકારણભાવમા નિવેશ કરવાનો પ્રસંગ આવે, અથવા કારણના અભાવમાં પણ કાર્ય માનશો તો બીજ વિના વૃક્ષોત્પત્તિનો પ્રસગ આવશે ) વળી 'હેતુફળભાવ' સબધરૂપ છે અને સમ્બન્ધ પોતાના બે સંબધીમા રહે છે તેથી ક્ષણક્ષયવાદની સિદ્ધિમા તત્પર તમે સબધને સિદ્ધ કરવા સમર્થ નહિ બની શકો કારણ કે, તમારા મતે હેતુકાળે ફળ નથી, અને ફળકાળે હેતુ નથી એટલે કે સંબધના બન્ને આશ્રય એકકાળે મળી શકે તેમ નથી, તેથી સબધની સિદ્ધિ ન થવાથી, 'આ હેતુ અને આ ફળ' એવી પ્રતિનિયત-ચોક્કસ પ્રતીતિ થઇ શકશે નહિ કેમકે હેતુ કે ફળ બેમાથી એકના પ્રતીતિકાળે અન્યનુ ગ્રહણ ન હોવાથી આવા સંબધનુ ગ્રહણ થઇ શકે નહિ કહ્યુ છે કે -*"દ્વિષ્ઠ (બેમા વૃત્તિ) સબધનુ સવેદન એકરૂપ (એક સબધી)ના જ્ઞાનથી થઇ શકે નહિ કેમકે બન્ને સબધીના સ્વરૂપનુ ગ્રહણ થાય તો જ સબધનુ સવેદન થાય "*

## પ્રમાણપ્રમિતિ વચ્ચે વ્યવસ્થાપકવ્યવસ્થાપ્યભાવ-ધર્મોત્તર

*"જ્ઞાનની અર્થ સાથે જે સદૃશતા છે, તે જ પ્રમાણ છે કેમકે આ સદૃશતાના નિમિત્તથી અર્થપ્રતીતિ સિદ્ધ થાય છે " ન્યાયબિંદુના આ બે સૂત્રના અર્થ પર પ્રકાશ કરતા* **ધર્મોત્તર** *પોતાની ટીકામા દર્શાવે છે કે → વિજ્ઞાન નીલાકાર જ છે કેમકે તેનાથી નીલની (વસ્તુની) પ્રતીતિ થાય છે વસ્તુત ચક્ષુઆદિ જે ઈન્દ્રિયોથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેઓના કારણે કઇ એ ઈન્દ્રિયજન્યજ્ઞાન નીલનુ જ સવેદનરૂપ છે, એમ નિશ્ચિત કરાતુ નથી કિન્તુ પ્રથમ અનુભવદ્વારા એ જ્ઞાન 'નીલસદૃશ છે' એવુ જ્ઞાન થાય છે અને તેનાથી 'એ જ્ઞાન નીલનુ સવેદન છે' એમ નિશ્ચિત કરાય છે-વ્યવસ્થાપિત કરાય છે વળી અમે (બૌદ્ધ) પ્રમાણ જનક છે અને ફળ જન્ય છે એ '*

क्षणिकत्वादुत्पत्त्यनन्तरमेव निरन्वय विनष्टे फलस्य=प्रमाणकार्यस्य न भाव=सत्ता, निर्मूलत्वात् । विद्यमाने हि फलहेतावस्येद फलमिति प्रतीयते नान्यथा, अतिप्रसङ्गात् । किञ्च, हेतुफलभाव सम्बन्ध , स च द्विष्ठ एव स्यात्। न चानयो क्षणक्षयैकदीक्षितो भवान् सम्बन्ध क्षमते । तत कथम् 'अय हेतुरिद फलम्' इति प्रतिनियता प्रतीति । एकस्य ग्रहणेऽप्यन्यस्याग्रहण तदसभवात् । "द्विष्ठसबन्धसवित्तिर्नैकरूपप्रवेदनात् । द्वयो स्वरूपग्रहणे सति सबन्धवेदनम्॥[1]" इति वचनात् ॥

*જન્યજનકભાવને આગળ કરી સાધ્યસાધન સ્વીકારતા નથી, કે જેથી એકમા જ પ્રમાણ અને ફળ માનવામા વિરોધ આવે પરતુ અમે તો સાધ્યસાધનભાવ માત્ર વ્યવસ્થાપ્ય-વ્યવસ્થાપકભાવને આગળ કરીને જ સ્વીકારીએ છીએ તેથી એક જ વસ્તુ કો'કરૂપે પ્રમાણરૂપ (=વ્યવસ્થાપક)અને બીજા કો'કરૂપે પ્રમાણફળરૂપ (=વ્યવસ્થાપ્ય)માનવામા વિરોધ આવશે નહિ વાસ્તવમા તો તે જ્ઞાન અર્થાકાર (=અર્થસદેશ)છે અને તેની અર્થાકારતા જ આવી વ્યવસ્થા કરવામા હેતુ છે અર્થાત્ વ્યવસ્થાપક છે અને નીલપ્રતીતિ વ્યવસ્થાપ્ય છે વગેરે "*

**તાત્પર્ય** – બૌદ્ધમતે પ્રમાણ અને પ્રમાણફળમા ભેદ નથી તેથી અર્થપ્રતીતિરૂપ પ્રમિતિ અને પ્રત્યક્ષાદિપ્રમાણ બન્ને અભિન્ન છે 'અર્થપ્રાપકજ્ઞાન પ્રમાણ છે' અહીં સંશયવિપર્યયથી રહિત એવા જ્ઞાનનો "પ્રવૃત્તિના વિષય (બાહ્યાર્થ)નો બોધ કરાવવો " એ જ પ્રાપકવ્યાપાર છે હવે જે અર્થથી (=બાહ્યાર્થ)જ્ઞાન ઉત્પન્ન થયુ, તે અર્થ અવશ્ય વિદ્યમાન હોવા છતાં જ્ઞાનમા એવો પ્રાપક (પ્રતીતિક્રિયારૂપ)વ્યાપાર થાય છે કે, જેનાથી અર્થ પ્રાપ્ત (=જ્ઞાત)થાય છે તેથી આ પ્રાપકવ્યાપાર (અર્થપ્રતીતિ)ક્રિયા જ જ્ઞાનનુ ફળ છે એટલે કે પ્રવૃત્તિના વિષયનુ પ્રદર્શન કરાવનાર જ્ઞાન પ્રમાણ છે અને એ પ્રદર્શન = વિષયપ્રતીતિ = પ્રાપકવ્યાપાર જ પ્રમાણફળ છે તેથી જે જ્ઞાન પ્રમાણ છે તે જ જ્ઞાન ફળરૂપ છે તથા અર્થની પ્રતીતિ એ જ જ્ઞાનનુ સ્વરૂપ છે

**શકા** – જો આ રીતે જ્ઞાન જ અર્થની પ્રતીતિરૂપ (=પ્રમિતિ)હોઇ પ્રમાણફળ છે તો પ્રમાણ શુ છે ?

**ઉત્તર** – ફળરૂપ જ્ઞાન જે વિષયમાથી ઉત્પન્ન થાય છે જ્ઞાનમાં તે જ વિષયની જે સદૃશતા છે તે પ્રમાણ છે જેમકે નીલમાથી ઉત્પન્ન થતુ જ્ઞાન નીલ જેવુ હોય છે અહીં જે સદૃશતા છે તે જ પ્રમાણ છે સદૃશતા, સારુપ્ય, આકારવગેરે પર્યાયવાચી શબ્દો છે

**શકા** – આ સદૃશતા જ્ઞાનથી અભિન્ન હોવાથી જે જ્ઞાન પ્રમાણરૂપ છે તે જ્ઞાન જ ફળરૂપ છે એમ આવીને ઊભુ રહ્યુ એક જ વસ્તુ પોતાનું સાધન અને સાધ્ય એમ બન્ને ન બની શકે તેથી પ્રમાણને સાધન માનવુ હોય તો તેને અર્થસારુપ્યરૂપ શી રીતે માની શકાય ?

**સમાધાન** – જે સાધનથી અર્થપ્રતીતિરૂપ પ્રમાણફળ સિદ્ધ થાય, તે સાધન પ્રમાણ કહેવાય જ્ઞાનની અર્થ સાથેની સદૃશતાથી જ અર્થપ્રતીતિ સિદ્ધ થાય છે તેથી આ સદૃશતા જ પ્રમાણ છે તે યોગ્ય જ છે તેથી પ્રમાણ-ફળવચ્ચે અભેદ ઇષ્ટ જ છે

**શકા** .- ઇન્દ્રિયોવગેરેથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તેઓ તો ઉત્પન્ન થયેલાં જ્ઞાનથી ભિન્ન છે તો પ્રમાણ અને ફળ વચ્ચે અભેદભાવ શી રીતે આવશે ?

**સમાધાન** – અલબત્ત, જ્ઞાનની ઉત્પત્તિમા ઇન્દ્રિયો સહાયક જરૂર છે છતા પણ, ઉત્પન્ન થયેલુ તે જ્ઞાન 'નીલાદિ નિશ્ચિત બાહ્યાર્થનાં જ સંવેદનરૂપ છે' તેવો નિશ્ચય કરાવવામાં આ ઇન્દ્રિયો સાધન બનતી નથી તેથી જડ ઇન્દ્રિયો પ્રમાણ તરીકે માન્ય નથી પણ જ્યારે જ્ઞાન 'નીલાદિ નિશ્ચિત બાહ્યાર્થ સદૃશ છે' તેવો અનુભવ થાય છે ત્યારે જ તે જ્ઞાન 'નીલાદિ નિશ્ચિત બાહ્યાર્થના સંવેદનરૂપ છે' તેવો નિર્ણય થાય છે માટે આ સદૃશતા જ પ્રમાણરૂપ છે અને તે પોતાના ફળભૂત અર્થપ્રતીતિરૂપ જ્ઞાનથી અભિન્ન જ છે તેથી પ્રમાણ અને પ્રમાણફળ વચ્ચેના અભેદભાવને કોઇ બાધ નથી

१ कारिकेय तत्त्वार्थश्लोकवार्तिके, पृ ४२१ उद्धृता ।

यदपि धर्मोत्तरेण "अर्थसारूप्यमस्य प्रमाणम् । तद्वशादर्थप्रतीतिसिद्धे"[1] इति न्यायबिन्दुसूत्रं विवृण्वता भणितम्– "नीलनिर्भासं हि विज्ञानं, यतस्तस्माद् नीलस्य प्रतीतिरवसीयते । येभ्यो हि चक्षुरादिभ्यो ज्ञानमुत्पद्यते, न तद्वशात् तज्ज्ञानं=नीलस्य संवेदनं शक्यतेऽवस्थापयितुं नीलसदृशं त्वनुभूयमानं नीलस्य संवेदनमवस्थाप्यते । न चात्र जन्यजनकभावनिबन्धनं साध्यसाधनभावं, येनैकस्मिन् वस्तुनि विरोधः स्यात् । अपि तु व्यवस्थाप्यव्यवस्थापकभावेन। तत एकस्य वस्तुनः किञ्चिद्रूपं प्रमाणं, किञ्चित् प्रमाणफलं न विरुध्यते । व्यवस्थापनहेतुर्हि सारूप्यं तस्य ज्ञानस्य व्यवस्थाप्यं च नीलसंवेदनरूपम्"[2] इत्यादि ॥

**शंका** – પ્રમાણ એ પ્રમાણફળ=પ્રમિતિનો જનક હોઇ સાધન છે અને પ્રમિતિ એ પ્રમાણથી જન્ય હોઇ સાધ્ય છે. આમ પ્રમાણ–પ્રમિતિ વચ્ચે જન્ય–જનકભાવ છે. અને જન્યજનકભાવ બે ભિન્ન વચ્ચે જ ઘટે. તેથી જો પ્રમાણ–પ્રમિતિ પરસ્પર અભિન્ન હોય, તો બન્ને વચ્ચે સાધ્યસાધનભાવ શી રીતે સુપપન્ન બને ?

**સમાધાન** – અમે જન્યજનકભાવથી સાધ્યસાધનભાવ માનતા નથી. પરંતુ વ્યવસ્થાપ્ય–વ્યવસ્થાપકભાવથી સાધ્યસાધનભાવ માનીએ છીએ. ચક્ષુવગેરે તેવી પ્રતીતિના જનક હોવા છતાં 'આ પ્રતીતિ નીલની છે, પીતની નથી' એવી વ્યવસ્થા કરવામાં અસમર્થ છે. તેથી પ્રમાણ બની ન શકે. જ્ઞાનમાં અર્થની સરૂપતા=સદેશતા આવતી હોવાથી જ તે 'આ નીલની પ્રતીતિ છે, પીતની નથી' એવી વ્યવસ્થા કરી શકે છે. તેથી અહીં સાધ્યસાધનભાવમાં જન્ય–જનકભાવ હેતુ નથી, પરંતુ વ્યવસ્થાપ્ય–વ્યવસ્થાપકભાવ જ હેતુ છે, અને એક જ વસ્તુના આ બે અંશ હોવામાં વિરોધ નથી. તેથી જ્ઞાનનું સારૂપ્ય એ વ્યવસ્થાપક=પ્રમાણ છે અને નીલસંવેદનાદિરૂપ અર્થપ્રતીતિ એ વ્યવસ્થાપ્ય=સાધ્ય=પ્રમિતિ=પ્રમાણફળ છે એમ સિદ્ધ થાય છે.

## વ્યવસ્થાપ્ય–વ્યવસ્થાપકભાવ અસિદ્ધ–જૈન

આ બધું પણ સારહીન છે. બૌદ્ધમતે સર્વપદાર્થો ક્ષણિક હોવાથી તેઓનો 'ક્ષણ' તરીકે જ વ્યપદેશ થાય છે. આ દરેક ક્ષણો નિરંશ છે. અર્થાત્ બે કે વધુ અંશો વિનાના છે, કારણ કે દરેક ક્ષણો એક જ સ્વભાવી તરીકે માન્ય છે. તેથી જ્ઞાનક્ષણ પણ નિરંશ છે. આવા જ્ઞાનક્ષણમાં વ્યવસ્થાપ્ય–વ્યવસ્થાપકાત્મક બે સ્વભાવ ઘટી ન શકે. (એક જ અંશે=સ્વરૂપે બે સ્વભાવ હોઇ શકે નહિ. જેટલા સ્વભાવ એટલા સ્વરૂપ (=અંશ) ન માનવામાં તો સંકર–અતિપ્રસંગાદિ દોષો આવે. ઘટમાં ઘટત્વધર્મ જે અંશથી છે તે જ અંશથી પૃથ્વીત્વધર્મ નથી, પણ જૂદા અંશે છે. તે પ્રસિદ્ધ છે. એમ અહીં પણ જો જ્ઞાનમાં ઉપરોક્ત બે સ્વભાવ = ધર્મ માનવા હોય, તો બે જૂદા અંશ કલ્પવા પડે. નિરંશજ્ઞાનક્ષણમાં તે સંભવી શકે નહિ, અન્યથા નિરંશક્ષણકલ્પના નષ્ટ થઇ જાય.) વળી વ્યવસ્થાપ્ય–વ્યવસ્થાપકભાવ સંબંધરૂપ છે તેમ તમને પણ ઇષ્ટ છે. સંબંધ હંમેશા દ્વિષ્ઠ (=બે ધર્મીમાં રહેનારો) હોવાથી એક જ જ્ઞાનક્ષણરૂપ નિરંશધર્મીમાં રહી શકે નહિ.

## અર્થાકારતાથી પણ અભેદની અસિદ્ધિ

તથા અર્થસારૂપ્ય અર્થાકારતારૂપ છે. આ અર્થાકારતા (અર્થના જેવા આકારપણું) નિશ્ચયરૂપ છે કે અનિશ્ચયરૂપ? જો નિશ્ચયરૂપ છે, તો તે જ વ્યવસ્થાપક હો. અર્થાત્ અર્થસારુપ્યરૂપ વ્યવસ્થાપક (=પ્રમાણ) પોતે જ નિશ્ચયરૂપ (=ફળ=વ્યવસ્થાપ્ય) પણ હોવાથી તેનાથી જ ઉભયકાર્ય (પ્રમાણ–ફળ) સરી જતું હોવાથી એક વ્યવસ્થાપક અને અન્ય વ્યવસ્થાપ્ય એમ ઉભય કલ્પનાની કોઇ આવશ્યકતા રહેતી નથી. હવે જો "અર્થાકારતા નિશ્ચયરૂપ નથી" એમ કહેશો તો વ્યવસ્થાપક પોતે અનિશ્ચિત હોવાથી નીલાદિ સંવેદનનો શી રીતે નિશ્ચય કરી શકશે ? 'અનિશ્ચિતપ્રમાણ નિશ્ચિતપ્રમિતિનું સાધન બને' એ વાત સંભવતી નથી. વળી આ 'અર્થાકારતા' શબ્દથી તમારું તાત્પર્ય શું છે? (૧) શું અર્થગ્રહણપરિણામ ? કે પછી (૨) અર્થાકારધારકપણું ? જો પ્રથમ પક્ષ દર્શાવ્યો, તો સિદ્ધસાધનદોષ છે; કારણ કે 'અર્થાકારતા'='જ્ઞાનનો અર્થને ગ્રહણ કરવાનો પરિણામ' એવું

१ न्यायबिन्दो १–२०, २१ । २ न्यायबिन्दो १–२१ धर्मोत्तरकृतवृत्तौ ।

तदप्यसारम् । एकस्य निरंशस्य ज्ञानक्षणस्य व्यवस्थाप्यव्यवस्थापकत्वलक्षणस्वभावद्वयायोगात्, व्यवस्थाप्यव्यवस्थापकभावस्यापि च सम्बन्धत्वेन द्विष्ठत्वादेकस्मिन्नसंभवात् । किञ्च, अर्थसारूप्यमर्थाकारता तच्च निश्चयरूपम्, अनिश्चयरूपं वा ? निश्चयरूपं चेत् ? तदेव व्यवस्थापकमस्तु, किमुभयकल्पनया ? अनिश्चितं चेत्? स्वयमव्यवस्थितं कथं नीलादिसंवेदनव्यवस्थापने समर्थम् ? अपि च केयमर्थाकारता ? किमर्थग्रहणपरिणामः ? आहोस्विदर्थाकारधारित्वम् ? नाद्यः, सिद्धसाधनात् । द्वितीयस्तु ज्ञानस्य प्रमेयाकारानुकरणाज्जडत्वापत्त्यादिदोषाघ्रातः । तन्न प्रमाणादेकान्तेन फलस्याभेदः साधीयान् । सर्वथा तादात्म्ये हि प्रमाणफलयोर्न व्यवस्था, तद्भावविरोधात् । न हि सारूप्यमस्य प्रमाणमधिगतिः फलमिति सर्वथातादात्म्ये सिद्ध्यति अतिप्रसङ्गात् ॥

તાત્પર્ય તો અમને પણ માન્ય છે કેમકે અર્થનો પરિચ્છેદ કરવો એજ જ્ઞાનનુ સ્વરૂપ હોવાથી જ્ઞાનનો અર્થબોધકસ્વભાવ અમને સમત જ છે બીજો પક્ષ અનાદેય છે કેમકે પ્રમેય જડ છે જ્ઞાન પણ જો તે પ્રમેયના આકાર = સ્વરૂપનો ધારક થાય, તો જ્ઞાન પણ જડ બની જાય, વગેરે ઘણા દોષોની આપત્તિ છે. તેથી પ્રમાણ અર્થાકારતાથી જૂદા સ્વરૂપવાળુ છે તેથી 'પ્રમાણ અને ફળ એકાતે અભિન્ન નથી' તેમ સિદ્ધ થાય છે સર્વથા અભેદ=સર્વથા તાદાત્મ્ય=તદ્રૂપપણુ સર્વથા તાદાત્મ્ય=એકરૂપતા માનવામા પ્રમાણ–ફળની વ્યવસ્થા જ ન રહે, કેમકે તાદાત્મ્યભાવસાથે વિરોધ આવે કેમ કે 'જ્ઞાનનુ સારુપ્ય પ્રમાણ છે' અને 'બોધ એ ફળ છે' આમ ભિન્ન સ્વરૂપો સર્વથાતાદાત્મ્ય માનવામા સિદ્ધ ન થાય કેમ કે સર્વથાતાદાત્મ્ય એટલે જ એકરૂપતા જો બે ભિન્ન સ્વરૂપ વચ્ચે પણ સર્વથાતાદાત્મ્ય માનો તો દાહકતા અને શામકતા વચ્ચે પણ સર્વથાતાદાત્મ્ય માનવાનો અતિપ્રસંગ આવે

## વ્યાવૃત્તિ દ્વારા પણ અભેદની અસિદ્ધિ

**પૂર્વપક્ષ** –પ્રમાણમા 'અસારૂપ્યવ્યાવૃત્તિ' સારૂપ્ય છે, અને 'અનધિગતિથી વ્યાવૃત્તિ' અધિગતિ છે (તાત્પર્ય 'નીલજ્ઞાનમાં નીલઅર્થની સદૃશતા નથી' ઇત્યાદિરૂપ અસારૂપ્યની વ્યાવૃત્તિ જ પ્રમાણનુ સારૂપ્ય છે અર્થાત્ નીલજ્ઞાનમાંથી નીલઅર્થની અસદૃશતા દૂર થવી તે સારૂપ્ય છે, અને તે જ વ્યવસ્થાપનમાં હેતુ હોઇ પ્રમાણ છે તથા 'નીલનો આ બોધ નથી' એવી અનધિગતિ હટવા દ્વારા 'નીલનો બોધ છે' એવી વ્યવસ્થા કરાય છે તેથી અનધિગતિની વ્યાવૃત્તિ જ અધિગતિ (=પ્રમિતિ=પ્રમાણફળ)નુ સ્વરૂપ છે અથવા 'નીલભિન્નનો આ બોધ નથી' એવી વ્યાવૃત્તિ જ અનધિગતિની વ્યાવૃત્તિ છે ) આ પ્રમાણે પ્રમાણ અને ફળની વ્યાવૃત્તિમા ભેદ હોઇ એકમા જ પ્રમાણ અને ફળની વ્યવસ્થા થઇ શકે છે

**ઉત્તરપક્ષ** :– આ બરાબર નથી કેમકે જો પ્રમાણ અને ફળના સ્વભાવમાં ભેદ ન હોય તો બન્નેની અન્યથી વ્યાવૃત્તિ પણ ભિન્ન–ભિન્ન ન હોય પરતુ એક જ હોય આમ સ્વભાવભેદથી જ વ્યાવૃત્તિઓમા પણ આવો ભેદ સિદ્ધ થાય છે તથા જેમ પ્રમાણ અને ફળની ક્રમશ અપ્રમાણ તથા અફળથી વ્યાવૃત્તિ દ્વારા પ્રમાણ અને ફળ તરીકે વ્યવસ્થા થઇ છે, તેમ બીજા પ્રમાણ અને બીજા ફળથી વ્યાવૃત્તિદ્વારા અપ્રમાણ અને અફળ તરીકે પણ વ્યવસ્થા શા માટે ન થઇ શકે ? કારણ કે વસ્તુ જેમ વિજાતીયથી ભિન્ન છે, તેમ સજાતીયથી પણ ભિન્ન છે (ઘ ત માટીનો એક ઘડો વસ્ત્રાદિથી જેમ ભિન્ન છે, તેમ સુવર્ણાદિઘટથી તથા બીજા માટીનાં ઘડાથી પણ ભિન્ન છે તાત્પર્ય.– જો પ્રમાણ અને ફળની વ્યવસ્થામાં વ્યાવૃત્તિ જ મુખ્યભાગ ભજવતી હોય, તો એકના એક જ પ્રમાણમા અપ્રમાણથી જેમ વ્યાવૃત્તિ છે તેમ બીજા પ્રમાણથી પણ વ્યાવૃત્તિ છે 'નીલસંવેદન'નાં પ્રમાણ કરતાં પીતસંવેદનનુ પ્રમાણ ભિન્ન જ છે કેમકે નીલસારૂપ્ય કરતાં પીતસારૂપ્ય ભિન્ન છે તેથી'જેમ અપ્રમાણથી વ્યાવૃત્ત હોઇ પ્રમાણ છે, તેમ બીજા પ્રમાણથી વ્યાવૃત્ત હોઇ અપ્રમાણ છે' તેમ પણ કહી શકાય એ જ પ્રમાણે ફળ પણ અફળ છે એમ કહી શકાય ) તેથી એકીસમયે એકમા જ પ્રમાણત્વ અપ્રમાણત્વ તથા ફળત્વ અને અફળત્વ એમ વિરોધીધર્મોનો અધ્યાસ માનવો પડશે અતએવ પ્રમાણ અને

ननु प्रमाणस्यासाम्यव्यावृत्ति सारूप्यम्, अनधिगतिव्यावृत्तिरधिगतिरिति व्यावृत्तिभेदादेकस्यापि प्रमाणफलव्यवस्थेति चेत् ? नैवम् । स्वभावभेदमन्तरेणान्यव्यावृत्तिभेदस्यानुपपत्ते । कथ च प्रमाणस्य फलस्य चाप्रमाणाफलव्यावृत्त्या प्रमाणफलव्यवस्थावत् प्रमाणान्तरफलान्तरव्यावृत्त्याप्यप्रमाणत्वस्याफलत्वस्य च व्यवस्था न स्यात् ? विजातीयादिव सजातीयादपि व्यावृत्तत्वाद् वस्तुन । तस्मात् प्रमाणात् फल कथञ्चिद् भिन्नमेवैष्टव्य, साध्यसाधनभावेन प्रतीयमानत्वात्। ये हि साध्यसाधनभावेन प्रतीयेते ते परस्पर भिद्येते यथा कुठारच्छिदिक्रिये इति ॥

एवं यौगाभिप्रेत प्रमाणात् फलस्यैकान्तभेदोऽपि निराकर्तव्य, तस्यैकप्रमातृतादात्म्येन प्रमाणात् कथञ्चिदभेदव्यवस्थिते। प्रमाणतया परिणतस्यैवात्मन फलतया परिणतिप्रतीते य प्रमिमीते स एवोपादत्ते, परित्यजति, उपेक्षते चेति सर्वव्यवहारिभिरस्खलितमनुभवात्। इतरथा स्वपरयो प्रमाणफलव्यवस्थाविप्लव प्रसज्यत इत्यलम्॥

ફળ વચ્ચે કથચિત્ ભેદ માનવો જ ઉચિત છે કારણ કે બન્નેવચ્ચે સાધ્ય-સાધન ભાવ પ્રતીત છે જેઓ પરસ્પર સાધ્ય-સાધનભાવરૂપે પ્રતીત થાય છે, તેઓ પરસ્પર ભિન્ન છે, જેમ કે કુહાડી અને છેદનક્રિયા

### એકાતભેદ અસંગત

આમ બૌદ્ધને ઇષ્ટ એવા એકાતઅભેદને નિરસ્ત કર્યા પછી, યૌગ=નૈયાયિકને અભિમત એકાતભેદમત પણ નિરસ્ત કરવો જોઇએ ફળ પ્રમાણથી કથચિત્ અભિન્ન છે, કેમ કે જે પ્રમાતાને પ્રમાણ જ્ઞાન છે, તે જ પ્રમાતાને પ્રમાણફળનુ જ્ઞાન પણ હોય છે તથા પ્રમાણ અને ફળજ્ઞાન આ બન્ને, પ્રમાતાસાથે કથચિત્ તાદાત્મ્યભાવ ધરાવે છે પ્રમાણને પ્રમાતા સાથે તાદાત્મ્યભાવ છે અને ફળને પણ પ્રમાતા સાથે તાદાત્મ્યભાવ છે તેથી એક પ્રમાતૃતાદાત્મ્યસબધથી પ્રમાણ અને ફળ બન્ને પણ કથચિત્ પરસ્પર અભિન્ન છે જે પ્રમાતા પ્રમાણજ્ઞાનઆકારરૂપે પરિણત થાય છે, તે જ પ્રમાતા ફળરૂપે પરિણત થાય છે, તે પ્રતીતિસિદ્ધ છે કેમકે જે પ્રમિતિ કરે છે, તે જ ઉપાદાન કરે છે, ત્યાગ કરે છે અને ઉપેક્ષા કરે છે અર્થાત્ પ્રમાણથી ઉપાદેય હેય કે ઉપેક્ષ્યરૂપે જ્ઞાત થયેલી વસ્તુમા પ્રમાતા ગ્રહણઆદિ પ્રવૃત્તિ કરે છે આ વાત બધા જ લોકો ને અસ્ખલિતપણે અનુભવસિદ્ધ છે તેથી જેને પ્રમાણનુ જ્ઞાન છે, તેને જ ફળનુ જ્ઞાન છે, તેમ નક્કી થાય છે જો પ્રમાણ અને ફળ એક આત્મામા રહેનારા ન હોય, તો સ્વપ્રમાણથી પરને ફળ અને પરના પ્રમાણથી સ્વને ફળ પ્રાપ્ત થવુ જોઇએ અને તો પ્રમાણ અને ફળની કોઇ વ્યવસ્થા જ રહે નહિ આમ આ વ્યવસ્થાભગનો પ્રસગ છે.

### ક્ષણિકવાદની સિદ્ધિ-બૌદ્ધમત

અથવા પૂર્વાર્દ્ધની વ્યાખ્યા બીજા પ્રકારે કરે છે **પૂર્વપક્ષ .-** (સૌગતોની કલ્પના) '*સર્વ સત્ વસ્તુઓ ક્ષણિક છે, જે ક્ષણિક નથી તે સત્ પણ નથી* ' કારણ કે મુદ્ગરવગેરે વિનાશકસાધનોની હાજરીમા ઘટવગેરે સર્વ સત્વસ્તુઓ વિનષ્ટ બની સ્પષ્ટ ઉપલબ્ધ થાય છે. આ ઘટવગેરે વસ્તુઓ મુદ્ગરઆદિના પ્રહારથી અત્યઅવસ્થામાં **જે સ્વરૂપથી નાશ** પામે છે, તે જ સ્વરૂપ તે ઘટવગેરેની ઉત્પત્તિના પ્રથમ ક્ષણે હતુ કે નહિ ? જો પ્રથમક્ષણે પણ તે **સ્વરૂપ હતું જ**, તો 'પ્રથમક્ષણે તે ઘટાદિક નાશ ન પામે અને અત્યક્ષણે જ નાશ પામે' તેમ કહેવામાં પ્રયોજક કોણ ? **અર્થાત્** પ્રથમક્ષણે પણ નાશ પામવાનુ સ્વરૂપ હોવાથી ઘટવગેરે ઉત્પત્તિ પછીની **પ્રથમક્ષણે જ નાશ પામશે** (અને જો ઘટવગેરેનુ અંત્યક્ષણે પ્રથમક્ષણ કરતા ભિન્નસ્વરૂપ હોય, તો તે ભિન્ન સ્વરૂપતા કોનાથી આવી ? અને ક્યારે આવી ? તથા સ્વરૂપ બદલવાથી તે સ્વરૂપવાળા ઘટવગેરે પણ કેમ બદલાઇ ન જાય ? કેમકે સ્વરૂપના ભેદમાં સ્વરૂપીનો પણ ભેદ થાય છે આમ અંત્યક્ષણના સ્વરૂપને ભિન્ન માનવામાં પણ અણઉકેલ્યા પ્રશ્નો ઊભા થાય તેથી એમ માની શકાય નહિ તેથી વસ્તુનો ઉત્પત્તિ પછી તરત જ વિનાશ થાય છે ) તેથી વસ્તુ ક્ષણિક છે તેમજ સિદ્ધ થાય છે

अथवा पूर्वार्द्धमिदमन्यथा व्याख्येयम्। सौगता किलेत्थं प्रमाणयन्ति *"सर्वं सत् क्षणिकम्"* यत सर्वं तावद् घटादिकं वस्तु मुद्गरादिसंनिधौ नाशं गच्छद् दृश्यते । तत्र येन स्वरूपेणान्त्यावस्थाया घटादिकं विनश्यति तच्चेतत्स्वरूपमुत्पन्नमात्रस्य विद्यते इति तदानीमुत्पादानन्तरमेव तेन विनष्टव्यम्, इति व्यक्तमस्य क्षणिकत्वम् ।

अथेदृश एव स्वभावस्तस्य हेतुतो जातो यत्कियन्तमपि कालं स्थित्वा विनश्यति। एवं तर्हि मुद्गरादिसन्निधानेऽपि एष एव तस्य स्वभाव इति पुनरप्येतेन तावन्तमेव कालं स्थातव्यम् इति नैव विनश्यदिति।सोऽयं *"अदित्सोर्वणिज प्रतिदिनं पत्रलिखितश्वस्तनदिनभणनन्याय"*[1] । तस्मात् क्षणद्वयस्थायित्वेनाप्युत्पत्तौ प्रथमक्षणवद् द्वितीयेऽपि क्षणे क्षणद्वयस्थायित्वात् पुनरपरक्षणद्वयमवतिष्ठेत।एवं तृतीयेऽपि क्षणे तत्स्वभावत्वान्नैव विनश्यदिति ॥स्यादेतत्। स्थावरमेव

## અમુકકાળ સ્થિરતાસ્વભાવ પણ અસંગત

**પૂર્વપક્ષ** - પોતાના હેતુમાથી વસ્તુ એવા સ્વભાવવાળી જ ઉત્પન્ન થાય છે, કે અમુકકાળ સુધી જગતમા વિદ્યમાન રહી પછી નાશ પામવુ એટલે વસ્તુ ક્ષણિક સિદ્ધ નહિ થાય

**બૌદ્ધ** - જો વસ્તુ આવા સ્વભાવવાળી ઉત્પન્ન થતી હોય તો વસ્તુ સર્વદા એકસ્વભાવી હોઇ, જ્યારે મુદ્ગરાદિ હાજર થશે ત્યારે પણ તેનો એ સ્વભાવ તો તાજોને તાજો જ રહેશે તેથી ફરીથી તેટલી મુદત સુધી સ્થિર રહેવાનો પરવાનો મેળવશે આમ દર વખતે તે સ્વભાવ અચળ હોઇ વસ્તુ પણ નષ્ટ થવાની મુદત આગી ઠેલવ્યા કરશે કોઇ વાણીયાએ બીજા પાસે ઉછીના પૈસા લીધા અને લખી આપ્યુ કે "આવતી કાલે આપી દઇશ" પેલો લેણદાર બીજા દિવસે આવ્યો અને પૈસા માગ્યા એટલે વાણીયાએ પત્ર બતાવીને કહ્યુ "મે લખી આપ્યુ છે ને કે 'આવતી કાલે આપીશ' માટે આવતી કાલે આવજે" આમ રોજ પેલાને પત્ર દેખાડી આવતીકાલનો વાયદો આપે છે આવતીકાલ આવતી નથી અને પૈસા આપતો નથી આ ન્યાય અહી પણ બરાબર લાગે છે વસ્તુનો અમૂક દિવસ રહેવાનો સ્વભાવ નષ્ટ થતો નથી અને વસ્તુ નષ્ટ થતી નથી તેથી આ કલ્પનામુજબ જ 'વસ્તુ સ્વવિનાશકસામગ્રીની હાજરીમા વિનાશ પામે છે' એમ પણ તમારાથી માની શકાય નહિ આમ માત્ર બે ક્ષણ રહેવાના સ્વભાવ સાથે ઉત્પન્ન થયેલી વસ્તુનો બે ક્ષણ રહેવાનો સ્વભાવ પ્રથમક્ષણની જેમ બીજી ક્ષણે પણ રહેશે, તેથી ફરીથી બે ક્ષણ રહેશે વળી ત્રીજી ક્ષણે પણ બે ક્ષણ રહેવાનો સ્વભાવ તો અડીખમ ઊભો જ રહેવાનો આમ માત્ર બે ક્ષણ રહેવાના સ્વભાવસાથે વસ્તુ કાયમ માટે ટકી જશે

## અવિનશ્વરસ્વભાવીના વિનાશની અનુપપત્તિ

**પૂર્વપક્ષ** - વસ્તુ સ્વહેતુમાથી સ્થાવર=અવિનશ્વરસ્વભાવવાળી જ ઉત્પન્ન થાય છે પરતુ મુદ્ગરાદિ બળવાન વિરોધી તેનો વિનાશ કરે છે

**બૌદ્ધ** - આ અસત્ છે કેમકે અસગત છે એક બાજુ 'અનશ્વર હોઇ વિનાશ પામતુ નથી' એમ દર્શાવવુ અને બીજી બાજુ વિરોધીબળદ્વારા તેનો વિનાશ બતાવવો આ તો પરસ્પરવિરુદ્ધ છે એવુ ક્યારેય સભવી ન શકે કે 'દેવદત્ત જીવે છે અને તેનુ મરણ થાય છે' જો તે જીવે છે તો મરતો નથી, અને મરતો હોય તો તેને જીવતો ન કહેવાય જો વસ્તુનો વિનાશ થઇ શકે છે, તો તે સ્વહેતુમાથી અવિનશ્વરસ્વભાવવાળી ઉત્પન્ન થાય છે તેમ શી રીતે કહેવાય? ''મરી રહ્યો છે અને અમરણધર્મવાળો છે'' એમ કહેવુ બરાબર નથી તેથી જો વસ્તુ અવિનશ્વર હોય, તો ક્યારેય પણ તેનો નાશ થવો જોઇએ નહિ પણ નાશ થતો દેખાય છે તેથી 'વસ્તુઓ સ્વહેતુમાથી વિનશ્વરસ્વભાવવાળી જ ઉત્પન્ન થાય છે' એમ અનિચ્છાએ પણ સ્વીકારવુ જ રહ્યુ માટે 'સઘળા સતપદાર્થો ઉત્પન્ન થતાની સાથે જ નાશ પામે છે ક્ષણિક છે' તેમ સિદ્ધ થાય છે

१ कश्चिद् वणिक् द्रव्यमदित्सु पत्रद्वारा प्रत्यहमुत्तमर्णाय श्वस्तनदिने दास्य इति बोधयति तद्वत् ।

तत् स्वहेतोर्जातम्, पर बलेन विरोधकेन मुद्गरादिना विनाश्यत इति । तदसत् । कथ पुनरेतद् घटिष्यते–न च तद् विनश्यति स्थावरत्वात्, विनाशश्च तस्य विरोधिना बलेन क्रियते इति । न ह्येतत्सम्भवति *'जीवति देवदत्तो मरण चास्य भवतीति '* । अथ विनश्यति तर्हि कथमविनश्वर तद्वस्तु स्वहेतोर्जातमिति । न हि म्रियते चामरणधमा चेति युज्यते वक्तुम् । तस्मादविनश्वरत्वे कदाचिदपि नाशायोगात् दृष्टत्वाच्च नाशस्य, नश्वरमेव तद्वस्तु स्वहेतोरुपजातमङ्गीकर्तव्यम्। तस्मादुत्पन्नमात्रमेव तद् विनश्यति । तथा च क्षणक्षयित्व सिद्ध भवति ॥

**प्रयोगस्त्वेवम्** । यद्विनश्वरस्वरूप तदुत्पत्तेरनन्तरमनवस्थायि, यथान्त्यक्षणवर्तिघटस्य स्वरूपम् । विनश्वरस्वरूप च रूपादिकमुदयकाले, इति स्वभावहेतु[१] । यदि क्षणक्षयिणो भावा , कथ तर्हि स एवायमिति प्रत्यभिज्ञा स्यात् ? उच्यते। निरन्तरसदृशापरापरोत्पादात्, अविद्यानुबन्धाच्च । पूर्वक्षणविनाशकाल एव तत्सदृश क्षणान्तरमुदयते ।

## વિનાશી વસ્તુની ક્ષણિક્તા

**પ્રયોગ** – ' જે નાશ થવાના સ્વરૂપવાળુ હોય, તે ઉત્પત્તિની પછીની ક્ષણે રહેતુ નથી નાશ પામે છે જેમકે ચરમ સમયે રહેલા ઘટનુ સ્વરૂપ' જેમ અત્યસમયમા રહેલા ઘટનુ સ્વરૂપ વિનશ્વર છે તો ઘડો તે ક્ષણે નાશ પામે છે, પછીની ક્ષણે સ્વસ્વરૂપમા રહેતો નથી તેમ જે વસ્તુનુ સ્વરૂપ વિનશ્વર છે, તે વસ્તુ પોતાની ઉત્પત્તિની પછીની ક્ષણે અવસ્થિત રહેતી નથી પણ નષ્ટ થાય છે અને રૂપાદિ વસ્તુઓ ઉત્પત્તિકાળે વિનશ્વરસ્વભાવવાળી જ ઉત્પન્ન થાય છે તેથી બધી વસ્તુઓ ક્ષણિક છે અહી અનુમાનમા વિનશ્વરસ્વરૂપ 'હેતુ' સ્વભાવહેતુ છે (બૌદ્ધમતે ત્રણ પ્રકારના હેતુ છે (૧) પદાર્થની પ્રાપ્તિ ન થવારૂપ અનુપલબ્ધિહેતુ છે જેમકે ''ઘરમા ચૈત્ર નથી, કેમકે તેની અનુપલબ્ધિ છે '' (૨)સ્વભાવહેતુ–જ્યા બે વચ્ચે કાર્ય–કારણભાવ ન હોય, માત્ર એકની સત્તા જ બીજાની સત્તાનુ સૂચન કરતી હોય 'જેમકે આ વૃક્ષ છે કેમ કે શિશિપા છે' (શિશિપા એક પ્રકારનુ વૃક્ષ છે)(૩)જ્યા હેતુ સાધ્યનુ કાર્ય હોય એટલે કે હેતુ–સાધ્ય વચ્ચે કાર્યકારણભાવ હોય, જેમકે અહી અગ્નિ છે, કેમકે ધૂમાડો છે)

## પ્રત્યભિજ્ઞાન ભ્રાન્ત

**શકા** .– જો સર્વભાવો ક્ષણવિનશ્વર હોય, તો 'તે જ આ છે ' એવી પ્રત્યભિજ્ઞા શી રીતે થશે ? (તે જ આ છે ઇંત્યાદિ જ્ઞાનોમા 'આ છે' ઇંત્યાદિ અશે પ્રત્યક્ષ અને 'તે જ' એ અશે સ્મરણાત્મકજ્ઞાન છે આ બને જ્ઞાનદ્વારા જે સાદૃશ્ય વગેરે ઉત્પન્ન થાય છે તે સાદૃશ્યાદિને સકલિત કરનારૂ જ્ઞાન પ્રત્યભિજ્ઞા 'આ તે જ છે ' ''આ તેના જેવુ છે '' ''આ તેનાથી વિલક્ષણ છે '' ''આ તેનો પ્રતિયોગી છે '' ઇંત્યાદિ જ્ઞાનો આમા સમાવિષ્ટ થાય છે આ પ્રત્યભિજ્ઞા એક જ પદાર્થના પૂર્વકાળનો અને ઉત્તરકાળનો સબધ જોડે છે ) વસ્તુ અક્ષણિક હોય તો જ આ પ્રત્યભિજ્ઞા સભવી શકે, અન્યથા નહિ વસ્તુને ક્ષણિક માનવામા સર્વજનસિદ્ધ આ પ્રત્યભિજ્ઞા સગત નહિ થાય

**સમાધાન** – અત્યતસદેશ અપર– અપરક્ષણો (=ક્ષણભાવીપદાર્થો ) ક્રમિક રીતે ઉત્પન્ન થયા જ કરે છે આમ એકબાજુ અવ્યવહિત પૂર્વોતરક્ષણો વચ્ચે અત્યત સદેશતા, અને બીજી બાજુ અનાદિકાલીનઅવિદ્યાનો યોગ આ બન્નેના કારણે સ્થૂળદૃષ્ટિવાળા સામાન્યલોકોને સમાનતાનો ભાસ થાય છે ( જે સમયે પૂર્વક્ષણ નાશ પામે છે, તે જ સમયે તેના જેવી જ ઉત્તરક્ષણ ઉત્પન્ન થાય છે આ ઉત્તરક્ષણ પૂર્વક્ષણથી આકારમા અવિલક્ષણ છે તથા બન્ને ક્ષણ વચ્ચે કાળનુ વ્યવધાન નથી તેથી પૂર્વક્ષણનો અત્યત=નિરન્વયઉચ્છેદ થઇ ગયો હોવા છતા, 'તેજ આ છે ' એવા અભેદનો બોધ કરાવતો પ્રત્યય ઉત્પન્ન થાય છે તેને બીજા લોકો પ્રત્યભિજ્ઞા કહે છે વાસ્તવમા તો બન્ને ક્ષણો અત્યત ભિન્ન

१ त्रीण्यव च लिङ्गानि (हेतव ) । अनुपलब्धि स्वभावकार्ये चेति । तत्रानुपलब्धियथा न प्रदेशविशेषे घट । क्वचिद् घटोपलब्धि–लक्षणप्राप्तस्यानुपलब्धेरिति । स्वभाव स्वसत्तामात्रभाविनि साध्यधर्मे हेतु । यथा वृक्षोऽय शिशिपात्वादिति । कार्य यथाग्निरत्र धूमादिति ।

तेनाकारविलक्षणत्वाभावादव्यवधानाच्चात्यन्तोच्छेदेऽपि स एवायमित्यभेदाध्यवसायी प्रत्यय प्रसूयते । अत्यन्तभिन्नेष्वपि लूनपुनरुत्पन्नकुशकाशकेशादिषु 'दृष्ट एवाय' 'स एवायम्' इति प्रत्यय, तथेहापि कि न सभाव्यते । तस्मात् सर्वं सत् क्षणिकमिति सिद्धम् । अत्र च पूर्वक्षण उपादानकारणम्, उत्तरक्षण उपादेयम् इति पराभिप्रायमङ्गीकृत्याह → कि न तुल्यकाल इत्यादि ॥

ते विशकलितमुक्तावलीकल्पा[१] निरन्वयविनाशिन पूर्वक्षणा उत्तरक्षणान् जनयन्त कि स्वोत्पत्तिकाल एव जनयन्ति, उत क्षणान्तरे ? न तावदाद्य । समकालभाविनोर्युवतिकुचयोरिवोपादानोपादेयभावाभावात् । अत साधूक्तम् न *तुल्यकाल फलहेतुभाव* इति । न च द्वितीय । तदानीं निरन्वयविनाशेन पूर्वक्षणस्य नष्टत्वादुत्तरक्षणजनने कुत सभावनापि? न चानुपादानस्योत्पत्तिर्दृष्टा, अतिप्रसङ्गात् । इति सुष्ठु व्याहृत *हेतौ विलीने न फलस्य भाव* इति । पदार्थस्त्वनयो पादयो प्रागेवोक्त । केवलमत्र फलमुपादेय हेतुरुपादान तद्भाव उपादानोपादेयभाव इत्यर्थ ॥

જ છે ) **દૃષ્ટાન્ત:**– લણી નાખ્યા પછી ફરીથી ઉગતા કુશ–કાશ (ઘાસ) તથા કાપી નાખ્યા પછી ફરીથી ઉત્પન્ન થતા વાળવગેરેમા'આ પૂર્વે જોયેલા જ છે ' 'આ તે જ છે ' એવી બુદ્ધિ થાય છે પરતુ વાસ્તવમા પૂર્વદૃષ્ટ અને અત્યારે દેખાતા એ બન્નેમા અત્યત ભેદ છે તેજ રીતે અહી પણ પરસ્પરભિન્ન એવી પૂર્વોતરક્ષણોમા "આ તે જ છે" ઇત્યાદિ પ્રત્યય શા માટે સભવી ન શકે? પરતુ એવા ભ્રાન્તપ્રત્યયમાત્રથી કઇ તે બન્ને અભિન્ન છે એમ કલ્પી લેવુ સગત નથી તેથી સર્વસત્વસ્તુઓ ક્ષણિક છે તે સિદ્ધ થાય છે અહી પૂર્વક્ષણ ઉપાદાનકારણ છે અને ઉત્તરક્ષણ ઉપાદેય=કાર્ય છે બૌદ્ધમતનો આ અભિપ્રાય છે આ અભિપ્રાયને અનુલક્ષીને કવિએ પૂર્વાર્દ્ધમા "ન તુલ્યકાલ" . ઇત્યાદિ કહ્યુ છે

**ક્ષણિકવાદમા ઉપાદાન–ઉપાદેયભાવની અસિદ્ધિ–જૈન**

**ઉત્તરપક્ષ (જૈન)** – બૌદ્ધમતે પૂર્વક્ષણો મોતીની માળામાથી વિખરાયેલા મોતીઓની શ્રેણિ જેવી તથા નિરન્વયનાશ પામવાવાળી છે અર્થાત્ જેમ છૂટા પડેલા મોતીઓ પરસ્પર અન્વય = સબધ વિનાના છે તેમ આ પૂર્વક્ષણો પણ ઉત્તરક્ષણો સાથે કોઇપણ જાતના અન્વય વિનાની હોય છે આમ સર્વથા નાશ પામનારી પૂર્વક્ષણો ઉત્તરક્ષણોને પોતાની ઉત્પત્તિકાળે જ ઉત્પન્ન કરે છે ? કે બીજી ક્ષણે? આદ્યપક્ષ અયોગ્ય છે કારણ કે એમ માનવામા પૂર્વક્ષણ અને ઉત્તરક્ષણની ઉત્પત્તિ સમાનકાલીન માનવી પડે અને સમાનકાલીન બે ભાવો વચ્ચે ઉપાદાન–ઉપાદેયભાવ નથી અત 'હેતુ અને ફળભાવ તુલ્યકાળે ઉત્પન્ન થનારી વસ્તુઓમા ન હોય' એવા સદર્ભવાળુ કવિનુ કથન સગત છે એજ પ્રમાણે દ્વિતીયપક્ષ પણ અસમર્થ છે, કેમકે બીજી ક્ષણે પૂર્વક્ષણ નિરન્વય નાશ પામે છે આમ હેતુરૂપ પૂર્વક્ષણ નષ્ટ થયા પછી ઉત્તરક્ષણને જન્મ શી રીતે આપી શકે ? અને ઉપાદાન વિના ઉત્પત્તિ ક્યારેય દૃષ્ટ કે ઇષ્ટ નથી, કેમકે તેમ માનવામા અતિપ્રસંગ છે અત: 'હેતુ નષ્ટ થયા પછી ફળ ઉત્પન્ન થઇ ન શકે' એ આશયથી કવિએ કહેલુ "हेतौ विलीने" ઇત્યાદિ વચન સુસગત છે અહી પૂર્વાર્દ્ધના બે પદના અર્થ પૂર્વવત્ સમજવા માત્ર ફળ= ઉપાદેય અને હેતુ = ઉપાદાન અને તે બેનો ભાવ = ઉપાદાન–ઉપાદેયભાવ સમજવો

સત્ વસ્તુમા ક્ષણિકત્વ સ્થાપવા મોક્ષાકરગુપ્ત નામના બૌદ્ધાચાર્યે પૂર્વે જે કથન કર્યુ , તે સર્વ સ્યાદ્વાદ સાથેના વાદમાં નિરવકાશ છે કારણ કે ક્ષણોનાં નિરન્વયનાશને છોડી બીજા બધા મુદ્દા સ્યાદ્વાદમતે કથચિત્ સિદ્ધસાધન છે કારણ કે દરેકક્ષણે પૂર્વ–પૂર્વ પર્યાયનો નાશ અને ઉત્તરોત્તરપર્યાયનો પ્રાદુર્ભાવ સ્યાદ્વાદીઓને સંમત જ છે

---

१ सूत्रविगलितमौक्तिकमालासदृशा ।

यच्च क्षणिकत्वस्थापनाय मोक्षाकरगुप्तेनानन्तरमेव प्रलपित तत् स्याद्वादवादे निरवकाशमेव । निरन्वयनाशवर्जं कथचित्सिद्धसाधनात् । प्रतिक्षण पर्यायनाशस्यानेकान्तवादिभिरभ्युपगमात् । यदप्यभिहितम् *'न ह्येतत् सभवति जीवति च देवदत्तो मरण चास्य भवतीति,'* तदपि सभवादेव न स्याद्वादिना क्षतिमावहति । यतो *जीवन*=प्राणधारण, मरण चायुर्दलिकक्षय । ततो जीवतोऽपि देवदत्तस्य प्रतिसमयमायुर्दलिकानामुदीर्णाना क्षयादुपपन्नमेव मरणम् । न च वाच्यमन्त्यावस्थायामेव कृत्स्नायुर्दलिकक्षयात् तत्रैव मरणव्यपदेशो युक्त इति ।तस्यामप्यवस्थाया न्यक्षेण तत्क्षयाभावात्। तत्रापि ह्यवशिष्टानामेव तेषा क्षयो न पुनस्तत्क्षण एव युगपत्सर्वेषाम् । इति सिद्ध गर्भादारभ्य प्रतिक्षण मरणम्। इत्यल प्रसङ्गेन ॥

## જીવનમરણની એકકાળતા

તથા અવિનશ્વરસ્વભાવસહિત ઉત્પન્ન થયેલી વસ્તુ બળવાન વિરોધી દ્વારા નાશ પામે છે. ઇત્યાદિ ચર્ચાના અનુસધાનમા 'એમ સભવતુ નથી કે દેવદત્ત જીવે છે, અને તેનુ મરણ થાય છે' ઇત્યાદિ આપત્તિ દર્શાવી હતી તે પણ સ્યાદ્વાદને જરા પણ આચ લગાડી શકે તેમ નથી કેમકે જીવવુ= પ્રાણને ધારી રાખવા મરણ=આયુષ્યકર્મના દળિકોનો ક્ષય જીવતા એવા દેવદત્તના ક્ષણે ક્ષણે આયુષ્યકર્મના ઉદયમા આવેલા દળિયા ભોગવાઇ રહ્યા છે ભોગવાઇ ગયેલા દળિયા કર્મપરિણામરૂપે નષ્ટ થાય છે તેથી ક્ષણે ક્ષણે જીવતા દેવદત્તનુ મરણ થઇ રહ્યુ છે તે ઉપપન્ન છે આ મરણને આગમ પરિભાષામા "આવિચીમરણ" કહે છે આમ પ્રાણધારણરૂપ જીવન અને આવિચીમરણ આ બન્ને એક સાથે હોવામા કોઇ વિરોધ નથી

**પૂર્વપક્ષ .-** આયુષ્યના અત્યક્ષણે જ આયુષ્યના સર્વદળિકો નાશ પામે છે તેથી તે વખતે જ મરણ કહેવાય પૂર્વકાળે તે બધા દળિકો નાશ પામતા ન હોવાથી મરણ કહી શકાય નહિ

**ઉત્તરપક્ષ '-** જીવનના અત્યકાળે પણ તે ભવના આયુષ્યના સઘળા દળિકો નાશ પામતા જ નથી ક્ષણે ક્ષણે નાશ પામતા પામતા બાકી રહેલા દળિયા જ ચરમ સમયે નાશ પામે છે તેથી સિદ્ધ થાય છે, કે જીવનુ ગર્ભથી આરભીને પ્રતિક્ષણ મૃત્યુ છે

**શકા :-** જો આમ ક્ષણે-ક્ષણે મૃત્યુ હોય, તો અત્યક્ષણે જ શા માટે મરણનો વ્યવહાર થાય છે

**સમાધાન -** અત્ય સમયે આયુષ્યના બાકી રહેલાં બધા દળિયા એક સાથે નાશ પામે છે, અને સાથે જ તે જીવની પ્રાણધારણ શક્તિ પણ નાશ પામે છે, તેથી અત્ય સમયે એકબાજુ શેષ દળિયાનો ક્ષય, અને બીજીબાજુ પ્રાણધારણરૂપ જીવનનો નાશ આ બન્ને હોઇ તે વખતે જ મરણનો વ્યવહાર થાય છે

## બૌદ્ધમાન્ય અર્થ-જ્ઞાનકાર્યકારણભાવનુ નિરાકરણ

અથવા અન્યપ્રકારે વ્યાખ્યા કરે છે સૌગતમતે અર્થથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થયેલુ તે જ્ઞાન તેજ (પોતાના ઉત્પાદક) અર્થનો બોધ કરે છે કેમકે "*જ્ઞાનનુ જે કારણ નથી, જ્ઞાનનો તે વિષય પણ નથી* " એવુ વચન છે તેથી અર્થ પોતે કારણ છે, અને જ્ઞાન કાર્ય છે

આ કથન સુદર નથી, કેમકે અર્થ જે ક્ષણે ઉત્પન્ન થાય છે, તે ક્ષણે પોતાની જ ઉત્પત્તિમા વ્યગ્ર હોય છે તેથી તે ક્ષણે જ્ઞાનને ઉત્પન્ન કરવાનુ કાર્ય કરી શકે નહી એટલે કે તે ક્ષણે જ્ઞાન ઉત્પન્ન થાય નહી બીજી ક્ષણે જ્ઞાન ઉત્પન્ન થાય, ત્યારે અર્થ પોતે અતીત=નષ્ટ થઇ જાય છે અને કાર્યકારણભાવ પૂર્વોત્તરકાળનિયત છે અર્થાત્ કારણ પૂર્વકાળે ઉદયમા આવે અને કાર્ય ઉત્તરકાળે ઉદયમા આવે તથા તમારા મતે સત્વસ્તુઓ ક્ષણિક છે આમ કારણભૂતઅર્થ ઉત્પત્તિની બીજી ક્ષણે નષ્ટ થશે તેથી તે વખતે કાર્યભૂત જ્ઞાન પ્રાદુર્ભૂત શી

अथवापरथा व्याख्या। सौगताना किलार्थेन ज्ञान जन्यते। तच्च ज्ञान तमेव स्वोत्पादकमर्थं गृह्णातीति। "नाकारण विषय"[1] इति वचनात्। ततश्चार्थ कारण ज्ञान च कार्यमिति॥ एतच्च न चारु। यतो यस्मिन् क्षणेऽर्थस्य स्वरूपसत्ता तस्मिन्नद्यापि ज्ञान नोत्पद्यते, तस्य तदा स्वोत्पत्तिमात्रव्यग्रत्वात्। यत्र च क्षणे ज्ञान समुत्पन्न तत्रार्थोऽतीत। पूर्वापरकालभावनियतश्च कार्यकारणभाव। क्षणातिरिक्त चावस्थान नास्ति। तत कथ ज्ञानस्योत्पत्ति, कारणस्य विलीनत्वात्। तद्विलये च ज्ञानस्य निर्विषयतानुपज्यते, कारणस्यैव युष्मन्मत तद्विषयत्वात्। निर्विषय च ज्ञानमप्रमाणमेवाकाशकेशज्ञानवत्। ज्ञानसहभाविनश्चार्थक्षणस्य न ग्राह्यत्वम्, तस्याकारणत्वात्। अत आह → 'न तुल्यकाल' इत्यादि। ज्ञानार्थयो फलहेतुभाव कार्यकारणभावस्तुल्यकालो न घटते, ज्ञानसहभाविनोऽर्थक्षणस्य ज्ञानानुत्पादकत्वात्, युगपद्भाविनो कार्यकारणभावायोगात्। अथ प्राचोऽर्थक्षणस्य ज्ञानोत्पादकत्व भविष्यति, तन्न। यत आह 'हेतौ' इत्यादि। हेतावर्थरूपे ज्ञानकारणे विलीने क्षणिकत्वान्निरन्वय विनष्टे न फलस्य ज्ञानलक्षणकार्यस्य *भाव*=आत्मलाभ स्यात्। जनकस्यार्थक्षणस्यातीतत्वाद्, निर्मूलमेव ज्ञानोत्थान स्यात्।

રીતે થઇ શકશે ? કારણ કે કારણનો નિરન્વય નાશ થઇ ગયો છે કદાચ જ્ઞાન ઉત્પન્ન થાય તેમ માનીએ, તો પણ જ્ઞાનને વિષયરહિત માનવુ પડે કારણ કે તમારી માન્યતા મુજબ જ્ઞાનનુ કારણ જ જ્ઞાનનો વિષય બની શકે અને કારણ તો નષ્ટ થઇ ગયુ છે આવુ નિર્વિષય જ્ઞાન આકાશકેશજ્ઞાનની જેમ અપ્રમાણભૂત છે અર્થાત્ જેમ આકાશમા વાળનુ થતુ જ્ઞાન વાસ્તવમા કેશરૂપ વિષયરહિત હોઇ અપ્રમાણભૂત છે, તેમ આ જ્ઞાન પણ નિર્વિષય હોઇ, અપ્રમાણ છે (તાત્પર્ય – જ્ઞાન બે પ્રકારે અપ્રમાણભૂત બને (૧) ભ્રાન્તવિષયક હોય, જેમકે ધૂળ મા ધૂમાડાનુ જ્ઞાન (૨) નિર્વિષય, અર્થાત્ વિષય વિના જ ઉત્પન્ન થતુ જ્ઞાન )

**શકા** – પૂર્વક્ષણીય વિષય નષ્ટ થયો હોવા છતા જે ક્ષણે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તત્કાલીન ઉત્પત્તિમાન વિષયો હાજર છે તેઓ જ્ઞાનના વિષય બની શકશે તેથી જ્ઞાનને નિર્વિષય કહી ન શકાય

**સમાધાન** – જ્ઞાનસહભાવી=જ્ઞાનસમકાલીન વિષયો તત્કાલીનજ્ઞાનના કારણ બનતા નથી માટે તેઓ તે જ્ઞાનના વિષય બની ન શકે અતએવ કહ્યુ કે 'ન તુલ્યકાળ' ઇત્યાદિ પૂર્વે દર્શાવ્યુ તે મુજબ હેતુ અને ફળ સમકાલીન હોઇ શકે નહિ અર્થાત્ જ્ઞાન અને અર્થ આ બનેનો ફળહેતુભાવ તુલ્યકાળવાળો ન હોય સમાનકાળે ઉત્પન્ન થનાર બે વસ્તુ વચ્ચે કાર્યકારણભાવ નથી તેથી જ્ઞાનસહભાવી અર્થ જ્ઞાનનુ કારણ બની ન શકે

**શકા** – પૂર્વક્ષણભાવી અર્થ જ્ઞાનનો વિષય બનશે

**સમાધાન** – એમ પણ બની શકે તેમ નથી કેમકે કહ્યુ છે કે "હતા વિલીને' ઇત્યાદિ પૂર્વક્ષણીયઅર્થ (=હેતુ = જ્ઞાનકારણ) ક્ષણિક હોઇ સર્વથા વિનાશ પામ્યા પછી જ્ઞાનાત્મક ફળને કેવી રીતે ઉત્પન્ન કરી શકશે ? જનક અર્થના નાશ પછી પણ જ્ઞાનની ઉત્પત્તિ માનવામા જ્ઞાનની ઉત્પત્તિને નિર્મૂળ માનવાની આપત્તિ આવે તથા જ્ઞાનના જે જનક હોય, તે જ જો જ્ઞાનના ગ્રાહ્ય=વિષય હોય, તો ઇન્દ્રિયો પણ જ્ઞાનના વિષય બનશે કેમકે ઇન્દ્રિયો પણ જ્ઞાનજનક છે પરતુ સામાન્યથી ઉત્પન્ન થતા જ્ઞાન માટે ઇન્દ્રિયો કરણ તરીકે ઇષ્ટ છે, પ્રમેય તરીકે નહિ

## બાહ્યઅર્થની જ્ઞાનજનકતા અસિદ્ધ

તથા બાહ્યઅર્થ અન્વય અને વ્યતિરેક દ્વારા 'જ્ઞાનના હેતુ' તરીકે સિદ્ધ થતા નથી (અહીં આ પ્રકારનુ અનુમાન થઇ શકે → *'અર્થ જ્ઞાનનો હેતુ નથી, કેમકે તેનો જ્ઞાનની સાથે અન્વયવ્યતિરેક નથી જેમકે મૃગતૃષ્ણામા (મૃગજળમા) થતુ જળ નુ જ્ઞાન'* અર્થ હોય તો જ જ્ઞાન હોય, અને અર્થના અભાવમા જ્ઞાન ન હોય, અથવા 'જ્યા જ્યા જ્ઞાન હોય ત્યા ત્યા અર્થ હોય

१ सपूर्णवाक्यम्–नाननुकृतान्वयव्यतिरेक कारण नाकारण विषय – न्यायकुमुदग्रन्थ।

जनकस्यैव च ग्राह्यत्वे इन्द्रियाणामपि ग्राह्यत्वापत्ति तेषामपि ज्ञानजनकत्वात् । न चान्वयव्यतिरेकाभ्यामथस्य ज्ञानहेतुत्व दृष्ट, मृगतृष्णादौ जलाभावेऽपि जलज्ञानोत्पादात्, अन्यथा तत्प्रवृत्तेरसभवात् । भ्रान्त तज्ज्ञानमिति चेत्? ननु भ्रान्ताभ्रान्तविचार स्थिरीभूय क्रियता त्वया । साप्रत प्रतिपद्यस्व तावदनर्थजमपि ज्ञानम् । अन्वयेनार्थस्य ज्ञानहेतुत्व दृष्टमेवति चेत् ? न । न हि तद्भावे भावलक्षणोऽन्वय एव हेतुफलभावनिश्चयनिमित्तमपि तु तदभावेऽभावलक्षणो व्यतिरेकोऽपि[1] । स चोक्तयुक्त्या नास्त्येव । योगिना चातीतानागतार्थग्रहणे किमर्थस्य निमित्तत्वम्, तयोरसत्त्वात् । "ण णिहाणगया भग्गा पुजो णत्थि अणागए । णिव्वुया णेव चिट्ठति आरग्गे सरिसवोवमा[2] ॥" इति वचनात् । निमित्तत्वे चाथक्रियाकारित्वेन सत्त्वादतीतानागतत्वक्षति ॥

જ્યા અર્થ ન હોય ત્યા જ્ઞાન પણ ન હોય' એવો અર્થ (અને) જ્ઞાનનો અન્વયવ્યતિરેકભાવ મળે, તો જ અર્થને જ્ઞાનના કારણ તરીકે સ્થાપી શકાય પરતુ 'મૃગતૃષ્ણા'આદિસ્થળે અર્થના અભાવમા પણ જ્ઞાન થાય છે તેથી અર્થ અને જ્ઞાન વચ્ચે અન્વયવ્યતિરેકભાવનો અભાવ છે તેથી 'અર્થ જ્ઞાનનુ કારણ નથી' તેમ સિદ્ધ થાય છે ) મૃગજળમા જળરૂપ બાહ્યાર્થના અભાવમા પણ જળનુ જ્ઞાન થાય છે જો ત્યા જળનુ જ્ઞાન થતુ ન હોત, તો ત્યા જળ સમજી તરસ છીપાવવા માટે તે તરફ દોટ મૂકવાદિરૂપ જે પ્રવૃત્તિ થાય છે-તે ન થાત કારણ કે પ્રવૃત્તિ જ્ઞાનપૂર્વક થાય છે

**શકા** – એ ઉત્પન્ન થયેલુ જ્ઞાન ભ્રાન્ત છે

**સમાધાન** – એ જ્ઞાન ભ્રાન્ત છે કે અભ્રાન્ત એનો વિચાર સ્થિર થઇને કર્યા કરજો હાલ એટલુ તો સ્વીકારી લો, કે અર્થ વિના પણ જ્ઞાન ઉત્પન્ન થઇ શકે છે (**તાત્પર્ય** – બૌદ્ધમતે અર્થ વિના જ્ઞાન ઉત્પન્ન થઇ શકે જ નહિ પરતુ તે ગલત છે અર્થ વિના પણ જ્ઞાન તો ઉત્પન્ન થઇ શકે છે જ એ ઉત્પન્ન થયેલુ જ્ઞાન ભ્રાન્ત છે કે અભ્રાન્ત છે તે બીજા નબરનો મુદ્દો છે)

**શકા** – અન્વય-વ્યતિરેકભાવથી જ હેતુતા સિદ્ધ થાય એવુ નથી માત્ર અન્વય દ્વારા પણ હેતુતા સિદ્ધ થઇ શકે છે અર્થની હાજરીમા જ્ઞાનનુ હોવાપણુરૂપ અન્વયવ્યાપ્તિથી પણ અર્થને જ્ઞાનનુ કારણ કહી શકાય

**સમાધાન** – આ ગલત છે તેની હાજરીમા હોવાપણુ રૂપ અન્વયલક્ષણમાત્રથી હેતુતા કહી ન શકાય, પરતુ 'તેના અભાવમા ન હોવાપણુ'રૂપ વ્યતિરેકલક્ષણ પણ આવશ્યક છે અન્યથા કદાચિત્ ગધેડાની હાજરીમા ઘડો બને તેટલામાત્રથી ગધેડાને પણ ઘટના કારણ તરીકે કલ્પી લેવાની આપત્તિ આવશે અહી જ્ઞાનસાથે અર્થનો વ્યતિરેક મળતો ન હોઇ, તેને જ્ઞાનના હેતુ તરીકે માની ન શકાય વળી કદાચ મૃગતૃષ્ણા જ્ઞાનમા ભ્રાન્તજ્ઞાનની આપત્તિ આપશો, પણ યોગિપ્રત્યક્ષજ્ઞાનમા શુ કરશો ? ભૂત-ભાવી-વર્તમાન ત્રણે કાળના પદાર્થો યોગીના પ્રત્યક્ષજ્ઞાનના વિષયો બને છે છતા ત્યા પદાર્થો હાજર નથી કહ્યુ જ છે કે *"નષ્ટ થયેલા પદાર્થો નિધાનમા જમા નથી, અને અનાગતકાલીન પુદ્ગળોનો ઢગલો હાજર નથી ઉત્પન્ન થયેલા પદાર્થો સોયના અગ્રભાગ પર રાખેલા સરસવના દાણાની જેમ સ્થિર નથી"*

**શકા** – અતીત-અનાગતકાળના પદાર્થો તે તે કાળે સત્ હોવાથી જ્ઞાનના વિષય બને છે તેથી જ વર્તમાન કાળમા પણ યોગિપ્રત્યક્ષના નિમિત્ત બને છે આમ નિમિત્ત બનવાદ્વારા તેઓ યોગિપ્રત્યક્ષમા હેતુ છે

**સમધાન** – "જ્ઞાનની ઉત્પત્તિમા નિમિત્ત બનવુ" એ પણ એક પ્રકારની અર્થક્રિયા છે અને અર્થક્રિયા સત્ને જ સભવે છે તેથી આમ નિમિત્તબનવારૂપ અર્થક્રિયા કરતા હોવાથી અતીત-અનાગતવિષયો અત્યારે પણ સત્ છે તેમ માનવુ પડશે અને તો તેઓને અતીત (=નષ્ટ) કે અનાગત (=અનુત્પન્ન) કહી ન શકાય

१ यत्सत्त्वे यत्सत्त्वमन्वय यदभाव यदभाव व्यतिरेक इति अन्वयव्यतिरकलक्षणमत्राभिप्रेत भाति । २ छाया – न निधानगता भग्ना पुजो नास्त्यनागते । निवृत्ता नेव तिष्ठन्ति आराग्रे सर्षपोपमा ॥

न च प्रकाश्यादात्मलाभ एव प्रकाशकस्य प्रकाशकत्वं, प्रदीपादेर्घटादिभ्योऽनुत्पन्नस्यापि तत्प्रकाशकत्वात्। जनकस्यैव च ग्राह्यत्वाभ्युपगमे स्मृत्यादे प्रमाणस्याप्रामाण्यप्रसङ्ग तस्यार्थाजन्यत्वात्। न च स्मृतिर्न प्रमाणम् अनुमानप्रमाणप्राणभूतत्वात् साध्यसाधनसम्बन्धस्मरणपूर्वकत्वात् तस्य। जनकमेव च चेद् ग्राह्यम्, तदा स्वसंवेदनस्य कथं ग्राहकत्वम् ? तस्य हि ग्राह्यं स्वरूपमेव। न च तेन तज्जन्यते, स्वात्मनि क्रियाविरोधात्। तस्मात् स्वसामग्रीप्रभवयोर्घटप्रदीपयोरिवार्थज्ञानयो प्रकाश्यप्रकाशकभावसंभवाद् न ज्ञाननिमित्तत्वमर्थस्य ॥

તેમજ ક્ષણિક પણ માની શકાશે નહિ આમ ક્ષણિકવાદ પર જ કુઠારાઘાત આવશે

## જ્ઞાનના પ્રકાશકપણાની ચર્ચા

**પૂર્વપક્ષ** – પ્રકાશક એવુ જ્ઞાન પ્રકાશ્યપદાર્થોમાથી ઉત્પન્ન થાય છે અને પ્રકાશ્ય પદાર્થને પ્રકાશે છે ટૂકમા'પ્રકાશ્યમાથી ઉદ્ભવવુ' એ જ જ્ઞાનનુ 'પ્રકાશકત્વ' છે

**ઉત્તરપક્ષ** – આ પણ અસંગત છે 'પ્રકાશક પોતે પ્રકાશ્યમાથી જ ઉદ્ભવે' તેવો નિયમ નથી પ્રદીપવગેરે ઘડાવગેરેમાથી ઉત્પન્ન થતા ન હોવા છતા ઘડાવગેરેના પ્રકાશક છે તથા જનક(=જ્ઞાનોત્પાદક) ને જ ગ્રાહ્ય (=જ્ઞાનનો વિષય ) માનશો તો સ્મૃતિવગેરે પ્રમાણો અપ્રમાણ બની જશે કેમકે તેઓ અર્થથી જન્ય નથી

## સ્મૃતિજ્ઞાન પ્રમાણરૂપ

(**પૂર્વપક્ષ** – 'સ્મૃતિ' પ્રમાણરૂપ નથી કેમકે (૧) તે પ્રત્યક્ષથી ગૃહીતઅર્થનુ જ ગ્રાહક છે અપૂર્વ=પૂર્વે પ્રત્યક્ષાદિથી અગૃહીતઅર્થનુ ગ્રાહક નથી અન્યપ્રમાણથી અગૃહીતઅર્થનુ ગ્રાહક જ્ઞાન જ પ્રમાણ બને તથા (૨) અર્થપ્રાપકજ્ઞાન (અર્થપ્રાપક= અર્થ = વિષયમાં પ્રવૃત્તિ કરાવનાર) પ્રમાણ છે સ્મૃતિ અર્થપ્રાપક નથી કેમકે નિર્વિષય છે કેમકે સ્મૃતિનો વિષય અતીતકાલીનવસ્તુ હોય છે અને અતીતવસ્તુ નાશ પામી છે )

**ઉત્તરપક્ષ** – સ્મૃતિ પણ પ્રમાણરૂપ છે કેમકે અનુમિતિમા હ્યુ છે અનુમાનપ્રમાણ સાધ્ય–સાધનની વ્યાપ્તિરૂપ છે આ વ્યાપ્તિમા સાધ્યસાધન વચ્ચેના પૂર્વદૃષ્ટસબધનુ સ્મરણ પ્રાણભૂત છે સાધ્ય–સાધન વચ્ચે જણાયેલા સબધનુ સ્મરણ બન્ને વચ્ચેની અન્વય–વ્યતિરેક વ્યાપ્તિને સિદ્ધ કરી આપે છે અને આ વ્યાપ્તિના બળપર અનુમાન થાય છે જો સબધનુ સ્મરણ ન થાય તો વ્યાપ્તિજ્ઞાન થઇ શકે નહિ, અને અનુમાન પણ થઇ શકે નહિ આમ અનુમાનપ્રમાણનુ પ્રાણભૂતઅગ હોઇ સ્મરણ પોતે પ્રમાણરૂપ છે. વસ્તુત તો અભ્રાન્ત જ્ઞાનમાત્ર પ્રમાણરૂપ બની શકે છે સ્મૃતિજ્ઞાન પણ અભ્રાન્ત હોઇ પ્રમાણ જ છે અર્થથી જન્ય જ્ઞાનને જ પ્રમાણભૂત માનવામા પ્રમાણ તરીકે સિદ્ધ આ સ્મૃતિવગેરે જ્ઞાનો અપ્રમાણભૂત ઠરે વળી જ્ઞાનજનકઅર્થને જ જ્ઞાનનો વિષય (=ગ્રાહ્ય) માનવામા જ્ઞાનનુ સ્વસવેદન (=પોતાનો બોધ) અસિદ્ધ ઠરે કેમકે જ્ઞાન સ્વપ્રકાશ્ય (સ્વથી જ પ્રકાશિત થવાના સ્વભાવવાળુ) હોવા છતા સ્વનુ જનક નથી, સ્વના ઉત્પાદનની ક્રિયા સ્વમા જ થાય તે અસંગત છે અને જ્ઞાન જેમ પરપ્રકાશક છે તેમ સ્વપ્રકાશક પણ છે તે વાત પૂર્વે સિદ્ધ કરી છે તેથી જ્ઞાનને માત્ર સ્વજનકઅર્થનો જ પ્રકાશક માનવુ બરાબર નથી તેથી પોતપોતાની સામગ્રીમાથી ઉદ્ભવતા અર્થ અને જ્ઞાન વચ્ચે ઘડા અને દીવા જેવો પ્રકાશકપ્રકાશ્યભાવ છે આમ અર્થ અને જ્ઞાનની ઉત્પત્તિ ભિન્ન દ્રવ્ય–ક્ષેત્ર–કાળ –ભાવમા હોવાથી અર્થ જ્ઞાનનો જનક ન કહેવાય

अपि च, व्यस्ते समस्ते वत ग्रहणकारण स्याताम्। यदि व्यस्त, तदा कपालाद्यक्षणा घटान्त्यक्षणस्य, जलचन्द्रा वा नभश्चन्द्रस्य ग्राहक प्राप्नोति, यथासख्य तदुत्पत्ते तदाकारत्वाच्च। अथ समस्त, तर्हि घटोत्तरक्षण पूर्वघटक्षणस्य ग्राहक प्रसजति, तयोरुभयोरपि सद्भावात्। ज्ञानरूपत्वे सत्यत ग्रहणकारणमिति चत्? तर्हि समानजातीयज्ञानस्य समनन्तरज्ञानग्राहकत्व प्रसज्यत, तयोर्जन्यजनकभावसद्भावात्। तन्न योग्यतामन्तरेणान्यद् ग्रहणकारण पश्याम इति॥

अथोत्तरार्द्धं व्याख्यातुमुपक्रम्यत। तत्र च बाह्यार्थनिरपेक्ष ज्ञानाद्वैतमव य बौद्धविशषा मन्वत तषा प्रतिक्षप। तन्मत चेदम्। ग्राह्यग्राहकादिकलङ्कानङ्कित निष्प्रपञ्च ज्ञानमात्र परमार्थसत्। बाह्यार्थस्तु विचारमव न क्षमत। तथाहि। काऽय

'અર્થના આકારના ધારકપણુ' નહિ પરતુ 'અર્થવિશેષને ગ્રહણ કરવાનો જ્ઞાનનો પરિણામ' એવો અર્થ યોગ્ય છે તેથી *"જ્ઞાનની અર્થાકારતા વિના જ્ઞાન અર્થસાથે જોડાતુ નથી (=જ્ઞાનનો વિષય અર્થ બનતો નથી) માટે પ્રમેયના બોધમા અર્થાકારતા જ પ્રમાણ છે"* એ વચન નિરસ્ત થયેલુ સમજવુ

### તદુત્પત્તિ-તદાકારતા સર્વ પ્રકારે અકારણ

*'જ્ઞાન પદાર્થમાથી ઉત્પન્ન થાય છે (તદુત્પત્તિ) અને પદાર્થના આકારને ધારણ કરે છે (તદાકાર)'* ઈત્યાદિ જે કહ્યુ, તેમા તદુત્પત્તિ અને તદાકારતા આ બન્ને અર્થના બોધમા અલગ-અલગ સ્વતત્ર કારણ છે કે સમુદિત કારણ છે? જો વ્યસ્ત = સ્વતત્ર કારણ હોય, તો *"જેની જ પદાર્થમાથી ઉત્પત્તિ હોય અથવા જેમા જે પદાર્થની સદૃશતા હોય તે પદાર્થનો ગ્રાહક =બોધ કરનાર તે બને"* એવો નિયમ બનશે તેથી ઘટઅન્ત્ય ક્ષણમાથી ઉત્પન્ન થયેલી કપાળઆદ્યક્ષણ તદુત્પત્તિના યોગથી ઘટઅન્ત્યક્ષણનો બોધ કરશે અને આકાશમા રહેલા ચદ્રની સદૃશતા = આકારતાને કારણે જળમા પ્રતિબિબિત થયેલો ચદ્ર આકાશચદ્રનો બોધ કરશે એવી આપત્તિ આવશે જો, આ બન્ને સમુદિતકારણ હોય, તો ઘટઉત્તરક્ષણ ઘટપૂર્વક્ષણમાથી ઉત્પન્ન થઈ છે તથા ઘટપૂર્વક્ષણના સમાનઆકારની ધારક છે તેથી તદુત્પત્તિ અને તદાકારતા આ બન્ને હોવાથી ઘટઉત્તરક્ષણને ઘટપૂર્વક્ષણનુ જ્ઞાન થવુ જોઈએ

**પૂર્વપક્ષ** - અમે અહી જ્ઞાનરૂપ આ બન્નેને (તદુત્પત્તિ-તદાકારતાને) બોધના કારણ માન્યા છે કપાળ આદ્યક્ષણાદિમા રહેલી તદુત્પત્તિવગેરે જ્ઞાનરૂપ નથી તેથી તેવી તદુત્પત્તિવગેરે જ્ઞાનના કારણ બની ન શકે

**ઉત્તરપક્ષ** - તો પણ પૂર્વક્ષણવર્તી જ્ઞાનનુ સમનન્તરજ્ઞાન = ઉત્તરક્ષણે ઉત્પન્ન થતુ જ્ઞાન પૂર્વવર્તી સજાતીય જ્ઞાનમાથી ઉત્પન્ન થાય છે અને તદાકાર છે તથા આ તદુત્પત્તિ અને તદાકારતા જ્ઞાનરૂપ છે તેથી 'આ સમનન્તરજ્ઞાન સજાતીયપૂર્વક્ષણવૃત્તિજ્ઞાનનો બોધ કરે છે' તેમ માનવાનો પ્રસગ આવશે તેથી તદુત્પત્તિ અને તદાકારતા દ્વારા વ્યવસ્થા થઈ શકે તેમ નથી તેથી બોધનુ ક્ષયોપશમરૂપ યોગ્યતાને છોડી બીજુ કોઈ કારણ અમને દેખાતુ નથી

### જ્ઞાનાદ્વૈતમતે બાહ્યાર્થનો અભાવ

કાવ્યના ઉત્તરાર્ધમા જ્ઞાનાદ્વૈતવાદી બૌદ્ધમતનુ નિરાકરણ કર્યુ છે જ્ઞાનાદ્વૈતવાદી બૌદ્ધમત આ પ્રમાણે છે ગ્રાહ્ય = વિષય ગ્રાહક = તે વિષયનુ જ્ઞાનવગેરે લેબલ વિનાનુ તથા સર્વ પ્રપચ (= વિસ્તાર) થી રહિત જ્ઞાનમાત્ર જ (=નિર્વિષયજ્ઞાન જ) પરમાર્થસત્ = વાસ્તવિક સત્વસ્તુ છે કારણ કે બાહ્યપદાર્થ વિચારનો વિષય બની શકતો નથી તે આ પ્રમાણે → બાહ્યઅર્થ શુ છે? પરમાણુરૂપ છે કે સ્થૂળઅવયવીરૂપ છે? બાહ્યાર્થને પરમાણુરૂપ માની શકાય નહિ, કારણ કે તેમા પ્રમાણનો અભાવ છે પ્રમાણ બે છે (બૌદ્ધોએ ઉપમાન શબ્દાદિને સ્વતત્ર પ્રમાણ

बाह्योऽर्थ ? कि परमाणुरूप स्थूलावयविरूपो वा ? न तावत् परमाणुरूप, प्रमाणाभावात्। प्रमाण हि प्रत्यक्षमनुमान वा ? न तावत्प्रत्यक्ष तत्साधनवद्धकक्षम्। तद्धि[1] योगिना स्यात् अस्मदादीना वा ? नाद्यम्, अत्यन्तविप्रकृष्टतया श्रद्धामात्रगम्यत्वात्। न द्वितीयम्, अनुभववाधितत्वात्। न हि वयमय परमाणुरय परमाणुरिति स्वप्नेऽपि प्रतीम, स्तम्भोऽय कुम्भोऽयमित्येवमेव न सदेव सवेदनोदयात्। नाप्यनुमानेन तत्सिद्धि, अणूनामतीन्द्रियत्वेन ते सहाविनाभावस्य क्वापि लिङ्गे ग्रहीतुमशक्यत्वात्॥

किञ्च, अमी नित्या[A] अनित्या[B] वा स्यु। [A]नित्याश्चेत्? [X]क्रमेणार्थक्रियाकारिणो [Y]युगपद्वा? न [X]क्रमेण, स्वभावभेदेनानित्यत्वापत्ते। न [Y]युगपत्, एकक्षण एव कृत्स्नार्थक्रियाकरणात् क्षणान्तरे तदभावादसत्त्वापत्ते। [B]अनित्याश्चेत्, क्षणिका [b]कालान्तरस्थायिनो वा? [a]क्षणिकाश्चेत्? (1) सहेतुका (11) निर्हेतुका वा? (11) निर्हेतुकाश्चेत्? नित्य सत्त्वमसत्त्व वा स्यात्, निरपेक्षत्वात्। अपेक्षातो हि कादाचित्कत्वम्। (1) सहेतुकाश्चेत्? कि तेषा स्थूल किञ्चित् कारण परमाणवा वा? न स्थूल, परमाणुरूपस्येव वाह्याथस्याङ्गीकृतत्वात्। न च परमाणव ते हि सन्तोऽसन्त सदसन्तो

માન્યા નથી પ્રત્યક્ષ અર્થ પ્રત્યક્ષપ્રમાણથી ગ્રાહ્ય છે અને પરોક્ષઅર્થ અનુમાનથી ગ્રાહ્ય છે પ્રત્યક્ષ અને પરોક્ષને છોડી અન્યરૂપે વિષય જ નથી તો તેઓના ગ્રાહક પ્રમાણ શી રીતે હોઈ શકે ? ઇત્યાદિ યુક્તિઓ બતાવીને તેઓએ બે જ પ્રમાણ અગીકૃત કર્યા છે ) પ્રત્યક્ષ અને અનુમાન -તેમા પ્રત્યક્ષપ્રમાણ પરમાણુને સિદ્ધ કરવા સમર્થ નથી પ્રત્યક્ષ બે પ્રકારે છે (૧) યોગિપ્રત્યક્ષ અને (૨) આપણા જેવાનુ પ્રત્યક્ષ યોગીઓ અત્યારના દેશ અને કાળથી અત્યત વિપ્રકૃષ્ટ હોઈ ઉપલબ્ધ થતા નથી તેથી 'તેઓનુ પ્રત્યક્ષજ્ઞાન કેવુ છે ? તેઓના પ્રત્યક્ષનો વિષય કોણ બની શકે ?' ઇત્યાદિ બધી ચર્ચા માત્ર શ્રદ્ધાગમ્ય છે ભિન્નદર્શનોના વાદમા આ શ્રદ્ધાગમ્ય પદાર્થો વિચારક્ષમ બનતા નથી માટે 'પરમાણુઓ યોગિપ્રત્યક્ષના વિષય હોઈ સત્ છે' તેમ કહી શકાય નહી અને પરમાણુઓ આપણા પ્રત્યક્ષના વિષય તો બનતા જ નથી કેમકે પ્રત્યક્ષ અનુભવથી બાધિત છે સ્વપ્નમા પણ 'આ પરમાણુ' 'આ પરમાણુ' એવી આપણને પ્રતીતિ થતી નથી કેમકે હંમેશા આપણને એવો જ બોધ થાય છે કે 'આ થાભલો છે,' 'આ ઘડો છે' ઇત્યાદિ અનુમાનથી પણ પરમાણુઓ સિદ્ધ થતા નથી અનુમાનથી સાધ્ય પરમાણુઓ અતીન્દ્રિય છે તેથી એ પરમાણુઓનો લિગ = હેતુ સાથેનો અવિનાભાવ ક્યાય ઉપલબ્ધ થતો નથી (આ અવિનાભાવ ક્યાય પણ પૂર્વે ઉપલબ્ધ થયો હોય, તો તેના બળથી વ્યાપ્તિદ્વારા પરમાણુ રૂપ સાધ્ય સિદ્ધ થઈ શકે) તેથી પરમાણુઓ અનુમાનથી પણ સિદ્ધ થતા નથી

## પરમાણુઓમા અર્થક્રિયાકારિતાનો અભાવ

તથા આ પરમાણુઓ (A) નિત્ય છે કે (B) અનિત્ય ? (A) જો નિત્ય છે, તો (X) ક્રમશ અર્થક્રિયાકારી છે, કે (Y) યુગપત્ અર્થક્રિયાકારી છે ? (X) ક્રમશ અર્થક્રિયાકારી માની શકાય નહિ કેમકે પદાર્થો જૂદા જૂદા સ્વભાવ વિના ક્રમશ ક્રિયા કરી શકે નહિ અને સ્વભાવભેદ માનવામા આવે, તો વસ્તુની નિત્યતા રહે નહી (Y) યુગપત્ અર્થક્રિયાકારી પણ માની શકાય નહિ, કેમકે આદ્યસમયે જ સર્વક્રિયા કરવાથી દ્વિતીયાદિ ક્ષણોએ ક્રિયાનો અભાવ આવે અને વસ્તુમા અર્થક્રિયાકારીત્વલક્ષણ રહે નહિ અને આ લક્ષણના અભાવમા લક્ષ્યભૂત વસ્તુ પણ અસત્ બની જશે

(B) જો પરમાણુઓ અનિત્ય છે તો કેવા છે ? (a) ક્ષણિક છે કે (b) કાળાન્તરમા રહેનારા છે ? (a) જો ક્ષણિક છે, તો (1) હેતુસહિત છે અર્થાત્ કારણથી જન્ય છે ? કે (11) નિર્હેતુક છે અર્થાત્ કારણ વિના જ ઉત્પન્ન થનારા છે (11) જો નિર્હેતુક હોય, તો તેઓ કા તો નિત્યસત્ હોય કા તો નિત્યઅસત્ હોય કેમકે આકાશાદિ નિત્યસત્ અને ખપુષ્પવગેરે નિત્યઅસત્ વસ્તુઓજ નિર્હેતુક છે કેમકે તેઓ ઉત્પત્તિશીલ ન

१ भूतार्थभावनाप्रकर्षपर्यन्तज योगिज्ञान चेति–न्यायविन्दौ १–११।

नापि स्थूलावयविस्प । एक परमाण्वसिद्धो कथमनेकतत्सिद्धि । तदभावे च तत्प्रचयस्य स्थूलावयवी वाङ्मात्रम्। किञ्च, अयमनेकावयवाधार इष्यते । ते चावयवा यदि विरोधिन, तर्हि नैक स्थूलावयवी, विरुद्धधर्माध्यासात् । अविरोधिनश्चेत्, प्रतीतिबाध । एकस्मिन्नेव स्थूलावयविनि चलाचलरक्तारक्तावृतानावृतादिविरूद्धावयवानामुपलब्धे । अपि च, असो तेपु वर्तमान कात्स्न्येन एकदेशेन वा वर्तते ? कात्स्न्येन वृत्तावेकस्मिन्नेवावयवे परिसमाप्तत्वादनेकावयववृत्तित्व न स्यात् । प्रत्यवयव कात्स्न्येन वृत्तौ चावयविबहुत्वापत्ति । एकदेशेन वृत्तौ च तस्य

કોણ ? કેમકે અસત્વસ્તુને સહકારી કારણસામગ્રીની અપેક્ષા માનવામા ઘણા દોષો છે તથાસ્વભાવને પણ નિર્ણાયક માની ન શકાય કેમકે અસત્ને સ્વભાવ ન હોય તથા (૩) આવો સ્વભાવ માનીએ તો પણ તે અસત્પરમાણુ ઉત્તરક્ષણીય (કોઇક નિશ્ચિત) રૂપાદિપરમાણુઓમા હેતુ છે ઇત્યાદિ નિયત કાર્યકારણભાવ નહી મળે, ઇત્યાદિ ઘણા દોષો હોઇ અસત્પરમાણુઓને આ પ્રમાણે પણ કારણ માની શકાય નહી ) તથા (G) સદ્-અસદ્ઉભયાત્મક પરમાણુઓ પણ સ્વકાર્યકારી માની શકાય નહિ કેમકે *"પ્રત્યેક (સત્ કે અસત્રૂપ પ્રત્યેક) મા જે દોષો હોય, તે ઉભયમા શા માટે ન આવે ?"* (અર્થાત્ સત્પક્ષમાઅને અસત્પક્ષમા જે-જે દોષો આવે તે બધા દોષો ઉભયપક્ષ માનવામા આવે ) આવા વચનના પ્રામાણ્યથી ઉભયપક્ષ તો વિરોધયુક્ત જ છે આમ પરમાણુઓને પરમાણુઓના હેતુ માનવામાટે બતાવેલા ત્રણે વિકલ્પો અસિદ્ધ થાય છે તેથી પરમાણુઓને હેતુ માની ન શકાય આમ પરમાણુઓ કારણતરીકે અસિદ્ધ થતા ક્ષણિક પરમાણુઓને સહેતુક માનવાના બન્ને (સ્થૂળ વસ્તુ-પરમાણુઓ રૂપ) વિકલ્પ અસિદ્ધ થવાથી ક્ષણિક પરમાણુઓ સહેતુક સિદ્ધ થતા નથી તેથી તે અગેના દર્શાવેલા નિર્હેતુક અને સહેતુક એમ બન્ને વિકલ્પો અસિદ્ધ થાય છે તેથી 'અનિત્યપરમાણુઓ ક્ષણિક છે' તે વિકલ્પ અસિદ્ધ થાય છે અર્થાત્ પરમાણુઓ ક્ષણિક સિદ્ધ થતા નથી (Ba)

## પરમાણુઓની કાલાન્તરસ્થાયિતા અસિદ્ધ

(B) અનિત્યપરમાણુઓને (b) કાળાન્તરસ્થાયી પણ માની ન શકાય, કેમકે અહી ક્ષણિકવાદતુલ્ય જ યોગક્ષેમ છે અર્થાત્ ક્ષણિકવાદમા આવતા સર્વેદૂષણો અહી પણ યથાવસ્થિત રહે છે ઉપરાત કેટલાકકાળ સુધી રહેનારા પરમાણુઓ પોતાની સ્થિતિ યાવત્ (J) અર્થક્રિયાથી પરાઙ્મુખ રહે છે અર્થાત્ સર્વક્રિયાથી રહિત હોય છે કે (K) પોતાની સ્થિતિ યાવત્ અર્થક્રિયા કરે છે ? (J) 'પોતાની સ્થિતિ યાવત્ અર્થક્રિયાથી વિરહિત રહે છે' એમ માનશો, તો તે પરમાણુઓને ખપુષ્પવત્ અસત્ માનવા પડશે, કેમકે જેઓ અર્થક્રિયાથી રહિત હોય, તેઓ અસત્ હોય છે જેમકે ખપુષ્પ (K) 'તેઓ સ્વસ્થિતિકાળ યાવત્ અર્થક્રિયાકારી છે' એવો ઉત્તરનો વિકલ્પ પણ અસગત છે કેમકે જે કાર્ય થશે તે કેવુ થશે ? (૧) અસત્ રૂપ (૨) સત્રૂપ કે (૩) સદસત્ ઉભયરૂપ જો (૧) અસત્રૂપકાર્ય માનશો તો ગધેડાના શિગડા પણ અસત્રૂપે સમાન હોવાથી, ગધેડાના શિગડાના પણ કર્તા માનવાની આપત્તિ હોઇ એ વિકલ્પ બરાબર નથી (૨) 'સત્રૂપ કાર્ય થાય છે' એમ માનવામા અનવસ્થા છે કેમકે જો સત્વસ્તુમા પણ ઉત્પત્તિક્રિયા થતી હોય, તો તો પછી પણ તેમા સત્તા હોઇ હમેશા તેમા ઉત્પત્તિક્રિયા થયા જ કરશે આમ પરમાણુઓ જો વિદ્યમાન કાર્ય કરતા હોય, તો હમેશા કર્યા જ કરશે કરણક્રિયા ક્યારેય અટકશે નહી આમ અનવસ્થાદોષ છે (૩) ત્રીજા વિકલ્પમા ઉપરોક્ત બને વિકલ્પગતદોષો હોવાથી તે વિકલ્પ સર્વથા અનાદેય છે આમ ત્રણે વિકલ્પથી કાળાન્તરસ્થાયી પદાર્થમા સ્વસ્થિતિયાવત્ અર્થક્રિયાકારિતા સિદ્ધ થતી નથી અને તેની અસિદ્ધિથી પરમાણુઓ કાલાન્તરસ્થાયીતરીકે અસિદ્ધ થાય છે તેની અસિદ્ધિથી પરમાણુઓની અનિત્યતા અસગત બને છે આમ પરમાણુઓ નિત્ય અને અનિત્ય બન્ને રૂપે સિદ્ધ થતા ન હોઇ, પરમાણુરૂપ બાહ્યાર્થ અનુમાનથી પણ સિદ્ધ થતો નથી આમ બન્ને પ્રમાણથી પરમાણુઓ બાહ્યપદાર્થરૂપે અગ્રાહ્ય છે તેથી પરમાણુઓ બાહ્યાર્થરૂપે અસિદ્ધ થાય છે

## સ્થૂળાવયવીનો અભાવ

બાહ્યઅર્થને સ્થૂળઅવયવીરૂપ પણ માની શકાય નહી, કેમકે એક છૂટા પરમાણુની પણ જો પૂર્વોક્ત યુક્તિઓ

तदेतत्सर्वमवद्यम् । ज्ञानमिति हि क्रियाशब्द । ततो ज्ञायतेऽनेनेति ज्ञान, ज्ञप्तिर्वा ज्ञानमिति । अस्य च कर्मणा भाव्य, निर्विषयाया ज्ञप्तेरघटनात् । न चाकाशकेशादा निर्विषयमपि दृष्ट ज्ञानमिति वाच्यम्, तस्याप्येकान्तेन निर्विषयत्वाभावात्। न हि सर्वथागृहीतसत्यकेशज्ञानस्य तत्प्रतीति । स्वप्नज्ञानमप्यनुभूतदृष्टाद्यर्थविषयत्वान्न निरालम्बनम् । तथा च[1] महाभाष्यकार – *"अणुहूयदिठ्ठचिंतियसुयपयइवियारदेवयाणूवा । सुविणस्स निमित्ताइ पुण्ण पाव च णाभावो"* यश्च ज्ञानविषय स वाह्योऽर्थ । भ्रान्तिरियमिति चेत् ? चिर जीव । भ्रान्तिर्हि मुख्येऽर्थे क्वचिद् दृष्टे सति

સમાધાન '– જો અવયવી સાશ (=અશોવાળો) હોય, તો અશો અવયવીથી ભિન્ન છે કે અભિન્ન? જો અશો અવયવીથી ભિન્ન હોય, તો અવયવી તે અશોમા સપૂર્ણતયા વૃત્તિ છે કે એકદેશથી છે? ઇત્યાદિ વિકલ્પો આવશે, અને ફરીથી ઉપરોક્ત ચક્ર ઘૂમશે, આમ અનવસ્થાદોષ આવશે જો અશો અવયવીથી અભિન્ન હોય, તો અવયવીરૂપ જ છે આમ અવયવી અવયવીરૂપ હોઇ તેને સાશ કહી ન શકાય, પરતુ નિરશ જ માનવો રહ્યો ('અવયવી અવયવોમા જો અશથી રહેતો હોય, અને અશો અવયવીથી ભિન્ન હોય, તો અશોમાં કેવી રીતે રહેલો અવયવી અવયવોમા રહેશે?' એ પ્રશ્ન ઉકેલવા ફરીથી દેશત અને સર્વત વિકલ્પો વિચારવા પડશે પણ ત્યા અનવસ્થાદોષ આવશે જો અવયવી અશોથી અભિન્ન જ હોય, તો 'અમુક અશથી અવયવી એકઅવયવમા વૃત્તિ છે' ઇત્યાદિ કહી ન શકાય, કેમકે અશો અને અવયવી અભિન્ન છે વળી અશોની કલ્પના જ વ્યર્થ હોઇ, અશોનો અભ્યુપગમ થઇ શકે નહી આમ અવયવીને નિરશ જ માનવો રહ્યો નિરશ અવયવી સ્વઅવયવોમા દેશત રહી શકે નહિ, તેથી અવયવી પોતાના દરેક અવયવોમા સંપૂર્ણત રહેતો માનવો પડે પણ તેમ માનવામાં પૂર્વોક્ત દોષ આવે તેથી અવયવીની અવયવોમા વૃત્તિ માની શકાય નહી અને અવયવીનુ અવયવોથી સ્વતન્ત્ર અસ્તિત્વ દૃષ્ટ કે ઇષ્ટ નથી, તેથી બાહ્યાર્થને સ્થૂળ અવયવીરૂપે સ્વીકારવો યોગ્ય નથી– આમ બાહ્યાર્થનો અભાવ સિદ્ધ છે )

## નીલાદિનિર્ભાસ નિર્વિષય

શકા .– જો બાહ્યઅર્થ હોય જ નહી, તો બાહ્યવસ્તુઓ નીલાદિરૂપે ભાસે છે તેમા શુ કારણ?

સમાધાન – નીલાકારાદિ જે કઇ ભાસે છે, તે બધુ જ્ઞાનાત્મક જ છે જો બાહ્યાર્થ હોય, તો તે જડરૂપ જ્ઞાનહીન જ હોઇ શકે અને પ્રતિભાસ જડનો સ્વભાવ નથી તેથી 'જે પ્રતિભાસ થાય છે તે જ્ઞાનનો જ છે' તેમ માનવુ રહ્યુ જ્ઞાન પોતે જ તેવા તેવા આકારરૂપે પરિણત થાય છે કહ્યુ જ છે કે→ *પોતાના આકારને સદૃશ બુદ્ધિ ઉત્પન્ન કરનાર કોઇ ઇન્દ્રિયગોચર દૃશ્યપદાર્થ નથી* અલકારકારે પણ કહ્યુ છે કે *"જો નીલ એમ સવેદન થાય છે તો તે બાહ્યાર્થ શી રીતે કહી શકાય? જો નીલપદાર્થનુ સવેદન નથી, તો તે બાહ્યાર્થ શી રીતે કહી શકાય?"* અર્થાત્ જે નીલજ્ઞાનાકારનુ સવેદન થાય છે તે નીલ એ બાહ્યપદાર્થ નથી, પણ નીલાત્મકજ્ઞાન જ છે કેમકે સવેદન જ્ઞાનનુ થાય, જડનુ નહી તથા જેનુ સવેદન થાય નહિ, તેનુ અસ્તિત્વ પણ નથી જેમકે ખપુષ્પ તેથી જો નીલપદાર્થનુ સવેદન નથી તો તે બાહ્યાર્થ શી રીતે હોઇ શકે?

શકા '– જો બાહ્યાર્થ હોય જ નહિ, તો "આ ઘટ" "આ પટ" એવો જે પ્રતિભાસ થાય છે, તેમા નિમિત્ત કોણ? વિષય કોણ? આલમ્બન કોણ?

સમાધાન – આવા જે પ્રતિભાસ થાય છે, તે બાહ્યવસ્તુનો અભાવ હોઇ નિરાલમ્બન જ છે અર્થાત્ વાસ્તવિક અર્થના અભાવમા આ પ્રતિભાસ છે તેથી નિમિત્ત, વિષય કે આલમ્બનનો અભાવ જ છે

શકા .– નિરાલમ્બનપ્રતિભાસ કેવી રીતે થાય?

સમાધાન .– આ નિરાલમ્બનપ્રતિભાસ થવામા અનાદિકાલીનમિથ્યા–વિતથ વાસના જવાબદાર છે અનાદિકાલીન વાસના આવા પ્રતિભાસને પ્રવર્તાવે છે તેથી પ્રતિભાસ પણ ભ્રાન્ત છે જેમ આકાશકેશજ્ઞાન અથવા સ્વપ્નમા થતુ જ્ઞાન નિરાલમ્બન છે તેજ પ્રમાણે આ જ્ઞાનો પણ નિરાલમ્બન જ છે માટે જ કહ્યુ

१ छाया–अनुभूतदृष्टचिन्तितश्रुतप्रकृतिविकारदैविकानूपा वा । स्वप्नस्य निमित्तानि पुण्य पाप च नाभाव ॥ विशेषावश्यकभाष्ये १७०३।

करणापाटवादिनान्यत्र विपर्यस्तग्रहणे प्रसिद्धा, यथा शुक्तो रजतभ्रान्ति । अर्थक्रियासमर्थेऽपि वस्तुनि यदि भ्रान्तिरुच्यते तर्हि प्रलीना भ्रान्ताभ्रान्तव्यवस्था । तथा च सत्यमेतद्वच – *"आशामादकतृप्ता ये ये चास्वादितमोदका । रसवीर्यविपाकादि तुल्य तेषा प्रसज्यते ॥"* न चामून्यथदूषणानि स्याद्वादिना बाधा विदधते, परमाणुस्पस्य स्थूलावयविस्पस्य चाथस्याङ्गीकृतत्वात् । यच्च परमाणुपक्षखण्डनेऽभिहित प्रमाणाभावादिति, तदसत् तत्कार्याणा घटादीना प्रत्यक्षत्वे तेषामपि

છે કે– *"બુદ્ધિથી અનુભવવા યોગ્ય બીજી વસ્તુ નથી કેમકે અનુભવ બુદ્ધિથી અપર = ભિન્ન નથી, અર્થાત્ બુદ્ધિ જ અનુભવરૂપ છે ગ્રાહ્ય–ગ્રાહક તથા અનુભાવ્ય–અનુભાવકનો અભાવ હોઇ, બુદ્ધિ જ પ્રકાશિત થાય છે બાળો (=અતત્ત્વજ્ઞ) જે બાહ્યાર્થની વિકલ્પના કરે છે, તે બાહ્યાર્થ વાસ્તવમા છે જ નહિ અનાદિવાસનાઓથી વાસિત થયેલુ ચિત્ત અર્થાભાસમા (=જે વાસ્તવમા અર્થ નથી એવામા) પ્રવર્ત્તે છે"* આમ જ્ઞાનાદ્વૈત જ સિદ્ધ થાય છે જ્ઞાનાદ્વૈતવાદી બૌદ્ધોની આ માયાજાળ છે હવે આ માયાજાળનો ભાંડો ફોડે છે

**નિર્વિષયજ્ઞાનનો અભાવ**

આ બધી માયાજાળ દોષયુક્ત છે 'જ્ઞાન' શબ્દ ક્રિયાસૂચક છે "જેનાથી બોધ થાય" તે જ્ઞાન કહેવાય અથવા જ્ઞપ્તિ=બોધ પામવાની ક્રિયા જ્ઞાન છે આમ જો જ્ઞાન ક્રિયારૂપ હોય, તો એ ક્રિયાના વિષય કે આધારરૂપ કોઇક કર્મ પણ હોવુ જોઇએ વિષયરહિત જ્ઞપ્તિક્રિયા હોઇ શકે નહિ

**શકા** – આકાશકેશાદિજ્ઞાન નિર્વિષય દેખાય છે તેથી નિર્વિષયજ્ઞપ્તિ અસિદ્ધ નથી

**સમાધાન** – એવા જ્ઞાનસ્થળોએ પણ વિષયનો સર્વથા અભાવ તો નથી જ, કેમકે જે વ્યક્તિને ક્યારેય સત્ય = વાસ્તવિક કેશનુ જ્ઞાન થયુ નથી, તેવી વ્યક્તિને આ આકાશકેશજ્ઞાન પણ સભવે નહી એ જ પ્રમાણે સ્વપ્નજ્ઞાન પણ અનુભૂત, દૃષ્ટાદિ અર્થવિષયક જ હોવાથી એ પણ નિરાલમ્બન નથી મહાભાષ્યકારે (=જ્ઞાનસાગર શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણે)– વિશેષાવશ્યક ભાષ્યમા સ્વપ્નના નિમિત્તો આ બતાવ્યા છે→ (૧)અનુભૂત પદાર્થો, (૨) દૃષ્ટપદાર્થો, (૩) ચિતિતપદાર્થો, (૪)સાભળેલા પદાર્થો, (૫)પિત્તઆદિપ્રકૃતિના વિકારો, (૬)દેવતા, (૭)જળપ્રધાન દેશ, (૮)પુણ્ય અને (૯)પાપ પરતુ અભાવ સ્વપ્નનુ નિમિત્ત નથી (દેવતા દ્વારા આવેલા તથા પુણ્ય–પાપથી આવેલા સ્વપ્નો પ્રાય સફળ હોય છે બાકીના પ્રાય નિષ્ફળ હોય છે ) તેથી નક્કી થાય છે કે, જ્ઞાન નિર્વિષય નથી પણ સવિષય છે અને જ્ઞાનનો જે વિષય છે તે બાહ્યઅર્થ છે

**શકા** – આ જ્ઞાનના વિષય તરીકે બાહ્યાર્થનો જે ભાસ છે તે ભ્રાન્તિરૂપ છે

**સમાધાન** – શતાયુ ભવ ! આ ભ્રાન્તિ કહેવા દ્વારા તમે અમારા મતને જ પુષ્ટ કરો છો મુખ્ય અર્થ ક્યાક જોયા પછી ઇન્દ્રિયની અપટૂતાઆદિ કારણે અન્યમા (=મુખ્યાર્થથી ભિન્નમા) મુખ્યાર્થના બોધરૂપ વિપર્યસ્તગ્રહણઅર્થમા ભ્રાન્તિ શબ્દ પ્રસિદ્ધ છે જેમકે છીપલામા ચાદીની ભ્રાન્તિ તાત્પર્ય–અર્થક્રિયાસમર્થ વસ્તુનુ જ્ઞાન થયા પછી જ એ અર્થક્રિયામા અસમર્થ વસ્તુમા પૂર્વજ્ઞાતવસ્તુની ભ્રાન્તિ થાય અને અર્થક્રિયાકારી વસ્તુ સત્ છે તે સર્વવાદીઓને સંમત છે, તેથી જ્ઞાનના વિષયરૂપ બાહ્યાર્થને ભ્રાન્ત કહેવામા જ અર્થત મુખ્યાર્થરૂપ બાહ્યાર્થ સત્ છે તેમ સિદ્ધ થાય છે

**શકા** – અર્થક્રિયામા સમર્થ એવા જે બાહ્યાર્થને તમે સતરૂપે માનો છો, તે પણ વાસ્તવમા અસત્ જ છે કેમકે માત્ર જ્ઞાન જ સત્ છે કેમકે સવેદન માત્ર તેનુ જ થાય છે

**સમાધાન** – જો અર્થક્રિયાસમર્થ વસ્તુનો બોધ પણ ભ્રાન્તિરૂપ હોય, તો ભ્રાન્તાભ્રાન્તની વ્યવસ્થા જ રહેશે નહી અર્થાત્ ચાદીમા છીપનો બોધ ભ્રાન્ત અને ચાદીનો બોધ અભ્રાન્ત એવી સર્વમાન્ય વ્યવસ્થા દૂરાપાસ્ત થઇ જશે કેમકે ચાદીનો બોધ પણ આપના મતે ભ્રાન્ત છે તેથી 'ચાદીરૂપવિષયમા છીપનો બોધ ભ્રાન્ત છે' એમ પણ કહી શકાય નહી માટે જ આ વચન સત્ય છે કે, *"જેઓએ માત્ર મનની આશા =ઇચ્છાથી જ લાડવા ખાધા છે અને જેઓએ હકીકતમા લાડવાઓ ખાધા છે, તે બનેને તુલ્યરૂપે રસ, વીર્ય અને વિપાકાદિ થવાનો પ્રસગ આવે છે"* (કેમકે તે મતે વાસ્તવમા તો બાહ્યમોદક જેવી વસ્તુ જ નથી, તેથી તેને ખાવાની ક્રિયા પણ અસત્ છે માત્ર

कथञ्चित् प्रत्यक्षत्व योगिप्रत्यक्षेण च साक्षात्प्रत्यक्षत्वमवसेयम् । अनुपलब्धिस्तु सोक्ष्म्यात् । अनुमानादपि तत्सिद्धि, यथा–सन्ति परमाणव, स्थूलावयविनिष्पत्त्यन्यथानुपपत्ते, इत्यन्तर्व्याप्ति । न चाणुभ्य स्थूलोत्पाद इत्येकान्त, स्थूलादपि सूत्रपटलादे स्थूलस्य पटादे प्रादुर्भावविभावनात्, आत्माकाशादेरपुद्गलत्वकक्षीकाराच्च । यत्र पुनरणुभ्यस्तदुत्पत्तिस्तत्र तत्कालादिसामग्रीसव्यपेक्षक्रियावशात् प्रादुर्भूत सयोगातिशयमपेक्ष्येयमवितथैव ॥

બન્નેને મોદકઆકારજ્ઞાનનુ સંવેદન સરખુ છે અને તે જ સત્ છે ) વળી બાહ્યાર્થને સ્વીકારવામા આવતા દૂષણો સ્યાદ્વાદીને કોઇ બાધા પહોચાડી શકે તેમ નથી, કેમકે સ્યાદ્વાદીઓએ બાહ્યાર્થ તરીકે સ્થૂળઅવયવી અને પરમાણુ બન્નેને સ્વીકાર્યા છે

## પરમાણુની સિદ્ધિ

વળી બાહ્યાર્થતરીકે પરમાણુની સ્વીકૃતિના ખડનમા તમે પ્રમાણાભાવ હેતુ આપ્યો પરતુ તે સગત નથી કેમકે પરમાણુની સિદ્ધિમા પ્રમાણ હાજર છે તે આ પ્રમાણે→ પરમાણુના કાર્યરૂપ ઘટાદિકાર્યો પ્રત્યક્ષ છે જ તેથી કાર્યથી કથચિત્ અભિન્ન ઉપાદાન કારણભૂત પરમાણુઓ પણ કથચિત્ પ્રત્યક્ષ છે જ 'ઘટાદિકાર્યો પરમાણુઓના દ્વ્યણુકઆદિ સયોગોથી જનિત છે' તે સિદ્ધ જ છે વળી યોગીઓને સાક્ષાત્પ્રત્યક્ષભૂત હોઇ પરમાણુ સાક્ષાત્પ્રત્યક્ષસિદ્ધ થાય છે

**શકા** – જો પરમાણુઓ પ્રત્યક્ષ હોય, તો આપણને ઉપલબ્ધ કેમ થતા નથી ?

**સમાધાન** – અહી પરમાણુઓની અનુપલબ્ધિમા[1] તેઓનુ સૂક્ષ્મપરિમાણ જ હેતુ છે અતિસૂક્ષ્મવસ્તુઓ સામે હોય, છતા ચક્ષુઆદિ ઇન્દ્રિયોનો વિષય ન બને તે સુઘટિત જ છે અનુમાનથી પણ પરમાણુઓ સિદ્ધ છે જેમકે પ્રયોગ→ "*પરમાણુઓ છે, કેમકે સ્થૂળઅવયવીઓની નિષ્પત્તિ અન્યથાઅનુપપન્ન છે*" અહી અન્તર્વ્યાપ્તિ છે (અન્તર્વ્યાપ્તિ = પક્ષના એકદેશમા હેતુનુ સાધ્યસાથે વ્યાપ્તિગ્રહણ કે જેના દ્વારા સકળ પક્ષમા હેતુદ્વારા સાધ્યનુ અનુમાન થઇ શકે ) જન્યસ્થૂળઅવયવી સૂક્ષ્મઅવયવથી ઉત્પન્ન થાય છે કેમકે તેની સ્થૂળ અવયવિરૂપે નિષ્પત્તિ અન્યથાઅનુપપન્ન છે, જેમકે ઘટાદિ સ્થૂળઅવયવીની નિષ્પત્તિ આ સૂક્ષ્મ અવયવો પણ તેનાથી સૂક્ષ્મની અપેક્ષાએ સ્થૂળ હોઇ તેઓ પણ તેનાથી સૂક્ષ્મઅવયવોથી નિષ્પન્ન છે કેમકે સ્થૂળઅવયવીરૂપે નિષ્પત્તિ અન્યથાઅનુપપન્ન છે જે ચરમ સૂક્ષ્મઅવયવો છે તેજ પરમાણુ છે તેઓ નિકૃષ્ટકક્ષાના સૂક્ષ્મ છે તેમનાથી પણ સૂક્ષ્મઅવયવો સભવતા ન હોવાથી તેમની પણ સ્થૂળાવયવીરૂપે નિષ્પત્તિ માની તેમના અવયવોરૂપે બીજા પરમાણુઓ માનવારૂપ અનવસ્થા નથી આ પ્રમાણે સૂક્ષ્મ

---

૧ વિશેષાવશ્યક ભાષ્યમા ગણધરવાદમા અનુપલબ્ધિના ૨૧ હેતુ બતાવ્યા છે (૧) વસ્તુ અતિદૂર હોય દા ત હિમાલયવગેરે (૨) અતિનજીક હોય દા ત આખમા કચરો (૩) અતિસૂક્ષ્મ હોય દા ત પરમાણુ. (૪) મન સ્થિર ન હોય દા ત મૂર્ચ્છિતને (૫) ઇન્દ્રિય અપટૂ હોય દા ત બહેરાને શબ્દ (૬) મતિની મન્દતા–સૂક્ષ્મ શાસ્ત્રાર્થ ન સમજી શકે (૭) અશક્યતા– દા ત પીઠગેરે (૮) આવરણને કારણે વસ્ત્રાદિથી ઢકાયેલી વસ્તુ (૯) અભિભવને કારણે દિવસે સૂર્યના તેજથી ઢકાયેલા તારાવગેરે (૧૦) સજાતીય મિશ્રણને કારણે દા ત અડદના ઢગલામાં ફે કેલો અડદનો દાણો (૧૧) અનુપયોગથી–એક ઇન્દ્રિયના વિષયમા ઉપયુક્તને અન્ય ઇન્દ્રિયના વિષયોની અનુપલબ્ધિ થાય (૧૨) અનુપાયમા પ્રવૃત્તિ કરવાથી દા ત ગાયના શિગડાથી ગાયની દૂધ આપવાની શક્તિ જાણવાની ચેષ્ટા (૧૩) વિસ્મૃતિથી પૂર્વોપલબ્ધની અનુપલબ્ધિ (૧૪) કુઉપદેશથી વ્યુદ્ગ્રાહને કારણે–દા ત વ્યુદ્ગ્રાહિત થયેલો તાબાને તાબુ ન જોતા સુવર્ણ જ જૂએ (૧૫) મોહ–અજ્ઞાન–અવિવેકથી જીવાદિતત્ત્વોની અનુપલબ્ધિ (૧૬) દર્શનશક્તિના સર્વથા અભાવમા–અધવગેરેને (૧૭) ઘડપણઆદિ વિકારને કારણે અનુપલબ્ધિ (૧૮) સદુપાયમા પ્રવૃત્તિ ન કરવાથી દા ત પૃથ્વી ન ખોદવાથી મૂળિયાની અનુપલબ્ધિ (૧૯) અનધિગમ, શાસ્ત્રાદિના અશ્રવણથી તત્ત્વની અનુપલબ્ધિ (૨૦) કાલનુ વ્યવધાન–મહાવીર પ્રભુવગેરેની અનુપલબ્ધિમાં હેતુ (૨૧) સ્વભાવથી જ ઇન્દ્રિયથી ઉપલબ્ધ ન થનારી વસ્તુ દા ત પિશાચ વગેરે

यदपि किञ्चायमनेकावयवाधार इत्यादि न्यगादि, तत्रापि कथञ्चिद्विरोध्यनेकावयवाविष्वग्भूतवृत्तिरवयव्यभिधीयते । तत्र च यद्विरोध्यनेकावयवाधारताया विरुद्धधमाध्यासनमभिहित तत्कथञ्चिदुपेयत एव तावत्, अवयवात्मकस्य तस्यापि कथञ्चिदनेकस्पत्वात् । यच्चोपन्यस्तम् अपि च असौ तेषु वर्तमान कात्स्न्र्येनकदेशेन वा वर्तेतेत्यादि, तत्रापि विकल्पद्वयानभ्युपगम एवोत्तरम्, अविष्वग्भावनावयविनोऽवयवेषु वृत्ते स्वीकारात् ॥

પરમાણુઓ સિદ્ધ થાય છે અહી જન્યસ્થૂળઅવયવીરૂપ પક્ષમા 'સૂક્ષ્મઅવયવજન્યત્વ' રૂપ સાધ્યની સાથે 'સ્થૂળઅવયવીની નિષ્પત્તિની અન્યથાઅનુપપત્તિરૂપ' હેતુની વ્યાપ્તિ પક્ષના એકદેશભૂત ઘટવગેરેમા પ્રસિદ્ધ છે આ વ્યાપ્તિ દ્વારા સકળપક્ષમા સાધ્યની સિદ્ધિ કરી શકાય છે તેથી આ અર્ન્તવ્યાપ્તિ છે (ઉપાદાનભૂત વ્યાપક (=સાધ્ય) સ્વસ્વરૂપથી જ ઉપાદેયભૂતવ્યાપ્ય (=હેતુમા) અન્વય પામે, ત્યારે એ બન્ને વચ્ચે અન્તર્વ્યાપ્તિ કહેવાય અન્તર્વ્યાપ્તિનો આવો અર્થ પણ જોવા મળે છે) આ પ્રમાણે અન્તર્ગતઅનુમાનોને લક્ષમા લઇ ટીકાકારે ઉપરોક્ત પ્રયોગ દર્શાવ્યો છે તેથી જ "સ્થૂળઅવયવો પરમાણુ દ્વારા જ નિષ્પન્ન છે" તેવો એકાત રહેતો નથી, કારણ કે સ્થૂળસૂતરવગેરેદ્વારા વસ્ત્રવગેરેની નિષ્પત્તિ થતી દેખાય છે તથા આત્મા, આકાશવગેરે પણ સ્થૂળઅવયવીરૂપ છે છતા પુદ્ગળરૂપ કે પરમાણુજન્ય નથી (અહી જે સ્થૂળઅવયવીની નિષ્પત્તિ કહી તે પૌદ્ગળિક સ્થૂળઅવયવીને લક્ષમા રાખીને દર્શાવી છે વાસ્તવમાં ટીકાકારશ્રીના મૂળ અનુમાનને કોઇ દોષ નથી કેમકે સૂતરવગેરે સ્થૂળ અવયવીદ્વારા વસ્ત્રાદિની નિષ્પત્તિ હોવા છતા, જો પરમાણુઓ જ ન હોય, તો સૂતર સભવે નહી કેમકે સૂતરની નિષ્પત્તિમા પણ પરમાણુઓ જ કારણરૂપ બને છે કેમકે પરમાણુઓના સયોગજનિત સ્થૂળસ્કન્ધો વિના સૂતર સભવે નહી તથા અહી સ્થૂળઅવયવીની નિષ્પત્તિ અન્યથાઅનુપપન્ન બતાવી છે આકાશ-આત્માદિ દ્રવ્યો સ્થૂળઅવયવી હોવા છતા નિત્ય હોઇ તેઓની નિષ્પત્તિ જ નથી તેથી અનુપપત્તિનો પ્રસગ જ નથી )

સાર - જયા અણુઓ દ્વારા સ્થૂળઅવયવીની નિષ્પત્તિ થતી હોય, ત્યા કાળવગેરે સહકારી સામગ્રીને અપેક્ષીને થતી ક્રિયાના કારણે પ્રાદુર્ભૂત થતા સયોગઅતિશયને અપેક્ષીને આ ઉત્પત્તિ અવિતથ હોય છે અર્થાત્ તેવા પ્રકારના કાળ, સ્વભાવવગેરેરૂપ સહકારીઓ પરમાણુઓમા વિશિષ્ટપ્રકારનો સયોગ ઉત્પન્ન કરે છે જેનાથી સ્થૂળાવયવીની ઉત્પત્તિ થાય છે આવા સ્થૂળ અવયવીની ઉત્પત્તિ અન્યથાઅનુપપત્તિદ્વારા પરમાણુઓના અસ્તિત્વની અનુમિતિમા હેતુ બને છે

## અનેકાવયવવાળા સ્થૂળાવયવીની સિદ્ધિ

તથા '*સ્થૂળાવયવીના અનેક અવયવો આધાર છે*' ઇત્યાદિદ્વારા અનેક અવયવોને આધાર માનવામા આવતા દોષોનુ જે નિરૂપણ તમે કર્યુ, તે પણ અમને સંમત મતને સ્વીકારવાથી ટળી જશે અવયવી કથચિત્ વિરોધી અનેક અવયવોથી અવિષ્વગ્ભૂત = અલગ મળી ન શકે એવી રીતે તે અવયવોમા વૃત્તિ (=રહે) છે

શકા - વિરોધી અવયવોને આધારરૂપે માનવામા અવયવીમા વિરૂદ્ધધર્મોનુ અધ્યાસન (=વૃત્તિ) માનવુ પડશે

**સમાધાન** - અવયવોમા વિરોધિતા એકાતે નથી, પરતુ કથચિત્ છે તેથી અવયવિગત ધર્મોમા આવતો કથચિત્ વિરોધ અમને ઇષ્ટ જ છે કારણ કે અવયવી પોતે અવયવોથી કથચિત્ અભિન્ન છે, એટલે કે અવયવી, કથચિત્ અવયવાત્મક છે અને તે રૂપને અવલબીને કથચિત્ અનેકાત્મક છે જ અને અનેકમા અનેક વિરોધીધર્મોની વૃત્તિ ઇષ્ટ જ છે, એક જ અશે બે વિરોધીધર્મોની વૃત્તિ અનિષ્ટ છે આમ અવયવી પોતાના જૂદા-જૂદા અવયવોરૂપ અશોદ્વારા ભિન્ન-ભિન્ન ધર્મોનો આશ્રય બને તે અનુપપન્ન નથી

શકા - અવયવી સ્વઅવયવોમા સપૂર્ણત રહે છે કે એકદેશથી રહે છે ?

**સમાધાન** - આ બન્ને વિકલ્પ અમને માન્ય નથી અવયવી સ્વઅવયવોમા 'અલગ-સ્વતત્રરૂપે

किञ्च, यदि बाह्योऽर्थो नास्ति, किमिदानी नियताकार प्रतीयते नीलमेतत् इति ? विज्ञानाकारोऽयमिति चेत ? न। ज्ञानाद् बहिर्भूतस्य सवेदनात्। ज्ञानाकारत्वे तु 'अह नीलम्' इति प्रतीति स्यान्न तु 'इद नीलम्' इति। ज्ञानाना प्रत्येकमाकारभेदात् कस्यचित् 'अहम्' इति प्रतिभास, कस्यचित् 'नीलमेतत्' इति चेत् ? न। नीलाद्याकारवदहमित्याकारस्य व्यवस्थितत्वाभावात्। तथा च यदकनाहमिति प्रतीयते तदेवापरेण त्वमिति प्रतीयते। नीलाद्याकारस्तु व्यवस्थित सर्वैरप्येकरूपतया ग्रहणात्। भक्षितहृत्पूरादिभिस्तु[1] यद्यपि नीलादिक पीतादितया गृह्यते, तथापि तेन न व्यभिचार तस्य

ઉપલબ્ધ ન થવારૂપ–અવિષ્વગ્ભૂતસ્વભાવસબધથી જ રહે છે તેથી ત્યા 'એકદેશથી છે કે ?' ઈત્યાદિ વિકલ્પો અસગત છે જેમ કે અગ્નિમા રહેતી દહનશક્તિ અગ્નિમા અવિષ્વગ્ભાવરૂપ સ્વભાવસબધથી રહે છે તેથી ત્યા "એકદેશથી છે કે?" ઈત્યાદિ વિકલ્પો જ સભવતા નથી

## નિયતાકારપ્રતીતિથી બાહ્યાર્થસિદ્ધિ

તથા જો બાહ્યાર્થ સર્વથા અસત્ હોય તો હમણા નિયતાકાર 'આ નીલ' એવુ શુ પ્રતીત થાય છે ?

શકા – આ માત્ર વિજ્ઞાનાકાર છે

**સમાધાન** – આ અસગત છે, કેમકે 'આ નીલ છે' ઈત્યાદિસ્થળે જ્ઞાનથી બહિર્ભૂત કોઈક વસ્તુનુ અવશ્ય સવેદન થાય છે જો જ્ઞાનાકારનુ જ સવેદન થતુ હોય તો, અને જ્ઞાન જ માત્ર સત્ હોય ( અર્થાત્ સવેદક પણ જ્ઞાન જ હોય) તો તો, "આ નીલ છે" એવી પ્રતીતિ થવાને બદલે 'હુ નીલ છુ' એવી પ્રતીતિ થવી જોઈએ, કેમકે સવેદ્ય, (=જેનુ સવેદન થાય છે તે) સવેદન (સવેદનક્રિયા) અને સવેદક (સવેદન કરનાર) ત્રણેય એક જ્ઞાન જ છે

શકા – સવેદક, સવેદન, અને સવેદ્ય આ ત્રણેય જ્ઞાનાત્મક હોવા છતા, જ્ઞાનના આકાર અનત[2] છે આમ પ્રત્યેકજ્ઞાનમા આકારભેદ હોવાથી કોઈક જ્ઞાનનો 'હુ' એવો પ્રતિભાસ થાય, અને કોઈકનો આ નીલ એવો પ્રતિભાસ થાય અથવા એકનો એક પ્રતિભાસ કો'ક ને 'હુ' તરીકે અને કો'ક ને 'આ નીલ' એવો થાય

**સમાધાન** – આ બરાબર નથી, કેમ કે જ્ઞાનના 'નીલ' આદિ આકારની જેમ 'અહમ્ (હુ)' આકારો વ્યવસ્થિત નથી જે આકાર એકને 'અહમ્' રૂપે પ્રતિભાસિત થાય છે તે જ આકાર બીજાને 'ત્વમ્' રૂપે સંવેદિત થાય છે જ્યારે નીલાદિઆકારો તો બધાને સમાનરૂપે જ સવેદિત થાય છે તેથી તેઓ વ્યવસ્થિત છે

શકા – 'નીલાદિઆકાર વ્યવસ્થિત છે'– તેમ કહી ન શકાય, કેમકે પિત્તોત્પાદક ધતુરાદિના ભોજનથી જેને કમળો થયો છે, તે નીલાદિકને જ પીળાદિરૂપે ગ્રહણ કરે છે

**સમાધાન** – 'નીલ' આદિને પીળાદિરૂપે ગ્રહણ કરનાર વ્યક્તિ ચક્ષુદોષથી તેમ કરે છે તેથી એ બોધ ભ્રાન્ત છે આ ભ્રાન્તિ નીલાદિકજ્ઞાનની વ્યવસ્થાને અનૈકાતિક સિદ્ધ કરી ન શકે

શકા – નીલાદિજ્ઞાન પોતે પોતાનુ જ જ્યારે સવેદન કરે છે, ત્યારે 'અહમ્' એવો પ્રતિભાસ થાય છે આમ 'હુ' આદિ વિજ્ઞાનાકારોની નિયતવ્યવસ્થા થઈ શકે છે

१ हृत्पूर पित्तरोगकर फलविशेषस्तद्भक्षणेन पित्तपीतिम्ना सर्वे पदाथा पीता इव भासन्ते।

૨ આ અસગત છે→ આ આકારો જ્ઞાનથી ભિન્ન છે, કે અભિન્ન છે ? જો 'અભિન્ન છે' એમ કહેશો, તો આકાર અને જ્ઞાન એકરૂપ થશે તથા બધા જ્ઞાનો જ્ઞાનત્વરૂપે સમાન છે જો આકારો જ્ઞાનથી ભિન્ન હોય, તો જ તેઓની અનતતા સભવી શકે, જ્ઞાનથી અભિન્ન હોય, તો તેઓની અનતતા અસિદ્ધ ઠરે અને પીતજ્ઞાન અને નીલજ્ઞાન પણ એક થવાનો અતિપ્રસગ આવે જો આકારને જ્ઞાનથી ભિન્ન કહેશો, તો જ્ઞાનાદ્વૈતવાદનો પ્રવાદ મિથ્યા પુરવાર થશે કેમકે જ્ઞાનથી ભિન્ન આકારો પણ સત્ છે

भ्रान्तत्वात्। स्वय स्वस्य सवेदनेऽहमिति प्रतिभास इति चेत् ? ननु कि परस्यापि सवेदनमस्ति।कथमन्यथा स्वशव्दस्य प्रयोग । प्रतियोगीशव्दो ह्यय परमपेक्षमाण एव प्रवतते । स्वस्पस्यापि भ्रान्त्या भेदप्रतीतिरिति चेत् ? हन्त प्रत्यक्षेण प्रतीतो भेद कथ न वास्तव ॥

भ्रान्त प्रत्यक्षमिति चेत् ? ननु कुत एतत्। अनुमानेन ज्ञानाथयोरभेदसिद्धेरिति चेत् ? कि तदनुमानमिति पृच्छाम। यद्येन सह नियमेनोपलभ्यते तत् ततो न भिद्यते, यथा सच्चन्द्रादसच्चन्द्र । नियमेनोपलभ्यते च ज्ञानेन सहाथ इति व्यापकानुपलव्धि। प्रतिपेध्यस्य ज्ञानाथयोर्भेदस्य व्यापक सहोपलम्भानियमस्तस्यानुपलव्धि । भिन्नयोर्नील-पीतयोर्युगपदुपलम्भनियमाभावात्। इत्यनुमानेन तयोरभेदसिद्धिरिति चेत् ?

**સમાધાન** - તો શુ બીજાનુ (=જ્ઞાનભિન્નનુ) પણ સવેદન છે ? જો બીજાનુ સંવેદન ન હોય, તો અહી 'પોતાનુ જ સવેદન' એવો નિર્દેશ શુ કામ કરો છો ? 'પોતાનુ' શબ્દ સાપેક્ષ છે જ્યા પરનો સભવ હોય ત્યાજ તેનો વ્યવચ્છેદ કરવા 'સ્વ' શબ્દનો પ્રયોગ થાય અને જો 'પર' હોય, તો જ્ઞાનઅદ્વૈતવાદ ભાગી પડશે

**શકા** - સ્વરૂપમા પણ ભ્રાન્તિથી 'આ નીલ' ઇત્યાદિ રૂપે ભેદની પ્રતીતિ થાય છે

**સમાધાન** - જ્યા પ્રત્યક્ષદ્વારા જ સ્વ અને પરનો ભેદ સ્પષ્ટ ઉપલબ્ધ થાય છે, ત્યા ભ્રાન્તિને શુ કામ વચ્ચે લાવો છો ? શા માટે એ ભેદને વાસ્તવ માનતા નથી

**અનુમાનથી જ્ઞાન-અર્થની અભેદસિદ્ધિ-બૌદ્ધ**

**બૌદ્ધ** .- જે પ્રત્યક્ષથી ભેદની પ્રતીતિ થાય છે તે પ્રત્યક્ષ ભ્રાન્ત છે

**શકા** - તમે આમ શાના પરથી કહો છો ?

**સમાધાન** - અનુમાનદ્વારા જ્ઞાન અને અર્થ વચ્ચેનો અભેદ સિદ્ધ થાય છે

**શકા** - એ અનુમાનનો આકાર શો છે ?

**બૌદ્ધ** - *"જેનો જેની સાથે અવશ્ય ઉપલમ્ભ થાય તે તેનાથી ભિન્ન નથી જેમકે અસત્=ભ્રાન્ત ચદ્રની ઉપલબ્ધિ સત્= વાસ્તવિક ચદ્રની સાથે જ થાય છે તેથી તે ચદ્ર સત્ચદ્રથી ભિન્ન નથી"* (અહી અસત્ચન્દ્ર પાણીમા દેખાતુ ચન્દ્રનુ પ્રતિબિમ્બ વગેરે સમજવુ) જ્ઞાનની સાથે અર્થની ઉપલબ્ધિ અવશ્ય થાય છે આ વ્યાપકઅનુપલબ્ધિ છે (વ્યાપકના અભાવમા વ્યાપ્યનો અભાવ સિદ્ધ કરવો તે વ્યાપકાનુપલબ્ધિ કહેવાય જેમકે વૃક્ષરૂપ વ્યાપકના અભાવમા વ્યાપ્ય વૃક્ષાન્તર્ગત શિશપાનો અભાવ સિદ્ધ કરવામા વ્યાપકાનુપલબ્ધિ હેતુ કહેવાય) અહી જ્ઞાન અને અર્થ વચ્ચેના ભેદનો પ્રતિષેધ કરવો છે તે માટે વ્યાપકાનુપલબ્ધિને સાધન બનાવ્યુ છે જ્ઞાન અને અર્થ વચ્ચેના ભેદની સિદ્ધિ સ્થળે 'અર્થ અને જ્ઞાનનો ભેદ' વ્યાપ્ય છે 'જ્ઞાન સાથે અર્થની ઉપલબ્ધિનો અનિયમ' વ્યાપક છે 'જ્ઞાનસાથે અર્થની સહોપલબ્ધિનો નિયમ' આ વ્યાપકના અભાવને સૂચિત કરે છે અને વ્યાપકના અભાવથી જ્ઞાન અને અર્થ વચ્ચેના ભેદરૂપ વ્યાપ્યનો અભાવ પણ સિદ્ધ થાય છે તેથી જ્ઞાન અને અર્થ વચ્ચેનો અભેદ સિદ્ધ થાય છે

**શકા** - ભિન્ન એવા જ્ઞાન અને અર્થ વચ્ચે સહોપલબ્ધિનો નિયમ માનવામા શો વાધો છે ?

**સમાધાન** - પરસ્પર ભિન્ન એવા 'નીલ' અને 'પીત' સર્વદા સહોપલબ્ધ થતા દેખાતા નથી તેથી પરસ્પર ભિન્નપદાર્થો વચ્ચે સદૈવ સહોપલબ્ધિનો નિયમ નથી તેથી જ્ઞાન અને અર્થને પરસ્પર ભિન્ન માનવામા સહોપલબ્ધિનો નિયમ માની શકાય નહિ પરતુ તે બન્ને વચ્ચે સહોપલબ્ધિનો નિયમ દેખાય

न । सदिग्धानैकान्तिकत्वेनास्यानुमानाभासत्वात् । ज्ञान हि स्वपरसवेदनम् । तत्परसवेदनतामात्रेणव नील गृह्णाति, स्वसवेदनतामात्रेणैव च नीलवुद्धिम् । तदेवमनयोर्युगपद्ग्रहणात्सहोपलम्भनियमोऽस्ति अभेदश्च नास्ति । इति सहोपलम्भनियमस्यास्य हेतोर्विपक्षाद् व्यावृत्ते सदिग्धत्वात् सदिग्धानकान्तिकत्वम् । असिद्धश्च सहोपलम्भनियम, 'नीलमेतत्' इति बहिर्मुखतयाऽर्थेऽनुभूयमाने तदानीमेवान्तरस्य नीलानुभवस्याननुभवात्, इति कथ प्रत्यक्षस्यानुमानेन

છે, માટે તે બન્ને અભિન્ન જ હોવા જોઇએ આમ અનુમાનથી તે બન્નેના અભેદની સિદ્ધિ થાય છે

## જ્ઞાન-અર્થવચ્ચે અભેદસાધક અનુમાન અપ્રમાણ

**જૈનમત** - (૧) અહી અનુમાનમા સદિગ્ધઅનૈકાન્તિકદોષ છે તેથી આ અનુમાનાભાસ છે જે હેતુની વિપક્ષમાથી વ્યાવૃત્તિ (=વિપક્ષમા અભાવ)સદિગ્ધ હોય તે હેતુ સદિગ્ધઅનૈકાન્તિક કહેવાય છે (કોઇક વિપક્ષમા હેતુનુ હોવાપણુ અનૈકાતિકદોષરૂપ છે આવી અનૈકાન્તિકતાના સદેહથી યુક્ત હેતુ સદિગ્ધઅનૈકાતિકહેતુ કહેવાય) જ્ઞાન સ્વ અને પરના સવેદનાત્મક છે જ્ઞાન પરસવેદનતાસ્વભાવથી નીલને ગ્રહણ કરે છે અને સ્વસવેદનતા સ્વભાવથી નીલબુદ્ધિ (=નીલજ્ઞાન)નુ ગ્રહણ કરે છે આ પ્રમાણે નીલઅર્થ અને નીલજ્ઞાન બન્નેના એક સાથે ઉપલમ્ભનો નિયમ છે, છતા બન્ને વચ્ચે અભેદ નથી કેમકે નીલઅર્થ અને નીલજ્ઞાન એક નથી જ્ઞાનનો સ્વપરસવેદનસ્વભાવ પૂર્વે દર્શાવેલી યુક્તિઓથી સિદ્ધ છે આમ સહોપલમ્ભનિયમરૂપ હેતુની વિપક્ષમાથી વ્યાવૃત્તિ સદિગ્ધ છે અર્થ અને જ્ઞાનરૂપ ભિન્ન વસ્તુઓમા પણ આ નિયમ ઉપલબ્ધ થાય છે, ભિન્ન વસ્તુઓ અભેદરૂપ સાધ્યના વિપક્ષો છે (૨) તથા અર્થ અને જ્ઞાન વચ્ચે સહોપલમ્ભનિયમ જ અસિદ્ધ છે, કેમકે જ્યારે 'આ નીલ છે' એવો બહિર્મુખતાથી અર્થનો પ્રતિભાસ થાય છે, ત્યારે જ અતર્ગત નીલાનુભવ = નીલબુદ્ધિનો અનુભવ થતો નથી પરતુ પ્રથમ "આ નીલ છે" એવો બોધ થાય પછી"હુ નીલજ્ઞાનવાળો છુ" એવો બોધ થાય છે આ જ્ઞાનને અનુવ્યવસાયજ્ઞાન પણ કહે છે આ પ્રત્યક્ષસિદ્ધ છે આમ સહોપલબ્ધિ નિયમ ન હોવાથી પ્રત્યક્ષસિદ્ધ જ્ઞાન અને અર્થ વચ્ચેનો ભેદ અનુમાનદ્વારા ભ્રાન્ત કેવી રીતે સિદ્ધ કરી શકાય ? (૩) વળી અહી અન્યોન્યાશ્રયદોષ પણ છે તે આ પ્રમાણે → જો પ્રત્યક્ષ ભ્રાન્ત હોય, તો અનુમાનનો વિષય અબાધિત રહેતો હોઇ અનુમાન થઇ શકે અને જો અનુમાન થાય તો પ્રત્યક્ષ ભ્રાન્ત સિદ્ધ થઇ શકે

(સામાન્યત પ્રત્યક્ષની સામગ્રી અનુમાનની સામગ્રી કરતા બળવાન્ છે, તેથી જ્યા વસ્તુ પ્રત્યક્ષનો વિષય બને ત્યા અનુમાનનો ઉપયોગ થતો નથી અન્યથા ત્યા સિદ્ધસાધનદોષ આવે એ જ પ્રમાણે અભ્રાન્તપ્રત્યક્ષ વિપરીતઅનુમાનને બાધિત કરે છે, તેથી અનુમાનના વિષય તેઓ જ બને, કે જેઓ અગે પ્રત્યક્ષની સામગ્રી હાજર નથી, અથવા પ્રત્યક્ષની સામગ્રી દોષયુક્ત હોઇ ભ્રાન્ત પ્રત્યક્ષ થતુ હોય અથવા નિર્ણયમા સદેહ વર્તતો હોય પ્રત્યક્ષની ભ્રાન્તતા પૂર્વે કરેલા પ્રામાણિકપ્રત્યક્ષ કે અનુમાન આદિના સ્મરણદ્વારા નિર્ણીત થાય છે) પ્રસ્તુતમા અનુમાનપ્રમાણ જ્ઞાન અને અર્થ વચ્ચે અભેદરૂપ વિષયને ગ્રહણ કરે, તે પહેલા ભેદગ્રાહકપ્રત્યક્ષને ભ્રાન્ત સિદ્ધ કરવો પડે અને પ્રત્યક્ષ ભ્રાન્ત તો જ સિદ્ધ થાય, જો અભેદનુ ગ્રહણ થાય આ અભેદનુ જ્ઞાન કરવા અનુમાન આવશ્યક છે આમ અભેદગ્રાહક અનુમાન પ્રત્યક્ષની ભ્રાન્તતાની સિદ્ધિ પર અવલબે છે અને પ્રત્યક્ષની ભ્રાન્તતાની સિદ્ધિ અભેદગ્રાહક અનુમાનપર આધાર રાખે છે આમ પ્રસ્તુતમા અન્યોન્યાશ્રયદોષ છે (૪) વળી જો અર્થનો અભાવ જ હોય તો 'અહી નીલ છે' ઇત્યાદિરૂપ અર્થના નિયત દેશ=સ્થાન=અધિકરણની જે પ્રતીતિ થાય છે તે પણ કેવી રીતે સભવે ?

**શકા** :- તે-તે વિવક્ષિતદેશમા તે-તે અર્થોનુ આરોપણ કરીને આવી પ્રતીતિ થાય છે

**સમાધાન** - ખપુષ્પની જેમ જે અસત્ હોય, તેનો વિવક્ષિતસ્થળે આરોપ કરવાનો કોઇ નિયમ નથી

ज्ञानार्थयोरभेदसिद्ध्या भ्रान्तत्वम्। अपि च, प्रत्यक्षस्य भ्रान्तत्वेनाबाधितविषयत्वादनुमानस्यात्मलाभ , लब्धात्मके चानुमाने प्रत्यक्षस्य भ्रान्तत्वम्, इत्यन्योन्याश्रयदोषोऽपि दुर्निवार । अर्थाभावे च नियतदेशाधिकरणा प्रतीति कुत । न हि तत्र विवक्षितदेशेऽयमारोपयितव्यो नान्यत्रेत्यस्ति नियमहेतु ॥

वासनानियमात्तदारोपनियम इति चेत् ? न। तस्या अपि तद्देशनियमकारणत्वाभावात्। सति ह्यर्थसद्भावे यद्देशोऽर्थस्तद्देशोऽनुभव तद्देशा च तत्पूर्विका वासना। बाह्याथाभावे तु तस्या किंकृतो देशनियम ? ॥

એવો ક્યારેય બોધ થતો નથી કે, 'અહીં ખપુષ્પ છે' માટે જો બાહ્યાર્થ અસત્ જ હોય, તો નિયતસ્થળે તેનો આરોપ કરીને પણ પ્રતીતિ થઇ શકે નહીં અને જો આરોપ થઇ શકે, તો સર્વત્ર થઇ શકે નિયતસ્થળનો નિયમ ન રહે કેમકે નિયામકનો અભાવ છે

## વાસનાનિયમની અસિદ્ધિ

**બૌદ્ધ** – વાસનાના નિયમથી એ આરોપ છે અર્થાત્ અહીં પ્રતિનિયતદેશમા અર્થના જ્ઞાનની નિયામિકા વાસના છે ઘટવગેરેબાહ્યાર્થવસ્તુ તે દેશમા વૃત્તિ છે, માટે ઘટ અને તે સ્થાનનુ સ્વતત્ર અસ્તિત્વ છે તેમ સિદ્ધ થતુ નથી પરતુ આપણી અનાદિકાલીન તેવી તેવી વાસનાઓ "ઘટાદિ વસ્તુઓ અમુક ચોક્કસ સ્થાનમા છે" ઇત્યાદિજ્ઞાન કરાવે છે અર્થાત્ અહીં બહિર્મુખતયા અર્થ અને સ્થાનનો બોધ વાસનાજનિત હોઇ, ભ્રાન્ત છે જ્યારે ઘટાકારાદિજ્ઞાન જ સત્ છે

**જૈન** – આ અસગત છે વાસના પણ અર્થના તેજ દેશઅગેના નિયમમા કારણ બની ન શકે કેમકે જો તે–તે અર્થનો સદ્ભાવ હોય, તો જ જે દેશમા અર્થ હોય તે દેશમા તેનો અનુભવ થાય અને તે દેશમા જ તે અનુભવપૂર્વકની વાસના ઉત્પન્ન થાય તેથી બાહ્યાર્થ સત્ હોય, તો જ તેવી વાસના સભવી શકે જો બાહ્યાર્થ જ નથી, તો તેનો નિયતદેશમા અનુભવ ક્યાથી ? અને અનુભવ નથી, તો વાસનાનો પ્રતિનિયતદેશનિયમ ક્યાથી ? અને જો વાસના ન હોય તો તે અર્થના દેશનિયમમા કારણ શી રીતે બની શકે ? 'તુષ્યતુ દુજન એ ન્યાયથી કદાચ માની લો કે અસત્ એવા બાહ્યાર્થનો નિયતદેશમા આરોપનો નિયમ છે છતા આ આરોપનો નિયમ અમુક જ દેશમા કરાય છે, અન્યત્ર નહીં ઇત્યાદિ જે કાર્યવિશેષ થાય છે અર્થાત્ 'અહીં ઘટ છે ત્યા નથી' ઇત્યાદિ જે વિશિષ્ટજ્ઞાનસવેદનરૂપ, વિશિષ્ટકાર્ય થાય છે, તે કારણની વિશિષ્ટતા વિના સભવી શકે નહીં જો બાહ્યાર્થ હોય જ નહીં, તો તેની પ્રતિનિયતદેશમા વૃત્તિને કારણ તરીકે માની શકાય નહીં

**બૌદ્ધ** – આરોપિતઅર્થના દેશનિયમરૂપ વિશિષ્ટકાર્યમા વાસનાઓની વિચિત્રતા જ હેતુ છે અર્થાત્ વિચિત્રવાસનાઓ જ અર્થનો નિયતદેશમા બોધ કરાવવામા હેતુ બને છે

**જૈન** – આ વાસનાની વિચિત્રતા બોધાકાર (=જ્ઞાનાકાર) થી ભિન્ન છે કે અભિન્ન ? જો અભિન્ન હોય, તો બોધાકાર એકરૂપ હોવાથી વાસનાનુ વૈચિત્ર્ય પણ એકરૂપ થઇ જશે, અર્થાત્ વાસનાઓ એકસરખી થઇ જશે તેથી વાસનાઓ વચ્ચે પરસ્પરવિશેષ (=ભેદ) શી રીતે ઉપપન્ન થશે ?

**બૌદ્ધ** – બોધાકારોમા વૈચિત્ર્ય સભવે છે

**જૈન** – એ વૈચિત્ર્ય કોના કારણે છે ?

**બૌદ્ધ** – વાસનાઓની વિચિત્રતાને કારણે

**જૈન** – વાસનાઓની વિચિત્રતા કોના કારણે છે ? કેમકે તે વિચિત્રતાનો આધાયક કોઇ બાહ્યાર્થ વિદ્યમાન નથી વળી

अथास्ति तावदारोपनियम । न च कारणविशेषमन्तरेण कार्यविशेषो घटते । वाह्यश्चार्थो नास्ति । तेन वासनानामेव वैचित्र्य तत्र हेतुरिति चेत् ? तद्वासनावैचित्र्य बोधाकारादन्यत्, अनन्यद्वा ? अनन्यच्चेत्, बोधाकारस्यैकत्वात्कस्तासा परस्परता विशेष । अन्यच्चेत्, अर्थे क प्रद्वेष , येन सर्वलोकप्रतीतिरपह्नूयते ? तदेव सिद्धो ज्ञानार्थयोर्भेद ।

तथा च प्रयोग । विवादाध्यासित नीलादि ज्ञानाद्व्यतिरिक्त, विरूद्धधर्मादध्यस्तत्वात् । विरूद्धधर्माध्यासश्च ज्ञानस्य शरीरान्त , अर्थस्य च बहि , ज्ञानस्यापरकाले, अर्थस्य च पूर्वकाले वृत्तिमत्त्वात्, ज्ञानस्यात्मन सकाशात्, अथस्य च स्वकारणेभ्य उत्पत्ते । ज्ञानस्य प्रकाशरूपत्वात्, अर्थस्य च जडरूपत्वादिति । अतो न ज्ञानाद्वतेऽभ्युपगम्यमाने वहिरनुभूयमानार्थप्रतीति कथमपि सङ्गतिमङ्गति । न च दृष्टमपह्नोतु शक्यमिति ॥

---

બોધાકાર અને વાસના પરસ્પરઅભિન્ન હોવાથી બોધાકારને પોતાની જ વિચિત્રતાથી વિચિત્રરૂપે સિદ્ધ કરવામા આત્માશ્રયદોષ છે તેથી વાસનાનુ વૈચિત્ર્ય અનુપપન્ન છે )જો વાસનાને જ્ઞાનથી ભિન્ન માનતા હો, તો અર્થ ઉપર જ કેમ દ્વેષ રાખો છો, કે જેથી સર્વલોકને પ્રતીત જ્ઞાનથી તેના ભેદનો નિષેધ કરો છો અર્થાત્ જો વાસના જ્ઞાનથી ભિન્ન રહી શકતી હોય, અને જ્ઞાનાદ્વૈતવાદનો ચૂરેચૂરો થઇ જતો હોય, તો બાહ્યાર્થને પણ જ્ઞાનથી ભિન્નરૂપે સ્વીકારવામા દોષ નથી

## જ્ઞાનથી અર્થની ભિન્નતાના હેતુઓ

અનુમાન પ્રયોગ આ પ્રમાણે છે, "*વિવાદગ્રસ્ત નીલાદિપદાર્થ જ્ઞાનથી ભિન્ન છે, કેમકે વિરૂદ્ધધર્મોથી યુક્ત છે* " અહી હેતુમા અસિદ્ધિદોષ ટાળવા માટે કહે છે– (૧)જ્ઞાન શરીરની અદર વૃત્તિ છે જ્યારે અર્થ શરીરની બહાર વૃત્તિ છે (૨)અર્થની વૃત્તિ પૂર્વકાળે છે, જ્ઞાનની અપર (=ઉત્તર) કાળે છે તથા (૩) જ્ઞાન આત્મામાથી ઉદ્ભવે છે અર્થ સ્વકારણોમાથી પ્રગટ થાય છે (૪) જ્ઞાન પ્રકાશરૂપ છે, જ્યારે અર્થ જડ છે, આમ જ્ઞાનના ધર્મો કરતા અર્થના ધર્મો ભિન્ન છે તેથી જ્ઞાન કરતા અર્થ ભિન્ન સિદ્ધ થાય છે કેમકે ભિન્નધર્મોવાળી વસ્તુઓ ભિન્ન તરીકે જ ઇષ્ટ છે તેઓમા અભેદ અપ્રસિદ્ધ છે તેથી જ્ઞાનાદ્વૈતવાદનો સ્વીકાર કરવામા આવે, તો પ્રત્યક્ષથી અનુભવાતા બાહ્યાર્થની પ્રતીતિ સગત થઇ શકે નહિ, પણ બાહ્યાર્થનો પ્રત્યક્ષથી અનુભવ થાય છે તેથી આ પ્રત્યક્ષદૃષ્ટનો નિષેધ થઇ શકે નહિ

અત એવ, સ્તુતિકારશ્રી કહે છે "સવિદ્અદ્વૈતમાર્ગે અર્થનુ સવેદન થઇ શકે નહી !" સવિત્ = જેનાથી વસ્તુસ્વરૂપનુ વિપરીતતાથી રહિતપણે સમ્યગ્ રીતે વેદન (=બોધ) થાય સ્વસવેદનપક્ષમા સવેદન =સવિત્ = જ્ઞાન, તેનો અદ્વૈત (બેપણુ= દ્વૈત બેપણાનો અભાવ–અર્થાત્– એકત્વ = અદ્વૈત) = બાહ્યાર્થના નિષેધથી જ્ઞાનનુ એકપણુ અર્થાત્ 'જ્ઞાન જ તાત્ત્વિક છે, બાહ્યાર્થ તાત્ત્વિક નથી' એવો અભિગમ આ જ્ઞાનાદ્વૈત માર્ગે = જ્ઞાનાદ્વૈતપક્ષે બાહ્યાર્થનો થતો સાક્ષાત્ અનુભવ અયોગ્ય ઠરે

સુગતે (=માયાપુત્ર બુદ્ધે) પરિકલ્પના કરેલી સઘળી ક્ષણક્ષયાદિવસ્તુનો સમુદાય બુદ્ધિમા વ્યામોહ ઉત્પાદક હોઇ ઇન્દ્રજાળ સમાન છે, અને વિલૂનશીર્ણ છે જેમ તીક્ષ્ણધારવાળા દાતરડાથી ઘાસ–સ્તમ્બવગેરે શીઘ્ર =લણાતાની સાથે જ નષ્ટ થાય છે એમ બુદ્ધે કલ્પેલી આ ઇન્દ્રજાળ પણ વિશીર્ણ (=વિલીન) થાય છે અથવા તો કોઇ જાદૂગરે રચેલી ઇન્દ્રજાળ લોકોને અવાસ્તવિક તે–તે વસ્તુઓ દેખાડે છે, અને ભોળા લોકોને ઠગી પછી નિરશપણે નષ્ટ થાય છે તેમ સુગતે કલ્પેલા તે–તે પ્રમાણ અને તે–તે ફળ વચ્ચેનો અભેદ, સર્વપદાર્થોની ક્ષણિકતા, જ્ઞાન અને અર્થનો અભેદ, જ્ઞાનાદ્વૈત અભ્યુપગમ ઇત્યાદિ સર્વસિદ્ધાતો પ્રમાણના બોધ વિનાના લોકોને વ્યામોહિત કરે છે પરતુ યુક્તિથી વિચારતા તે સિદ્ધાતો વિનાશશીલતાને જ ભજે છે અહી 'સુગત'

अत एवाह स्तुतिकार – *'न संविदद्वैतपथेऽर्थसंवित्'* इति । सम्यगवैपरीत्येन विद्यतेऽवगम्यते वस्तुस्वरूपमनयेति संवित् । स्वसंवेदनपक्षे तु संवेदनं=संवित्=ज्ञानम्, तस्या अद्वैतम्, द्वयोर्भावो, द्विता, द्वितैव द्वैतं, प्रज्ञादित्वात् स्वार्थिकेऽणि। न द्वैतमद्वैतम्, बाह्यार्थप्रतिक्षेपादेकत्वं । संविदद्वैतं ज्ञानमेवैकं तात्त्विकं न बाह्योऽर्थ इत्यभ्युपगम्यत इत्यर्थः । तस्य *पन्थाः*=मार्गः संविदद्वैतपथस्तस्मिन् ज्ञानाद्वैतवादपक्ष इति यावत् । किमित्याह । नार्थसंवित् । यैय बहिर्मुखतयार्थप्रतीतिः साक्षादनुभूयते सा न घटते इत्युपस्कारः । एतच्चानन्तरमेव भावितम् ॥

एवं च स्थिते सति किमित्याह । विलूनशीर्णं सुगतेन्द्रजालम् इति । *सुगतः*=मायापुत्रः । तस्य सम्बन्धि तेन परिकल्पितं क्षणक्षयादि वस्तुजातम् । इन्द्रजालमिवेन्द्रजालं, मतिव्यामोहविधातृत्वात् । सुगतेन्द्रजालं सर्वमिदं विलूनशीर्णम् । पूर्वं विलूनं पश्चात् शीर्णं विलूनशीर्णम् । यथा किञ्चित् तृणस्तम्भादि विलूनमेव शीर्यते विनश्यति, एवं तत्कल्पितमिदमिन्द्रजालं तृणप्रायं धारालयुक्तिशस्त्रिकया छिन्नं सद्विशीर्यत इति । अथवा यथा निपुणेन्द्रजालिककल्पितमिन्द्रजालमवास्तवतत्तद्वस्त्वद्भुततापदर्शनेन तथाविधं बुद्धिदुर्विदग्धं जनं विप्रतार्य पश्चादिन्द्रधनुरिव निरवयवं विलूनशीर्णतां कलयति, तथा सुगतपरिकल्पितं तत्तत्प्रमाणतत्तत्फलाभेदक्षणक्षयज्ञानार्थहेतुकत्वज्ञानाद्वैताभ्युपगमादि सर्वं प्रमाणानभिज्ञं लोकं व्यामोहयमानमपि युक्त्या विचार्यमाणं विशरारुतामेव सेवत इति । अत्र च सुगतशब्द उपहासार्थः । सौगता हि शोभनं गतं ज्ञानमस्येति सुगत इत्युशन्ति । ततश्चाहो तस्य शोभनज्ञानता, येनेत्थमयुक्तियुक्तमुक्तम् ॥ इति काव्यार्थः ॥१६ ॥

---

શબ્દ ઉપહાસસૂચક છે બૌદ્ધો 'સુગત' શબ્દની વ્યુત્પત્તિ 'શોભન (=સુંદર) જ્ઞાનવાળો' એવી કરે છે ખરેખર ! તેનુ જ્ઞાન સુંદર છે કે જેનાથી તે આ પ્રમાણે અયુક્તિથી યુક્ત વચનો કહે છે ॥ (કટાક્ષમા) ॥ ૧૬॥



१ प्रज्ञादिभ्योऽण् । हैमसूत्र ७-२-१६५ । २ तीक्ष्णधारयुक्तशस्त्रिका । ३ विशीर्णशीलता ।

अथ तत्त्वव्यवस्थापकप्रमाणादिचतुष्टयव्यवहारापलापिन शून्यवादिन सौगतजातीयास्तत्कक्षीकृतपक्षसाधकस्य प्रमाणस्याङ्गीकारानङ्गीकारलक्षणपक्षद्वयेऽपि तदभिमतार्थासिद्धिप्रदर्शनपूर्वकमुपहसन्नाह –

**विना प्रमाणं परवन्न शून्यः स्वपक्षसिद्धेः पदमश्नुवीत ।**
**कुप्येत्कृतान्तः स्पृशते प्रमाणमहो सुदृष्टं त्वदसूयिदृष्टम् ॥ १७ ॥**

*शून्य* =शून्यवादी *प्रमाण*=प्रत्यक्षादिक *विना*=अन्तरेण *स्वपक्षसिद्धे* =स्वाभ्युपगतशून्यवादनिष्पत्ते *पद*=प्रतिष्ठा *नाश्नुवीत*=न प्राप्नुयात् । किवत् ? *परवत्*=इतरप्रामाणिकवत् । वैधर्म्येणाय दृष्टान्त । यथा इतरे प्रामाणिका प्रमाणेन साधकतमेन स्वपक्षसिद्धिमश्नुवते एव नायम् । अस्य मते प्रमाणप्रमेयादिव्यवहारस्यापारमार्थिकत्वात्, *"सर्व एवायमनुमानानुमेयव्यवहारो बुद्ध्यारूढेन धर्मधर्मिभावेन न बहि सदसत्त्वमपेक्षते"* इत्यादिवचनात् । अप्रमाणकश्च शून्यवादाभ्युपगम कथमिव प्रेक्षावतामुपादेयो भविष्यति, प्रेक्षावत्त्वव्याहतिप्रसगात् ॥

શૂન્યવાદી બૌદ્ધો સૌગતમતના જ એક અશભૂત છે તેઓ તત્ત્વની વ્યવસ્થામા હેતુભૂત એવા (૧) પ્રમાણ (૨) પ્રમિતિ (=પ્રમાણફળ)(૩) પ્રમેય અને (૪) પ્રમાતા આ ચતુષ્ટયના વ્યવહારનો અપલાપ કરે છે આ પક્ષના સાધક પ્રમાણના સ્વીકાર અને અસ્વીકારરૂપ બન્ને પક્ષમા તેઓના અભિમત પક્ષની સિદ્ધિ થતી નથી, એમ બતાવવાપૂર્વક કવિશ્રી તેઓનો ઉપહાસ આ કાવ્યમા કરી રહ્યા છે–

**કાવ્યાર્થ –** પ્રત્યક્ષાદિપ્રમાણ વિના શૂન્યવાદી સ્વપક્ષની સિદ્ધિની પ્રતિષ્ઠા પામી શકતા નથી અને પ્રમાણનો સ્પર્શ કરવા જાય (=ગ્રહણ કરવા જાય) તો કૃતાન્ત ગુસ્સે થઇ જાય ખરેખર હે નાથ ! તારા પર અસૂયા રાખનારવડે કરાયેલુ દર્શન સારી રીતે જોવાયેલુ છે ॥

## અપ્રામાણિકસિદ્ધાત અસ્વીકાર્ય

બીજા પ્રામાણિક (=પ્રમાણને માનવાવાળા) પ્રવાદીઓની જેમ શૂન્યવાદી સ્વપક્ષની સિદ્ધિ પ્રમાણ વિના કરી શકે તેમ નથી અહી દૃષ્ટાત અને સાધ્ય વચ્ચે વૈધર્મ્ય છે એટલે કે જેમ બીજા પ્રામાણિકો સાધકતમ પ્રમાણદ્વારા સ્વપક્ષની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે, તેમ આ દર્શનવાળા સ્વપક્ષની સિદ્ધિ કરી શકે તેમ નથી, કેમકે આ મતે પ્રમાણપ્રમેયવગેરે વ્યવહાર અપારમાર્થિક છે કેમકે તેઓનુ વચન છે કે, *"આ સઘળોય અનુમાનઅનુમેયઆદિવ્યવહાર બુદ્ધિમા આરૂઢ થયેલા ધર્મધર્મિભાવથી જ થાય છે તેથી બહાર સત્ કે અસત્ ની અપેક્ષા રાખતો નથી બાહ્યાર્થ સત્ હોય કે અસત્ હોય, અનુમાનાદિવ્યવહારમા ઉપયોગી નથી "* આ અભ્યુપગમ પ્રેક્ષાવાન્ પુરૂષોને ઉપાદેય બની શકે નહી, કેમકે અપ્રમાણક=પ્રમાણરહિત છે 'પ્રમાણિત વસ્તુમા પ્રવૃત્તિ કરવી' એ પ્રેક્ષાવાનનુ લક્ષણ છે તેથી જો તેઓ અપ્રમાણમા પ્રવૃત્તિ કરે, તો તેઓની પ્રેક્ષાવત્તામા વ્યાઘાત આવે

## પ્રમાણના સ્વીકારમા શૂન્યવાદસિદ્ધાતને બાધ

હવે જો સ્વપક્ષની સિદ્ધિઅર્થે શૂન્યવાદીઓ પ્રત્યક્ષાદિમાથી કોઇક પ્રમાણનો અગીકાર કરે, તો તે શૂન્યવાદીપર કૃતાન્ત (=સ્વસિદ્ધાત) કોપ કરે, અર્થાત્ સિદ્ધાતને બાધ આવે જેમ સેવકની વિરુદ્ધ પ્રવૃત્તિથી ગુસ્સે થયેલો રાજા તેનુ સર્વસ્વ હરી લે છે, તેમ શૂન્યવાદી જો શૂન્યવાદ વિરુદ્ધ પ્રમાણ વ્યવહાર અગીકાર કરે, તો શૂન્યવાદીનો સિદ્ધાત તેના સર્વસ્વભૂત સમ્યગ્વાદીપણાને હરી લે છે વળી શૂન્યવાદી શૂન્યવાદની પ્રરૂપણા

अथ चेत् स्वपक्षसंसिद्धये किमपि प्रमाणमयमङ्गीकुरुते, तत्रायमुपालम्भः कुप्येदित्यादि। प्रमाणं प्रत्यक्षाद्यन्यतमत् *स्पृशते* = आश्रयमाणाय, प्रकरणादमुष्मै शून्यवादिने, *कृतान्तः*=स्वसिद्धान्तः कुप्येत्=कोपं कुर्यात्, सिद्धान्तबाधः स्यादित्यर्थः। यथा किल सेवकस्य विरुद्धवृत्त्या कुपितो नृपतिः सर्वस्वमपहरति, एवं तत्सिद्धान्तोऽपि शून्यवादविरुद्धं प्रमाणव्यवहारमङ्गीकुर्वाणस्य तस्य सद्भूतं सम्यग्वादित्वमपहरति।

किञ्च, स्वागमोपदेशेनैव तेन वादिना शून्यवादः प्रस्थाप्यते, इति स्वीकृतमागमस्य प्रामाण्यमिति कुतस्तस्य स्वपक्षसिद्धिः प्रमाणाङ्गीकरणात्। किञ्च, प्रमाणं प्रमेयं विना न भवतीति प्रमाणाङ्गीकरणे प्रमेयमपि विशीर्णम्। ततश्चास्य मूकतैव युक्ता, न पुनः शून्यवादोपन्यासाय तुण्डताण्डवाडम्बरम्। शून्यवादस्यापि प्रमेयत्वात्। अत्र च स्पृशिधातुं कृतान्तशब्दं च प्रयुञ्जानस्य सूरेरयमभिप्रायः। यद्यसौ शून्यवादी दूरं प्रमाणस्य सर्वथाङ्गीकारो यावत् प्रमाणस्पर्शमात्रमपि विधत्ते, तदा तस्मै *कृतान्तो*=यमराजः कुप्येत्। तत्कोपो हि मरणफलः। ततश्च स्वसिद्धान्तविरुद्धमसौ प्रमाणयन् निग्रहस्थानापन्नत्वाद् मृत एवेति॥

સ્વઆગમના ઉપદેશથી જ કરે છે અને આગમ પણ એક પ્રમાણ છે આમ આગમનુ પ્રામાણ્ય અંગીકાર કરનાર શૂન્યવાદી શૂન્યવાદની સિદ્ધિ શી રીતે કરી શકશે ? શૂન્યવાદ = સર્વ વસ્તુના અભાવનો ખ્યાપકવાદ અહીં પ્રમાણનો ભાવ (=સત્તા) સ્વીકારીને તે પોતાના આ શૂન્યવાદસિદ્ધાંતને બાધ પહોંચાડશે વળી પ્રમેય વિના પ્રમાણ સભવે નહીં અને પ્રમાણ વિના પ્રમેયનુ ગ્રહણ થઇ ન શકે બન્ને પરસ્પરસાપેક્ષ છે તેથી પ્રમાણના અસ્વીકારમા પ્રમેયનો પણ અસ્વીકાર આવી જાય તેથી શૂન્યતાવાદસાધક પ્રમાણ અને તે પ્રમાણના પ્રમેયભૂત શૂન્યતાવાદ–આ બન્ને શૂન્યતાવાદીને અસ્વીકાર્ય હોવા જોઇએ તેથી શૂન્યવાદનો ઉપન્યાસ કરવા માટે મુખની વાચાળતાના ફટાટોપને છોડી શૂન્યવાદીઓએ મૌનનુ આલબન કરવુ એજ શ્રેય છે અહીં 'સ્પૃશ' ધાતુ અને 'કૃતાન્ત' શબ્દનો પ્રયોગ કરવામા કવિશ્રીનો આશય આ છે–પ્રમાણનો સર્વથા અંગીકાર તો દૂર રહો, તેનો આશિક સ્વીકારરૂપ સ્પર્શ પણ જો આ શૂન્યવાદી કરે, તો કૃતાન્ત (=યમરાજ) તેના પર ગુસ્સે થાય એટલે કે તેને મારી નાખે, અર્થાત્ જો સ્વસિદ્ધાંતથી વિરૂદ્ધ અર્થને તે શૂન્યવાદી પ્રમાણિત કરે, તો તે નિગ્રહસ્થાનને પ્રાપ્ત કરે, અને વાદીરૂપે મૃત્યુ પામે તેથી અંશે પણ પ્રમાણનો સ્વીકાર કરવો એ તેઓ માટે સિદ્ધાંતવિરૂદ્ધ હોવાથી પ્રમાણને ગ્રહણ કરવા જતા તેઓનો નિગ્રહ થાય તેમ છે

કાવ્યમા'અહો !' પ્રયોગ કટાક્ષયુક્તપ્રશસા માટે કર્યો છે ગુણોમા પણ દોષોને પ્રગટ કરવા દ્વારા કુવાદીઓ પરમાત્મા પર અસૂયા ધારણ કરે છે આવા કુવાદીઓએ મતિઅજ્ઞાનરૂપ નયનદ્વારા જે જ્ઞાન મેળવ્યુ, તે વિપરીતલક્ષણથી યુક્ત હોવાથી સમ્યગ્ જ્ઞાન નથી અહીં 'સુદૃષ્ટમ્' શબ્દપ્રયોગ પણ કટાક્ષમા છે 'અસૂય' ધાતુને શીલ (=સ્વભાવ) અર્થમા 'णक्' પ્રત્યયની પ્રાપ્તિ હોવા છતા 'वहुलम्' ના આધારે 'णिन्' પ્રત્યય લાગીને 'અસૂયિન્' શબ્દ બન્યો છે અથવા તો 'અસૂયાવાળા' એવા અર્થમા મત્વર્થીય (=સ્વામિત્વદર્શક) 'इन्' પ્રત્યય લાગ્યો છે ક્વચિત્ 'त्वदसूयुद्दष्टम्' એવો પાઠ પણ છે તેમા પણ વાંધો નથી કેમકે ઉદયન વગેરે આચાર્યોએ ન્યાયતાત્પર્યાદિ ગ્રથોમા મત્સરઅર્થમા ઉદન્ત (=ઉકારાત) અસૂયુ શબ્દનો પ્રયોગ કર્યો છે

### પ્રમાણાદિ ચતુષ્ટયનો અભાવ–શૂન્યવાદી

**શૂન્યવાદીનો પૂર્વપક્ષ** –'પરવાદીપરિકલ્પિત પ્રમાતા (જ્ઞાન કરનાર), પ્રમેય (=જ્ઞાનનો વિષય), પ્રમાણ (=જ્ઞાનનુ કરણભૂતસાધન) ,અને પ્રમિતિ (=જ્ઞાનફળ) ,આ ચાર તત્ત્વ (પક્ષ) ,અવસ્તુ છે–અસત્ છે (સાધ્ય), કારણ કે, વિચારાસહ છે (યુક્તિક્ષમ નથી, હેતુ) જેમકે ઘોડાના શિંગડા (દૃષ્ટાંત) હવે ચારે તત્ત્વનુ પૃથક્–પૃથક્ અસત્ત્વ દર્શાવવાદ્વારા 'હેતુ અસિદ્ધ નથી' એમ બતાવે છે અહીં પરવાદીને પ્રમાતા તરીકે આત્મા

एव सति *अहो इत्युपहासप्रशसायाम्* । तुभ्यमसूयन्ति गुणेषु दोषानाविष्कुर्वन्तीत्येव शीलास्त्वदसूयिनस्तत्रान्तरीयास्तर्दृष्ट मत्यज्ञानचक्षुषा निरीक्षितमहो । *सुदृष्ट*–साधु दृष्टम् । विपरीतलक्षणयोपहासान्न सम्यग्दृष्टमित्यर्थ । अत्र 'असूय' धातोस्ताच्छीलिक 'णक्' प्राप्तावपि बाहुलकाद् 'णिन्' । असूयास्त्येषामित्यसूयिन त्वदसूयिन इति मत्वर्थीय 'इन्' अन्त वा । त्वदसूयुदृष्टमिति पाठेऽपि न किञ्चिदचारु । असूयुशब्दस्योदन्तस्योदयनाद्येर्न्यायतात्पर्यपरिशुद्ध्यादौ मत्सरिणि प्रयोगादिति ॥

इह शून्यवादिनामयमभिसधि । प्रमाता प्रमेय प्रमाण प्रमितिरिति तत्त्वचतुष्टय परपरिकल्पितमवस्त्वेव, विचारासहत्वात्, तुरङ्गशृङ्गवत् । तत्र प्रमाता तावदात्मा, तस्य च प्रमाणग्राह्यत्वाभावादभाव । **तथाहि** । न प्रत्यक्षेण तत्सिद्धिरिन्द्रियगोचरातिक्रान्तत्वात् । **यत्तु** अहङ्कारप्रत्ययेन तस्य मानसप्रत्यक्षत्वसाधनम्, **तदप्यनैकान्तिकम्** । तस्याह गोर श्यामो वेत्यादो शरीराश्रयतयाप्युपपत्ते । किञ्च, **यद्ययमहङ्कारप्रत्यय** आत्मगोचर स्यात् **तदा** न कादाचित्क स्यात् आत्मन सदा सन्निहितत्वात् । कादाचित्क हि ज्ञान, कादाचित्ककारणपूर्वक दृष्टम् । यथा सादामिनीज्ञानमिति । नाप्यनुमानेन, अव्यभिचारिलिङ्गाग्रहणात् । आगमाना च परस्परविरूद्धार्थवादिना नास्त्येव प्रामाण्यम् । **तथाहि** । एकेन कथमपि कश्चिदर्थो व्यवस्थापित , अभियुक्ततरेणापरेण स एवान्यथा व्यवस्थाप्यते । स्वयमव्यवस्थितप्रामाण्याना च तेषा कथमन्यव्यवस्थापने सामर्थ्यम् ? इति नास्ति प्रमाता ॥

ઇષ્ટ છે પરતુ એકપણ પ્રમાણથી જ્ઞાત થતો ન હોવાથી તેનો અભાવ છે

### પ્રત્યક્ષાદિથી આત્માની અસિદ્ધિ

અતીન્દ્રિય હોવાથી આત્મા પ્રત્યક્ષ નથી,

**શકા** – 'હુ જ્ઞાની છુ' ઇત્યાદિઅહંકારપ્રત્યય દ્વારા આત્મા માનસપ્રત્યક્ષ છે

**સમાધાન** – આ અનૈકાતિક છે, કારણ કે 'હુ ગોરો છુ' 'હુ કાળો છુ' ઇત્યાદિરૂપે શરીર આશ્રયીને પણ એવો 'અહં' પ્રત્યય થાય છે વળી આત્મા હંમેશા સનિહિત હોવાથી તેના સબધી જો અહંકારપ્રત્યય થતો હોય, તો તે પ્રત્યય હંમેશા થવો જોઇએ, જ્યારે હકિકતમા તો તે પ્રત્યય ક્યારેક જ થતો દેખાય છે અને કાદાચિત્ક (=ક્યારેક થતુ) જ્ઞાન કાદાચિત્કકારણપૂર્વક જ જોવાયુ છે (=જે વસ્તુ કાદાચિત્ક હોય, તેનુ જ જ્ઞાન કાદાચિત્ક હોય) જેમકે વિજળી કાદાચિત્ક છે, તો તેનુ જ્ઞાન પણ કાદાચિત્ક જ છે તેથી તમને ઇષ્ટ નિત્ય આત્મા પ્રત્યક્ષથી સિદ્ધ થતો નથી એજ પ્રમાણે અનુમાનથી પણ આત્માની સિદ્ધિ થતી નથી, કારણ કે આત્મારૂપ લિગીને અવ્યભિચારી હોય, એવા કોઇ લિગનો પ્રત્યક્ષઆદિથી બોધ થતો નથી (અને અવ્યભિચારી લિગના જ્ઞાન વિના લિગીનુ અનુમાન થઇ શકે નહિ અવ્યભિચારી લિગનુ જ્ઞાન પણ તો જ થાય, જો ક્યાય પણ આત્મા સાથેના તેના સબધનુ પ્રત્યક્ષજ્ઞાન થાય પરતુ આત્મા પ્રત્યક્ષ ન હોવાથી એ સબધ પણ પ્રત્યક્ષગોચર બની શકે નહી વળી આત્મા પોતે હજી અસિદ્ધઅવસ્થામા છે, તે સિદ્ધ થાય, તો તેની સાથેનો લિગનો સંબધ ગ્રહણ થાય અને તે ગ્રહણ થાય, તો આત્મા સિદ્ધ થાય આમ અન્યોન્યાશ્રયદોષ હોવાથી પણ લિગનુ ગ્રહણ કે આત્માનુ અનુમાન થઇ શકતુ નથી ) આગમ પણ આત્માની સિદ્ધિ કરવા સમર્થ નથી કારણ કે જૂદા- જૂદા દર્શનકારોએ રચેલા આગમો પરસ્પરવિરૂદ્ધઅર્થના પ્રતિપાદક છે એક આગમ કેટલીય યુક્તિઓ લડાવીને એક અર્થનો અમુક સ્વરૂપે નિશ્ચય કરે, તો બીજું વધુ તાર્કિકઆગમ પહેલાથી પણ વધુ યુક્તિઓ દ્વારા એ અર્થને અન્યથારૂપે નિશ્ચિત કરે (કુયુક્તિઓનો પાર નથી, અને તેઓને અનુરૂપ દૃષ્ટાતોનો જગતમા તોટો નથી તથા તર્ક બેધારી તલવાર જેવો છે પોતાની તર્કશક્તિના જોર પર કોઇક દાર્શનિક અન્યમતનુ ખડન કરી સ્વપક્ષને સ્થાપે છે તો અન્ય તાર્કિક તેનુ જ ખડન કરી સ્વપક્ષ સ્થાપે આવા વાદવિવાદથી ભરેલા આગમોનો પ્રમાણ તરીકે નિર્ણય શી રીતે કરવો?) પ્રમાણ તરીકે સ્વય અનિશ્ચિત આગમો

प्रमेय च वाह्योऽथ, स चानन्तरमेव वाह्यार्थप्रतिक्षेपक्षणे निर्लोठित । प्रमाण च स्वपरावभासि ज्ञानम् । तच्च प्रमेयाभाव कस्य ग्राहकमस्तु, निर्विषयत्वात् । किच, एतत् अर्थसमकालम्, तद्भिन्नकाल वा तद्ग्राहक कल्प्यत ? आद्यपक्षे, त्रिभुवनवर्तिनाऽपि पदार्थास्तत्रावभासरन्, समकालत्वाविशेषात् । द्वितीये तु, निराकारम् साकारम् वा तत्स्यात् ? प्रथमे, प्रतिनियतपदार्थपरिच्छेदानुपपत्ति । द्वितीये तु, किमयमाकार व्यतिरिक्तो अव्यतिरिक्तो वा ज्ञानात् ? अव्यतिरेके, ज्ञानमेवायम्, तथा च निराकारपक्षदोष । व्यतिरेके, यद्यय चिद्रूपस्तदाऽसावाकाराऽपि वेदक स्यात् । तथाचायमपि निराकार साकारो वा तद्वेदको भवेत् ? इत्यावर्तनादनवस्था । अथ अचिद्रूप, किमज्ञात ज्ञातो वा तज्ज्ञापक स्यात् ? प्राचीनविकल्प, चैत्रस्यैव मैत्रस्यापि तज्ज्ञापकोऽसौ स्यात् । तदुत्तर तु, निराकारेण साकारेण वा ज्ञानेन, तस्यापि ज्ञान स्यात् । इत्याद्यावृत्तावनवस्थैवेति ॥

પદાર્થોના સ્વરૂપને શી રીતે નિશ્ચિત કરી શકે? તેથી આગમથી પણ પ્રમાતા (=આત્મા) સિદ્ધ થઇ શકે નહિ આમ એકપણ પ્રમાણથી આત્મા સિદ્ધ થતો નથી

### પ્રમેયઆદિનો અભાવ

બાહ્યઅર્થ પ્રમેય છે પૂર્વકાવ્યમા બાહ્યાર્થની સત્તાનુ ખડન કરતી વખતે પ્રમેયનુ ખડન કરાયુ જ છે તેથી પ્રમેય પણ વિદ્યમાન નથી *'સ્વપરપ્રકાશક જ્ઞાન પ્રમાણ છે'* પ્રમેયના અભાવમા નિર્વિષય હોવાથી પ્રમાણ કોનુ જ્ઞાન કરાવી શકે? તથા જે કાળે અર્થ છે તે ક્ષણે જ્ઞાન તેનુ ગ્રાહક (=બોધ કરાવનાર) છે કે ભિન્ન ક્ષણે? પ્રથમ પક્ષનો સ્વીકાર કરવામા આવે, તો ત્રૈલોક્યવર્તી સઘળાય પદાર્થોનો તે જ્ઞાનમા અવભાસ થવો જોઇએ, કેમકે તે બધા સમાનરૂપે જ્ઞાનને સમકાલીન છે તેથી 'કેટલાક પદાર્થો જ જ્ઞાનમા ભાસે અને અન્ય ન ભાસે' એમ ઉપપન્ન બની શકે નહિ "જ્ઞાન ભિન્નકાલીન અર્થનુ ગ્રાહક છે" એવા બીજા વિકલ્પમા બે વિકલ્પ છે (૧) એ જ્ઞાન નિરાકાર છે કે (૨) સાકાર? પ્રથમપક્ષે જ્ઞાન પ્રતિનિયતપદાર્થનો બોધ કરી શકે નહી, કેમકે નિરાકારતા એક જ સ્વરૂપવાળી હોવાથી સર્વવસ્તુવિષયક જ્ઞાન એકસરખુ જ થાય તેથી 'આ જ્ઞાન અમુકપદાર્થવિષયક જ છે, અન્યવિષયક નહિ' એવો નિશ્ચય થઇ શકે નહિ 'જ્ઞાન સાકાર છે' એ વિકલ્પના બે વિકલ્પો છે (૧) આ આકાર જ્ઞાનથી ભિન્ન છે? કે (૨) અભિન્ન? જો અભિન્ન હોય, તો જ્ઞાનરૂપ જ છે અર્થાત્ જ્ઞાનથી ભિન્ન કોઇ આકાર ન હોવાથી જ્ઞાન પોતે નિરાકાર જ સિદ્ધ થશે 'સાકાર જ્ઞાનનો આકાર જ્ઞાનથી ભિન્ન છે' એવો બીજો વિકલ્પ બે વિકલ્પવાળો છે (૧) એ આકાર પોતે જ્ઞાનસ્વરૂપ છે? કે (૨) જ્ઞાનસ્વરૂપ નથી? પ્રથમ વિકલ્પમા તો જ્ઞાનની જેમ તે પણ અર્થનો વેદક (=ગ્રાહક) બનશે તેથી 'તે સાકાર છે કે નિરાકાર' એવા વિકલ્પતરંગો ફરીથી ઉત્પન્ન થશે અને તેઓનો અત જ આવશે નહિ તેથી અનવસ્થાદોષ આવશે

'સાકારજ્ઞાનનો તેનાથી ભિન્ન એવો આકાર જ્ઞાનરૂપ નથી' એવો દ્વિતીયવિકલ્પ પણ બે વિકલ્પોથી બનેલો છે (૧) તે આકાર પોતે અજ્ઞાત રહીને જ્ઞાન કરાવે છે કે (૨) જ્ઞાત થઇને જ્ઞાન કરાવે છે? આદ્યવિકલ્પમા "તે આકાર જેમ ચૈત્રને જ્ઞાન કરાવે છે, તેમ મૈત્રને પણ જ્ઞાન કરાવે છે" એવી આપત્તિ આવશે, કેમકે જ્ઞાનમા રહેલો પદાર્થનો આકાર ઉભયને સમાનરૂપે અજ્ઞાત છે

'સાકારજ્ઞાનનો જ્ઞાનથી ભિન્ન એવો જ્ઞાત આકાર જ્ઞાન કરાવે છે' એવો બીજોવિકલ્પ બેવિકલ્પયુક્ત છે (૧) આકારનુ જ્ઞાન સાકારજ્ઞાનથી થાય છે કે (૨) નિરાકારજ્ઞાનથી આમ ફરીથી સાકાર નિરાકાર વિકલ્પતરંગો ઉત્પન્ન થશે અને અનવસ્થાદોષ આવશે આમ આકાર જ્ઞાત કે અજ્ઞાતરૂપે સિદ્ધ નથી, તેથી આકાર અજ્ઞાનાત્મક પણ નથી. આમ જ્ઞાન કે અજ્ઞાનરૂપ ન હોવાથી આકાર જ્ઞાનથી ભિન્ન તરીકે સિદ્ધ નથી.

इत्थ प्रमाणाभावे तत्फलरूपा प्रमिति कुतस्तनी । इति सर्वशून्यतव पर तत्त्वमिति । तथा च पठन्ति – " *यथा यथा विचार्यन्ते विशीर्यन्ते तथा तथा । यदेतत् स्वयमर्थेभ्यो रोचते तत्र के वयम्* ॥ इति पूर्वपक्ष । विस्तरतस्तु प्रमाणखण्डन तत्त्वोपप्लवसिहादवलोकनीयम् ॥

अत्र प्रतिविधीयते । ननु यदिद शून्यवादव्यवस्थापनाय देवानाप्रियेण वचनमुपन्यस्तम् तत् शून्यम् वा अशून्यम् वा ? । शून्य चेत् ? सर्वोपाख्याविरहितत्वात् खपुष्पेणेव नानेन किञ्चित्साध्यते निषिध्यते वा । ततश्च निष्प्रतिपक्षा प्रमाणादितत्त्वचतुष्टयीव्यवस्था । अशून्य चेत् ? प्रलीनस्तपस्वी शून्यवाद । भवद्वचनेनेव सर्वशून्यताया व्यभिचारात्। तत्रापि निष्कण्टकेव सा भगवती । तथापि प्रामाणिकसमयपरिपालनार्थं किञ्चित् तत्साधन दूष्यते ॥

તેથી જ્ઞાનથી ભિન્ન કે અભિન્નરૂપે આકારની સિદ્ધિ થતી નથી તેથી જ્ઞાન સાકાર નથી અને સાકાર-નિરાકાર બન્નેરૂપે અસત્ હોવાથી જ્ઞાન નથી, તો પ્રમાણ પણ નથી

આ પ્રમાણે પ્રમાણનો અભાવ હોવાથી 'પ્રમિતિ' રૂપ તેનુ કાર્ય પણ શી રીતે સભવે ? આમ ચારે તત્ત્વનો અભાવ સિદ્ધ થતો હોવાથી, 'સર્વ શૂન્યતા' જ શ્રેષ્ઠ તત્ત્વ છે કહ્યુ પણ છે કે *"જેમ જેમ તત્ત્વોનો વિચાર કરવામા આવે છે, તેમ-તેમ તત્ત્વ પોત નાશ પામે છે વાસ્તવમા પદાર્થોનો જ એવો (અસત્ત્વ) સ્વભાવ હોવાથી વસ્તુના તેવા સ્વરૂપને બતાવતા અમારો દોષ નથી"* 'તત્ત્વઉપપ્લવસિહ' નામના ગ્રથમા પ્રમાણનુ ખડન વિસ્તારથી દર્શાવેલ છે આમ પૂર્વપક્ષ પૂર્ણ થયો

## શૂન્યતાવાદનુ ખડન- પ્રમાણની સિદ્ધિ-ઉત્તરપક્ષ

**ઉત્તરપક્ષ** – પૂર્વપક્ષવાદીએ શૂન્યવાદને સિદ્ધ કરવા આ જે વચનોની શૃખલા રચી તે વચનો પોતે શૂન્ય (=સ્વરૂપહીન)છે કે અશૂન્ય ? જો શૂન્ય છે, તો સર્વોપાધિથી રહિત ખપુષ્પ તુલ્ય છે, તેથી તે શૂન્યતાને (પ્રમાતાદિ ચારના નિષેધને) સિદ્ધ કરવા સમર્થ નથી તેથી સર્વશૂન્યતારૂપ પ્રતિપક્ષનો અભાવ હોવાથી પ્રમાતાદિ ચારતત્ત્વનો નિશ્ચય વિરોધ વિના થઇ શકશે અને જો આ વચનો શૂન્ય (=સ્વરૂપહીન) નથી, તો સર્વશૂન્યતાવાદ પર જ કુઠારાઘાત થશે તેથી 'હવેલી લેતા ગુજરાત ખોઇ' એ ન્યાય લાગુ પડશે કારણ કે આપના અશૂન્ય વચનો જ સર્વશૂન્યતાના વ્યભિચારરૂપ છે આમ સર્વશૂન્યતાની સિદ્ધિ ન થવાથી ભગવતી =તત્ત્વચતુષ્ટયી (પ્રમાતાવગેરે ચારતત્ત્વ) નિ શક સિદ્ધ થશે આમ ઉભયથા શૂન્યતાવાદ અસિદ્ધ છે છતા પણ પ્રમાણિકોના સિદ્ધાતનુ પાલન કરવા ખાતર સર્વશૂન્યતાના હેતુને દૂષિત કરવામા આવે છે (પ્રામાણિકોનો એવો આચાર છે કે, *'પૂર્વપક્ષે સ્વપક્ષની સિદ્ધિમાટે જેટલા પણ હેતુઓ બતાવ્યા હોય, તે તમામ હેતુઓને દૂષિત કરવા દ્વારા પૂર્વપક્ષનુ ખડન કરવુ'*)

*"અતીન્દ્રિય હોવાથી પ્રમાતા (=આત્મા) ઇન્દ્રિયપ્રત્યક્ષ નથી "* એ વિચાર અમને પણ માન્ય જ છે તેથી તે અશે પૂર્વપક્ષકારને સિદ્ધસાધનદોષ છે *"અહંકારપ્રત્યય દ્વારા જે માનસપ્રત્યક્ષ થાય છે તે અનૈકાન્તિક છે "* એવુ પૂર્વપક્ષનુ વચન અસગત છે કેમકે 'હુ સુખી છુ' 'હુ દુ ખી છુ' ઇત્યાદિ અતર્મુખઅહંકારપ્રત્યય આત્માને અવલબીને જ થાય છે, શરીરને અવલબીને નહિ જો શરીરને આશ્રયીને થતો હોત, તો શારીરિક પીડાકાળે પુત્રજન્માદિના જ્ઞાનથી સુખનો જે અનુભવ થાય છે, અને શારીરિક સુખાકારી હોવા છતા પુત્રમરણાદિના જ્ઞાનથી દુ ખનો જે અનુભવ થાય છે, તે બન્ને અનુભવ અનુપપન્ન બને કહ્યુ જ છે કે-

---

१ बुद्ध्या विविच्यमानाना स्वभावो नावधार्यते । अता निरभिलाप्यास्ते निस्स्वभावाश्च कीर्तिता इद वस्तु बलायात यद्वदन्ति विपश्चित । यथा यथाऽर्थाश्चिन्त्यन्ते विशीर्यन्त तथा तथा ॥ लकावतारसूत्रे

तत्र यत्तावदुक्तम्, प्रमातु प्रत्यक्षेण न सिद्धि ,इन्द्रियगोचरातिक्रान्तत्वादिति, तत्सिद्धसाधनम्। यत्पुन अहंप्रत्ययेन तस्य मानसप्रत्यक्षत्वमनैकान्तिकमित्युक्तम् तदसिद्धम् । 'अहं सुखी' 'अहं दुःखी' इति अन्तर्मुखस्य प्रत्ययस्य आत्मालम्बनतयैवोपपत्ते । तथा चाहु – "सुखादि चेत्यमानं हि स्वतन्त्रं नानुभूयते। मतुबर्थानुवेधात्तु सिद्धं ग्रहणमात्मन ॥ इदं सुखमिति ज्ञानं दृश्यते न घटादिवत् । अहं सुखीति तु ज्ञप्तिरात्मनोऽपि प्रकाशिका ॥" यत्पुन अहं गौर अहं श्याम ' इत्यादिवहिर्मुख प्रत्यय स खल्वात्मोपकारकत्वेन लक्षणया शरीरे प्रयुज्यते । यथा प्रियभृत्येऽहमिति व्यपदेश ॥

यच्च अहं प्रत्ययस्य कादाचित्कत्वम् तत्रेयं वासना । आत्मा तावदुपयोगलक्षण । स च साकारानाकारोपयोगयोरन्यतरस्मिन्नियमेनोपयुक्त एव भवति । अहंप्रत्ययोऽपि चोपयोगविशेष एव । तस्य च कर्मक्षयोपशमवैचित्र्यात् इन्द्रियानिन्द्रियालोकविषयादिनिमित्तसव्यपेक्षतया प्रवर्तमानस्य कादाचित्कत्वमुपपन्नमेव । यथा बीजे सत्यामप्यङ्कुरोपजननशक्तौ पृथिव्युदकादिसहकारिकारणकलापसमवहितमेवाङ्कुरं जनयति, नान्यथा।न चैतावता तस्याङ्कुरोत्पादन कादाचित्कमपि तदुत्पादनशक्तिरपि कादाचित्की, तस्या कथंचिन्नित्यत्वात् । एवमात्मन सदा सन्निहितत्वेऽप्यहं प्रत्ययस्य कादाचित्कत्वम् ॥

---

"સુખવગેરેનો જે અનુભવ થાય છે તે આત્મા વિના સ્વતન્ત્રરૂપે થતો નથી પરતુ ત્યારે 'હુ સુખી છું' એવો જ અનુભવ થાય છે આમ मतुब्=સ્વામિતાદર્શકઅર્થનો અનુવેધ હોવાથી આત્માનુ ગ્રહણ સિદ્ધ થાય છે '(સુખી' શબ્દમા मतुब् (=સ્વામિતાદર્શક) 'ઈન' પ્રત્યય લાગ્યો છે આ શબ્દની વ્યુત્પત્તિ ("सुखमस्य अस्मिन्वा अस्ति इति सुखी") મા अस्य–अस्मिन् પદથી આત્માનુ જ્ઞાન થાય છે ) (૧) જેમ ઘડો દેખાય છે તેમ 'આ સુખ' એવુ જ્ઞાન દેખાતુ નથી 'હું સુખી' એવી જ્ઞાનક્રિયા સુખની સાથે આત્માનો પણ પ્રકાશ કરે છે (૨) " તથા શરીરને આશ્રયીને થતા 'હુ ગોરો' 'હુ કાળો' ઈત્યાદિપ્રત્યયોમા કારણ આ છે–સુખદુ ખાદિના અનુભવ કરવામા સહકારી થવા દ્વારા શરીર આત્મા પર ઉપકાર કરે છે આ ઉપકારને કારણે આત્માનો શરીરપ્રત્યે અનન્યમમત્વભાવ ઉત્પન્ન થાય છે અને 'હુ' શબ્દથી લક્ષણાદ્વારા શરીરનો નિર્દેશ કરે છે જેમકે અત્યંતવહાલા નોકરનો 'હુ' પદથી નિર્દેશ થાય છે (શબ્દમાં શક્તિ, અને લક્ષણા એ બે સમ્બન્ધ છે શક્તિસમ્બન્ધથી શબ્દ મુખ્યાર્થનો બોધ કરાવે છે પરતુ જ્યારે તે શબ્દદ્વારા મુખ્યાર્થનો બોધ કરવામા બાધ આવતો હોય, ત્યારે રૂઢિ કે પ્રયોજનને અપેક્ષીને અન્ય સુઘટઅર્થનો બોધ કરાવવા લક્ષણાસમ્બન્ધનો ઉપયોગ કરાય છે)

### અહ પ્રત્યયના કાદાચિત્કત્વની ઉપપત્તિ

'અહં પ્રત્યય' કાદાચિત્ક હોવામા આ કારણ છે 'ઉપયોગ' આત્માનુ લક્ષણ (=સ્વરૂપ) છે આ ઉપયોગ બે પ્રકારે છે (૧)સાકાર અને (૨) નિરાકાર આત્મા હંમેશા આ બેમાથી એક ઉપયોગમા વર્તતો હોય છે 'અહં' પ્રત્યય પણ જ્ઞાનરૂપ હોવાથી ઉપયોગરૂપ જ છે આ ઉપયોગ કર્મના ક્ષયોપશમની વિચિત્રતાથી ઈન્દ્રિય, મન, આલોક (=પ્રકાશ ), વિષયવગેરેનિમિત્તોને અપેક્ષીને પ્રવર્ત્તે છે તેથી તે ઉપયોગ કાદાચિત્ક હોય તે યુક્તિયુક્ત જ છે બીજમા અંકૂરને ઉત્પન્ન કરવાની શક્તિ હોવા છતા પૃથ્વી, પાણી વગેરે સહકારીકારણોની હાજરીમા જ બીજ અંકૂરને ઉત્પન્ન કરે છે, અન્યથા નહિ આમ બીજમાથી અંકૂરનુ ઉત્પાદન કાદાચિત્ક હોવા છતા તેની ઉત્પાદનશક્તિને કાદાચિત્ક કહી ન શકાય કેમકે બીજથી કથંચિત્ અભિન્ન હોવાથી તે શક્તિ પણ કથંચિત્ નિત્ય છે આ જ પ્રમાણે આત્મા હંમેશા સમીપસ્થ હોવા છતા'અહં' પ્રત્યય કાદાચિત્ક હોય તે અનુપપન્ન નથી (હા! અહ પ્રત્યયજનકશક્તિ કથંચિત્ નિત્ય છે જે શક્તિની વ્યક્તિ (=પ્રગટીકરણ) સહકારીને સાપેક્ષ હોય, તે શક્તિ નિત્ય હોય,

---

१ न्यायमञ्जर्याम् । २ मुख्यार्थबाधे तद्योगे रूढितोऽथ प्रयोजनात् । अन्यार्थो लक्ष्यते यत्सा लक्षणारोपिता क्रिया । – काव्यप्रकाशे मम्मट । ३ बाह्याभ्यन्तरहेतुद्वयसन्निधाने यथासंभवमुपलब्धुश्चैतन्यानुविधायी परिणाम उपयोग । राजवार्तिक ॥

यदप्युक्त तस्याव्यभिचारि लिङ्ग किमपि नोपलभ्यत इति तदप्यसार । साध्याविनाभाविनोऽनेकस्य लिङ्गस्य तत्रोपलब्धे। तथाहि ।रूपाद्युपलब्धि सकर्तृका, क्रियात्वात्, छिदिक्रियावत् । यश्चास्या कर्ता स आत्मा । न चात्र चक्षुरादीना कर्तृत्वम् । तेषा कुठारादिवत् करणत्वेनास्वतन्त्रत्वात् । करणत्व चैषा पौद्गलिकत्वेनाचेतनत्वात्, परप्रेर्यत्वात्, प्रयोक्तृव्यापारनिरपेक्षप्रवृत्त्यभावात् । यदि हि इन्द्रियाणामेव कर्तृत्व स्यात्, तदा तेषु विनष्टेषु पूर्वानुभूतार्थस्मृते मया दृष्टम्, स्पृष्टम्, आस्वादितम्, श्रुतम् इति प्रत्ययानामेककर्तृकत्वप्रतिपत्तेश्च कुत सभव । किञ्च, इन्द्रियाणा स्वस्वविषयनियतत्वेन रूपरसयो साहचर्यप्रतीतो न सामर्थ्यम् । अस्ति च तथाविधफलादे रूपग्रहणानन्तर तत्सहचरितरसानुस्मरणम्, दन्तोदकसप्लवान्यथानुपपत्ते । तस्मादुभयोर्गवाक्षयोरन्तर्गत प्रेक्षक इव द्वाभ्यामिन्द्रियाभ्या स्परसयोर्दर्शी कश्चिदेकोऽनुमीयते । तस्मात्करणान्येतानि यश्चेषा व्यापारयिता स आत्मा ॥

---

તો પણ તેની વ્યક્તિ કદાચિત્ જ હોય )

## અનુમાનથી આત્મસિદ્ધિ

*'આત્મા અનુમાનથી પણ સિદ્ધ નથી'* એમ સિદ્ધ કરતી વખતે પૂર્વપક્ષે *'અવ્યભિચારી લિગનો અભાવ'* હેતુ દર્શાવ્યો પરતુ તે અસિદ્ધ છે કારણ કે, સાધ્યને અવિનાભાવી અનેક લિગો ઉપલબ્ધ થાય છે તે આ પ્રમાણે→ *'રૂપાદિનુ જ્ઞાન સકર્તૃક છે, કેમકે ક્રિયારૂપ છે જેમકે છેદનક્રિયા'* અહી જે કર્તા છે, તે આત્મા છે

**શકા :–** જ્ઞાનક્રિયા સકર્તૃક સગત છે પરતુ આત્માને તેના કર્તા માનવાની જરૂર નથી કેમકે ચક્ષુવગેરે ઈન્દ્રિયો કર્તા તરીકે પ્રત્યક્ષઉપલબ્ધ છે

**સમાધાન :–** ચક્ષુવગેરેઈન્દ્રિયો જ્ઞાનક્રિયામા હેતુ છે, પરતુ તેઓ કુહાડાની જેમ કરણ હોવાથી અસ્વતત્ર છે ચક્ષુવગેરેઈન્દ્રિયો આ હેતુઓથી કરણ તરીકે નિશ્ચિત થાય છે-ચક્ષુવગેરે કુહાડાની જેમ (૧) પૌદ્ગળિક હોવાથી અચેતન છે (૨)બીજાની પ્રેરણાથી સ્વકાર્યને કરે છે તથા (૩) પ્રયોજક કર્તાની ચેષ્ટા વિના પ્રવૃત્તિ કરતા નથી (કર્તા (૧)ચેતન હોય છે, (૨) અન્યની પ્રેરણા વિના પણ કાર્ય કરનારા હોય છે, અને (૩)તે કર્તાને પોતાની પ્રવૃત્તિમા બીજા પ્રયોજકકર્તાની પ્રવૃત્તિની આવશ્યકતા હંમેશા હોતી નથી ) વળી જો ઈન્દ્રિયો જ જ્ઞાનાદિક્રિયાના કર્તા હોય, તો તેઓ વિનાશ પામે ત્યારે તેઓદ્વારા પૂર્વે અનુભવેલા અર્થનુ સ્મરણ થવુ જોઈએ નહિ પરતુ થતુ દેખાય છે, તથા 'મે જોયુ' 'મે સ્પર્શ કર્યો ' 'મે ચાખ્યુ ' 'મે સાભળ્યુ' વગેરે જે પ્રત્યયો એક જ કર્તાને આશ્રયીને થાય છે, તે અનુપપન્ન થશે કેમકે આ બધા અનુભવો જૂદી જૂદી ઈન્દ્રિયોદ્વારા થાય છે વળી દરેક ઈન્દ્રિયો સ્વ-સ્વવિષયમા નિયત છે ચક્ષુને રૂપસાથે અને રસનાને રસસાથે સબધ છે તેથી રૂપ અને રસ વચ્ચે સાહચર્ય રહેવુ જોઈએ નહિ જ્યારે વાસ્તવમા તો તેવા પ્રકારના ફળને જોયા પછી ફળના તેવા રૂપને સહચરિત રસનુ સ્મરણ થાય છે અને મોંમાથી પાણી છૂટતુ દેખાય છે આ વસ્તુ બને ક્રિયાના એક કર્તા ન હોય, તો બની ન શકે તેથી બે ગવાક્ષમાથી જોનાર એક પ્રેક્ષકની જેમ બે ઈન્દ્રિયો (ચક્ષુ અને રસના) દ્વારા રૂપ અને રસનો અનુભવ કરનાર અન્ય કોઈ ત્રીજી વસ્તુનુ અનુમાન થાય છે તેથી સિદ્ધ થાય છે કે ચક્ષુવગેરે જ્ઞાનક્રિયામા માત્ર કરણ જ છે અને તે બધાનો પ્રેરક આત્મા કર્તા છે

## આત્માની સિદ્ધિમા અન્ય હેતુઓ

આત્મસાધક બીજાઅનુમાનપ્રયોગો દર્શાવે છે→ (૧)*"હિતકારકસાધનના ગ્રહણ, અને અહિતકારકસાધનના ત્યાગદ્વારા હિતની પ્રાપ્તિ અને અહિતના ત્યાગમા સમર્થ ચેષ્ટા પ્રયત્નપૂર્વક થાય છે કેમકે તે વિશિષ્ટક્રિયા છે જેમકે રથક્રિયા"* જેમ રથ ઉન્માર્ગનો ત્યાગ કરી માર્ગમા જે ગતિ કરે છે. તે સારથિના પ્રયત્નપૂર્વક છે તેમ

तथा साधनोपादानपरिवजनद्वारेण हिताहितप्राप्तिपरिहारसमर्था चेष्टा प्रयत्नपूर्विका विशिष्टक्रियात्वात्, रथक्रियावत्। शरीरं च प्रयत्नवदधिष्ठितम्, विशिष्टक्रियाश्रयत्वात्, रथवत्। यश्चास्याधिष्ठाता स आत्मा, सारथिवत्। तथात्रैव पक्षे इच्छापूर्वकविकृतवाय्वाश्रयत्वाद् भस्त्रावत्। वायुश्च प्राणापानादि। यश्चास्याधिष्ठाता स आत्मा, भस्त्राध्मापयितृवत्। तथात्रैव पक्षे, इच्छाधीननिमेषोन्मेषवदवयवयोगित्वाद्, दारुयन्त्रवत्। तथा शरीरस्य वृद्धिक्षतभग्नसंरोहणं च प्रयत्नवत्कृतम्, वृद्धिक्षतभग्नसंरोहणत्वाद्, गृहवृद्धिक्षतभग्नसंरोहणवत्। वृक्षादिगतेन वृद्ध्यादिना व्यभिचार इति चेत्? न। तेषामपि एकेन्द्रियजन्तुत्वेन सात्मकत्वात्। यश्चैषां कर्ता, स आत्मा, गृहपतिवत्। वृक्षादीनां च सात्मकत्वमाचाराङ्गादेरवसेयम्[1]। किंचिद्वक्ष्यते च ॥

શરીરની નિયતદિશામા ગત્યાદિચેષ્ટા આત્માના પ્રયત્નપૂર્વક છે (૨) *"શરીર પ્રયત્નવાનથી અધિષ્ઠિત છે કેમકે વિશિષ્ટક્રિયાનુ આશ્રય છે જેમકે રથ"* અર્થાત્ શરીરમા થતી અનુકૂળગત્યાદિ વિશિષ્ટક્રિયાઓ કોઈકના સમજણપૂર્વકના પ્રયત્ન વિના સભવે નહિ જેમ ઉન્માર્ગનો ત્યાગ કરી માર્ગમા ગમનરૂપ જે વિશિષ્ટક્રિયા રથમા થાય છે, તેના દ્વારા "તે રથ કુશળસારથિથી અધિષ્ઠિત છે" એવુ જ્ઞાન થાય છે તેમ 'વિશિષ્ટચેષ્ટાવાળા શરીરમા આત્મા રહેલો છે' એવુ અનુમાન કરી શકાય (૩) તથા *"શરીર પ્રયત્નવાન (=આત્મા) થી અધિષ્ઠિત છે, કેમકે ઈચ્છાપૂર્વકવિકૃતવાયુવાળુ છે, જેમકે ધમની"* જેમ કોઈ પુરુષ વાયુદ્વારા ધમનીને ફૂંકે છે તેમ શરીરને પ્રાણાપાનઆદિ વાયુદ્વારા ધમાવનાર તરીકે આત્મા સિદ્ધ થાય છે (૪) *"શરીર પ્રયત્નવાન (=આત્મા) થી અધિષ્ઠિત છે કેમકે ઈચ્છાથી ઉઘાડબધ થતી આખથી યુક્ત છે જેમકે લાકડાનુ યત્ર"* જેમ લાકડાના મશીનથી બનેલા રમકડામા થતી ચેષ્ટા કર્તાને આધીન છે તેમ શરીરના એકભાગરૂપ આખમા થતી ક્રિયા કર્તા તરીકે આત્માનુ સૂચન કરે છે (૫) *"શરીરની વૃદ્ધિ-હાનિ તથા 'ઘાનુ રૂઝવુ', વગેરે કાર્યો પ્રયત્નવાન (=આત્મા) થી કરાય છે, કેમકે તેઓ વૃદ્ધિહાનિ, ઘાનુ રૂઝવુ, વગેરેરૂપ છે જેમકે ઘરની વૃદ્ધિવગેરે"* ઘર બનાવવુ તથા જીર્ણ ઘરની મરામત કરવી વગેરે કાર્યો કર્તા દ્વારા થાય છે તેમ શરીર બનાવવુ, વધારવુ તથા ઘાવાળાશરીરની મરામત કરવીવગેરે કાર્યો કર્તા તરીકે આત્માને સિદ્ધ કરે છે

શકા – આત્માથી રહિત વૃક્ષવગેરેમા પણ વૃદ્ધિવગેરે દેખાય છે તેથી શરીરગત વૃદ્ધિઆદિથી 'તે સાત્મક જ છે' તેવો નિયમ થઈ ન શકે

**સમાધાન** – વૃદ્ધિવગેરે પામતા વૃક્ષો પણ એકેન્દ્રિયજીવોથી યુક્ત હોવાથી સાત્મક જ છે તેથી પૂર્વોક્ત નિયમમા વ્યભિચાર નથી વૃક્ષવગેરે એકેન્દ્રિયજીવોથી યુક્ત છે એ વાત આચારાગવગેરે આગમમા દર્શાવેલી છે અહી પણ કઈક કહેવામા આવશે (૬) "મન પ્રેર્ય છે *કેમકે તેમા અભિમતવિષય સાથેના સબધમા નિમિત્તભૂત ક્રિયા થાય છે જેમકે બાળકના હાથમા રહેલો દડો,"* ભીતસાથેના સયોગમા કારણભૂત વેગક્રિયા દડામા થાય છે પણ તે ક્રિયા બાળક તે દડાને ફેંકે, તો આવે છે આમ દડો જેમ પ્રેર્ય છે, તો પ્રેરક તરીકે બાળક છે તેમ મન પણ જૂદા-જૂદા વિષયમા જતુ દેખાય છે તેનાથી મનને વિષયોમા મોકલનાર તરીકે 'આત્મા' સિદ્ધ થાય છે તથા (૭) *" આત્મા ચેતન, ક્ષેત્રજ્ઞ, જીવ, પુરુષ વગેરે પર્યાયવાચી નામો નિર્વિષય નથી કેમકે તેઓ પર્યાયવાચી છે જેમકે ઘટ, કૂટ, કલશવગેરેપર્યાયો "* છઠ્ઠા ભૂતનો અભાવ હોવાથી તેના પર્યાયવાચી નામો નથી આ વ્યતિરેકદૃષ્ટાત છે ઘટ, કલશવગેરે જૂદા-જૂદા નામોથી એક જ, કમ્બુગ્રીવાદિમાન પદાર્થનુ જ્ઞાન થતુ હોવાથી આ બધા નામો પર્યાયવાચી કહેવાય છે આવા પર્યાયવાચી નામો જગતમા વિદ્યમાન વસ્તુના જ સભવી શકે અસત્ વસ્તુના નહિ એટલે કે 'જેના પર્યાયવાચી નામો હોય તે સત્ વસ્તુ હોય' તેવી વ્યાપ્તિ છે આત્માના

[1] आचाराङ्गसूत्रश्रुतस्कंध १-१ ५।

तथा प्रेर्य मन , अभिमतविषयसम्वन्धनिमित्तक्रियाश्रयत्वाद्, दारकहस्तगतगोलकवत् । यश्चास्य प्रेरक स आत्मा इति । तथा आत्मचेतनक्षेत्रज्ञजीवपुरुषादय पर्याया न निर्विषया पर्यायत्वाद्, घटकुटकलशादिपर्यायवत् । व्यतिरेके षष्ठभूतादि । यश्चेषा विषय स आत्मा । तथा, अस्त्यात्मा, असमस्तपर्यायवाच्यत्वात् । यो योऽसाङ्केतिकशुद्धपर्यायवाच्य , स सोऽस्तित्व न व्यभिचरति, यथा घटादि । व्यतिरेके खरविषाणनभोऽम्भोरुहादय । तथा सुखादीनि द्रव्याश्रितानि, गुणत्वाद्, रूपवत् । योऽसौ गुणी स आत्मा । इत्यादिलिङ्गानि । तस्मादनुमानतोऽप्यात्मा सिद्ध ॥

आगमाना च येषा पूर्वापरविरु द्धार्थत्वम् तेषामप्रामाण्यमेव । यस्त्वाप्तप्रणीत आगम स प्रमाणमेव, कषच्छेदतापलक्षणोपाधित्रयविशुद्धत्वात् । कषादीना च स्वरूप पुरस्ताद्वक्ष्याम । न च वाच्यमाप्त क्षीणसर्वदोष तथाविध चाप्तत्व कस्यापि नास्तीति यतो रागादय कस्यचिदत्यन्तमुच्छिद्यन्ते, अस्मदादिषु तदुच्छेदप्रकर्षापकर्षोपलम्भात्, सूर्याद्यावारकजलदपटलवत् । तथा चाहु – *"देशतो नाशिनो भावा दृष्टा निखिलनश्वरा । मेघपङ्क्त्यादयो यद्वत् एव रागादयो मता ॥"* इति । यस्य च निरवयवतयेते विलीना स एवाप्तो भगवान् सर्वज्ञ ॥

---

પણ ચેતનવગેરે પર્યાયવાચી નામ છે તેથી એ પણ સત્ વસ્તુ છે એમ સિદ્ધ થાય છે (૮) વળી આત્મા *અસમસ્તશુદ્ધપર્યાય (=નામ) થી વાચ્ય છે* અર્થાત્ સમાસ નહિ પામેલા સાર્થક શબ્દો આત્માના વાચક છે *જેવા કે જીવ, આત્મા, ચેતન વગેરે જેઓ અસાકેતિકશુદ્ધપદથી વાચ્ય હોય, તેઓ સત્ હોય છે* શુદ્ધ = અસામાસિક અસાકેતિક = વ્યુત્પત્તિવાળુ 'ડિત્થ'વગેરે શબ્દો શુદ્ધ હોવા છતા વ્યુત્પત્તિવાળા નથી અને 'ખપુષ્પ' 'ખરવિષાણ' વગેરે શબ્દો વ્યુત્પત્તિવાળા હોવા છતા શુદ્ધ નથી કેમકે 'ખ' (=આકાશ) અને 'પુષ્પ' તથા 'ખર' (=ગધેડો) અને 'વિષાણ' (=શીગડુ) ઇત્યાદિ શબ્દોના સમાસથી બનેલા છે તેથી ડિત્થાદિશબ્દો અને ખપુષ્પાદિશબ્દોથી વાચ્ય વસ્તુ નહોય તેમ સભવી શકે પરતુ ઘટવગેરે શબ્દોની જેમ 'આત્મા'વગેરે શબ્દો વ્યુત્પત્તિવાળા અને અસામાસિક છે તેથી તેનાથી વાચ્ય વસ્તુ અવશ્ય વિદ્યમાન હોવી જ જોઇએ ' (૯) *તથા "સુખ" વગેરે ધર્મો દ્રવ્યને આશ્રયી રહ્યા છે, કેમકે ગુણરૂપ છે, જેમકે રૂપ* તેથી સુખાદિગુણવાળો આત્મા સિદ્ધ થાય છે સુખવગેરે અમૂર્ત હોવાથી તેઓને મૂર્તશરીરના ગુણ માની શકાય નહી આ બધા વગેરે આત્મસાધક લિગો છે આમ અનુમાનથી પણ આત્માની સિદ્ધિ થાય છે

## આગમથી આત્મસિદ્ધિ

તથા *'આગમો પરસ્પર વિરૂદ્ધઅર્થવાળા હોવાથી અપ્રમાણ છે '* ઇત્યાદિવચન પણ અસગત છે કેમકે કષ, છેદ અને તાપરૂપ ત્રણપરીક્ષાથી શુદ્ધ હોવાથી આપ્તપ્રણીતઆગમ પ્રમાણભૂત જ છે ' પૂર્વાપર વિરૂદ્ધઅર્થવાળા અન્યકૃતઆગમો અપ્રમાણ છે' એમ તો અમને પણ ઇષ્ટ જ છે 'કષ' વગેરે પરીક્ષાનુ સ્વરૂપ આગળ બતાવાશે

શકા – જે બધા દોષોથી રહિત હોય, તે આપ્ત કહેવાય પરતુ કોઇના પણ બધા દોષોનો ક્ષય દેખાતો નથી તેથી કોઇ આપ્ત ન હોવાથી કોઇના વચન પ્રમાણ નથી

સમાધાન '– આપણામા રાગાદિદોષોનો ઓછાવત્તા પ્રમાણમા ક્ષય દેખાય છે તેનાથી અનુમાન થાય છે કે *"કોઇકના રાગાદિદોષોનો સર્વથા ક્ષય થાય છે જેમકે સૂર્યને ઢાકનાર વાદળાઓ ઓછાવત્તાપ્રમાણમા દૂર થાય છે તો સર્વથા દૂર થતા દેખાય છે "* કહ્યુ જ છે કે *"વાદળાની પક્તિની જેમ જેઓ દેશથી નાશ પામે છે તેઓ સર્વથા વિનાશ પામે છે રાગાદિ પણ દેશથી નાશ પામે છે તેથી તેઓ પણ સર્વથા નાશ પામી શકે "* જેના રાગાદિ સર્વથા વિલીન થયા છે તે આપ્ત અને સર્વજ્ઞ છે

अथ अनादित्वाद् रागादीना कथ प्रक्षय इति चेत् ? न। उपायतस्तद्भावात्। अनादेरपि सुवणमलस्य क्षार[illegible]टपाकादिना विलयोपलम्भात्। तद्वदेवानादीनामपि रागादिदोषाणा प्रतिपक्षभूतरत्नत्रयाभ्यासेन विलयोपपत्ते। क्षीणदो[illegible]च कवलज्ञानाव्यभिचारात् सर्वज्ञत्वम्॥ तत्सिद्धिस्तु → ज्ञानतारतम्य क्वचिद् विश्रान्तम्, तारतम्यत्वात्, आकाश परिमाणतारतम्यवत्।तथा सूक्ष्मान्तरितदूरार्था कस्यचित्प्रत्यक्षा, अनुमेयत्वात्, क्षितिधरकन्दराधिकरणधूमध्वजवत्। एव च [illegible]परागादिसूचकज्योतिज्ञानाविसवादान्यथानुपपत्तिप्रभृतयोऽपि हेतवो वाच्या। तदेवमाप्तेन सवविदा प्रणीत आगम प्रमाणमव। तदप्रामाण्य हि प्रणायकदोपनिवन्धनम्। *"रागाद्वा द्वेषाद्वा मोहाद्वा वाक्यमुच्येत ह्यनृतम्। यस्य तु न[illegible] दोषास्तस्यानृतकारण कि स्यात्" ?*॥ इति वचनात्। प्रणेतुश्च निर्दोषत्वमुपपादितमेवेति सिद्ध आगमादप्यात्मा *[illegible] आया* इत्यादि वचनात्। तदेव प्रत्यक्षानुमानागम सिद्ध प्रमाता॥

શકા – રાગાદિદોષો અનાદિકાલીન હેવાથી તેઓનો નાશ થઇ શકે નહિ કેમકે *"જે અનાદિ હેય તેનો અત હોઇ શકે નહિ, જેમક આકાશઆત્માનો સયોગ"*

**સમાધાન** – 'જે અનાદિ હેય, તેનો અત ન હેય' એવો એકાત નથી કેમકે કેટલાક સ્થળે ઉપાયદ્વારા અત સભવી શકે છે જેમકે અનાદિ હેવા છતા સુવર્ણમળ, ક્ષાર અને માટીના કોડીયામા અગ્નિના સયોગથી નાશ પામતો દેખાય છે આ જ પ્રમાણે અનાદિરાગાદિનો પણ તેના પ્રતિપક્ષભૂત જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયથી વિનાશ સુયોગ્ય છે અને જેના દોષો વિલીન થાય છે, તેને અવશ્ય કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે તેથી તે સર્વજ્ઞ બને તે પણ યુક્તિયુક્ત છે

### સર્વજ્ઞતાસિદ્ધિ

સર્વજ્ઞની સિદ્ધિના અનુમાનો દર્શાવે છે (૧) *"જ્ઞાનની તરતમતા ક્યાક અટકે છે, કેમકે તે તરતમતા છે જેમકે પરિમાણની તરતમતા આકાશમા અટકે છે"* અર્થાત્ જેમ ઘટપટાદિમા ઓછુવત્તુ પરિમાણ દેખાય છે, તો ઉત્કૃષ્ટપરિમાણ આકાશમા દેખાય છે, તેમ આપણામા જ્ઞાનની તરતમતા દેખાય છે તેથી ક્યાક ઉત્કૃષ્ટજ્ઞાન પણ હેવુ જોઇએ અથવા જેમ દ્વયણુક કરતા ત્ર્યણુકનુ પરિમાણ મોટુ છે, તેના કરતા ચતુરણુકનુ એમ વધતુ–વધતુ પરિમાણ આકાશમા સર્વોત્કૃષ્ટતાને પામે છે તેમ જ્ઞાન એક કરતા બીજામા વધારે દેખાય છે, તેના કરતા ત્રીજામા, એમ વધતા વધતા કોઇમા સર્વોત્કૃષ્ટજ્ઞાન હેવુ જોઇએ (૨)સૂક્ષ્મ, વ્યવહિત અને દૂર રહેલા પદાર્થો કોઇકને પ્રત્યક્ષ છે, કેમકે અનુમેય છે (=આપણે અનુમાનદ્વારા જ્ઞાત કરી શકીએ છીએ) જેમકે પર્વતની ગુફામા રહેલો અગ્નિ દૂર રહેલાને તે અગ્નિનુ ધૂમાડાથી અનુમાન થાય છે ત્યા રહેલાને પ્રત્યક્ષજ્ઞાન થાય છે તથૈવ આપણામાટે પરમાણુવગેરે અનુમાનના વિષય છે તો કોઇકને પ્રત્યક્ષ હેવા જોઇએ (૩) આ જ પ્રમાણે *"ચન્દ્ર-સૂર્યના ગ્રહણ વગેરેના સમયનો નિશ્ચય અગાઉથી બતાવવો, વગેરે જ્યોતિષજ્ઞાનમા દેખાતો અવિસવાદ સર્વજ્ઞવચનના આશ્રય વિના અન્યથા અનુપપન્ન છે"* ઇત્યાદિ હેતુઓ સર્વજ્ઞની સિદ્ધિ કરે છે આમ સર્વજ્ઞ આપ્તપુરુષે રચેલા આગમો પ્રમાણ છે અને દોષયુક્તઅનાપ્તથી રચાયા હેવાથી જ અન્યઆગમો અપ્રમાણ છે કહ્યુ જ છે કે *"રાગ દ્વેષ અને મોહથી અસત્યવચન બોલાય છે, જેનામા આ દોષો નથી, તેને અસત્ય બોલવાનુ કોઇ કારણ નથી"* અમને ઇષ્ટ આગમના રચયિતા નિર્દોષ છે, તે પૂર્વે જ સિદ્ધ કર્યુ છે તેથી નિર્દોષ, સર્વજ્ઞ આપ્તરચિત આગમ પ્રમાણભૂત છે તે પ્રમાણિકઆગમથી પણ 'એગે આયા (=કેટલાક આત્મા)' ઇત્યાદિ વચનદ્વારા આત્માની સિદ્ધિ થાય છે આમ પ્રત્યક્ષ, અનુમાન અને આગમદ્વારા

१ उपरागा ग्रहा राहुग्रस्त त्विन्दौ च पूष्णि च। इत्यमर। २ स्थानाङ्गसूत्र १–१। प्रदेशार्थतया असख्यातप्रदेशापि जीवा द्रव्यार्थतया एक इति अभयदेवसूरिटीकायाँ।

**प्रमेय** चानन्तरमेव बाह्यार्थसाधने साधितम् । तत्सिद्धौ च *"प्रमाण ज्ञानम् । तच्च प्रमेयाभावे कस्य ग्राहकमस्तु निर्विषयत्वात्"* इति प्रलापमात्रम्, करणमन्तरेण क्रियासिद्धेरयोगाद् लवनादिषु तथादशनात्। यच्च, अथसमकालमित्याद्युक्तम्, तत्र विकल्पद्वयमपि स्वीक्रियत एव । अस्मदादिप्रत्यक्ष हि समकालाथाऽऽकलनकुशलम् । स्मरणमतीतार्थस्य ग्राहकम्। शब्दानुमाने च त्रैकालिकस्याप्यर्थस्य परिच्छेदकम् । निराकार चेतद् द्वयमपि । न चातिप्रसङ्ग , स्वज्ञानावरणवीर्यान्तरायक्षयोपशमविशेषवशादेवास्य नैयत्येन प्रवृत्ते । शेषविकल्पानामस्वीकार एव तिरस्कार ।

**प्रमितिस्तु** प्रमाणस्य फल स्वसवेदनसिद्धैव । न ह्यनुभवेऽप्युपदेशापेक्षा । फल च द्विधा आनन्तर्यपारम्पर्यभेदात्। तत्राऽऽनन्तर्येण सर्वप्रमाणानामज्ञाननिवृत्ति फलम् । पारम्पर्येण कवलज्ञानस्य तावत् फलमोदासीन्यम् । शेषप्रमाणाना तु हानोपादानोपेक्षावुद्धय । इति सुव्यवस्थित प्रमात्रादिचतुष्टयम् । ततश्च – *"नासन्न सन्न सदसन्न चाप्यनुभयात्मकम् । चतुष्कोटिविनिर्मुक्त तत्त्व माध्यमिका विदु* ॥ इत्युन्मत्तभाषितम् ॥

આત્માની સિદ્ધિ થાય છે

## પ્રમેયાદિના સત્તાની સિદ્ધિ

પૂર્વના શ્લોકમા બાહ્યાર્થની સિદ્ધિ કરતી વખતે જ પ્રમેયને સિદ્ધ કર્યો છે તેથી "*જ્ઞાનરૂપ પ્રમાણ પ્રમેયના અભાવમા નિર્વિષય હોવાથી કોઈનુ પણ ગ્રાહક નથી*" ઇત્યાદિવચનો માત્ર પ્રલાપરૂપ જ છે, કેમકે પ્રમેય સત્ હોવાથી પ્રમાણનુ અસ્તિત્વ પણ સિદ્ધ થાય છે

**શકા** – પ્રમેય ભલે સત્ હો ! પ્રમાણને સત્ માનવાની જરૂર નથી કેમકે પ્રમેયની સિદ્ધિથી કોઈ પ્રમાણની સિદ્ધિ થતી નથી

**સમાધાન** – સત્ પ્રમેયનુ જ્ઞાન થવાની ક્રિયા કરણ વિના સભવે નહિ, જે પ્રમેય હોય તેનુ જ્ઞાન કોઈને તો થાય જ, અન્યથા તે પ્રમેય તરીકે રહે જ નહિ તેથી 'પ્રમેયનુ જ્ઞાન થાય છે' તેમ સિદ્ધ થાય છે આ જ્ઞાન ક્રિયારૂપ છે, અને ક્રિયા કરણ વિના સભવે નહિ, કેમકે લણણવગેરેક્રિયામા તેમ દેખાય છે 'લણવાની ક્રિયા દાતરડારૂપ કરણ વિના થઈ શકતી નથી' તેમ પ્રત્યક્ષસિદ્ધ છે તેથી "પ્રમેયના જ્ઞાનરૂપ ક્રિયા પ્રમાણરૂપ કરણ વિના સભવે નહિ" આ તર્કના આધારે પ્રમાણની સિદ્ધિ થાય છે પૂર્વપક્ષે 'એ જ્ઞાન અર્થને સમકાલીન છે કે ભિન્નકાલીન" ઇત્યાદિદ્વારા જે બે વિકલ્પ બતાવ્યા તે બન્ને અમને માન્ય છે આપણુ પ્રત્યક્ષજ્ઞાન સમકાલીન વિષયનો બોધ કરાવવામા સમર્થ છે અને સ્મરણજ્ઞાન અતીતકાલના વિષયનુ જ્ઞાન કરાવે છે આગમ અને અનુમાન પ્રમાણ ત્રૈકાલિકઅર્થનો બોધ કરાવવામા કુશળ છે, આ બન્ને પ્રકારના જ્ઞાન નિરાકાર છે, છતા પૂર્વોક્ત અતિપ્રસગ નથી, કેમકે જ્ઞાન નિરાકાર હોવા છતા, જ્ઞાનના વિષય નિયત છે તથા સકરદોષ પણ નહિ આવે ,કેમકે જ્ઞાનના વિષયને નિયત કરવામા તેવા પ્રકારનો જ્ઞાનાવરણીયકર્મ તથા વીર્યાન્તરાયકર્મનો ક્ષયોપશમ કારણ છે અર્થાત્ આ બે ક્ષયોપશમને અનુરૂપ જ વિષયનો બોધ થાય છે બાકીના જે વિકલ્પો પૂર્વપક્ષે દર્શાવ્યા, તે બધાનો અહી અવકાશ જ નથી તેથી તેઓ ઉપેક્ષણીય છે

પ્રમિતિ પ્રમાણના કાર્ય (=ફળ) તરીકે સ્વ–સવેદનસિદ્ધ છે અને જેનો અનુભવ હોય, તે વિષયમા ઉપદેશ (=પ્રમાણાદિ) ની અપેક્ષા રહેતી નથી આ કાર્ય બે–પ્રકારે છે (૧)આનન્તર્ય અને (૨) પારમ્પર્ય સર્વપ્રમાણોનુ અનન્તર = તાત્કાલિકકાર્ય અજ્ઞાનની નિવૃત્તિ છે કેવળજ્ઞાનનુ પરપરાએ ફળ ઔદાસિન્યભાવ છે, કારણ કે કેવળજ્ઞાનથી પ્રકાશિત થયેલા પદાર્થો પર કેવળજ્ઞાની રાગદ્વેષ કરતા નથી 'હેયનો ત્યાગ, ઉપાદેયનુ ગ્રહણ અને જ્ઞેયમા ઉપેક્ષા' એ શેષ પ્રમાણોનુ પરપરાએ ફળ છે આમ પ્રમાતાઆદિ ચારે તત્ત્વો સુનિશ્ચિત છે તેથી

किञ्च, इद प्रमात्रादीनामवास्तवत्व शून्यवादिना वस्तुवृत्त्या तावदेष्टव्यम् । तच्चासौ प्रमाणात् अभिमन्यते अप्रमाणाद्वा ? न तावदप्रमाणात्, तस्याकिञ्चित्करत्वात् । अथ प्रमाणात्, तन्न, अवास्तवत्वग्राहक प्रमाण सावृतमसावृतम् वा स्यात् ? यदि सावृतम्[1] ? कथ तस्मादवास्तवाद् वास्तवस्य शून्यवादस्य सिद्धि । तथा च तदसिद्धौ वास्तव एव समस्तोऽपि प्रमात्रादिव्यवहार प्राप्त । अथ तद्ग्राहक प्रमाण स्वयमसावृतम्, तर्हि क्षीणा प्रमात्रादिव्यवहारावास्तवत्वप्रतिज्ञा, तेनेव व्यभिचारात् । तदेव पक्षद्वयेऽपि *"इतो व्याघ्र इतस्तटी"* इति न्यायेन व्यक्त एव परमार्थत स्वाभिमतसिद्धिविरोध ॥ इति काव्यार्थ ॥ १७ ॥

---

*"વસ્તુતત્ત્વ અસત્ નથી, સત્ નથી, સદ્અસત્ નથી કે સત્–અસત્ ઉભયાભાવરૂપ નથી પરતુ આ ચારે વિકલ્પોથી રહિત જ તત્ત્વ છે એમ માધ્યમિકો (બૌદ્ધોનો એકભેદ) માને છે "* ઇત્યાદિ વચનો ઉન્મત્તના પ્રલાપ જેવા છે

### વ્યાઘ્રતટી ન્યાય

વળી શૂન્યવાદીઓને પરમાર્થથી જ ઇષ્ટ છે કે "પ્રમાતાવગેરે ચાર વાસ્તવિક નથી" તેઓની આવી માન્યતા પ્રમાણથી સિદ્ધ છે કે, ? અપ્રમાણથી ? અપ્રમાણથી તો કહી શકાય નહિ, કેમકે તત્ત્વવાદની ચિતા વખતે અપ્રામાણિક સિદ્ધાત ફોગટનો છે 'પ્રમાણથી પ્રમાતાવગેરેનો અભાવ સિદ્ધ છે' એ વિકલ્પ પણ બરાબર નથી આ પ્રમાણ સાવૃત (=અસત્ય) છે કે અસાવૃત (=સત્ય) છે? (અસત્ને પ્રસિદ્ધ કરે અને સત્ને આવરે તે સાવૃત્ત કહેવાય )જો પ્રમાણ સાવૃત = અવાસ્તવ = અસત્ હોય, તો તેનાથી શૂન્યવાદની સત્ તરીકે સિદ્ધિ થઇ શકે નહિ તેથી પ્રમાતાઆદિ ચારની સિદ્ધિ નિરાબાધ છે, જો પ્રમાણ અસાવૃત (=સત્ય) હોય તો "પ્રમાણઆદિ ચારે અસત્ છે " એવી તમારી પ્રતિજ્ઞા નાશ પામે, કેમકે તમને પ્રમાણ સત્ તરીકે માન્ય છે, તેથી જ પ્રમાતાઆદિ ચારની પણ સિદ્ધિ થાય છે આમ 'એક બાજુ વાઘ અને બીજી બાજુ નદી' ન્યાયથી શૂન્યવાદની સિદ્ધિમા ઉભયથા વિરોધ આવે છે

**આમ ૧૭ મા કાવ્યનો અર્થ પૂર્ણ થયો.**



---

१ सवृतेलक्षणम्–अभूत ख्यापयत्यर्थं भूतमावृत्य वर्तते । अविद्या जायमानेव कामलातकवृत्तिवत् ॥ बोधिचर्यावतारपञ्जिकायाम् ३५२ ।

अधुना क्षणिकवादिन ऐहिकामुष्मिकव्यवहारानुपपन्नार्थसमर्थनमविमृश्यकारित दर्शयन्नाह—

**कृतप्रणाशाकृतकर्मभोगभवप्रमोक्षस्मृतिभङ्गदोषान् ।**
**उपेक्ष्य साक्षात् क्षणभङ्गमिच्छन्नहो महासाहसिकः परस्ते ॥१८॥**

कृतप्रणाशदोषम्, अकृतकर्मभोगदोषम्, भवभङ्गदोषम्, प्रमोक्षभङ्गदोषम्, स्मृतिभङ्गदोषमित्येतान् दोषान् । साक्षादित्यनुभवसिद्धान् । उपेक्ष्य=अनादृत्य । साक्षात् कुर्वन्नपि *गजनिमीलिका*मवलम्बमान[1] । सवभावाना *क्षणभङ्गम्*—उदयानन्तरविनाशरूपा क्षणक्षयिताम् । इच्छन्=प्रतिपद्यमान ते=तव । पर=प्रतिपक्षी वेनाशिक सोगत इत्यर्थ । अहो महासाहसिक सहसा अविमर्शात्मकेन बलेन वर्तते साहसिक । भाविनमर्थमविभाव्य य प्रवर्तते स एवमुच्यते । महाश्चासौ साहसिकश्च महासाहसिकोऽत्यन्तमविमृश्य प्रवृत्तिकारी । इति मुकुलितार्थ ॥

## ક્ષણિકવાદનુ ખડન

**ક્ષ**ણિકવાદીઓ જે વ્યવસ્થા સ્વીકારે છે, તેનાથી આલૌકિક અને પારલૌકિકવ્યવહાર અનુપપન્ન બને છે, તેથી તેઓની કલ્પના અવિચારી છે' એમ બતાવતા કવિ કહે છે

**કાવ્યાર્થ** – (૧) કૃતનાશ (૨)અકૃતકર્મભોગ (૩)ભવભગ (૪) મોક્ષભગ અને (૫) સ્મૃતિભગ– સાક્ષાત્ અનુભવાતા આ પાચ દોષોની ઉપેક્ષા કરીને માત્ર ક્ષણભગ (=ક્ષણિકતા) ની જ ઇચ્છા રાખનાર તારાથી પર (=સૌગત) ખરેખર મહાસાહસિક છે અર્થાત્ અત્યત અવિમૃશ્યકારી છે

(૧) કરેલા કર્મોનો ધ્વસ, (૨)નહિ આચરેલા કર્મનો ભોગ (૩)સસારલોપ દોષ (૪)મોક્ષના અભાવનો દોષ તથા (૫)સ્મૃતિની અસિદ્ધિ આ પાચ દોષો ક્ષણક્ષયવાદ સ્વીકારવામા આવે છે જ્યારે કૃતકર્મનો ભોગ, અકૃતકર્મનો અભોગ, સસાર, મોક્ષ અને સ્મૃતિ આ પાચ સાક્ષાત્ (=અનુભવ) સિદ્ધ છે 'ગજનિમીલિકા' ને અવલબી તારાથી પર (=સૌગત) ઉપરોક્ત પાચ દોષોનો અનાદર કરે છે, અને સર્વ ભાવોના ઉદયાન્તર વિનાશરૂપ ક્ષણક્ષયવાદને સ્વીકારે છે ભાવીના ભાવનો વિચાર કર્યા વિના જે પ્રવર્તે તે સાહસિક કહેવાય આ સૌગત તો મહાસાહસિક = અત્યતઅવિમૃશ્યકારી છે આ સક્ષિપ્ત અર્થ થયો

### ક્ષણિકવાદમા કૃતપ્રણાશ–અકૃતભોગ દોષો

વિસ્તૃતાર્થ આ છે→ બૌદ્ધો જ્ઞાનક્ષણપરપરામાત્રરૂપે જ આત્માને માને છે પરતુ મોતીના દાણાઓના સમુદાયને જોડનાર એક સૂતરના દોરાની જેમ બધી જ્ઞાનક્ષણોમા સબધિત થનાર કોઇક એકને આત્મા તરીકે સ્વીકારતા નથી એટલે કે આ મતે દરેક જ્ઞાનક્ષણ અલગ અલગ આત્મા છે પરતુ તે જ્ઞાનક્ષણોથી કથચિત્ ભિન્ન તે બધાના આધારભૂત અને અન્વયી એવો એક આત્મા નથી ( તેથી આ મતે દેવદત્તાદિવ્યક્તિના શરીરમા અધિષ્ઠિત એક આત્મા નથી પરતુ સદેશ જ્ઞાનક્ષણોરૂપ અસખ્યઆત્માઓ શરીરયાવત્કાળમા શરીરમા ઉત્પન્ન થઇ વિનાશ પામે છે આ બધી જ્ઞાનક્ષણો એકસતાનગત કહેવાય છે આ દરેક જ્ઞાનક્ષણ ક્ષણિક છે અને સમાનસતાનગત પણ પૂર્વોત્તર જ્ઞાનક્ષણો પરસ્પરથી અત્યત ભિન્ન છે ) તેથી આ મતે જ્ઞાનક્ષણદ્વારા જે શુભાશુભ અનુષ્ઠાન કરાયુ હોય, તે અનુષ્ઠાનના શુભાશુભ ફળનો ઉપભોગ તે જ્ઞાનક્ષણ કરી શકે નહિ, કેમકે તે જ્ઞાનક્ષણનો ઉત્પત્ત્યનન્તર જ નિરન્વય નાશ થઇ જાય છે **તાત્પર્ય** – જે ક્ષણે જે શુભાશુભક્રિયા થઇ, તેનુ ફળ તે ક્રિયાકાળે મળતુ નથી

१ गजो नेत्रे निमील्य जलपानादि करोति नेत्रनिमीलनेन न किंचित्करोमीति भावयति च, तद्वदय वादी कृतप्रणाशादीन् दोषान् साक्षादनुभवन् सर्वभावाना क्षणभङ्गुरता प्रतिपद्यते ।

विवृतार्थस्त्वयम् । बाद्धा बुद्धिक्षणपरम्परामात्रमवात्मानमामनन्ति न पुनर्मौक्तिककणनिकरानुग्यूतकसूत्रवत् तदन्वयिनमेकम् । तन्मते, यन ज्ञानक्षणेन सदनुष्ठानमसदनुष्ठान वा कृतम् तग्य निरन्वयविनाशान्न तत्फलोपभाग । यग्य च फलापभोग , तेन तत् कर्म न कृतम् । इति प्राच्यज्ञानक्षणग्य कृतप्रणाश ग्वकृतकमफलानुपभोगात्, उत्तरज्ञानक्षणग्य चाकृतकर्मभोग , स्वयमकृतस्य परकृतग्य कमण फलापभोगादिति । अत्र च कमशब्द उभयत्रापि याज्य , तन कृतप्रणाश इत्यस्य कृतकमप्रणाश इत्यर्थो दृश्य । वन्धानुलोम्याच्चेत्थमुपन्यास ॥

પણ અમુક કાળ પસાર થયા બાદ જ મળે છે જ્યારે ક્રિયા કરનાર જ્ઞાનક્ષણ તો તત્કાળે જ સર્વથા વિનાશ પામે છે તેથી ક્રિયા (=કર્મ)નો કર્તા સ્વકૃતકર્મનો ઉપભોગ કરી શકતો નથી તેથી પોતાના માટે કરાયેલુ તે કર્મ નાશ થયેલુ હોઇ કૃતકર્મનાશ દોષ આવે

વળી ઉત્તર જ્ઞાનક્ષણ જે ફળ ભોગવે છે તે ફળ પોતે કરેલા કર્મનુ નથી પરતુ પૂર્વની જ્ઞાનક્ષણ દ્વારા કરાયેલા કર્મનુ છે કેમકે તે ફળજનકકર્મકાળે પોતાનુ અસ્તિત્વ જ હતુ નહિ તેથી અન્યકૃતકર્મનો ભોગ હોઇ અકૃતકર્મના ભોગનો દોષ પણ હાજર છે અહી કાવ્યમાં 'કર્મ' શબ્દ ઉભયત્ર જોડવાનો છે તેથી 'કૃતપ્રણાશ' શબ્દનો 'કૃતકર્મપ્રણાશ' એવો અર્થ જોવો, શ્લોકની રચનાની અનુકૂળતા અને છંદભગ ન થાય તે માટે આમ પ્રયોગ કરેલ છે

### ભવભગદોષ

ભવ=સસાર તેનો ભગ=વિલોપ ક્ષણિકવાદમા આ દોષ આવે છે, અર્થાત્ પરલોકના અભાવનો પ્રસગ છે કેમકે પરલોકમા જનાર કોઇ વ્યક્તિ પ્રાપ્ત થતી નથી પૂર્વ જન્મે કરેલા કર્મના અનુસારે પરલોક પ્રાપ્ત થાય પરતુ જે પ્રાચીનક્ષણો કર્મ કરે છે, તેઓ પોતે ત્યા જ નાશ પામે છે પણ તે કર્મના અનુસારે પ્રાપ્ત થનાર પરભવજન્મને અનુભવવા વિદ્યમાન રહેતી નથી તેથી જન્માન્તરમા શી રીતે પૂર્વકૃતકર્મને ભોગવી શકે ?

ભવાતરની સિદ્ધિઅર્થે મોક્ષાકરગુપ્ત નામના બૌદ્ધાચાર્યે અનુમાન દર્શાવ્યુ છે *"જે ચિત્ત હોય તે ચિત્તાન્તર (=બીજા ચિત્ત)નુ પ્રતિસધાન કરે છે, જેમકે વર્તમાનકાલીન ચિત્ત મરણકાળભાવી ચિત્ત પણ ચિત્ત છે"* અર્થાત્ વર્તમાનક્ષણમા ઉપલબ્ધ થતુ ચિત્ત ઉત્તરક્ષણભાવી ચિત્તસાથે સલગ્ન થાય છે તે સિદ્ધ છે અને મરણ કાળે પણ ચિત્ત તો હોય જ છે અહી અનુમાનપ્રયોગ–*"મરણકાળભાવીચિત્ત ચિત્તાન્તરનુ પ્રતિસધાન કરે છે કેમકે ચિત્ત છે (આ સ્વભાવહેતુ છે) જેમકે વર્તમાનકાલીન ચિત્ત"* તેથી આ સતાનના ચરમ ક્ષણભાવી ચિત્તનુ નવા ઉત્પન્ન થનારા સતાનના આદ્યક્ષણભાવી ચિત્તસાથે પ્રતિસધાન થાય છે તેમ સિદ્ધ થાય છે અને આનાથી જ જન્માન્તર (=ભવાતર) ની સિદ્ધિ થાય છે, અર્થાત્ પરલોકાત્મકસસારની પરપરા સિદ્ધ થાય છે અને 'મરણક્ષણભાવી ચિત્તનો ચિત્તાન્તરસાથે પ્રતિસધાનનો નિરોધ' જ મોક્ષરૂપ છે

**ઉત્તરપક્ષ** – આ અનુમાન વ્યર્થ છે ' ચિત્તક્ષણો નિરન્વયનાશ પામે છે' એમ તમને અભિમત છે તેથી પૂર્વક્ષણસ્થિતચિત્ત ઉત્તરક્ષણચિત્તસાથે સલગ્ન થઇ શકે નહિ પૂર્વક્ષણચિત્તનુ ઉત્તરક્ષણચિત્તસાથે પ્રતિસધાન તોજ થઇ શકે, જો તે નિરન્વયનાશ પામતુ ન હોય, કેમકે બે અવસ્થિતવસ્તુઓનુ પ્રતિસધાન એ બનેમા અનુગામી એવી કોઇ ત્રીજી વ્યક્તિદ્વારા થઇ શકે, જેમ કે બે મોતી વચ્ચે સબધ, એ બનેથી ભિન્ન અને બનેમા પ્રવિષ્ટ એવો દોરો કરે છે આમ બે ભિન્નક્ષણિકચિત્તો વચ્ચે પ્રતિસધાન એ બનેથી કથચિત્ ભિન્ન અને બનેમા અનુપ્રવિષ્ટ એવી કોઇ ત્રીજી વ્યક્તિ કરે છે, તેમ સ્વીકારવુ જોઇએ આ ત્રીજી વ્યક્તિ તરીકે અહી અન્વયી એવો આત્મા જ ઇષ્ટ છે આમ બે ચિત્તવચ્ચેના પ્રતિસધાનના સાધક પૂર્વોક્ત અનુમાનદ્વારા અર્થાપત્તિથી તો

तथा भवभङ्गदोष । *भव* – आर्जवीभावलक्षण ससार , तस्य *भङ्गो*=विलोप । स एव दोष क्षणिकवादे प्रसज्यते। परलोकाभावप्रसग इत्यर्थ । परलोकिन कस्यचिदभावात् । परलोको हि पूवजन्मकृतकमानुसारेण भवति । तच्च प्राचीनज्ञानक्षणाना निरन्वय नाशात् केन नामोपभुज्यता जन्मान्तरे ॥

यच्च मोक्षाकरगुप्तेन *"यच्चित्त तच्चित्तान्तर प्रतिसन्धत्ते, यथेदानीन्तन चित्त, चित्त च मरणकालभावि"* इति भवपरम्परासिद्धये प्रमाणमुक्तम्, तद् व्यर्थम्, चित्तक्षणाना निरवशेषनाशिना चित्तान्तरप्रतिसधानायोगात् । द्वयोरवस्थि-तयोर्हि प्रतिसधानमुभयानुगामिना केनचित् क्रियते । यश्चानयो प्रतिसधाता, स तेन नाभ्युपगम्यते । स ह्यात्मान्वयी ॥

---

બને ક્ષણમા સ્થિત અક્ષણિક આત્માની જ સિદ્ધિ થાય છે

**પ્રતિસધાનનો ઉત્પાદકત્વ અર્થ અસગત**

**પૂર્વપક્ષ** – અહી 'પ્રતિસધત્તે' પદનો અર્થ 'જનયતિ' (ઉત્પન્ન કરે છે ) કરવો અર્થાત્ પૂર્વક્ષણ ચિત્ત ચિત્તાન્તરને ઉત્પન્ન કરે છે એવો અર્થ અહી ઇષ્ટ છે, કેમકે પૂર્વક્ષણ ઉત્તરક્ષણનુ ઉપાદાનકારણ છે આમ મરણક્ષણભાવી ચિત્તક્ષણ જન્માન્તરીય ચિત્તક્ષણને જન્મ આપે છે આમ સસારપરપરા સિદ્ધ થાય છે

**ઉત્તરપક્ષ** – આનો અર્થ એમ થયો કે, 'પૂર્વક્ષણચિત્ત' કારણ છે અને ઉત્તરક્ષણચિત્ત કાર્ય છે તેથી તમારા અનુમાનમા હેતુ કાર્યહેતુ થયો (જે અનુમાનનો હેતુ સાધ્યનુ કાર્ય હોય તે હેતુ કાર્યહેતુ કહેવાય ) જ્યારે વાદી (=મોક્ષાકરગુપ્ત )ને ચિત્ત ચિત્તાન્તરનુ પ્રતિસધાન કરે છે, એ સ્થળે સ્વભાવહેતુ ઇષ્ટ છે આ વિરોધરૂપ છે તથા અહી સ્વભાવહેતુ પણ અનુપપન્ન છે કેમકે તાદાત્મ્યસબધથી સબધિત બે વસ્તુ વચ્ચે જ સ્વભાવહેતુ આવી શકે અને તાદાત્મ્ય બે ભિન્નકાલભાવી ચિત્ત–ચિત્તાન્તર વચ્ચે અનુપપન્ન છે (કેમકે તાદાત્મ્ય એટલે તદ્=તે જ, આત્મા = સ્વરૂપ જેનુ હોય તે તદાત્મા તેનો ભાવ તાદાત્મ્ય, જેમકે ઘટનુ સ્વરૂપ જ ઘટ છે, તેથી ઘટનો ઘટસાથે તાદાત્મ્યસંબધ ઇષ્ટ છે અર્થાત્ બે અભિન્ન વસ્તુ વચ્ચે જ તાદાત્મ્ય હોય છે) બે ભિન્નકાલીન ક્ષણિકવસ્તુઓ અભિન્ન હોઇ શકે નહિ તેથી તે બે વચ્ચે તાદાત્મ્ય નથી

**શકા** – ચિત્ત અને ચિત્તાન્તરને યુગપદ્ભાવી =સમાનકાલીન માનવાથી સ્વભાવહેતુ ઉપપન્ન બને છે

**સમાધાન** – યુગપદ્ભાવી માનવામા પ્રતિસન્ધેય-પ્રતિસન્ધાયકભાવ ન બની શકે (પ્રતિસન્ધેય =જેનુ પ્રતિસધાન થાય છે તે ચિત્તાન્તર પ્રતિસન્ધાયક = પ્રતિસધાનકરનારચિત્ત) કેમકે બને યુગપદ્ભાવીરૂપે અવિશિષ્ટ છે તેથી આ બનેમા પ્રતિસધાતા કોણ અને પ્રતિસધેય કોણ ? તથા ચિત્ત જ પ્રતિસધાતા, અને ચિત્તાન્તર જ પ્રતિસધેય એવો નિયમ ઉપપન્ન કરનાર નિયામક કોણ બનશે ? તેથી ચિત્તાન્તર પ્રતિસધાતા અને ચિત્ત પ્રતિસધેય એવો વિકલ્પ પણ સભવી શકે (વળી યુગપદ્ભાવી ચિત્ત–ચિત્તાન્તર વચ્ચે આ ભાવ માનવાનો હોય તો સમાનકાલીન બે ભિન્ન સતાનગત ચિત્ત વચ્ચે જ આ ભાવ માનવો પડશે અર્થાત્ 'દેવદત્તગત વર્તમાનક્ષણિકચિત્ત યજ્ઞદત્તગત વર્તમાનક્ષણિક ચિત્તનો પ્રતિસધાતા છે ' એમ ઘટાવવું પડશે તથા 'એક સંતાનગત પૂર્વક્ષણચિત્ત ઉત્તરક્ષણ ચિત્તનો પ્રતિસધાતા છે' એમ ઘટી શકશે નહિ 'યાવત્ મરણકાલગતચિત્તક્ષણ જન્માન્તરીયપ્રથમસમયભાવી- ચિત્તક્ષણનુ પ્રતિસધાન કરે છે' એમ ઘટી શકશે નહિ તેથી સસારપરપરા સિદ્ધ થઇ શકશે નહી તેથી એ સિદ્ધ કરવા દર્શાવેલુ અનુમાન સ્વસાધ્યથી ભિન્નનુ સાધક બનતુ હોઇ વિરુદ્ધ સિદ્ધ થશે )

અથવા તો ભલે પ્રતિસધાનનો અર્થ 'જનન' (=ઉત્પત્તિ ) હો, તો પણ તે અનુપપન્ન છે કેમકે તેમ માનવામા બન્ને વચ્ચે હેતુ–ફળભાવ માનવો પડશે આ હેતુ–ફળભાવ તુલ્યકાલીન બેવસ્તુ વચ્ચે સભવે નહિ

**શકા .**– હેતુફળભાવ પૂર્વોત્તરકાલીન અર્થાત્ બે ભિન્નકાલીન ચિત્તક્ષણો વચ્ચે છે પૂર્વોત્તરકાલીન બે વસ્તુ વચ્ચે હેતુફળભાવ સુઘટ જ છે

न च प्रतिसधत्त इत्यस्य जनयतीत्यथ, कार्यहेतुप्रसङ्गात्। तन वादिनास्य हेतो स्वभावहेतुत्वेनोक्तत्वात्। स्वभावहेतुश्च तादात्म्ये सति भवति। भिन्नकालभाविनोश्च चित्तचित्तान्तरयो कुतस्तादात्म्यम् ? युगपद्भाविनोश्च प्रतिसन्धेयप्रतिसन्धायकत्वाभावापत्ति, युगपद्भावित्वऽविशिष्टेऽपि किमत्र नियामकम्, यदेक प्रतिसन्धायकोऽपरश्च प्रतिसन्धेय इति ? अस्तु वा प्रतिसन्धानस्य जननमर्थ। सोऽप्यनुपपन्न। तुल्यकालत्वे हतुफलभावस्याभावात्। भिन्नकालत्वे च पूवचित्तक्षणस्य विनष्टत्वात् उत्तरचित्तक्षण कथमुपादानमन्तरेणोत्पद्यताम्। इति यत्किञ्चिदेतत् ॥

**સમાધાન** – ભિન્નકાલીન ચિત અને ચિત્તાન્તરક્ષણ વચ્ચે પણ આ ભાવ અસંગત છે કેમકે પૂર્વચિત્તક્ષણ બીજા સમયે નિરન્વયનાશ પામે છે તેથી ઉત્તરચિત્તક્ષણ પૂર્વ ચિત્તક્ષણાત્મકસ્વઉપાદાન વિના કેવી રીતે ઉત્પન્ન થઇ શકશે ? તેથી તમારી આ કલ્પના તુચ્છ છે

## મોક્ષભગની આપત્તિ

હવે પ્રમોક્ષભગદોષ દર્શાવે છે પ્રકર્ષથી = ફરીથી ન થાય એ રીતે કર્મબધનથી મોક્ષ (=મુક્તિ) પ્રમોક્ષ છે તેનો પણ ભગ થાય છે આ બૌદ્ધમતે 'આત્મા' જ નથી, તેથી કોણ પરલોકમા સુખી થવાનો પ્રયત્ન કરે ? આત્મા હોય, તો તે પરલોકમા સુખી થવા અહી ચેષ્ટા કરે

**શકા** – પૂર્વજ્ઞાનક્ષણ ઉત્તરની જ્ઞાનક્ષણના સુખ માટે સ્વસત્તાકાળે ચેષ્ટા કરશે

**સમાધાન** – સસારી જ્ઞાનક્ષણ બીજાજ્ઞાનક્ષણને સુખી કરવા પ્રયત્ન કરે એ સંગત નથી

**શકા** – પરમાર્થરસિકબુદ્ધવગેરે જ્ઞાનક્ષણો બીજાજ્ઞાનક્ષણને સુખી કરવા પ્રયત્ન કરશે

**સમાધાન** – એ અસગત છે, જયા સુધી પોતે દુખી હોય ત્યાસુધી કોઇ બીજાને સુખી કરવા પ્રયત્ન કરતુ નથી 'ઘરનાં છોકરા ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો' એ પ્રાજ્ઞપુરુષોનુ લક્ષણ નથી બુદ્ધવગેરે પણ પોતાના અજ્ઞાનાદિદુખને દૂર કર્યા વિના બીજાના દુખને દૂર ન કરે–કરી શકે પણ નહિ જે પોતાના દુખને પણ દૂર કરવા સમર્થ ન હોય, તે શી રીતે બીજાના દુખને દૂર કરી શકે ? પરોપકારરસિકપુરુષો સ્વત કષ્ટ સહન કરીને બીજાના સુખને માટે પ્રયત્ન કરતા દેખાય છે, ત્યા પણ વસ્તુત તેઓ બીજાની પીડાના દર્શનથી ઉત્પન્ન થયેલા પોતાના જ દુખને દૂર કરી રહ્યા છે અથવા કદાચ પરમાર્થરસિકબુદ્ધ બીજાના દુખને દૂર કરવા પ્રયત્ન કરે, તો પણ બધા કઇ તેવા પરમાર્થરસિક નથી તેથી) જે પોતે દુખી હોય તે બીજાના સુખમાટે ચેષ્ટા ન કરે દુખી દેવદત્ત યજ્ઞદત્તના સુખ માટે ચેષ્ટા કરે એવુ ક્યારેય દેખાયુ નથી

**શકા** – દેવદત્ત યજ્ઞદત્તના સુખ માટે પ્રયત્ન ન કરે, પણ પોતાના દુખન દૂર કરવા તો પ્રયત્ન કરશે જ

**સમાધાન** – અહી 'દેવદત્ત' થી શુ ઇષ્ટ છે? ક્ષણ કે દેવદત્તશરીરગતક્ષણસતાન ? જો તે–તે ક્ષણ ઇષ્ટ હોય, તો 'ક્ષણ પોતાના દુખને દૂર કરવા પ્રયત્ન કરે' તે વ્યર્થ છે કેમકે ક્ષણિકક્ષણ પોતાની સત્તાકાળના દુખને દૂર કરી ન શકે કેમકે તે વખતે પોતે પોતાની ઉત્પત્તિમા જ વ્યગ્ર છે અને પછી તો ક્ષણના નાશની સાથે જ દુખ નષ્ટ થઇ જશે માટે 'ક્ષણ પોતાના દુખને દૂર કરવા પ્રયત્ન કરે' તે અસિદ્ધ છે

**શકા** – દેવદત્તસતાનગત પૂર્વક્ષણ ઉત્તરક્ષણોના દુખને દૂર કરવા પ્રયત્ન કરશે અર્થાત્ સ્વસતાનના દુખને દૂર કરવા પ્રયત્ન કરશે

**સમાધાન** – આ સતાન વાસ્તવ (=સત્) છે કે અસત્ ? સતાન જો સત્ હોય, તો અન્યનામદ્વારા વાસ્તવમા તો આત્માનો જ સ્વીકાર થયો કેમકે તમે અનેકક્ષણપ્રવાહને અનુગત એક સતાનનો સ્વીકાર કર્યો, અમે તેને આત્મા તરીકે સ્વીકાર્યો વળી આ સતાન અક્ષણિક હોઇ ક્ષણિકવાદ હતપ્રાય થઇ જાય છે અને સતાન જો અવાસ્તવ હોય, તો અસત્ સતાનનુ દુખ પણ અસત્ જ છે તેથી તે દૂર કરવા

तथा प्रमोक्षभगदोष । प्रकर्षेणापुनर्भावेन कर्मबन्धनाद् मोक्षो मुक्ति *प्रमोक्ष* । तस्यापि भङ्ग प्राप्नोति । तन्मते तावदात्मैव नास्ति । क प्रेत्य सुखीभवनार्थ यतिष्यते । ज्ञानक्षणोऽपि ससारी कथमपरज्ञानक्षणसुखीभवनाय घटिष्यते। न हि दु खी देवदत्तो यज्ञदत्तसुखाय चेष्टमानो दृष्ट । क्षणस्य तु दु ख स्वरसनाशित्वात् तेनैव सार्ध दध्वसे । सन्तानस्तु न वास्तव कश्चित् । वास्तवत्वे तु आत्माभ्युपगमप्रसग ॥

કોઇ પ્રયત્ન કરવો પડશે નહિ

## બૌદ્ધકલ્પિત મોક્ષની અસિદ્ધિ

**બૌદ્ધ** – સઘળીય વાસનાઓનો ઉચ્છેદ થવાથી વિષયાકારરૂપી ઉપપ્લવ (=તરગો) નષ્ટ થાય છે, તેથી જે વિશુદ્ધજ્ઞાન ઉત્પન્ન થાય છે તે મોક્ષ છે અર્થાત્ અનાદિકાલીનમિથ્યાવાસનાઓના કારણે જ્ઞાન, નીલઘટાદિ વિષયોનો પરિચ્છેદ કરે છે અને નીલઘટાદિઆકાર ધારણ કરે છે જ્યારે 'સર્વક્ષણિક' આદિ ભાવનાઓના પ્રકર્ષથી મિથ્યા વાસનાઓ ટળે છે, ત્યારે જ્ઞાન બાહ્યવિષયોનો પરિચ્છેદ કરવાનુ બધ કરી, સ્વાત્મામા લીન થાય છે, અને વિષયઆકારને ધારણ કરવાનુ પણ બધ કરે છે આમ જ્ઞાન વિષયના આકારરૂપ મળથી રહિત અત્યત વિશુદ્ધ બને છે આ વિશુદ્ધજ્ઞાન જ મોક્ષ છે મોક્ષનુ સ્વરૂપ તેનાથી ભિન્ન નથી

**ઉત્તરપક્ષ** – (જૈન) આ બધુ અસગત છે કેમકે કારણના અભાવથી મોક્ષ અનુપપન્ન છે ભાવનાનો પ્રચય જ વાસનાના ઉચ્છેદ દ્વારા મોક્ષના કારણ તરીકે બૌદ્ધોને ઇષ્ટ છે પરતુ ભાવનાના પ્રચયને સ્થિર એક આશ્રય મળતો નથી કેમકે ભાવનાને ભાવવાવાળી (=આશ્રયભૂત) દરેક જ્ઞાનક્ષણો ક્ષણિક અને ભિન્ન છે તેથી ભાવના પણ ક્ષણિક, અસ્થિર અને અનેકઆશ્રયવાળી બને છે તેથી વાસનાના ઉચ્છેદ કે શુભસસ્કારના આધાનાદિરૂપ કોઇપણ વિશેષનુ આધાન કરી શકતી નથી વળી આ ભાવના પણ ક્ષણિક જ છે, અને ઉત્તરક્ષણે નિરન્વય નાશ પામે છે તેથી પ્રતિક્ષણે ઉત્પન્ન થનારી ભાવનાઓ અપૂર્વ હોય છે તેથી જેમ આકાશને કૂદી જવાનો અભ્યાસ ક્યારેય પણ પ્રકર્ષ પામતો નથી, તેમ ભાવનાપ્રચય પણ ક્યારેય પ્રકર્ષતાને પામશે નહિ અને આ પ્રકર્ષતા વિના તે ભાવના સ્ફુટ (=વિશુદ્ધ) અભિજ્ઞાન (જ્ઞાન) ની ઉત્પત્તિમાટે સમર્થ બની શકે નહિ આમ વિશુદ્ધજ્ઞાનરૂપ મોક્ષની અનુપપત્તિ જ છે વળી વિશુદ્ધજ્ઞાનવાન્ ચિત્ત 'અમળ' છે એમા ભાવના તો માત્ર નિમિત્તકારણ છે ઉપાદાનકારણ તરીકે પૂર્વચિત્તક્ષણો જ ઇષ્ટ છે આ પૂર્વચિત્તક્ષણો પોતે અમળ (=મળ વિનાની) છે કે સમળ (=મળયુક્ત)? જો પોતે અમળ હોય, તો તે વખતે જ મોક્ષ થઇ ચૂક્યો છે ફરીથી મોક્ષોત્પત્તિ શા માટે કલ્પવી ? વળી એ પૂર્વચિત્તક્ષણના જનક પૂર્વની ચિત્તક્ષણોને પણ એમ અમળ જ માનશો, આમ અનાદિકાલીન મોક્ષ માનવો પડશે

*"પૂર્વની સમળચિત્તક્ષણો અમળચિત્તક્ષણના આરમ્ભક (=ઉપાદાનકારણ) છે અર્થાત્ એ સમળ-ચિત્તક્ષણોમા જ અમળચિત્તક્ષણઆરમ્ભણ શક્તિ છે"* એમ પણ માની શકાય નહિ કેમકે દરેક કારણમા સદૃશઆરમ્ભણશક્તિ જ ઇષ્ટ છે અર્થાત્ 'દરેક કારણ તથાસ્વભાવથી જ સ્વસદૃશ કાર્યનો જ આરભ કરે' એ ન્યાય આબાળગોપાળપ્રસિદ્ધ છે ક્યાય પણ બાવળમાથી આબો ઉગતો દેખાતો નથી તેથી સમળ-ચિત્તક્ષણોમા સ્વાભાવિક સ્વસદૃશારમ્ભશક્તિ=સ્વસદૃશસમળચિત્તક્ષણઆરભશક્તિ જ છે અને અસદૃશઆરભ શક્તિનો (અમળચિત્તઆરભશક્તિનો) અભાવ જ છે ' 'આ શક્તિનો એકાએક ઉચ્છેદ થઇ જાય અને ચરમસમળચિત્તક્ષણદ્વારા અમળચિત્તક્ષણની ઉત્પત્તિ થઇ જાય ' ન બને તેવી વાત છે (અથવા સમળ પૂર્વચિત્તક્ષણમાં અમળચિત્તક્ષણ આરભણશકિત સ્વાભાવિક(=પૂર્વ પર ' નવી ઉદ્દભવી ? જો સ્વાભાવિક માનો, તો પૂર્વે જ અમળચિત્તક્ષણ-મોક્ષ સિદ્ધ થવાથી તે અગે વિચાર કે પ્રયત્ન શો ઉત્તરોત્તર સમળચિત્તક્ષણોની જ ઉત્પત્તિ

બૌદ્ધકલ્પિત '

अपि च बौद्धा "निखिलवासनाच्छेदे विगतविषयाकारोपप्लवविशुद्धज्ञानोत्पादो मोक्ष " इत्याहु । तच्च न घटते । कारणाभावादेव तदनुपपत्ते । भावनाप्रचयो हि तत्र कारणमिष्यते । स च स्थिरैकाश्रयाभावाद् विशेषानाधायक, प्रतिक्षणमपूर्ववद् उपजायमान, निरन्वयविनाशी, गगनलङ्घनाभ्यासवत् अनासादितप्रकर्षो न स्फुटाभिज्ञाजननाय प्रभवति, इत्यनुपपत्तिरेव तस्य । समलचित्तक्षणाना स्वाभाविक्या सदृशारम्भणशक्तेरसदृशारम्भम प्रत्यशक्तेश्च अकस्मादनुच्छेदात् । किच, समलचित्तक्षणा पूर्वे स्वरसपरिनिर्वाणा, अयमपूर्वो जात सन्तानश्चैको न विद्यते, बन्धमोक्षौ चैकाधिकरणौ न विषयभेदा वर्तेते । तत कस्येय मुक्तिर्य एतदर्थं प्रयतते । अत्र हि मोक्षशब्दो बन्धनविच्छेदपर्याय । मोक्षश्च तस्यैव घटते यो बद्ध । क्षणक्षयवादे त्वन्य क्षणो बद्ध क्षणान्तरस्य च मुक्तिरिति प्राप्नोति मोक्षाभाव ॥

દેખાતી હોવાથી સમળચિત્તક્ષણોમા સદૃશારભણ (= સમળઉત્તરચિત્તક્ષણ) શક્તિ જ સ્વાભાવિક માનશો, તો ચરમસમળ -ચિત્તક્ષણની તેવી શક્તિનો અને અસદૃશક્ષણારભની અશક્તિનો ઉચ્છેદ કેવી રીતે સિદ્ધ કરશો ? અર્થાત તે સભવશે નહી )

તથા જેમ અમલચિત્તસતાન એ મોક્ષ છે, તેમ સમળચિત્તક્ષણો બધરૂપ છે, એમ આવશે, પણ આ સમળ ચિત્તક્ષણ પૂર્વે સ્વત જ નિર્વાણ પામી જાય છે કેમકે તેઓ નિરન્વયનાશ પામે છે, તથા સમળચિત્તસતાન અને અમળચિત્તસતાન આ બન્ને ભિન્ન છે કેમકે જ્યારે સમળચિત્તસતાન નાશ પામે છે ત્યારે અમળ ચિત્તસતાન પ્રાદુર્ભાવ પામે છે તેથી બધ સમળચિત્તક્ષણોનો, અને મોક્ષ અપૂર્વ પ્રાદુર્ભાવ પામેલા અમળચિત્તસતાનનો આમ બધ અન્યનો થશે અને મોક્ષ અન્યનો થશે તેથી એકાધિકરણ બધ–મોક્ષ નહિ આવે જ્યારે બધ અને મોક્ષ એકાધિકરણ જ સર્વને ઇષ્ટ છે

શકા – 'બધ એકનો અને મોક્ષ અન્યનો' એમ બધ–મોક્ષને ભિન્નાધિકરણ સ્વીકારવામા શો દોષ છે ?

સમાધાન – મોક્ષમાટે પ્રયત્ન કરનાર મુક્ત થાય, મુક્ત થવુ= બધનથી છૂટકારો પામવો હવે પોતે બધાયેલો ન હોય, તો શી રીતે તેમાથી છૂટવા–મુક્ત થવા પ્રયત્ન કરે ? 'મોક્ષ' શબ્દ 'બધ' શબ્દને સાપેક્ષ છે બધાયેલો હોય, તેજ મુક્ત થાય આમ બધ અને મોક્ષ એકાધિકરણ જ સભવે ભિન્નાધિકરણ ઇષ્ટ નથી 'જમે જગલો ને માર ખાય ભગલો' નીતિ પ્રમાણિકજન સમત નથી (વળી દરેક ક્ષણો માત્ર ક્ષણભર જ જીવી શકે છે એકક્ષણ પછી તેઓ આ જગતમાથી સર્વથા નષ્ટ થઇ જવાના છે આવા ક્ષણભગુર આયુષ્યવાળા ચિત્તક્ષણો સ્વ કે પરના મોક્ષ માટે પ્રયત્ન કરે એ અસગત છે કેમકે જે ક્ષણે તેઓ ઉત્પન્ન થાય છે, તે ક્ષણે તેઓ માત્ર ઉત્પત્તિમા વ્યગ્ર છે, અને બીજી ક્ષણે તો નષ્ટ થઇ જશે તો ક્યારે તેઓ પોતાની કે બીજાની બધઅવસ્થાનો વિચાર કરશે? તથા ક્યારે બીજાપ્રત્યે કરુણાભાવથી ભાવનાઓને ભાવશે ? એકક્ષણમાં એ કેટલા કાર્યો કરશે ? તથા તે દરેક કાર્યોની સૂચના અને કરવાની પદ્ધતિઆદિનુ જ્ઞાન ક્યારે બીજા પાસેથી મેળવશે ? કેમકે હજી ત્યારે જ ઉત્પન્ન થયા હોઇ, સ્વત તો આ બધાનુ જ્ઞાન મેળવશે નહિ તેથી આ બધી પચાતમા પડ્યા વિના તેઓ પોતાના એક ક્ષણનાં આયુષ્યને આનદથી ભોગવી લેવાનુ જ પસદ કરે ભાવનાપ્રચય –બૌદ્ધમતે ચાર ભાવના છે (૧) બધુ જ ક્ષણિક છે (૨) બધુ જ દુ ખરૂપ છે (૩) બધી જ વસ્તુઓ સામાન્યરૂપે જ્ઞાત નથી થતી, પરતુ સ્વલક્ષણ (=પોતાના અસાધારણરૂપ) થી જ ખ્યાત થાય છે તથા (૪) સર્વ પદાર્થ નિ સ્વભાવ હોવાથી શૂન્ય છે આ ચાર ભાવનાઓને સતત ભાવવાથી ભાવનાનો પ્રચય થાય છે )

## સ્મૃતિભગ દોષ

હવે સ્મૃતિભગદોષ બતાવે છે અહી અનુમાનપ્રયોગ આ પ્રમાણે છે– "પૂર્વબુદ્ધિએ અનુભવેલા અર્થના

---

१ सर्व क्षणिक सर्वं क्षणिकम्, दु ख दु ख, स्वलक्षण स्वलक्षण, शून्य शून्यमिति भावनाचतुष्टय ।

**तथा स्मृतिभगदोष। तथाहि** । पूववुद्ध्यानुभूतेऽर्थे नोत्तरवुद्धीना स्मृति सम्भवति । ततोऽन्यत्वात्, सन्तानान्तरवुद्धिवत्। न ह्यन्यदृष्टोऽर्थोऽन्येन स्मयते, अन्यथा एकेन दृष्टोऽर्थ' सर्वे स्मर्येत। स्मरणाभावे च कोतस्कुती प्रत्यभिज्ञाप्रसूति, तस्या स्मरणानुभवोभयसभवत्वात् । पदाथप्रेक्षणप्रवुद्धप्राक्तनसस्कारस्य हि प्रमातु स एवायमित्याकारेण इयमुत्पद्यते॥

**अथ** स्यादय दोष, यद्यविशेषेणान्यदृष्टमन्य स्मरतीत्युच्यते, किन्तु अन्यत्वेऽपि कार्यकारणभावाद् एव च स्मृति। भिन्नसतानवुद्धीना तु कार्यकारणभावो नास्ति । तेन सतानान्तराणा स्मृतिर्न भवति । न चेकसान्तानिकोनामपि वुद्धीना कार्यकारणभावो नास्ति, येन पूववुद्ध्यनुभूतेऽर्थे तदुत्तरवुद्धीना स्मृतिर्न स्यात्। **तदप्यनवदातम्**, एवमपि अन्यत्वस्य तदवस्थत्वात्। न हि कायकारणभावाभिधानेऽपि तदपगत, क्षणिकत्वेन सर्वासा भिन्नत्वात्। न हि कार्यका[illegible]भावात् स्मृतिरित्यत्रोभयप्रसिद्धोऽस्ति दृष्टान्त ॥

*વિષયમા ઉત્તરબુદ્ધિઓને સ્મરણ સભવે નહિ કેમકે પૂર્વબુદ્ધિથી તેઓ ભિન્ન છે જેમકે સતાનાતરબુદ્ધિ*

**તાત્પર્ય** એક જ સતાનગત પૂર્વબુદ્ધિક્ષણે જે પદાર્થો અનુભવ્યા છે, તે પદાર્થોનુ સ્મરણ ઉત્તરબુદ્ધિક્ષણોને થતુ નથી, કેમકે ઉત્તરબુદ્ધિક્ષણો પૂર્વબુદ્ધિક્ષણોથી ભિન્ન છે કેમકે આ મતે એકસતાનગત પણ પૂર્વ–ઉત્તરબુદ્ધિક્ષણો પરસ્પરથી અત્યતભિન્ન છે એટલે જેમ દેવદત્તાદિસતાનગતબુદ્ધિક્ષણે અનુભવેલા અર્થનુ સ્મરણ યજ્ઞદત્ત સતાનગત બુદ્ધિક્ષણને થતુ નથી તેમ એક સતાનગત પણ પૂર્વ બુદ્ધિક્ષણે અનુભવેલા અર્થનુ ઉત્તરબુદ્ધિક્ષણને સ્મરણ થશે નહિ તથા અનુભવ કરનાર જે પૂર્વક્ષણ છે, તે તો તત્કાળે જ નષ્ટ થઇ છે તેથી તેને પણ ઉત્તરકાળે સ્મરણ થશે નહિ આમ સ્મરણના અભાવનો પ્રસગ છે

**શકા** – પૂર્વક્ષણે અનુભવેલા અર્થનુ ઉત્તરક્ષણ–અત્યતભિન્ન હોવા છતા એક સતાનગત હોઇ સ્મરણ કરે તેમા શો દોષ છે ?

**સમાધાન** – બન્ને એકસતાનગત હોવા છતા પરસ્પરથી અત્યતભિન્ન છે અને એકે જોયેલા પદાર્થનુ સ્મરણ અન્ય કરે તે કોઇને ઇષ્ટ નથી કેમકે તેમ માનવામા એક પણ વ્યક્તિએ અનુભવેલી વસ્તુનુ સ્મરણ જગતના સર્વ જીવોને થવાની આપત્તિ છે સ્મરણના વિષયમા 'એકસતાનત્વ' નિયામક નથી પરતુ એકાધિકરણત્વ નિયામક છે જે વ્યક્તિને અનુભવ હોય તે વ્યક્તિને જ જો સ્મરણ હોય, તો અનુભવ અને સ્મરણ એકાધિકરણ કહેવાય બે ભિન્નક્ષણો અનુભવ અને સ્મરણના આશ્રય હોય, તો આ એકાધિકરણત્વ આવી શકે નહિ આમ સ્મરણનો અભાવ થાય તો પ્રત્યભિજ્ઞાનો ઉદ્ભવ સભવે જ શી રીતે ? કારણ કે સ્મરણ અને અનુભવ એ ઉભયથી પ્રત્યભિજ્ઞા સભવે છે પ્રમાતા જ્યારે કોઇક વસ્તુનુ દર્શન કરે છે ત્યારે તે પ્રમાતાને તે પદાર્થસાથે સબધ ધરાવતા પૂર્વે જોયેલા પદાર્થનુ સ્મરણ થઇ આવે છે એટલે કે વર્તમાનમા દેખાતો પદાર્થ પૂર્વમા દેખેલા પદાર્થના આત્મામા પડેલા સસ્કારને જાગૃત કરે છે તેથી પૂર્વદૃષ્ટપદાર્થનુ સ્મરણ થઇ આવે છે અને સ્મૃતિપથમા આવેલા એ પદાર્થસાથે સામે દેખાતા પદાર્થની તુલના કરે છે અને 'તે જ આ છે' એવો સ્મરણઅનુભવઉભયસવલિત બોધ પ્રાપ્ત કરે છે આ જ પ્રત્યભિજ્ઞા કહેવાય છે પણ આ બધી પ્રક્રિયા આત્મા સ્થિર હોય તો જ સભવી શકે અન્યથા નહિ તેથી ક્ષણિકવાદમા પ્રમાણસિદ્ધ પ્રત્યભિજ્ઞા લોપાઇ જાય છે

## કાર્યકારણભાવથી સ્મૃતિસિદ્ધિનુ ખડન

**પૂર્વપક્ષ** – અમે એમ સ્થાપના કરતા હોઇએ કે *"સામાન્યથી જ અન્યવડે દૃષ્ટનુ અન્ય સ્મરણ કરી શકે"* તો પૂર્વોક્ત દોષ વ્યાજબી છે પરતુ તેમ નથી અમારો અનુમાનપ્રયોગ આ છે *"જે બે વચ્ચે કાર્યકારણભાવ હોય, તે બે પરસ્પર ભિન્ન હોય, તો પણ તેમાથી એકના વડે દૃષ્ટનુ (=કારણથી દૃષ્ટનુ) અન્યને*

अथ – *"यस्मिन्नेव हि सन्ताने आहिता कर्मवासना । फल तत्रैव सधत्ते कर्पासे रक्तता यथा"* ॥ इति । कर्पासे रक्तताद्दृष्टान्तोऽस्तीति चेत् ? तदसाधीय, साधनदूषणयोरसम्भवात् । तथाहि –अन्वयाद्यसम्भवान्न साधनम् । न हि कार्यकारणभावो यत्र तत्र स्मृति कपासे रक्ततावदित्यन्वय सम्भवति । नापि यत्र न स्मृतिस्तत्र न कार्यकारणभाव इति व्यतिरेकोऽपि । असिद्धत्वाद्यनुद्भावनाच्च न दूषणम् । न हि ततोऽन्यत्वात् इत्यस्य हतो कर्पासे रक्ततावत् इत्यनन कश्चिद् दोष प्रतिपाद्यते ॥

---

(= કાર્યને) સ્મરણ થઈ શકે, કારણ કે તે બે વચ્ચે કાર્યકારણભાવ છે" અર્થાત્ સ્મૃતિમાટે કાર્યકારણભાવ નિયામક છે, એકાધિકરણત્વ કે અન્યત્વ એ મહત્વનુ નથી ભિન્નસંતાનગત બે બુદ્ધિક્ષણો વચ્ચે કાર્ય–કારણભાવ ન હોવાથી જ એકસતાનગત બુદ્ધિક્ષણે જોયેલાનુ અન્યસંતાનગત બુદ્ધિક્ષણ સ્મરણ કરી શકે નહિ જ્યારે સમાનસતાનગત બે બુદ્ધિક્ષણો ભિન્ન હોવા છતાં તે બે વચ્ચે કાર્ય–કારણભાવ હોઇ, પૂર્વબુદ્ધિક્ષણે દેખેલા અર્થનુ તેજ સતાનગત ઉત્તરબુદ્ધિક્ષણને સ્મરણ થાય તે અનુપપન્ન નથી

**ઉત્તર પક્ષ** – આ પણ શોભન નથી એકસતાનગત બે બુદ્ધિક્ષણો વચ્ચે કાર્ય–કારણભાવ હોય, તો પણ બને વચ્ચે અન્યતા તો તદવસ્થ જ છે કાર્યકારણભાવ અન્યતાને દૂર કરવા સમર્થ નથી કેમકે ક્ષણિક હોવાથી સર્વબુદ્ધિક્ષણો એકબીજાથી અત્યતભિન્ન છે વળી 'કાર્યકારણભાવ હોવાથી સ્મૃતિ થાય છે' તેવા વિકલ્પનુ સાધક દૃષ્ટાત ઉભયપક્ષમા અપ્રસિદ્ધ છે

## કર્પાસરક્તતા દૃષ્ટાત વ્યર્થ

**પૂર્વ પક્ષ** – *"જે કપાસબીજમા રક્તતા વાસિત કરવામા આવી હોય, તે જ બીજના કપાસફળમા રક્તતા દેખાય છે, અન્યત્ર નહિ તથૈવ જે સતાનમા કર્મવાસનાનુ આધાન થયુ હોય, તે જ સતાનમા (સ્મૃત્યાદિ)ફળ પણ પ્રગટ થાય છે"* આ વચનના બળથી "કપાસમા રક્તતા" દૃષ્ટાત પ્રસિદ્ધ છે કપાસબીજ અને કપાસફળ બન્ને ભિન્ન હોવા છતા બન્ને વચ્ચે કાર્યકારણભાવ હોવાને લીધે બીજમા વાસિત કરેલી લાલાશ એના ફળ મા પ્રગટ થાય છે તે જ પ્રમાણે અનુભવદ્વારા પૂર્વ બુદ્ધિક્ષણમા નિહિત કરાયેલા સસ્કારો તે ક્ષણના કાર્યભૂત ઉત્તરક્ષણોમા આવે છે તેથી સ્મૃતિરૂપફળ પણ એ ઉત્તરક્ષણોને પ્રાપ્ત થાય છે આમ પ્રસિદ્ધ દૃષ્ટાતદ્વારા સ્મરણમા 'કાર્યકારણભાવ' હેતુ તરીકે સિદ્ધ થાય છે

**ઉત્તરપક્ષ** – આ પણ સુંદર વિચાર નથી જ સ્મૃતિસાધક તમારુ અનુમાન આ છે→ *"સમાનસતાનગત ઉત્તરબુદ્ધિક્ષણને પૂર્વક્ષણઅનુભૂત અર્થનુ સ્મરણ છે (સાધ્ય) કેમકે બે વચ્ચે કાર્યકારણભાવ છે (સાધન)"* અમારુ સ્મૃતિભગદર્શક અનુમાન આ પ્રકારે છે– *"ઉત્તરક્ષણને પૂર્વક્ષણે અનુભવેલા અર્થનુ સ્મરણ નથી (સાધ્ય) કેમકે તે (=ઉત્તરક્ષણ) પૂર્વક્ષણથી ભિન્ન છે (સાધન)"* હવે કપાસની રક્તતાનુ જે દૃષ્ટાત તમે તમારા સાધ્યની સિદ્ધિ અર્થે બતાવ્યુ, તે દૃષ્ટાત તમારા અનુમાનમા સાધન અને અમારા અનુમાનમા દૂષણરૂપ બની શકતુ નથી તમારા અનુમાનનુ સાધન નથી એ આ પ્રમાણે→ આ દૃષ્ટાતદ્વારા પણ અન્વયાદિ સભવતા નથી 'જ્યા કાર્યકારણભાવ હોય, ત્યા સ્મૃતિ હોય જેમકે કપાસમા રક્તતા' એવો અન્વય સભવી શકતો નથી કેમકે ત્યા બાધ છે કપાસમા રક્તતા એ બીજની રક્તતાનુ માત્ર કાર્ય જ છે આમ ત્યા માત્ર કાર્ય–કારણભાવ જ સિદ્ધ થાય છે, સ્મૃતિની સિદ્ધિ થતી નથી એ જ પ્રમાણે 'જ્યા સ્મૃતિ નથી, ત્યા કાર્યકારણભાવ નથી' એવો વ્યતિરેક પણ સભવતો નથી કેમકે આ જ દૃષ્ટાતસ્થળે વ્યભિચાર છે, કેમકે અહીં સ્મૃતિ ન હોવા છતા કાર્યકારણભાવ છે આમ આ દૃષ્ટાત અન્વય કે વ્યતિરેક બેમાથી એકને પણ બળ આપવાદ્વારા અનુમાનસાધક બની શકતુનથી

किञ्च, यद्यन्यत्वेऽपि कार्यकारणभावेन स्मृतेरुत्पत्तिरिष्यते, तदा शिष्याचार्यादिबुद्धीनामपि कार्यकारणभावसद्भावन स्मृत्यादि स्यात् । अथ नाय प्रसङ्ग, एकसतानत्वे सतीतिविशेषणादिति चेत्, ? तदप्ययुक्त, भेदाभेदपक्षाभ्या तस्योपक्षीणत्वात्। क्षणपरम्परातस्तस्याभेदे हि क्षणपरम्परैव सा । तथा च सतान इति न किञ्चिदतिरिक्तमुक्त स्यात् । भेदे तु पारमार्थिक अपारमार्थिको वासौ स्यात् ? अपारमार्थिकत्वेऽस्य तदेव दूषण, अकिचित्करत्वात् । पारमार्थिकत्वे स्थिरो वा स्यात् क्षणिको वा ? क्षणिकत्वे सतानिनिर्विशेष एवायम्, इति किमनेन *स्तेनभीतस्य स्तेनान्तरशरणस्वीकरणानुकरणिना* । स्थिरश्चेत् ? आत्मेव सज्ञाभेदतिरोहित प्रतिपन्न । इति न स्मृतिर्घटते क्षणक्षयवादिनाम् ॥

એ જ પ્રમાણે આ દૃષ્ટાતથી અમારા અનુમાનમા દૂષણ પણ નથી, કેમકે તે અમારા હેતુમા અસિદ્ધિદોષનુ આપાદન કરી શકે તેમ નથી 'ઉત્તરક્ષણ પૂર્વક્ષણથી ભિન્ન છે' એ અમારો હેતુ છે એમા 'કપાસમા રક્તતા' દૃષ્ટાત કોઈપણ દોષ ઉદ્ભાવિત કરવા સમર્થ નથી કેમકે 'ઉત્તરક્ષણ પૂર્વક્ષણથી ભિન્ન છે કે અભિન્ન છે' એ બાબતની સાથે આ દૃષ્ટાતને કઈ લાગતુ વળગતુ નથી

### સતાનની અવાસ્તવિક્તા

વળી જો અન્ય હોવા છતા માત્ર કાર્યકારણભાવથી જ સ્મૃતિ ઈષ્ટ હોય, તો શિષ્ય–આચાર્ય બુદ્ધિવગેરે બુદ્ધિ વચ્ચે પણ કાર્યકારણભાવ હોવાથી આચાર્યે અનુભવેલી વસ્તુનુ સ્મરણ શિષ્યને થવુ જોઈએ આચાર્ય બુદ્ધિ શિષ્યની બુદ્ધિમા હેતુ છે એ પ્રસિદ્ધ જ છે એ જ પ્રમાણે માતાબુદ્ધિક્ષણ પુત્રબુદ્ધિક્ષણમા હેતુ હોઈ, માતા એ અનુભવેલી વસ્તુનુ સ્મરણ પુત્રબુદ્ધિક્ષણને થવુ જોઈએ, જે દૃષ્ટ કે ઈષ્ટ નથી

**પૂર્વપક્ષ** – તમે અમારો કહેવાનો ભાવ સમજતા નથી અમે જે કાર્યકારણભાવ બતાવ્યો છે, ત્યા 'એકસતાનત્વ' વિશેષણ છે અર્થાત્ એકસતાનગત જ પૂર્વઉત્તરક્ષણો વચ્ચે કાર્યકારણભાવ હોવાથી પૂર્વક્ષણે અનુભૂત વસ્તુનુ ઉત્તરક્ષણને સ્મરણ થશે આચાર્ય–શિષ્યબુદ્ધિ વચ્ચે અને માતા–પુત્રબુદ્ધિ વચ્ચે કાર્ય કારણભાવ હોવા છતા ત્યા એકસતાનતા નથી કેમકે આચાર્યબુદ્ધિક્ષણ શિષ્યબુદ્ધિક્ષણથી ભિન્ન સતાનગત છે એમ માતાબુદ્ધિક્ષણ પુત્રબુદ્ધિક્ષણથી ભિન્ન સતાનગત છે આમ તમે દર્શાવ્યો તેવો પ્રસ॰ આવતો નથી

**ઉત્તરપક્ષ** – આ બરાબર નથી કેમકે સતાન ક્ષણપરપરાથી ભેદાભેદ એમ બને વિકલ્પથી અસિદ્ધ છે તે આ પ્રમાણે→ સતાન ક્ષણપરપરાથી ભિન્ન છે કે અભિન્ન ? જો ક્ષણપરપરાથી અભિન્ન હોય, તો તે ક્ષણપરપરારૂપ જ છે, કોઈ સ્વતત્ર વસ્તુરૂપ નથી તેથી 'સતાન'શબ્દથી કોઈ વિશેષનુ સૂચન થતુ નથી

હવે જો સતાન ક્ષણપરપરાથી ભિન્ન હોય, તો એ સતાન પારમાર્થિક (=વાસ્તવિક) છે કે અપારમાર્થિક ? જો અપારમાર્થિક હોય, તો 'એકસતાનગત' એવુ 'કાર્યકારણભાવ' રૂપ હેતુનુ જે વિશેષણ છે, તે પોતે અસત્ હોઈ અકિચિત્કર છે એટલે કે વિશેષ્યના અર્થમા કોઈ વધારો કરવામા, વિશેષ્યનુ સ્વરૂપદર્શન કરાવવામા કે વિશેષ્યનો અન્યથી વ્યવચ્છેદ કરવામા એ વિશેષણ ઉપયોગી બનતુ નથી તેથી હેતુમા વ્યર્થવિશેષણરૂપ દૂષણ પણ હાજર થશે (વળી 'અસત્ વિશેષણથી વિશિષ્ટ વસ્તુ પણ અસત્ હોય' તેથી હેતુ પોતે જ અસત્ થઈ જશે તેથી તમારૂ અનુમાન પોતે અસત્ થઈ જશે અસત્ હેતુયુક્ત અનુમાન સત્ ન બની શકે )

જો આ સંતાન પારમાર્થિક હોય, તો તે સ્થિર છે કે ક્ષણિક છે ? જો ક્ષણિક છે તો સતાનમા ક્ષણપરપરાથી કોઈ વિશેષ આવ્યો નહિ અર્થાત્ જેમ ક્ષણપરપરા ક્ષણિક છે તેમ સતાન પણ ક્ષણિક છે એટલે બે વચ્ચે કોઈ તાત્ત્વિક ભેદ આવશે નહિ તેથી ક્ષણપરપરાને છોડી સતાનનો સ્વીકાર કરવો એ તો *"એક ચોરથી ગભરાયેલો બીજા ચોરના શરણે જાય"* એનુ સુદર અનુકરણ કરવા જેવુ છે હવે જો સતાન સ્થિર છે ! તો

तदभावे च अनुमानस्यानुत्थानमित्युक्तम् प्रागेव । अपि च, स्मृतेरभाव निहितप्रत्युन्मागणप्रत्यर्पणादिव्यवहारा विशीर्यरन् । *"इत एकनवते कल्पे शक्त्या मे पुरुषो हत । तेन कर्मविपाकेन पादे विद्धोऽस्मि भिक्षव ॥"* इति वचनस्य का गति ? एवमुत्पत्तिरुत्पादयति, स्थिति स्थापयति, जरा जर्जरयति, विनाशो नाशयतीति चतु क्षणिक वस्तु प्रतिजानाना अपि प्रतिक्षेप्या । क्षणचतुष्कानन्तरमपि निहितप्रत्युन्मार्गणादिव्यवहाराणा दर्शनात् । तदेवमनकदोषापातेऽपि य क्षणभङ्गमभिप्रैति तस्य महत् साहसम् ॥ इति काव्यार्थ ॥ १८ ॥

તમે સજ્ઞાભેદથી છૂપાયેલા આત્માનો જ સ્વીકાર કર્યો, અર્થાત્ આત્મા અને સતાન વચ્ચે માત્ર નામભેદ છે વાસ્તવમા તો બને એકરૂપ જ છે તેથી 'બધી સત્ વસ્તુ ક્ષણિક છે' એવો તમારો પ્રવાદ માત્ર બકવાસરૂપ છે આમ સંતાન જેવી કોઇ વિશિષ્ટ વસ્તુ સિદ્ધ નથી તેથી તે તમારા અનુમાનહેતુમા વિશેષણતરીકે અકિંચિત્કર છે તેથી જ તમારુ અનુમાન સિદ્ધ થઇ શકે તેમ નથી, કેમકે હેતુમા બળ નથી તેથી અમારા નિષ્કટક અનુમાનદ્વારા સિદ્ધ થશે કે ક્ષણિકવાદમા સ્મૃતિ ઘટી શકે નહિ

### સ્મૃતિના અભાવમા અનુમાનાદિવ્યવહારની અનુપપત્તિ

'સ્મૃતિના અભાવમા અનુમાનનુ ઉત્થાન પણ થઇ શકે નહિ' એ વાત પૂર્વે કહેલી જ છે વળી, સ્મૃતિના અભાવમા 'થાપણતરીકે મુકેલી વસ્તુ ફરીથી માગવી, અને એ પાછી આપવી' એ પણ બની શકે નહિ કેમકે થાપણ મુકનાર અને રાખનાર બને ક્ષણાન્તરમા નાશ પામ્યા છે હવે જે આપનાર અને માગનાર છે એ બને તો કોઇ અન્ય જ વ્યક્તિ છે અને એ બનેને કઇ પૂર્વના બનાવનુ સ્મરણ નથી તેથી પૂર્વની થાપણને યાદ રાખીને પાછી માગવી, અને પાછી આપવી વગેરે વ્યવહાર અનુપપન્ન થશે તથા *"હે ભિક્ષુઓ! આ ભવથી પૂર્વના એકાણુમા કલ્પે (=ભવે) મે શક્તિ (=એક શસ્ત્રવિશેષ) દ્વારા એક પુરુષને હણ્યો હતો તે કર્મના વિપાકથી મારો પગ વિધાયો છે "* આવા પ્રકારના બુદ્ધના વચનની શી ગતિ થશે ? ( કેમકે પૂર્વભવનુ જ્ઞાન જાતિસ્મરણરૂપ છે અને સ્મૃતિનો જ એક ભેદ છે તથા "આ ભવથી એકાણુમા ભવમાં મે હણ્યો" આ વચન બતાવે છે કે એકાણુમા ભવમા પણ એજ આત્મા વિદ્યમાન હતો અર્થાત સ્થિર એક આત્મા છે, તેથી 'નિરન્વયનાશ પામતી જ્ઞાનક્ષણો જ સત છે' તે વાત તથ્યહીન સિદ્ધ થાય છે ) એજ પ્રમાણે *"ઉત્પત્તિ ઉત્પન્ન કરે છે, સ્થિતિ સ્થાપે છે, જરા (=ઘડપણ) જર્જરિત કર છે અને વિનાશ વિનાશ કરે છે આમ ચારક્ષણમા ચારક્રિયા થાય છે અને વસ્તુ ચારક્ષણવાળી છે"* આવો મત પણ સમાનરીતે પ્રતિક્ષેપ્ય છે, કેમકે ચારક્ષણ પછી પણ થાપણ પાછી માગવી વગેરે વ્યવહારો થતા દેખાય છે આ પ્રમાણે અનેકદોષોનો આપાત હોવા છતા જે ક્ષણભગનો સ્વીકાર છે ખરેખર તેનુ આ મહાસાહસ છે = અવિચારી પગલુ છે એવ આ કાવ્યાર્થ પરિસમાપ્ત થયો ॥ ૧૮ ॥



अथ ताथागता क्षणक्षयपक्षे सर्वव्यवहारानुपपत्ति परैरुद्भावितामाकर्ण्य इत्थ प्रतिपादयन्ति–यत् सर्वपदार्थाना क्षणिकत्वेऽपि वासनावललब्धजन्मना ऐक्याध्यवसायेन ऐहिकामुष्मिकव्यवहारप्रवृत्ते कृतप्रणाशादिदोषा निरवकाशा एव इति । तदाकूत परिहर्तुकामस्तत्कल्पितवासनाया क्षणपरम्परातो भेदाभेदानुभयलक्षणे पक्षत्रयेऽप्यघटमानत्व दर्शयन् स्वाभिप्रेतभेदाभेदस्याद्वादमकामयमानानपि तानङ्गीकारयितुमाह →

सा वासना सा क्षणसन्ततिश्च नाभेदभेदानुभयैर्घटेते ।
ततस्तटादर्शिशकुन्तपोतन्यायात्त्वदुक्तानि परे श्रयन्तु ॥ १९ ॥

सा शाक्यपरिकल्पिता त्रुटितमुक्तावलीकल्पाना परस्परविशकलिताना क्षणानामन्योन्यानुस्यूतप्रत्ययजनिका एकसूत्रस्थानीया सन्तानापरपयाया वासना । वासनेति पूर्वज्ञानजनितामुत्तरज्ञाने शक्तिमाहु । सा च क्षणसन्ततिस्त–दर्शनप्रसिद्धा प्रदीपकलिकावत् नवनवोत्पद्यमानापरापरसदृशक्षणपरम्परा । एते द्वे अपि अभेदभेदानुभयन घटेते ॥

## વાસનાવાદનુ વિઘટન

પોતાના ક્ષણક્ષયવાદમા બીજાઓદ્વારા સવ્યવહારની આવા પ્રકારની અનુપપત્તિને ઉત્પન્ન કરાયેલી સાભળી બૌદ્ધો આ પ્રમાણે પ્રતિપાદન કરે છે→ *"બધા પદાર્થો ક્ષણિક જ છે પરતુ વાસનાના બળથી એકતાનો અધ્યવસાય ઉત્પન્ન થાય છે આ અધ્યવસાયદ્વારા જ ઈહલૌકિક-પારલૌકિક- વ્યવહારની પ્રવૃત્તિ થાય છે તેથી સ્વમતે કૃતપ્રણાશાદિદોષો નથી"*

આ બૌદ્ધોના તેવા પ્રકારના અભિપ્રાયનો પરિહાર કરવાની ઈચ્છાથી, તેઓએ કલ્પેલી વાસનાઓ ક્ષણપરપરાથી (૧) ભિન્ન (૨) અભિન્ન અને (૩) અનુભયરૂપ ત્રણે પક્ષે અસગત છે તે દર્શાવતા, અને સ્વાભિપ્રેત ભેદાભેદસ્યાદ્વાદનો તેઓ ઈચ્છતા ન હોવા છતા તેઓને અગીકાર કરાવતા કવિશ્રી કહે છે

**કાવ્યાર્થ** – તે વાસના અને તે ક્ષણસન્તતિ અભેદ, ભેદ અને અનુભય આ ત્રણે પક્ષે ઘટી શકતા નથી તેથી *"કિનારાને નહી દેખી શકતુ પક્ષીનુ બચ્ચુ ઊડી ઊડીને ફરીથી વહાણ ઉપર આવે છે"* આ ન્યાયથી તારા વચનનો બીજાઓ ભલે આશ્રય કરે

## વાસના અને ક્ષણસતતિ વચ્ચે સબધનો અભાવ

શાક્ય=બૌદ્ધોએ પરિકલ્પેલી ક્ષણપરપરા મોતીની તુટેલી માળા સદેશ પરસ્પરથી અસબદ્ધ ક્ષણોરૂપ છે અને એક દોરા જેવી વાસના આ બધી ક્ષણોના પરસ્પર અન્વયના બોધની જનની છે વાસનાનુ બીજુ નામ સન્તાન છે વાસના=ઉત્તરજ્ઞાનમા પૂર્વજ્ઞાનદ્વારા ઉત્પન્ન કરાયેલી શક્તિ તથા ક્ષણસતતિ=તેઓના દર્શનમા પ્રસિદ્ધ પ્રદીપના જ્યોત જેવી સતત નવી નવી ઉત્પન્ન થતી અત્યત સરખી ક્ષણોની પરપરા આ બન્ને (=વાસના અને ક્ષણસતતિ) (૧) અભેદ પક્ષ, (૨) ભેદ પક્ષ કે (૩) તદનુભય (ન ભેદ, ન અભેદ એવો પક્ષ) આ ત્રણે પક્ષથી ઉપપન્ન થઇ શક્તા નથી અર્થાત્ ત્રણેમાથી એકે પક્ષ દ્વારા આ બન્ને વચ્ચે સબધ નક્કી થઇ શક્તો નથી તેથી બેમાથી એક અસત્ સિદ્ધ થાય છે

અભેદ= તાદાત્મ્ય જો આ બન્ને વચ્ચે એકાતે અભેદ હોય, તો તો બન્ને એક જ થઇ જવાથી, તે બન્ને કા તો વાસનાસ્વરૂપ છે, કા તો ક્ષણપરપરાસ્વરૂપ છે, પરતુ બે સ્વતત્ર વસ્તુ નથી બે વસ્તુ પોતાનુ સ્વતત્રઅસ્તિત્વ પણ રાખે અને પરસ્પરથી એકાતે અભિન્ન પણ હોય એ બની ન શકે કેમકે *'જે વસ્તુ જેનાથી અભિન્ન*

न तावदभेदेन=तादात्म्येन ते घटते । तर्हि अभेदे वासना वा स्यात् क्षणपरम्परा वा, न द्वयम् । यद्धि यस्मादभिन्नं न तत् ततः पृथगुपलभ्यते, यथा घटाद् घटस्वरूपम् । केवलायां वासनायामन्वयिस्वीकारः । वास्याभावे च किं तया वासनीयमस्तु । इति तस्या अपि न स्वरूपमवतिष्ठते । क्षणपरम्परामात्राङ्गीकरणे च प्राञ्च एव दोषाः ॥

न च भेदेन ते युज्येते । सा हि भिन्ना वासना क्षणिका वा स्यात् अक्षणिका वा ? क्षणिका चेत् ? तर्हि क्षणेभ्यस्तस्या

---

*હોય, તે તેનાથી પૃથક્ ઉપલબ્ધ ન થાય જેમકે ઘટથી ઘટસ્વરૂપ અભિન્ન છે, તો ઘટથી તેનો પૃથક્ ઉપલમ્ભ થતો નથી "* આવો ન્યાય છે હવે જો વાસનાથી ક્ષણસંતતિ અભિન્ન હોવાથી 'માત્ર વાસના જ સત્ છે' તેમ સ્વીકારશો, તો અન્વયી=સ્થિર, અને જૂદી જૂદી ક્ષણોમા સબધ ધરાવનાર વસ્તુનો સ્વીકાર થશે તેથી ક્ષણિકવાદ નષ્ટ થશે વળી વાસનાથી જેઓને વાસિત કરવાના છે, એવી ક્ષણોનો અભાવ હોવાથી વાસના કોને વાસિત કરશે ? તેથી વાસનીયવસ્તુના અભાવમા તેને સાપેક્ષ એવી વાસના પણ અસિદ્ધ થશે કેમકે તેનુ સ્વરૂપ પણ અસત્ થશે માત્ર ક્ષણસતતિને સ્વીકારવામા આવતા દોષો તો પૂર્વે જ દર્શાવી ગયા છીએ

### ભેદ-અનુભયપક્ષે સબધની અસિદ્ધિ

ભેદપક્ષ પણ યુક્તિક્ષમ નથી તે આ પ્રમાણે→ આ ભિન્ન વાસનાઓ ક્ષણિક છે કે અક્ષણિક ? જો વાસનાઓ પણ ક્ષણિક હોય તો, ક્ષણોથી અલગરૂપે તેની કલ્પના કરવી વ્યર્થ છે અર્થાત્ તે પણ ક્ષણસ્વરૂપ જ છે જો વાસનાઓ અક્ષણિક અર્થાત્ ચિરસ્થાયી છે, તો પછી સર્યુ – ક્ષણિકવાદની કલ્પનાથી કેમકે આ ચિરસ્થાયી વાસનાઓની પૂર્વાપર ક્ષણપ્રવાહમા એક અન્વયી તત્ત્વતરીકે કલ્પના થશે અને તેમ માનવાથી 'સતમાત્ર ક્ષણિક છે' એવા આગમને બાધ આવશે કેમકે જો અક્ષણિકવાસના પણ સત્ હોઇ શકે, તો અન્ય વસ્તુઓને ક્ષણિક કલ્પવાનો પ્રયાસ વ્યસનમાત્ર (=આયાસમાત્ર) જ રહેશે સાર્થ બનશે નહિ

**પૂર્વપક્ષ** – અમે ક્ષણપરપરાથી વાસનાના અભેદ કે ભેદને સ્વીકારતા નથી પરતુ 'ન અભેદ અને ન ભેદ' એવા અનુભયપક્ષને સ્વીકારીએ છીએ કેમકે અભેદ કે ભેદ બેમાથી એકપણ પક્ષ સ્વીકારવામા પૂર્વોક્તદોષ આવે છે આ બને પક્ષનો અસ્વીકાર કરવાથી જ તે દોષો ટળી શકે

**ઉત્તરપક્ષ** – આ વિચાર બાલિશ છે કેમકે 'ભેદ અને અભેદ' એ વિધિ–નિષેધરૂપ છે તેથી એકતરના અભાવમા બીજાની અવશ્ય હાજરી હોવાથી એકના નિષેધમા બીજાનો સ્વીકાર થઇ જાય અર્થાત્ ભેદ નથી માનતો' એનો અર્થ જ એ થાય કે 'અભેદને સ્વીકારુ છુ' અને 'અભેદ અસ્વીકાર્ય છે' એનો અર્થ જ એ થાય કે "ભેદ ગ્રાહ્ય છે" આમ અનુભયપક્ષ અસગત છે, તેથી જે પક્ષ સ્વીકારાશે તે પક્ષગતદોષો ચોટશે અથવા તો વાસના અને ક્ષણસતતિ વચ્ચેના સબધને જો અનુભયરૂપ અગીકાર કરશો, તો તે અવસ્તુ (=અસત્) માનવાનો જ પ્રસંગ આવશે કેમકે પરદર્શનકારોના મતે વસ્તુ કા તો એકાતે ભિન્ન હોય, કા તો એકાતે અભિન્ન હોય આ બેને છોડી ત્રીજો કોઇ માર્ગ (=વિકલ્પ) જ નથી તેથી તદુભયાતીત (=તદનુભય) પક્ષ 'વન્ધ્યાપુત્રવત્' અસત્ જ છે આ પ્રમાણે ત્રણે વિકલ્પોથી ક્ષણપરપરા અને વાસનાની ઉપપત્તિ થઇ શકતી નથી તેથી પારિશેષ્યન્યાયથી[1] ભેદાભેદપક્ષ જ અગીકારને યોગ્ય છે

---

૧ પારિશેષ્ય ન્યાય=સંભવિત સઘળાય વિકલ્પોમાથી જ્યારે એક સિવાયના બાકીના વિકલ્પો અસંગત ઠરતા હોય, ત્યારે આ ન્યાયથી બાકી રહેલો વિકલ્પ સગત તરીકે સ્વીકૃત બની જાય છે અહીં 'ભેદ' અને 'અભેદ' પદ દ્વારા ચાર વિકલ્પો થઇ શકે (૧) માત્ર ભેદ, અભેદ નહિ (૨) માત્ર અભેદ, ભેદ નહિ (૩) ભેદ પણ નહિ, અભેદ પણ નહિ. (૪) ભેદાભેદ ઉભય=ભેદ પણ ખરો અને અભેદ પણ ખરો એમાથી આદિ ત્રણવિકલ્પો દોષજાળથી વ્યાપ્ત હોઇ અસત્ સિદ્ધ થવાથી ચોથો ભેદાભેદવિકલ્પ જ યુક્તિયુક્ત છે એમ આ ન્યાયથી સિદ્ધ થાય છે

पृथक्कल्पन व्यर्थम्। अक्षणिका चेत् ? अन्वयिपदार्थाभ्युपगमेनागमबाध । तथा च पदार्थान्तराणा क्षणिकत्वकल्पनाप्रयासा व्यसनमात्रम् ॥

**अनुभयपक्षेणापि न घटेते । स हि** कदाचित् एव ब्रूयात्, नाह वासनाया क्षणश्रेणितोऽभेद प्रतिपद्ये, न च भेद कित्वनुभयमिति । **तदप्यनुचितम्**। भेदाभेदयोर्विधिनिषेधरूपयोरेकतरप्रतिषेधेऽन्यतरस्यावश्य भावात् अन्यतरपक्षाभ्युपगम । तत्र च प्रागुक्त एव दोष । *अथवानुभयरूपत्वेऽवस्तुत्वप्रसङ्ग* । भेदाभेदलक्षणपक्षद्वयव्यतिरिक्तस्य मार्गान्तरस्य नास्तित्वात्। **अनार्हताना** हि वस्तुना भिन्नेन वा भाव्यम् अभिन्नेन वा, तदुभयातीतस्य वन्ध्यास्तनन्धयप्रायत्वात्। एव विकल्पत्रयेऽपि क्षणपरम्परावासनयोरनुपपत्तो पारिशेष्याद् भेदाभेदपक्ष एव कक्षीकरणीय । न च "*प्रत्येक यो भवेद् दोषो द्वयोर्भावे कथ न स ।*" इति वचनादत्रापि दोषतादवस्थ्यमिति वाच्यम्, **कुक्कुटसर्पनरसिहादिवद्**[1] जात्यन्तरत्वादनेकान्तपक्षस्य ॥

**પૂર્વપક્ષ** – '*પ્રત્યેકમા જે દોષ હોય, તે ઉભયની હાજરીમા કેમ ન આવે ?*' એવુ વચન છે તેથી ભેદાભેદપક્ષમા ભેદ અને અભેદ ઉભય હોવાથી ઉભયગત દોષો આવશે

**ઉત્તરપક્ષ** – ના, એમ નહિ બને કુકકુટસર્પ અને નરસિહવગેરેની જેમ આ ભેદાભેદઅનેકાન્તપક્ષ ભેદપક્ષ અને અભેદપક્ષથી વિલક્ષણ અન્યરૂપ જ છે એટલે અહી આ બન્ને પક્ષગત દોષ સભવી શકે તેમ નથી કેમકે જેમ કુકકુટસર્પમા કુકકુટત્વ અને સર્પત્વથી ભિન્ન કુકકુટસર્પત્વજાતિ છે અને નરસિહમા નરત્વ અને સિહત્વથી ભિન્ન નરસિહત્વજાતિ છે, તેમ ભેદાભેદપક્ષમા ભેદત્વ અને અભેદત્વથી ભિન્ન ભેદાભેદત્વ જાતિ છે

## જૈનમતે ક્ષણસતતિ અને વાસના

**પૂર્વપક્ષ** – જૈનમતે વાસના અને ક્ષણપરપરાનો સ્વીકાર કર્યો નથી, તેથી તે બન્નેને આશ્રયીને ભેદાભેદની ચિન્તા તેઓ કરે તે શી રીતે સાર્થક થશે ? અર્થાત્ જૈન મતે તો આ બન્ને વસ્તુ અસત્ છે તેથી અસત્ ના વિષયમા જૈનો આ પક્ષ સ્થાપે તે, અને તે સિદ્ધ કરવા પ્રયત્ન કરે એ, રેતીમાથી તેલ કાઢવા જેવી ચેષ્ટા છે

**ઉત્તરપક્ષ** – સ્યાદ્વાદી એવા અમારા મતે પણ ઉભય વસ્તુ છે તે આ પ્રમાણે→ સ્વમતે પણ પ્રતિક્ષણ નવા નવા પર્યાયો ઉત્પન્ન થાય છે, અને જૂના જૂના પર્યાયો નષ્ટ થાય છે આમ પર્યાયોઓને અપેક્ષીને ક્ષણિકતા અને ક્ષણપરપરા અભિમત જ છે એવ અતીતકાલીન, વર્તમાનકાલીન અને અનાગતકાલીન પર્યાયોની પરપરાનુ અનુસધાન કરનાર અન્વયી દ્રવ્ય પણ છે આમ દ્રવ્યને અપેક્ષીને અન્વયી વસ્તુ પણ છે, જેને તમે 'વાસના' નામ આપો છો આમ સજ્ઞાતર હોવા છતા તત્ત્વથી બન્ને એક હોઇ અમને અભિમત છે કેમકે વિદ્વાનપુરુષો માત્ર નામભેદને આગળ કરી વાદ કરવા બેસતા નથી કેમકે એ 'અતત્ત્વની ચિતા છે' અને 'અતત્ત્વનો આગ્રહ ન રાખવો' એ સજ્જનોનુ લક્ષણ છે આ પ્રતિક્ષણ ઉત્પત્તિવિનાશશીલ પર્યાયપરપરા અન્વયી દ્રવ્યથી કથચિત્ ભિન્ન છે, અને કથચિત્ અભિન્ન છે એ જ પ્રમાણે અન્વયીદ્રવ્ય પણ એ પર્યાયપરપરાથી કથચિત્ ભિન્ન અને કથચિત્ અભિન્ન છે આ બન્ને ભિન્નજ્ઞાન અને ભિન્ન સજ્ઞાના વિષય હોવાથી ભિન્ન છે તથા દ્રવ્યના જ તેવા તેવા પ્રકારના પરિણામથી પ્રતિક્ષણ નવા–નવા પર્યાયો ઉત્પન્ન થાય છે તેથી દ્રવ્યના જ પરિણામ હોઇ, પર્યાયો દ્રવ્યથી કથચિત્ અભિન્ન છે આની વિસ્તૃતચર્ચા સકળાદેશ અને વિકળાદેશના વ્યાખ્યાનના અવસરે આગળ બતાવાશે

१ यथा नरसिहे नरत्वसिहत्वोभयजातिव्यतिरिक्त नरसिहत्वाख्य जात्यन्तरम्, तद्वदित्यर्थ । कुक्कुटसर्पोऽपि क... कुक्कुटत्वसर्पत्वेत्युभयजातिव्यतिरिक्त कुक्कुटसपत्वजातिमान् प्राणिविशेष स्यात् ॥

ननु आर्हताना वासनाक्षणपरम्परयोरङ्गीकार एव नास्ति । तत्कथ तदाश्रयभेदाभेदचिन्ता चरितार्था इति चेत्? नैवम् । स्याद्वादवादिनामपि हि प्रतिक्षण नवनवपर्यायपरम्परोत्पत्तिरभिमतैव । तथा च क्षणिकत्वम् । अतीतानागतवर्तमानपर्यायपरम्परानुसंधायक चान्वयिद्रव्यम् । तच्च वासनेति मतान्तरभाषयाऽभिमतमेव । न खलु नामभेदाद् वाद कोऽपि कोविदानाम् । सा च प्रतिक्षणोत्पदिष्णुपर्यायपरम्परा अन्वयिद्रव्यात् कथंचिद् भिन्ना कथंचिदभिन्ना । तथा तदपि तस्या स्याद् भिन्न स्यादभिन्नम् इति । पृथक्प्रत्ययव्यपदेशविषयत्वाद् भेद, द्रव्यस्यैव च तथा परिणमनादभेद । एतच्च सकलादेशविकलादेशव्याख्यान पुरस्तात् प्रपञ्चयिष्याम ॥

अपि च, बौद्धमते वासनापि तावन्न घटते, इति निर्विषया तत्र भेदादिविकल्पचिन्ता । तल्लक्षण हि पूर्वक्षणेनोत्तरक्षणस्य वास्यता । न चास्थिरयोर्भिन्नकालतयान्योन्यासंबद्धयोश्च तयो वास्यवासकभावो युज्यते। स्थिरस्य संबद्धस्य च वस्त्रादेर्मृगमदादिना वास्यत्व दृष्टमिति ॥

## બૌદ્ધમતે વાસના અસગત

વળી બૌદ્ધમતે વાસના જ અસગત છે, તેથી "ક્ષણપરપરાથી તે ભિન્ન છે, કે અભિન્ન ?" એવી વિચારણા નિર્વિષય છે "ઉત્તરક્ષણની પૂર્વક્ષણદ્વારા વાસિત થવાની યોગ્યતા" વાસનાનુ લક્ષણ છે એટલે કે પૂર્વક્ષણ વાસક છે, અને ઉત્તરક્ષણ વાસ્ય છે આ વાસ્યવાસકભાવ તો જ ઉપપન્ન થાય, જો એ બન્ને પરસ્પર સબદ્ધ હોય અને બન્ને વચ્ચે પરસ્પર સબદ્ધતા તો જ ઉપપન્ન થાય, જો બન્ને ભિન્નકાલીન ન હોય તથા બન્નેમા અભિન્નકાલીનતા તો જ આવે, જો બન્ને સ્થિર હોય અર્થાત્ ક્ષણિક ન હોય (અહી એ સમજી લેવુ કે વાસ્ય-વાસક વસ્તુઓ ઉત્પત્તિ અને વિનાશની અપેક્ષાએ ભિન્નકાલીન હોય, તેમા દોષ નથી બન્ને સ્થિતિની અપેક્ષાએ કમ સે કમ અમુકકાળ સુધી સમકાલીન હોવા જોઇએ, એક કાળે ઉપલબ્ધ થવા જોઇએ, તો જ વાસક-વાસ્ય વચ્ચે સબધ સ્થપાય અને વાસનાસગ્રન્તિ થઇ શકે- આ તાત્પર્ય છે ) જ્યારે બૌદ્ધમતે પૂર્વક્ષણ અને ઉત્તરક્ષણ આ બન્ને ક્ષણિક છે, તેથી અસ્થિર છે પૂર્વક્ષણ વખતે ઉત્તરક્ષણનુ અને ઉત્તરક્ષણ વખતે પૂર્વક્ષણનુ અસ્તિત્વ નથી તેથી બન્ને ભિન્નકાલીન હોવાથી એકબીજા સાથે સબદ્ધ થઇ શકે નહિ, કેમકે સબધ બે સબધીમા રહે છે અને અહી તો બન્ને સબધીક્ષણો એકીસાથે ઉપલબ્ધ થતા નથી તેથી એકસબધીના અભાવમા સબધનો પણ અભાવ આવે છે તેથી બન્ને ક્ષણો પરસ્પરસબદ્ધ થઇ શકતા નથી આમ ક્ષણિક હોઇ પરસ્પરઅસબદ્ધ ક્ષણોમા વાસ્ય-વાસકભાવ અયોગ્ય છે, કેમ કે સ્થિર અને સબદ્ધ વસ્ત્રાદિમા જ કસ્તુરી વગેરેથી વાસ્યતા જોવા મળે છે

## આલયવિજ્ઞાનવાદનુ ખડન

**પૂર્વપક્ષ** - પૂર્વચિત્તની સાથે જ એક ચેતનાવિશેષ ઉત્પન્ન થાય છે આ ચેતનાવિશેષ પૂર્વચિત્તની શક્તિથી યુક્તઉત્તરચિત્તને ઉત્પન્ન કરે છે, આમ પૂર્વક્ષણની શક્તિથી વિશિષ્ટ ઉત્તરક્ષણની ઉત્પત્તિ જ વાસના છે તે પ્રક્રિયા આ પ્રમાણે છે→ પૂર્વચિત્ત 'પ્રવૃત્તિવિજ્ઞાન' છે આ પ્રવૃત્તિવિજ્ઞાન રૂપાદિને પોતાના વિષય

૧ પવનદ્વારા સમુદ્રમા ઉઠતી લહેરોની જેમ આલયવિજ્ઞાનમાં આલમ્બન, સમનન્તર, સહકારી અને અધિપતિ પ્રત્યયોદ્વારા પ્રવૃત્તિવિજ્ઞાનના ધર્મો ઉત્પન્ન થાય છે અવિકલ્પકપ્રવૃત્તિવિજ્ઞાન=જે જ્ઞાનમા જૂદા જૂદા આકારરૂપે નીલાદિ વસ્તુઓનો પ્રતિભાસ થાય વિકલ્પકપ્રવૃત્તિવિજ્ઞાન=જે વિજ્ઞાન માત્ર વિકલ્પરૂપ જ હોય અર્થાત્ જે વિજ્ઞાનમા બધા પદાર્થો માત્ર વિજ્ઞાનરૂપે જ ભાસે પદાર્થરૂપે નહીં તે વિકલ્પવિજ્ઞાન સૌત્રાન્તિક બૌદ્ધના મતે વસ્તુ બાહ્ય અને આન્તર એમ બે ભેદવાળી છે બાહ્ય વસ્તુ 'ભૂત' અને 'ભૌતિક' એમ બે ભેદવાળી છે પૃથ્વીવગેરેચાર પરમાણુપુજ 'ભૂત' છે અને રૂપઆદિ તથા ચક્ષુવગેરે 'ભૌતિક' છે આન્તરવસ્તુના ચિત્ત (=ચૈત્તિક) અને ચૈત એમ બે ભેદ છે તેમા વિજ્ઞાન 'ચિત્ત' અથવા 'ચૈત્તિક' છે રૂપ, વેદના, સજ્ઞા અને સસ્કારસ્કન્ધો 'ચૈત્ત' છે પ્રવૃત્તિવિજ્ઞાનના સમાનકાળે ઉત્પત્તિશાળી અહકારયુક્ત ચેતનાવિજ્ઞાન આલયવિજ્ઞાન કહેવાય છે

अथ पूर्वचित्तसहजात् चेतनाविशेषात् पूर्वशक्तिविशिष्टं चित्तमुत्पद्यते, सोऽस्य शक्तिविशिष्टचित्तोत्पादो वासना। तथाहि। पूर्वचित्तं रूपादिविषयं प्रवृत्तिविज्ञानं यत्तत् षड्विधं। पञ्च रूपादिविज्ञानान्यविकल्पकानि षष्ठं च विकल्प-[1] विज्ञानम्। तेन सह जातः समानकालश्चेतनाविशेषोऽहङ्कारास्पदमालयविज्ञानम्। तस्मात् पूर्वशक्तिविशिष्टचित्तोत्पादो वासनेति ॥

तदपि न। अस्थिरत्वाद्वास्यवासकयोरसम्बन्धाच्च। यश्चासौ चेतनाविशेषः पूर्वचित्तसहभावी, स न वर्तमाने चेतस्युपकारं करोति। वर्तमानस्याशक्यापनेयोपनेयत्वेनाविकार्यत्वात् ॥ तद्धि यथाभूतं जायते तथाभूतं विनश्यतीति। नाप्यानागते उपकारं करोति। तेन सहासम्बद्धत्वात्। असम्बद्धं च न भावयतीत्युक्तम्। तस्मात् सौगतमते वासनापि न घटते। अत्र च स्तुतिकारेणाभ्युपत्यापि ताम्, अन्वयिद्रव्यव्यवस्थापनाय भेदाभेदादिचर्चा विरचितेति भावनीयम्।

બનાવે છે. આ પ્રવૃત્તિવિજ્ઞાન રૂપ, રસ, ગંધ સ્પર્શ, શબ્દ અને વિકલ્પ એમ છ વિજ્ઞાનાત્મક છે. આ પ્રવૃત્તિવિજ્ઞાનરૂપ પૂર્વચિત્ત જે કાળે ઉત્પન્ન થાય છે, તે જ કાળે ચેતનાવિશેષ ઉત્પન્ન થાય છે. આ ચેતનાવિશેષ અહંકારનું સ્થાન હોઇ તેને 'આલયવિજ્ઞાન' કહે છે. આનાથી પૂર્વચિત્તની શક્તિથી યુક્ત ઉત્તરચિત્તની ઉત્પત્તિ થાય છે. આ 'આલયવિજ્ઞાન' જ 'વાસના' તરીકે ઇષ્ટ છે.

**ઉત્તરપક્ષ** – આ કથન પણ બરાબર નથી. કેમકે 'વાસક' અને 'વાસ્ય' બંને ક્ષણિક છે. તથા વાસ્ય ચિત્તક્ષણનો વાસકચિત્તક્ષણસાથે સંબંધનો પણ અભાવ છે. અર્થાત્ વાસ્યચિત્તક્ષણ વાસકચિત્તક્ષણસાથે સંબંધિત નથી. વળી વર્તમાનચિત્તક્ષણ જેવા પ્રકારની ઉત્પન્ન થાય છે, તેવા જ પ્રકારની વિનાશકાળે હોય છે. તે ચિત્તક્ષણમાં કોઇપણ જાતનો ઘટાડો કે વધારો કરવો અશક્ય છે. એ જ પ્રમાણે તેની ગુણવત્તા કે કાર્યક્ષમતામાં પણ ઓછાવત્તાપણું કરી શકાતું નથી. તેથી પૂર્વચિત્તક્ષણ સાથે ઉદ્ભવતી એ ચેતનાવિશેષ વર્તમાનચિત્તક્ષણપર કોઇ પણ પ્રકારનો ઉપકાર કરવા અસમર્થ છે. એ જ પ્રમાણે તે ચેતનાવિશેષ ભવિષ્યકાલીન ચિત્તક્ષણો પર પણ ઉપકાર કરવા માટે અસમર્થ છે, કેમકે તે ચિત્તક્ષણોસાથે ચેતનાવિશેષને સંબંધ નથી. કેમકે ચેતનાવિશેષ અને તે ભવિષ્યકાલીનચિત્તક્ષણો વચ્ચે વર્તમાનચિત્તક્ષણનું વ્યવધાન છે અને અસંબદ્ધવસ્તુ બીજાને ભાવિત કરી શકે નહિ, એ વાત પૂર્વે દર્શાવી જ છે. તેથી સૌગતમતે વાસના જ અસંગત છે.

**શંકા** – જો વાસના જેવી વસ્તુ જ સંગત ન હોય, તો સ્તુતિકારે ક્ષણપરંપરા સાથેની તેની ભેદાભેદની ચર્ચા શા માટે કરી?

**સમાધાન** – અલબત્ત, વાસના પોતે અવસ્તુ છે. છતા પણ, બૌદ્ધોને અનિષ્ટ એવા અન્વયી દ્રવ્યની તેઓ દ્વારા જ વ્યવસ્થા કરાવવા તે વાસનાનો સ્વીકાર કરીને ભેદાભેદની ચર્ચા દર્શાવી. (પૂર્વપક્ષનો કોઇક સિદ્ધાંત સ્વમતે માન્ય ન હોય તો પણ, 'તે સિદ્ધાંત પૂર્વપક્ષના જ અન્ય સિદ્ધાંતોથી સિદ્ધ થઇ શકતો નથી અને તેના બદલે સ્વપક્ષના સિદ્ધાંતોથી જ યુક્તિયુક્ત બને છે' તે દર્શાવવા માટે, અથવા 'તે સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં બીજા અનેક સિદ્ધાંતોની ચટણી થાય છે' તે દર્શાવવા પૂર્વપક્ષના સિદ્ધાંતનો અભ્યુપગમ કરવામાં દોષ નથી.)

## તટાદર્શી શકુન્તપોત ન્યાયની ચરિતાર્થતા

એવં ભેદ, અભેદ અને તદનુભય આ ત્રણે પક્ષે દોષનો સદ્ભાવ છે, તેથી આ માયાપુત્ર=બૌદ્ધો બીજો આરો ન રહેવાથી ભેદાભેદસ્યાદ્વાદના સંવાદથી પવિત્ર બનેલા આપના = શ્રીવીતરાગના વચનોનો આદર ભલે કરે

[1] तत्रालयविज्ञानं नामाहमास्पदं विज्ञानम्। नीलाद्युल्लेखि च विज्ञानं प्रवृत्तिविज्ञानम्। लंकावतार सूत्र – ११–९९

अथोत्तरार्द्धव्याख्या । तत इति पक्षत्रयेऽपि दोषसद्भावात् त्वदुक्तानि=भवद्वचनानि भेदाभेदस्याद्वादसंवादपूतानि, परे=कुतीर्थ्या प्रकरणात् मायातनया श्रयन्तु=आद्रियन्ताम् । अत्रोपमानमाह — तटादर्शीत्यादि । तट न पश्यतीति तटादर्शी । य शकुन्तपोत=पक्षिशावक तस्य न्याय उदाहरणम् तस्मात् । यथा किल कथमप्यपारपारावारान्त पतित काकादिशकुनिशावको वहिनिर्जिगमिषया प्रवहणकूपस्तम्भादेग्नटप्राप्तय मुग्धतयोड्डीन , समन्ताज्जलैकार्णवमेवावलोक्य—स्तटमदृष्ट्वैव निर्वेदाद् व्यावृत्य तदेव कूपस्तम्भादिस्थानमाश्रयत, गत्यन्तराभावात् । एव तेऽपि कुतीर्थ्या प्रागुक्तपक्षत्रयेऽपि वस्तुसिद्धिमनासादयन्तस्त्वदुक्तमेव चतुर्थ भेदाभेदपक्षमनिच्छयापि कक्षीकुर्वाणास्त्वच्छासनमेव प्रतिपद्यन्ताम् । न हि स्वस्य बलविकलतामाकलय्य बलीयस प्रभो शरणाश्रयण दोषपोषाय नीतिशालिनाम् । त्वदुक्तानीति बहुवचन सर्वेषामपि तन्त्रान्तरीयाणा पदे पदेऽनेकान्तवादप्रतिपत्तिरेव यथावस्थितपदार्थप्रतिपादनौपयिकी, नान्यदिति ज्ञापनार्थम्, अनन्तधर्मात्मकस्य सर्वस्य वस्तुन सर्वनयात्मकेन स्याद्वादेन विना यथावद् ग्रहीतुमशक्यत्वात्, इतरथान्धगजन्यायेन पल्लवग्राहिताप्रसङ्गात् ॥

અહી કવિએ કિનારાને જોવામા અસમર્થ એવા પક્ષીના બચ્ચાની ઉપમા દર્શાવી છે જેમ, કોઇક કારણથી અફાટ સમુદ્રની વચ્ચે આવી પડેલુ કાગડાવગેરેપક્ષીનુ મુગ્ધ બચ્ચુ કિનારાપર પહોચવા વહાણના થાભળા પરથી વારવાર ઊડે છે, ચારે બાજૂ ઘુમે છે પરતુ તે પક્ષીની દૃષ્ટિમા સર્વત્ર પાણી જ પાણી દેખાય છે એક પણ બાજુ કિનારો દેખાતો નથી આમ વારવાર ઊડવાથી એક બાજૂ થાક લાગે છે, તો બીજી બાજૂ કિનારાના કોઇ એંધાણ દેખાતા નથી તેથી ત્રાસ પામી અને ખિન્ન થઇ ફરીથી તે થાભળાનો જ આશરો લે છે કેમકે આવા મધદરિયે બીજો કોઇ આશરો પણ દેખાતો નથી બસ આવી જ હાલત આ બિચારા પરદર્શનકારોની છે આ દર્શનકારો પણ તારા દર્શનથી ભિન્ન વિકલ્પોને શોધવા ખૂબ જ મથે છે તે ભેદાભેદ સ્યાદ્વાદનો સ્વીકાર કર્યો છે તો તેઓ એકાત ભેદ, એકાતઅભેદ અથવા તદનુભયવિકલ્પોનો સહારો લેવા બુદ્ધિનુ દહિ કરી નાખે છે છતા પણ તેઓ એ ત્રણે વિકલ્પ દ્વારા વસ્તુને સિદ્ધ કરી શકતા નથી અરે પોતાના સિદ્ધાતને પણ સ્થિર કરી શકતા નથી તેથી ખિન્ન થયેલા તેઓ ઇચ્છા ન હોવા છતા અન્ય કોઇ વિકલ્પ ન હોવાથી બળાત્કારે તારા ભેદાભેદપક્ષનો સ્વીકાર કરે છે આમ તારા શાસનને અનિચ્છાથી પણ મસ્તકે ચડાવે છે અલબત્ત, તેઓએ આ પ્રમાણે તારી આજ્ઞાને માથે ચડાવવામા લજ્જા રાખવાની જરૂર નથી કેમકે 'પોતાને દુર્બળ જાણીને બળવાન્ સ્વામીનુ શરણ લેવુ' એ નીતિમાન્ પુરુષો માટે અયોગ્ય નથી, કેમકે એ શરણ દોષોને પુષ્ટ કરતુ નથી બલ્કે દોષોનો હ્રાસ જ કરે છે એમ તારા વચનના સ્વીકારથી તેઓને દોષ આવવાનો નથી. બલ્કે યથાસ્થિતવસ્તુનો બોધ થવાથી તેઓના અજ્ઞાનાદિદોષોનો હ્રાસ જ થશે ડગલેને પગલે અનેકાતવાદનો સ્વીકાર જ પદાર્થોના યથાશક્તિ બોધમા ઉપાયભૂત છે આ વાત સઘળાય પરદર્શનકારોને દર્શાવવાના હેતુથી અહી 'ત્વદુક્તાનિ' એમ બહુવચનનો નિર્દેશ છે

શકા – સર્વત્ર સ્યાદ્વાદથીજ યથાર્થ વસ્તુઅવબોધ થાય, એકાન્તવાદથી ન જ થાય, તેમા કારણ શુ છે ?

સમાધાન '– જગતની તમામ વસ્તુઓ અનન્તધર્માત્મક છે આ ધર્મો પરસ્પર વિરોધી પણ છે આ અનતધર્માત્મકવસ્તુનુ યથાવદ્ ગ્રહણ સર્વનયાત્મકસ્યાદ્વાદ વિના સભવી શકે નહિ દરેક એકાતવાદ ભિન્ન-ભિન્નનયરૂપ છે અને તેઓ વસ્તુના આશિક ધર્મોને જ ગ્રહણ કરે છે જ્યારે તે સઘળાય નયો ભેગા મળે, ત્યારે જ વસ્તુના સર્વઅશો ગ્રહણ થઇ શકે અને 'સઘળાય નયોનો સમુદાય' જ સ્યાદ્વાદ છે એક નયને જ લક્ષમા રાખી વસ્તુને ગ્રહણ કરવામા તો ' અન્ધગજ ' ન્યાયથી પલ્લવગ્રાહિતા (બધી બાબતમા થોડુ થોડુ જાણનાર, પણ કશામા નિષ્ણાત ન હોય તથા પરાભવની બુદ્ધિથી બીજાને પૂછે નહિ તે પલ્લવગ્રાહી) નો

श्रयन्तीति वर्तमानान्त केचित्पठन्ति, तत्राप्यदोष । अत्र च समुद्रस्थानीय ससार, पोतसमान त्वच्छासनम्, कूपस्तम्भसनिभ स्याद्वाद । पक्षिपोतोपमा वादिन । ते च स्वाभिमतपक्षप्ररूपणोड्डयनेन मुक्तिलक्षणतटप्राप्तये कृतप्रयत्ना अपि तस्माद् इष्टार्थसिद्धिमपश्यन्तो व्यावृत्त्य स्याद्वादरूपकूपस्तम्भालङ्कृततावकीनशासनप्रवहणोपसर्पणमेव यदि शरणीकुर्वते, तदा तेषा भवार्णवाद् वहिनिष्क्रमणमनोरथ सफलता कलयति नापरथा ॥ इति काव्यार्थ ॥ १९ ॥

પ્રસગ છે

## દૃષ્ટાન્તનો ઉપનય

કેટલાક અહી 'શ્રયન્તુ' ને બદલે 'શ્રયન્તિ' એમ વર્તમાનકાળનો પ્રયોગ સ્વીકારે છે તેમ માનવામા પણ દોષ નથી હવે ટીકાકારશ્રી ઉપમાનની ઘટના સ્વય કરે છે સમુદ્ર=સસાર, વહાણ=ભગવાનનુ શાસન વહાણનો કૂપસ્તભ=સ્યાદ્વાદ પક્ષીનુ બચ્ચુ=વાદી પરદર્શનકારો પક્ષીનુ ઉડવુ= પરવાદીઓની પોતાના મતની પ્રરૂપણા કિનારો=મુક્તિ=મોક્ષ તેઓ સ્વમતની પ્રરૂપણાદ્વારા સ્વઇષ્ટની સિદ્ધિ ન થવાથી પાછા ફરીને સ્યાદ્વાદરૂપી કૂપસ્તભથી અલકૃત એવા ભગવાનના શાસનરૂપ વહાણનો આશરો લે છે જો તેઓ આ પ્રમાણે શરણ સ્વીકારે, તો જ તેઓ ભવસમુદ્રમાથી બહાર નીકળવાના પોતાના મનોરથોને સફળ કરી શકે, અન્યથા નહિ

દૃષ્ટાતસાર :- અનાદિકાલીનસસારવાસનાઆદિને કારણે બધા જીવો સસારની મધ્યમા ગરકાવ થયા છે આ અમર્યાદિત સસારના ચકરાવામાથી બહાર નીકળવા જૈનશાસન સિવાય અન્ય કોઇ ઉપાય નથી કેમકે આ જૈનશાસન સ્યાદ્વાદના મૂળપાયા પર રચાયેલુ છે બીજાઓ સ્યાદ્વાદને છોડી બીજી ગમે તેટલી કલ્પનાઓ કરે, તે બધી કલ્પનાઓ અસત્ પાયા પર રચાયેલી હોઇ ટકી શકતી નથી તેથી એ કલ્પનાના પાયા પર પ્રવૃતિઓ ગમે તેટલી થાય, એ બધી 'માલ વિનાના બારદાન' જેવી હોઇ ફળદ બનતી નથી તેથી અગર જો, તેઓએ વાસ્તવમા સસારથી છૂટકારો મેળવવો હોય, અને અગર જો, તેઓએ મોક્ષ મેળવવો હોય, તો સ્યાદ્વાદસિદ્ધાતનો અને તે દ્વારા જૈન શાસનનો સ્વીકાર કરવો જ પડશે અન્યથા ગમે તેટલા ફાફા મારે સસારના આવર્તમાથી તેઓ છટકી શકે તેમ નથી

**આ પ્રમાણે આ કાવ્યાર્થ પરિપૂર્ણ થયો ॥ ૧૯ ॥**



एव क्रियावादिना[1] प्रावादुकाना कतिपयकुग्रहनिग्रह विधाय साप्रतमक्रियावादिना लौकायतिकाना[2] मत सर्वाधमत्वादन्त उपन्यस्यन् तन्मतमूलस्य प्रत्यक्षप्रमाणस्यानुमानादिप्रमाणान्तरानङ्गीकारेऽकिंचित्करत्वप्रदर्शनेन तेषा प्रज्ञाया प्रमादमादर्शयति–

विनानुमानेन पराभिसन्धिमसविदानस्य तु नास्तिकस्य ।
न साम्प्रत वक्तुमपि क्व चेष्टा क्व दृष्टमात्र च हहा ! प्रमाद ॥ २० ॥

प्रत्यक्षमेवैक प्रमाणमिति मन्यते चार्वाक । तत्र सन्नह्यते । *अनु*=पश्चाद् लिङ्गसम्बन्धग्रहणस्मरणानन्तरम्, *मीयते*=परिच्छिद्यते देशकालस्वभावविप्रकृष्टोऽर्थोऽनेन ज्ञानविशेषेण इत्यनुमान, प्रस्तावात् स्वार्थानुमानम्[3] । *तेनानुमानेन*=लैङ्गिकप्रमाणेन विना *पराभिसन्धि*=पराभिप्रायम्, *असंविदानस्य*–सम्यग् अजानानस्य । तुशब्द पूर्ववादिभ्यो भेदद्योतनार्थ । पूर्वेषा वादिनामास्तिकतया विप्रतिपत्तिस्थानेषु क्षोद कृत, नास्तिकस्य तु वक्तुमपि नौचिती,

## નાસ્તિકવાદનુ નિરાકરણ

**આ** પ્રમાણે ક્રિયાવાદી=આત્માના અસ્તિત્વને સ્વીકારનારા દર્શનવાદીઓના કેટલાક કુગ્રહોનો નિગ્રહ કર્યો હવે કવિશ્રી અક્રિયાવાદી=આત્માના અસ્તિત્વનો સ્વીકાર નહી કરનારા નાસ્તિકોના મતનુ નિરાકરણ કરે છે નાસ્તિકો 'લૌકાયતિક' નામથી પણ ઓળખાય છે

શકા .– આ દર્શનસાથે તો બધા આસ્તિકદર્શનોને વિરોધ છે તેથી આ દર્શનનો નિગ્રહ તો સૌ પ્રથમ કરવો જોઈએ તેને બદલે સૌથી છેલ્લે કરવો બરાબર નથી

સમાધાન – અલબત્ત, આ દર્શનસાથે બધાને વિરોધ છે છતા પણ આ દર્શન આત્મા, પરલોક અને મોક્ષ જેવી વસ્તુઓનો નિષેધ કરે છે, અને માત્ર આલોકની જ ચિતા કરે છે આલોકમા કોઈપણ જાતની મર્યાદા વિના ભોગ ભોગવી લેવાની માન્યતા આ દર્શનની છે આવી માન્યતા અધમ સિવાય અન્યમા સભવી શકે નહિ આમ આ દર્શન સર્વદર્શનોમા અધમતમ છે, અને "અધમનુ નામ આરભે લેવુ' એ શિષ્ટપુરુષોનો આચાર નથી તેથી જ શિષ્ટ કવિશ્રીએ તે દર્શનનો ઉપન્યાસ સૌથી છેલ્લે કર્યો છે આ દર્શનનો પાયો પ્રત્યક્ષપ્રમાણપર રચાયેલો છે તેઓ અનુમાનાદિને પ્રમાણરૂપે સ્વીકારતા નથી આમ તેઓએ અન્યપ્રમાણોનો અગીકાર કર્યા વિના પ્રત્યક્ષપ્રમાણનો અગીકાર કર્યો છે તે વ્યર્થ છે તેથી તેઓની બુદ્ધિ સ્ખલિત થઈ છે, તેમ દર્શાવતા કવિશ્રી કહે છે–

કાવ્યાર્થ – અનુમાન વિના નાસ્તિકો બીજાના આશયને સમજી શકતા નથી તેથી તેઓને તો બોલવુ પણ ઉચિત નથી, કેમકે ચેષ્ટા (=ઈગિત) અને પ્રત્યક્ષદર્શન વચ્ચે ઘણુ અતર છે ખરેખર તેઓની આ સ્ખલના અત્યત શોચનીય છે !

ચાર્વાક – પાચ ઈન્દ્રિયો દ્વારા જે વિષયોનુ સાક્ષાત્ જ્ઞાન થાય, તે જ સત્ વસ્તુ છે અને તે વિષયોને

---

१ क्रियावादिना नाम येषामात्मनोऽस्तित्व प्रत्यविप्रतिपत्ति । ये त्वक्रियावादिनस्तेऽस्तीति क्रियाविशिष्टमात्मान नेच्छन्त्येव, अस्तित्व वा शरीरेण सहैकत्वान्यत्वाभ्यामवक्तव्यत्वमिच्छन्ति । २ लोका निर्विचारा सामान्यलोकास्तद्वदाचरन्ति स्मेति लोकायता लौकायतिका इत्यपि । बृहस्पतिप्रणीतमतत्वेन बार्हस्पत्याश्चेति । षड्दर्शनसमुच्चयोपरि गुणरत्नटीकाया। ३ अनुमान द्विविध स्वार्थं परार्थं च । तत्र हेतुग्रहणसम्बन्धस्मरणकारक साध्यविज्ञान स्वार्थम् । पक्षहेतुवचनात्मक परार्थमनुमानमुपचारात् । प्रमाणनयतत्त्वालोकालङ्कार ३–१०, २३ ।

कुत एव तेन सह क्षोद इति तुशव्दार्थ । नास्ति परलोक , पुण्यम्, पापम् इति वा मतिरस्य । "नास्तिकास्तिकदष्टिकम्" इति निपातनात् नास्तिक । तस्य *नास्तिकस्य*=लोकायतिकस्य, वक्तुमपि न *साप्रत*–वचनमप्युच्चारयितु नोचितम् । ततस्तूष्णीभाव एवास्य श्रेयान्, दूरे प्रामाणिकपरिषदि प्रविश्य प्रमाणोपन्यासगोष्ठी ॥

वचन हि परप्रत्यायनाय प्रतिपाद्यते । परेण चाप्रतिपित्सितमर्थ प्रतिपादयन् नासो सतामवधेयवचनो भवति, उन्मत्तवत्। ननु कथमिव तूष्णीकतवाग्य श्रेयसी, यावता चेष्टाविशेपादिना प्रतिपाद्यस्याभिप्रायमनुमाय सुकरमवान

ગ્રહણ કરનાર એક પ્રત્યક્ષ જ પ્રમાણભૂત છે પ્રત્યક્ષથી ભિન્ન અનુમાનાદિ પ્રમાણરૂપ જ નથી તેથી અનુમાન વગેરેથી ગ્રાહ્ય પદાર્થો પણ શી રીતે હોઇ શકે ?

જૈન – જો અનુમાનવગેરે પ્રમાણ ન હોય, તો બીજાના આશયોને જાણી શકાય નહી અનુમાન 'લૈ ગિક પ્રમાણ' પણ કહેવાય છે અનુમાન પ્રક્રિયા→ સૌ પ્રથમ પ્રત્યક્ષાદિથી લિગી (-સાધ્ય) સાથે લિગ (=હેતુ) ના સબધનુ જ્ઞાન થાય છે પછી, લિગના દર્શનાદિવખતે તે સબધનુ સ્મરણ થાય છે તે દ્વારા દેશ, કાળ અને સ્વભાવથી વ્યવહિત પદાર્થનુ જ્ઞાન થાય છે આ પ્રમાણે દેશાદિથી વિપ્રકૃષ્ટઅર્થનો પ્રકાશ જે જ્ઞાનદ્વારા થાય, તે જ્ઞાન અનુમાન કહેવાય છે આ અનુમાન બે પ્રકારના છે (૧) સ્વાર્થઅનુમાન – ઉપરોક્ત જે સ્વરૂપ બતાવ્યુ તે સ્વાર્થ અનુમાનનુ છે અહી પ્રસ્તુત પણ તે જ અનુમાન છે ( (૨) બીજાના બોધને માટે જેમા પક્ષ હેતુ વગેરેનો ઉલ્લેખ હોય તે પરાર્થ અનુમાન કહેવાય ) અનુમાનની સહાય વિના બીજાના મનના ભાવો સમજી શકાય નહી તેથી અનુમાનને પ્રમાણ તરીકે નહી સ્વીકારનારા નાસ્તિકો વચન પણ ઉચ્ચારી શકે તેમ નથી આગળના શ્લોકોમા જેઓની સાથે ચર્ચા કરી, તે બધા આસ્તિકદર્શન હતા તેથી તેઓની સાથે જ્યા વિસવાદ હતો, ત્યા તેઓ સાથે વાદ કરીને તેઓનુ ખડન કર્યુ જ્યારે નાસ્તિકો તો વચનનો ઉચ્ચાર પણ કરી શકે તેમ નથી તેથી તેઓ પ્રામાણિક સભામા આવીને પ્રમાણના ઉપન્યાસની ચર્ચા કરે અને તેઓની સાથે વાદ થાય, ઇત્યાદિ તો સભવી જ શકે નહિ

'પરલોક' 'પુણ્ય' કે 'પાપ' નથી એવી જેની બુદ્ધિ હોય, તે નાસ્તિક કહેવાય અહી नास्तिकास्तिकदष्टिकम्' એવા સૂત્રથી 'નાસ્તિ' શબ્દ પર 'इक' તદ્ધિત પ્રત્યય લાગીને 'નાસ્તિક' એવો નિપાત થયો છે નાસ્તિક 'લૌકાયતિક' કે 'ચાર્વાક' કે 'બાર્હસ્પત્ય' પણ કહેવાય છે

### નાસ્તિકમતે પરાભિપ્રાયના જ્ઞાનની અસિદ્ધિ

બીજાને સ્વાભિપ્રાયનુ જ્ઞાન કરાવવા વચનપ્રયોગ કરાય છે પરતુ જો જે બીજાને એ જ્ઞાનની ઇચ્છા ન હોવા છતા પ્રતિપાદન કરે, તો ઉન્મત્તના વચનોની જેમ તેના વચનો સજ્જનોને આદરણીય બનતા નથી અને અનતિશયજ્ઞાની બીજાની ઇચ્છા કે અનિચ્છા પ્રત્યક્ષથી સમજી શકતો નથી

શકા – આટલામાત્રથી 'નાસ્તિકોએ મૌન રહેવુ એ જ શ્રેયસ્કર છે ' એમ શી રીત કહી શકાય? કેમકે જે વ્યક્તિ આગળ પ્રતિપાદન કરવુ છે, તે વ્યક્તિનો શુ અભિપ્રાય છે ? તેને સાભળવાની ઇચ્છા છે કે નહિ ? ઇત્યાદિનુ તે વ્યક્તિની ચેષ્ટાદ્વારા અનુમાન કરીને એ વ્યક્તિના અભિપ્રાય મુજબ વચનો કહી શકાય એમ છે

સમધાન – ચેષ્ટા અને દૃષ્ટમાત્ર = પ્રત્યક્ષમાત્ર વચ્ચે ઘણુ અતર છે (ચેષ્ટા = ઇગિત) બીજાનો અભિપ્રાય અનુમેય છે અને ચેષ્ટા એમા લિગ બને છે જ્યારે પ્રત્યક્ષ જ્ઞાન લિગથી નિરપેક્ષ છે આમ બને વચ્ચે લાબુ અતર છે નાસ્તિકો અનુમાનને પ્રમાણ તરીકે સ્વીકારતા નથી તેથી તે મતે અનુમાનના લિગભૂત ચેષ્ટા પણ

१ हेमसूत्रे ६–४–६६ ।

वचनाच्चारणम्, इत्याशङ्क्याह–क्व चेष्टा क्व दृष्टमात्रं च इति । क्वेति बृहदन्तरं । चेष्टा=इङ्गितम् । पराभिप्रायस्यानुमेयस्य लिङ्गम् । क्व च दृष्टमात्रम् । दर्शनं=दृष्टं । भावे क्त । दृष्टमेव दृष्टमात्रम्=प्रत्यक्षमात्रम्, तस्य लिङ्गनिरपेक्षप्रवृत्तित्वात्। अत एव दूरमन्तरमनयोः । न हि प्रत्यक्षेणातीन्द्रिया परचेतोवृत्तयः परिज्ञातुं शक्याः, तस्यैन्द्रियकत्वात् । मुखप्रसादादिचेष्टया तु लिङ्गभूतया पराभिप्रायस्य निश्चये अनुमानप्रमाणमनिच्छताऽपि तस्य बलादापतितम् । तथाहि– मद्वचनश्रवणाभिप्रायवानयं पुरुषः, तादृग् मुखप्रसादादिचेष्टान्यथानुपपत्तेरिति । अतश्च हहा प्रमादः । हहा इति खेदे । अहो तस्य प्रमादः=प्रमत्तता, यत्स्वानुभूयमानमप्यनुमानं प्रत्यक्षमात्राङ्गीकारेणापह्नुते ॥

अत्र सपूर्वस्य वेत्तेरकर्मकत्वे एवात्मनेपदम्, अत्र तु कर्मास्ति तत्कथं 'आनश्' । अत्रोच्यते । अत्र संविदेः शक्तः संविदान इति कार्यम् । वयःशक्तिशीले[1] – इति शक्तौ शानविधानात् । ततश्चायमर्थः । अनुमानेन विना पराभिसंहितं सम्यग् वदितुमशक्तः स्यादिति । एवं परबुद्धिज्ञानान्यथानुपपत्त्यायमनुमानं हठादङ्गीकारितः ॥

परना अभिप्रायनो बोध करवामा उपयोगी नथी तथा तेओए जे प्रत्यक्ष प्रमाणस्वीकार्यु छे, ते ऐन्द्रियक (ઇન્દ્રિયો જેમા હેતુ બનતી હોય) પ્રત્યક્ષ છે જ્યારે પરનો અભિપ્રાય અતીન્દ્રિયપદાર્થ છે તેથી પ્રત્યક્ષદ્વારા બીજાના અભિપ્રાયનુ જ્ઞાન થઇ શકે તેમ નથી અને તે માટે અનુમાનાદિ ઇષ્ટ નથી તેથી બીજાના અભિપ્રાયનો બોધ થવો અશક્ય છે, અને જ્યા સુધી એ બોધ ન થાય, ત્યાસુધી જરા પણ વચનોચ્ચાર કરી શકાય નહિ તેથી નાસ્તિકોએ મૌન રહેવુ જ શ્રેયસ્કર છે

હવે જો તેઓ મુખની પ્રસન્નતાદિ ચેષ્ટા દ્વારા અન્યના અભિપ્રાયનો નિશ્ચય કરશે, તો તેઓએ અનિચ્છાએ પણ અનુમાનપ્રમાણને બળાત્કારે સ્વીકારવુ પડશે, કેમકે ચેષ્ટા એ લિંગ છે તેથી અનુમાનપ્રયોગ આવો થશે *"આ વ્યક્તિ મારા વચનના શ્રવણના અભિપ્રાયવાળી છે, કેમકે તેવા પ્રકારની મુખની પ્રસન્નતા વગેરે ચેષ્ટાઓ અન્યથા અનુપપન્ન છે"* આમ પ્રત્યક્ષમાત્રનો અગીકાર કરવા દ્વારા સાક્ષાત્ અનુભવાતા અનુમાનનો અપલાપ કરી રહેલા નાસ્તિકો ખરેખર મોટો પ્રમાદ કરી રહ્યા છે તે અત્યત ખેદજનક બીના છે

શકા – ઉપસર્ગયુક્ત 'विद्' ધાતુ (બીજા ગણ) જયારે અકર્મક હોય છે, ત્યારે તેને આત્મનેપદના પ્રત્યયો લાગે છે અને આત્મનેપદમા વર્તમાનકૃદંત બને તો 'आनश्' પ્રત્યય લાગે જો આ ધાતુ સકર્મક હોય, તો પરસ્મૈપદના પ્રત્યયો લાગે અહી 'પરાભિસન્ધિમ્' પદ કર્મ છે તેથી આ ધાતુ સકર્મક હોઇ તેને આત્મનેપદનો 'આનશ્' પ્રત્યય લાગી શકે નહિ

સમાધાન – અહી વર્તમાનકૃદંત તરીકે 'આનશ્' પ્રત્યય નથી લાગ્યો, પરતુ "वयःशक्तिशील" સૂત્રથી 'શાન' (શ્ માત્ર અનુબધરૂપ છે પ્રયોગમા એનો ઉલ્લેખ ન હોય) પ્રત્યય લાગ્યો છે, તેથી 'સવેદન કરવાને શક્ત=સમર્થ હોય તે 'સવિદાન' કહેવાય' એવી વ્યુત્પત્તિ કરવાની છે તેથી આ પ્રમાણે અર્થ થશે "નાસ્તિકો અનુમાન વિના બીજાના અભિપ્રાયનો સમ્યગ્ બોધ કરવામા અસમર્થ છે" આમ પરની બુદ્ધિનુ જ્ઞાન અન્યથા અનુપપન્ન કરવા દ્વારા નાસ્તિક પાસે હઠથી અનુમાનપ્રમાણ અગીકાર કરાવ્યો

## પ્રત્યક્ષની પ્રામાણ્યાપ્રામાણ્યવ્યવસ્થામા અનુમાન આવશ્યક

તથૈવ, અન્યપ્રકારે પણ નાસ્તિકપાસે અનુમાન અગીકાર કરાવી શકાય તે આ પ્રમાણે→ (૧) ચાર્વાક કેટલીક સવાદી પ્રત્યક્ષજ્ઞાનવ્યક્તિઓને અવ્યભિચારી તરીકે ઉપલબ્ધ કરે છે એ પછી બીજી કેટલીક જ્ઞાનવ્યક્તિઓને વિસંવાદી હોઇ વ્યભિચારી તરીકે ઉપલબ્ધ કરે છે પછી અન્યકાળે અવ્યભિચારીજ્ઞાનવ્યક્તિઓને

१ हेमसूत्र ५–२–२८

तथा प्रकारान्तरेणाप्ययमङ्गीकारयितव्य । तथाहि –चार्वाक काश्चित् ज्ञानव्यक्तो सवादित्वेनाव्यभिचारिणी... अन्याश्च विसवादित्वेन व्यभिचारिणी । पुन कालान्तरे तादृशीतराणा ज्ञानव्यक्तोनामवश्य प्रमाणेतर... व्यवस्थापयेत्, न च सनिहितार्थवलेनोत्पद्यमान पूर्वापरपरामर्शशून्य प्रत्यक्ष पूवापरकालभाविनीना ज्ञानव्यक्तोना प्रामाण्याप्रामाण्यव्यवस्थापक निमित्तमुपलक्षयितु क्षमते । न चाय स्वप्रतीतिगोचराणामपि ज्ञानव्यक्तोना पर प्रति प्रामाण्यमप्रामाण्य वा व्यवस्थापयितु प्रभवति । तस्माद् यथादृष्टज्ञानव्यक्तिसाधर्म्यद्वारेणेदानीन्तनज्ञानव्यक्तोना प्रामाण्याप्रामाण्यव्यवस्थापकम् परप्रतिपादक च प्रमाणान्तरमनुमानरूपम ...मीत । परलोकादिनिषेधश्च न प्रत्यक्षमात्रेण शक्य कर्तुम्, सनिहितमात्रविषयत्वात् तस्य । परलोकादिक चाप्रति... नाय सुखमास्ते, प्रमाणान्तर च नेच्छतीति डिम्भहेवाक ॥

પ્રમાણ તરીકે, અને વ્યભિચારીજ્ઞાનવ્યક્તિઓને અપ્રમાણરૂપે વ્યવસ્થિત કરશે નાસ્તિકો આ પ્રમાણે કાળાન્તરે જે પ્રમાણતા અને અપ્રમાણતાની વ્યવસ્થા કરે છે તે કયા પ્રમાણના બળ ઉપર ?

**શકા** – પ્રત્યક્ષથી જ કેટલીક જ્ઞાનવ્યક્તિઓ અવ્યભિચારી અને કેટલીક જ્ઞાનવ્યક્તિઓ વ્યભિચારી ઉપલબ્ધ થાય છે માટે પ્રત્યક્ષથી જ તેઓની પ્રમાણતા (=પ્રમાણ્ય) કે અપ્રમાણતા નક્કી થશે

**સમધાન** – પ્રત્યક્ષથી તો તત્કાળે "જ્ઞાનવ્યક્તિઓ સવાદી છે કે વિસવાદી છે" એટલુ જ નક્કી થાય છે જ્યારે જ્ઞાનવ્યક્તિઓની પ્રમાણતા કે અપ્રમાણતાની વ્યવસ્થા તો કાળાન્તરભાવી છે આ કાળાન્તરભાવી વ્યવસ્થાઅગે પ્રત્યક્ષ અકિચિત્કર છે, કેમકે પ્રત્યક્ષ સનિહિત (=સાક્ષાત્રહેલા) ભાવોના બળપર ઉત્પન્ન થાય છે, અને વસ્તુના પૂર્વાપરભાવના વિચારથી શૂન્ય છે કેમકે પ્રત્યક્ષને તો માત્ર ઈન્દ્રિયોથી સાક્ષાત ગ્રહણ થતા વિષયો સાથે જ નિસ્બત છે તેથી પૂર્વાપરકાળભાવી જ્ઞાનવ્યક્તિઓની પ્રમાણતા કે અપ્રમાણતામા અગભૂત નિમિત્તનુ જ્ઞાન પ્રત્યક્ષથી થઈ શકે નહિ વળી (૨) નાસ્તિકો પ્રત્યક્ષથી પોતાની પ્રતીતિના વિષય બનેલી જ્ઞાનવ્યક્તિઓ પ્રમાણ છે કે અપ્રમાણ છે, એવી વ્યવસ્થા બીજાને દર્શાવવા સમર્થ નથી કેમકે પ્રત્યક્ષ માત્ર સ્વાર્થિકપ્રમાણ છે અર્થાત્ જે વ્યક્તિની ઈન્દ્રિયો અર્થનુ ગ્રહણ કરે તે જ વ્યક્તિને પ્રત્યક્ષપ્રમાણથી તેનુ જ્ઞાન થાય, અન્યને નહિ તેથી આ બને સ્થળે ક્રમશ (૧) પૂર્વદૃષ્ટજ્ઞાનવ્યક્તિઓના સાધર્મ્યદ્વારા જ આધુનિક જ્ઞાનક્ષણોની પ્રમાણતા કે અપ્રમાણતાનો નિર્ણય થઈ શકે પ્રયોગ "અદ્યતનજ્ઞાનવ્યક્તિઓ અવ્યભિચારી છે, કેમકે સવાદી છે જેમકે પૂર્વ અનુભૂત સવાદી જ્ઞાનક્ષણો" તથા "અદ્યતનજ્ઞાનવ્યક્તિઓ વ્યભિચારી છે કેમકે વિસવાદી છે જેમકે પૂર્વદૃષ્ટવિસવાદી જ્ઞાનક્ષણો " "જે વ્યભિચારી હોય તો અપ્રમાણ છે અને જે અવ્યભિચારી હોય તે પ્રમાણ છે " આમ અનુમાનદ્વારા જ આ વ્યવસ્થા થઈ શકે તથા (૨) 'મારી પ્રતીતિના વિષયબનેલી જ્ઞાનવ્યક્તિઓ પ્રમાણ છે, કેમકે સવાદી હોઈ અવ્યભિચારી છે ' ઈત્યાદિરૂપ અનુમાનાત્મક પ્રમાણાન્તરદ્વારા જ બીજાની આગળ સ્વપ્રતીતિગોચર જ્ઞાનવ્યક્તિઓની પ્રમાણતા કે અપ્રમાણતાનો નિર્ણય કરી શકાય કેમકે અનુમાન જેમ સ્વાર્થ છે તેમ પરાર્થ પણ છે એટલે કે બીજાને પણ પ્રતિપાદક છે (તાત્પર્ય – જ્ઞાનના પ્રામાણ્ય–અપ્રામાણ્યમા તે જ્ઞાનમા રહેલા અવ્યભિચાર કે વ્યભિચાર નિમિત્ત બને છે, પરતુ પ્રત્યક્ષજ્ઞાનદ્વારા 'વર્તમાનકાલીન જ્ઞાનમા વ્યભિચાર છે કે નહિ' એનો બોધ થતો નથી પ્રત્યક્ષથી તો પ્રતીતિગોચર જ્ઞાનના સંવાદ કે વિસંવાદની જ પ્રતીતિ થાય છે તેથી પ્રત્યક્ષથી નિમિત્તના અભાવમા જ્ઞાનની પ્રમાણતાઆદિનો નિર્ણય થઈ ન શકે વસ્તુત પૂર્વે સંવાદનો અવ્યભિચાર સાથે અને વિસવાદનો વ્યભિચાર સાથે સબધ ગ્રહણ થયો હોય છે વર્તમાનજ્ઞાનનો સવાદી કે વિસવાદીરૂપે બોધ થાય છે, ત્યારે એ સબધનુ સ્મરણ થાય છે, તેનાથી તે જ્ઞાનમા અવ્યભિચાર કે વ્યભિચારનુ અનુમાન થાય છે આમ અહીં પ્રત્યક્ષદૃષ્ટ સવાદ કે વિસવાદ લિગ બને, તેનાથી પૂર્વગૃહીત સંબધનુ સ્મરણ થાય, તેનાથી વ્યભિચાર કે અવ્યભિચારનુ અનુ... થાય અને આ જ્ઞાત થયેલા અવ્યભિચાર કે વ્યભિચારરૂપ નિમિત્ત ... જ્ઞાનની પ્રમાણતા કે અપ્રમાણતાની વ્યવ...

પ્રા ... વ્યવસ્થામા ... વશ્યક ...

किञ्च, प्रत्यक्षस्याप्यर्थाव्यभिचारादेव प्रामाण्यम्, कथमितरथा स्नानपानावगाहनाद्यर्थक्रियाऽसमर्थे मरुमरीचिकानिचयचुम्बिनि जलज्ञाने न प्रामाण्यम् ? तच्च अर्थप्रतिबद्धलिङ्गशब्दद्वारा समुन्मज्जतोरनुमानागमयोरप्यर्थाव्यभिचारादेव किं नेष्यते ? व्यभिचारिणोरप्यनयोर्दर्शनाद् अप्रामाण्यमिति चेत् ? प्रत्यक्षस्यापि तिमिरादिदोषाद् निशीथिनीनाथयुगलावलम्बिनोऽप्रमाणस्य दर्शनात् सर्वत्राप्रामाण्यप्रसङ्गः । प्रत्यक्षाभासं तदिति चेत् ? इतरत्रापि तुल्यमेतत् अन्यत्र पक्षपातात् । एवं च प्रत्यक्षमात्रेण वस्तुव्यवस्थानुपपत्तेः तन्मूला जीवपुण्यापुण्यपरलोकप्रतिषेधादिवादा अप्रमाणमेव॥

છે આ પ્રક્રિયા નાસ્તિકો પણ આદરે જ છે, માત્ર નામથી સ્વીકારતા નથી ) (૩) તથા "પરલોક નથી" "પુણ્ય નથી" ઇત્યાદિ નિષેધ પણ પ્રત્યક્ષમાત્રથી કરી શકાય નહિ, કેમકે પરલોકવગેરે અસંનિહિતપદાર્થો છે અને પ્રત્યક્ષમાત્ર સંનિહિતવસ્તુવિષયક જ છે જે વસ્તુ પ્રત્યક્ષનો વિષય ન બની શકે, તે વસ્તુનો અભાવ પણ પ્રત્યક્ષનો વિષય ન બની શકે તેથી અતીન્દ્રિયપરલોકનો નિષેધ પ્રત્યક્ષદ્વારા થઇ શકે નહિ તેથી નાસ્તિકોને પરલોકાદિનો નિષેધ કર્યા વિના સુખ થવાનુ નથી, અને તેઓ પ્રત્યક્ષ સિવાયના પ્રમાણને સ્વીકારવાના નથી આમ આ બે મેળ વિનાની વાત હોવાથી તેઓની ચેષ્ટા બાલિશ જ છે

## પ્રમાણનુ લક્ષણ અવ્યભિચાર

વળી, નાસ્તિકો અર્થને અવ્યભિચારી હોવાથી જ પ્રત્યક્ષને પ્રમાણ તરીકે સ્વીકારે છે અર્થને વ્યભિચારી પ્રત્યક્ષ પણ પ્રમાણરૂપ નથી જો આમ ન હોય તો, સ્નાન, પાન, તરણવગેરે ક્રિયા કરવામા અસમર્થ મરુમરિચિકા (=મૃગજળ)મા જે જળજ્ઞાન થાય છે, તે પ્રત્યક્ષ હોવા છતા પ્રમાણભૂત શા માટે ગણાતુ નથી ? તેથી અર્થ સાથે અવ્યભિચાર જ પ્રામાણ્યમા નિમિત્ત છે અને જો એ નિમિત્તને પામી પ્રત્યક્ષમા પ્રમાણતા નિશ્ચિત થતી હોય તો, અનુમાન અને આગમમા પણ શા માટે ન થાય ? કેમકે અર્થને પ્રતિબદ્ધ (=સકળાએલ) લિંગથી ઉત્પન્ન થતુ અનુમાન અને અર્થને પ્રતિબદ્ધશબ્દોથી પ્રાદુર્ભૂત થતુ આગમજ્ઞાન એ બન્ને પણ અર્થને અવ્યભિચારી હોવા સંભવે છે

શંકા - આ બન્ને અર્થને જેમ અવ્યભિચારી હોય છે, તેમ ક્યારેક વ્યભિચારી હોવા પણ દેખાય છે, માટે અર્થને એકાતે અવ્યભિચારી ન હોવાથી આ બન્નેનો પ્રમાણ તરીકે નિર્ણય કરી શકાય નહિ

સમાધાન - જો આટલા માત્રથી આ બન્નેમા પ્રમાણતા ન હોય તો, આજ કારણસર પ્રત્યક્ષમા પણ પ્રમાણતા ઘટી શકશે નહિ કેમકે તિમિરવગેરેદોષોના કારણે ઘણી વાર બે ચદ્રનુ પણ પ્રત્યક્ષ થાય છે જે અપ્રમાણભૂત છે આમ અર્થને એકાતે અવ્યભિચારી ન હોવાથી પ્રત્યક્ષને પણ સર્વત્ર અપ્રમાણ માનવાની આપત્તિ આવશે

શંકા - બે ચદ્રનુ થતુ પ્રત્યક્ષ, વસ્તુત પ્રત્યક્ષ નથી પણ પ્રત્યક્ષાભાસ છે બાકી વસ્તુત પ્રત્યક્ષ તો એકાતે અર્થને અવ્યભિચારી જ હોય છે

સમાધાન - અનુમાન અને આગમના વિષયમા પણ આજ પ્રમાણે કહી શકાય છે અર્થાત્ જે અનુમાન અને જે આગમ અર્થને વ્યભિચારી છે, તે બન્ને વાસ્તવમા અનુમાન કે આગમરૂપ નથી, પરતુ અનુમાનાભાસ અને આગમાભાસ જ છે પારમાર્થિક અનુમાન અને આગમ તો એકાતે અર્થઅવ્યભિચારી જ છે પણ આ વાત, પ્રત્યક્ષ પર જો તમને પક્ષપાત હોય, તો જચશે નહિ આમ અનુમાન અને આગમ પણ પ્રમાણતરીકે સિદ્ધ થાય છે ('આ વસ્તુ છે કે અવસ્તુ' ઇત્યાદિ વ્યવસ્થા માત્ર પ્રત્યક્ષદ્વારા જ કરવી અયોગ્ય છે કેમકે પ્રમાણભૂત એવા અનુમાન અને આગમથી પણ વસ્તુની વ્યવસ્થા થઇ શકે છે અર્થાત વસ્તુની વ્યવસ્થામા આ ત્રણે પ્રમાણ ભાગ ભજવે છે

एव नास्तिकाभिमतो भूतचिद्वादोऽपि निराकार्य । तथा च द्रव्यालङ्कारकारो उपयोगवर्णने → "न चायं भूतधर्म सत्त्वकठिनत्वादिवद् मद्याङ्गेषु भ्रम्यादिमदशक्तिवद् वा प्रत्येकमनुपलम्भात् । अनभिव्यक्तावात्मसिद्धि । कायाकार-परिणतेभ्यस्तेभ्य स उत्पद्यते इति चेत् ? कायपरिणामोऽपि तन्मात्रभावो न कादाचित्क । अन्यस्त्वात्मैव स्यात । अहेतुत्वे न देशादिनियम । मृतादपि च स्यात् । शाणिताद्युपाधि सुप्तादावप्यस्ति । न च सततस्तस्योत्पत्ति भूयोभूय प्रसङ्गात् । अलब्धात्मनश्च प्रसिद्धमथक्रियाकारित्व विरुध्यते । असत सकलशक्तिविकलस्य कथमुत्पन्ना कर्तृत्वम्, अन्यस्यापि प्रसङ्गात् ? तन्न भूतकायमुपयोग ॥

ઇન્દ્રિયદ્વારા અભ્રાન્તરૂપે ઉપલબ્ધ થતી વસ્તુઓની વ્યવસ્થા પ્રત્યક્ષથી થાય, જ્યા લિંગલિંગીનો સબધ મળતો હોય ત્યા, લિંગદ્વારા લિંગીની વસ્તુરૂપે વ્યવસ્થા અનુમાનથી થાય, અને પ્રત્યક્ષ કે અનુમાન કાર્ય કરી ન શકે એવા અતીન્દ્રિય પદાર્થોની વ્યવસ્થા આગમથી થાય છે જેઓની ઉપલબ્ધિ આ ત્રણેમાથી એકે દ્વારા ન થાય તેનો જ વસ્તુરૂપે નિષેધ કરવો બરાબર છે ) આમ માત્ર પ્રત્યક્ષથી જ વસ્તુની વ્યવસ્થા થવી અનુપપન્ન છે તેથી પ્રત્યક્ષનો વિષય ન બનતા હોવામાત્રથી જીવ, પુણ્ય, પાપ, પરલોકવગેરેનો વસ્તુરૂપે નિષેધ કરનારા નાસ્તિકના વાદો અપ્રમાણભૂત છે કેમકે તે અતીન્દ્રિય તત્ત્વોની વ્યવસ્થા કરવા આગમપ્રમાણ સમર્થ છે અને આગમદ્વારા તેઓની વસ્તુતરીકે વ્યવસ્થા કરાયેલી પણ છે વળી એક પ્રમાણદ્વારા નિર્ણીત થયેલી વસ્તુનો અન્ય પ્રમાણનો વિષય ન બનવા માત્રથી નિષેધ કરી શકાતો નથી, અન્યથા વસ્તુ-અવસ્તુની કોઇ વ્યવસ્થા જ રહે નહિ

## ભૂતચિદ્વાદનો નિરાસ

આ જ પ્રમાણે નાસ્તિકોને અભિમત એવા ભૂતચિત્વાદ (=પાચ ભૂતોમાથી ચૈતન્યની ઉત્પત્તિ થાય છે એવો વાદ) નુ પણ ખડન કરવુ જોઇએ 'દ્રવ્યાલકાર' ગ્રથના રચયિતાઓએ ઉપયોગના વર્ણન વખતે આ પ્રમાણે કહ્યુ છે → જેમ સત્ત્વ, કઠીણતા વગેરે ભૂતધર્મો પાચે ભૂતમા પ્રત્યેકમા પૃથક્ ઉપલબ્ધ થાય છે, તેથી તેના સમુદાયમા ઉપલબ્ધ થાય છે, અથવા જેમ મદિરાના અગભૂત ગોળવગેરેમા પ્રત્યેકમા ભ્રમિવગેરેમદશક્તિઓ ઉપલબ્ધ થાય છે, એ પ્રમાણે ઉપયોગ પ્રત્યેકભૂતમા પૃથક્ ઉપલબ્ધ થતો નથી તેથી એ ભૂતધર્મ નથી

**શકા** - પ્રત્યેક ભૂતમા પણ ઉપયોગ રહેલો તો છે જ, પરતુ તે અનભિવ્યક્ત હોવાથી ઉપલબ્ધ થતો નથી

**સમાધાન** - શતાયુ ભવ ! આનો અર્થ એ થયો કે, ઉપયોગ શાશ્વત છે પાચ ભૂતોના સમુદાયથી ઉત્પન્ન થતો નથી તમે અનભિવ્યક્તઉપયોગવાળા આ પદાર્થને ભૂત કહો છો, અમે શાશ્વતઉપયોગવાળો હોવાથી એને 'આત્મા' કહીએ છીએ, તેથી સજ્ઞાભેદદ્વારા આત્માની જ સિદ્ધિ થાય છે

**શકા** - કાયાકારરૂપે પરિણત થયેલા પાચ ભૂતોમાથી એ ઉપયોગ ઉદ્ભવે છે, પરતુ પ્રત્યેક ભૂતમા પૃથક્ નથી

**સમાધાન** - આ કાયાકારપરિણામ શુ છે ? (૧)પાચ ભૂતસમુદાયમાત્ર છે ? કે (૨) એ ઉપરાત વિશેષ પણ છે ? જો (૧) પાચ ભૂતસમુદાયમાત્રરૂપ હોય, તો મરણોત્તરકાળે પણ એ તો રહ્યા છે તેથી એ પરિણામ કાદાચિત્ક (= ક્યારેક જ થનારો) નહી રહે, પણ આ પાચભૂતનો સમુદાય જ્યા સુધી રહેશે, ત્યા સુધી રહેશે તેથી મરણોત્તરકાળે પણ એ પરિણામ રહેતો હોવાથી ત્યારે પણ ઉપયોગ માનવો પડશે જે દૃષ્ટ કે ઇષ્ટ નથી હવે (૨)જો 'શરીર પાચ ભૂત ઉપરાત અન્ય કોઇકથી પણ યુક્ત છે' એમ માનશો, તો પાચભૂતથી અન્ય તરીકે આત્મા જ સિદ્ધ થશે 'આ ઉપયોગની ઉત્પત્તિ પાચભૂતમાથી નિર્હેતુક જ ઉત્પન્ન થાય છે' તેમ માનવામા તો 'ઉપયોગ અમુક જ શરીરાદિદેશમા અમુક કાળે જ હોય' એવો નિયત દેશકાળાદિનો જે નિયમ છે, તે રહેશે

कुतस्तर्हि सुप्तोत्थितस्य तदुदय ? असंवेदनेन चैतन्यस्याभावात्। न, जाग्रदवस्थानुभूतस्य स्मरणात्। असंवेदनं तु निद्रोपघातात्। कथं तर्हि कायविकृतौ चैतन्यविकृति ? नैकान्त, श्वित्रादिना कश्मलवपुषोऽपि बुद्धिशुद्धे अविकारं च भावनाविशेषत प्रीत्यादिभेददर्शनात्, शोकादिना बुद्धिविकृतौ कायविकारादर्शनाच्च। परिणामिनो विना

નહિ કેમકે નિર્હેતુક ઉત્પત્તિ તો સર્વત્ર સભવી શકે અથવા અન્યત્ર અન્યદા પણ સભવી શકે તેથી મૃતશરીરમાથી પણ ઉપયોગની ઉત્પત્તિની આપત્તિ છે

શકા – મૃત શરીરમા લોહીવગેરેનો સચાર નથી લોહીવગેરેના સંચારથી યુક્ત શરીરમાથી જ તેનો પ્રાદુર્ભાવ થાય છે તેથી તમે કહી તેવી આપત્તિ નથી

સમાધાન – લોહીસચારાદિથી યુક્ત દેહમા તેની ઉત્પત્તિ થતી જ હોય, તો ગાઢ સુતેલાના દેહમા પણ લોહીસચારાદિ ક્રિયા થાય છે છતા ત્યા ઉપયોગ (=સ્પષ્ટજ્ઞાનરૂપ ઉપયોગ) દેખાતો નથી, તેથી સિદ્ધ થાય છે કે લોહીભ્રમણાદિ ઉપાધિઓ અન્યથાસિદ્ધ છે તથા સત્ ઉપયોગ ઉત્પન્ન થાય છે કે અસત્ ઉપયોગ ઉત્પન્ન થાય છે ? જો 'સત્ ઉપયોગ ઉત્પન્ન થાય છે' એ વિકલ્પ સ્વીકારશો, તો એનો અર્થ એ થશે કે 'ઉત્પન્ન થયેલો ઉપયોગ ઉત્પન્ન થાય છે' અને તો– તો, સતત તેની ઉત્પત્તિ ચાલુ જ રહેશે, કેમકે સર્વદા તે તુલ્યરૂપે 'સત્તા' ધરાવે છે આમ અનવસ્થાદોષ આવશે, અને અનતકાળમાટે ઉત્પત્તિ અને સ્થિતિની આપત્તિ આવશે જો 'અસત્ ઉપયોગ ઉત્પન્ન થાય છે' એમ કહેશો, તો અસત્ ઉપયોગમા ઉત્પત્તિક્રિયા હોવાથી તેને અર્થક્રિયાકારી માનવો પડશે જે અસગત છે, કેમકે અવિદ્યમાનવસ્તુ અર્થક્રિયાકારી સભવે નહીં વળી ઉપયોગ અસત્ હોવાથી સકળશક્તિઓથી રહિત છે આવો સકળશક્તિહીન ઉપયોગ ઉત્પત્તિક્રિયાનો કર્તા શી રીતે થઇ શકે ? જો એ કર્તા બની શકે, તો ખપુષ્પને પણ કર્તા માનવુ પડશે એટલે કે 'ખપુષ્પ પણ ઉત્પન્ન થાય છે' તેમ માનવુ પડશે કેમકે 'અસત્ત્વ' બનેમા સમાનરૂપે છે અત એમ સિદ્ધ થાય છે, કે ઉપયોગ ભૂતધર્મ નથી

## સુપ્તાવસ્થામા ચૈતન્યની સત્તા

શકા – જો ઉપયોગ ભૂતકાર્ય નથી, તો સૂઇને ઉઠેલાને તેનો ઉદય શી રીતે સભવે ? સૂવાના કાળે તો સવેદનનો અભાવ હોવાથી તેટલો કાળ ચૈતન્ય સભવતુ નથી અને ચૈતન્યના અભાવમા ઉપયોગ સભવી શકે નહિ આત્મધર્મ હોવાથી જો ચૈતન્ય સદા રહેતુ હોય, તો ઉંઘવાના કાળે પણ રહેતુ જોઇએ, અને સવેદન પણ થવુ જોઇએ

સમાધાન – ઉંઘ વખતે ચૈતન્યનો અભાવ અસિદ્ધ છે કેમકે સૂઇને ઉઠ્યા પછી ઊંઘની પહેલાની જાગૃત અવસ્થામા અનુભૂત વસ્તુનુ સ્મરણ થતુ દેખાય છે જો ઉંઘ વખતે ચૈતન્ય નાશ પામતુ હોય, અને સૂઇને જાગૃત થતી વખતે નવુ ચૈતન્ય પ્રગટ થતુ હોય, તો પૂર્વકાલીન ચૈતન્યથી આ નૂતન ચૈતન્ય ભિન્ન સિદ્ધ થશે તેથી પૂર્વની જાગૃત અવસ્થામા અનુભૂત વસ્તુનુ સ્મરણ આ નવા ચૈતન્યને થઇ શકશે નહિ જે દૃષ્ટ કે ઇષ્ટ નથી આમ સૂવાની પહેલાની જાગૃત અવસ્થામા જે ચૈતન્ય હતુ, તે જ ચૈતન્ય ઉંઘની ઉત્તરકાળે પણ હોય છે તેથી સૂવાના કાળમા ચૈતન્યનો અભાવ અસિદ્ધ છે

શકા .– નિદ્રાકાળે પણ જો ચૈતન્ય હોય તો તે કાળે સવેદન કેમ થતુ નથી ?

સમાધાન – નિદ્રાદ્વારા સવેદનને ઉપઘાત લાગ્યો હોવાથી તે વખતે સંવેદન થતુ નથી વાસ્તવમા, તે વખતે મન એવી અવસ્થામા હોય છે, કે જેથી ઇન્દ્રિય સાથે તેનો સબધ થતો નથી તેથી ઇન્દ્રિયને સંબધિત

च न कार्योत्पत्ति । न च भूतान्येव तथापरिणमन्ति विजातीयत्वात्, काठिन्यादेरनुपलम्भात् । अणव एवेन्द्रियग्राह्यत्वस्पा स्थूलता प्रतिपद्यन्ते तज्जात्यादि चोपलभ्यते । तन्न भूताना धर्म फल वा उपयोग । तथा भवाश्च यदाक्षिपति तदस्य लक्षणम् ।स चात्मा स्वसविदित । भूताना तथाभावे वहिर्मुख स्याद् । गोरोऽहमित्यादि तु नान्तर्मुख बाह्यकरणजन्यत्वात्।

થતા વિષયોનુ સવેદન થતુ નથી

## ચૈતન્યની શરીરવિકાર સાથે અનેકાતિક્તા

શકા – જો ચૈતન્ય ભૂતધર્મ ન હોય, તો શરીરની વિકૃતિસાથે ચૈતન્યની વિકૃતિ કેમ દેખાય છે ? બાળકનુ શરીર જેમ જેમ મોટુ થતુ જાય છે તેમ તેમ તેનુ ચૈતન્ય વધુ વધુ વિકસિત થતુ દેખાય છે તેજ પ્રમાણે જ્યારે રોગાદિથી શરીર વિકૃત થાય છે, ત્યારે બુદ્ધિ પણ વિકૃત થતી દેખાય છે આ બધી વિકૃતિઓ જો ચૈતન્ય ભૂત ધર્મ હોય અને આત્મધર્મ ન હોય, તો જ સભવી શકે

સમાધાન – શરીરની વિકૃતિ વખતે ચૈતન્યની વિકૃતિ એકાન્તે નથી કેમકે કોઢવગેરેથી કલુષિત શરીરવાળો પણ , શુદ્ધ બુદ્ધિવાળો દેખાય છે એજ પ્રમાણે શરીરમા કોઇ વિકાર ન હોય, તો પણ ચૈતન્યમા પ્રીતિવગેરે ભેદ દેખાય છે તથા ઘણીવાર બુદ્ધિમા શોકાદિ વિકારો ઉત્પન્ન થાય તો પણ શરીરમા વિકાર દેખાતા નથી આમ અન્વય – વ્યતિરેક બનેદ્વારા ચૈતન્યના વિકારો શરીરના વિકારને વ્યાપ્ત (=અવ્યભિચારી ) સિદ્ધ થતા નથી

## ઉપયોગ ભૂતવિજાતીય

વળી જો ઉપયોગ કાર્ય હોય, તો આ કાર્યની ઉત્પત્તિ પોતાના પરિણામી ઉપાદાનકારણ વિના સભવી શકે નહિ, કેમકે ઉપાદાનકારણ પોતે જ કાર્યરૂપે પરિણત થાય છે

શકા – પાચભૂતો જ ઉપયોગાદિકાર્યરૂપે પરિણત થાય છે તેથી તેઓ ઉપયોગના ઉપાદાનકારણ છે

સમાધાન – પાચભૂતો ઉપયોગરૂપે પરિણત થઇ શકે નહિ, કેમકે પાચભૂતો ઉપયોગાદિકાર્યથી ભિન્નજાતીય છે પાચભૂતો મૂર્ત છે જ્યારે ઉપયોગ અમૂર્ત છે તથા ઉપયોગમા ભૂતગતકાઠિન્યવગેરે ધર્મો ઉપલબ્ધ થતા નથી કાર્ય હમેશા સ્વાનુરૂપ કારણમાથી ઉત્પન્ન થાય છે અને કારણગતધર્મો કાર્યમા અન્વય પામે છે તેથી જો ઉપયોગ ભૂતનુ કાર્ય હોય, તો એમા પણ કાઠિન્યવગેરે ભૂતધર્મો ઉપલબ્ધ થવા જોઇએ પણ થતા નથી

શકા – ઉપયોગની જેમ અતીન્દ્રિય એવા પરમાણુઓમાથી થતા સ્થૂળ કાર્યો અતીન્દ્રિય નથી તેથી 'કારણમાથી સર્વથા સજાતીય કાર્ય જ થાય' તેવો નિયમ નથી તેથી ભૂતથી ઉત્પન્ન થયેલા વિજાતીય ઉપયોગમા ભૂતગતકાઠિન્યવગેરે ધર્મો ઉપલબ્ધ ન થાય તેમા દોષ નથી

સમાધાન – પરમાણુમા અને ઉપયોગમા અતીન્દ્રિયતા તુલ્યસ્વરૂપવાળી નથી ઉપયોગગત અતીન્દ્રિયતા સ્વભાવથી (=ધર્મરૂપે ) જ છે જ્યારે પરમાણુઓમા તે સ્વભાવથી નથી, પરતુ અત્યતસૂક્ષ્મતાને કારણે છે તેથી જ અનેક પરમાણુઓ પરસ્પરના સયોગમાત્રથી ઇન્દ્રિયગ્રાહ્ય સ્થૂળપર્યાયને પ્રાપ્ત કરે છે તથા તે પર્યાયોમા પરમાણુગત જાતિ ઉપલબ્ધ થાય જ છે અર્થાત્ પરમાણુઓથી તેઓ વિજાતીય નથી આમ "કારણમાથી વિજાતીયકાર્યની ઉત્પત્તિ થાય, અને કારણગત અસાધારણ ધર્મો કાર્યમા ઉપલબ્ધ ન થાય તેમા કશુ અનુપપન્ન નથી" એવી માન્યતા યુક્તિસગત કે દૃષ્ટાતસગત નથી તેથી સિદ્ધ થાય છે કે ઉપયોગ

अनभ्युपगतानुमानप्रामाण्यस्य चात्मनिषधोऽपि दुलभ । "धर्म फल च भूतानाम् उपयोगो भवेद यदि । प्रत्येक-मुपलम्भ स्यादुत्पादो वा विलक्षणात् ॥" इति काव्यार्थ ॥ २० ॥

ભૂતનો ધર્મ નથી તથા ભૂતનુ કાર્ય પણ નથી તથા આપ જેના પર આક્ષેપ કરો છો, તે ઉપયોગ જ આત્માનુ લક્ષણ છે આ આત્મા દરેકને સ્વસવિદિત છે "હુ જ્ઞાની છુ" ઇત્યાદિ જ્ઞાન વખતે જ્ઞાનવાન આત્માનુ સવેદન થાય છે

શકા – એવુ સવેદન માત્ર આત્માનુ જ થાય છે, એમ કહી ન શકાય, કેમકે ભૂતોનુ પણ થઇ શકે છે

સમધાન – ભૂતોનુ જે સવેદન થાય છે તે બહિર્મુખ જ થાય છે દા ત, "મારુ શરીર સુદર છે"

શકા – 'હું ગોરો છું' એવા પ્રકારનુ અન્તર્મુખ સવેદન પણ થાય જ છે

સમાધાન – આ સવેદન અન્તર્મુખ નથી કેમકે બાહ્યઇન્દ્રિયથી જનિત છે, જીવ બાહ્ય ચક્ષુવગેરેઇન્દ્રિયોથી પોતાના શરીરને ગોરા તરીકે ઉપલબ્ધ કર્યા પછી, એ શરીરપર અત્યત મમત્વભાવને કારણે એની સાથે અભેદભાવ ઉત્પન્ન કરે છે, તેથી 'હુ ગોરો છુ' એવા પ્રકારનુ સવેદન થાય છે વાસ્તવમા તો તે બહિર્મુખ સવેદન જ છે બાહ્યઇન્દ્રિયથી ઉત્પન્ન નહિ થતા અભ્રાન્તસવેદન દ્વારા જે આત્મસવેદન થાય છે, તે અતર્મુખ સવેદન કહેવાય છે તથા 'આત્મા નથી' એવો નિષેધ પણ અનુમાન પ્રમાણને સ્વીકાર્યા વિના સભવી શકે નહિ કેમકે આત્મા અતીન્દ્રિય પદાર્થ છે

સાર – *"જો ઉપયોગ ભૂતોનો ધર્મ કે ભૂતોનુ કાર્ય હોય તો, પ્રત્યેકભૂતમા તેઓનો ઉપલમ્ભ થવો જોઇએ અથવા તો એ પાચથી ભિન્ન વસ્તુમાથી તેનો ઉત્પાદ હોવો જોઇએ "*

**આમ વીસમા કાવ્યનો અર્થ પૂર્ણતાને પામ્યો.**



एवमुक्तयुक्तिभिरेकान्तवादप्रतिक्षेपमाख्याय साम्प्रतमनाद्यविद्यावासनाप्रवासितसन्मतय प्रत्यक्षोपलक्ष्यमाणमप्य–नेकान्तवाद येऽवमन्यन्ते तेषामुन्मत्ततामाविर्भावयन्नाह –

प्रतिक्षणोत्पादविनाशयोगिस्थिरैकमध्यक्षमपीक्षमाणः ।
जिन ! त्वदाज्ञामवमन्यते य स वातकी नाथ ! पिशाचकी वा ॥ २१ ॥

*प्रतिक्षण* = प्रतिसमयम् । उत्पादेनोत्तराकारस्वीकाररूपेण, विनाशेन च पूर्वाकारपरिहारलक्षणेन युज्यत इत्येवशील *प्रतिक्षणोत्पादविनाशयोगि* । कि तत् ? *स्थिरेक* कर्मतापन्न । स्थिरमुत्पादविनाशयोरनुयायित्वात् त्रिकालवर्ति यदेक द्रव्य स्थिरेकम् । एकशब्दोऽत्र साधारणवाची । उत्पादे विनाशे च तत्साधारणम्, अन्वयिद्रव्यत्वात् । यथा चेत्रमेत्रयोरेका जननी साधारणेत्यथ । इत्थमेव हि तयोरेकाधिकरणता । पर्यायाणा, कथञ्चिदनेकत्वेऽपि तस्य कथञ्चिदेकत्वात् । एव त्रयात्मक वस्तु *अध्यक्षमपीक्षमाण* प्रत्यक्षमवलोकयन् अपि । *हेजिन=रागादिजेत्र* । *त्वदाज्ञाम्*–आ सामस्त्येना –

## અનેકાતવાદની સ્થાપના

પૂર્વોક્ત યુક્તિઓ દ્વારા આ પ્રમાણે એકાન્તવાદનો નિરાસ દર્શાવ્યો હવે અનાદિ અવિદ્યાની વાસનાથી કલુષિત મતિવાળા જે પરદર્શનકારો પ્રત્યક્ષથી ઉપલબ્ધ થતા અનેકાન્તવાદની અવગણના કરે છે, તેઓની આ ઉન્મત્તતાને ઉઘાડી પાડતા કવિશ્રી કહે છે

કાવ્યાર્થ – હે નાથ ! ક્ષણે ક્ષણે ઉત્પાદ અને વિનાશથી યુક્ત, અને સ્થિર એવા દ્રવ્યને પ્રત્યક્ષથી દેખતો એવો પણ જે, તારી આજ્ઞાની અવહેલના કરે છે, તે વાતરોગી છે, અથવા પિશાચગ્રસ્ત છે

ત્રિકાળવર્તી બધા દ્રવ્યો ઉત્તરાકારના સ્વીકારરૂપ ઉત્પાદ અને પૂર્વાકારના પરિહારરૂપ વિનાશથી યુક્ત, અને ઉત્પાદમા તથા વિનાશમા અનુયાયી હોવાથી સ્થિર છે અહી 'એક' શબ્દ સાધારણવાચી છે, જેમ કે 'ચૈત્ર અને મૈત્રની માતા એક છે' અહી એક=સાધારણ દ્રવ્ય ઉત્પાદ અને વિનાશ બનેનુ એક અધિકરણ છે અર્થાત્ બન્નેમા સાધારણ છે, કેમ કે તે અન્વયી દ્રવ્ય છે આમ જ ઉત્પાદ અને વિનાશ એકાધિકરણ બની શકે તેથી પર્યાયોરૂપે કથચિત્ અનેક હોવા છતા વસ્તુ દ્રવ્યરૂપે કથચિત્ એક છે આમ ઉત્પાદ–વ્યય અને સ્થૈર્ય એમ ત્રયાત્મક તરીકે વસ્તુ પ્રત્યક્ષસિદ્ધ છે અનન્તધર્મોથી વિશિષ્ટ જીવાજીવાદિપદાર્થોનુ સપૂર્ણતાથી જ્ઞાન જેનાથી થાય તે આજ્ઞા (=આગમ = શાસન) જે કોઇ અવિવેકી તારી સ્યાદ્વાદમુદ્રારૂપ આજ્ઞાની અવહેલના કરે છે, તે પુરુષ વાતરોગી છે, અથવા પિશાચગ્રસ્ત (=ભૂતગ્રસ્ત) છે

અહી પરવાદીઓ માટે એકવચનનો પ્રયોગ જાતિને અપેક્ષીને છે અથવા અવજ્ઞા =તિરસ્કારરૂપે છે 'વા' શબ્દ સમુચ્ચય અથવા ઉપમાનઅર્થયુક્ત છે તેથી 'તારી આજ્ઞાની અવજ્ઞા કરનાર તે પુરુષાધમ વાતકી અને પિશાચકીની તુલ્યતાને પામે છે' એવો અર્થ પ્રાપ્ત થાય છે અહી *'વાતાતીસારપિશાચાત્કશ્ચાન્ત'* સૂત્રથી મત્વર્થીય (=સ્વામિતાદર્શક) 'ઇન' પ્રત્યય લાગ્યો છે અને અતે 'ક' ઉમેરાયો છે જેમ વાત કે પિશાચથી ગ્રહણ થયેલા શરીરવાળી વ્યક્તિ વસ્તુતત્ત્વનો સાક્ષાત્કાર કરતી હોવા છતા, વાત કે પિશાચના આવેશથી તેનો અન્યપ્રકારે જ સ્વીકાર કરે છે, તેમ આ વ્યક્તિ પણ એકાન્તવાદરૂપી અપસ્મારને પરવશ થઇ વસ્તુતત્ત્વનો અન્યથા સ્વીકાર કરે છે અહી 'જિન'પદ મુકવામા આચાર્યનો આ ગૂઢ અભિપ્રાય છે–રાગાદિનો વિજેતા જિન કહેવાય દોષોની કાલુષ્યતા વિગલિત થઇ હોવાથી જિન (=ભગવાન)ના એકાતે હિતકરવચનો અવશ્ય

नन्तधर्मविशिष्टतया ज्ञायन्तेऽवबुध्यन्ते जीवाजीवादय पदार्था यया सा *आज्ञा=आगम* शासन, *तवाज्ञा*=त्वदाज्ञा। ता *त्वदाज्ञा*=भवत्प्रणीतस्याद्वादमुद्राम् य कश्चिदविवेकी *अवमन्यते*=अवजानाति । जात्यपेक्षमेकवचनमवज्ञया वा । स पुरुषपशुर्वातकी पिशाचकी वा । वाता रोगविशेषोऽस्यास्तीति वातकी । वातकीव वातकी वातूल इत्यर्थ । एव पिशाचकीव पिशाचकी । भूताविष्ट इत्यर्थ ॥

अत्र वाशब्द समुच्चयार्थ उपमानार्थो वा । स पुरुषापसदो वातकिपिशाचकिभ्यामधिरोहति तुलामित्यर्थ । "*वातातीसारपिशाचात्कश्चान्त*" [1]इत्यनेन मत्वर्थीय इन्' प्रत्यय कश्चान्त । एव पिशाचकीत्यपि । यथा किल वातेन पिशाचेन वाक्रान्तवपुर्वस्तुतत्त्व साक्षात्कुर्वन्नपि तदावेशवशादन्यथा प्रतिपद्यते, एवमयमप्येकान्तवादापस्मारपरवश[2] इति । अत्र च जिनेति साभिप्रायम् । रागादिजेतृत्वाद् हि जिन । ततश्च य किल विगलितदोषकालुष्यतयावधेयवचनस्यापि तत्रभवत शासनमवमन्यते, तस्य कथ नोन्मत्ततेति भाव । *नाथ* । हे स्वामिन् । अलब्धस्य सम्यग्दर्शनादेर्लम्भकतया लब्धस्य च तस्यैव निरतिचारपरिपालनोपदेशदायितया च योगक्षेमकरत्वोपपत्तेर्नाथ । तस्यामन्त्रणम् ॥

---

ગ્રહણ કરવા યોગ્ય છે, તેમ કરવાને બદલે જેઓ હીલના કરે છે, તેઓને શા માટે ઉન્મત્ત ગણી શકાય નહિ ? ભગવાન્ અપ્રાપ્ત સમ્યગ્દર્શનાદિના પ્રાપક છે, અને પ્રાપ્ત સમ્યગ્દર્શનાદિના નિરતિચારપાલનમાટેના ઉપદેશક હોવાથી રક્ષક છે આમ યોગક્ષેમ કરતા હોવાથી ભગવાનને 'નાથ'પદથી સબોધન યથાર્થ છે

### વસ્તુની ત્રિલક્ષણતા

પ્રત્યેક વસ્તુ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યાત્મક છે તથાહિ –દરેક વસ્તુ દ્રવ્યરૂપે નથી ઉત્પન્ન થતુ, કે નથી વિનાશ પામતુ, કારણ કે ક્ષણે ક્ષણે ભિન્ન ભિન્ન પર્યાયો ઉત્પન્ન થતા હોવા છતા અને નાશ થતા હોવા છતા તે દરેક ક્ષણોમા એક જ દ્રવ્ય સ્ફૂટ ઉપલબ્ધ થાય છે (જો વસ્તુ દ્રવ્યરૂપે પણ ઉત્પત્તિ અને વિનાશશીલ હોય, તો તે વસ્તુને ઉત્પત્તિના પ્રાકકાળે અસત્ કલ્પવી પડશે, આમ અસતમાથી સતની ઉત્પત્તિની કલ્પના કરવી પડશે એ પ્રમાણે સત્નો વિનાશ સ્વીકારવો પડશે તેથી ખપુષ્પની ઉત્પત્તિ અને આકાશાદિનો નાશ માનવાની આપત્તિ આવે તથા ઉત્પત્તિ અને વિનાશકાળે અસત્ એવી વસ્તુની ઉત્પત્તિ કે નાશ શી રીતે સભવે ? તેથી વસ્તુ પોતાના ઉપાદેય પરિણામરૂપે ઉત્પન્ન થાય છે, અને હેયપરિણામરૂપે નાશ પામે છે, એ સુસભવિત છે તથા વસ્તુ જો દ્રવ્યરૂપે જ ઉત્પત્તિશીલ અને વિનાશશીલ હોય, તો પૂર્વના પરિણામો વખતે દૃષ્ટ દ્રવ્યનુ જ ઉત્તર પરિણામો વખતે પણ જે સ્ફૂટ દર્શન થાય છે તે સભવી શકે નહિ)

**શકા** – નખ વગેરે કાપ્યા પછી ફરીથી વધે છે આ ફરીથી વધેલા નખ પહેલાના નખ જેવા જ દેખાતા હોવા છતા વાસ્તવમા પૂર્વના નખથી ભિન્ન હોય છે આમ અન્વયનુ દર્શન થવા છતા અહી વાસ્તવમા અન્વય નથી તેથી 'જ્યા અન્વયનુ દર્શન થાય ત્યા એક જ અન્વયી દ્રવ્ય હોય' એવા સિદ્ધાતમા વ્યભિચાર છે તેથી 'ભિન્ન ભિન્ન પર્યાયો વખતે પણ દ્રવ્યરૂપે તો વસ્તુ એક જ છે' એ કલ્પના અસ્થાને છે

**સમાધાન** – નખના દૃષ્ટાતમા જે અન્વયદર્શન થાય છે, તે પરિસ્ફૂટ નથી, કેમકે પ્રમાણથી બાધિત છે એકપણ પ્રમાણથી બાધિત ન હોય, તે અન્વયદર્શન જ પરિસ્ફૂટ છે અને તે જ દર્શન, 'ભિન્ન–ભિન્ન પર્યાયો સાથે સકળાયેલુ સ્થિર એક દ્રવ્ય છે' એવા નિર્ણયમા નિયામક છે આ પરિસ્ફૂટદર્શન પ્રમાણબાધિત નથી, કેમકે તે દર્શન સત્ય પ્રત્યભિજ્ઞાનદ્વારા સિદ્ધ છે એટલે કે 'એ ભિન્ન ભિન્ન પર્યાયો વખતે "આ તે જ છે" ઈત્યાદિરૂપ જે પ્રત્યભિજ્ઞાન થાય છે, તે અસત્ય છે' એમ પ્રમાણથી કે વ્યવહારથી સિદ્ધ થતુ નથી કહ્યુ જ છે કે "*બધી પદાર્થ વ્યક્તિઓ ક્ષણે ક્ષણે બદલાય છે છતા તેઓ સર્વથા વિશેષ (=ભિન્ન) નથી કારણ કે ચય અને અપચય હોવા છતા (મીમાસકમતે) આકૃતિ અને જાતિની વ્યવસ્થા છે*"

---

१ हैमसूत्रे ७–२–६१ । २॥ अपस्मयते पूर्ववृत्त विस्मयतेऽनेन । रोगविशेष ।

वस्तुतत्त्व चोत्पादव्ययध्रौव्यात्मकम् । **तथाहि** –सर्व वस्तु द्रव्यात्मना नोत्पद्यते विपद्यते वा, परिस्फुटमन्वयदर्शनात् । लूनपुनर्जातनखादिष्वन्वयदर्शनेन व्यभिचार इति न वाच्यम्, **प्रमाणेन** बाध्यमानस्यान्वयस्यापरिस्फुटत्वात् । न च प्रस्तुतोऽन्वय प्रमाणविरुद्ध, सत्यप्रत्यभिज्ञानसिद्धत्वात् । *"सर्वव्यक्तिषु नियत क्षणे क्षणेऽन्यत्वमथ च न विशेष । सत्योश्चित्यपचित्योराकृतिजातिव्यवस्थानात्"*[1] ॥ इति वचनात् ॥

**ततो** द्रव्यात्मना स्थितिरेव सर्वस्य वस्तुन । पर्यायात्मना तु सर्व वस्तूत्पद्यते विपद्यते च, अस्खलितपर्यायानुभवसद्भावात्। **न चैव** शुक्ले शङ्खे पीतादिपर्यायानुभवेन व्यभिचार , **तस्य** स्खलद्रूपत्वात् । न खलु सोऽस्खलद्रूपो येन पूर्वाकारविनाशाजहद्धृतोत्तराकारोत्पादाविनाभावी भवेत् । न च जीवादो वस्तुनि हर्षामर्षौदासीन्यादिपर्यायपरम्परानुभव स्खलद्रूप **कस्यचिद्** बाधकस्याभावात् ॥

## પર્યાયરૂપે વસ્તુની ઉત્પત્તિ-વિનાશશીલતા

તેથી બધી વસ્તુઓ દ્રવ્યરૂપે સ્થિર છે તથા પર્યાયોનો અસ્ખલિત અનુભવ થતો હોવાથી દરેક વસ્તુ પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે, અને વિનાશ પામે છે અર્થાત્ જે વસ્તુમા જે પર્યાયોનો પ્રમાણથી અસ્ખલિત (=અબાધિત) અનુભવ થાય, તે વસ્તુ તે-તે પર્યાયરૂપે ઉત્પત્તિશીલ અને વિનાશશીલ છે અલબત્ત, સફેદ શખાદિમા ચક્ષુદોષાદિના કારણે પીળાપર્યાયનો અનુભવ થાય છે, પરતુ તે પ્રમાણબાધિત હોવાથી અસ્ખલિત નથી માટે ભ્રાન્તિથી પીળાપર્યાયરૂપે શખની અનુભૂતિ થાય, તો પણ વ્યભિચારદોષ આવતો નથી તે જ અનુભવ અસ્ખલદ્રૂપ કહી શકાય કે જે, પૂર્વસ્વરૂપના નાશસહિત ઉત્તરાકારના ઉત્પાદના સ્વીકારને અવિનાભાવી હોય એટલે કે વસ્તુના પૂર્વપર્યાયના નાશપૂર્વકના જ, ઉત્તરપર્યાયનો અનુભવ અસ્ખલદ્રૂપ કહેવાય સફેદ શખમા થતો પીળા પર્યાયનો અનુભવ આવો નથી કેમકે પીળો પર્યાય સફેદાત્મકપૂર્વપર્યાયના નાશને સલગ્ન નથી, કારણ કે ત્યારે સફેદ પર્યાય નાશ નથી પામ્યો, પરતુ ઉપસ્થિત જ છે જીવાદિપદાર્થમા હર્ષ, ક્રોધ, ઉદાસીનતાઆદિ પર્યાયોની પરપરાનો જે અનુભવ થાય છે, તે અનુભવને બાધક કોઇ પ્રમાણ નથી તેથી તે અનુભવ સ્ખલદ્રૂપ નથી, પણ અસ્ખલદ્રૂપ જ છે તેથી 'જીવાદિપદાર્થો હર્ષવગેરે પર્યાયોરૂપે ઉત્પન્ન થાય અને વિનાશ પામે' એમ હોવામા કોઇ બાધ નથી

## ભેદાભેદથી ત્રૈલક્ષણ્ય વિચાર

**શકા** – ઉત્પાદ-વિનાશ અને સ્થિરતા પરસ્પર ભિન્ન છે કે અભિન્ન ? જો ભિન્ન હોય, તો વસ્તુમા સમાનકાળે એ ભિન્ન ધર્મો હોઇ શકે નહિ તેથી વસ્તુનુ સ્વરૂપ કા તો ઉત્પાદરૂપ, કા તો વ્યયરૂપ, કા તો ધ્રૌવ્યાત્મક હોઇ શકે, કિન્તુ ત્રયાત્મક ન હોઇ શકે તથા જો આ ત્રણે પરસ્પરઅભિન્ન હોય, તો પણ વસ્તુને ત્રયાત્મક કહી શકાય નહિ કેમકે પરસ્પર ભેદરેખા ન હોવાથી એ ત્રણે એકરૂપ જ છે કહ્યુ જ છે કે "જો*ઉત્પાદાદિ પરસ્પર ભિન્ન હોય તો વસ્તુ ત્રયાત્મક શી રીતે (ઘટે)? અને જો પરસ્પર અભિન્ન હોય, તો પણ વસ્તુ ત્રયાત્મક શી રીતે ઘટે ?*"

**સમાધાન** – આ ત્રણેના લક્ષણો કથચિત્ ભિન્ન છે, તેથી તેઓ પણ કથચિત્ ભિન્ન છે અર્થાત્ તેઓ સર્વથા ભિન્ન ન હોવા છતા, કથચિત્ ભિન્ન તો છે જ આ ભિન્નતાને લક્ષમા લઇને જ વસ્તુને ત્રયાત્મક ગણવામા આવે છે તેઓની પરસ્પરભિન્નતા સાધક અનુમાનપ્રયોગ આ છે→ "*ઉત્પાદ, વિનાશ અને ધ્રૌવ્ય કથચિત્ ભિન્ન છે, કેમકે ભિન્નલક્ષણવાળા છે, જેમકે રૂપાદિ* " જેમ રૂપરસાદિ પરસ્પર ભિન્નલક્ષણવાળા હોઇ ભિન્ન છે તેમ ઉત્પાદાદિ પણ ભિન્નલક્ષણવાળા હોઇ ભિન્ન છે ઉત્પાદાદિ ભિન્નલક્ષણવાળાતરીકે અસિદ્ધ નથી ઉત્પાદનુ લક્ષણ છે અસત્નો આત્મલાભ (=પ્રાદુર્ભાવ) અર્થાત્ પૂર્વે અવિદ્યમાન સ્વરૂપનો આવિર્ભાવ

१ तत्त्वार्थभाष्ये – ५ – २९ ।

ननूत्पादादयः परस्परं भिद्यन्ते न वा ? यदि भिद्यन्ते, कथमेकं वस्तु त्र्यात्मकम् ? न भिद्यन्ते चेत् ? तथापि कथमेकं त्र्यात्मकम् ? तथा च– "*यद्युत्पादादयो भिन्नाः कथमेकं त्र्यात्मकम् । अथोत्पादादयोऽभिन्नाः कथमेकं त्र्यात्मकम्*" इति चेत् ? तदयुक्तं, कथंचिद् भिन्नलक्षणत्वेन तेषां कथञ्चिद्भेदाभ्युपगमात् । तथाहि–उत्पादविनाशध्रौव्याणि स्याद् भिन्नानि, भिन्नलक्षणत्वात्, रूपादिवदिति । न च भिन्नलक्षणत्वमसिद्धम् । असत आत्मलाभः, सतः सत्तावियोगः, द्रव्यरूपतयानुवर्तनं च खलूत्पादादीनां परस्परमसंकीर्णानि लक्षणानि सकललोकसाक्षिकाण्येव ॥

न चामी भिन्नलक्षणा अपि परस्परानपेक्षाः, खपुष्पवदसत्त्वापत्तेः । तथाहि–उत्पादः केवलो नास्ति, स्थितिविगमरहितत्वात् कूर्मरोमवत् । तथा विनाशः केवलो नास्ति, स्थित्युत्पत्तिरहितत्वात्, तद्वत् । एवं स्थितिः केवला नास्ति, विनाशोत्पादशून्यत्वात्, तद्वदेव । इत्यन्योऽन्यापेक्षाणामुत्पादादीनां वस्तुनि सत्त्वं प्रतिपत्तव्यम् । तथाचोक्तम्–'*घटमौलिसुवर्णार्थी नाशोत्पादस्थितिष्वयम् । शोकप्रमोदमाध्यस्थ्यं जनो याति सहेतुकम् ॥ १ ॥ पयोव्रतो न दध्यत्ति न पयोऽत्ति दधिव्रतः । अगोरसव्रतो नोभे तस्माद् वस्तु त्रयात्मकम् ॥ २ ॥*" इति काव्यार्थः ॥ २१ ॥

---

ઉત્પાદનુ લક્ષણ છે વિદ્યમાન સ્વરૂપની સત્તાનો વિયોગ (અર્થાત્ વિદ્યમાનસ્વરૂપનુ વિઘટન)વિનાશનુ લક્ષણ છે અને દ્રવ્યરૂપે અનુવર્તન (=વિદ્યમાન રહેવુ) સ્થિરતાનુ લક્ષણ છે ઉત્પાદાદિના આ લક્ષણોની પરસ્પર અસકીર્ણતા લોકપ્રસિદ્ધ છે (=એકના લક્ષણમા અન્યના લક્ષણનો કે લક્ષણના મુખ્ય ઘટકનો પ્રવેશ થતો નથી) તેથી ઉત્પાદવગેરે ભિન્ન છે તેથી વસ્તુ ત્રયાત્મક સિદ્ધ થાય છે

## ભિન્ન ઉત્પાદાદિ પરસ્પરસાપેક્ષ

શકા – આ ત્રણેના લક્ષણો પરસ્પરથી ભિન્ન હોવાથી તેઓ પણ પરસ્પર ભિન્ન થશે અને વસ્તુ ભિન્નધર્મોથી યુક્ત સભવતી ન હોવાથી ત્રયાત્મક સિદ્ધ થશે નહિ

સમધાન – આ ત્રણે ભિન્નલક્ષણવાળા હોવા છતા, સર્વથા એકબીજાથી નિરપેક્ષ નથી કેમકે, તેમ હોય તો આ ત્રણેને અને વસ્તુને ખપુષ્પની જેમ અસત્ થવાની આપત્તિ છે તે આ પ્રમાણે→ વસ્તુનો માત્ર ઉત્પાદ નથી, કેમકે સ્થિરતા અને વિનાશથી રહિત છે, જેમકે કાચબાના રોમ કાચબાના રોમની જેમ, જેમા સ્થિતિ અને વિગમ નથી તેની ઉત્પત્તિ પણ નથી એ જ પ્રમાણે વસ્તુનો માત્ર વિનાશ પણ નથી કેમકે ઉત્પત્તિ અને સ્થિતિથી રહિત છે, જેમકે કાચબાના રોમ એવ, વસ્તુની માત્ર સ્થિતિ પણ નથી, કેમકે ઉત્પત્તિ અને વિનાશથી રહિત છે, જેમકે કાચબાના રોમ આમ ઉત્પાદાદિને પોતપોતાની સત્તા માટે પરસ્પરની અપેક્ષા રહેલી છે તેથી 'વસ્તુમા ઉત્પાદઆદિ ત્રણે વિદ્યમાન છે' તેમ સ્વીકારવુ જ રહ્યુ કહ્યુ પણ છે કે– "*ઘડો, મુગટ, અને સુવર્ણની ઇચ્છાવાળા લોકો ઘડાના નાશથી મુગટની ઉત્પત્તિથી અને સોનાની સ્થિતિ (=સ્થિરતા)થી ક્રમશ શોક, હર્ષ અને માધ્યસ્થ્ય* (=શોક હર્ષ વિનાની અવસ્થા )ને પામે છે તે સહેતુક છે " (સોનાના ઘડાને ભાગીને તેનો મુગટ બનાવવામા આવે તો ઘડાની અપેક્ષાવાળાને શોક થાય, મુગટની ઇચ્છાવાળાને હર્ષ થાય, અને માત્ર સોનાની જ અપેક્ષાવાળાને તો સોનામા વધઘટ થઇ ન હોવાથી–ઉદાસીનતા હોય એ યુક્તિયુક્ત જ છે ) તથા "દૂધ જ પીવાની પ્રતિજ્ઞાવાળો દહિ ખાતો નથી, અને માત્ર દહિ જ ખાવાના વ્રતવાળો, દૂધ પીતો નથી પરતુ જેણે ગોરસના ત્યાગની પ્રતિજ્ઞા કરી છે, તે તો દૂધ પણ પીતો નથી અને દહિ પણ ખાતો નથી (કેમકે દૂધ અને દહિ ગોરસના જ બે પર્યાય છે તેથી ગોરસપણુ દૂધ અને દહિ બન્નેમા છે ગોરસ જ દૂધરૂપે નષ્ટ થાય છે અને દહિરૂપે ઉત્પન્ન થાય છે, અને ગોરસરૂપે કાયમ રહે છે તેથી ઉપરોક્ત ત્રણે વાત ઘટી શકે છે તેથી વસ્તુ ત્રયાત્મક સિદ્ધ થાય છે ) ॥ ૨૧ ॥

---

१ आप्तमीमांसा ५९, ६० ।

अथान्ययोगव्यवच्छेदस्य प्रस्तुतत्वात् आस्तां तावत्साक्षाद् भवान्, भवदीयप्रवचनावयवा अपि परतीर्थिकतिरस्कारबद्धकक्षा इत्याशयवान् स्तुतिकारः स्याद्वादव्यवस्थापनाय प्रयोगमुपन्यस्यन् स्तुतिमाह –

**अनन्तधर्मात्मकमेव तत्त्वमतोऽन्यथा सत्त्वमसूपपादम् ।**
**इति प्रमाणान्यपि ते कुवादिकुरङ्गसंत्रासनसिंहनादाः ॥ २२ ॥**

*तत्त्वं* = परमार्थभूतं वस्तु जीवाजीवलक्षणम् अनन्तधर्मात्मकमेव । अनन्तास्त्रिकालविषयत्वाद् अपरिमिता ये धर्मा सहभाविनः क्रमभाविनश्च पर्यायाः । त *एवात्मा*=स्वरूपं यस्य *तदनन्तधर्मात्मकम्* । एवकारः प्रकारान्तरव्यवच्छेदार्थः । अत एवाह–अतोऽन्यथा इत्यादि । *अतोऽन्यथा*–उक्तप्रकारवैपरीत्येन । *सत्त्वं*=वस्तुतत्त्वम् । *असूपपादं*–सुखेनोपपद्यते =घटनाकोटिसटङ्कमारोप्यते इति सूपपादं । न तथा असूपपादं, दुर्घटमित्यर्थः । अनेन साधनं दर्शितम् । **तथाहि**– तत्त्वमिति धर्मि । अनन्तधर्मात्मकत्वं साध्यो धर्मः । सत्त्वान्यथानुपपत्तेरिति हेतुः, अन्यथानुपपत्त्येकलक्षणत्वाद्धेतोः । अन्तर्व्याप्त्यैव[1] साध्यस्य सिद्धत्वाद् दृष्टान्तादिभिर्न प्रयोजनम् । यदनन्तधर्मात्मकं न भवति तत्सदपि न भवति, यथा वियदिन्दीवरम् इति केवलव्यतिरेकी हेतुः, साधर्म्यदृष्टान्तानां पक्षकुक्षिनिक्षिप्तत्वेनान्वयायोगात् ॥

## વસ્તુના અનન્તધર્મોની સિદ્ધિ

"આ બત્રીશીમા અન્યયોગવ્યવચ્છેદ પ્રસ્તુત છે, અને તે 'ભગવાન્ તો દૂર રહો, ભગવાન્ના પ્રવચનના અંશો પણ પરતીર્થિઓને પરાસ્ત કરવામા કુશળ છે' એમ દર્શાવવાથી સિદ્ધ થઈ શકશે" એવા આશયથી સ્યાદ્વાદની સ્થાપના કરતા સ્તુતિકારશ્રી કહે છે

**કાવ્યાર્થ** – "દરેક વસ્તુમા અનન્તધર્મો રહેલા છે એમ માન્યા વિના વસ્તુની સિદ્ધિ થઈ શકતી નથી" આ પ્રમાણે ઉલ્લેખ કરવામા સમર્થ તારા પ્રમાણો પણ કુવાદીરૂપહરણોને ત્રાસ પમાડવા માટે સિહગર્જના સમાન છે

દરેક જીવાજીવાદિપારમાર્થિકવસ્તુ અનન્તધર્માત્મક જ છે અર્થાત્ વસ્તુના ત્રણે કાળના જે અપરિમિત સહભાવી ધર્મો અને જે ક્રમભાવી પર્યાયો છે, તદુભયાત્મક જ વસ્તુ તત્ત્વ છે 'જ' કારથી અન્ય પ્રકારે સ્વરૂપનો નિષેધ થાય છે આ કારણથી જ કવિએ 'अतोऽन्यथा' ઈત્યાદિ શબ્દોનો પ્રયોગ કર્યો છે અતોઅન્યથા (સૂપપાદ=ઉક્ત પ્રકારથી સુખેથી સભવે અર્થાત્ ઘટાવી શકાય તે જે સહેલાઈથી સભવે નહિ તે અસૂપપાદ અર્થાત્) દુર્સભવિત છે આનાદ્વારા અનુમાનમા હેતુ દર્શાવ્યો અનુમાનપ્રયોગ→ તત્ત્વ (ધર્મી=પક્ષ) અનન્ત ધર્માત્મક છે (સાધ્ય) કેમકે સત્ત્વની અન્યથાઅનુપપત્તિ છે (હેતુ) કારણ કે 'અન્યથાઅનુપપત્તિ' એ એક જ હેતુનુ લક્ષણ છે (બૌદ્ધમતે હેતુના ત્રણ લક્ષણ છે, નૈયાયિકમતે હેતુના પાચ લક્ષણ છે, પરતુ આ લક્ષણો ઉપરોક્ત એક લક્ષણમા સમાવેશ પામી જાય છે, અને સર્વ હેતુઓમા ઉપરોક્ત એક લક્ષણ વ્યાપ્ત છે તેથી હેતુનુ ઉપરોક્ત એક જ લક્ષણ માનવુ યુક્તિયુક્ત અને લાઘવયુક્ત છે "તે તે પ્રયોગમા સાધ્યના અભાવમા હેતુનુ દર્શાવેલુ સ્વરૂપ ઉપપન્ન થઈ શકે નહિ" એવો આ લક્ષણનો આશય છે અર્થાત તે-તે પ્રયોગોમા દર્શાવેલા સ્વરૂપવાળો જે ધર્મ જે સાધ્ય વિના સુઘટ બની શકે નહિ, તે જ ધર્મ તે સાધ્યનુ અનુમાન કરાવવા હેતુ બની શકે, બીજા ધર્મો સદ્હેતુ ન બનતા હેત્વાભાસ બને છે ) અહી સાધ્યની સિદ્ધિ અન્તર્વ્યાપ્તિથી જ થતી હોવાથી, દૃષ્ટાતવગેરેનુ પ્રયોજન નથી 'જે અનન્તધર્માત્મક હોતુ નથી, તે સત્

[1] अन्तः पक्षमध्ये व्याप्तिः साधनस्य साध्याक्रान्तत्वमन्तर्व्याप्तिः । तयैव साध्यस्य गम्यस्य सिद्धेः प्रतीतेः । अत्रमर्थः । अन्तर्व्याप्त्या साध्यगमकत्वशक्तौ बाह्यव्याप्तेर्वर्णनं वन्ध्यमेव । साध्यसंसिद्ध्यशक्तौ बाह्यव्याप्तेर्वर्णनं व्यर्थमेव ।

अनन्तधर्मात्मकत्व च आत्मनि तावद् साकारानाकारोपयोगिता, कर्तृत्व, भोक्तृत्व, प्रदेशाष्टकनिश्चलता, अमूर्तत्वम्, असख्यातप्रदेशात्मकता, जीवत्वमित्यादय[2] सहभाविनो धर्मा । हर्षविषादशोकसुखदु खदेवनरनारकतिर्यक्त्वादयस्तु क्रमभाविन । धर्मास्तिकायादिष्वपि असख्येयप्रदेशात्मकत्वम्, गत्याद्युपग्रहकारित्वम्[3], मत्यादिज्ञानविषयत्वम्, तत्तदवच्छेदकावच्छेद्यत्वम्, अवस्थितत्वम्, अरूपित्वम्, एकद्रव्यत्वम्, निष्क्रियत्वमित्यादय । घटे पुनरामत्वम्, पाकजरूपादिमत्त्वम्, पृथुबुध्नोदरत्वम्, कम्बुग्रीवत्वम्, जलादिधारणाहरणसामर्थ्यम्, मत्यादिज्ञानज्ञेयत्वम्, नवत्वम्, पुराणत्वमित्यादय । एव सर्वपदार्थेष्वपि नानानयमताभिज्ञेन शाब्दानार्थांश्च पर्यायान् प्रतीत्य वाच्यम् ॥

પણ હેતુ નથી જેમકે આકાશકુસુમ' આ વ્યતિરેકવ્યાપ્તિ અને દૃષ્ટાત છે (જે જે સત્ છે તે-તે અનન્તધર્માત્મક છે આ અન્વયવ્યાપ્તિ છે ) અહી ત્રૈલોકયવર્તી સર્વ સત્ વસ્તુઓ પક્ષભૂત ધર્મી છે તેથી સાધન-સાધ્યની આ અન્વયવ્યાપ્તિ પક્ષમા જ મળે છે આને અન્તર્વ્યાપ્તિ કહે છે તથા સપક્ષનો અભાવ હોવાથી સાધર્મ્યદૃષ્ટાત મળી શકે તેમ નથી તેથી બાહ્યઅન્વયવ્યાપ્તિ મળતી નથી તેથી આ હેતુ કેવળવ્યતિરેકી છે

## જીવના અનત ધર્મો

હવે જીવદ્રવ્યના અનન્તધર્મો દર્શાવે છે આત્માના ધર્મો બે પ્રકારના છે સહભાવી અને ક્રમભાવી જે ધર્મો સદાકાળ દ્રવ્યસાથે સકળાએલા હોય, તે બધા સહભાવી ધર્મો કહેવાય છે જીવના સહભાવીધર્મો-[1]સાકારોપયોગ (=જ્ઞાનઉપયોગ), તથા અનાકારઉપયોગ (દર્શન ઉપયોગ), કર્તૃત્વ, ભોકતૃત્વ, આઠ પ્રદેશોની

१ सवसमारिजीवानामपि सवकाल मध्यगताष्टजीवप्रदेशा निश्चलतया सम्मता ॥ २ जीवसिद्धि चार्वाक प्रति, ज्ञानदर्शनोपयोगलक्षण नैयायिक प्रति, अमूर्तजीवस्थापन भट्टचार्वाकद्वय प्रति, कर्मकर्तृत्वस्थापन साख्य प्रति, स्वदेहप्रमितिस्थापन नैयायिकमीमासकसाख्यत्रय प्रति, कर्मभोक्तृत्वव्याख्यान बौद्ध प्रति, ससारस्य व्याख्यान सदाशिव प्रति, सिद्धत्वव्याख्यान भट्टचार्वाकद्वय प्रति, ऊर्ध्वगतिस्वभावकथन माण्डलिकग्रन्थकार प्रति, इति मतार्थो ज्ञातव्य । द्रव्यसग्रहवृत्तौ । ३ नित्यावस्थितान्यरूपाणि । आ आकाशादेकद्रव्याणि । निष्क्रियाणि च। असख्येया प्रदेशा धर्माधर्मयो । गतिस्थित्युपग्रहो धर्माधर्मयोरुपकार । तत्त्वार्थाधिगमभाष्य पचमाध्याय सूत्राणि ।

૧ ઉપયોગલક્ષણવાળો જીવ છે ઉપયોગ બે પ્રકારે (૧)સાકાર અને (૨) અનાકાર જ્ઞાનનો ઉપયોગ સાકાર કહેવાય તે આઠ પ્રકારે (૧)મતિ, (૨)શ્રુત, (૩)અવધિ, (૪)મન પર્યવ, (૫) કેવલજ્ઞાન તથા (૬)મતિઅજ્ઞાન (૭)શ્રુતઅજ્ઞાન (૮) વિભગજ્ઞાન (અવધિજ્ઞાનનો વિપર્યય ) મિથ્યાત્વથી યુક્ત જ્ઞાન અ(=કુત્સિત=ખરાબ) જ્ઞાન કહેવાય છે કેવલજ્ઞાન કેવળજ્ઞાનાવરણીયકર્મના સંપૂર્ણ ક્ષયથી પ્રગટે બાકીના તે-તે જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી પ્રગટે આ પ્રગટ થયેલુ જ્ઞાન લબ્ધિરૂપ છે જ્યારે તે જ્ઞાન વિષયના પરિચ્છેદમા પ્રવર્ત્તે, ત્યારે ઉપયોગ કહેવાય છે એ જ પ્રમાણે ચાર અનાકાર દર્શનઉપયોગ છે (૧)ચક્ષુદર્શન (૨) અચક્ષુદર્શન (૩)અવધિદર્શન અને (૪)કેવલદર્શન કુલ બાર ઉપયોગ છે આ વ્યવહારનયની અપેક્ષાએ સમજવુ નિશ્ચયનયથી 'અખડ કેવલજ્ઞાનઉપયોગ' જ જીવનુ લક્ષણ છે આ જ્ઞાન-દર્શન-ઉપયોગ જીવના સ્વભાવ છે નૈયાયિકો આ જ્ઞાન-દર્શનને ગુણ માની સમવાય સબધથી તેઓની આત્મામા વૃત્તિ માને છે, જે બરાબર નથી તે દર્શાવવા અહી જીવના ઉપયોગધર્મને બતાવ્યો (૨) સાંખ્યમતે પુરુષ (=જીવ) કર્તા નથી, પણ દૃષ્ટા છે, જે અયોગ્ય છે જીવ વ્યવહારથી જ્ઞાનાવરણીયાદિકર્મ તથા બાહ્યઘટપટાદિનો કર્તા છે, અને નિશ્ચયથી પોતાના જ રાગ-દ્વેષ-વગેરે અશુદ્ધ અને વીતરાગભાવાદિ શુદ્ધપરિણામોનો કર્તા છે (૩) એ જ પ્રમાણે ક્ષણિકવાદી બૌદ્ધમતે જે કર્તા છે, તે ભોકતા થઇ ન શકે તેથી તેનો નિરાસ કરવા 'જે જીવ કર્તા છે તે જ જીવ ભોકતા છે' એમ દર્શાવ્યુ છે જીવ વ્યવહારથી સ્વકર્મનો ભોકતા છે નિશ્ચયથી સ્વગુણોનો ભોકતા છે (૪)સિદ્ધ થયેલ જીવના તથા અયોગી કેવલીના સર્વ જીવપ્રદેશો સ્થિર છે સર્વ સયોગી સસારીજીવોના બધા આત્મપ્રદેશો સર્વદા ચલ છે, અને ઉકળતા પાણીની જેમ સદા તેઓમાં કંપન ચાલુ છે, છતા તે બધા સસારી જીવોના પણ મધ્યના આઠપ્રદેશો સર્વદા સ્થિર રહે છે અને કર્મના લેપથી પણ વિમુક્ત છે (૫) જીવદ્રવ્ય રૂપ-રસ-ગન્ધ-સ્પર્શથી રહિત છે, તેથી નિશ્ચયથી તે અમૂર્ત છે (૬) જીવના આત્મપ્રદેશો લોકાકાશના આકાશપ્રદેશો જેટલા જ અસંખ્ય છે કેવળીસમુદ્ઘાતના ચોથાસમયે લોકાકાશના દરેક આકાશપ્રદેશને અવલબીને કેવળીનો એકએક આત્મપ્રદેશ રહ્યો હોય છે જીવત્વ એ જીવનો પારિણામિકભાવ છે આદિથી ભવ્યત્વ-અભવ્યત્વાદિ પણ જીવના આ ઉપરાત સહભાવી ધર્મો છે

अत्र चात्मशब्देनानन्तेष्वपि धर्मेष्वनुवृत्तिरूपमन्वयिद्रव्य ध्वनितम् । ततश्च *"उत्पादव्ययध्रौव्ययुक्त सत्"* इति व्यवस्थितम् । एव तावदर्थेषु । शब्देष्वपि उदात्तानुदात्तस्वरितविवृतसवृतघोषवदघोषताल्पप्राणमहाप्राणतादय तत्तदर्थ–प्रत्यायनशक्त्यादयश्चावसेया । अस्य हेतोरसिद्धविरुद्धानेकान्तिकत्वादिकण्टकोद्धार स्वयमभ्यूह्य । इत्येवमुल्लेख–शेखराणि *ते*=त । *प्रमाणान्यपि*=न्यायोपपन्नसाधनवाक्यान्यपि । आस्ता तावद् साक्षात्कृतद्रव्यपर्यायनिकायो भवान् । यावदेतान्यपि कुवादिकुरङ्गसन्त्रासनसिहनादा । *कुवादिन*=कुत्सितवादिन । एकाशग्राहकनयानुयायिनोऽन्यतीर्थिकास्त एव ससारवनगहनवसनव्यसनितया *कुरङ्गा*=मृगास्तेषा सम्यक्त्रासने *सिहनादा* इव सिहनादा । यथा सिहस्य नादमात्र–मप्याकर्ण्य कुरङ्गास्त्रासमासूत्रयन्ति, तथा भवत्प्रणीतेवप्रकारप्रमाणवचनान्यपि श्रुत्वा कुवादिनस्त्रस्नुतामश्*नुवते*– प्रतिव–चनप्रदानकातरता बिभ्रतीति यावत् । एकेक त्वदुपज्ञ प्रमाणमन्ययोगव्यवच्छेदकमित्यर्थ ॥

સ્થિરતા, અમૂર્તત્વ, અસખ્યાતા પ્રદેશાત્મકતા, જીવત્વ વગેરે છે આ ધર્મો ગુણ પણ કહેવાય છે હર્ષ, વિષાદ, શોક, સુખ, દુ ખ, દેવ, મનુષ્ય, નારક, તિર્યચઆદિ અવસ્થાઓ જીવના ક્રમભાવી ધર્મો છે અને તેઓ પર્યાયરૂપે પણ ઓળખાય છે

એ જ પ્રમાણે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોના પણ અનન્તધર્મો છે જેમકે (૧)અસખ્ય પ્રદેશાત્મકતા (૨) જીવ અને પુદ્ગળને ગત્યાદિમા માછલીને પાણીની જેમ સહાયકતા (ધર્માસ્તિકાય ગતિમા અને અધર્માસ્તિકાય સ્થિતિમા સહાયક છે ) (૩) મતિ, શ્રુત વગેરે જ્ઞાનદ્વારા ધર્માસ્તિકાયાદિના અસ્તિત્વ, સ્વરૂપ, સ્વભાવાદિનો નિશ્ચય થાય છે તેથી તેઓમા મત્યાદિજ્ઞાનની વિષયતા છે (૪) તે–તે અવચ્છેદકોથી અવચ્છિન્નતા, સ્વ–સ્વ વિશેષગુણાદિરૂપ તે–તે વિશેષણોને લીધે તેઓમા વિશિષ્ટતા છે (૫) અવસ્થિતતા ધર્માસ્તિકાયવગેરે દ્રવ્યો અન્ય દ્રવ્યરૂપે થતા નથી એટલે સ્વરૂપે અવસ્થિત (સ્થિર) છે (૬) રૂપાદિ ગુણો ન હોવાથી અરૂપીપણુ તથા (૭) એકદ્રવ્યપણુ–જીવ અને પુદ્ગળ દ્રવ્યો અનેક છે, જ્યારે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો એક એક જ છે (૮) નિષ્ક્રિયતા (=ધર્માસ્તિકાયવગેરે ગતિઆદિ ક્રિયા કરતા ન હોવાથી નિષ્ક્રિય છે ) ઇત્યાદિ અનન્તધર્મો ધર્માસ્તિકાયવગેરેના છે ઘટમા આમત્વ, (=કાચાપણુ ) પાકાપણુ, રૂપાદિપણુ, વિસ્તૃત ઉદરવાળાપણુ, લાબી ડોકવાળાપણુ , જલવગેરેના ધારણમા અને લાવવામા સમર્થપણુ, મત્યાદિજ્ઞાનદ્વારા જ્ઞાત થવાની યોગ્યતા, નવાપણુ, જૂનાપણુ ઇત્યાદિ ધર્મો રહેલા છે આ જ પ્રમાણે સર્વપદાર્થોમા શબ્દ અને અર્થની અપેક્ષાએ રહેલા પર્યાયોને જૂદા–જૂદા નયોની દૃષ્ટિથી સ્વય સમજી લેવા

## ભગવદ્વચનો બીજાઓથી અપડકારણીય

અહી 'આત્મ'શબ્દદ્વારા અનન્તધર્મોમા અનુવર્તી નિત્ય અન્વયી દ્રવ્યનો સકેત થાય છે અર્થાત્ 'આત્મ' શબ્દથી માત્ર આત્મા=જીવદ્રવ્ય જ અનન્તધર્મમય છે, અને બીજા દ્રવ્યો અનન્તધર્મમય નથી, એવુ તાત્પર્ય કોઇએ સમજવુ નહિ પરતુ 'દ્રવ્યમાત્ર અનન્તધર્મયુક્ત છે ' એમ જ સમજવુ તેથી જ તત્ત્વાર્થકારે પણ *"ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્યયુક્ત હોય તે જ સત્ છે "* એમ જે કહ્યુ છે તે સુશોભન છે આ પ્રમાણે અર્થના (=શબ્દથી અભિધેય પદાર્થોના) અનન્તધર્મો બતાવ્યા આ જ પ્રમાણે શબ્દમા પણ અનન્તધર્મો સુ-ઉપપન્ન છે તે આ પ્રમાણે→ ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, વિવૃત્ત, સવૃત્ત, ઘોષવાળાપણુ , અઘોષતા , અલ્પપ્રાણવાળાપણુ , મહાપ્રાણપણુ , તે–તે અર્થનો બોધ કરાવવાની શક્તિવાળાપણુ , ઇત્યાદિ અનેક ધર્મો શબ્દના છે *'તત્ત્વ અનન્તધર્માત્મક છે કેમકે સત્ત્વની અન્યથા અનુપપત્તિ છે '* આ અનુમાનપ્રયોગમા દર્શાવેલા હેતુમાથી અસિદ્ધિ, વિરુદ્ધ, અનૈકાતિકતાવગેરે દોષોનો પરિહાર સ્વત વિચારી લેવો જેમકે "પક્ષભૂતધર્મી સત્ છે

अत्र प्रमाणानि इति वहुवचनमेव जातीयाना प्रमाणाना भगवच्छासने आनन्त्यज्ञापनार्थम्, एककस्य सूत्रस्य सर्वोदधिसलिलसर्वसरिद्वालुकानन्तगुणार्थत्वात् । तेपा च सर्वेपामपि सर्वविन्मूलतया प्रमाणत्वात् । अथवा "इत्यादि–वहुवचनान्ता गणस्य ससूचका भवन्ति" इति न्यायाद् 'इति' शब्देन प्रमाणवाहुल्यसूचनात् पूर्वार्द्धे एकस्मिन् अपि प्रमाणे उपन्यस्ते उचितमेव वहुवचनम् ॥ इति काव्यार्थ ॥ २२ ॥

તેથી તેમા સત્ત્વ છે તેથી હેતુમા આશ્રયાસિદ્ધિ દોષ નથી "

આ પ્રમાણે આપના વચનો ન્યાયથી યુક્ત અને તત્ત્વને સિદ્ધ કરવામા સાધનભૂત હોઇ પ્રમાણવચનો છે સકલલોકાલોકવર્તી સર્વકાલીન સઘળાય સત્ પદાર્થોનો સાક્ષાત્કરનાર હે સમદર્શી સ્વામિન્ ! તુ તો દૂર રહો! તારા આ પ્રમાણવાક્યો પણ કુવાદીરૂપહરણોને ત્રાસ પમાડવા સમર્થ છે સ્વાભિપ્રેત એકઅશગ્રાહકનયને અનુસરનારા પરવાદીઓ સસારવનમા રહેવાના સ્વભાવવાળા હોવાથી હરણ જેવા છે સિહગર્જનાથી જેમ હરણો ભય પામે છે, તેમ પ્રમાણવાક્યો સાભળી ઉત્તર આપવામા અસમર્થ પરવાદીઓ ત્રાસ અનુભવે છે અર્થાત્ તારુ એક એક પ્રમાણવચન પણ અન્યયોગવ્યવચ્છેદ કરવામા સમર્થ છે

### જિનશાસનમા પ્રમાણોની અનતતા

અહી કાવ્યમા 'પ્રમાણાનિ' એવા બહુવચનપ્રયોગદ્વારા કવિ એમ દર્શાવવા માગે છે કે, ભગવાનના શાસનમા અનન્ત પ્રમાણો છે તે આ પ્રમાણે→ ભગવાનના શાસનનુ એક–એક સૂત્ર સર્વસમુદ્રના પાણીની અને સર્વનદીઓની રેતીની સખ્યા કરતા પણ અનન્તગુણ અર્થોથી યુક્ત છે આ બધા અર્થો સર્વજ્ઞદૃષ્ટ હોવાથી પ્રમાણ છે આમ અર્થો અનત હોવાથી પ્રમાણો અનત છે અથવા "*ઈતિ, આદિ અને બહુવચનઅન્તવાળા શબ્દો આખા સમુદાયના સૂચક હોય છે*" આ ન્યાયથી કાવ્યગત 'ઈતિ' શબ્દદ્વારા બહુપ્રમાણોનુ સૂચન થાય છે તેથી પૂર્વાર્ધમા એક પ્રમાણનો જ ઉલ્લેખ હોવા છતા 'प्रमाणानि' એમ બહુવચનનો પ્રયોગ કર્યો છે ॥૨૨॥



अनन्तरम । ।र्मात्मकत्व वस्तुनि साध्य मुकुलितमुक्तम् । तदेव सप्तभङ्गीप्ररूपणद्वारेण प्रपञ्चयन् भगवतो निरतिशय वचनातिश । स्तुवन्नाह –

**अपर्यय वस्तु समस्यमानमद्रव्यमेतच्च विविच्यमानम् ।**
**आदेशभेदोदितसप्तभङ्गमदीदृशस्त्व बुधरूपवेद्यम् ॥ २३ ॥**

*समस्यमान*– सक्षेपेणोच्यमान *वस्तु अपर्ययम्*=अविवक्षितपर्यायम् । वसन्ति गुणपयाया अस्मिन्निति वस्तु धमा–धर्माकाशपुद्गलकालजीवलक्षण द्रव्यपट्कम् । अयमभिप्राय । यदकमव वस्तु आत्मघटादिक चेतनाचतन सतामपि पर्यायाणामविवक्षया द्रव्यस्पमेव वस्तु (?) वक्तुमिष्यते । तदा सक्षेपेणाभ्यन्तरीकृतसकलपर्यायनिकाय–त्वलक्षणेनाभिधीयमानत्वात् अपययमित्युपदिश्यते । केवलद्रव्यरूपमेव इत्यर्थ । यथात्माय घटोऽयमित्यादि, पयायाणा

### સપ્તભગી પ્રરૂપણા

પૂર્વેના કાવ્યમા વસ્તુના અનન્તધર્મેની સિદ્ધિ સામાન્યથી કરી હવે સપ્તભગીની પ્રરૂપણાદ્વારા તેનો વિસ્તાર કરે છે સાથે સાથે ભગવાનના નિરતિશય વચનાતિશયની પણ સ્તવના કરતા કવિશ્રી કહે છે

**કાવ્યાર્થ** – વસ્તુ દ્રવ્યપર્યાયઉભયાત્મક છે, જ્યારે વસ્તુનો સક્ષેપથી નિર્દેશ કરવામા આવે છે, ત્યારે પર્યાયોને ગૌણ કરી માત્ર દ્રવ્યનો જ નિર્દેશ કરાય છે અને જ્યારે તેનો વિસ્તારથી ઉલ્લેખ કરાય છે, ત્યારે દ્રવ્ય ગૌણ થાય છે, અને માત્ર પર્યાયોનો જ ઉલ્લેખ કરાય છે તથા તે જ વસ્તુની સકળાદેશ (=પ્રમાણ) અને વિકલાદેશ (=નય) ના ભેદથી સાતપ્રકારે પ્રરૂપણા થઇ શકે છે પરતુ તેવા સ્વરૂપવાળા વસ્તુને માત્ર પડિતો જ સમજી શકે છે અને તેવુ પ્રતિપાદન પણ ભગવાન્ ! માત્ર તુ જ કરી શકે છે

### સક્ષેપથી વસ્તુની માત્ર દ્રવ્યરૂપતા

જ્યારે વસ્તુ સક્ષેપથી બતાવાય છે, ત્યારે તેના પર્યાયોની વિવક્ષા કરાતી નથી જેમા ગુણ અને પર્યાયો રહેતા હોય, તે વસ્તુ કહેવાય છે ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગળ, કાળ અને જીવ આ છ દ્રવ્યો વસ્તુ છે વસ્તુમાત્રમા હમેશા પર્યાયો રહ્યા છે, છતા જ્યારે આત્મા કે ઘટાદિરૂપ ચેતન કે અચેતનવસ્તુના માત્ર દ્રવ્યરૂપની જ વિવક્ષા કરવી ઇષ્ટ હોય છે, ત્યારે તે વસ્તુનુ સક્ષેપથી નિરૂપણ થાય છે અને તે વખતે સઘળાય પર્યાયોનો અન્તર્ભાવ (=ગૌણભાવ) કરવામા આવે છે તેથી તે વસ્તુ અપર્યય (=પર્યાયરહિત = માત્ર દ્રવ્ય તરીકે) ઉપદિષ્ટ થાય છે જેમકે આ "આત્મા છે" "આ ઘડો છે"

**શકા** – ભિન્ન પર્યાયોનો દ્રવ્યમા અન્તર્ભાવ શી રીતે થઇ શકે ?

**સમાધાન** – પર્યાયો દ્રવ્યથી એકાતે ભિન્ન નથી, પરતુ કથચિત્ અભિન્ન છે તેથી કથચિત્ દ્રવ્યરૂપ જ છે આ જ કારણથી શુદ્ધસગ્રહ વગેરે દ્રવ્યાસ્તિકનયો પર્યાયોને દ્રવ્યથી પૃથગ્ માનતા નથી, અને માત્ર દ્રવ્યને જ સ્વીકારે છે 'પર્યવ' અને 'પર્યાય' એ 'પર્યય' ના પર્યાયવાચી શબ્દો છે

### પૃથગરૂપે વસ્તુ માત્ર પર્યાયરૂપ

તથા જ્યારે પૃથગરૂપે વિવક્ષા કરવી હોય છે, ત્યારે વસ્તુના માત્ર પર્યાયોનો જ નિર્દેશ કરાય છે દ્રવ્ય પોતે ગૌણ બની જાય છે અને તેની વિવક્ષા કરાતી નથી તેથી તે વસ્તુ અદ્રવ્ય (=માત્ર પર્યાયરૂપે) જ

द्रव्यानतिरेकात्। अतएव द्रव्यास्तिकनया शुद्धसग्रहादयो द्रव्यमात्रमेवेच्छन्ति पर्यायाणा तदविष्वग्भूतत्वात्। पर्यय पर्यव पर्याय इत्यनर्थान्तरम्। *अद्रव्यमित्यादि*। च पुनरर्थे। स च पूर्वस्माद् विशेषद्योतन भिन्नक्रमश्च। *विविच्यमान चेति*, विवेकन पृथग्रूपतयोच्यमान पुनरेतद् वस्तु *अद्रव्यमेव*। अविवक्षितान्वयिद्रव्य केवलपर्यायरूपमित्यर्थ ॥

**यदा** ह्यात्मा ज्ञानदर्शनादीन् पर्यायानधिकृत्य प्रतिपर्याय विचार्यते, तदा पर्याया एव प्रतिभासन्ते, न पुनरात्माख्य किमपि द्रव्यम्। एव घटोऽपि कुण्डलोष्ठपृथुबुध्नोदरपूर्वापरादिभागाद्यवयवापेक्षया विविच्यमान पर्याया एव, न पुनर्घटाख्य तदतिरिक्त वस्तु। अतएव पर्यायास्तिकनयानुपातिन **पठन्ति** → "*भागा एव हि भासन्ते सनिविष्टास्तथा तथा। तद्वांन्नैव पुन कश्चिन्निर्भाग सप्रतीयते।*" इति। ततश्च द्रव्यपर्यायोभयात्मकत्वेऽपि वस्तुनो द्रव्यनयार्पणया पर्यायनयानर्पणया च द्रव्यरूपता, पर्यायनयार्पणया[१] द्रव्यनयानर्पणया च पर्यायरूपता, उभयनयार्पणया च तदुभयरू– पता। *अत एवाह* **वाचकमुख्य** *"अर्पितानर्पितसिद्धे"* इति। एवविध द्रव्यपर्यायात्मक वस्तु *त्वमेवादीदृशस्त्वमेव* दर्शितवान् नान्य इति काक्वावधारणावगति ॥

---

વિવક્ષિત થાય છે આત્માવગેરેવસ્તુઓ સામાન્યથી પોતાના પર્યાયોદ્વારા જ્ઞાત થતા હોય છે તેથી જ્યારે જ્ઞાનદર્શનાદિ પર્યાયોને આગળ કરી આત્માનો વિચાર કરવામા આવે છે, ત્યારે માત્ર પર્યાયો જ પ્રતિભાસે છે આત્મા ભિન્ન દ્રવ્યરૂપે દેખાતો નથી એ જ પ્રમાણે, ઘડાનો ગોળાકાર કાઠો, પૃથુબુધ્નોદર, પૂર્વભાગ, પાછળનો ભાગ વગેરે અવયવોની અપેક્ષાએ જ્યારે વિભાગ કરવામા આવે છે, ત્યારે આ બધા પર્યાયો જ માત્ર દૃષ્ટિગોચર બને છે, અને પર્યાયોથી ભિન્ન ઘટદ્રવ્ય દૃષ્ટિગોચર બનતુ નથી તેથી જ પર્યાયનયવાદીઓ કહે છે– *"તેવા–તેવા પ્રકારે સયોજાયેલા ભાગો જ ભાસિત થાય છે પરતુ તે ભાગવાળી કોઈ નિરશ વસ્તુ પ્રતીત થતી નથી"* તેથી વસ્તુ દ્રવ્ય–પર્યાયઉભયાત્મક હોવા છતા, જ્યારે દ્રવ્યનયને પ્રધાન કરવામા આવે છે, અને પર્યાયનયને ગૌણ કરવામા આવે છે, ત્યારે તે વસ્તુ માત્ર દ્રવ્યરૂપ જ ભાસે છે, તથા જ્યારે પર્યાયનયને મુખ્ય કરવામા આવે છે, અને દ્રવ્યનયને ગૌણ કરવામા આવે છે, ત્યારે તે માત્ર પર્યાયરૂપે જ ભાસે છે અને જ્યારે બને નયને પ્રધાન બનાવવામા આવે છે, ત્યારે વસ્તુ દ્રવ્ય–પર્યાય ઉભયાત્મક ભાસે છે અતએવ, **વાચકમુખ્યશ્રીએ** કહ્યુ છે કે, *"દ્રવ્યનય અને પર્યાયનયને મુખ્ય કે ગૌણ કરવાથી વસ્તુની સિદ્ધિ થાય છે"* હે ભગવન્! આ પ્રમાણે દ્રવ્યપર્યાયસ્વરૂપવાળા વસ્તુનુ નિદર્શન માત્ર તે જ કર્યુ છે, અન્ય કોઈએ નહિ કાવ્યમા શબ્દથી આવો નિર્દેશ થયો નથી, છતા તેનો બોધ 'કાક્વ' અવધારણદ્વારા થાય છે

**શકા** – દ્રવ્યના નામ અને જ્ઞાન, પર્યાયના નામ અને જ્ઞાનથી ભિન્ન છે તો એક જ વસ્તુ દ્રવ્યપર્યયઉભયાત્મક શી રીતે હોઈ શકે? કેમકે વસ્તુ ભિન્નધર્મોથી યુક્ત હોઈ શકે નહિ

**સમધાન** – આ શકાના નિરાકરણઅર્થે કવિએ 'આદેશભેદ' ઈત્યાદિ વિશેષણ મૂક્યુ છે સકળાદેશ અને વિકળાદેશ એમ આદેશ બે પ્રકારે છે આ બે આદેશના ભેદથી સાતપ્રકારની વચનરચના દરેક વસ્તુઅગે થઈ શકે છે ( જેથી પરસ્પરવિરુદ્ધ દેખાતા દ્રવ્ય અને પર્યાયથી યુક્ત વસ્તુ ઉપપન્ન બની શકે છે )

## પરદર્શનકારોનુ મિથ્યાત્વજનિતઅજ્ઞાન

**શકા** – જો ભગવાને સર્વજીવોને સમાનરૂપે આ પ્રમાણે તત્ત્વનુ નિરૂપણ કર્યુ છે તો અન્યવાદીઓ શા માટે આ વસ્તુસ્વરૂપનો સ્વીકાર કરતા નથી?

**સમાધાન** – ભગવાનના આ સૂક્ષ્મ નિરૂપણને નિસર્ગજ (નિસર્ગ=તથાસ્વભાવથી જ ઉપદેશાદિ વિના

---

१ तत्त्वार्थाधिगमसूत्र ५–३२।

नन्वन्याभिधानप्रत्यययोग्य द्रव्यम्, अन्याभिधानप्रत्ययविषयाश्च पर्याया । तत्कथमेकमव वस्तूभयात्मकम् ? इत्याशङ्क्य विशेषणद्वारेण परिहरति आदेशभेदेत्यादि । *आदेशभेदेन* सकलादेशविकलादेशलक्षणेन आदेशद्वयेन *उदिता*=प्रतिपादिता *सप्तसख्या भङ्गा*=वचनप्रकारा यस्मिन् वस्तुनि तत्तथा । ननु यदि *भगवता*=त्रिभुवनवन्धुना निविशषतया सर्वेभ्य एवविध वस्तुतत्त्वमुपदर्शितम्, तर्हि किमर्थ तीर्थान्तरीया तत्र विप्रतिपद्यन्ते ? इत्याह *'बुधरू—पवेद्यम्'* इति । वुध्यन्ते यथावस्थित वस्तुतत्त्व सारेतरविषयविभागविचारणया इति वुधा । प्रकृष्टा वुधा बुधरू—पा, नेसगिकाधिगमिकान्यतरसम्यग्दर्शनविशदीकृतज्ञानशालिन प्राणिन । तरव वेदितु शक्य वद्य=परिच्छेद्यम्, न पुन स्वस्वशास्त्रतत्त्वाभ्यासपरिपाकशाणानिशातवुद्धिभिरप्यन्य , तेषामनादिमिथ्यादशनवासनादूषितमतितया यथावस्थितवस्तुतत्त्वानवबोधेन बुधरूपत्वाभावात् । तथा चागम– *"सदसदविसेसणाउ भवहेउजहिट्ठिआवलभाउ । णाणफलाभावाउ मिच्छादिट्ठिस्स अण्णाण"* ॥

---

પ્રાપ્ત થયેલુ ) કે અધિગમજ (==ગુરુઉપદેશાદિથી પ્રાપ્ત થયેલ ) સમ્યક્ત્વથી વિશુદ્ધ થયેલા જ્ઞાનવાળા વિદ્વાન પુરુષોજ સમજી શકે છે કેમકે તેઓ સાર (=ઉપાદય ) અને અસાર (=હેય ) વસ્તુના વિભાગનો વિચાર કરવામા સમર્થ છે પોતપોતાના શાસ્ત્રતત્ત્વના અભ્યાસને લીધે તીક્ષ્ણ બુદ્ધિવાળા પણ બીજાઓ (પરદર્શનકારો ) આ તત્ત્વ સમજી શકે તેમ નથી, કેમકે અનાદિમિથ્યાત્વના સસ્કારથી દૂષિત થયેલી બુદ્ધિવાળા હોવાથી તેઓ યથાવસ્થિત વસ્તુતત્ત્વનો અવબોધ કરવામા સમર્થ નથી તેથી તેઓ વાસ્તવમા બુધરૂપ (=વિશુદ્ધવિદ્વાન ) નથી આગમમા પણ બતાવ્યુ છે કે, *"મિથ્યાત્વીનુ જ્ઞાન અજ્ઞાન છે, કેમકે (૧) તેમા સત્ અને અસતનો વિશેષ નથી (=સત્‌અસત્‌નો વિવેક નથી )(૨ ) તે સસારનો હેતુ છે, તથા (૩) યદૃચ્છા ઉપલભરૂપ છે (મત્તના પ્રલાપની જેમ યથેચ્છબોધ છે) તથા (૪) તેમા જ્ઞાનનુ ફળ (=વિરતિ અને પરપરાએ મોક્ષ ) નથી "*

## સ્વામીઅપેક્ષાએ શ્રુતનુ સમ્યગ્‌મિથ્યાપણુ

અતએવ, શાસ્ત્રકાર પરમર્ષિઓ મિથ્યાત્વીએ ભણેલા દ્વાદશાગને પણ મિથ્યાશ્રુત તરીકે વર્ણવે છે (મિથ્યાત્વી વધુમા વધુ બારમા દૃષ્ટિવાદ નામના અગના નવ પૂર્વ સુધી ભણી શકે બાકીના અગ્યારઅગ પૂરા ભણી શકે ) કેમકે મિથ્યાત્વીઓ યુક્તિથી નિરપેક્ષ થઇ ને સ્વેચ્છામુજબ જ વસ્તુતત્ત્વનો બોધ કરે છે સમ્યગ્‌દૃષ્ટિજીવે ભણેલુ મિથ્યાશ્રુત પણ સમ્યક્‌શ્રુતરૂપે પરિણમે છે, કેમકે તેઓ હંમેશા સર્વજ્ઞના ઉપદેશને અનુસરનારા હોય છે, તેથી મિથ્યાશ્રુતના વચનોનો પણ યથોચિત વિધિ–નિષેધરૂપ અર્થ કરે છે અર્થાત્ સગત વિધિ નિષેધને બાધ ન પહોચે, બલ્કે તેઓ પુષ્ટ થાય એ પ્રમાણે જ દરેક વચનોનો અર્થ કરતા સમ્યક્ત્વી જીવને જ આવડે જેમકે વેદમા'अजे यष्टव्यम्' એવુ વાક્ય છે મિથ્યાત્વીઓ અજ=પશુ એવો અર્થ કરે છે એટલે કે "પશુઓ વડે યજ્ઞ કરવો" એવો અર્થ કરે છે જે 'मा हिंस्यात् सवभूतानि' ઇત્યાદિ નિષેધને બાધક છે જ્યારે સમ્યક્ત્વી અહી અજનો *'ઉત્પન્ન થઇ ન શકે એવા ત્રણવર્ષ જૂના જવ–ડાગર, પાચવર્ષ જૂના તલ–મસૂરવગેરે તથા સાત વર્ષ જૂના કગુ, સરસવવગેરે ધાન્ય "* એવો અર્થ કરે છે આટલા જૂના ધાન્ય જીવ વિનાના (અચિત્ત ) હોય છે તેથી *"આવા વાવવામા આવે તો ઉગે નહિ, એવા અચિત્તધાન્યથી યજ્ઞ કરવો "* એવો અર્થ સમ્યક્ત્વી કરે છે ( પ્રશ્ન – આમ 'અચિત્ત ધાન્યથી યજ્ઞ કરવો ' એવો અર્થ કરવાથી સમકીતીને યજ્ઞનુ વિધાન માન્ય છે તેવી આપત્તિ આવશે કલ્પસૂત્રવગેરેમા 'યાગ ' વગેરેનો પૂજા અર્થ કરેલો છે જૈનમાન્ય આ પૂજાઅર્થ છોડી જૈનધર્મને અમાન્ય

---

१ छाया–सदसदविशेषणत भवहेतुयथास्थितोपलम्भात् । ज्ञानफलाभावान्मिथ्यादृष्टेरज्ञानम् ॥ विशेषावश्यक –११५ ।

૧ વાસ્તવમા તે જ જ્ઞાન–જ્ઞાન છે, જે સત્ અસત્‌નો યથાર્થ વિવેક કરી શકે, જિનપ્રણીત આગમથી પરિકર્મિત હોય, (આગમઅનુસારી હોય) મોક્ષનો હેતુ હોય અને વિરતિનુ જનક હોય

સ્વામીઅપેક્ષાએ શ્રુતન ...ગમિથ્યાપણ

तथा स्मार्ता अपि → *" न मासभक्षणे दोषो न मद्ये न च मैथुने । प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला"*[1] ॥ इति श्लोक पठन्ति । अस्य च यथाश्रुताथव्याख्यानेऽसम्बद्धप्रलाप एव । यस्मिन् हि अनुष्ठीयमाने दोषो नास्त्येव तस्मान्निवृत्ति कथमिव महाफला भविष्यति ? इज्याध्ययनदानादेरपि निवृत्तिप्रसङ्गात् । तस्माद् अन्यद् ऐदपर्यमस्य श्लोकस्य। **तथाहि** । न मासभक्षणे कृतेऽदोष अपि तु दोष एव । एव मद्यमथुनयोरपि । कथ नादोष इत्याह । यत प्रवृत्तिरेषा भूतानाम्। प्रवतन्त उत्पद्यन्तेऽस्यामिति *प्रवृत्ति*=उत्पत्तिस्थानम् *भूताना*=जीवानाम् । तत्तज्जीवससक्तिहेतुरित्यर्थ ॥

प्रसिद्ध च मासमद्यमेथुनाना जीवससक्तिमूलकारणत्वमागमे– *"आमासु य पक्वासु य विपच्चमाणासु मसपेसीसु । आयतिअमुववाओ भणिओ उ णिगोअजीवाण ॥ १ ॥ मज्जे महुम्मि मसम्मि णवणीयम्मि चउत्थए । उप्पज्जति अणता तव्वण्णा तत्थ जतूणो ॥ २ ॥ मेहुणसण्णारूढो णवलक्ख हणेइ सुहुमजीवाण । केवलिणा पण्णत्ता सद्दहिअव्वा सया काल ॥ ३ ॥"*[2] **तथाहि** – *"इत्थीजोणीए सभवति बेइंदिया उ जे जीवा । इक्को व दो व तिण्णि व लक्खपुहुत्त उ उक्कोस ॥ ४ ॥ पुरिसेण सह गयाए तेसि जीवाण होइ उद्दवण । वेणुगदिट्ठतेण तत्तायसलागाणाएण ॥ ५ ॥" ससत्ताया योनो द्वीन्द्रिया एते । शुक्रशोणितसभवास्तु गर्भजपञ्चेन्द्रिया इमे–"पचिंदिया मणुस्सा एगणरभुत्तणारिगब्भम्मि । उक्कोस णवलक्खा जायति एगवेलाए ॥ ६ ॥ णवलक्खाण मज्झे जायइ इक्कस्स दोण्ह य समत्ती । सेसा पुण एमेव य विलय वच्चति तत्थेव ॥*[3] *७ ॥"* तदेव जीवोपमर्दहेतुत्वाद् न मासभक्षणादिकमदुष्टमिति प्रयोग ॥

---

બોકડાથી યજ્ઞ એમ પરસ્પર વિરુદ્ધથી મુઝાઇ જાય અને છતા વેદપરની શ્રદ્ધા છોડવા તૈયાર ન હોય, ત્યારે સમજાવાય કે ભાઇ! વેદ પણ અહિસામા જ માને છે તેથી અહી યજ્ઞ કરવા માટે અજનો અર્થ બોકડો કરવાને બદલે અચિત્ત અને અયોનિજ (=જેમાથી ફરીથી ધાન્ય ઉત્પન્ન ન થાય )ધાન્ય એવો અર્થ કર (અહી સમકીતીને આમ વેદવચનના આધારે વેદાતીને સમજાવતો જોઇ સમકીતીને પણ વેદવચન પ્રમાણ છે એવો અર્થ તો નીકળતો જ નથી, અન્યથા વેદવચનોના આધારે જ ઇન્દ્રભૂતિ ગૌતમાદિને સમજાવતા ભગવાનને વેદો માન્ય હતા એવી તદ્દન ગેરમાર્ગે દોરનારી આપત્તિ આવશે )આમ સમજાવતા સમકીતીને મિથ્યાશ્રુત સમ્યક્શ્રુતમા પરિણમવામા બીજું કારણ પણ સિદ્ધ થાય છે

કલ્પસૂત્ર વગેરેમા યાગઆદિથી કરેલો પૂજાઅર્થ બરાબર જ છે, કેમ કે એ શાસ્ત્રો જિનાગમઅનુસાર છે, અને જિનાગમમા યજ્ઞ નહી પરતુ પૂજા જ વિધાનરૂપ છે વળી શ્રી સિદ્ધાર્થરાજા પાર્શ્વનાથ ભગવાનના અનુયાયી શ્રાવક હતા તેથી પણ યજ્ઞઅર્થ સભવે નહી પણ પૂજાઅર્થ જ બેસે કેમ કે શ્રાવકમાટે ભાવાપત્તિનિવારણાદિમાટે અને કૃતજ્ઞતાભાવાદિ દર્શાવવામાટે ભગવાનની પૂજા અનન્ય સ્થાન ધરાવે છે, તે જૈનાગમમાન્ય છે ) તેથી પૂર્વોક્ત નિષેધવચનને બાધ નથી આવતો, બલ્કે તે વચનનુ સમર્થન થાય છે **ઇન્દ્રભૂતિ ગૌતમ** વગેરે અગ્યાર વેદજ્ઞબ્રાહ્મણો ગણધરપદની પૂર્વભૂમિકા વખતે ભગવાન મહાવીરસ્વામીના પ્રભાવને સહન કરી ન શકવાથી ભગવાન સાથે વાદ કરવા આવે છે આ અગ્યારે બ્રાહ્મણો એક–એક સશયવાળા હોવા છતા પોતપોતાને સર્વજ્ઞ મનાવતા હતા દરેકને એક–એક વેદવાક્યથી સશય ઉત્પન્ન થયો હતો **ઇન્દ્રભૂતિ ગૌતમને** "विज्ञानघन एवेतेभ्यो " ઇત્યાદિ વેદઋચા દ્વારા સશય પ્રગટ્યો હતો મિથ્યાત્વના કારણે તેમને આ વાક્યનો અર્થ એવો કર્યો કે *"વિજ્ઞાનઘન આત્મા આ પાચભૂતમાથી ઉત્પન્ન થાય છે, અને તેમા જ નાશ પામે છે તેનો પરલોક નથી"* એટલે તેમને આ વેદવાક્ય જીવ–પરલોકાદિતત્ત્વના

---

१ मनुस्मृतौ ५–५६ । २ रतशेखरसूरिकृतसम्बाधसप्ततिकाया ६६, ६५, ६३ । ३ छाया → आमासु च पक्वासु च विपच्यमानासु मासपेशीसु । आत्यन्तिकमुपपादो भणितस्तु निगादजीवानाम् ॥ मद्ये मधुनि मासे नवनीतचतुथके । उत्पद्यन्तेऽनन्ता तद्वर्णास्तत्र जतव । मैथुनसज्ञारूढो नवलक्ष हन्ति सूक्ष्मजीवानाम् । केवलिना प्रज्ञप्ता श्रद्धातव्या सदाकालम् ॥ स्त्रीयानौ सम्भवन्ति द्वीन्द्रियास्तु य जीवा । एको वा द्वौ वा त्रयो वा लक्षपृथुत्व चोत्कृष्टम् ॥ पुरुषेण सह गताया तेषा जीवाना भवति उद्द्रवणम् । वणुकदृष्टान्तेन तप्तायसशलाकाज्ञातेन ॥ पचन्द्रिया मनुष्या एकनरभुक्तनारीगर्भे। उत्कृष्ट नवलक्षा जायन्ते एकवेलायाम् ॥ नवलक्षाणा मध्य जायते एकस्य द्वयोर्वा समाप्ति । शेषा पुनरवमेव च विलय व्रजन्ति तत्रैव ॥

अथवा *भूताना*=पिशाचप्रायाणामपा प्रवृत्ति । त एवात्र मासभक्षणादौ प्रवर्तन्त न पुनर्विवेकिन इति भाव । तदेव मासभक्षणादेदुष्टता स्पष्टीकृत्य यदुपदेष्टव्य, तदाह → *"निवृत्तिस्तु महाफला"*। तुरवकारार्थ । *"तु स्याद् भेदेऽवधारणे"* इति वचनात् । ततश्चतभ्यो मासभक्षणादिभ्यो निवृत्तिरेव महाफला स्वर्गापवर्गफलप्रदा । न पुन प्रवृत्तिरपीत्यर्थ । अतएव स्थानान्तर पठितम् → *"वर्षे वर्षेऽश्वमेधेन यो यजेत् शत समा । मासानि च न खादेद् यस्तयोस्तुल्य भवेत् फलम् ॥ १ ॥ एकरात्रोषितस्यापि या गतिर्ब्रह्मचारिण । न सा क्रतुसहस्रेण प्राप्तु शक्या युधिष्ठिर"* । ॥ २ ॥ मद्यपान तु कृत सूत्रानुवादे , तस्य सर्वविगर्हितत्वात् । तानेव प्रकारानथान्कथमिव बुधाभासास्तेऽर्थिका वेदितुमर्हन्तीति कृत प्रसङ्गेन ॥

નિષેધક તરીકે ભાસિત થયુ ભગવાને આ જ વાકયનો અર્થ આ પ્રમાણે કરી બતાવ્યો "*આત્મા તે–તે જ્ઞાનરૂપે (કેમકે જ્ઞાન આત્માથી કથચિદ અભિન્ન છે ) પાચભૂતમાથી ઉત્પન્ન થાય છે, અર્થાત પાચભૂતને વિષય બનાવી પ્રગટે છે અને તેમા જ વિનાશ પામે છે અર્થાત્ તેમાથી જ પ્રગટતા નવા જ્ઞાન વખતે પૂર્વજ્ઞાન નાશ પામે છે, કેમકે એક સાથે બે ઉપયોગ રહેતા નથી*" આમ જ્ઞાનવાન આત્માની જ સિદ્ધિ થાય છે આ પ્રમાણે અર્થ કરીને ભગવાને જીવાદિતત્ત્વોની સિદ્ધિ કરી

## "ન માસભક્ષણે દોષ " શ્લોકની વિચારણા

તથા સ્માર્ત (સ્મૃતિને અનુસરવાવાળા) લોકો કહે છે "*માસભક્ષણ, મદિરાપાન અને મૈથુનમા દોષ નથી, કેમકે તે બધી જીવોની પ્રવૃત્તિ છે આ ત્રણમાથી નિવૃત્તિ મોટા ફળને આપનારી છે* " પરતુ આવો અર્થ કરવો અત્યત અસબદ્ધ પ્રલાપરૂપ છે, કેમકે જેનુ આચરણ કરવામા દોષ ન હોય, તેમાથી નિવૃત્તિ મહાફળવાળી શી રીતે હોઇ શકે ? જો નિર્દોષ પ્રવૃત્તિમાથી નિવૃત્તિ મહાફળવાળી હોય, તો તો પછી પૂજા, ભણતર, અને દાન વગેરે પણ નિર્દોષપ્રવૃત્તિ છે, એટલે આ અનુષ્ઠાનોમાથી નિવૃત્તિ પણ મહાફળવાળી કલ્પીને એમાથી પણ નિવૃત્તિનો પ્રસગ આવશે તેથી આ શ્લોકનુ તાત્પર્ય આના બદલે બીજું હોવુ જોઇએ યુક્તિસપન્ન તાત્પર્ય મેળવવા આવો અર્થ કરવો જોઇએ→ અહી સસ્કૃતસધિનિયમમુજબ દોષશબ્દની આગળ રહેલા 'અ' નો લોપ થયો છે તેથી 'માસભક્ષણ કરવામા અદોષ (=દોષોનો અભાવ) છે તેમ નથી અર્થાત્ દોષ જ છે' 'શા માટે દોષનો અભાવ નથી ?' એવી શકાના નિરાકરણ માટે કહે છે "પ્રવૃત્તિરેષા" ઇત્યાદિ અહી 'પ્રવૃત્તિ' શબ્દનો અર્થ વ્યુત્પત્તિના આધારે ' ઉત્પત્તિસ્થાન ' એવો કરવાનો છે એટલે કે માસ–મદિરા–મૈથુન આ ત્રણે, જીવોના ઉત્પત્તિસ્થાનો છે, (તેથી એ ત્રણેમાથી નિવૃત્ત થવુ મહાફળવાળુ છે )

## માસવગેરે જીવોત્પત્તિના સ્થાનો

'*માસ, મદિરા, અને મૈથુન જીવોત્પત્તિના મૂળ કારણ છે* ' એ વાતનુ સમર્થન આગમમા કરેલુ જ છે તે આ પ્રમાણે→ *કાચા, રાધેલા અને અગ્નિમા રધાતા માસની પ્રત્યેકઅવસ્થામા નિગોદજીવોની આત્યતિક ઉત્પત્તિ થયા કરે છે (૧) મદિરા, મધ, માસ અને માખણમા પોતપોતાના રગના અનત જીવો ઉત્પન્ન થાય છે, (૨) કેવલીએ મૈથુનના સેવન વખતે નવલાખ સૂક્ષ્મજીવોનો ઘાત બતાવ્યો છે આમા હંમેશા શ્રદ્ધા રાખવી જોઇએ (૩) તથા સ્ત્રીની યોનિમા એક–બે યાવત્ ઉત્કૃષ્ટથી નવલાખ બેઇન્દ્રિયજીવો ઉત્પન્ન થાય છે (૪) જેમ તપાવેલી લોખડની સળીને વાસની નળીમા નાખવામા આવે, તો તેમા રહેલા બધા તલ ભસ્મ થઇ જાય છે તેમ જ્યારે પુરુષ સ્ત્રીસાથે સભોગ કરે છે, ત્યારે ઉપરોક્ત સર્વ બેઇન્દ્રિયજીવો નાશ પામે છે (૫) સસક્ત યોનિમા ઉત્પન્ન થતા બેઇન્દ્રિયજીવો દર્શાવ્યા* હવે પુરુષના વીર્ય અને સ્ત્રીના લોહીથી ઉત્પન્ન

१ अमरकोश ३–२–२३९ । २ मनुस्मृती ५–५३ ।

अथ केऽमी सप्तभङ्गा ,कश्चायमादेशभेद इति ?उच्यते। एकत्र जीवादो वस्तुनि एकैकसत्त्वादिधर्मविषयप्रश्नवशाद् अविरोधेन प्रत्यक्षादिबाधापरिहारण पृथग्भूतयो समुदितयोश्च विधिनिषेधयो पर्यालोचनया कृत्वा स्याच्छब्दलाञ्छितो वक्ष्यमाणे सप्तभि प्रकारैर्वचनविन्यास सप्तभङ्गीति गीयते। **तद्यथा**– १ स्यादस्त्येव सवमिति विधिकल्पनया प्रथमो भङ्ग । २ स्यान्नास्त्यव सवमिति निषेधकल्पनया द्वितीय । ३ स्यादस्त्येव स्यान्नास्त्येवेति क्रमतो विधिनिषेधकल्पनया तृतीय । ४ स्यादवक्तव्यमवेति युगपद्विधिनिषेधकल्पनया चतुर्थ । ५ स्यादस्त्येव स्यादवक्तव्यमेवेति विधिकल्पनया युगपद्विधिनिषेधकल्पनया च पञ्चम । ६ स्यान्नास्त्येव स्यादवक्तव्यमेवेति निषेधकल्पनया युगपद्विधिनिषेधकल्पनया च षष्ठ ।७ स्यादस्त्येव स्यान्नास्त्येव स्यादवक्तव्यमेवेति क्रमतो विधिनिषेधकल्पनया युगपद्विधिनिषेधकल्पनया च सप्तम ॥

*થતા ગર્ભજ પચેન્દ્રિયમનુષ્યોની સખ્યા બતાવે છે→ "પુરુષના એક વારના સયોગથી સ્ત્રીના ગર્ભમા ઉત્કૃષ્ટથી નવલાખ પચેન્દ્રિયગર્ભજમનુષ્યો ઉત્પન્ન થાય છે" (૬) આ નવલાખમાથી એક કે બે જીવો જીવી શકે છે બાકીના બધા ત્યા ત્યારે જ નષ્ટ થઈ જાય છે (૭) તેથી "માસભક્ષણવગેરે અદુષ્ટ નથી, કેમકે જીવોની હિંસામા હેતુ છે" એવો* **અનુમાનપ્રયોગ** *થઈ શકે છે*

અથવા ભૂત (=પિશાચ) જેવા ક્રૂર અને અવિવેકી લોકોની આ પ્રવૃત્તિ છે તેવા લોકો જ માસભક્ષણાદિ કરે છે વિવેકીઓ આવી પ્રવૃત્તિ કરતા નથી આ પ્રમાણે 'માસભક્ષણાદિ દુષ્ટ છે' તે સ્પષ્ટ કર્યુ તો હવે શુ કરવુ? તે દર્શાવે છે "निवृत्तिस्तु महाफला" અહી 'तु' નો અર્થ એવકાર (=જકાર) કરવો કેમકે *"તુશબ્દ ભેદ અને અવધારણ (=એવકાર) અર્થમા આવે"* એવુ વચન છે એટલે *"માસભક્ષણાદિમાથી નિવૃત્તિ જ સ્વર્ગમોક્ષ વગેરેરૂપ મહાફળવાળી છે, નહી કે, તેઓમા પ્રવૃત્તિ પણ"* એ ભાવાર્થ પ્રાપ્ત થાય છે તેથી જ અન્યત્ર પણ દર્શાવ્યુ છે કે, *"એકબાજુ એકવ્યક્તિ દરવર્ષે સો વાર અશ્વમેધયજ્ઞ કરે, અને બીજીબાજુ એક વ્યક્તિ માસ ખાતી નથી, તો આ બનેને સરખુ ફળ પ્રાપ્ત થાય છે ॥૧॥ હે યુધિષ્ઠિર! એકરાત પણ બ્રહ્મચર્ય પાળનારને જે ઉત્તમગતિ મળે છે, તે ગતિ હજારો યજ્ઞ કરવાદ્વારા પણ પ્રાપ્ત થતી નથી ॥૨॥"* મદિરાપાન અગે તો સૂત્રપાઠ આપવાની પણ જરૂર નથી, કારણ કે બધા લોકોમા તે ગર્હા પામેલુ છે આવા પ્રકારના અર્થોને 'કહેવાતા વિદ્વાન' પરતીર્થિકો શી રીતે સમજી શકે? અર્થાત્ ન સમજી શકે તે સહજ છે

## સપ્તભગીનુ સ્વરૂપ

**પ્રશ્ન** – આ સાત ભાગા કયા કયા છે? અને આદેશભેદ કયો છે?

**ઉત્તર** – જ્યારે જીવાદિવસ્તુના અસ્તિત્વવગેરેધર્મો અગે પ્રશ્ન ઉઠે છે, ત્યારે તે પ્રશ્નના સમાધાનતરીકે પ્રત્યક્ષાદિપ્રમાણોથી બાધા ન પહોંચે, એ પ્રમાણે વિધિ અને નિષેધનો અલગ-અલગરૂપે અને સમુદિતરૂપે વિચાર કરવામા આવે છે, પછી 'સ્યાત્' શબ્દથી યુક્ત સાતપ્રકારના વચનોની રચના કરવામા આવે છે આને સપ્તભગી કહે છે તે સપ્તભગી આ પ્રમાણે છે– (૧) વિધિની કલ્પનાથી = પ્રધાનતાથી 'બધી વસ્તુઓ કથચિત્ છે જ' અર્થાત્ જ્યારે વસ્તુને 'પૉઝીટીવ એંગલ' (Positive angle) થી વિચારવામા આવે, ત્યારે તે વસ્તુ કથચિત્ વિદ્યમાન છે અર્થાત્ અસ્તિત્વધર્મથી યુક્ત છે (૨) નિષેધની કલ્પના = નગેટીવ એંગલ (Negative angle) થી પ્રરૂપણ કરવામા આવે તો દરેક વસ્તુ કથચિત્ નથી જ = નાસ્તિત્વધર્મથી યુક્ત છે (૩) વસ્તુમા ક્રમશ વિધિ અને નિષેધની કલ્પના કરવામા આવે તો, વસ્તુ કથચિત્ છે જ, અને કથચિત્ નથી જ અર્થાત્ વસ્તુ 'અસ્તિત્વ' અને 'નાસ્તિત્વ' આ બને ધર્મોથી યુક્ત છે (૪) વસ્તુમા વિધિ અને નિષેધ ધર્મનો એક સાથે વિચાર કરવામા આવે, તો તે વસ્તુ કથચિત અવક્તવ્ય જ છે (૫) વસ્તુમા વિધિની

तत्र स्यात्कथंचित् स्वद्रव्यक्षेत्रकालभावरूपेणास्त्येव सर्वं कुम्भादि, न पुनः परद्रव्यक्षेत्रकालभावरूपेण। तथाहि–कुम्भो द्रव्यतः पार्थिवत्वेनास्ति, नाप्यादिरूपत्वेन। क्षेत्रतः पाटलिपुत्रकत्वेन, न कान्यकुब्जादित्वेन। कालतः शिशिरत्वेन, न वासन्तिकादित्वेन। भावतः श्यामत्वेन, न रक्तादित्वेन। अन्यथेतररूपापत्त्या स्वरूपहानिप्रसङ्ग इति। अवधारणं चात्र भङ्गेऽनभिमतार्थव्यावृत्त्यर्थमुपात्तम्, इतरथानभिहिततुल्यतवास्य वाक्यस्य प्रसज्येत, प्रतिनियतस्वार्थानभिधानात्। तदुक्तम्–"*वाक्येऽवधारणं तावदनिष्टार्थनिवृत्तये। कर्तव्यमन्यथानुक्तसमत्वात् तस्य कुत्रचित्*"[1]॥ तथाप्यस्त्येव कुम्भ इत्येतावन्मात्रोपादाने कुम्भस्य स्तम्भाद्यस्तित्वेनापि सर्वप्रकारेणास्तित्वप्राप्तेः प्रतिनियतस्वरूपानुपपत्तिः स्यात्। तत्प्रतिपत्तये स्याद् इति शब्दः प्रयुज्यते। स्यात् कथंचित् स्वद्रव्यादिभिरित्यर्थः

---

અને એકસાથે વિધિનિષેધની કલ્પના કરવામા આવે, તો વસ્તુ કથંચિત્ છે જ, અને કથંચિત્ અવક્તવ્ય જ છે (૬) વસ્તુમા નિષેધની અને એકી સાથે વિધિનિષેધની પ્રરૂપણા કરવામા આવે, તો 'વસ્તુ કથંચિત નથી જ અને કથંચિદ્ અવક્તવ્ય જ છે' (૭) વસ્તુમા ક્રમશ વિધિ–નિષેધ, અને એકસાથે વિધિનિષેધની કલ્પના કરવામા આવે, તો 'વસ્તુ કથંચિત છે જ, કથંચિત્ નથી જ અને કથંચિત અવક્તવ્ય જ છે'

## સ્યાદ્ અસ્તિ ભંગનુ સ્વરૂપ

હવે દરેક ભાગા કેવી રીતે ઉપપન્ન થાય છે? તે ક્રમશ દર્શાવે છે ઘટવગેરે બધી વસ્તુઓ સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવરૂપે વિદ્યમાન છે જ અને પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાળ અને પરભાવરૂપે વિદ્યમાન નથી તથાહિ – દ્રવ્યની અપેક્ષાએ ઘડો પાર્થિવરૂપે છે, પાણીવગેરેરૂપે નથી ક્ષેત્રની અપેક્ષાએ પાટલિપુત્રમા વિદ્યમાન છે, કાન્યકુબ્જવગેરેમા નથી (અથવા પાટલીપુત્રમા બનેલો છે કાન્યકુબ્જાદિમા નહીં) કાળની અપેક્ષાએ શિશિરૠતુની અપેક્ષાએ છે, વસન્તાદિ ૠતુની અપેક્ષાએ નથી ભાવની અપેક્ષાએ શ્યામરૂપે વિદ્યમાન છે, લાલવગેરેરૂપે નથી વસ્તુનુ આ અસ્તિત્વ સ્વરૂપ સ્વદ્રવ્યાદિને અપેક્ષીને જ છે જો સ્વ–પરના ભેદ વિના હોત, તો પરદ્રવ્યાદિની અપેક્ષાએ પણ, 'અસ્તિત્વ' આવે અને વસ્તુમા પરરૂપની આપત્તિ આવે, આ પરરૂપને સ્વરૂપસાથે વિરોધ હોવાથી સ્વરૂપની હાનિનો પ્રસગ આવે આ ભગમા રહેલો 'એવ' કાર અનિષ્ટઅર્થની વ્યાવૃત્તિમાટે છે જો આ એવકારનુ ગ્રહણ કર્યુ ન હોત , તો આ વાક્ય નહિ કહેવાયેલા અર્થને તુલ્ય થઇ જવાનો પ્રસગ આવત, કેમકે 'એવ'ના અભાવમા વાક્ય નિયતસ્વઅર્થને દર્શાવી શકે નહિ કહ્યુ જ છે કે – "*અનિષ્ટઅર્થની નિવૃત્તિ માટે વાક્યમા એવકાર મુકવો જોઇએ, અન્યથા તે વાક્ય ક્યાક અકથિતઅર્થની તુલ્યતાને પામે છે*"

શકા – 'એવ' કાર અવ્યય પ્રતિનિયતઅર્થ સૂચક છે, જ્યારે 'સ્યાદ્' અવ્યય વિકલ્પનુ દ્યોતન કરે છે આમ આ બે અવ્યયો પરસ્પર વિરોધી હોઇ એક વાક્યમા બનેનુ ઉપાદાન યોગ્ય નથી 'એવ' ની આવશ્યકતા ઉપરોક્ત યુક્તિથી સિદ્ધ થાય છે, તેથી અહીં 'સ્યાદ્' પદ અસગત છે

**સમાધાન** – अस्त्येव कुम्भ (=ઘડાનુ અસ્તિત્વ સ્વરૂપ છે જ ) એટલો જ જો નિર્દેશ કરવામા આવે, અને 'સ્યાદ્' પદ મુકવામા ન આવે, તો 'તે (ઘડો) સ્તમ્ભાદિ સર્વરૂપે છે' એવા અર્થની પ્રાપ્તિ થાય, અને પ્રતિનિયત ઇષ્ટ અસ્તિત્વસ્વરૂપની અનુપપત્તિ થાય તેથી પ્રતિનિયતઅસ્તિત્વસ્વરૂપની પ્રાપ્તિ માટે, 'સ્યાદ્' પદની આવશ્યકતા છે સ્યાત્ (=કથંચિત્) વસ્તુ છે જ એટલે કે 'સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ વસ્તુ અસ્તિત્વસ્વરૂપથી

[1] तत्त्वार्थश्लोकवार्तिक १–६–५३।

। यत्रापि चासौ न प्रयुज्यते तत्रापि व्यवच्छेदफलैवकारवद् बुद्धिमद्भि प्रतीयते एव । यदुक्तम्– *"सोऽप्रयुक्तोऽपि वा तज्ज्ञे सर्वत्रार्थात्प्रतीयते । यथैवकारोऽयोगादिव्यवच्छेदप्रयोजन "* ॥ इति प्रथमो भङ्ग ॥

स्यात्कथचिद् नास्त्येव कुम्भादि स्वद्रव्यादिभिरिव परद्रव्यादिभिरपि वस्तुनोऽसत्त्वानिष्टौ हि प्रतिनियतस्वरूपाभावाद् वस्तुप्रतिनियतिर्न स्यात् । न चास्तित्वैकान्तवादिभिरत्र नास्तित्वमसिद्धमिति वक्तव्यम्, कथंचित् तस्य वस्तुनि युक्तिसिद्धत्वात्, साधनवत्, न हि क्वचिद् अनित्यत्वादौ साध्ये सत्त्वादिसाधनस्यास्तित्व विपक्षे नास्तित्वमन्तरेणोपपन्नम्, तस्य साधनत्वाभावप्रसङ्गात् । तस्माद् वस्तुनोऽस्तित्व नास्तित्वेनाविनाभूतम्, नास्तित्व च तेनेति । विवक्षावशाच्चानयो प्रधानोपसर्जनभाव । एवमुत्तरभङ्गेष्वपि ज्ञेयम्, *"अर्पितानर्पितसिद्धे "* इति वाचकवचनात् । इति द्वितीय ॥

યુક્ત છે સર્વથા નહિ' એવો અર્થ પ્રાપ્ત થાય છે આ 'સ્યાત્' શબ્દ બધા વાકયમા પ્રયુક્ત હોય છે જયા 'સાક્ષાત્ પ્રયુક્ત ન હોય, ત્યા પણ વ્યવચ્છેદક 'એવ' ની જેમ અધ્યાહારથી સમજી લેવો કહ્યુ જ છે કે, *'અયોગાદિવ્યવચ્છેદમા હેતુભૂત એવકારની જેમ તે (સ્યાત્શબ્દ) નો પ્રયોગ થયો ન હોય, તો પણ નિષ્ણાતો તેની અર્થથી (=અધ્યાહારથી) પ્રતીતિ કરે છે "* આમ પ્રથમભગના સ્વરૂપનુ દર્શન કરાવ્યુ

### સ્યાદ્ નાસ્તિ ભગનુ સ્વરૂપ

ઘટાદિવસ્તુઓ કથચિત્ 'નાસ્તિત્વસ્વરૂપથી યુક્ત છે વસ્તુનુ જેમ સ્વદ્રવ્યાદિથી અસ્તિત્વસ્વરૂપ ઈષ્ટ છે, તેમ પરદ્રવ્યાદિથી પણ જો અસ્તિત્વસ્વરૂપ ઈષ્ટ હોય, તો 'વસ્તુના પરરૂપથી ભિન્ન પ્રતિનિયતસ્વરૂપનુ અસ્તિત્વ રહેશે નહિ, કેમકે સ્વ-પર ઉભયઅપેક્ષાએ વસ્તુમા 'અસ્તિત્વ' સ્વરૂપ આવશે તેથી વસ્તુનો પ્રતિનિયતસ્વરૂપે જે બોધ થાય છે, તે અનુપપન્ન થઈ જશે તેથી વસ્તુ પરદ્રવ્યાદિની અપેક્ષાએ નાસ્તિત્વધર્મથી યુક્ત જ સિદ્ધ છે

અહી એકાન્તે અસ્તિત્વસ્વરૂપને જ સ્વીકારનાર કદાચ એમ કહે કે, *"વસ્તુના સ્વરૂપ તરીકે નાસ્તિત્વધર્મ અસિદ્ધ છે કેમકે તે અભાવાત્મક છે "* પરતુ તે બરાબર નથી કેમકે અનુમાનના સાધન (હેતુ) મા જેમ અસ્તિત્વની સાથેસાથ નાસ્તિત્વધર્મ રહ્યો છે, તેજ પ્રમાણે, વસ્તુમા પણ નાસ્તિત્વધર્મ રહ્યો છે, તે યુક્તિસિદ્ધ છે, શબ્દાદિને જ્યારે અનિત્યાદિરૂપે સિદ્ધ કરવો હોય છે, ત્યારે ત્યા દર્શાવાતો સત્ત્વાદિહેતુ પક્ષમા (શબ્દાદિમા) તથા સપક્ષમા રહેતો હોય, તે આવશ્યક છે અર્થાત્ સત્ત્વાદિહેતુનુ પક્ષ અને સપક્ષમા અસ્તિત્વસ્વરૂપ આવશ્યક છે પરતુ આ સ્વરૂપ તો જ સભવે, જો તે હેતુ વિપક્ષમા રહેલો ન હોય જો હેતુ વિપક્ષમા પણ રહેલો હોય, તો તે સાધ્યને વ્યભિચારી હોવાથી હેતુ તરીકે જ રહેતો નથી તેથી તેનુ સપક્ષમા અસ્તિત્વ પણ ઉપપન્ન થતુ નથી કેમકે સપક્ષમા હેતુના જ અસ્તિત્વનો વિચાર કરાય છે, નહિ કે અહેતુના કે હેત્વાભાસના, તેથી જેમ સાધનનુ (=હેતુનુ) સપક્ષની અપેક્ષાએ અસ્તિત્વસ્વરૂપ, અને વિપક્ષની અપેક્ષાએ નાસ્તિત્વસ્વરૂપ છે, તેમ દરેક વસ્તુમા પણ અસ્તિત્વ અને નાસ્તિત્વસ્વરૂપ છે કેમકે તે બે પરસ્પરઅવિનાભૂત છે તેથી દરેક વસ્તુમા સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ અસ્તિત્વ, અને પરદ્રવ્યાદિની અપેક્ષાએ નાસ્તિત્વ સિદ્ધ થાય છે જ્યારે વસ્તુની સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ વિવક્ષા થાય છે, ત્યારે પ્રથમ ભાગાની જેમ અસ્તિત્વસ્વરૂપ પ્રધાન બને છે, અને નાસ્તિત્વસ્વરૂપ ગૌણ બને છે પરતુ બેમાથી એકેનો સર્વથા અભાવ હોતો નથી આજ પ્રમાણે ઉત્તરના ભાગાઓમા પણ સમજવુ **શ્રી ઉમાસ્વાતિ મહારાજે** પણ કહ્યુ છે કે *"પ્રધાન અને ગૌણભાવની અપેક્ષાથી વસ્તુની સિદ્ધિ થાય છે "*

१ 'तत्त्वार्थश्लोकवार्तिके १-६-५६ ।

तृतीय स्पष्ट एव । द्वाभ्यामस्तित्वनास्तित्वधर्माभ्या युगपत्प्रधानतयार्पिताभ्याम् एकस्य वस्तुनोऽभिधित्साया तादृशस्य शब्दस्यासम्भवाद् अवक्तव्य जीवादिवस्तु । तथाहि– सदसत्त्वगुणद्वय युगपद् एकत्र सदित्यनेन वक्तुमशक्यम्, तस्यासत्त्वप्रतिपादनासमर्थत्वात् । तथाऽसदित्यनेनापि, तस्य सत्त्वप्रत्यायनसामर्थ्याभावात् । न च पुष्पदन्तादिवत् साङ्केतिकमेक पद तद्वक्तु समर्थम्, तस्यापि क्रमेणार्थद्वयप्रत्यायने सामर्थ्योपपत्त, शतृशानचो सकेतितसच्छब्दवत् । अतएव द्वन्द्वकर्मधारयवृत्त्योर्वाक्यस्य च न तद्वाचकत्वम् । इति सकलवाचकरहितत्वाद् अवक्तव्य वस्तु युगपत्सत्त्वासत्त्वाभ्या प्रधानभावार्पिताभ्यामाक्रान्त व्यवतिष्ठत । न च सर्वथाऽवक्तव्यम्, अवक्तव्यशब्देनाप्यनभिधेयत्वप्रसङ्गात् । इति चतुर्थ । शेषास्त्रय सुगमाभिप्राया ॥

न च वाच्यमेकत्र वस्तुनि विधीयमाननिषिध्यमानानन्तधर्माभ्युपगमेनानन्तभङ्गीप्रसङ्गाद् असङ्गतैव सप्तभङ्गीति, विधिनिषेधप्रकारापेक्षया प्रतिपर्याय वस्तुनि अनन्तानामपि सप्तभङ्गीनामेव सभवात् । यथा हि सदसत्त्वाभ्याम्, एव

## શેષ ભાગાઓનુ સ્વરૂપ

ત્રીજો ભાગો સ્પષ્ટ છે (જ્યારે વસ્તુના સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ અસ્તિત્વસ્વરૂપ દર્શાવીને પરદ્રવ્યાદિની અપેક્ષાએ નાસ્તિત્વસ્વરૂપ દર્શાવવામા આવે છે, અથવા પ્રથમ પરદ્રવ્યાદિરૂપે નાસ્તિત્વ બતાવી પછી સ્વદ્રવ્યાદિરૂપે અસ્તિત્વ દર્શાવવામાં આવે છે, ત્યારે પહેલા અને બીજા વિકલ્પના સયોગથી બનેલા આ ત્રીજા વિકલ્પનું જ્ઞાન થાય છે તેથી "વસ્તુ કથચિત્ (=સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ) છે જ, અને કથચિત (= પરદ્રવ્યાદિની અપેક્ષાએ) નથી જ " એવો બોધ થાય છે ) જ્યારે અસ્તિત્વ અને નાસ્તિત્વ ધર્મ એ ઉભયને એકીસાથે પ્રધાન કરીને વસ્તુને કહેવાની ઇચ્છા થાય છે, ત્યારે તે બને ધર્મથી યુક્ત તે વસ્તુના વાચક એકશબ્દનો અસભવ હોવાથી તે જીવાદિવસ્તુ અવક્તવ્ય બની જાય છે વસ્તુગત સત્ત્વ (=અસ્તિત્વ) અને અસત્ત્વ (=નાસ્તિત્વ) એ બને ગુણને પ્રકાશવા માટે 'સત્' શબ્દ સમર્થ નથી, કેમકે તે શબ્દ અસત્ત્વનુ પ્રતિપાદન કરવા સમર્થ નથી તથૈવ, 'અસત્' શબ્દ પણ તે માટે સમર્થ નથી, કેમકે તે શબ્દ 'સત્ત્વ'નુ પ્રતિપાદન કરવા સમર્થ નથી

શકા – જેમ 'પુષ્પદન્ત' આ એક શબ્દદ્વારા સૂર્ય અને ચદ્ર બનેનો બોધ થાય છે તેમ 'अस्ति' અને 'नास्ति' બનેનો બોધ કરાવવામા સમર્થ એવો કોઇ સાકેતિક શબ્દ કલ્પી શકાય

સમાધાન – અલબત્ત 'પુષ્પદન્ત' શબ્દથી 'સૂર્ય અને ચદ્ર' બનેનો બોધ થાય છે, પરતુ તે પણ એકસાથે બનેનો પ્રત્યય કરાવતો નથી, પરતુ ક્રમશ જ કરાવે છે '*વ્યાકરણમા* શતૃ (પરસ્મૈપદમા) અને શાન (આત્મનેપદમા) આ બનેનો 'સત' શબ્દ દ્વારા થતો બોધ પણ ક્રમશ જ થાય છે ' એ અહી દૃષ્ટાન્તતરીકે છે (એકસાથે બે ઉપયોગ સંભવતા ન હોવાથી સત્ અને અસત્ આ બનેનો એક સાથે બોધ થઇ શકે નહિ. તેથી બને સ્વરૂપનો એકસાથે બોધ કરાવનાર એક શબ્દ નથી અને કદાચ કોઇક તેવો સાકેતિકશબ્દ હોય, તો પણ એકસાથે બોધ થઇ શકતો નથી ) તેથી 'સત' અને 'અસત્' શબ્દનો દ્વન્દ્વ કે કર્મધારય સમાસ કરવામા આવે, અથવા સમાસ કરવાને બદલે કોઇક વાક્યદ્વારા દર્શાવવામા આવે તો પણ તે બને શબ્દો યુગપત્ સત્ત્વ અને અસત્ત્વના વાચક બની શકતા નથી તેથી જ્યારે એક સાથે સત્ત્વ અને અસત્ત્વને પ્રધાન કરી વસ્તુના નિરૂપણની ઇચ્છા થાય છે, ત્યારે સપૂર્ણરૂપે (=તે બને સ્વરૂપથી યુક્ત) વસ્તુને દર્શાવવામા સમર્થ શબ્દનો અભાવ હોવાથી વસ્તુ અવક્તવ્ય બને છે વસ્તુની આ અવક્તવ્યતા પણ કથચિત્ જ છે, સર્વથા નથી અન્યથા 'અવક્તવ્ય' શબ્દદ્વારા પણ તેનો ઉલ્લેખ થઇ શકે નહિ આ પ્રમાણે ચોથા ભાગાનુ સ્વરૂપ બતાવ્યુ

બાકીના ત્રણ ભાગા સાયોગિક હોવાથી સુગમ છે (પાચમો ભાગો પહેલા અને ચોથા ભાગાના સયોજનથી છે, જ્યારે કોઇ વસ્તુના સ્વદ્રવ્યાદિથી અસ્તિત્વસ્વરૂપને કહીને એકી સાથે અસ્તિત્વ અને નાસ્તિત્વ બન્ને સ્વરૂપને કહેવાની ઇચ્છા થાય, ત્યારે 'વસ્તુ કથચિત છે જ અને કથચિત્ અવક્તવ્ય જ છે ' એમ ઉલ્લેખ કરાય છે છઠ્ઠો વિકલ્પ બીજા અને ચોથા વિકલ્પના

सामान्यविशेषाभ्यामपि सप्तभङ्ग्येव स्यात् । तथाहि । स्यात्सामान्यम्, स्याद् विशेष ,स्यादुभयम्, स्यादवक्तव्यम्, स्यात्सामान्यावक्तव्यम्, स्याद् विशेषावक्तव्यम्, स्यात्सामान्यविशेषावक्तव्यमिति । न चात्र विधिनिषेधप्रकारा न स्त इति वाच्यम्, सामान्यस्य विधिरूपत्वाद् विशेषस्य च व्यावृत्तिरूपतया निषेधात्मकत्वात् । अथवा प्रतिपक्षशब्दत्वाद् यदा सामान्यस्य प्राधान्य तदा तस्य विधिरूपता विशेषस्य च निषेधरूपता । यदा विशेषस्य पुरस्कारस्तदा तस्य विधिरूपता इतरस्य च निषेधरूपता । एव सर्वत्र योज्यम् । अत सुष्ठूक्त अनन्ता अपि सप्तभङ्ग्य एव सभवेयुरिति, प्रतिपर्याय प्रतिपाद्यपर्यनुयोगाना सप्तानामेव सभवात्, तेषामपि सप्तत्व सप्तविधतज्जिज्ञासानियमात्, तस्या अपि सप्तविधत्व सप्तधव तत्सदेहसमुत्पादात्, तस्यापि सप्तविधत्वनियम स्वगोचरवस्तुधर्माणा सप्तविधत्वस्यैवोपपत्तेरिति ॥

इय च सप्तभङ्गी प्रतिभङ्ग सकलादेशस्वभावा विकलादेशस्वभावा च । तत्र सकलादेश प्रमाणवाक्यम् । तल्लक्षण चेदम् → प्रमाणप्रतिपन्नानन्तधमात्मकवस्तुन कालादिभिरभेदवृत्तिप्राधान्याद् अभेदोपचाराद् वा योगपद्येन प्रतिपादक वच सकलादेश । अस्यार्थ → कालादिभिरष्टाभि कृत्वा यदभेदवृत्तेधमधर्मिणोरपृथग्भावस्य प्राधान्य तस्मात्

સયોગથી ઉત્પન્ન થાય છે જ્યારે વસ્તુના નાસ્તિત્વસ્વરૂપને કહ્યા પછી અસ્તિત્વનાસ્તિત્વઉભયસ્વરૂપને એક સાથે કહેવાની ઇચ્છા થાય, ત્યારે 'વસ્તુ કથચિત્ નથી જ અને કથચિત્ અવક્તવ્ય જ છે' એમ વિધાન કરાય છે સાતમો વિકલ્પ ત્રીજા અને ચોથા વિકલ્પના સયોગથી પ્રગટે છે જ્યારે વસ્તુના અસ્તિત્વ અને નાસ્તિત્વ સ્વરૂપને ક્રમશ કહ્યા પછી એકસાથે કહેવાની ઇચ્છા થાય ત્યારે વસ્તુ કથચિત્ છે જ , કથચિત્ નથી જ અને કથચિત્ અવક્તવ્ય જ છે એમ પ્રદર્શિત કરાય છે )

## અનતી સપ્તભગીઓ

**શકા** – દરેક વસ્તુમા વિધાન કરાતા અને નિષેધ કરાતા ધર્મો અનન્ત છે (વિધાન કરાતા ધર્મો અસ્તિત્વ સબધથી અને નિષિદ્ધ કરાએલા ધર્મો નાસ્તિત્વસંબધથી તે વસ્તુના ધર્મો તરીકે ગણાય છે ) આમ વસ્તુગતધર્મો અનન્ત હોવાથી અનન્તભગી થઇ શકે છે, તેને બદલે દરેક વસ્તુમા સપ્તભગી જ દર્શાવવી બરાબર નથી

**સમાધાન** – વસ્તુગત દરેક પર્યાયોઅગે વિધિનિષેધદ્વારા સપ્તભગી બની શકે છે અને વસ્તુના પર્યાયો અનન્ત છે તેથી દરેક વસ્તુમા અનન્તી સપ્તભગી બની શકે છે જેમ અસ્તિત્વ અને નાસ્તિત્વ ધર્મની સપ્તભગી દર્શાવી, તેમ સામાન્ય અને વિશેષની સપ્તભગી પણ બની શકે છે જે આ પ્રમાણે છે→ વસ્તુ (૧) કથચિત્ સામાન્યરૂપ જ છે (૨) કથચિત્ વિશેષરૂપ જ છે (૩) કથચિત્ સામાન્યાત્મક છે કથચિત વિશેષાત્મક છે (૪) કથચિત્ અવક્તવ્ય છે (૫) કથચિત્ સામાન્યાત્મક અને કથચિત્ અવક્તવ્ય છે (૬) કથચિત્ વિશેષરૂપ છે અને કથચિત્ અવક્તવ્ય છે (૭) કથચિત્ સામાન્યાત્મક છે કથચિત્ વિશેષાત્મક છે અને કથચિત્ અવક્તવ્ય છે

**શકા :–** આ સપ્તભગી વિધિ અને નિષેધ પ્રકારને આશ્રયીને થઇ નથી તેથી તમે પૂર્વે દર્શાવ્યુ કે 'વિધિ અને નિષેધદ્વારા અનત સપ્તભગી થાય છે' તે અસગત છે

---

૧ અહીં એ ખ્યાલ રાખવો જોઇએ કે, પરસ્પર બે વિરૂદ્ધ ધર્મો દ્વારા જ આ સપ્તભંગી બની શકે, જો તે ધર્મો પરસ્પર વિરૂદ્ધ ન હોય, તો સપ્તભંગી બની ન શકે કેમકે તે બન્નેને સ્વ–સ્વનાં વિધિનિષેધ વખતે પરની અપેક્ષા હોતી નથી જેમકે 'અસ્તિત્વ' અને 'સામાન્ય' આ બે ધર્મો દ્વારા સપ્તભંગી ન બની શકે, કેમકે અસ્તિત્વના વિધિનિષેધને સામાન્યના વિધિનિષેધ સાથે સબધ નથી, પરતુ નાસ્તિત્વના વિધિનિષેધ સાથે સબધ છે વળી બે વિરૂદ્ધધર્મોથી બનાવેલી સપ્તભંગી વસ્તુને સર્વાશે વ્યાપ્ત થાય છે અવિરૂદ્ધધર્મથી બનાવેલી સપ્તભંગી સર્વાશે વ્યાપ્ત ન બને, જેમ કે 'સ્યાદ્ સામાન્ય અસ્તિત્વઉભય' એવો ત્રીજો વિકલ્પ વસ્તુના વિશેષાત્મક ધર્મને સ્પર્શતો નથી જ્યારે 'સ્યાદ્ સામાન્યવિશેષઉભય' એવો ત્રીજો વિકલ્પ વસ્તુને સર્વા શે વ્યાપ્ત બને કેમકે વસ્તુના સર્વ ધર્મોનો 'સામાન્ય' કે 'વિશેષ' અશમાં સમાવેશ થઇ જાય છે જે ધર્મો સામાન્યરૂપ, નથી, તે બધા વિશેષરૂપ છે

कालादिभिभिन्नात्मनामपि धमधर्मिणामभेदाध्यारोपाद् वा समकालमभिधायक वाक्य मकलादेश । तद्विपरीतम्नु विकलादशो नयवाक्यमित्यर्थ । अयमाशय – यागपद्यनाशेषधमात्मक वस्तु कालादिभिरभेदप्राधान्यवृत्त्याऽभेदोपचारण वा प्रतिपादयति सकलादेश , तस्य प्रमाणाधीनत्वात् । विकलादेशम्तु क्रमेण भदोपचाराद् भेदप्राधान्याद्वा तदभिधत्त, तम्य नयात्मकत्वात् ॥

क पुन क्रम कि च यागपद्यम्? यदास्तित्वादिधर्माणा कालादिभिर्भेदविवक्षा, तदैकशव्दम्यानकाधप्रत्यायने शक्त्यभावात् क्रम । यदा तु तपामव धमाणा कालादिभिरभेदेन वृत्तमात्मस्पमुच्यत तदैकेनापि शव्देनकधर्मप्रत्यायनमुखन तदात्मकतामापन्नस्यानेकाशेषधमस्पम्य वस्नुन प्रतिपादनसम्भवाद् यौगपद्यम् ॥

સમાધાન – 'સામાન્ય' અનુવૃત્તિરૂપ હોવાથી વિધિરૂપ છે અને વિશેષ વ્યાવૃત્તિરૂપ હોવાથી નિષેધરૂપ છે આમ અહીં પણ વિધિ–નિષેધ પ્રકારે જ સપ્તભગી છે અથવા સામાન્ય અને વિશેષ પરસ્પર પ્રતિપક્ષભૂત શબ્દો છે તેથી જ્યારે સામાન્યને પ્રધાન કરવામા આવે, ત્યારે તે વિધિરૂપ છે, અને વિશેષ નિષેધરૂપ છે જ્યારે વિશેષને આગળ કરવામા આવે, ત્યારે તે વિધિરૂપ છે, અને સામાન્ય નિષેધરૂપ છે આજ પ્રમાણે અન્યત્ર સપ્તભગીઓમા પણ સમજવુ તેથી 'અનન્ત સપ્તભગીઓ છે' ઇત્યાદિ જે કહ્યુ, તે બરાબર જ છે કેમકે પ્રતિપાદન થઇ શકે તેવા પ્રશ્નો સાત જ છે, કેમકે સાત જ પ્રકારની જિજ્ઞાસા થાય છે અને પ્રશ્નો જિજ્ઞાસાને અનુરૂપ થાય છે, જિજ્ઞાસા સાત જ પ્રકારની છે, કેમકે સાત જ પ્રકારના સદેહો ઉત્પન્ન થાય છે વસ્તુના સ્વરૂપનો સદેહ થયા પછી તે સદેહને અનુરૂપ વસ્તુના સ્વરૂપની જિજ્ઞાસા (=જ્ઞાન કરવાની ઇચ્છા) થાય છે વસ્તુમા સદેહ થઇ શકે તેવા ધર્મો સાતપ્રકારના જ હોવાથી, સદેહ પણ સાતપ્રકારના જ થાય છે અર્થાત્ અનન્તધર્મો પણ પૂર્વોક્ત સાતવિકલ્પોમા વિભાજિત થતા હોવાથી તે ધર્મોઅગે સદેહ પણ સાતપ્રકારના જ થાય

## સકલાદેશ–વિકલાદેશનુ સ્વરૂપ

આ સપ્તભગી સ્વગત દરેક ભગને આશ્રયીને સકલાદેશઆત્મક અને વિકલાદેશઆત્મક હોય છે સકળાદેશ પ્રમાણવાક્ય છે સકળાદેશનુ લક્ષણ (=સ્વરૂપ)આ છે *"પ્રમાણદ્વારા અનન્તધર્માત્મકરૂપે જ્ઞાત થયેલી વસ્તુના કાળવગેરે આઠદ્વારા અભેદની પ્રધાનતાથી કે અભેદના ઉપચારથી એકસાથે સર્વધર્મોનુ પ્રતિપાદન કરતુ વચન સકળાદેશ કહેવાય"* આ વાક્યનો અર્થ આ મુજબ છે – (૧) કાળ (૨) આત્મરૂપ (3) અર્થ (૪)સબધ (૫) ઉપકાર (૬) ગુણિદેશ (૭) સસર્ગ અને (૮) શબ્દ આ આઠની અપેક્ષાએ ધર્મો અને ધર્મી વચ્ચેના અપૃથગ્ભાવને પ્રધાન કરીને અથવા કાલાદિની અપેક્ષાએ ભિન્ન એવા પણ ધર્મ અને ધર્મીમા અભેદનો ઉપચાર કરીને સમકાળે ધર્મ અને ધર્મીનો નિર્દેશ કરતુ વચન સકળાદેશ કહેવાય છે કેમકે સકળાદેશ પ્રમાણને આધીન છે આનાથી વિપરીત વિકળાદેશ નયવાક્યરૂપ છે ધર્મીથી તથા પરસ્પર ધર્મના ભેદનો ઉપચાર કરીને અથવા ભેદને પ્રધાન કરીને તે ધર્મોનો ક્રમશ નિર્દેશ કરતુ વચન વિકળાદેશ કહેવાય

## ક્રમ–યૌગપદ્યનુ સ્વરૂપ

શકા – ક્રમ શુ છે? અને યૌગપદ્ય શુ છે?

સમાધાન – કાળ આદિથી જ્યારે અસ્તિત્વ આદિ ધર્મોમા ભેદ ઇષ્ટ હોય છે, ત્યારે શબ્દ એકીસાથે અનેક અર્થ (=ધર્મ) નો બોધ કરાવવા અસમર્થ હોવાથી ક્રમ અનિવાર્ય બને છે ધર્મો પરસ્પરથી ભિન્નરૂપે ઇષ્ટ હોવાથી એક ધર્મના નિરૂપણથી અન્યધર્મનો બોધ થઇ શકે નહિ તેથી એક શબ્દદ્વારા એક ધર્મનો નિર્દેશ કર્યા પછી, બીજા ધર્મના ઉલ્લેખમાટે બીજા શબ્દની જરૂર પડે અને ત્રીજાધર્મમાટે વળી ત્રીજો શબ્દ જોઇએ

के पुन कालादय ? [1] काल [2] आत्मरूपम् [3] अर्थ [4] सम्बन्ध [5] उपकार [6] गुणिदेश [7] ससर्ग [8] शब्द । १ तत्र स्याद् जीवादिवस्तु अस्त्येव इत्यत्र यत्कालमस्तित्व तत्काला शेषानन्तधर्मा वस्तुन्येकत्रेति तेषा कालेनाभेदवृत्ति । २ यदेव चास्तित्वस्य तद्गुणत्वमात्मरूप तदेव अन्यानन्तगुणानामपीति आत्मरूपेणाभेदवृत्ति । ३ य एव चाधारोऽर्थो द्रव्याख्योऽस्तित्वस्य स एवान्यपर्यायाणामित्यर्थेनाभेदवृत्ति । ४ य एव चाविष्वग्भाव कथञ्चित्तादात्म्यलक्षण सम्बन्धोऽस्तित्वस्य स एव शेषविशेषाणामिति सम्बन्धेनाभेदवृत्ति । ५ य एव चोपकारोऽस्तित्वेन स्वानुरक्तत्वकरण

આમ અન્ય અન્ય શબ્દો દ્વારા ક્રમશ જ તે ધર્મોનો નિર્દેશ થઇ શકે અહી એક ધર્મનો નિરૂપક શબ્દ નયશબ્દ કહેવાય આમ જ્યારે ધર્મોનો પરસ્પર અને ધર્મીથી ભેદ ઇષ્ટ હોય, ત્યારે તેઓના નિરૂપણમાટે ક્રમ આવશ્યક છે તથા જ્યારે કાલઆદિની અપેક્ષાએ તેજ ધર્મોનો પરસ્પર અને ધર્મીથી અભેદ વિવક્ષિત હોય છે, ત્યારે એકધર્મનો બોધ કરાવનાર એકશબ્દથી સઘળા ધર્મોથી યુક્ત તે વસ્તુનુ પ્રતિપાદન થઇ જાય છે કેમકે સઘળા ધર્મો પરસ્પર અભિન્ન હોઇ એકરૂપ હોવાથી શબ્દથી નહિ કહેવાયેલા સઘળા ધર્મો પણ તે શબ્દથી કહેવાયેલા ધર્મરૂપ હોય છે (જો કે શબ્દ દ્વારા તો એક જ ધર્મનો ઉલ્લેખ થાય છે છતા પણ તે વખતે એકરૂપતા હોવાથી બીજા ધર્મોનો પણ અર્થથી બોધ થઇ જાય છે ) આમ એકી સાથે સઘળા ધર્મનો બોધ થતો હોવાથી અહી "યૌગપદ્ય" સુસગત છે

### કાલઆદિ આઠનુ સ્વરૂપ

હવે કાલવગેરે આઠનુ સ્વરૂપ દર્શાવે છે (૧) કાલ – "જીવાદિવસ્તુ કથચિત્ છે જ " એ ભાગામા પ્રદર્શિત કરાયેલ "અસ્તિત્વ" ધર્મ જે સમયે જીવાદિવસ્તુમા હાજર હોય છે, તેજ સમયે બાકીના અનન્તધર્મો પણ વસ્તુમા હાજર હોય છે જ આમ સમાનકાલીન હોવાથી વસ્તુગતસર્વધર્મો કાલની અપેક્ષાએ અભિન્ન છે જે ક્ષણે જીવના અસ્તિત્વ ધર્મનુ પ્રતિપાદન કરવામા આવે, તે ક્ષણે જીવ કઇ માત્ર અસ્તિત્વધર્મથી જ યુક્ત નથી, કિન્તુ સહભાવી અને ક્રમભાવી અનત ધર્મો થી યુક્ત છે તેથી જ્યારે જીવના અસ્તિત્વનુ પ્રતિપાદન થાય છે ત્યારે જીવથી અને પરસ્પરથી કથચિત્ અભેદના કારણે બાકીના અનત ધર્મો નુ પણ ભેગુ ભેગુ પ્રતિપાદન થઇ જાય છે આમ કાલની અપેક્ષા સામાનાધિકરણ્ય (=સમાનકાળે એક ધર્મીમા વૃત્તિતા) થી અભેદ સિદ્ધ થાય છે (૨) **આત્મરૂપ** – સ્વરૂપ = સ્વભાવ = ગુણ જેમ અસ્તિત્વધર્મ દ્રવ્યનો સ્વભાવ છે તેમ બીજા ધર્મો પણ દ્રવ્યના સ્વભાવ છે, આમ સ્વભાવરૂપે સમાન હોવાથી આ અપેક્ષાએ પણ બધા ધર્મો અભિન્ન છે (૩) **અર્થ** – આધાર દ્રવ્ય જેમ અસ્તિત્વધર્મનો આધાર છે, તેમ અન્ય સર્વધર્મોનો પણ આધાર છે અસ્તિત્વધર્મ જેમ જીવને આશ્રયીને રહ્યો છે તેમ જીવના અન્ય અનન્ત ધર્મો પણ તેને જ (જીવને ) આશ્રયીને રહ્યા છે આમ આશ્રયની સમાનતા હોવાથી તેઓ અર્થની અપેક્ષાએ પણ અભિન્ન છે (૪) **સમ્બન્ધ** – 'અસ્તિત્વ' ધર્મ દ્રવ્યથી પૃથગ્ ઉપલબ્ધ થતો નથી, કેમકે દ્રવ્યસાથે તેને કથચિત્ એકરૂપતા (=તાદાત્મ્ય )છે આમ તાદાત્મ્યરૂપ અવિષ્વગ્ભાવ (=અપૃથગ્ભાવ ) સમ્બન્ધથી જેમ અસ્તિત્વધર્મ દ્રવ્યમા રહ્યો છે, તેમ બીજા અનન્તા ધર્મો પણ તે જ સબધથી દ્રવ્યમા રહ્યા છે, કેમકે બધા જ ધર્મો દ્રવ્યથી પૃથગ્ ઉપલબ્ધ થતા નથી, અને દ્રવ્યસાથે કથચિત્ એકરૂપ છે (૫)**ઉપકાર** – પોતાનાથી અનુરક્ત કરવારૂપ જે ઉપકાર અસ્તિત્વગુણદ્વારા દ્રવ્યપર કરાય છે તે જ ઉપકાર અન્ય ગુણોદ્વારા પણ કરાય છે (દરેક ગુણ દ્રવ્યના સ્વરૂપના નિર્માણમા ભાગ ભજવે છે, અને તેના સ્વરૂપમા પોતાને અનુરૂપ વિશિષ્ટતા ઉત્પન્ન કરે છે આમ વિશિષ્ટતાનુ નિર્માણ કરવા દ્વારા દરેક ગુણો દ્રવ્યને સ્વાનુરક્ત કરે છે તેથી જ વૈશિષ્ટ્યનુ નિર્માણ કરનારા ગુણોના અભાવમા દ્રવ્યનો પણ અભાવ થાય છે ) (૬) **ગુણિદેશ** – અસ્તિત્વ ધર્મનો ગુણી (=દ્રવ્ય )જે દેશમા રહ્યો છે, તે જ દેશમા તે અન્ય ધર્મોનો ગુણી પણ રહ્યો છે, કેમકે તે બધા ધર્મોનો ગુણી એક જ છે (અથવા અસ્તિત્વ ધર્મ પોતાના ગુણીના

स एव शेषैरपि गुणैरित्युपकारेणाभेदवृत्ति । ६ य एव गुणिन सम्बन्धी देश क्षेत्रलक्षणोऽस्तित्वस्य स एवान्यगुणानामिति गुणिदेशेनाभेदवृत्ति । ७ य एव चैकवस्त्वात्मनास्तित्वस्य ससर्ग स एव शेषधर्माणामिति ससर्गेणाभेदवृत्ति । अविष्वग्भावेऽभेद प्रधानम् भेदो गौण , समर्गे तु भेद प्रधानम् अभेदो गौण इति विशष । ८ य एव चास्तीति शब्दोऽस्तित्वधर्मात्मकस्य वस्तुनो वाचक स एव शेषानन्तधर्मात्मकस्यापीति शब्देनाभेदवृत्ति पर्यायार्थिकनयगुणभावे द्रव्यार्थिकनयप्राधान्याद् उपपद्यते ॥

જેટલા પ્રદેશને વ્યાપીને રહ્યો છે તેટલાં જ પ્રદેશને વ્યાપીને અન્ય ધર્મો પણ રહ્યા છે પણ આ અર્થ બહુ યુક્તિસંગત દેખાતો નથી કેમકે અહી ટીકાકારશ્રીને ક્ષેત્રાત્મકદેશ ઇષ્ટ છે જ્યારે અમૂર્તગુણની ગુણીમાં વૃત્તિ અપૃથગ્ભાવથી છે જ્યાં અપૃથગ્ભાવથી વૃત્તિ ઇષ્ટ હોય, ત્યા ક્ષેત્રની વિચારણા નિરર્થક છે, તેથી જ પૂર્વે "અવયવી અવયવમા અપૃથગ્ભાવથી રહ્યો હોવાથી તે અવયવમાં દેશથી રહ્યો છે કે સંપૂર્ણતયા ઇત્યાદિ વિકલ્પોનો અનવકાશ છે" એમ દર્શાવ્યુ હતુ તેથી "પદાર્થના જેટલા પ્રદેશોમાં અસ્તિત્વધર્મ છ. તેટલા જ પ્રદેશોમાં અન્ય શેષ ગુણો પણ છે" ઇત્યાદિ વચન શિષ્ટજનને બહુમત બની ન શકે ) અથવા ગુણીના આધાર તરીકે જે દેશ હોય, તેજ દેશને ગુણનો આધાર પણ કહી શકાય, કેમકે ગુણ અને ગુણી કથચિત્ અભિન્ન છે તેથી પોતાના ગુણી સમ્બન્ધી જે દેશ અસ્તિત્વધર્મનો છે, તે જ દેશ અન્ય ગુણોનો પણ છે ( કેમકે અસ્તિત્વ ધર્મની જેમ અન્યગુણો પણ પોતાના ગુણીના આધારભૂત દેશમાં જ ઉપલબ્ધ થાય છે એટલે કે જે સ્થળે ગુણિગત અસ્તિત્વ ધર્મ ઉપલબ્ધ થાય છે, તે સ્થળે અન્યધર્મો પણ ઉપલબ્ધ થાય છે આમ સમાનદેશમા ઉપલબ્ધ થતા હોવાથી ગુણિદેશની અપેક્ષાએ પણ અભેદ છે આ અર્થ કરવામાં પૂર્વોક્ત દોષનો સંભવ દેખાતો નથી નયજ્ઞ ગીતાર્થો આ બાબતમાં નિર્ણાયક છે ) (૭) સસર્ગ – અસ્તિત્વધર્મનો વસ્તુસ્વરૂપસાથે જે સંસર્ગ છે, તે જ સંસર્ગ તે વસ્તુના અન્ય ધર્મોનો પણ છે (પર્યાયનયની અપેક્ષાએ વસ્તુ તેના ગુણોથી ભિન્ન છે ભિન્ન એવા ગુણો સંસર્ગથી (વૈશેષિકઆદિની દૃષ્ટિથી સમવાયસસર્ગથી )વસ્તુનો આશ્રય કરે છે અસ્તિત્વ (અન્યમતે સત્તા )જે સંસર્ગથી (=અન્યમતે સમવાયથી) જીવાદિદ્રવ્યમા વૃત્તિ છે, એ જ સંસર્ગથી અન્યગુણો પણ દ્રવ્યમા વૃત્તિ છે અથવા અસ્તિત્વવગેરે બધાધર્મો તે વસ્તુના સ્વરૂપભૂત છે તેથી સ્વરૂપસબધથી અસ્તિત્વનો વસ્તુસાથે જે સંસર્ગ છે, તે જ સંસર્ગ અન્ય ધર્મોનો પણ છે વસ્તુનાં ધર્મોનો વસ્તુથી ભેદનો વ્યવહાર લોકોમાં થાય છે, જેમકે 'પાણીની શીતળતા' 'ઘડાનુ હોવાપણુ ' આ ભિન્ન ધર્મો વસ્તુના સ્વરૂપ હોઇ, સ્વરૂપસબધથી વસ્તુમાં વૃત્તિ છે આમ સંસર્ગની અપેક્ષાએ પણ ધર્મો વચ્ચે અભેદ છે) અવિષ્વગ્ભાવસબધમા વસ્તુનો ધર્મસાથેનો ભેદ ગૌણ છે અને અભેદ પ્રધાનપણે છે જ્યારે સસર્ગમા અભેદ ગૌણ છે અને ભેદ પ્રધાન છે બનેવચ્ચે આટલો તફાવત છે (૮) શબ્દ – અસ્તિત્વધર્મથી યુક્ત વસ્તુનો, વાચક જે 'અસ્તિ'શબ્દ છે, તે જ 'અસ્તિ'શબ્દ બાકીના અનન્તધર્મોથી યુક્ત તે વસ્તુનો, વાચક પણ છે જેમ અસ્તિત્વધર્મથી યુક્ત હોવાથી 'વસ્તુ–અસ્તિ' (=છે)એમ કહેવાય છે, તેમ અન્યધર્મોથી યુક્ત હોવાથી પણ 'વસ્તુ અસ્તિ' એમ કહેવાય છે આમ શબ્દની અપેક્ષાએ પણ ધર્મો અભિન્ન છે આ પ્રમાણે પર્યાયાર્થિકનયને ગૌણ કરી અને દ્રવ્યાર્થિક નયને પ્રધાન કરી કાળાદિ આઠદ્વારા ધર્મો વચ્ચે અભેદ સિદ્ધ કર્યો

## પર્યાયાર્થિકનયે કાલઆદિ આઠનુ સ્વરૂપ

દ્રવ્યાર્થિકનયને ગૌણ કરવામા આવે, અને પર્યાયાર્થિકનયને મુખ્ય કરવામા આવે, તો આ જ કાળાદિઆઠની અપેક્ષાએ ધર્મોમા અભેદ સભવે નહિ તે આ પ્રમાણે (૧) કાળ – ગુણો સમકાલીન નથી કેમકે એકકાળે એકવસ્તુમા ઘણા ગુણો સભવી શકે નહિ, અને જો અનેક ગુણો માનશો તે જેટલા ગુણો તેટલા ગુણી માનવા પડશે અર્થાત્ એકની એકવસ્તુને અનેકવસ્તુરૂપ માનવી પડશે (પર્યાયાર્થિકનય વર્તમાનગ્રાહી છે તથા વર્તમાનક્ષણે રહેલી વસ્તુને તેના તત્કાલીન પ્રગટ એકપર્યાયમય જ માને છે તથા તે જ પર્યાયને તે વસ્તુના તે કાળના ધર્મ તરીકે સ્વીકારે છે તેથી અનતધર્માત્મક વસ્તુના અનતધર્મો પ્રગટરૂપે ભિન્નકાલીન હોવાથી આ નય તે ધર્મોને કાલના ભેદે ભિન્ન જ માને

द्रव्यार्थिकगुणभावे पर्यायार्थिकप्राधान्ये तु न गुणानामभेदवृत्ति सम्भवति। ममकालमेकत्र नानागुणानामसम्भवात्, सम्भवे वा तदाश्रयस्य तावद्धा भेदप्रसङ्गात्। नानागुणाना सम्बन्धिन आत्मस्परस्य च भिन्नत्वात्, आत्मस्पाभेदे तेषा भेदस्य विरोधात्। स्वाश्रयस्यार्थस्यापि नानात्वाद्, अन्यथा नानागुणाश्रयत्वस्य विरोधात्। सम्बन्धस्य च सम्बन्धिभेदेन भेददर्शनाद् नानासम्बन्धिभिरेकत्र (सम्बन्धा?) सम्भवाघटनात्। तै क्रियमाणस्योपकारस्य च प्रतिनियतस्परयानेकत्वात् अनेकैरुपकारिभि क्रियमाणस्योपकारस्य विरोधात्। गुणिदेशस्य प्रतिगुणभेदात् तदभेदे भिन्नार्थगुणानामपि गुणिदेशाभेदप्रसङ्गात्। ससर्गस्य च प्रतिससर्गिभेदात् तदभेदे ससगिभेदविरोधात्। शब्दस्य प्रतिविषय नानात्वात् सर्वगुणानामेकशब्दवाच्यताया सर्वार्थानामेकशब्दवाच्यतापत्ते शब्दान्तरवफल्यापत्ते।

છે જેમકે "બાળ અને યુવા પર્યાય," બાળઅવસ્થા (=પર્યાય) અને યુવાઅવસ્થાને જો ભિન્ન માનવામા ન આવે, તો બન્નેને સમકાલીન માનવા પડે, એટલે કે બાળઅવસ્થાનો ત્યાગ અને યુવાઅવસ્થાનો સ્વીકાર થઇ શકે નહિ તથા ક્ષણે ક્ષણે પર્યાયો બદલાતા હોવાથી વસ્તુનુ સ્વરૂપ પણ બદલાય છે, અને સ્વરૂપભેદે વસ્તુભેદ છે આમ પર્યાયાર્થિકનય પર્યાયભેદે વસ્તુભેદ માને છે તેથી વસ્તુમા સમકાળે અનેક પર્યાય માની શકાય નહિ તેથી પર્યાયો વચ્ચે કાલની અપેક્ષાએ ભેદ છે ) **(૨) આત્મરૂપ** – દરેક ગુણો ભિન્નસ્વભાવવાળા છે જો સ્વભાવ એક જ હોય, તે ગુણો પણ બધા એક જ હોવા જોઇએ એક સ્વભાવી ગુણો ભિન્ન હોઇ શકે નહિ (એક દ્રવ્યમા વૃત્તિરૂપસ્વભાવ એક હોવાથી તેઓ અભિન્ન છે એમ દ્રવ્યાર્થિકનયને સમ્મત છે છતા દરેક ગુણોનુ પોતાનુ સ્વતત્રઅસ્તિત્વ સ્વભાવભેદ વિના સભવે નહિ 'સ્પર્શગુણ કરતા રૂપગુણનો સ્વભાવ જૂદો છે' એ પ્રતીત જ છે તેથી સ્વભાવની અપેક્ષાએ પણ ગુણો ભિન્ન છે ) **(૩) અર્થ** – ગુણોના આશ્રયભૂત પદાર્થો પણ અનેક છે પદાર્થમા અનેકતા ન હોય તો તે અનેક ગુણોનો આશ્રય બની શકે નહિ (પૂર્વે દર્શાવ્યુ, તેમ એકક્ષણે એક ગુણયુક્ત જ પદાર્થ હોય અને તે ક્ષણે અનેક ગુણો દૃષ્ટ થાય છે આ અનેક ગુણો આશ્રયની અનેકતા વિના સિદ્ધ થાય નહિ, તેથી આ અનેક ગુણો આશ્રયની અનેકતાને સિદ્ધ કરે છે આ જ પ્રમાણે વિષમકાળે દેખાતા અનેક ગુણો પણ વસ્તુની અનેકતાને સિદ્ધ કરે છે કાચી કેરી ખાટા રસથી યુક્ત હોય છે, પાકી કેરી મધુરરસથી યુક્ત હોય છે જો બન્ને અવસ્થાવખતે કેરી એકાતે એકરૂપ હોય, તો પછી ખાટારસ અને મધુરરસ વચ્ચે પણ ભેદ રહે નહિ તેથી ભિન્નકાલીન ગુણોના આશ્રય તરીકે પણ વસ્તુ અનેકાત્મક છે આમ આધારની અપેક્ષાએ પણ ધર્મોમા ભેદ છે ) **(૪) સમ્બન્ધ** – સમ્બન્ધીઓ ભિન્ન હોવાથી સમ્બન્ધ પણ ભિન્ન ભિન્ન છે અનેક સમ્બન્ધીઓ એક જ સમ્બન્ધથી રહે, તે અનુપપન્ન છે (વસ્તુ અનન્તધર્માત્મક છે પર્યાયાર્થિકનયની અપેક્ષાએ એ અનન્તધર્મો પરસ્પર ભિન્ન છે તે ભિન્ન ધર્મોના આધાર તરીકે દ્રવ્ય પણ અનન્તાત્મક છે, જેમકે ખાટારસગુણનો ગુણી કાચી કેરી છે અને મધુરરસ ગુણનો ગુણી પાકી કેરી છે, આમ ગુણ–ગુણી યુગલો ભિન્ન–ભિન્ન હોવાથી તેઓ વચ્ચેના સમ્બન્ધો પણ ભિન્ન–ભિન્ન છે તેથી સમ્બન્ધની અપેક્ષાએ પણ ગુણો વચ્ચે ભેદ છે ગુણગુણી વચ્ચે અપૃથગ્ભાવ (=તાદાત્મ્ય)સમ્બન્ધ છે, જે તાદાત્મ્યથી એક ગુણ સ્વગુણીમા વૃત્તિ હોય, તે જ તાદાત્મ્યથી અન્ય ગુણ પોતાના ગુણીમા વૃત્તિ ન હોઇ શકે કેમકે તાદાત્મ્ય એટલે એકરૂપતા (=અભેદ) તેથી એક જ તાદાત્મ્ય હોય તો સર્વ ગુણો એકરૂપ જ થઇ જાય ) **(૫) ઉપકાર** – દરેક ગુણ ગુણી પર સ્વસ્વ નિયતરૂપે જ ઉપકાર કરે છે એટલે કે એકગુણ જેવા પ્રકારનો ઉપકાર ગુણીપર કરે છે તેનાથી ભિન્ન પ્રકારનો ઉપકાર અન્યગુણ કરે છે જેમકે સ્પર્શગુણ પોતાના ગુણીપર સ્પર્શાત્મક ઉપકાર કરે છે અર્થાત્ પોતાના ગુણીને સ્પર્શવાળો બનાવે છે, જ્યારે રસગુણ રસઆત્મક ઉપકાર કરે છે, અર્થાત્ પોતાના ગુણીને રસવાળો બનાવે છે આમ ઉપકારની અપેક્ષાએ પણ ગુણોમા ભેદ છે **(૬) ગુણિદેશ** – ગુણીમા રહેલા એક ગુણની અપેક્ષાએ તે ગુણી જે દેશમા છે, તેનાથી ભિન્ન દેશમા તે ગુણીને પોતાના બીજા ગુણની અપેક્ષાએ સ્વીકારવો જોઇએ કેમકે તે ગુણો પરસ્પર અને ગુણીથી ભિન્ન છે અન્યથા ભિન્નવસ્તુના ગુણોમા પણ અભેદ માનવાની આપત્તિ આવે (બે ભિન્ન ગુણીમા રહેલા ગુણો જો ભિન્ન છે, તો તેઓના ગુણીના દેશો પણ ભિન્ન દેખાય છે તેમ અહીં પણ ગુણો પરસ્પર ભિન્ન હોવાથી, તેમના ગુણીનો દેશ પણ ભિન્ન કલ્પવો જોઇએ અથવા દરેક ગુણોના ગુણી જૂદા જૂદા છે અને જૂદા જૂદા ક્ષેત્રમા રહેલા છે તેથી તેને

तत्त्वतोऽस्तित्वादीनामेकत्र वस्तुन्यवमभेदवृत्तरसभवे कालादिभिभिन्नात्मनामभेदोपचार क्रियते । तदेताभ्यामभेदवृत्त्यभेदोपचाराभ्या कृत्वा प्रमाणप्रतिपन्नानन्तधर्मात्मकस्य वस्तुन सममय यदभिधायक वाक्य म सकलादेश प्रमाणवाक्यापरपयाय, नयविषयीकृतस्य वस्तुधमस्य भेदवृत्तिप्राधान्याद् भेदोपचाराद् वा क्रमण यदभिधायक वाक्य स विकलादेशो नयवाक्यापरपयाय । इति स्थितम् । तत माधूक्तम् आदशभेदादितमसभङ्गम् ॥ इति काव्यार्थ ॥ २३ ॥

ગુણીના તે-તે ગુણો પણ જૂદા જૂદા ક્ષેત્રમા રહેશે અથવા દરેક ગુણ પોતાના ગુણીમા સર્વાશે વ્યાપ્ત હોવાથી જે ગુણીમા એક ગુણ ઉપલબ્ધ થાય, ત્યાં અન્ય ગુણ ઉપલબ્ધ થઇ ન શકે કેમકે બીજા ગુણને રહેવાનો અવકાશ નથી આમ દરેક ગુણોના ગુણિદેશ જૂદા જૂદા હોવાથી તે અપેક્ષાએ પણ ગુણોમા ભેદ છે ) (૭) સસર્ગ - પ્રત્યેક સસર્ગીના સંસર્ગો જૂદા-જૂદા છે (દેવદત્ત જ્યારે છત્રી ગ્રહણ કરે છે ત્યારે તેને છત્રીનો સસર્ગ થાય છે, અને પોતે 'છત્રીવાળો' પર્યાયને પામે છે જ્યારે તે છત્રી છોડી લાકડી ગ્રહણ કરે છે, ત્યારે છત્રી અને પોતે એમ બન્ને હોવા છતા, છત્રીનો સસર્ગ નષ્ટ થાય છે તેથી 'છત્રીવાળો' એ પર્યાય પણ નષ્ટ થાય છે તથા લાકડીનો સસર્ગ ઉત્પન્ન થાય છે અને પોતે 'લાકડીવાળો' એવા પર્યાયને પ્રાપ્ત કરે છે આમ અહીં દેખાય છે કે, છત્રી અને છત્રીવાળા દેવદત્ત વચ્ચે જે સંસર્ગ હતો તે લાકડી અને લાકડીવાળા દેવદત્ત વચ્ચે નથી આ જ પ્રમાણે પ્રત્યેક ગુણનો પોતાના ગુણી સાથેનો સસર્ગ જૂદો-જૂદો છે એક જ સસર્ગથી જૂદા-જૂદા ગુણો પોતપોતાના ગુણીમા રહી શકે નહિ ) આમ સંસર્ગના ભેદથી સસર્ગી એવા ગુણો અને ગુણીમા ભેદ સિદ્ધ થાય છે એટલે સંસર્ગની અપેક્ષાએ પણ ગુણોમા ભેદ સિદ્ધ થાય છે (૮) શબ્દ - દરેક શબ્દના વિષયો જૂદા-જૂદા છે અર્થાત્ એકશબ્દથી એક જ વસ્તુ અને તેનો એક જ પર્યાય જ્ઞાત થઇ શકે 'ઘટ' શબ્દ ઘટવસ્તુ અને તેના ઘટત્વપર્યાયને જ દર્શાવવા સમર્થ છે, અન્યને નહિ જો એક જ શબ્દથી સર્વ પર્યાયોનો બોધ થઇ શકતો હોય તો (૧) તેને દર્શાવવા માટે વપરાતા બીજા શબ્દો વ્યર્થ થવાની આપત્તિ આવશે (તથા (૨) એક જ શબ્દના જ્ઞાનથી ત્રૈલોક્યવર્તી સર્વ વસ્તુઓના સર્વપર્યાયોનો બોધ થવાની આપત્તિ આવે તથા (૩) તે શબ્દદ્વારા વકતાને કઇ વસ્તુ અને કયો પર્યાય અભિમત છે, તે નક્કી થઇ શકે નહિ તેથી (૪) વકતાના તાત્પર્યનુ જ્ઞાન ન થાય અને તેથી (૫) તે મુજબ પ્રવૃત્તિ પણ થઇ શકે નહિ આમ ઘણી આપત્તિઓથી દૂષિત હોવાથી 'એક શબ્દ સર્વપર્યાયોનો બોધ કરાવી શકે એ સંગત બનતુ નથી તેથી સિદ્ધ થાય છે કે, દરેક પર્યાયના વાચક શબ્દો પણ જૂદા-જૂદા છે ) આમ શબ્દની અપેક્ષાએ પણ ગુણોમા ભેદ સિદ્ધ થાય છે

આમ દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ કાલાદિઆઠદ્વારા સર્વગુણો વચ્ચે અભેદ સિદ્ધ થાય છે અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ એજ આઠદ્વારા સર્વગુણો વચ્ચે ભેદ સિદ્ધ થાય છે

આમ પર્યાયાર્થિકનયની દૃષ્ટિએ એક વસ્તુમા રહેલા અનત ગુણોની કાલાદિ આઠદ્વારા અભેદવૃત્તિ પરમાર્થથી અસભવિત છે તેથી ત્યારે કાલાદિઆઠદ્વારા અભેદનો ઉપચાર કરવામા આવે છે, આમ પ્રમાણથી અનન્તધર્મોથી યુક્તરૂપે જ્ઞાત થયેલી વસ્તુનુ અભેદવૃત્તિ કે અભેદઉપચારદ્વારા એકસાથે અભિધાન કરતુ વચન સકળાદેશ કહેવાય છે તે 'પ્રમાણવાક્ય' તરીકે પણ ઓળખાય છે નયના વિષય બનતા ધર્મનુ ભેદવૃત્તિ કે ભેદઉપચારથી ક્રમશ વિધાન કરતુ વચન વિકલાદેશ કહેવાય છે તે જ 'નયવાક્ય' પણ કહેવાય છે

તેથી "આદેશના ભેદથી સપ્તભગી ઉત્પન્ન થાય છે" ઇત્યાદિવચન સગત જ છે ॥ ૨૩ ॥



अनन्तर भगवद्दर्शितस्यानेकान्तात्मनो वस्तुनो बुधरूपवेद्यत्वमुक्तम् । अनेकान्तात्मकत्व च सप्तभङ्गीप्ररूपणेन सुखोन्नेय स्यादिति सापि निरूपिता । तस्या च विरुद्धधर्माध्यासित वस्तु पश्यन्त एकान्तवादिनोऽबुधरूपा विरोधमुद्भावयन्तीति तेषा प्रमाणमार्गात् च्यवनमाह –

> उपाधिभेदोपहित विरुद्धं नार्थेष्वसत्त्व सदवाच्यते च ।
> इत्यप्रबुध्यैव विरोधभीता जडास्तदेकान्तहता पतन्ति ॥ २४ ॥

*अर्थेषु*=पदार्थेषु चेतनाचेतनेषु *असत्त्व*= नास्तित्व न *विरुद्ध*= न विरोधावरुद्धम् । अस्तित्वेन सह विरोध नानुभवतीत्यर्थ । न केवलमसत्त्व न विरुद्धम् किंतु सदवाच्यते च । सच्चावाच्य च सदवाच्ये, तयोर्भावौ सदवाच्यते । अस्तित्वावक्तव्यत्वे इत्यर्थ । ते अपि न विरुद्धे । **तथाहि**–अस्तित्व नास्तित्वेन सह न विरुध्यते । अवक्तव्यत्वमपि विधिनिषेधात्मकमन्योन्य न विरुध्यते । अथवा अवक्तव्यत्व वक्तव्यत्वेन साक न विरोधमुद्वहति । अनेन च नास्तित्वास्तित्वावक्तव्यत्वलक्षणभङ्गत्रयेण सकलसप्तभङ्ग्या निर्विरोधता उपलक्षिता । अमीषामेव त्रयाणा मुख्यत्वाच्छेषभङ्गाना च सयोगजत्वेनामीष्वेवान्तर्भावादिति ॥

## વસ્તુમા ઉપાધિભેદથી વિરુદ્ધધર્મોની ઉપપત્તિ

ભગવાને દર્શાવેલ અનેકાતાત્મક વસ્તુનુ જ્ઞાન પ્રાજ્ઞપુરુષોને જ થાય છે એમ હમણા પ્રતિપાદન કર્યુ સપ્તભગીની પ્રરૂપણાદ્વારા અનેકાતસ્વરૂપનો બોધ સહેલાઇથી થઇ શકે, એ હેતુથી એની પણ પ્રરૂપણા કરી આ સપ્તભગીમા વિરૂદ્ધધર્મોથી યુક્ત વસ્તુની પ્રરૂપણા નિહાળી અજ્ઞાની એકાતવાદીઓ વિરોધનુ ઉદ્ભાવન કરે છે તેઓ આ પ્રમાણે વિરોધ કરીને પ્રમાણમાર્ગમાથી ભ્રષ્ટ થાય છે, એમ દર્શાવતા કાવ્યકારશ્રી કહે છે –

**કાવ્યાર્થ** – ઉપાધિ = અશોના ભેદ (=અનેકતા)થી પદાર્થોમા–પ્રાદુર્ભૂત થયેલા નાસ્તિત્વ, અસ્તિત્વ અને અવાચ્યતા ધર્મોમા પરસ્પર વિરોધ નથી આ સ્વરૂપનુ જ્ઞાન કર્યા વિના જ 'વસ્તુમા વિરૂદ્ધધર્મો માનવામા વિરોધદોષ આવશે ' એમ માની વ્યાકુલ થયેલા જડો (=અપ્રાજ્ઞો) એકાન્તવાદનુ ગ્રહણ કરી ન્યાયમાર્ગથી પતિત થાય છે

ચેતન અને જડ પદાર્થોમા અસ્તિત્વસાથે નાસ્તિત્વને વિરોધ નથી, અસ્તિત્વ અને અવાચ્યતાને પણ વિરોધ નથી, અવાચ્યતા= અવક્તવ્યતા= વિધિનિષેધઉભયાત્મકતા અવક્તવ્યતામા સમાવિષ્ટ વિધિ અને નિષેધને પરસ્પર વિરોધ નથી અથવા અવક્તવ્યતાને વક્તવ્યતા સાથે વિરોધ નથી 'અસ્તિત્વ, નાસ્તિત્વ અને અવક્તવ્યતારૂપ ત્રણ ભાગામા પરસ્પર વિરોધ નથી' આમ દર્શાવવાદ્વારા કવિવર 'સકળ સપ્તભગીમા વિરોધ નથી ' એમ દર્શાવવા માગે છે કેમકે બાકી રહેલા ભાગાઓ પણ આ ત્રણના સયોગથી જ પ્રાદુર્ભૂત થતા હોવાથી તેઓ પણ આ ત્રણમા જ અન્તર્ભાવિત છે

**શકા** – અસ્તિત્વવગેરે ધર્મો પરસ્પરવિરૂદ્ધ છે તેથી તેઓ એક વસ્તુમા એક સાથે કેવી રીતે રહી શકે?

**સમાધાન** – ભિન્નઅશને પ્રધાન કરીને સદ્વસ્તુમા નાસ્તિત્વધર્મ રહી શકે છે, તેમા વિરોધ નથી આ જ મુદ્દાને દર્શાવવા કવિએ 'અસત્વ'ના વિશેષણ તરીકે 'ઉપાધિભેદોપહિત' પદ મુક્યુ છે આ પદ વિશેષણ પણ છે, અને અસત્ત્વધર્મની સત્ વસ્તુમા વૃત્તિમાટે હેતુરૂપ પણ છે તેથી આ હેતુવિશેષણ છે આ જ વિશેષણ સદ્અવાચ્યતા પદને પણ લાગુ પડે છે પણ ત્યા 'સત્ત્વ' અને 'અવાચ્યતા' બે ધર્મો હોવાથી વિશેષણપદને

नन्वेते धर्मा परस्परं विरुद्धा तत्कथमेकत्र वस्तुन्येषा समावेश सम्भवति इति विशेषणद्वारेण हेतुमाह उपाधिभेदोपहितम् इति । *उपाधयोऽवच्छेदका* अंशप्रकारा तेषां *भेदो*=नानात्वम्, तेनोपहितमर्पितम् । असत्त्वस्य विशेषणमेतत् । उपाधिभेदोपहित सदर्थेष्वसत्त्व न विरुद्धम् । सदवाच्यतयोश्च वचनभेद कृत्वा योजनीयम्। उपाधिभेदोपहिते सती सदवाच्यते अपि न विरुद्धे ॥

अयमत्राभिप्राय परस्परपरिहारेण ये वर्तेते तयो शीतोष्णवत् सहानवस्थानलक्षणो विरोध । न चात्रैवम्, सत्त्वासत्त्वयोरितरेतरमविष्वग्भावेन वर्तनात्। न हि घटादौ सत्त्वमसत्त्व परिहृत्य वर्तते, पररूपेणापि सत्त्वप्रसङ्गात्। तथा च तद्व्यतिरिक्तार्थान्तराणा नैरर्थक्यम्, तेनैव त्रिभुवनार्थसाध्यार्थक्रियाणा सिद्धे । न चासत्त्व सत्त्व परिहृत्य वर्तते,

પણ દ્વિવચનવાળુ અધ્યાહારથી બનાવવુ ઉપાધિ= અવચ્છેદકઅંશો ભેદ=જૂદાપણુ ઉપહિત = અર્પિત= પ્રધાનતા હવે આ જ વાતનો આશય પ્રગટ કરે છે

## સત્ત્વ-અસત્ત્વ વચ્ચે વિરોધનો અભાવ

જેમ ગરમીનો નાશ કરીને શીત અને શીતનો નાશ કરીને ગરમી રહે છે, તેમ જે બે પરસ્પરનો પરિહાર કરીને રહેતા હોય, તે બે વચ્ચે સહઅનવસ્થાન નામનો વિરોધ હોય છે અર્થાત્ તે બે ધર્મો એકત્ર ઉપલબ્ધ થાય નહિ પરતુ સત્ત્વ અને અસત્ત્વ વચ્ચે એવા પ્રકારનો વિરોધ નથી, કેમકે સત્ત્વ (=અસ્તિત્વ)અને અસત્ત્વ (=નાસ્તિત્વ) એકબીજાસાથે અપૃથગ્ભાવે અર્થાત્ કથચિત્ અભિન્નભાવે રહે છે તેથી જ્યા સત્ત્વ હોય, ત્યા અસત્ત્વ હોય જ અને અસત્ત્વ હોય, ત્યા સત્ત્વ હોય જ ઘટવગેરે વસ્તુમા અસત્ત્વને છોડી માત્ર સત્ત્વ જ રહે છે, તેમ નથી, કેમકે જો ઘટવગેરેમા એકાતે સત્ત્વ જ માનો, તો પટવગેરે પરરૂપે પણ સત્ત્વ માનવુ પડે અર્થાત્ 'ઘટ પોતે પટ છે ' એમ માનવાનો પ્રસગ આવે આમ 'ઘટ ત્રણ જગતની બધી વસ્તુરૂપે વિદ્યમાન છે ' એમ માનવાની આપત્તિ આવે આમ ઘટ સ્વય જ ત્રિભુવનવ્યાપી સર્વવસ્તુરૂપ બની જવાથી તેઓના જે અર્થકાર્યો છે, તે પણ ઘટ જ એકલે પડે કરી લેશે આમ એકમાત્ર ઘટથી જ બધા કાર્યો થઇ જવાથી તે કાર્યો માટે તે-તે અન્ય વસ્તુની જરૂર ન રહેવાથી તે બધા નિરર્થક થવાની આપત્તિ છે તેથી ઘટમા પટવગેરેરૂપે અસત્ત્વધર્મ સિદ્ધ થાય છે એ જ પ્રમાણે, અસત્ત્વ પણ સત્ત્વ વિના રહી શકે નહિ, કેમકે સ્વરૂપથી પણ અસત્ થવાની આપત્તિ છે ઘટ જેમ પટવગેરેરૂપે અસત્ છે, તેમ જો સર્વથા અસત્ હોય, તો ઘટરૂપે પણ અસત્ હોવો જોઇએ આમ બધી વસ્તુઓ સર્વરૂપે અસત્ બનવાથી જગતમા બધી વસ્તુનો અભાવ થઇ જવાથી સર્વશૂન્યતા આવી જાય કેમકે *"જેઓ સ્વરૂપથી પણ અસત્ છે, અર્થાત્ સ્વરૂપહીન છે, તેઓ આ જગત્મા વિદ્યમાન નથી, જેમકે ખપુષ્પ "*

શકા - જો સત્ત્વ અને અસત્ત્વ એકત્ર રહી શકતા હોય, તો તે બે વચ્ચે વિરોધ નહિ રહે, તેથી ઘડો અને ઘડાનો અભાવ-બને એકત્ર એકદા રહેવાની આપત્તિ છે

સમાધાન - આમ નહિ માનવુ પડે, કેમકે 'સત્ત્વ અને અસત્ત્વ સર્વથા અભિન્ન છે ' એમ અમારા કહેવાનો આશય નથી અમે પણ માનીએ જ છીએ કે એક જ અશને અપેક્ષીને વિચાર કરવામા આવે, તો સત્ત્વ અને અસત્ત્વ વચ્ચે વિરોધ છે જે અશે ઘડો સત્ છે, એ અશે જ ઘડો અસત્ છે, એમ અમારુ માનવુ નથી આમ એક જ અશની અપેક્ષાએ તો બને વચ્ચે સહઅનવસ્થાન વિરોધ અમને ઇષ્ટ છે જ 'બને વચ્ચે વિરોધ નથી' એવુ અમારુ કથન, બે ભિન્નભિન્નઅશને આશ્રયીને છે કોઈપણ વસ્તુ સ્વરૂપથી સત્ છે, અને પરરૂપથી અસત્ છે આ બનેરૂપો ઘટમા વિદ્યમાન હોવાથી તે બનેને આશ્રયીને ઘટમા એકીસાથે સત્ત્વ

स्वरूपेणाप्यसत्त्वप्राप्ते । तथा च निरूपाख्यत्वात् सर्वशून्यतेति । तदा हि विरोध स्याद्, यद्येकोपाधिक सत्त्वमसत्व च स्यात् । न चैवम् । यतो न हि येनैवाशेन सत्त्व तेनेवासत्त्वमपि । कि त्वन्योपाधिक सत्त्वम्, अन्योपाधिक पुनरसत्त्वम् । स्वरूपेण हि सत्त्व पररूपेण चासत्त्वम् ॥

**दृष्ट** ह्येकस्मिन्नेव चित्रपटावयविनि अन्योपाधिक तु नीलत्वम्, अन्योपाधिकाश्चेतरे वर्णा । नीलत्व हि नीलीरागाद्युपाधिकम्, वर्णान्तराणि च तत्तद्रञ्जनद्रव्योपाधिकानि । एव [१]मेचकरत्नेऽपि तत्तद्वर्णपुद्गलोपाधिक वैचित्र्यमवसेयम् । न चैभिर्दृष्टान्तै सत्त्वासत्त्वयोर्भिन्नदेशत्वप्राप्ति चित्रपटाद्यवयविन एकत्वात्, तत्रापि भिन्नदेशत्वासिद्धे । कथचित्पक्षस्तु दृष्टान्ते दार्ष्टान्तिके च स्याद्वादिना न दुर्लभ । एवमप्यपरितोषश्चेद् आयुष्मत ? तर्ह्येकस्यैव पुसस्तत्तदुपाधिभेदात् पितृत्वपुत्रत्वमातुलत्वभागिनेयत्वपितृव्यत्वभ्रातृव्यत्वादिधर्माणा परस्परविरुद्धानामपि प्रसिद्धि-दर्शनात् कि वाच्यम् । एवमवक्तव्यत्वादयोऽपि वाच्या इति ॥

અને અસત્ત્વનો સદ્ભાવ અનુપપન્ન નથી

## વિરોધી ધર્મોનુ એકાધિકરણ્ય પ્રત્યક્ષસિદ્ધ

ચિત્ર દોરેલા કપડામા કોઈક એકઅશે નીલરગ, અને બીજા કોઈક અશે અન્ય રગો દેખાય છે તેમા ગળીવગેરેને કારણે નીલરગ દેખાય છે, અને તે-તે અન્યરગની અન્યસામગ્રીની ઉપાધિથી તે-તે અન્યરગો દેખાય છે અર્થાત્ જે ઉપાધિથી નીલરગ છે, તે જ ઉપાધિથી અન્ય રગો નથી આમ એક જ રગીન કપડામા ઉપાધિભેદથી ભિન્ન રગો એકસાથે રહેતા દેખાય છે આ જ પ્રમાણે પચવર્ણના રત્નમા પણ તે-તે વર્ણના પુદ્ગળરૂપઉપાધિને કારણે પાચ વર્ણ રહે તે અનુપપન્ન નથી

શકા - ચિત્રપટવગેરેસ્થળે ભિન્ન-ભિન્ન રગો જે રહ્યા છે, તે ભિન્ન-ભિન્ન દેશ (=અવયવ) ને આશ્રયીને રહ્યા છે અર્થાત્ જે અવયવમા એક રગ છે, ત્યા જ બીજો રગ નથી, પણ અન્ય અવયવમા છે જ્યારે તમને તો વસ્તુના જે દેશમા સત્ત્વ છે તે જ દેશમા અસત્ત્વ ઈષ્ટ છે તેથી આ દૃષ્ટાત અને દાર્ષ્ટાન્તિક વચ્ચે સમાનતા નથી (જેની સિદ્ધિ કરવા દૃષ્ટાન્ત અપાય તે દાર્ષ્ટાન્તિક )

સમાધાન .- આના જવાબમા અમે તમને પૂછીએ છીએ, ભિન્ન ઉપાધિક ધર્મો સર્વથા ભિન્નદેશમા છે કે કથચિત્ ભિન્નદેશમા ? આદ્યપક્ષ તો સગત નથી જ, કેમકે તે ધર્મો ચિત્રપટરૂપ એક જ અવયવીમા રહે છે, અર્થાત્ અવયવીરૂપ દેશની જો વિવક્ષા કરવામા આવે તો એ સર્વ રગો સત્ત્વ અને અસત્ત્વની જેમ એક જ દેશમા વૃત્તિ છે તેથી દૃષ્ટાત અને દાર્ષ્ટાન્તિક વચ્ચે અસમાનતા નથી, બલ્કે સમાનતા જ છે બીજો વિકલ્પ પણ સ્યાદ્વાદીને દૃષ્ટાતમા અને દાર્ષ્ટાન્તિકમા મળી રહે તેમ છે દૃષ્ટાતમા જેમ દેશ ભિન્ન છે તેમ દાર્ષ્ટાન્તિકમા રૂપ ભિન્ન છે અર્થાત્ જેમ રગો જૂદા-જૂદા દેશમા વૃત્તિ છે, તેમ સત્ત્વ અને અસત્ત્વ જૂદા-જૂદારૂપે (સ્વરૂપે સત્ત્વ અને પરરૂપે અસત્ત્વ) વૃત્તિ છે તેથી બીજા વિકલ્પથી પણ દૃષ્ટાન્ત-દાર્ષ્ટાન્તિક વચ્ચે અસમાનતા નથી જો આટલાથી સતોષ થતો ન હોય, તો અન્ય દૃષ્ટાન્તો તો બતાવે છે એક જ પુરુષ ઉપાધિભેદને આશ્રયીને પિતા-પુત્ર, મામો-ભાણેજ, કાકો-ભત્રીજો છે પિતાપણુ અને પુત્રપણુ, મામાપણુ અને ભાણજાપણુ, કાકાપણુ અને ભત્રીજાપણુ પરસ્પર વિરોધી છે છતા ઉપાધિભેદથી તે બધા સગપણો એકસાથે એકપુરુષમા ઉપલબ્ધ થાય છે આ જ પ્રમાણે ઉપાધિભેદથી એક વસ્તુમા સત્ત્વ અને અસત્ત્વ અનુપપન્ન નથી તથૈવ અવાચ્યતા વગેરે પણ અનુપપન્ન નથી

કાવ્યમા " अप्रबुध्यैव " એમ એવકાર મૂકવાદ્વારા કવિશ્રી સૂચવવા માગે છે કે, 'પરવાદીઓમા સમ્યગ્

१ पञ्चवर्णं रत्न ।

उक्तप्रकारेण उपाधिभेदेन वास्तवं *विरोधाभावमप्रबुध्यैवाज्ञात्वैव*। एवकारोऽवधारणे। स च तेषां सम्यग्ज्ञानस्याभाव एव न पुनर्लेशतोऽपि भाव इति व्यनक्ति। ततस्ते *विरोधभीता* सत्त्वासत्त्वादिधर्माणां बहिर्मुखशेमुष्या संभावितो वा विरोधः सहानवस्थानादिः, तस्माद् *भीताः*=त्रस्तमानसाः। अत एव जडाः तात्त्विकभयहेतोरभावेऽपि तथाविधपशुवद् भीरुत्वान्मूर्खाः परवादिनः। *तदेकान्तहताः*-तेषां सत्त्वादिधर्माणां य एकान्तः-इतरधर्मनिषेधनं स्वाभिप्रेतधर्मव्यवस्थापननिश्चयस्तेन हता इव हताः। *पतन्ति*=स्खलन्ति-पतिताश्च सन्तस्ते न्यायमार्गाक्रमणे न समर्थाः। न्यायमार्गाध्वनीनानां च सर्वेषामप्याक्रमणीयतां यान्तीति भावः। यद्वा पतन्तीति प्रमाणमार्गतश्च्यवन्ते। लोके हि

જ્ઞાનનો અંશ પણ નથી' તેથી પૂર્વોક્ત તત્ત્વમાં પરમાર્થથી વિરોધ ન હોવા છતાં, તેઓ સમજ્યા વિના જ સત્ત્વ-અસત્ત્વમાં સ્થૂળબુદ્ધિથી દેખાતા સહઅનવસ્થાનઆદિ વિરોધથી ભય પામે છે. આ ભયના કારણે જડ બનેલા તેઓ પ્રાજ્ઞ નથી. કેમકે જ્યાં પરમાર્થથી ભયનું કારણ નથી ત્યાં તેઓ અજ્ઞાની જેમ નિરર્થક ભય પામે છે, અને વસ્તુમાં અસત્ત્વાદિઅન્યધર્મોનો નિષેધ કરવાપૂર્વક, એકાન્ત સત્ત્વાદિધર્મને સ્વીકારી તેઓ ન્યાયમાર્ગથી પતિત થાય છે. અને પરાભવ પામે છે. અથવા પતન્તિ = ન્યાયમાર્ગથી ચ્યુત થાય છે. કેમકે લોકમાં પણ સન્માર્ગથી ચ્યુત થયેલાને 'પતિત' કહેવાની રૂઢિ છે, અથવા જેમ વજ્ર વગેરે શસ્ત્રોથી હણાયેલો પુરુષ પડી જાય છે અને અત્યંત મૂર્છા પામીને બોલી પણ શકતો નથી. તેમ આ યુક્તિરચનાને નહીં અનુસરતા વાદીઓ પણ સ્વાભિપ્રેત એકાન્તવાદરૂપ વિજળીથી હણાયા છે અને સ્યાદ્વાદીની આગળ નિસ્તેજ થયેલા તેઓ અવાક્ થઈને ઊભા રહે છે.

### વૈયધિકરણ્યાદિદોષો અને તેનો પરિહાર

અહીં વિરોધદોષના ઉપલક્ષણથી પરવાદીઓએ બતાવેલા બીજા (૧) વૈયધિકરણ્ય (૨) અનવસ્થા (૩) સંકર (૪) વ્યતિકર (૫) સંશય (૬) અપ્રતિપત્તિ અને (૭) વિષયવ્યવસ્થાહાનિ આ સાત દોષો પણ સમજવા. જ્યારે સ્યાદ્વાદી એમ કહે છે કે, 'વસ્તુ સામાન્યવિશેષઉભયાત્મક છે' ત્યારે પરવાદીઓ આ પ્રમાણે ક્રમશઃ દોષો દર્શાવે છે → (૧) સામાન્ય અનુવૃત્તિરૂપ હોઈ વિધિરૂપ છે, વિશેષ વ્યાવૃત્તિરૂપ હોઈ પ્રતિષેધરૂપ છે. જેમ શીત અને ઉષ્ણ પરસ્પરવિરોધી છે, તો એક વસ્તુમાં ઉપલબ્ધ થતા નથી. તેમ આ સામાન્ય અને વિશેષ પણ પરસ્પર વિરોધી હોવાથી એક વસ્તુમાં સંભવી શકે નહિ. કેમકે તેમ હોવામાં વિરોધદોષ છે. (૨) વિધિ અને પ્રતિષેધ પરસ્પર વિરૂદ્ધધર્મો હોવાથી બંનેનું અધિકરણ એક હોઈ શકે નહિ. કેમકે બંનેને એકાધિકરણ (=એક આધારમાં રહેવાવાળા) માનવામાં 'બન્ને એકરૂપ છે' તેમ માનવાની આપત્તિ આવે. તેથી બંનેનું અધિકરણ એક નથી, પણ અલગ અલગ છે. અર્થાત્ બંનેમાં વૈયધિકરણ્ય છે. (=ભિન્ન-ભિન્નઅધિકરણમાં રહેવાપણું છે) (૩) વસ્તુ જે સ્વરૂપથી વિધિનું અધિકરણ છે, તથા જે સ્વરૂપથી નિષેધનું અધિકરણ છે, તે બંને સ્વરૂપ વસ્તુમાં એક જ સ્વભાવથી રહે છે કે બે ભિન્ન સ્વભાવથી? જો એક જ સ્વભાવથી રહેતા હોય તો બંને સ્વરૂપ પણ એકરૂપ જ થઈ જશે. અને સ્વરૂપની એકતા થવાથી તે સ્વરૂપથી રહેનાર બન્ને ધર્મો પણ એક જ થઈ જશે. અથવા બે વિરૂદ્ધધર્મોના બે વિરૂદ્ધસ્વરૂપો એક જ સ્વભાવથી વસ્તુમાં રહે, તેમ માનવામાં વિરોધદોષ છે. કેમકે બે વિરુદ્ધસ્વરૂપો એક જ સ્વભાવવાળા હોઈ ન શકે. "આ બંને સ્વરૂપો બે ભિન્ન સ્વભાવથી વસ્તુમાં વૃત્તિ છે" એવો બીજો વિકલ્પ સ્વીકારવામાં અનવસ્થા છે, કેમકે સામાન્ય અને વિશેષરૂપ તે બે સ્વભાવો પણ અન્ય બે સ્વભાવદ્વારા વસ્તુમાં રહેલા માનવા પડશે. આ અન્ય બે સ્વભાવ પણ વળી અન્યતરબેસ્વભાવથી વસ્તુમાં રહેલા માનવા પડશે. આમ અનવસ્થાદોષ આવશે. (૪) વળી વસ્તુ વિધિ અને નિષેધનું અધિકરણ છે, તેથી જે રૂપે વિધિ (=સામાન્ય) નું અધિકરણ છે, તે જ રૂપે વિધિ અને નિષેધ બન્નેનું અધિકરણ છે. અને જે રૂપે વિશેષનું અધિકરણ છે, તેજ રૂપે સામાન્યવિશેષઉભયનું અધિકરણ છે

सन्मार्गच्युता पतिता इति परिभाष्यते । अथवा यथा वज्रादिप्रहारेण हत पतितो मूर्च्छामतुच्छामासाद्य निरूद्धवाक्प्रसरो भवति, एव तेऽपि वादिन स्वाभिमतैकान्तवादेन युक्तिसरणीमननुसरता वज्राशनिप्रायेण निहता सन्त स्याद्वादिना पुरतोऽकिञ्चित्करा वाङ्मात्रमपि नोच्चारयितुमीशत इति॥

**अत्र च** विरोधस्योपलक्षणत्वात्[1] वैयधिकरण्यम्[2], अनवस्था[3], सकर[4], व्यतिकर[5], सशय[6], अप्रतिपत्ति[7], [8]विषयव्यवस्थाहानिरित्येतेऽपि परोद्भाविता दोषा अभ्यूह्या । **तथाहि**–सामान्यविशेषात्मक वस्तु इत्युपन्यस्ते परे उपालब्धारो भवन्ति । **यथा**–सामान्यविशेषयोर्विधिप्रतिषेधरूपयोर्विरुद्धधर्मयोरेकत्राभिन्ने वस्तुनि असभवात् शीतोष्णवदिति **विरोध** । न हि यदेव विधेरधिकरण तदेव प्रतिषेधस्याधिकरण भवितुमर्हति, एकरूपतापत्ते, ततो **वैयधिकरण्यमपि**[१] भवति । अपर च येनात्मना सामान्यस्याधिकरण, येन च विशेषस्य तावप्यात्मानौ एकेनैव स्वभावेनाधिकरोति द्वाभ्या वा स्वभावाभ्याम् ? एकेनैव चेत् । तत्र पूर्ववद् विरोध। द्वाभ्या वा स्वभावाभ्या सामान्यविशेषाख्य स्वभावद्वयमधिकरोति **तदानवस्था**[२], तावपि स्वभावान्तराभ्याम् तावपि स्वभावान्तराभ्यामिति ।

---

આમ થવાથી **સકરદોષ** આવશે (૫) તથા જે રૂપે સામાન્ય છે તે જ રૂપે વિશેષ છે અને જે રૂપે વિશેષ છે તેજ રૂપે સામાન્ય છે આમ **વ્યતિકરદોષ** છે સ્વભાવો પરસ્પરના વિષયમા જાય તે વ્યતિકર દોષ કહેવાય અહી સામાન્યના વિષયમા વિશેષ અને વિશેષના વિષયમા સામાન્યનો પ્રવેશ હોવાથી વ્યતિકરદોષ છે (૬) આમ વસ્તુના સ્વરૂપમા વ્યતિકર હોવાથી વસ્તુનુ અસાધારણ (= વિશિષ્ટ) સ્વરૂપ શુ છે ? તેનો નિર્ણય થઈ શકે નહિ તેથી વસ્તુનુ શુ સ્વરૂપ છે ? તેવો **સશય** ઉત્પન્ન થાય (૭) આ સશયનુ સમાધાન થઈ શકતુ ન હોવાથી, વસ્તુના સ્વરૂપનો યથાર્થ બોધ થઈ શકે નહિ આમ સ્યાદ્વાદમા **અપ્રતિપત્તિ** (અજ્ઞાન )દોષ પણ આવે છે (૮)આમ દરેક વિષયઅગે અજ્ઞાન પ્રવર્તતુ હોવાથી, પ્રમાણથી કોઈપણ વસ્તુનો નિર્ણય થઈ શકતો નથી તેથી **વિષયવ્યવસ્થામાં** હાનિ આવે છે એકાન્તવાદીઓ સ્યાદ્વાદમતમા આ પ્રમાણે આઠદોષો દર્શાવે છે[1]

સ્યાદ્વાદ એકાન્તવાદથી ભિન્નજાતિવાળો છે તેથી સ્યાદ્વાદમા પૂર્વોક્તદોષો સભવતા નથી તેથી સ્યાદ્વાદના મર્મને સમજનારાએ યુક્તિઓદ્વારા એ સર્વદોષોનો સ્વત પરિહાર કરવો (પરિહાર ઉપર દર્શાવ્યો છે ) વાસ્તવમા તો સત્ત્વ–અસત્ત્વાદિધર્મોને એકાતે ભિન્ન સ્વતત્ર અને પરસ્પરથી નિરપેક્ષ માનવામા આવે, અને તેવા બે ધર્મોને એકાધિકરણ માનવામા આવે, તો જ ઉપરોક્ત દોષોનો સભવ છે અથવા અહી 'વિરોધ' શબ્દ દોષવાચક છે જેમકે 'તે વિરૂદ્ધનુ આચરણ કરે છે' આ વાક્યમા વિરૂદ્ધ = દુષ્ટ એવો અર્થ છે તેથી

---

१ विभिन्नाधिकरणवृत्तित्वम् । २ अप्रामाणिकपदार्थपरम्परापरिकल्पनाविश्रान्त्यभावश्चानवस्था ।

૧ આ આઠે દોષોનો પરિહાર આ પ્રમાણે થઈ શકે (૧)વસ્તુમા સ્વરૂપની વિવક્ષા કરવામા આવે તો અસ્તિત્વ, અને પરરૂપની વિવક્ષા કરવામા આવે તો નાસ્તિત્વધર્મ ઉપલબ્ધ થાય છે અને એક ધર્મ ઉપલબ્ધ થાય ત્યારે બીજો ધર્મ ઉપલબ્ધ ન થાય, તો બે વચ્ચે વિરોધ કહેવાય પરતુ અસ્તિત્વ અને નાસ્તિત્વમા તેમ નથી, કેમકે વસ્તુમા સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ અસ્તિત્વ અને પરદ્રવ્યાદિની અપેક્ષા નાસ્તિત્વ વિદ્યમાન છે એ પૂર્વે જ સિદ્ધ થઈ ચૂક્યુ છે શકા – ઘટમા પટઆદિપરરૂપે નાસ્તિત્વ છે તેનો અર્થ એમ થયો કે, પટઆદિરૂપનો ઘટમા અભાવ છે પણ તેથી "ઘટનો અભાવ છે " એમ કહેવાશે નહિ જે વસ્તુનો અભાવ જ્યા હોય, ત્યા તે અભાવનો જ નિર્દેશ કરાય સામાન્યથી અભાવનો નિર્દેશ કરી શકાય નહિ ભૂમિપર ઘડો ન હોય તો 'ભૂમિપર ઘડો નથી' એમ કહેવાય, નહિ કે ભૂમિ નથી' એમ કહેવાય એ જ પ્રમાણે અહી પણ ઘટમા પટસ્વરૂપનો અભાવ હોવાથી 'ઘટમા પટરૂપનો અભાવ છે,' એમ કહેવાય, 'ઘટ નથી' એમ ન કહેવાય **સમાધાન** – આ યુક્તિસગત નથી ઘટમા પટસ્વરૂપનો જે અભાવ છે, એ ઘટનો ધર્મ છે કે પટનો ? પટનો તે માની શકાય નહિ, કેમકે પોતાનામા જ પોતાના સ્વરૂપનો અભાવ રહી શકે નહિ, કેમકે તેમા વિરોધદોષ છે વળી જો એ પટનો ધર્મ હોય તો તેના આધાર=અધિકરણ તરીકે ઘટનો નિર્દેશ પણ

यनात्मना सामान्यस्याधिकरण तेन सामान्यस्य विशेषस्य च, येन च, विशेषस्याधिकरण तेन विशेषस्य सामान्यस्य चेति सकरदोष। येन स्वभावेन सामान्य तेन विशेष, येन विशेषस्तेन सामान्यमिति व्यतिकर । ततश्च वस्तुनाऽसाधारणाकारेण निश्चेतुमशक्त सशय । ततश्चाप्रतिपत्ति । ततश्च प्रमाणविषयव्यवस्थाहानिरिति ॥

एते च दोषा स्याद्वादस्य जात्यन्तरत्वाद् निरवकाशा एव। अत स्याद्वादमर्मवेदिभिरुद्धरणीयास्तत्तदुपपत्तिभिरिति। स्वतन्त्रतया निरपेक्षयोरेव सामान्यविशेषयोर्विधिप्रतिषेधरूपयोरेतेषामवकाशात् । अथवा विरोधशब्दोऽत्र दोषवाची, यथा विरुद्धमाचरतीति दुष्टमित्यर्थ । ततश्च *विरोधेभ्यो*=विरोधवैयधिकरण्यादिदोषेभ्यो भीता इति व्याख्येयम् । एव च सामान्यशब्देन सर्वा अपि दोषव्यक्तय सगृहीता भवन्ति ॥ इति काव्यार्थ ॥ २४ ॥

વિરોધભીતા = વિરોધવગેરેદોષોથી ભય પામેલા એવો અર્થ કરવો આમ વિરોધશબ્દનો દોષસામાન્યઅર્થ થવાથી વિરોધશબ્દદ્વારા વિરોધઆદિ બધા દોષો ગ્રહણ થાય છે ॥ ૨૪॥



સગત બનશે નહિ કેમકે એક વસ્તુના ધર્મનો આધાર બીજી વસ્તુ બની ન શકે તેથી એ પટનો ધર્મ છે તેમ કહી શકાય નહિ જો ઘટનો ધર્મ માનશો તો વિવાદ સમાપ્ત થઇ જશે 'પટસ્વરૂપનો અભાવ' આ ધર્મ ઘટમા તાદાત્મ્યસબધથી રહેશે તેથી જેમ અસ્તિત્વના તાદાત્મ્યથી 'ઘટ છે' એમ બોલાય છે, તેમ એ અભાવધર્મ (=નાસ્તિત્વધર્મ) ના તાદાત્મ્યથી 'પટો નથી' એમ પણ કહી શકાય શકા – ઘટમા પટરૂપનો અભાવ છે તેનો અર્થ એમ થયો કે ઘડામા રહેલા અભાવ (પટરૂપ અભાવ) નો પ્રતિયોગી પટરૂપ છે (જેનો અભાવ હોય તે પ્રતિયોગી કહેવાય, જેમકે ઘટના અભાવમા ઘટ પ્રતિયોગી છે ) અર્થાત પટરૂપમા પ્રતિયોગિતા રહેલી છે આમ ઘટમા રહેલા અભાવના પ્રતિયોગી પટરૂપ=પટમા પ્રતિયોગિતાધર્મ છે 'ભૂમિપર ઘડો નથી' એ વાક્યમા ઘડાનો અભાવ નિર્દિષ્ટ છે તેથી ઘડો અભાવનો પ્રતિયોગી હોઇ તેનામા પ્રતિયોગિતાધર્મ હોવાથી તેના અભાવનો નિર્દેશ થાય છે ભૂમિના અભાવનો નહિ એમ અહીં પણ અભાવની પ્રતિયોગિતા પટમા હોવાથી પટના અભાવનો નિર્દેશ સગત છે, ઘટના અભાવનો નહિ તાત્પર્ય – જેનો અભાવ હોય= જે અભાવનો પ્રતિયોગી હોય=જેનામા અભાવની પ્રતિયોગિતા હોય–તેના જ અભાવનો નિર્દેશ થાય અન્યના (અહી અધિકરણના) અભાવનો નહિ સમાધાન – 'ભૂમિપર ઘડો નથી' એ સ્થળે ઘડાનો અભાવ એ ભૂમિનો ધર્મ છે તેથી ત્યા 'ઘડાના આધાર તરીકે ભૂમિ નથી' એમ કહેવામા વિરોધ નથી તેમ પટરૂપનો અભાવ ઘટનો ધર્મ હોવાથી તે અશે 'ઘટ નથી' એમ કહેવામા કોઇ વિરોધ નથી આ ઘટાદિ સર્વવસ્તુઓ સ્વરૂપે અસ્તિત્વ અને પરસ્વરૂપે નાસ્તિત્વ ધર્મથી યુક્ત છે અને આ બને ધર્મો કથચિત્ તાદાત્મ્યસબધથી ધર્મી સાથે જોડાયા છે આ પ્રમાણે વિરોધદોષનો પરિહાર થાય છે (૨) આમ એક જ અધિકરણમા બને ધર્મો ભિન્ન–ભિન્નઅશોની અપેક્ષાએ રહી શકે છે તેથી 'ભિન્નધર્મોના અધિકરણ ભિન્ન જ હોય' તેવો નિયમ રહેતો નથી તેથી આ બનેના અધિકરણ પણ જુદા હોઇ આ બેમા વૈયધિકરણ્ય છે, એમ કહેવુ પણ સગત નથી, કેમકે એક જ અધિકરણમાં આ બને ધર્મોની ઉપલબ્ધિ અનુભવસિદ્ધ છે (૩) અનવસ્થાદોષનો પણ સભવ નથી કેમકે વસ્તુ અનન્તધર્માત્મક તરીકે પ્રમાણસિદ્ધ છે તે ધર્મો વસ્તુમાં કથચિત્ તાદાત્મ્ય સબધથી રહે છે, વસ્તુમા સ્વરૂપથી અસ્તિરૂપ છે અને પરરૂપે નાસ્તિરૂપ છે 'તેથી વિધિ અને નિષેધ વસ્તુમાં એકસ્વભાવથી રહે છે કે ભિન્ન સ્વભાવથી?' ઇત્યાદિ વિકલ્પોને અહી અવકાશ જ નથી (૪) વસ્તુમા સ્વરૂપથી અસ્તિત્વ અને પરરૂપથી નાસ્તિત્વ હોવાથી સકરદોષ પણ નથી કેમકે જે રૂપે અસ્તિત્વ છે, તે જ રૂપે અસ્તિત્વનાસ્તિત્વઉભય નથી, એ જ પ્રમાણે જે રૂપે નાસ્તિત્વ છે એ જ રૂપે અસ્તિત્વ–નાસ્તિત્વઉભય નથી (૫) આ જ કારણે વ્યતિકરદોષ પણ નથી કેમકે 'અસ્તિત્વ' અને નાસ્તિત્વ આ બનેના વિષય નિયત છે સ્વરૂપથી અસ્તિત્વ જ છે નાસ્તિત્વ નથી તથૈવ પરરૂપે નાસ્તિત્વ જ છે અસ્તિત્વ નથી (૬) વસ્તુ સ્વરૂપે સત્ અને પરરૂપે અસત્ હોવાથી 'વસ્તુ સત્ છે કે અસત્?' એવો સશય પણ ઊભો થશે નહિ (૭) અને સંશયના અભાવમાં નિશ્ચય થઇ શકતો હોવાથી અપ્રતિપત્તિ=અજ્ઞાન પણ રહેશે નહિ (૮) આમ વસ્તુના સદસદાત્મકસ્વરૂપનો નિશ્ચય થવાથી, વિષયવ્યવસ્થા પણ થઇ શકે છે આમ અનુભવસિદ્ધ અનેકાતવાદમા કોઇ દોષ નથી

अथानेकान्तवादस्य सर्वद्रव्यपर्यायव्यापित्वेऽपि मूलभेदापेक्षया चातुर्विध्याभिधानद्वारण भगवत तत्त्वामृतरसास्वादसौहित्यमुपवर्णयन्नाह –

स्यान्नाशि नित्यं सदृशं विरूप वाच्य न वाच्य सदसत्तदेव ।
विपश्चिता नाथ ! निपीततत्त्वसुधोद्गतोद्गारपरम्परेयम् ॥ २५ ॥

*स्यादित्यव्ययमनेकान्तद्योतकमष्टास्वपि पदेषु योज्यम्* । तदेव अधिकृतमेवक वस्तु *स्यात्*=कथञ्चिद् *नाशि* =विनशनशीलमनित्यमित्यर्थ । *स्यान्नित्यम्*=अविनाशिधर्मीत्यर्थ । एतावता नित्यानित्यलक्षणमक विधानम् । तथा स्यात् *सदृश*=अनुवृत्तिहेतुसामान्यरूपम् । स्याद् *विरूप*=विविधरूपम्=विसदृशपरिणामात्मक, व्यावृत्तिहतुविशेषरूपमित्यर्थ । अनेन सामान्यविशेषरूपो द्वितीय प्रकार । तथा स्याद् *वाच्य*=वक्तव्यम् । स्याद् न *वाच्य*=अवक्तव्यमित्यर्थ । अत्र च समासेऽवाच्यमिति युक्तम्, तथाप्यवाच्यपद योन्यादो रूढमित्यसभ्यतापरिहारार्थ न वाच्यमित्यसमस्त चकार स्तुतिकार । एतेनाभिलाप्यानभिलाप्यस्वरूपस्तृतीयो भेद । तथा *स्यात्सद्*=विद्यमानमस्तिरूपमित्यर्थ । स्याद *असत्*=तद्विलक्षणमिति । अनेन सदसदाख्या चतुर्थी विधा ॥

## અનેકાતવાદની ચતુર્વિધતા

આ અનેકાતવાદ સર્વદ્રવ્ય અને સર્વ પર્યાયને સમાનરૂપે લાગુ પડે છે છતા તેના મૂળ ચારભેદ દર્શાવવાદ્વારા ભગવાને પીરસેલા તત્ત્વામૃતના રસાસ્વાદના આનદનુ વર્ણન કરતા કવિ કહે છે–

**કાવ્યાર્થ** – હે વિદ્વદ્‌શિરોમણિ ! નાથ ! વસ્તુ કથચિત્ (૧) અનિત્ય અને નિત્ય (૨) સદેશ અને વિસદેશ (૩) વાચ્ય અને અવાચ્ય તથા (૪) સત્ અને અસત્ છે આ વચનો અનેકાતવાદરૂપ તત્ત્વઅમૃતના પાનથી ઉદ્‌ભવેલા ઉદ્‌ગારોની પરપરારૂપ છે (અર્થાત્ કેવળજ્ઞાનદ્વારા અનેકાતતત્ત્વનુ જ્ઞાન કરીને આપે વસ્તુના આ ચાર સ્થૂળદૃષ્ટિએ વિરોધી દેખાતા સ્વરૂપનુ પ્રતિપાદન કર્યુ છે )

'સ્યાત્' પદ અનેકાતનો સૂચક અવ્યય છે નિત્ય–અનિત્યઆદિ આઠે પદો સાથે આ અવ્યયને જોડવો પ્રત્યેક વસ્તુ, (૧) કથચિત્ નાશપામવાના સ્વભાવવાળી છે, (૨) કથચિત્ અવિનાશી = નિત્ય છે આ જોડકાદ્વારા વસ્તુનુ નિત્યઅનિત્યરૂપ એક લક્ષણ બતાવાયુ (૩) કથચિત્ સદેશ = સામાન્યરૂપ છે, અને (૪) કથચિત્ વિરૂપ = વિશેષરૂપ છે આ યુગલદ્વારા સામાન્યવિશેષાત્મક બીજું લક્ષણ દર્શાવ્યુ (૫) તથા કથચિત્ વાચ્ય = વક્તવ્ય છે અને (૬) કથચિત્ અવક્તવ્ય છે અહી જો કે 'ન वाच्यम्' ને બદલે નञ् તત્પુરુષસમાસ કરી 'અવાચ્ય' એમ કહેવુ બરાબર લાગે છતા 'અવાચ્ય' શબ્દ યોનિઆદિઅર્થમા રૂઢ છે, તેથી અસભ્યશબ્દ છે આ અસભ્યતા દૂર કરવા આ પ્રમાણે પ્રયોગ કર્યો છે આ જોડકાદ્વારા વસ્તુના અભિલાપ્યતા (વક્તવ્યતા) અને અનભિલાપ્યતા (= અવક્તવ્યતા) રૂપ ત્રીજા લક્ષણનો નિર્દેશ કર્યો તથા (૭) કથચિત સત્ = અસ્તિ = વિદ્યમાન છે અને (૮) કથચિત્ અસત્ = અવિદ્યમાન છે આ જોડકાદ્વારા સદ–અસદ્આત્મક ચોથાલક્ષણનુ વિધાન કર્યુ આમ આ ચાર મૂળભેદથી વસ્તુની અનેકાતતા દર્શાવી

તત્ત્વ(= વસ્તુ) ના સ્વરૂપનુ યથાવસ્થિત જ્ઞાન = તત્ત્વજ્ઞાન આ તત્ત્વ (૧) જરા–મરણનો નાશ કરે છે (૨) તે તત્ત્વનુ વિબુધ = પડિતો પાન=જ્ઞાન કરે છે તથા (૩) એ તત્ત્વ મિથ્યાત્વરૂપ ઝેરના સામર્થ્યને દૂર કરે છે તથા (૪) આન્તર = ચિત્તને આહ્લાદ આપે છે નાટે આ તત્ત્વ પોતે જ અમૃત છે (લોકોમા પ્રસિદ્ધ છે કે અમૃત (૧) ઘડપણ–મરણને દૂર કરી અમર બનાવે છે (૨) વિબુધ = દેવોનુ ભોજન છે (૩) ઝેરના પ્રભાવને દૂર કરે

हे *विपश्चिता नाथ* । सङ्ख्यावतां मुख्य । इयमनन्तरोक्ता निपीततत्त्वसुधोद्‌गारपरम्परा । तवेति प्रकरणात् सामर्थ्याद्वा गम्यते । *तत्त्वं*=यथावस्थितवस्तुस्वरूपपरिच्छेदः । तदेव जरामरणापहारित्वाद् विबुधोपभोग्यत्वाद् मिथ्यात्वविषोर्मिनिराकरिष्णुत्वाद् आन्तराह्लादकारित्वाच्च *सुधा*=पीयूषं, तत्त्वसुधा । नितरामनन्यसामान्यतया *पीता*=आस्वादिता या तत्त्वसुधा तस्याः *उद्‌गता*=प्रादुर्भूता तत्कारणिका *उद्‌गारपरम्परा*=उद्‌गारश्रेणिरित्यर्थः । यथा हि कश्चिदाकण्ठं पीयूषरसमापीय तदनुविधायिनीमुद्‌गारपरम्परां मुञ्चति, तथा भगवानपि जरामरणापहारि तत्त्वामृतं स्वैरमास्वाद्य तद्रसानुविधायिनीं प्रस्तुतानेकान्तवादभेदचतुष्टयीलक्षणामुद्‌गारपरम्परां देशनामुखेनोद्‌गीर्णवानित्याशयः ॥

अथवा यैरेकान्तवादिभिर्मिथ्यात्वगरलभाजनमानृप्ति भक्षितं तेषां तत्तद्वचनरूपा उद्‌गारप्रकाराः प्राक् प्रदर्शिताः । यैस्तु पचेलिमप्राचीनपुण्यप्राग्भारानुगृहीतैर्जगद्‌गुरुवदनेन्दुनिःस्यन्दि तत्त्वामृतं मनाहत्य पीतम्, तेषां *विपश्चितां*=यथार्थवादविदुषां हे नाथ । इयं पूर्वदलदर्शितोल्लेखशेखरा उद्‌गारपरम्परेति व्याख्येयम् । एते च चत्वारोऽपि वादास्तेषु तेषु स्थानेषु प्रागेव चर्चिताः । तथाहि – *'आदीपमाव्योम समस्वभावम्'* इति वृत्ते नित्यानित्यवादः प्रदर्शितः । *'अनेकमेकात्मकमेव वाच्यम्'* इति काव्ये सामान्यविशेषवादः समुचितः । सप्तभङ्‌ग्यामभिलाप्यानभिलाप्यवादः सदसद्वादश्च चर्चितः । इति न भूयः प्रयासः ॥ इति काव्यार्थः ॥ २५ ॥

---

છે (૪) અને ચિત્તને આહ્‌લાદિત કરે છે તેથી તત્ત્વને આપેલી અમૃતની ઉપમા સાર્થક છે ) હે પ્રાજ્ઞમુખ્ય ! જેમ કોઇ વ્યક્તિ આકણ્ઠ અમૃતપાન કરીને એ પાનને અનુસરતા ઉદ્‌ગારો કાઢે છે, તેમ આપે ઘડપણ અને મૃત્યુને દૂર કરનારા તત્ત્વામૃતનો યથેચ્છ આસ્વાદ કર્યો, અને તેને અનુસારે અનેકાન્તવાદના પ્રસ્તુત ચાર મૂળભેદરૂપ ઉદ્‌ગાર પરંપરાને દેશનાવાણી દ્વારા પ્રગટ કરી

અથવા મિથ્યાત્વરૂપઝેરનુ આકણ્ઠભોજન કરનાર એકાન્તવાદીઓના વચનરૂપ ઉદ્‌ગારો આગળ દર્શાવ્યા પરતુ જે મહાપુણ્યશાળી પુરુષોએ જગદ્‌ગુરૂના મુખરૂપી ચન્દ્રમાથી ઝરતા તત્ત્વામૃતનુ પાન કર્યુ છે, તે યથાર્થવાદીઓના વચનોરૂપી ઉદ્‌ગારોની પરપરા કાવ્યના પૂર્વાર્દ્ધમા દર્શાવી તેવી હોય છે

આ ચારે વાદની ચર્ચા પૂર્વે થઇ ચૂકી છે *"આદીપમાવ્યોમ સમસ્વભાવમ્"* ઇત્યાદિ કાવ્યમા નિત્ય–અનિત્યવાદની ચર્ચા કરી છે *"અનેકમેકાત્મકમેવ વાચ્ય"* – આ કાવ્યમા સામાન્ય –વિશેષવાદની ચર્ચા છે સપ્તભગીની ચર્ચામા અભિલાપ્ય–અનભિલાપ્યવાદ તથા સત – અસતવાદની ચર્ચા કરી છે તેથી અહી ફરીથી એ ચર્ચા કરતા નથી ॥ ૨૫ ॥



इदानी नित्यानित्यपक्षयो परस्परदूषणप्रकाशनबद्धलक्षतया वेरायमाणयोरितरेतरोदीरितविविधहेतुहेतिसनिपातसजातविनिपातयोरयत्नसिद्धप्रतिपक्षप्रतिक्षेपस्य भगवच्छासनसाम्राज्यस्य सर्वोत्कर्षमाह–

**य एव दोषाः किल नित्यवादे विनाशवादेऽपि समास्त एव ।**
**परस्परध्वंसिषु कण्टकेषु जयत्यधृष्यं जिन ! शासनं ते ॥ २६ ॥**

किलेति निश्चये । य एव *नित्यवादे*=नित्येकान्तवादे दोषा अनित्यैकान्तवादिभि प्रसञ्जिता क्रमयोगपद्याभ्यामर्थक्रियानुपपत्त्यादय , त एव *विनाशवादेऽपि*=क्षणिकेकान्तवादेऽपि *समा*=तुल्या नित्यैकान्तवादिभि प्रसज्यमाना अन्यूनाधिका ।

**तथाहि**–नित्यवादी प्रमाणयति । सर्व नित्य सत्त्वात् । क्षणिके सदसत्कालयोरर्थक्रियाविरोधात् तल्लक्षण सत्त्व नावस्था बध्नातीति ततो निवर्तमानमनन्यशरणतया नित्यत्वेऽवतिष्ठते । **तथाहि**–क्षणिकोऽर्थ सन्वा कार्य कुर्याद् असन्वा ? गत्यन्तराभावात् । न तावदाद्य पक्ष , समसमयवर्तिनि व्यापारायोगात्, सकलभावाना परस्पर कार्यकारणभावप्राप्त्यातिप्रसङ्गाच्च । नापि द्वितीय पक्ष क्षोद क्षमते, असत कार्यकरणशक्तिविकलत्वात्, अन्यथा शशविषाणादयोऽपि कार्यकरणायोत्सहेरन्, विशेषाभावात् इति ॥

## જિનશાસનની અયત્નસિદ્ધ સર્વોપરિતા

એકાન્તનિત્યવાદી અને એકાન્તઅનિત્યવાદી એકબીજા ઉપર વૈર રાખીને એકબીજાના દૂષણો પ્રગટ કરવામા તત્પર બનેલા છે આ બન્ને પરસ્પરે દર્શાવેલ વિવિધ દૂષણોરૂપ શસ્ત્રોના ઘાથી નાશ પામે છે તેથી પ્રયત્ન વિના જ પ્રતિપક્ષનો નાશ થવાથી, ભગવાનનુ શાસનસામ્રાજ્ય સર્વોત્કૃષ્ટ છે, તેમ દર્શાવતા કવિશ્રી કહે છે

**કાવ્યાર્થ** – એકાન્તનિત્યવાદમા જે દોષો છે તે બધા જ દોષો એકાન્તઅનિત્યવાદમા છે (કણ્ટક = ક્ષુદ્રશત્રુઓ = એકાન્તનિત્ય–અનિત્યવાદીઓ) આ ક્ષુદ્ર એકાન્તવાદીઓ પરસ્પરનો ધ્વસ કરી રહ્યા છે, ત્યારે હે જિન ! પડકારી ન શકાય તેવુ તારુ શાસન જય પામે છે

'કિલ' શબ્દ 'નિશ્ચય' અર્થમા છે એકાન્ત અનિત્યવાદીઓએ એકાન્ત નિત્યવાદમા ક્રમથી કે યુગપત્ અર્થક્રિયાની અનુપપત્તિવગેરે ઘણા દોષો દર્શાવ્યા છે નિત્ય એકાન્તવાદીઓએ એકાન્તઅનિત્યવાદીઓના મતમા પણ એટલા જ દોષો દર્શાવ્યા છે, જરા પણ ઓછાવત્તા નહિ

## નિત્યવાદીની સ્થાપના

નિત્યવાદી આ પ્રમાણે કહે છે→ દરેક વસ્તુ નિત્ય છે કેમકે સત્ છે સત્ વસ્તુ નિત્ય કે અનિત્ય હોઈ શકે કેમકે ત્રીજો વિકલ્પ સભવતો નથી વસ્તુને અનિત્ય તો (=ક્ષણિક) માની શકાય નહિ, કેમકે ક્ષણિક વસ્તુ સત્અવસ્થામા કે અસત્ અવસ્થામા અર્થક્રિયા કરવા સમર્થ બની શકે નહિ આમ અનિત્યતા વસ્તુનુ લક્ષણ બની શકે નહિ તેથી અન્યવિકલ્પનો અભાવ હોવાથી વસ્તુ નિત્યત્વલક્ષણથી યુક્ત છે, અર્થાત્ નિત્ય છે, તેમ અનિચ્છાએ પણ સ્વીકારવુ પડે

**શકા** – ક્ષણિકવસ્તુ અર્થક્રિયા કરવા સમર્થ શા માટે નથી ?

**સમાધાન** – ક્ષણિક સત્અવસ્થામા કાર્ય કરશે કે અસત્અવસ્થામા? ત્રીજો વિકલ્પ તો સભવતો નથી આદ્યપક્ષનો સ્વીકાર થઈ શકે નહિ કારણ કે 'ક્ષણિક વસ્તુ સ્વસમાનકાળે ઉત્પન્ન થયેલી બીજી ક્ષણિક

अनित्यवादी नित्यवादिन प्रति पुनरव प्रमाणयति। मर्व क्षणिक मत्त्वात्, अक्षणिके क्रमयौगपद्याभ्यामर्थक्रियाविरोधाद् अर्थक्रियाकारित्वम्य च भावलक्षणत्वात्, ततोऽर्थक्रिया व्यावर्तमाना म्वक्रोडीकृता मत्ता व्यावर्तयदिति क्षणिकसिद्धि । न हि नित्योऽर्थोऽर्थक्रिया क्रमेण प्रवर्तयितुमुत्सहते, पूर्वार्थक्रियाकरणम्वभावोपमर्द्दद्वारेणोत्तरक्रियाया क्रमेण प्रवृत्ते , अन्यथा पूर्वक्रियाकरणाविरामप्रमङ्गात् । तत्स्वभावप्रच्यव च नित्यता प्रयाति, अतादवस्थ्यस्यानित्यतालक्षणत्वात्। अथ नित्योऽपि क्रमवतिन महकारिकारणमर्थमुदीक्षमाणम्तावदामीत, पश्चात् तमामाद्य क्रमण कार्य कुयादिति चेत् ? न। सहकारिकारणम्य नित्यऽकिञ्चित्करत्वात्, अकिञ्चित्करम्यापि च प्रतीक्षणेऽनवस्थाप्रमङ्गात्। नापि यौगपद्येन नित्योऽर्थोऽर्थक्रिया कुरुते अध्यक्षविरोधात्। न ह्येककाल मकला क्रिया प्रारभमाण कश्चिदुपलभ्यत। करोतु वा । तथाप्याद्यक्षण एव सकलक्रियापरिममाप्तेद्वितीयादिक्षणपु अकुवाणम्यानित्यता बलाद् आढाकत, करणाकरणयोरकस्मिन् विरोधाद् इति ॥

---

વસ્તુમા પોતાની ઉત્પત્તિકાળે જ કાર્ય કરી શકે,' તેવી કલ્પના થઇ શકે તેમ નથી તથા પોતે જે સમયે ઉત્પન્ન થાય છે, તે સમયે પોતાનામા અન્યની ઉત્પત્તિનુ કાર્ય સભવી શકે નહિ

શકા – '*કડેમાણે કડે*' એ વચનને અનુસરીને નિશ્ચયનયને આશ્રયીને ઉત્પન્ન થવાના સમયે ઉત્પત્તિકિયા સભવી શકે છે

**સમાધાન** – તો પણ તે સમયે વસ્તુ પોતાની જ ઉત્પત્તિમા વ્યગ્ર હોવાથી બીજાની ઉત્પત્તિની કિયા કરી શકે નહિ આમ ક્ષણિક વસ્તુ સત્અવસ્થામા સ્વમા કે પરમા કાર્ય કરવા સમર્થ નથી વળી સમાનકાળે ઉદ્ભવેલી વસ્તુઓમા પરસ્પર કાર્યકારણભાવ અસિદ્ધ છે, કેમકે ત્યા કાર્ય– કારણભાવ માનવામા સમાનકાલે પ્રગટેલી ત્રણ જગતની સર્વવસ્તુઓ વચ્ચે કાર્યકારણભાવ માનવાનો અતિપ્રસંગ છે બીજો પક્ષ યુક્તિક્ષમ નથી કેમકે અસત્ વસ્તુમા કાર્ય કરવાની શક્તિ સભવતી નથી જો અસત્વસ્તુ પણ કાર્ય કરી શકે, તો સસલાનુ શિગડુ પણ કાર્ય કરવા તત્પર બને, કેમકે એ પણ સમાનરૂપે અસત્ છે

### અનિત્યવાદીની સ્થાપના

અનિત્યવાદી નિત્યવાદીને આ પ્રમાણે કહે છે→ 'સર્વ વસ્તુઓ ક્ષણિક છે, કેમકે સત્ છે' નિત્ય વસ્તુમા અર્થકિયાકારિપણુ ઘટી શકતુ નથી અને અર્થકિયાકારિપણુ સત્ પદાર્થોનુ લક્ષણ છે તેથી નિત્ય પદાર્થોમાથી પાછું ફરતુ અર્થકિયાકારિપણુ પોતે સ્વીકારેલા સત્ત્વને પણ પાછું વાળશે આમ નિત્યવસ્તુ અસત્ સિદ્ધ થાય છે તેથી 'નિત્યતા' વસ્તુનુ લક્ષણ બની શકે નહિ તેથી અન્યવિકલ્પનો અભાવ હોવાથી વસ્તુમા 'અનિત્યતા' લક્ષણ જ સભવી શકે નિત્ય વસ્તુમા અર્થકિયાની અનુપપત્તિ બતાવે છે નિત્ય વસ્તુ અર્થકિયા કમશ' કરશે કે યુગપત્? કમશ કરવા સમર્થ નથી કેમકે જો વસ્તુ પૂર્વકિયા કરવાના સ્વભાવનો ત્યાગ કરી ઉત્તરકિયા કરવાનો સ્વભાવ સ્વીકારે તો જ કમશ અર્થકિયા કરી શકે, જો પૂર્વના સ્વભાવનો ત્યાગ કરે નહિ, તો પૂર્વકિયા જ સતત કર્યા કરશે તેમાથી કદાપિ અટકશે નહિ

**શકા** '– વસ્તુ પૂર્વકિયા કરવાના સ્વભાવનો ત્યાગ કરીને અને ઉત્તરકિયા કરવાનો સ્વભાવ ગ્રહણ કરીને ઉત્તરકિયા કરશે તેથી કમશ' કિયા કરી શકશે

**સમાધાન** – જો 'વસ્તુ આ પ્રમાણે એક સ્વભાવનો ત્યાગ કરીને બીજા સ્વભાવને ગ્રહણ કરે છે' એમ માનશો તો નિત્યતાનો લોપ થઇ જશે, કેમકે 'હંમેશા એકસ્વભાવે રહેવુ' એ નિત્યતાનુ લક્ષણ છે અને સ્વભાવનુ બદલાવુ–એકરૂપે હંમેશા ન રહેવુ એ અનિત્યતાનુ લક્ષણ છે

तदेवमेकान्तद्वयेऽपि ये हेतवस्ते युक्तिसाम्याद् विरुद्ध न व्यभिचरन्तीत्यविचारितरमणीयतया मुग्धजनस्य ध्यान्ध्य[1] चोत्पादयन्तीति विरुद्धा व्यभिचारिणोऽनेकान्तिका इति । अत्र च नित्यानित्यैकान्तपक्षप्रतिक्षेप एवोक्त । उपलक्षणत्वाच्च सामान्यविशेषाद्येकान्तवादा अपि मिथस्तुल्यदोषतया विरुद्धा व्यभिचारिण एव हेतूनुपस्पृशन्तीति परिभावनीयम् ॥

શકા – નિત્ય વસ્તુનો સર્વ કાર્ય કરવાનો સ્વભાવ છે પરતુ કાર્ય કરવામા તે સહકારી કારણોની અપેક્ષા રાખે છે આ સહકારી કારણો ક્રમશ પ્રાપ્ત થતા હોવાથી વસ્તુ પણ સ્વકાર્યોને ક્રમશ કરશે

સમાધાન – આ સહકારીકારણો નિત્ય વસ્તુ પર કોઈપણ જાતનો ઉપકાર કરી શકતા નથી, એ પૂર્વે દર્શાવ્યુ છે તેથી અકિચિત્કર સહકારીઓની અપેક્ષા રાખવી સારી નથી અન્યથા એ સહકારીકારણો હાજર થવા અન્યની અપેક્ષા રાખશે તે વળી અન્યતરની એમ અનવસ્થાદોષ આવશે વળી જગતની તમામ વસ્તુઓને સહકારીકારણ માનવાની આપત્તિ પણ આવશે કેમકે તે બધી જ વસ્તુઓ સમાનરૂપે અકિચિત્કર છે આમ નિત્ય વસ્તુ ક્રમશ કાર્ય કરવા સમર્થ નથી એ જ પ્રમાણે નિત્ય વસ્તુ એકસાથે પણ સર્વકાર્ય કરી શકે નહિ, કેમકે તેમા પ્રત્યક્ષવિરોધ છે એક જ સમયે સર્વક્રિયાઓનો આરભ કોઈને દેખાતો નથી કદાચ તે નિત્યવસ્તુ સર્વકાર્ય એક સાથે કરવા સમર્થ છે, એમ માની લઈએ તો પણ બધી ક્રિયા એક સાથે જ આદ્યક્ષણમા પૂર્ણ થવાથી દ્વિતીયવગેરેક્ષણોવખતે વસ્તુએ કશુ કરવાનુ રહેશે નહિ તેથી બીજીવગેરેક્ષણે વસ્તુ કરણસ્વભાવવાળી નહિ રહે તેથી વસ્તુ અનિત્ય સિદ્ધ થઈ જશે કેમકે એક જ વસ્તુમા કરણ અને અકરણ એમ બન્ને માનવામા વિરોધ છે

## એકાન્તપક્ષોમા વિરૂદ્ધ આદિ દોષો

આમ એકાન્તનિત્યવાદીએ અને એકાન્તઅનિત્યવાદીએ સ્વ–સ્વપક્ષની સિદ્ધિ માટે 'સત્ત્વ' આદિ જે–જે હેતુઓ દર્શાવ્યા છે[1] તે બધા હેતુઓ યુક્તિઓની સમાનતાના કારણે વિરૂદ્ધ છે નિત્યવાદીના હેતુઓ અનિત્યવાદીઓની યુક્તિથી અને અનિત્યવાદીના હેતુઓ નિત્યવાદીની યુક્તિથી વિરૂદ્ધ સિદ્ધ થાય છે તેથી બન્ને પક્ષની વાતો જ્યા સુધી વિચારવામા ન આવે ત્યા સુધી જ રમણીય છે, અને અવિચારી મૂઢ લોકોની બુદ્ધિમા મદતા ઉત્પન્ન કરે છે વિચાર કરવામા આવે, તો બને પક્ષના હેતુઓ વિરૂદ્ધ, વ્યભિચાર અને

१ धिय मान्द्यम् ।

૧ આ બન્ને પક્ષે અનુમાનો પરસ્પરવિરૂદ્ધ છે જ્યારે 'સત્ત્વ' હેતુ સમાન છે તેથી નિત્યવાદી સત્ત્વની નિત્યતા સાથે વ્યાપ્તિ દર્શાવે, અને દૃષ્ટાંત બતાવે, તેનાથી અનિત્યવાદીના 'અનિત્યતા' રૂપ સાધ્યથી વિરૂદ્ધ નિત્યની સિદ્ધિ થાય અનિત્યવાદીને સત્ત્વની અનિત્યતા સાથે વ્યાપ્તિ ઇષ્ટ છે તેથી સત્ત્વહેતુ અનિત્યતા વિરૂદ્ધ નિત્યતાની સિદ્ધિ કરતો હોવાથી અનિત્યવાદીના હેતુમા વિરૂદ્ધદોષ આવે એજ પ્રમાણે અનિત્યવાદી અનિત્યતાની સાથે સત્ત્વની વ્યાપ્તિ અને દૃષ્ટાંત બતાવે, તેથી નિત્યતાથી વિરૂદ્ધ અનિત્યતાની સિદ્ધિ થવાથી નિત્યતાપક્ષે પણ વિરૂદ્ધદોષ આવ્યો તથા 'સત્ત્વ' હેતુ જેમ નિત્યવસ્તુરૂપપક્ષમા રહે છે, તેમ અનિત્યવસ્તુરૂપ વિપક્ષમા પણ રહેતો હોવાથી નિત્યવાદીને વ્યભિચાર દોષ આવે એ જ પ્રમણે સત્ત્વહેતુ અનિત્યપક્ષના વિપક્ષ નિત્યમા પણ રહેતો હોવાથી અનિત્યવાદીના હેતુમા પણ વ્યભિચારદોષ આવ્યો તથા નિત્યવસ્તુમા 'અનિત્યતાના અભાવ' રૂપ સાધ્યનો અભાવ હોવા છતા 'સત્ત્વના અભાવરૂપ' હેતુનો અભાવ નથી, તેથી અનિત્યવાદીના હેતુમાં વ્યતિરેકવ્યભિચાર પણ આવ્યો એજ પ્રમાણે અનિત્યવસ્તુમા નિત્યત્વના અભાવરૂપ સાધ્યનો અભાવ હોવા છતા સત્ત્વના અભાવરૂપ હેતુનો અભાવ નથી તેથી નિત્યવાદીના હેતુમા પણ વ્યતિરેકવ્યભિચાર આવ્યો ઇત્યાદિ પરસ્પરના જ વિરોધી અનુમાનો, હેતુઓ, યુક્તિઓ અને દૃષ્ટાંતોથી બન્ને પક્ષના અનુમાનના હેતુઓ અનેક દોષોથી દુષ્ટ બને છે, તેથી બને પક્ષના અનુમાનો પોકળ બનતા હોવાથી હેય બની જાય છે તેથી બને પક્ષ પણ નાશ પામે છે આજ પ્રમાણે સામાન્ય એકાન્તવાદ અને વિશેષએકાન્તવાદવગેરે વાદો એકબીજાને પોકળ સિદ્ધ કરે છે

अथोत्तरार्द्धं व्याख्यायते । परस्परेत्यादि । एवं च कण्टकेषु क्षुद्रशत्रुष्वेकान्तवादिषु परस्परध्वंसिषु सत्सु परस्परस्मात् ध्वंसन्ते– विनाशमुपयान्तीत्येवंशीलाः सुन्दोपसुन्दवदिति[1] परस्परध्वंसिनः । तेषु हे जिन । ते=तव शासनं– स्याद्वादप्ररूपणनिपुणं द्वादशाङ्गीरूपं प्रवचनं पराभिभावुकानां कण्टकानां स्वयमुच्छिन्नत्वेनैवाभावाद् अधृष्यं= अपराभवनीयम् । "शक्तार्हे कृत्याश्च"[2] इति कृत्यविधानाद् धर्षितुमशक्यम् धर्षितुमनर्हं वा । जयति=सर्वोत्कर्षेण वर्तते । यथा कश्चिन्महाराजः पीवरपुण्यपरीपाकः परस्परं विगृह्य स्वयमेव क्षयमुपेयिवत्सु द्विषत्सु अयत्नसिद्धनिष्कण्टकत्वं समृद्धं राज्यमुपभुञ्जानः सर्वोत्कृष्टो भवति एवं त्वच्छासनमपि ॥ इति काव्यार्थः ॥ २६ ॥

અનૈકાંતિક દોષોથી દુષ્ટ થયેલા જ્ઞાન થઈ શકે. આ પ્રમાણે એકાન્તનિત્યપક્ષ અને એકાન્તઅનિત્યપક્ષનું ખંડન દર્શાવ્યું. આ જ પ્રમાણે એકાન્તસામાન્યપક્ષના અને એકાન્તવિશેષપક્ષના, એકાન્તવાચ્યતાપક્ષ અને એકાન્તઅવાચ્યતાપક્ષના તથા એકાન્તસત્પક્ષના અને એકાન્તઅસત્પક્ષના હેતુઓ પણ પરસ્પર તુલ્ય દોષવાળા હોવાથી વિરૂદ્ધ, વ્યભિચારી અને અનૈકાંતિક છે તે સમજી લેવું.

હવે ઉત્તરાર્દ્ધની વ્યાખ્યા કરે છે. સુન્દ અને ઉપસુન્દ નામના બે રાક્ષસોની જેમ એકાન્તવાદીરૂપ ક્ષુદ્રશત્રુઓ પરસ્પરના પક્ષને પોકળ ઠેરવવાદ્વારા એકબીજાનો પ્રમાણવાદીરૂપે નાશ કરી નાખે છે. આ પ્રમાણે સ્વયં નષ્ટ થયા હોવાથી, તેઓ જિનેન્દ્રશાસનનો પરાભવ કરવા સમર્થ રહેતા નથી. ભગવાનનું શાસન= સ્યાદ્વાદની પ્રરૂપણામાં કુશળ દ્વાદશાંગીરૂપ પ્રવચન. વિરોધીઓનો અભાવ થવાથી આ શાસન અપરાભવનીય બન્યું છે. અહીં 'ધૃષ્' ધાતુને "शक्ताऽर्हे कृत्याश्च" સૂત્રથી 'કૃત્ય' પ્રત્યય લાગ્યો છે. તેથી પરાભવ કરવામાં અશક્ય અથવા 'પરાભવને માટે અયોગ્ય' એવો અર્થ પ્રાપ્ત થાય છે. જેમ કોઈ મહાપુણ્યશાળી મહારાજાના શત્રુઓ પરસ્પર લડીને નાશ પામે, અને તે મહારાજા પ્રયત્ન વિના જ નિષ્કંટક બનેલા પોતાના વિશાળ રાજ્યને ભોગવતો હોવાથી સર્વોત્કૃષ્ટ તરીકે માન્ય બને, તેમ તારું શાસન પણ પ્રયત્ન વિના જ નિષ્કંટક બનીને યથેચ્છ રીતે ત્રણ જગત્ પર રાજ્ય કરતું હોવાથી સર્વોત્કૃષ્ટ છે. 'जयति' નો અર્થ 'સર્વોત્કૃષ્ટ છે' એમ કરવાનો છે. ॥ ૨૬ ॥



१ सुन्दोपसुन्दनामानौ राक्षसौ द्वौ भ्रातरौ ब्रह्मणः सकाशात् वरं लब्धवन्तौ, यत् आवयोर्मृत्युः परस्परस्मादस्तु नान्यस्मात् । तथेत्युक्तं ब्रह्मणा मत्तौ तौ त्रिलोकीं पीडयामासतुः । अथ देवप्रेषितां तिलोत्तमामुपलभ्य तदर्थं मिथो युध्यमानावम्रियताम् । एवमेकान्तवादिनः स्वतत्त्वसिद्ध्यर्थं परस्परं विवदमाना विनश्यन्ति । ततश्चानेकान्तवादो जयति । २ हैमसूत्र ५–४–३५ ।

अनन्तरकाव्ये नित्यानित्याद्येकान्तवादे दोषसामान्यमभिहितम् । इदानीं कतिपयतद्विशेषान् नामग्राह दर्शयंस्तत्प्रस्पकाणामसद्भूतोद्भावकतयोद्वृत्ततथाविधरिपुजनजनितोपद्रवमिव परित्रातुर्धरित्रीपतरित्रजगत्पते पुरता भुवनत्रय प्रत्युपकारकारितामाविष्करोति–

नैकान्तवादे सुखदु खभोगौ न पुण्यपापे न च बन्धमोक्षौ ।
दुर्नीतिवादव्यसनासिनैव परैर्विलुप्तं जगदप्यशेषम् ॥ २७ ॥

*एकान्तवादे* नित्यानित्येकान्तपक्षाभ्युपगमे न सुखदु खभोगो घटेते । न च पुण्यपापे घटेते । न च वन्धमोक्षौ घटते । पुन पुननञ प्रयोगोऽत्यन्ताघटमानतादर्शनार्थ । **तथाहि**–एकान्तनित्ये आत्मनि तावत् सुखदु खभागा नोपपद्येत । नित्यस्य हि लक्षणम् अप्रच्युतानुत्पन्नस्थिरकस्पत्वम् । ततो यदा आत्मा सुखमनुभूय स्वकारणकलाप–सामग्रीवशाद् दु खमुपभुङ्क्त, तदा स्वभावभेदाद् अनित्यत्वापत्त्या स्थिरकस्पताहानिप्रसङ्ग । एव दु खमनुभूय सुखमुपभुञ्जानस्यापि वक्तव्यम् । अथ अवस्थाभेदाद् अय व्यवहार । न चावस्थासु भिद्यमानास्वपि तद्वता भेद । सपरस्येव कुण्डलाजवाद्यवस्थासु इति चेत् ? न । तारततो व्यतिरिक्ता अव्यतिरिक्ता वा ? व्यतिरेके, तारतरयति सवन्धाभाव, अतिप्रसङ्गात् । अव्यतिरेके तु, तद्वानवेति तदवस्थितव स्थिरेकस्पताहानि । कथ च तदेकान्तेकस्पत्वेऽवस्थाभेदोऽपि भवेदिति ॥

### એકાન્તવાદની દુર્નીતિ

પૂર્વેના કાવ્યમા નિત્ય–અનિત્યાદિ એકાન્તવાદમા સામાન્યથી દોષો બતાવ્યા હવે કેટલાક વિશેષદોષો નામ લઈને બતાવે છે, તથા તેવા દોષોથી યુક્ત તત્ત્વની પ્રરૂપણા કરી પ્રજાને પીડનારા હોવાથી તે વાદોના પ્રરૂપકો શત્રુ સમાન છે, અને જગત્‌ને ઉપદ્રવ કરનારા છે તેનુ તથા આ દોષોથી અને તે દોષોના કર્તાઓથી જગત્‌ને બચાવનાર પૃથ્વીપતિ જેવા જગત્પત્તિ પ્રભુના ઉપકારનુ વર્ણન કરતા કાવ્યકાર કહે છે

**કાવ્યાર્થ** –એકાન્તવાદમા સુખ–દુ ખનો ઉપભોગ, પુણ્ય–પાપ તથા બધ–મોક્ષ ઘટી શકતા નથી આમ પરદર્શનકારો દુર્નયનુ પ્રતિપાદન કરવાના વ્યસન(=ટેવ) વાળા છે તેઓએ આ ટેવરૂપ તલવારથી આખા વિશ્વનો નાશ કર્યો છે

### સુખના ઉપભોગઆદિ અસભવિત

નિત્યઅનિત્યાદિએકાન્તવાદમા સુખદુ ખના ભોગો સભવતા નથી પુણ્યપાપ ઘટતા નથી, તથા બધ–મોક્ષ યુક્તિસપન્ન ઠરતા નથી અહી વારવાર 'ન' નો પ્રયોગ કરવા દ્વારા કવિશ્રીનો કહેવાનો આશય એ છે, કે સુખાદિ અત્યત અસભવિત છે તે આ પ્રમાણે→ એકાન્તનિત્યપક્ષે આત્મામા સુખદુ ખનો ભોગ સગત બને નહિ (પરસમત) નિત્યનુ આ લક્ષણ છે→ *"નાશ ન પામવુ, ઉત્પન્ન થવુ નહિ અને હંમેશા એક જ સ્વભાવવાળા સ્થિર રહેવુ"* તેથી સુખનો અનુભવ કરી આત્મા જ્યારે તેવાપ્રકારની કારણસામગ્રી પામી દુ ખનો અનુભવ કરશે, ત્યારે સ્વભાવનો ભેદ થવાથી આત્મા અનિત્ય થવાની આપત્તિ આવશે અને તેની સ્થિર –એકરૂપતામા હાનિ આવશે પહેલા સુખ અનુભવવાનો સ્વભાવ હતો, હવે દુ ખ અનુભવવાનો સ્વભાવ છે તેથી 'સ્વભાવનો ભેદ' અસિદ્ધ નથી એ જ પ્રમાણે દુ ખ અનુભવી સુખ અનુભવતા આત્મા અગે પણ સમજવુ

શકા –વાસ્તવમા સુખ–દુ ખવગેરેવખતે માત્ર અવસ્થામા જ ફેરફાર થાય છે, નહિ કે તેઅવસ્થાવાળા આત્મામા અર્થાત્ અવસ્થાઓ બદલાવા છતા આત્મા તો તે છે, જેમકે વર્તુલાકાર અવસ્થામા

किंच, सुखदुःखभोगौ पुण्यपापनिर्वर्त्यौ । तन्निर्वर्तनं चार्थक्रिया । सा च कूटस्थनित्यस्य क्रमेण अक्रमेण वा नोपपद्यत इत्युक्तप्रायम् । अत एवोक्तं न पुण्यपापे इति । *पुण्यं* दानादिक्रियोपार्जनीयं शुभं कर्म, *पापं* हिंसादिक्रियासाध्यमशुभं कर्म । ते अपि न घटेते, प्रागुक्तनीतेः ॥

तथा न बन्धमोक्षौ । *बन्धः*–कर्मपुद्गलैः सह प्रतिप्रदेशमात्मनो वह्न्ययःपिण्डवद् अन्योऽन्यसंश्लेषः । *मोक्षः*=कृत्स्नकर्मक्षयः तावप्येकान्तनित्ये न स्याताम् । बन्धो हि संयोगविशेषः । स च *"अप्राप्तानां प्राप्तिः"* इतिलक्षणः । प्राक्कालभाविनी अप्राप्तिरन्यावस्था, उत्तरकालभाविनी प्राप्तिश्चान्या । तदनयोरप्यवस्थाभेददोषो दुस्तरः । कथं चैकरूपत्वे सति तस्याकस्मिको बन्धनसंयोगः । बन्धनसंयोगाच्च प्राक् किं नायं मुक्तोऽभवत् । किंच तेन बन्धनेनासौ विकृतिमनुभवति न वा? अनुभवति चेत्? चर्मादिवदनित्यः । नानुभवति चेत्? निर्विकारत्वे सता असता वा

અને સરળ (=સીધી) અવસ્થામા રહેલો સાપ વર્તુલાકાર અવસ્થામા જે સાપ હતો તે જ સાપ સરળ અવસ્થામા છે એ જ પ્રમાણે સુખીઅવસ્થામા જે આત્મા હતો તે જ આત્મા દુ:ખીઅવસ્થામા પણ છે

**સમાધાન** – આ કથન બરાબર નથી આ અવસ્થાઓ અવસ્થાવાળા આત્માથી ભિન્ન છે કે અભિન્ન ? જો ભિન્ન છે, તો 'તે અવસ્થાઓ તે વિવક્ષિતઅવસ્થાવાળાની છે' એવો સબધ નહિ રહે જો ભિન્ન એવી પણ તે અવસ્થાઓ તેની હોય, તો અન્યઆત્માની અવસ્થાઓ પણ તેની હોવી જોઇએ, કેમકે તેઓ પણ સમાન રીતે ભિન્ન છે જો અવસ્થાઓ અવસ્થાવાનથી અભિન્ન છે, તો અવસ્થાઓ અવસ્થાવાનરૂપ જ છે તેનાથી અતિરિક્ત નથી તેથી અવસ્થા બદલાવાનો અર્થ જ એ થયો, કે અવસ્થાવાન્ (આત્મા) બદલાયો એટલે આત્માની એકાન્ત સ્થિર–એકરૂપતાને (=નિત્યતાને) હાનિ પહોચશે તથા જો આત્મા એકાન્તે એકરૂપ જ હોય, તો તેનામા અવસ્થાભેદ પણ સભવે શી રીતે ? અર્થાત્ સુખી હમેશા સુખી અને દુ:ખી હમેશા દુ ખી રહેવો જોઇએ જે દૃષ્ટ કે ઇષ્ટ નથી આમ એકાન્ત નિત્યપક્ષે સુખદુ:ખનો ઉપભોગ સુસગત ન રહે

### પુણ્ય–પાપ બધ–મોક્ષની અસિદ્ધિ

વળી સુખ અને દુ:ખ ક્રમશ પુણ્ય અને પાપથી ઉત્પન્ન થાય છે તથા તે બેની (સુખ–દુ:ખની) ઉત્પત્તિ એ પુણ્ય–પાપની અર્થક્રિયા છે અર્થાત્ પુણ્ય–પાપ જો સુખ–દુ:ખને ઉત્પન્ન કરે, તો જ સાર્થક ગણાય અન્યથા માત્ર નામના જ ગણાય કૂટસ્થનિત્યપક્ષે આ ઉત્પત્તિક્રિયા ક્રમથી કે અક્રમથી ઉપપન્ન થઇ શકતી નથી એ પૂર્વે દર્શાવી ગયા છીએ તેથી જ *'દાનાદિક્રિયાથી પ્રાપ્ત થતુ પુણ્ય, અને હિંસાઆદિ ક્રિયાથી જનમતુ પાપ નિત્યએકાન્તપક્ષે ઘટી શકે નહિ,'* એમ કહ્યુ

બધ = આત્માનુ પોતાના સર્વપ્રદેશોમા કર્મસાથે અગ્નિ અને લોખડના ગોળાની જેમ પરસ્પર સમ્મિશ્રણ મોક્ષ = સઘળાય કર્મનો ક્ષય એકાન્તનિત્યમા આ બન્ને પણ સભવે નહિ (૧) બધ એક પ્રકારનો સયોગ છે *'અપ્રાપ્તપદાર્થોની પ્રાપ્તિ'* ( = નહિ જોડાયેલા પદાર્થોનુ જોડાવુ) સયોગનુ લક્ષણ છે આ સયોગની પૂર્વકાળે જોડાણના અભાવવાળી અવસ્થા છે સયોગ પછી જોડાણવાળી અવસ્થા છે આ બન્ને અવસ્થાઓ ભિન્ન–ભિન્ન છે આ જોડાણ કર્મ અને આત્માનુ હોવાથી આ બનેઅવસ્થાઓ પણ તે બેની છે તેથી પૂર્વે દર્શાવેલ અવસ્થાભેદે અવસ્થાવાન્ના ભેદનો દોષ અહી પણ ઉપસ્થિત થાય છે તેથી એકાન્તનિત્ય આત્મામા બધ ઉપપન્ન થતો નથી અને તેના અભાવમા મોક્ષ પણ સભવતો નથી (૨) તથા બધ અને મોક્ષ એ બન્ને ભિન્ન –ભિન્નઅવસ્થારૂપ હોવાથી પણ એકાન્તનિત્યઆત્મામા એ બન્ને ઘટી શકે નહિ (૩) તથા જો આત્મા એકાન્તે એકરૂપ જ હોય, તો તેને અકસ્માત્ બધન ( કર્મ ) નો સંયોગ થયો શી રીતે ? કેમકે સયોગને અનુરૂપ સ્વભાવમા ફેરફાર થયા વિના સયોગ થઇ શકે નહિ (૪) તથા બધનનો સયોગ થતા પહેલા

तेन गगनस्येव न कोऽप्यस्य विशेष इति बन्धवैफल्याद् नित्यमुक्त एव स्यात्। ततश्च विशीर्णा जगति वन्ध-मोक्षव्यवस्था । तथा च **पठन्ति**– *"वर्षातपाभ्या किं व्योम्नश्चर्मण्यस्ति तयो फलम् । चर्मोपमश्चेत्सोऽनित्य खतुल्यश्चेदसत्फल "* ॥ बन्धानुपपत्तौ मोक्षस्याप्यनुपपत्तिर्बन्धनविच्छेदपर्यायत्वाद् मुक्तिशव्दस्येति ॥

एवमनित्यैकान्तवादेऽपि सुखदु खाद्यनुपपत्ति । अनित्य हि अत्यन्तोच्छेदधर्मकम् । तथाभूते चात्मनि पुण्योपादानक्रियाकारिणो निरन्वय विनष्टत्वात् कस्य नाम तत्फलभूतसुखानुभव । एव पापोपादानक्रियाकारिणोऽपि निरन्वयवनाशे कस्य दु खसवेदनमस्तु? एव चान्य क्रियाकारी अन्यश्च तत्फलभोक्ता इति असमञ्जसमापद्यते। अथ– *"यस्मिन्नेव हि सन्ताने आहिता कर्मवासना । फल तत्रेव सन्धत्ते कर्पासे रक्तता यथा"* ॥ इति वचनाद् नासमञ्जसमित्यपि वाङ्मात्रम्, सन्तानवासनयोरवास्तवत्वेन प्रागेव निर्लोठितत्वात् ॥

---

જ તે મુક્ત કેમ થયો નહિ ? કેમકે મુક્ત અવસ્થાની જેમ તેનો બધનના સયોગની પહેલા પણ સયોગને અનુરૂપ સ્વભાવ હતો જ નહિ અર્થાત્ એકસ્વભાવી આત્માનો હંમેશા મોક્ષ જ માનવાનો રહે પહેલા મુક્ત એવો આત્મા પછી બધાયો, અને અતે ફરીથી મુક્ત થયો, એ ઘટી શકે નહિ (૫) વળી આ બધદ્વારા આત્મા કોઈ વિકારને અનુભવે છે કે નહિ ? જો અનુભવે છે ? તો આત્મા ચામડાની જેમ અનિત્ય છે કેમકે એક જ સ્વરૂપવાળા આત્મામા વિકાર સભવી શકે નહિ જો તે વિકારને અનુભવતો નથી, તો તે બધન હોય કે ન હોય, ગગનની જેમ આત્મામા કોઈ વિશેષ થતુ નથી તેથી બધનને નિષ્ફળ માનીને આત્માને સદા મુક્ત જ માનવો પડે તેથી જગતમા બધ-મોક્ષની જે વ્યવસ્થા છે તે નષ્ટ થઈ જશે તેથી જ કહ્યુ છે- *"વરસાદ અને ગરમીનુ આકાશને કોઈ ફળ નથી ચામડામા પરિવર્તન થતુ હોવાથી તેમા બન્નેનુ ફળ છે જો આત્મા ચામડા જેવો પરિવર્તનશીલ છે, તો તે અનિત્ય છે જો આકાશ જેવો (અપરિવર્તનશીલ) છે, તો ફળ વિનાનો છે* બધની અનુપપત્તિ થવાથી મોક્ષની પણ અનુપપત્તિ થાય છે કેમકે મોક્ષ બધનના વિચ્છેદરૂપ છે એટલે કે મોક્ષ કહો કે બધનવિચ્છેદ કહો, બન્ને એક જ છે, અને બધન વિના તેનો વિચ્છેદ સભવી શકે નહિ

### અનિત્યવાદમા સુખના ઉપભોગઆદિ અસિદ્ધ

આ જ પ્રમાણે અનિત્યએકાન્તવાદમા પણ સુખદુ ખનો ઉપભોગ અનુપપન્ન છે 'સર્વથા વિનાશ' એ અનિત્યનુ લક્ષણ છે આત્માનુ સ્વરૂપ આવુ અનિત્ય માનવામા આવે, તો પુણ્ય ઉત્પન્ન કરનારી ક્રિયા કરનારનો એક જ ક્ષણમા નિરન્વય નાશ માનવો પડે અને જો તેમ થાય, તો પુણ્યના ફળરૂપ સુખનો અનુભવ કરશે કોણ ? એવ પાપને ઉત્પન્ન કરતી ક્રિયાના કરનારનો નિરન્વયનાશ થવાથી પાપના ફળભૂત દુ ખનો અનુભવ કોણ કરશે ? સુખાદિનો અનુભવ કરનારા જેઓ દેખાય છે, તેઓ તે સુખઆદિના કારણભૂત ક્રિયા વખતે અનુત્પન્ન હતા, અને ક્રિયા કરનારાઓ સુખઆદિના અનુભવકાળે વિનષ્ટ થઈ ગયા છે તેથી 'ક્રિયા કરનાર ભિન્ન અને સુખનો અનુભવ કરનાર અન્ય' એમ અસબદ્ધ કલ્પનાની આપત્તિ છે

શકા - *'કપાસમા રક્તતાની જેમ જે સતાનમા કર્મવાસનાનુ આધાન હોય તે જ સતાનમા ફળ પ્રગટે છે '* એવા વચનને અનુસારે સતાન અને વાસનાની કલ્પના કરવાથી પૂર્વોક્ત અસબદ્ધતા રહેશે નહિ

**સમાધાન** - સતાન અને વાસના અસત્ છે એ પૂર્વે જ સિદ્ધ થઈ ચૂકયુ છે તેથી તે બન્ને પણ અસબદ્ધતા દૂર કરવા સમર્થ નથી

तथा पुण्यपापे अपि न घटेते । तयोहि अर्थक्रिया सुखदु खोपभोग । तदनुपपत्तिश्चानन्तरमेवोक्ता । ततोऽर्थक्रियाकारित्वाभावात् तयोरप्यघटमानत्वम् । किंचानित्य क्षणमात्रस्थायी । तस्मिश्च क्षणे उत्पत्तिमात्रव्यग्रत्वात् तस्य कुत पुण्यपापोपादानक्रियार्जनम् ? द्वितीयादिक्षणेषु चावस्थातुमेव न लभते । पुण्यपापोपादानक्रियाभावे च पुण्यपापे कुत , निर्मूलत्वात् ? तदसत्त्वे च कुतस्तन सुखदु खभोग । आस्ता वा कथंचिदेतत् । तथापि पूर्व–क्षणसदृशेनोत्तरक्षणेन भवितव्यम्, उपादानानुरूपत्वाद् उपादेयस्य । तत पूर्वक्षणाद् दु खितात् उत्तरक्षण कथ सुखित उत्पद्यते, कथ च सुखितात् तत स दु खित स्यात्, विसदृशभागतापत्ते ? एव पुण्यपापादावपि । तस्माद्यत्किञ्चिदेतत् ॥

एव वन्धमोक्षयोरप्यसभव । लोकेऽपि हि य एव वद्ध स एव मुच्यते । निरन्वयनाशाभ्युपगमे चेकाधि–करणत्वाभावात् सन्तानस्य चावास्तवत्वात् कुतस्तयो सभावनामात्रमपि ? परिणामिनि चात्मनि स्वीक्रियमाणे सर्व निर्वाधमुपपद्यते । "*परिणामोऽवस्थान्तरगमन न च सर्वथा ह्यवस्थानम् । न च सर्वथा विनाश परिणाम*

### પુણ્ય-પાપ અસભવિત

અનિત્યપક્ષે પુણ્ય-પાપ પણ સભવે નહિ સુખનો અને દુ ખનો ઉપભોગ એ ક્રમશ પુણ્ય અને પાપની અર્થક્રિયા છે સુખ-દુ ખનો ઉપભોગ અનુપપન્ન છે, એ હમણા જ બતાવી ગયા આમ સુખદુ ખના ઉપભોગરૂપ અર્થક્રિયાની અનુપપત્તિથી પુણ્ય અને પાપ અર્થક્રિયાકારીરૂપે સિદ્ધ થતા નથી, અને જે અર્થક્રિયાકારી ન હોય, તે સત્ પણ ન હોય આમ પુણ્ય-પાપ પણ અસત્ થવા દ્વારા અનુપપન્ન બને છે વળી અનિત્ય આત્મા ક્ષણિક છે આ આત્મા ઉત્પત્તિક્ષણે પોતાની જ ઉત્પત્તિમા મશગુલ હોવાથી પુણ્ય-પાપમા હેતુભૂત ક્રિયાઓ કરી શકશે નહિ દ્વિતીયવગેરેક્ષણોએ અસ્તિત્વ પણ ટકાવી ન શકતો આત્મા, ક્રિયાઓ કેવી રીતે કરી શકશે ? અને તે ક્રિયાઓના અભાવમા નિર્મૂળ એવા પુણ્ય-પાપ પણ ઉત્પન્ન શી રીતે થશે ? અને પુણ્ય-પાપના અભાવમા સુખ અને દુ ખનો ઉપભોગ પણ સભવે નહિ અથવા તો એ આપત્તિ હમણા દૂર રહો તો પણ ઉત્તરક્ષણ પૂર્વક્ષણને અનુરૂપ હોવી જોઇએ, કેમકે ઉપાદેય ઉપાદાનને અનુરૂપ હોય છે ઉત્તરક્ષણ ઉપાદેય છે પૂર્વક્ષણ ઉપાદાન છે તેથી દુ ખિત-પૂર્વક્ષણમાથી સુખિતઉત્તરક્ષણ ઉત્પન્ન થઇ શકશે નહિ તે જ પ્રમાણે પુણ્યઉત્પાદક પૂર્વક્ષણમાથી પાપઉત્પાદક ઉત્તરક્ષણ ઉત્પન્ન થઇ શકે નહિ તેથી એકાન્તનિત્યવાદીની જેમ આ મતમા પણ સર્વક્ષણોમા એક જ સ્વરૂપ માનવાની આપત્તિ આવે છે, તેથી અનિત્ય એકાન્તવાદમા પણ પુણ્ય-પાપ ઘટી શકતા નથી

### બધ-મોક્ષનો અસભવ

આ જ પ્રમાણે એકાન્તઅનિત્યપક્ષે બધ અને મોક્ષ પણ સભવી શકે નહિ લોકમા પણ સમત છે કે 'જે બદ્ધ હોય તે જ મુક્ત થાય ' આત્માનો ક્ષણમાત્રમા નિરન્વયનાશ માનવામા આવે તો જેનો બધ છે તેનો મોક્ષ થાય નહિ બધ અન્યનો અને મોક્ષ અન્યનો સ્વીકારવો પડે એટલે કે બધ અને મોક્ષ એકાધિકરણ થશે નહિ

**શકા** - એક સતાનમા બધ અને મોક્ષ હોવાથી સતાનરૂપે તો બન્ને એકાધિકરણ છે

**સમાધાન** - સતાન અવાસ્તવિક છે એ પૂર્વે ઘણીવાર દર્શાવી ગયા છીએ તેથી તે રૂપે એકાધિકરણ માનવુ પણ યુક્તિસગત નથી, તેથી બધ અને મોક્ષ પણ અનિત્ય એકાતવાદમા સભવી શકે નહિ જો આત્માને પરિણામી (તેવા-તેવા પરિણામ- પર્યાય = અવસ્થાપામવાવાળો ) માનવામા આવે, તો સુખદુ ખાદિ સર્વવસ્તુ

स्तद्विदामिष्ट ॥" इति वचनात् । पातञ्जलटीकाकारोऽप्याह → [1]"*अवस्थितस्य द्रव्यस्य पूर्वधर्मनिवृत्तौ धर्मान्तरोत्पत्ति परिणाम "* इति । एव सामान्यविशेषसदसदभिलाप्यानभिलाप्येकान्तवादेष्वपि सुखदु खाद्यभाव स्वयमभियुक्तैरभ्यूह्य ॥

अथोत्तरार्द्धव्याख्या । एवमनुपपद्यमानेऽपि सुखदु खभोगादिव्यवहारे *परे* =परतीर्थिकैरथ च परमार्थत शत्रुभि । परशब्दो हि शत्रुपर्यायोऽप्यस्ति । *दुर्नीतिवादव्यसनासिना*–नीयते एकदेशविशिष्टोऽर्थ प्रतीतिविषयमाभिरिति नीतयो =नया । दुष्टा नीतयो *दुर्नीतयो*=दुनया । तेषा वदन–परेभ्य प्रतिपादन दुर्नीतिवाद । तत्र यद् *व्यसनम्*=अत्यासक्ति औचित्यनिरपेक्षा प्रवृत्तिरिति यावत्, दुर्नीतिवादव्यसनम् । तदेव सद्बोधशरीरोच्छेदनशक्तियुक्तत्वाद् असिरिव *असि*=कृपाणो दुर्नीतिवादव्यसनासि । तेन दुर्नीतिवादव्यसनासिना *करणभूतेन*=दुर्नयप्ररूपणहेवाकखड्गेन । एवमित्यनुभवसिद्ध प्रकारमाह । अपिशब्दस्य भिन्नक्रमत्वाद् अशेषमपि *जगद्* – निखिलमपि त्रैलोक्यम् । *"तात्स्थ्यात् तद्व्यपदेश "* इति त्रैलोक्यगतजन्तुजातम् । *विलुप्त*=सम्यग्ज्ञानादिभावप्राणव्यपरोपणेन व्यापादितम् । तत् त्रायस्व इत्याशय । सम्यग्ज्ञानादयो हि भावप्राणा[2] प्रावचनिकैर्गीयन्ते । अत एव सिद्धेष्वपि जीवव्यपदेश । अन्यथा हि जीव्धातु

બાધા કે વિરોધ વિના ઉપપન્ન થઇ શકે કહ્યુ પણ છે કે → *"એક અવસ્થામાથી બીજી અવસ્થા પામવી એ પરિણામ છે, પરિણામ સર્વથા સ્થિતિરૂપ કે સર્વથા વિનાશરૂપ નથી* (કથચિત્ સ્થિતિ અને કથચિત્ વિનાશરૂપ છે ) *એવો વિદ્વાનોનો મત છે "* **પાતજલયોગદર્શનના ટીકાકારે** પણ કહ્યુ છે કે *"અવસ્થિત દ્રવ્યના પૂર્વધર્મની નિવૃત્તિ થવાથી અન્ય ધર્મની જે ઉત્પત્તિ થાય છે તે પરિણામ છે"* આ જ પ્રમાણે સામાન્ય – વિશેષ, સત્– અસત્, અભિલાપ્ય–અનભિલાપ્યએકાન્તવાદોમા પણ સુખ દુખાદિ મૂળતત્ત્વોની જ સિદ્ધિ થતી નથી તેથી તે બધા વાદો હેય છે આવા હેયવાદના નિરૂપકો મુગ્ધલોકોને ભોળવી ઉન્માર્ગે ચડાવે છે તેથી તે નિરૂપકો ઉપદ્રવરૂપ છે

## પરવાદીઓનુ પરમાર્થશત્રુપણુ

હવે ઉત્તરાર્ધની વ્યાખ્યા કરે છે કાવ્યમા રહેલા 'પર' શબ્દથી શત્રુ અર્થ લેવાનો છે કેમકે શત્રુ અર્થમા પણ 'પર' શબ્દ વપરાય છે પર = પરતીર્થિક = પરમાર્થથી શત્રુ દુર્નીતિ = દુષ્ટનીતિ= દુર્નય જેના દ્વારા એકદેશ (=એક અશ = એકધર્મ ) થી વિશિષ્ટ (=યુક્ત ) અર્થ પ્રતીતિનો વિષય બનાવાય તે નય કહેવાય છે વ્યસન = અતિઆસક્તિ ઔચિત્યથી નિરપેક્ષ થઇ કરાતી પ્રવૃતિને 'વ્યસન' કહે છે જે પ્રવૃત્તિમા દેશકાળઆદિની મર્યાદા સચવાય નહિ, તે વ્યસન કહેવાય પૂર્વોક્ત પ્રમાણે સુખદુ ખાદિવ્યવહાર એકાતવાદમા ઉપપન્ન થતો ન હોવા છતા, પરવાદીઓ દુર્નયનુ કથન કરવાના વ્યસનવાળા છે આ વ્યસન શ્રોતાના સદ્બોધરૂપશરીરનો ઉચ્છેદ કરવા સમર્થ હોવાથી તલવારસમાન છે આ લોકોએ પ્રરૂપેલા દુર્નયોથી ભ્રમિત થયેલા લોકો સદ્બોધનો ત્યાગ કરી કુબોધને ગ્રહણ કરે છે (અપિ શબ્દનો અન્વય 'અશેષ' શબ્દ સાથે કરવાનો છે એટલે કે 'अशेषमपि' એમ અન્વય કરવો ) આખુ જગત્ આ વ્યસનરૂપ તલવાર દ્વારા હણાયુ છે અહી 'જગત્' શબ્દથી ત્રણલોકરૂપ જગત્મા રહેલા જીવો લેવાના છે કેમકે *'તેમા રહેલાનો તેનાથી વ્યપદેશ થાય'* એવો ન્યાય છે જેમકે માચડાપર રહેલા પુરુષો અવાજ કરતા હોય તો પણ "मञ्चा क्रोशन्ति" "માચડો અવાજ કરે છે " એમ કહેવાય છે સમ્યગ્જ્ઞાનાદિભાવપ્રાણોનો નાશ કરાતો હોવાથી અહી 'હણાય છે' એમ કહ્યુ સમ્યગ્જ્ઞાનવગેરે ભાવપ્રાણ છે તેમ શાસ્ત્રકારોને સમ્મત છે તેથી જ સિદ્ધો પણ જીવ તરીકેનો વ્યપદેશ પામી શકે છે 'જીવ્' ધાતુ

---

१ पातञ्जलयोगसूत्रे ३ – १३ व्यास । २ सम्यग्ज्ञानसम्यग्दशनसम्यक्चारित्रेत्यादयो ये जीवस्य गुणास्त भावप्राणा । इद प्रज्ञापनासूत्र प्रथमपदे।

प्राणधारणार्थे[१]ऽभिधीयते । तेषा च दशविधप्राणधारणाभावाद् अजीवत्वप्राप्ति । सा च विरुद्धा । तस्मात् ससारिणो दशविधद्रव्य[२]प्राणधारणाद् जीवा सिद्धाश्च ज्ञानादिभावप्राणधारणाद् इति सिद्धम् । दुर्नयस्वरूप चोत्तरकाव्ये व्याख्यास्याम ॥ इति काव्यार्थ ॥ २७॥

'પ્રાણધારણ' અર્થમા ઉપયુક્ત થાય છે અને જો 'પ્રાણ' શબ્દથી માત્ર દશપ્રકારના દ્રવ્યપ્રાણ (પાચ ઇન્દ્રિય + ૩ બળ (મન–વચન–કાય)+ શ્વાસોચ્છવાસ + આયુષ્ય) જ ઇષ્ટ હોય તો એ દશમાથી એકપણ પ્રકારના પ્રાણનુ ધારણ કરતા ન હોવાથી સિદ્ધો અજીવ બની જાય, જે અનિષ્ટ છે તેથી સસારીઓ દશ પ્રકારના દ્રવ્યપ્રાણોને ધારણ કરતા હોવાથી જીવ છે, અને સિદ્ધો જ્ઞાનાદિભાવપ્રાણોને ધારણ કરતા હોવાથી જીવ છે પરવાદીઓ દુર્નયના પ્રતિપાદનના વ્યસનરૂપતલવારથી સર્વજીવોના સમ્યગ્જ્ઞાનરૂપભાવપ્રાણને હણે છે તેથી 'હે ત્રિલોકનાથ ! તેઓથી તુ રક્ષણ કર !' એમ કવિનો આશય છે દુર્નયના સ્વરૂપનુ વર્ણન ઉત્તરના કાવ્યમા કરવામા આવશે ॥ ૨૭ ॥



१ 'जीव् प्राणधारण हैमधातुपारायणे भ्वादिगणे धा ४६५ । २ पचन्द्रियाणि श्वासोच्छ्वासमायुष्यमनोबलवचनबलशरीरबलानीति दश द्रव्यप्राणा ।

साम्प्रतं दुर्नयनयप्रमाणनिरूपणद्वारेण "प्रमाणनयैरधिगम "[1] इति वचनाद् जीवाजीवादितत्त्वाधिगमनिबन्धनाना प्रमाणनयाना प्रतिपादयितु स्वामिन स्याद्वादविरोधिदुर्नयमार्गनिराकरिष्णुमनन्यसामान्य वचनातिशय स्तुवन्नाह–

**सदेव सत् स्यात्सदिति त्रिधार्थो मीयेत दुर्नीतिनयप्रमाणैः ।**
**यथार्थदर्शी तु नयप्रमाणपथेन दुर्नीतिपथं त्वमास्थः ॥ २८ ॥**

अर्यते परिच्छिद्यत इत्यर्थ पदार्थ । *त्रिधा*=त्रिभि प्रकारै । *मीयते*=परिच्छिद्यते । विधो सप्तमी । कैस्त्रिभि प्रकारै इत्याह दुर्नीतिनयप्रमाणै । नीयते परिच्छिद्यते एकदेशविशिष्टोऽर्थ आभिरिति *नीतयो*=नया । दुष्टा नीतयो दुर्नीतयो दुर्नया इत्यर्थ । नया नैगमादय । *प्रमीयते*=परिच्छिद्यतेऽर्थोऽनेकान्तविशिष्टोऽनेन इति प्रमाणम् स्याद्वादात्मक प्रत्यक्षपरोक्षलक्षणम् । दुर्नीतयश्च नयाश्च प्रमाणे च दुर्नीतिनयप्रमाणानि तै ॥

## દુર્નય, નય અને પ્રમાણના સ્વરૂપનો વિમર્શ

વે દુર્નય, નય અને પ્રમાણનુ નિરૂપણ કરે છે તત્ત્વાર્થનુ વચન છે કે *"પ્રમાણ અને નયોથી અધિગમ = બોધ થાય છે"* તેથી જીવઅજીવાદિતત્ત્વના જ્ઞાનમા કારણભૂત પ્રમાણ અને નયોનુ નિરૂપણ કરનારા સ્વામીના–સ્યાદ્વાદના વિરોધી દુર્નયનુ પ્રતિપાદન કરનારા કુવાદી કરતા વિશિષ્ટ એવા–વચનાતિશયની સ્તુતિ કરતા કવિ કહે છે–

**કાવ્યાર્થ** – (૧) દુર્નયથી 'પદાર્થ સત્ જ છે' (૨) નયથી 'પદાર્થ સત્ છે' અને (૩) પ્રમાણથી 'કથંચિત્ સત્ છે' એમ ત્રણ પ્રકારનો બોધ થાય છે વસ્તુના યથાર્થ સ્વરૂપના દ્રષ્ટા આપે નય અને પ્રમાણ માર્ગદ્વારા દુર્નયનુ નિરાકરણ કર્યુ છે

अर्यते = જેનુ જ્ઞાન કરાય તે અર્થ (=પદાર્થ) કહેવાય આ પદાર્થનુ જ્ઞાન દુર્નય, નય અને પ્રમાણથી એમ ત્રણ પ્રકારે થઇ શકે છે જેનાથી વસ્તુના એક અશનો બોધ થાય તે નય દુષ્ટ નય દુર્નય કહેવાય નૈગમ, સગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ, અને એવભૂત આ સાત નયો છે જેનાથી પદાર્થનો બોધ અનેકાતથી યુક્ત થાય તે પ્રમાણ અર્થાત્ અનન્તધર્માત્મકરૂપે વસ્તુનો બોધ કરાવનાર પ્રમાણ કહેવાય અને તે સ્યાદ્વાદરૂપ છે તેના બે ભેદ છે (૧) પ્રત્યક્ષ અને (૨) પરોક્ષ અહીં દુર્નીતિ, નય અને પ્રમાણનો ઇતરેતર દ્વન્દ્વસમાસ થયો છે

## દુર્નયઆદિનુ સ્વરૂપ

'સત્' શબ્દ અવ્યક્ત છે (કોઇ એક નિશ્ચિત વસ્તુનો સૂચક નથી ) તેથી તેનો નપુસકલિગમા પ્રયોગ છે જેમકે ગર્ભમા રહેલી વ્યક્તિનુ જ્ઞાન ન હોવાથી "गर्भे किं जातम्" (ગર્ભમા શુ ઉત્પન્ન થયુ ?) એમ નપુસકલિગમા નિર્દેશ કરાય છે દુર્નયઆદિત્રણદ્વારા જ્ઞાત થતા અર્થનો ઉલ્લેખ આ પ્રમાણે કરાયો છે (૧) દુર્નય – "વસ્તુ સત્ જ છે" (૨) નય – "વસ્તુ સત્ છે" (૩) પ્રમાણ – "વસ્તુ કથંચિત્ સત્ છે"

**(૧) દુર્નય** – 'ઘડો છે જ ઇત્યાદિરૂપે' જ્યારે એકાન્તે અસ્તિત્વધર્મનો સ્વીકાર કરે છે, ત્યારે બાકીના બધા ધર્મોનો તિરસ્કાર = નિષેધ કરવા દ્વારા સ્વાભિપ્રેત અસ્તિત્વધર્મની જ સ્થાપના કરે છે આમ રહેલા પણ બીજા ધર્મોનો અપલાપ કરવાથી આ નય મિથ્યારૂપ છે અને મિથ્યા હોવાથી દુર્નય છે

**(૨) નય** – માત્ર 'સત્' એવો ઉલ્લેખ કરે છે જેમકે 'ઘડો છે' આ નયવાદી ઘટઆદિમા સ્વઇષ્ટ

१ तत्त्वार्थाधिगमसूत्र २–३ ।

દુર્નયઆદિનુ

केनोल्लेखेन मीयते इत्याह → *सदेव सत् स्यात्सद्* इति। सदिति अव्यक्तत्वाद् नपुंसकत्वम् यथा किं तस्या गर्भे जातमिति। सदेवेति दुर्नयः। सदिति नयः। स्यात्सदिति प्रमाणम्। तथाहि–दुर्नयस्तावत्सदेव इति ब्रवीति। *'अस्त्येव घटः'* इति। अयं वस्तुनि एकान्तास्तित्वमेव अभ्युपगच्छन् इतरधर्माणां तिरस्कारेण स्वाभिप्रेतमेव धर्मं व्यवस्थापयति। दुर्नयत्वं चास्य मिथ्यारूपत्वात्। मिथ्यारूपत्वं च धर्मान्तराणां सतामपि निह्नवात्। तथा सदिति उल्लेखनात् नयः। स हि *'अस्ति घटः'* इति घटे स्वाभिमतमस्तित्वधर्मं प्रसाधयन् शेषधर्मेषु गजनिमीलिकामालम्बते। न चास्य दुर्नयत्वं। धर्मान्तरातिरस्कारात्। न च प्रमाणत्वं स्याच्छब्देन अलाञ्छितत्वात्। स्यात्सदिति *'स्यात्कथञ्चित् सद् वस्तु'* इति प्रमाणम्। प्रमाणत्वं चास्य दृष्टेष्टाबाधितत्वाद् विपक्षे बाधकसद्भावाच्च। सर्वं हि वस्तु स्वरूपेण सत् पररूपेण चासद् इति असकृदुक्तम्। सदिति दिङ्मात्रदर्शनार्थम्। अनया दिशा असत्त्वनित्यत्वानित्यत्ववक्तव्यत्वावक्तव्यत्वसामान्यविशेषादि अपि बोद्धव्यम् ॥

અસ્તિત્વવગેરે કોઇ એક ધર્મને આગળ કરે છે, અને બીજા ધર્મો પ્રત્યે ઉદાસીનભાવ રાખે છે પણ નિષેધ કરતો નથી આમ નય બીજાધર્મોનો તિરસ્કાર કરતો ન હોવાથી જેમ દુર્નય નથી, તેમ 'સ્યાત્' શબ્દનો પ્રયોગ કરતો ન હોવાથી પ્રમાણ પણ નથી

**(૩) પ્રમાણ** – દરેક વસ્તુની પ્રરૂપણા 'સ્યાત્' શબ્દસહિત કરે જેમકે 'વસ્તુ સ્યાત્= કથચિત્ સત્ છે ' આમ વસ્તુના દરેક ધર્મને પ્રાધાન્ય આપે છે અને તેમા દૃષ્ટ અને ઇષ્ટને બાધ ન હોવાથી તથા વિપક્ષે બાધ હોવાથી જ આ પ્રમાણરૂપ બને છે પૂર્વે ઘણીવાર દર્શાવી ગયા છીએ કે, 'દરેક વસ્તુ સ્વરૂપે સત્ છે અને પરરૂપે અસત્ છે ' જો આ બન્ને રૂપને પ્રાધાન્ય આપવામા ન આવે, તો વસ્તુનો યથાર્થબોધ થઇ શકે નહિ તેથી વસ્તુના બધા ધર્મોને પ્રાધાન્ય આપતુ 'સ્યાત્' શબ્દથી યુક્ત વાક્ય જ પ્રમાણવાક્ય બની શકે પ્રમાણવાક્યમા એક ધર્મનો સાક્ષાત્ ઉલ્લેખ હોવા છતા, 'સ્યાત્' શબ્દદ્વારા બીજાધર્મોનુ અર્થથી પ્રતિપાદન થઇ જાય છે આ ત્રણે પ્રકારના બોધસ્થળે કરેલો 'સત્' શબ્દનો પ્રયોગ દિશાસૂચક છે આ જ પ્રમાણે અસત્ત્વ, નિત્યત્વ, અનિત્યત્વ, વક્તવ્યત્વ, અવક્તવ્યત્વ, સામાન્ય અને વિશેષ વગેરે ધર્મો અંગે પણ સમજવુ

### ભગવાનની યથાર્થવાદિતાની સ્તુતિ

આ પ્રમાણે વસ્તુસ્વરૂપ દર્શાવી હવે ભગવાનની સ્તુતિ કરતા કહે છે– 'યથાર્થદર્શી' ઇત્યાદિ શ્લોકમા 'તુ' શબ્દનો અર્થ "જ" કાર કરવાનો છે અને તેનો અન્વય 'ત્વમ્' સાથે કરવો અર્થાત્ દુર્નયમાર્ગનુ નિરાકરણ તે જ કર્યુ છે અન્ય તીર્થના સ્થાપકોએ નહી આપે આ નિરાકરણ નય અને પ્રમાણદ્વારા કર્યુ છે કેમકે આપ યથાર્થદર્શી છો અર્થાત્ નિર્મળકેવળજ્ઞાનરૂપ પ્રકાશદ્વારા વસ્તુના યથાર્થસ્વરૂપના દૃષ્ટા છો અન્યતીર્થના શાસકો રાગવગેરેદોષોના કલકથી કલકિત હોવાથી તેવા પ્રકારના જ્ઞાન(કેવળજ્ઞાન) ના અભાવવાળા છે તેથી તેઓ યથાર્થદર્શી નથી, તેઓ પોતે જ નયમાર્ગે પ્રવૃત્ત થતા નથી અને દુર્નયમાર્ગને ઉખેડવાને બદલે સ્થાપે છે તેથી દુર્નયનો નિષેધ કરવા સમર્થ નથી જેમ કોઇ સન્માર્ગનો જાણકાર અને પરોપકારરસિક પુરુષ મુસાફરો પાસે ચોર, હિસકપ્રાણી તથા કાટાવગેરેથી ભરેલા માર્ગનો ત્યાગ કરાવી ગુણ– દોષથી રહિતના માર્ગનુ, તથા દોષથી વિકલ અને ગુણયુક્ત માર્ગનુ દિશાસૂચન કરે છે તેમ જગન્નાથ પ્રભુ દુર્નયનો તિરસ્કાર કરી ભવ્યપુરુષોને નયમાર્ગ અને પ્રમાણમાર્ગ દર્શાવે છે ('आस्थ ' અહી 'अस्' ધાતુને 'शास्त्यसूवक्तिख्यातेरङ्' સૂત્રથી અદ્યતનભૂતકાળમા 'अङ्' પ્રત્યય લાગ્યો અને ત્યારે "श्वयत्यसूवचपत श्वास्थवाचपप्तम्" સૂત્રથી अस् નો 'अस्थ' આદેશ થયો અને 'स्वरादस्तासु' સૂત્રથી 'अ' ની વૃદ્ધિ 'आ' થઇ તેથી 'आस्थ' રૂપ થયુ )

इत्थं वस्तुस्वरूपमाख्याय स्तुतिमाह यथार्थदर्शी इत्यादि । *दुर्नीतिपथं* दुर्नयमार्गम् । तुशब्दस्य अवधारणार्थस्य भिन्नक्रमत्वात् त्वमेव *आस्थः*–त्वमेव निराकृतवान् । न तीर्थान्तरदैवतानि । केन कृत्वा । *नयप्रमाणपथेन* । नयप्रमाणे उक्तस्वरूपे । *तयोर्मार्गेण*=प्रचारेण । यतस्त्वं *यथार्थदर्शी* । यथार्थोऽस्ति तथैव पश्यतीत्येवशीलो यथार्थदर्शी । विमलकेवलज्योतिषा यथावस्थितवस्तुदर्शी । तीर्थान्तरशास्तारस्तु रागादिदोषकालुष्यकलङ्कितत्वेन तथाविधज्ञानाभावाद् न यथार्थदर्शिनः । ततः कथं नाम दुर्नयपथमथने प्रगल्भन्ते ते तपस्विनः । न हि स्वयमनयप्रवृत्तः परेषामनयं निषेद्धुमुद्धुरतां धत्ते । इदमुक्तं भवति । यथा कश्चित् सन्मार्गवेदी परोपकारदुर्ललितः पुरुषश्चोरश्वापदकण्टकाद्याकीर्णं मार्गं परित्याज्य पथिकानां गुणदोषोभयविकलं दोषास्पृष्टं गुणयुक्तं च मार्गमुपदर्शयति, एवं जगन्नाथोऽपि दुर्नयतिरस्करणेन भव्येभ्यो नयप्रमाणमार्गं प्ररूपयतीति । आस्थः इति अस्यते[1] र्द्यतन्यां *"शास्त्यसूवक्तिख्यातेरङ्"* इत्यङि *"श्वयत्यसूवचपतः श्वास्थवोचपप्तम्"*[2] इति अस्थादेशे 'स्वरादेस्तासु'[3] इति वृद्धौ रूपम् ॥

## નયની આવશ્યક્તા

વાસ્તવમા પ્રમાણ જ પ્રમાણિક છે, કેમકે પ્રમાણ વસ્તુના સર્વ ધર્મોને સમાનરૂપે પ્રાધાન્ય આપે છે અને વસ્તુનો સર્વાશે બોધ કરાવે છે છતા 'નયો અનુયોગના દ્વારરૂપ હોવાથી પ્રજ્ઞાપનાનુ અગ છે' એમ દર્શાવવા નયોને પણ પ્રમાણતુલ્ય દર્શાવ્યા છે દ્વાદશાગીરૂપપ્રવચનના અનુયોગ (=વ્યાખ્યાન) રૂપ મહાનગરના ચાર દ્વાર છે (૧) ઉપક્રમ (૨) નિક્ષેપ (૩) અનુગમ અને (૪) નય દ્વાદશાગીનુ વિવેચન આ ચાર દ્વારથી કરવામા આવે છે એમા છેલ્લુ દ્વાર નય છે આ ચારે દ્વારના સ્વરૂપવગેરેનુ જ્ઞાન **વિશેષાવશ્યકભાષ્ય** વગેરે ગ્રન્થોમાથી મેળવી લેવુ (અહી એકસ્થળે 'પથિન્' શબ્દનો સમાસ થવાથી 'પથ' આદેશ થયો છે અને બીજે અવ્યુત્પન્ન અકારાન્ત 'પથ' શબ્દ છે તેથી 'પથ' શબ્દનો બેવાર પ્રયોગ દુષ્ટ નથી )

## નયનુ સ્વરૂપ વર્ણન

હવે દુર્નય, નય અને પ્રમાણના સ્વરૂપનો કઇક વિચાર દર્શાવે છે તેમા પ્રથમ નયનુ સ્વરૂપ બતાવે છે, કેમકે નયના જ્ઞાન વિના દુર્નયના સ્વરૂપનો બોધ થવો દુષ્કર છે

**શકા** – આમ જો નયનુ સ્વરૂપ પ્રથમ જ્ઞેય હોય, તો આચાર્યએ 'દુર્નય–નય–પ્રમાણ' આ ક્રમથી કેમ નિર્દેશ કર્યો ? નય, દુર્નય, પ્રમાણ, આ ક્રમ કેમ ન દર્શાવ્યો ?

**સમાધાન** – અલબત્ત, દુર્નયનુ જ્ઞાન નયના જ્ઞાન વિના થઇ ન શકે, છતા, આચાર્યદ્વારા દુર્નય પ્રથમ દર્શાવવામા તેની સર્વઅધમતા હેતુ છે અર્થાત્ દુર્નય, નય, પ્રમાણ, ઉત્તરોત્તર પ્રધાન છે આ ઉત્તરોત્તર પ્રાધાન્ય દર્શાવવા જ કવિએ આ ક્રમ દર્શાવ્યો છે પ્રમાણથી નિશ્ચિત કરાયેલા પદાર્થના એકઅશનો બોધ કરાવે તે નય અનન્તધર્મોથી યુક્ત વસ્તુનુ સ્વઇષ્ટ ધર્મથી યુક્તરૂપે (= વસ્તુના એક અશનુ) જ્ઞાન કરાવે તે નય આમ પ્રમાણનુ જ્ઞાન થયા પછી થતો વસ્તુનો એક અશથી વિચાર નયરૂપ છે (પ્રમાણજ્ઞાન થયા વિના વસ્તુ અનન્તધર્મમય તરીકે જ્ઞાત ન થાય અને તે જ્ઞાન વિના વસ્તુના એક અશનો બોધ કરવા જાય તો 'વસ્તુ તે એક અશથી જ યુક્ત છે' એવો મિથ્યાબોધ થવાનો અને નયજ્ઞાનને બદલે દુર્નયજ્ઞાન થવાનો સભવ છે માટે પ્રમાણજ્ઞાન થયા પછી જ નયજ્ઞાન પ્રવૃત્ત બને ) વસ્તુ અનન્તધર્મથી યુક્ત છે અને વસ્તુના એક એક ધર્મને પ્રધાન કરનારા વક્તાઓના અભિપ્રાયો (= આશયો) જ નયરૂપ છે તેથી નયો પણ અનન્ત છે કેમકે અનન્તધર્મમય વસ્તુઅગે વક્તાઓના આશયો અનન્ત હોઇ શકે છે કહ્યુ જ છે કે – *"જેટલા પ્રકારે વચનો કહેવાય છે તેટલા જ નયવાદો છે"*

---

१ हैमसूत्रे ३–४–६० । २॥ हेमसूत्रे ४–३–१०३ । ३ हैमसूत्रे ४–४–३१ ।

मुख्यवृत्त्या च प्रमाणस्येव प्रामाण्यम् । यच्च अत्र नयाना प्रमाणतुल्यकक्षताख्यापन तत् तेषामनुयोगद्वारभूततया प्रज्ञापनाङ्गत्वज्ञापनार्थम् । चत्वारि हि प्रवचनानुयोगमहानगरस्य द्वाराणि उपक्रम[1] निक्षेप[2] अनुगम[3] नयश्चेति[4] । एतेषा च स्वरूपमावश्यकभाष्यादे[2]निरूपणीयम् । इह तु नोच्यते ग्रन्थगौरवभयात् । अत्र चेकत्र कृतसमासान्त पथिन्शब्द । अन्यत्र चाव्युत्पन्न पथशब्दोऽदन्त इति पथशब्दस्य द्वि प्रयोगो न दुष्यति ॥

अथ दुर्नयनयप्रमाणस्वरूप किञ्चिन्निरूप्यते । तत्रापि प्रथम नयस्वरूप । तदनधिगमे दुर्नयस्वरूपस्य दुष्परिज्ञानत्वात् । अत्र च आचार्येण प्रथम दुर्नयनिर्देशो यथोत्तर प्राधान्यावबोधनार्थ कृत । तत्र प्रमाणप्रतिपन्नार्थैकदेशपरामर्शो नय । अनन्तधर्माध्यासित वस्तु स्वाभिप्रेतैकधर्मविशिष्ट नयति प्रापयति सवदनकोटिमारोहयति इति नय । प्रमाणप्रवृत्तेरुत्तरकालभावी परामर्श इत्यर्थ । नयाश्चानन्ता, अनन्तधर्मत्वाद् वस्तुन तदेकधर्मपर्यवसिताना वक्तुरभिप्रायाणा च नयत्वात् । तथा च वृद्धा – "*जावइआ वयणपहा तावइया चेव हुति नयवाया*"[3]इति । तथापि चिरन्तनाचार्यै सर्वसग्राहिसप्ताभिप्रायपरिकल्पनाद्वारेण सप्त नया प्रतिपादिता । तद्यथा–नैगमसग्रहव्यवहारऋजुसूत्रशब्दसमभिरूढवभूता इति । कथमेषा सवसग्राहकत्वमिति चेत् ? उच्यते । अभिप्रायस्तावद् अथद्वारण शब्दद्वारेण वा प्रवतते, गत्यन्तराभावात् । तत्र ये केचनार्थनिरूपणप्रवणा प्रमात्रभिप्रायास्त सर्वेऽपि आद्ये नयचतुष्टयेऽन्तर्भवन्ति । ये च शब्दविचारचतुरास्त शब्दादिनयत्रये इति ॥

**શકા** – જો નયો અનન્ત હેય, તો જૈન ગ્રથોમા સાત નયો જ કેમ દર્શાવ્યા છે ?

**સમાધાન** – નયો અનન્ત હેવા છતા તે બધા નયોનો સમાવેશ થઇ જાય તેવા સાત અભિપ્રાયોની કલ્પના કરીને પૂર્વાચાર્યોએ સાત નયનુ પ્રતિપાદન કર્યુ છે તેથી દોષ નથી તે સાત નયો આ પ્રમાણે છે (૧) નૈગમ (૨) સગ્રહ (૩) વ્યવહાર (૪) ઋજુસૂત્ર (૫) શબ્દ (૬) સમભિરૂઢ (૭) એવભૂત

**શકા** – સર્વનયોનો સમાવેશ આ સાત નયોમા શી રીતે થાય છે ?

**સમધાન** – વક્તાનો અભિપ્રાય અર્થ દ્વારા[1] કે શબ્દદ્વારા પ્રવૃત્ત થાય છે કેમકે તે દર્શાવવા ત્રીજો કોઇ વિકલ્પ નથી તેમા જેટલા નયો અર્થનુ નિરૂપણ કરે છે, અર્થાત્ અર્થને પ્રધાન બનાવે છે, તે બધાનો આદ્ય ચારનયમા સમાવેશ થાય છે અને જેટલા નયો શબ્દનો વિચાર કરવામા કુશળ છે, તે બધા શબ્દઆદિ છેલ્લા ત્રણનયમા સમાવેશ પામે છે

## નૈગમ-સગ્રહનુ સ્વરૂપ

**નૈગમનય** – (૧) સત્તારૂપ મહાસામાન્યને (ત્રિજગત્વર્તી સર્વદ્રવ્ય તથા સર્વગુણો તથા સર્વક્રિયાઓ સતરૂપે સમાન હેવાથી તેઓમાં સમાનરૂપે રહેલી સત્તા મહાસામાન્ય છે ) તથા (૨) તેને અવાન્તરસામાન્યો દ્રવ્યત્વ, ગુણત્વ, અને કર્મત્વ (= ક્રિયાત્વ ) વગેરેને તથા (૩) વસ્તુના પોતાના સ્વતત્ર અસ્તિત્વમા હેતુભૂત અને અન્ય સર્વમા ઉપલબ્ધ ન થાય તેવા અસાધારણસ્વરૂપાત્મક અન્ત્યવિશેષોને તથા (૪) પરરૂપથી વ્યાવૃત્ત કરવામા સમર્થ અને સત્તાવગેરે સામાન્યથી અત્યતભિન્ન સ્વરૂપવાળા અવાન્તરવિશેષોને નૈગમનય સ્વીકારે છે (તાત્પર્ય – ધર્મો ચાર પ્રકારના છે (૧)મહાસામાન્ય (માત્ર સામાન્યરૂપ) જેમકે સત્તા (૨)અવાન્તર સામાન્ય, મહાસામાન્યને વ્યાપ્ત હેય તથા અન્યપદાર્થથી વ્યાવૃત્ત કરતુ હેવાથી કથચિત્ વિશેષઆત્મક હેય જેમકે દ્રવ્યત્વ (૩) અન્ત્યવિશેષ – (પરમાણુઓ વગેરેની

१ अणुओगद्दाराइ महापुरस्सव तस्स चत्तारि । २ विशेषावश्यकभाष्ये ९११, ९१२, ९१३, ९१४, १५०५ तत परम् । ३ छाया–यावन्तो वचनपथास्तावन्त एव भवन्ति नयवादा । सन्मतितर्कप्रकरणे ३–४७ ।

૧ અર્થદ્વારા = અર્થને પ્રધાન કરીને શબ્દ દ્વારા = શબ્દને પ્રધાન કરીને, અથવા અર્થ = દ્રવ્ય અને શબ્દ એટલે પર્યાય તેથી અર્થ દ્વારા = દ્રવ્યને પ્રધાન કરીને શબ્દ દ્વારા = પર્યાયને પ્રધાન કરીને

तत्र नैगम सत्तालक्षण महासामान्यम्, अवान्तरसामान्यानि च द्रव्यत्वगुणत्वकर्मत्वादीनि, तथान्त्यान् विशेषान् सकलासाधारणरूपलक्षणान्, अवान्तरविशेषाश्चापेक्षया पररूपव्यावर्त्तनक्षमान् सामान्यादत्यन्तविनिर्लुंठितस्वरूपानभिप्रैति। इद च स्वतन्त्रसामान्यविशेषवादे क्षुण्णमिति न पृथक्प्रयत्न प्रवचनप्रसिद्धनिलयनप्रस्थकदृष्टान्तद्वयगम्यश्चायम्।[१] सग्रहस्तु अशेषविशेषतिरोधानद्वारेण सामान्यरूपतया विश्वमुपादत्ते। एतच्च सामान्यैकान्तवादे प्राक् प्रपञ्चितम्॥

व्यवहारस्त्वेवमाह यथा–लोकग्राह्यमेव वस्तु अस्तु, किमनया अदृष्टाव्यवह्रियमाणवस्तुपरिकल्पनकष्टपिष्टिकया। यदेव च लोकव्यवहारपथमवतरति तस्यैवानुग्राहक प्रमाणमुपलभ्यते नेतरस्य। न हि सामान्यमनादिनिधनमेक सग्रहाभिमत प्रमाणभूमि, तथानुभवाभावात्। सर्वस्य सर्वदर्शित्वप्रसङ्गाच्च। नापि विशेषा परमाणुलक्षणा क्षणक्षयिण प्रमाणगोचरा, तथाप्रवृत्तेरभावात्। तस्माद् इदमेव निखिललोकावाधित प्रमाणप्रसिद्ध कियत्कालभाविस्थूलतामाविभ्राणमुदकाद्याहरणाद्यर्थक्रियानिर्वर्तनक्षम घटादिक वस्तुरूप पारमार्थिकम्। पूर्वोत्तरकालभावितत्पर्यायपर्यालोचना पुनरज्यायसी, तत्र प्रमाणप्रसराभावात्। प्रमाणमन्तरेण विचारस्य कर्तुमशक्यत्वात्। अवस्तुत्वाच्च तेषा कि

---

ભિન્નતામા હેતુ અને સર્વથા વિશેષાત્મક)(૪)અવાન્તરવિશેષ (પરદ્રવ્યાદિથી વ્યાવૃત્તિમા હેતુ હોવાથી વિશેષ અને સમાનદ્રવ્યની અનુવૃત્તિમા હેતુ હોવાથી કંઇક સામાન્યાત્મક, જેમકે ઘટત્વ પટત્વ ) નૈગમનય વસ્તુના આ ચારે પ્રકારના ધર્મોનો સ્વીકાર કરે છે પરતુ સામાન્ય અને વિશેષને પરસ્પરથી અત્યત ભિન્ન માને છે તથા સામાન્યસ્વરૂપને સ્વીકારતી વખતે વિશેષને ગૌણ કરે છે અને વિશેષ સ્વરૂપને સ્વીકારતી વખતે સામાન્યસ્વરૂપને ગૌણ કરે છે તેથી તે નય પ્રમાણના સ્વરૂપને પામી શકે નહિ આ નૈગમનયના સ્વરૂપનો વિચાર ચૌદમા કાવ્યમા સામાન્ય–વિશેષની ચર્ચા વખતે કરવામા આવ્યો છે તથા આગમપ્રસિદ્ધ રહેઠાણ અને પ્રસ્થકના દૃષ્ટાતથી સમજી શકાય તેવો છે તેથી તેનો અહી વિશેષવિચાર કર્યો નથી

**(૨) સગ્રહ** - સગ્રહનય જગત્‌ની સર્વવસ્તુઓના સર્વવિશેષોને ગૌણ કરી તે સર્વ વસ્તુઓને માત્ર સામાન્યરૂપે જ જૂએ છે આ નયનો વિચાર પણ ચૌદમા કાવ્યમા સામાન્ય એકાન્તવાદના વિચાર વખતે કરવામા આવ્યો છે.

## વ્યવહારનયનુ સ્વરૂપ

**(૩)** વ્યવહારનય માત્ર લોક–પ્રસિદ્ધ વસ્તુ અને વ્યવહારને જ સ્વીકારે છે તે અદૃષ્ટ અને લોકોમા

---

१ तत्र निलयन वसनमित्यनर्थान्तरम्। तद्दृष्टान्तो यथा–केनचित् पृष्ट क्व वसति भवान्? स प्राह लोके। तत्रापि जम्बूद्वीपे, तत्रापि भरतक्षेत्रे, तत्रापि मध्यखण्डे, तत्राप्येकस्मिन् जनपदे नगरे गृहे इत्यादीन् सवानपि विकल्पान् नैगम इच्छति॥ प्रस्थको धान्यमानविशेष। तद् दृष्टान्तो यथा–तद्योग्य काष्ठ वृक्षावस्थायामपि तदनुकीतिक स्कन्धे कृत गृहमानीतमित्यादिसवास्वप्यवस्थासु नैगम प्रस्थकमिच्छति। हरिभद्रीयावश्यकटिप्पणे नयाधिकार।

૧. રહેઠાણદૃષ્ટાત –કોઇક બીજાને પૂછે 'તુ ક્યા રહે છે ?' આ સવાલના જવાબરૂપે ઘણા વિકલ્પો સંભવી શકે જેમકે 'હુ લોકમા રહુ છું' તેમાં પણ તિર્ચ્છાલોકમા, તેમા પણ જંબુદ્વીપમા, તેમા પણ ભરતક્ષેત્રમા, તેમા પણ દક્ષિણાર્ધમા, તેમા પણ મધ્યખડમા, તેમાં પણ ભારતદેશમાં, તેમા પણ અમુક રાજ્યમા, અમુક શહેરમા, અમુક શેરીમા, અમુક મકાનમા, ઘરમાં ઇત્યાદિ નૈગમનય આ બધા જવાબો ને સત્યરૂપે સ્વીકારે છે (૨) પ્રસ્થકદૃષ્ટાંત –(પ્રસ્થક ધાન્ય માપવાનુ પાયશેરના માપવાળુ લાકડાનુ ભાજન વિશેષ) કોઇ સુથાર પ્રસ્થક બનાવવાના લાકડામાટે જગલમા વૃક્ષ કાપવા જતો હોય, ત્યારે કોઇ પૂછે કે 'ક્યા જાય છે ?' ત્યારે તે જવાબ આપે 'પ્રસ્થક લેવા જઇ રહ્યો છું' તો નૈગમનયને હિસાબે તે સત્ય છે એ જ પ્રમાણે લાકડુ કાપીને ઘરે લાવે વગેરે બધી અવસ્થામાં આ જવાબ નૈગમને માન્ય છે न एको गमो यस्य स = नैगम જેના વિચારવાના ગમ = વિકલ્પો એક નથી, પરતુ અનેક છે તે નૈગમ તેના બે ભેદ છે શુદ્ધ અને અશુદ્ધ વ્યવહારઆદિનયના ઝુકાવવાળો અને વિશેષ પર ઝોક આપનાર નૈગમનય શુદ્ધ ગણાય છે સગ્રહ તરફી અને સામાન્યગ્રાહી નૈગમ અશુદ્ધ ગણાય છે તેથી જ ઘણીવાર નૈગમનો સગ્રહનય અને વ્યવહારનયમાં સમાવેશ કરવામાં આવે છે

तद्गोचरपर्यालोचनेन । तथाहि–पूर्वोत्तरकालभाविनो द्रव्यविवर्ता क्षणक्षयिपरमाणुलक्षणा वा विशेषा न कथंचन लोकव्यवहारमुपरचयन्ति । तन्न ते वस्तुरूपा । लोकव्यवहारोपयोगिनामेव वस्तुत्वात् । अत एव पन्था गच्छति, कुण्डिका स्रवति, गिरिर्दह्यते, मञ्चाः क्रोशन्ति इत्यादिव्यवहाराणां प्रामाण्यम् । तथा च वाचकमुख्यः – *"लौकिकसम उपचारप्रायो विस्तृतार्थो व्यवहारः"*[1] इति ॥

ऋजुसूत्रः पुनरिदं मन्यते–वर्तमानक्षणविवर्त्येव वस्तुरूपम् । नातीतमनागतं च । अतीतस्य विनष्टत्वाद्, अनागतस्यालब्धात्मलाभत्वात् खरविषाणादिभ्योऽविशिष्यमाणतया सकलशक्तिविरहरूपत्वात् नार्थक्रियानिर्वर्तनक्षमत्वम्। तदभावाच्च न वस्तुत्वं । *"यदेवार्थक्रियाकारि तदेव परमार्थसत्"* इति वचनात् । वर्तमानक्षणालिङ्गितं पुनर्वस्तुरूपं समस्तार्थक्रियासु व्याप्रियत इति तदेव पारमार्थिकम् । तदपि च निरंशमभ्युपगन्तव्यम् अंशव्याप्तेर्युक्तिरिक्तत्वात्। एकस्य अनेकस्वभावतामन्तरेण अनेकस्वा (स्वा?) वयवव्यापनायोगात् अनेकस्वभावता एवास्तु इति चेत् ? न ।

---

જેનો વ્યવહાર થતો નથી, એવી વસ્તુની પરિકલ્પનાની ઝઝટમા પડવા માગતો નથી કેમકે જે વસ્તુ લોકવ્યવહારમા આવે, તે જ વસ્તુના ગ્રાહક પ્રમાણ મળે છે, અન્યના નહિ સગ્રહને ઇષ્ટ અને અનાદિ–અનત એવુ 'સામાન્ય' પ્રમાણનો વિષય બની શકે નહિ કેમકે આ સામાન્યનો ક્યારેય પણ અનુભવ થતો નથી દરેક વસ્તુઓ વિશેષરૂપે જ ઉપલબ્ધ થાય છે, સામાન્યરૂપે નહિ, અને તેનો ઉપયોગ પણ વિશેષરૂપે જ થાય છે, નહિ કે સામાન્યરૂપે જેમકે ઘટ, ઘટત્વસામાન્યરૂપે સદા વિદ્યમાન હોવા છતા, જો પાસે કોઇક ઘટવિશેષ વિદ્યમાન ન હોય, તો પાણી લાવવાની ક્રિયા થઇ શકતી નથી તથા જો સામાન્યનો પ્રમાણથી બોધ થતો હોત તો બધા જ સર્વજ્ઞ અને સર્વદર્શી બની જાત કેમકે સર્વ વસ્તુઓ સામાન્યરૂપે એક હોવાથી સામાન્યનુ જ્ઞાન થતાવાર જ સર્વ વસ્તુઓનુ જ્ઞાન થઇ જાય આ જ પ્રમાણે પરપરિકલ્પિત વિશેષો કે જે પરમાણુરૂપ અને ક્ષણિક છે તેઓ પણ પ્રમાણના વિષય નથી કેમકે તેઓમા પ્રવૃત્તિ થતી નથી (ઋજુસૂત્રનયાનુસારીમતે ઉત્તરક્ષણે વસ્તુ પૂર્વક્ષણ કરતા સર્વથા ભિન્ન છે તેથી તેઓ માત્ર વિશેષરૂપ છે અને તે નયવાદીઓ સ્થૂળ અવયવવગેરેને મા ।ના ।વી માત્ર પરમાણુપુજને જ સ્વીકારે છે ) તેથી સર્વલોકોને માન્ય અને પ્રમાણસિદ્ધ ઘટવગેરે વસ્તુઓ કે જેઓ કેટલાકકાળસુધી રહેવાવાળા છે, અને "પાણી લાવવુ" વગેરે અર્થક્રિયા કરવામા સમર્થ છે, તેઓ જ પરમાર્થથી સત્ છે. 'તે ઘટાદિવસ્તુના મૃત્પિડાદિપૂર્વપર્યાયો અને કપાળઆદિ ઉત્તરપર્યાયોનો વિચાર કરીને તે–તે પર્યાયરૂપે તે વસ્તુ સત્ હોવાથી તે પર્યાયોવખતે પણ દ્રવ્યથી ઘડો સત્ છે ' ઇત્યાદિ કલ્પનાઓ કરવી બરાબર નથી કેમકે તે પર્યાયો પ્રમાણના વિષય નથી (તેઓ વસ્તુરૂપ ન હોવાથી પ્રમાણના વિષય નથી ) અને પ્રમાણને છોડી વસ્તુનો વિચાર કરી શકાય નહિ અન્યથા ખપુષ્પનો પણ વિચાર કરવાની આપત્તિ આવશે તથા પૂર્વોત્તરકાલીનપર્યાયો નષ્ટ થયેલા હોવાથી અથવા અનુત્પન્ન હોવાથી વસ્તુરૂપ જ નથી આ અવસ્તુની વિચારણાથી સર્યુ વળી પૂર્વોત્તરકાળભાવી આ પર્યાયો અથવા વિશેષો લોકોના વ્યવહારમા લેશમાત્ર પણ આવતા નથી તેથી તેઓને વસ્તુરૂપ માની શકાય નહિ, કારણ કે જેઓ લોકવ્યવહારમા ઉપયોગી હોય તે જ વસ્તુ મનાય, નહિતર તો ખરવિષાણને પણ વસ્તુ તરીકે સ્વીકારવુ પડે

શકા – જો લોકવ્યવહારમા ઉપયોગી હોવામાત્રથી વસ્તુ ગણાતી હોય, તો "માર્ગ જાય છે " "કુડુ ઝરે છે " "પર્વત બળે છે " "માચડો અવાજ કરે છે " ઇત્યાદિ લૌકિક પ્રયોગો પ્રમાણભૂત માનવા પડશે (વાસ્તવમા માર્ગ જતો નથી, પણ તેના દ્વારા મુસાફરો જાય છે કુણ્ડુ ઝરતુ નથી પરતુ તેમા રહેલુ પાણી ઝરે છે પર્વત બળતો નથી, પરતુ તેનાપર રહેલા વૃક્ષો બળે છે, તથા માચડો અવાજ કરતો નથી પરતુ તેનાપર રહેલા માણસો અવાજ કરે છે ) આમ પરમાર્થથી વિરુદ્ધ એવા લૌકિકપ્રયોગોને પ્રમાણ માનવાની આપત્તિ છે

१ तत्त्वार्थाधिगमभाष्य १–३५ ।

विरोधव्याघ्राततत्वात्। तथाहि –यदि एक स्वभाव कथमनेक अनेकश्चेत्कथमेक ? एकानेकयो परस्परपरिहारेणाव–स्थानात् । तस्मात् स्वस्पनिमग्ना परमाणव एव परस्परोपसर्पणद्वारेण कथचिन्निचयरूपतामापन्ना निखिलकार्येषु व्यापारभाज इति त एव स्वलक्षण, न स्थूलता धारयत्पारमार्थिकमिति । एवमस्याभिप्रायेण यदेव स्वकीय तदेव वस्तु, न परकीयम्, अनुपयोगित्वादिति ॥

शब्दस्तु रूढितो यावन्तो ध्वनय कस्मिश्चिदर्थे प्रवर्तन्ते, यथा इन्द्रशक्रपुरन्दरादय सुरपतो, तेषा सर्वेषा–मप्येकमर्थमभिप्रेति किल प्रतीतिवशाद् । यथा शब्दादव्यतिरेकोऽर्थस्य प्रतिपाद्यते तथैव तस्यैकत्वमनेकत्व वा प्रतिपादनीयम् । न च इन्द्रशक्रपुरन्दरादय पर्यायशब्दा विभिन्नार्थवाचितया कदाचन प्रतीयन्ते । तेभ्य सर्वदा एकाकारपरामर्शोत्पत्तेरस्खलितवृत्तितया तथैव व्यवहारदर्शनात् । तस्माद् एक एव पर्यायशब्दानामर्थ इति । शब्यते आहूयतेऽनेनाभिप्रायेणार्थ इति निरुक्तात् एकार्थप्रतिपादनाभिप्रायेणैव पर्यायध्वनीना प्रयोगात् । यथा चाय पर्यायशब्दानामेकमर्थमभिप्रैति तथा तटस्तटी तटम् इति विरुद्धलिङ्गलक्षणधर्माभिसम्बन्धाद् वस्तुनो भेद चाभिधत्ते । न हि विरुद्धधर्मकृत भेदमनुभवतो वस्तुनो विरुद्धधर्मायोगो युक्त । एव सङ्ख्याकालकारकपुरुषादिभेदाद् अपि भेदोऽभ्युपगन्तव्य । तत्र सङ्ख्या एकत्वादि, कालोऽतीतादि, कारक कर्त्रादि, पुरुष प्रथमपुरुषादि ॥

**સમાધાન** – આ બધા પ્રયોગો લોકવ્યવહારમા આવે છે, તેથી બેશક, તેઓ પ્રમાણભૂત જ છે શાસ્ત્રમા પણ તેનો વ્યવહારસત્ય તરીકે સ્વીકાર થયો છે, અને લોકો પણ તે વાક્યોના તાત્પર્યને સમજીને તેને અનુસારે પ્રવૃત્તિ કરે છે તેથી જ વાચકમુખ્ય (પૂજ્યશ્રી ઉમાસ્વાતિ મહારાજ) પણ કહે છે *"લૌકિકવ્યવહારને અનુસરી ઉપચરિતઅર્થને બતાવવાવાળો તથા વિસ્તૃત અર્થવાળો વ્યવહાર છે "*

## ઋજુસૂત્રનુ સ્વરૂપ

**(૪)** – ઋજુસૂત્રનયવાદી વસ્તુના પૂર્વક્ષણ અને ઉત્તરક્ષણના પર્યાયોને છોડી માત્ર વર્તમાનક્ષણના પર્યાયને જ સ્વીકારે છે અતીતકાળના પર્યાયો નાશ પામ્યા છે તથા અનાગતકાલીન પર્યાયો ઉત્પન્ન થયા નથી તેથી આ બન્ને પર્યાયો ખરવિષાણની જેમ સર્વશક્તિઓથી રહિત હોવાથી અર્થક્રિયા કરવા સમર્થ નથી તેથી વસ્તુરૂપ નથી કેમકે *"જેઓ અર્થક્રિયાકારી હોય, તે જ પરમાર્થથી સત્ છે "* એવુ વચન છે વર્તમાનક્ષણે રહેલુ વસ્તુસ્વરૂપ સર્વઅર્થક્રિયાઓમા વ્યાપૃત હોવાથી, તે જ પરમાર્થસત્ છે આ વર્તમાનક્ષણિક વસ્તુને પણ નિરશ કલ્પવી જ સગત છે કેમકે 'વસ્તુને અનેક અશમા રહેલી માનવામા યુક્તિ નથી' એ વાત પૂર્વે દર્શાવી ગયા છીએ

**શકા** – અનેક સ્વભાવ વિના વસ્તુ પોતાના અનેક અવયવોમા રહી ન શકે અને અનેકવસ્તુ તો અનેક અવયવમા વ્યાપીને રહી શકે નહિ તેથી એક જ વસ્તુને અનેક સ્વભાવી કલ્પવી યુક્તિયુક્ત છે

**સમાધાન** – અહી વિરોધ છે, કેમકે એક અને અનેક એકબીજાનો પરિહાર કરીને રહે છે અર્થાત્ જ્યા એક હોય, ત્યા અનેક ન હોય, અને અનેક હોય, ત્યા એક ન હોય તેથી જો એક–સ્વભાવ હોય, તો અનેક હોઈ શકે નહિ અને જો અનેક હોય, તો એક હોઈ શકે નહિ (તાત્પર્ય આ લાગે છે કે જો વસ્તુનો એક સ્વભાવ હોય, તો વસ્તુ અનેક=અનેકઅશવાળી કેવી રીતે હોય ? અને જો અનેક સ્વભાવ હોય, તો વસ્તુ એક કેવી રીતે હોઈ શકે ?)તેથી વસ્તુને એકસ્વભાવી નિરશ માનવી જ યોગ્ય છે વાસ્તવમા તો પોતપોતાના સ્વરૂપમા રહેલા અનેકપરમાણુઓ એકબીજાની પાસે આવે છે અને કથચિત્ નિચય = રાશિ = ઢગલા જેવા આકારને પ્રાપ્ત કરે છે એ આકારે સર્વકાર્યોમા પ્રવૃત્ત થાય છે આ જ તે પરમાણુઓનુ સ્વલક્ષણ છે ર [illegible] પરમાણુઓ

समभिरूढस्तु पर्यायशब्दाना प्रविभक्तमेवार्थमभिमन्यते । तद्यथा इन्दनात् इन्द्र । परमैश्वर्यम् इन्द्रशब्दवाच्य परमार्थतस्तद्वत्यर्थे, अतद्वत्यर्थे पुनरुपचारतो वर्तते । न वा कश्चित् तद्वान्, सर्वशब्दाना परस्परविभक्तार्थप्रतिपादितया आश्रयाश्रयिभावेन प्रवृत्त्यसिद्धे । एव शकनात् शक्र, पूर्दारणात् पुरन्दर इत्यादिभिन्नार्थत्व सर्वशब्दाना दर्शयति । प्रमाणयति च → पर्यायशब्दा अपि भिन्नार्था, प्रविभक्तव्युत्पत्तिनिमित्तकत्वात् । इह ये ये प्रविभक्तव्युत्पत्तिनिमित्तकास्ते ते भिन्नार्थका, यथा इन्द्रपशुपुरुषशब्दा । विभिन्नव्युत्पत्तिनिमित्तकाश्च पर्यायशब्दा अपि । अतो भिन्नार्था इति ॥

પરમાણુરૂપે જ સત્ છે દેખાતી સ્થૂળતા અવાસ્તવિક છે આ નય જેમ પૂર્વ-ઉત્તરક્ષણના પર્યાયોને વસ્તુરૂપે સ્વીકારતો નથી, તેમ વર્તમાનક્ષણિક પણ જે પોતાની માલિકીનુ ન હોય, તેને વસ્તુરૂપે સ્વીકારતો નથી કેમકે પરકીય વસ્તુ પોતાના ઉપયોગમા આવી શકતી નથી (આ નયને હિસાબે વપરાઇ ગયેલા પૈસા, બૅંકમા રહેલા પૈસા કે બીજાના ખીસ્સામાં રહેલા પૈસા પૈસા નથી, કેમકે અત્યારે પોતાના ઉપયોગમા આવી શકે તેમ નથી અત્યારે ખીસ્સામા રહેલા પોતાના પૈસા જ પૈસારૂપે સત્ છે બૌદ્ધદર્શન આ નયપર રચાયુ છે )

### શબ્દનયનુ સ્વરૂપ

(૫) – શબ્દનય એકઅર્થ માટે રૂઢિથી જેટલા પણ શબ્દો પ્રવર્તતા હોય તે બધાને સ્વીકારે છે જેમકે શક્ર, ઇન્દ્ર, પુરદર, વગેરેશબ્દોદ્વારા એક જ 'સુરપતિ' અર્થ પ્રકાશિત થાય છે કેમકે પ્રતીતિ તેવી જ થાય છે અર્થાત્ આ નય પર્યાયવાચી શબ્દોને સ્વીકારે છે (કેમકે લોકોમા પણ એક જ વસ્તુ માટે જૂદા-જૂદા શબ્દોનો પ્રયોગ થતો દેખાય છે અને તે શબ્દોદ્વારા એક જ વસ્તુનો બોધ થાય છે ) જેમ અર્થનો શબ્દથી અભેદ પ્રતિપાદિત કરાય છે, તેમ તેનુ એકત્વ કે અનેકત્વ પણ પ્રતિપાદનયોગ્ય છે (અર્થાત્ શબ્દ-અર્થ વચ્ચે અભેદ હોઇ એક શબ્દના અનેક અર્થો તેમજ અનેક પર્યાયવાચી શબ્દોના એક અર્થ સ્વીકરણીય છે) તેથી એક અર્થમાટે વપરાતા તમામશબ્દો પર્યાયવાચી જ હોય ઇન્દ્ર, શક્ર, પુરન્દરવગેરે પર્યાયશબ્દો ભિન્ન-ભિન્ન અર્થના વાચક તરીકે ક્યારે'ય પ્રતીત થતા નથી કેમકે તે શબ્દોદ્વારા અસ્ખલિતરૂપે હમેશા એકાકાર બોધ થાય છે અને વ્યવહાર પણ તેવો જ થતો દેખાય છે તેથી પર્યાયશબ્દોનો અર્થ એક જ છે, કેમકે 'વક્તા અર્થને જે અભિપ્રાયથી બોલાવે, તે શબ્દ ' શબ્દની આવા પ્રકારની નિરુક્તિ = વ્યુત્પત્તિ છે અર્થાત્ વક્તા જે અર્થને નજરસમક્ષ રાખી જે વચનપ્રયોગ કરે, તે વચનપ્રયોગ તે અર્થનો અભિધાયક શબ્દ બને અને વક્તા દેવેન્દ્રાદિ એક જ અર્થને નજરમા રાખી શક્ર, ઇન્દ્ર, પુરદરઆદિ પર્યાયવાચી શબ્દોનો પ્રયોગ કરે છે માટે એકઅર્થઅભિધાયક અનેક પર્યાયવાચી શબ્દો શબ્દનયને માન્ય છે

આ નય વિરૂદ્ધલિગરૂપ ધર્મના કારણે વસ્તુમા ભેદ સ્વીકારે છે તેથી 'તટ' 'તટી' અને 'તટમ્' શબ્દોને ભિન્ન માને છે 'તટ' શબ્દમા પુલિગ, 'તટી' શબ્દમા સ્ત્રીલિગ અને 'તટમ્' શબ્દમા નપુસકલિગ છે આમ વિરુદ્ધધર્મોને કારણે શબ્દના રૂપમા ભેદ થયો તેથી તે-તે શબ્દને વિરૂદ્ધધર્મથી યુક્ત માનવા જોઇએ, અને શબ્દથી અર્થ અભિન્ન છે તેથી જેમ 'તટ' 'તટી' 'તટમ્' શબ્દોમા ભેદ છે તેમ તેનાથી પ્રકાશિત થતા અર્થમા પણ ભેદ છે કેમકે વિરુદ્ધધર્મને કારણે ભિન્ન બનેલી વસ્તુમા વિરુદ્ધધર્મો માનવા અસગત નથી તે જ પ્રમાણે સખ્યા, કાળ, કારક અને પુરુષાદિના ભેદથી પણ શબ્દમા અને અર્થમા ભેદ પડે છે સખ્યા (-એકત્વ-દ્વિત્વ વગેરે) 'ઘડો' કરતા 'ઘડાઓ' ભિન્ન છે કાળ-ભૂતકાળ વગેરે (અર્થાત્ ભૂતકાળ કરતા વર્તમાનકાળના ઘડામા ભેદ છે ) ભૂતકાળ માટે 'હતો' પ્રયોગ થાય છે વર્તમાનકાળ માટે 'છે' પ્રયોગ થાય છે કારક (-કર્તા, કર્મવગેરે) 'ઘટ' કરતા 'ઘટમ્' મા ભેદ છે 'ઘડામા પાણી છે ' અને "કુભાર ઘડો બનાવે છે " અહી આદ્યપ્રયોગમા ઘડો અધિકરણકારક છે જ્યારે બીજામા કર્મકારક છે, માટે બન્ને ભિન્ન છે પુરુષ (પહેલોપુરુષ, બીજોપુરુષ વગેરે) 'તમે' એ બીજાપુરુષનુ રૂપ છે 'આપ' એ ત્રીજાપુરુષનુ રૂપ છે તેથી બન્નેમા ભેદ છે

एवभूत पुनरेव भाषते–यस्मिन् अर्थे शब्दो व्युत्पाद्यते स व्युत्पत्तिनिमित्तम् । अर्थो यदैव प्रवर्तते तदैव त शब्द प्रवर्तमानमभिप्रैति, न सामान्येन । यथा उदकाद्याहरणवेलाया योषिदादिमस्तकारूढो विशिष्टचेष्टावान् एव घटोऽभिधीयते न शेष , घटशब्दव्युत्पत्तिनिमित्तशून्यत्वात्, पटादिवद् इति । अतीता भाविनी वा चेष्टामङ्गीकृत्य सामान्येनैवोच्यत इति चेत्? न । तयोर्विनष्टानुत्पन्नतया शशविषाणकल्पत्वात् । तथापि तद्द्वारेण शब्दप्रवर्तने सर्वत्र प्रवर्त्तयितव्य , विशेषाभावात् । किच यदि अतीतवर्त्स्यच्चेष्टापेक्षया घटशब्दोऽचेष्टावत्यपि प्रयुज्येत तदा कपालमृत्पिण्डादावपि तत्प्रवर्तन दुर्निवार स्याद्, विशेषाभावात् । तस्माद् यत्र क्षणे व्युत्पत्तिनिमित्तमविकलमस्ति तस्मिन् एव सोऽर्थस्तच्छब्दवाच्य इति ॥

## સમભિરૂઢનયનુ સ્વરૂપ

**(૬)** આ નય શબ્દનયથી વધુ વિશુદ્ધ હોવાથી એક જ અર્થના વાચક અનેકપર્યાયવાચી શબ્દોને માનતો નથી આ મતે દરેક શબ્દના અર્થો જૂદા છે તેથી પર્યાયવાચી શબ્દોના પણ દરેકના અર્થો જૂદા–જૂદા છે જેમકે ઇન્દનાત્ (=ઐશ્વર્યવાન્ હોવાથી) ઇન્દ્ર ઇન્દ્રશબ્દદ્વારા 'પરમ ઐશ્વર્યવાળાપણુ' એ અર્થ વાચ્ય છે આ અર્થ પરમઐશ્વર્યથી યુક્તમા મુખ્યરૂપે મળે અન્યમા ઉપચારથી મળે તેથી જે વ્યક્તિ એવી હોય, તેને માટે આ શબ્દ મુખ્યવૃત્ત્યા વપરાય, અને અન્યમાટે ઉપચારથી વપરાય અથવા તો કોઇ પણ પદાર્થ અન્યશબ્દના અર્થને અનુરૂપ હોઇ શકે નહી કેમકે પ્રત્યેક શબ્દ પરસ્પર ભિન્નઅર્થના પ્રતિપાદક હોવાથી તેઓ વચ્ચે આશ્રય–આશ્રયીભાવસબધ બની શકતો નથી, અર્થાત્, એક શબ્દનો આશ્રય અન્યશબ્દથી વાચ્ય અર્થવાળી વ્યક્તિ બને, અને અન્યશબ્દથી વાચ્યઅર્થવાળાનો આશ્રયી એક શબ્દ બને, તેવુ થઇ શકે નહી આજ પ્રમાણે शकनात् शक्र (સામર્થ્યવાન હોવાથી શક્ર) પુર (= નગર) નુ દારણ (= નાશ) કરતો હોવાથી પુરદર, ઇત્યાદિ ભિન્ન–ભિન્નવ્યુત્પત્તિઓ હોવાથી દરેક શબ્દો ભિન્ન છે અને ભિન્નઅર્થના વાચક છે **અનુમાનપ્રયોગ** – *"પર્યાયશબ્દો પણ ભિન્નઅર્થવાળા છે, કેમકે ભિન્નવ્યુત્પત્તિ નિમિત્તવાળા છે જે–જે શબ્દોના વ્યુત્પત્તિનિમિત્તો (વ્યુત્પત્તિઓ) ભિન્ન ભિન્ન હોય, તેઓ ભિન્ન ભિન્ન અર્થવાળા છે જેમકે 'ઇન્દ્ર' 'પશુ' અને 'પુરુષ' શબ્દો પર્યાયશબ્દોની વ્યુત્પત્તિઓ પણ ભિન્ન–ભિન્ન છે તેથી તેઓ પણ ભિન્ન છે"* (આ નયની દલીલ છે કે, એક શબ્દથી દ્યોતિત થતી વસ્તુ (દ્રવ્ય કે પર્યાય) ભિન્ન શબ્દથી ઓળખાતી વસ્તુના શબ્દથી અભિધેય ન બને 'ઘટ'પદથી વાચ્ય ઘટ વસ્તુ 'પટ' વસ્તુના વાચક 'પટ' શબ્દથી વાચ્ય ન બને કેમ કે તેમ થવામા 'ઘટ' પદવાચ્ય વસ્તુ પટપદવાચ્ય વસ્તુસ્વરૂપ બનવાનો પ્રસગ છે તેથી વસ્તુસાકર્યની આપત્તિ છે તેથી જ એક પર્યાયથી વાચ્યઅર્થ બીજા પર્યાયવાચી શબ્દથી વાચ્ય બની ન શકે ઇન્દ્રપદથી વાચ્યઅર્થ "પરમઐશ્વર્યવાન" 'સામર્થ્યવાન્' અર્થના વાચક 'શક્ર' શબ્દથી અભિધેય શી રીતે થઇ શકે? જો તે શક્ર શબ્દથી અભિધેય બને તો તે બન્ને અર્થ તુલ્ય થશે, ઇત્યાદિ ઘણા દોષો હોવાથી પર્યાયવાચી શબ્દો છે જ નહિ દરેક શબ્દ ભિન્નઅર્થના જ પ્રતિપાદક છે)

## એવભૂતનયનુ સ્વરૂપ

**(૭)** જે અર્થને લઇ શબ્દ વ્યુત્પન્ન કરાય છે, તે અર્થ વ્યુત્પત્તિનિમિત્ત કહેવાય જે કાળે અર્થ પોતાની અર્થક્રિયામા પ્રવર્તતો હોય, તે જ કાળે તે અર્થનો વાચકશબ્દ પ્રવૃત્ત થાય, સામાન્યથી નહિ એમ આ નયને ઇષ્ટ છે જેમકે પાણી લાવવાના કાળે સ્ત્રીઆદિના મસ્તકપર રહેલો અને વિશિષ્ટચેષ્ટાવાળો હોય તે જ 'ઘડો' કહેવાય, અન્ય નહિ કેમકે અન્ય તે 'ઘટ' શબ્દની વ્યુત્પત્તિનિમિત્તથી શૂન્ય છે જેમકે પટ અર્થાત્ જેમ પટવગેરેવસ્તુઓ 'ઘટ' પદના વ્યુત્પત્તિનિમિત્તો નથી, તો તેઓ 'ઘટ' પદથી વાચ્ય બનતા નથી તેમ ઉપરોક્ત સિવાયની અવસ્થાઓમા રહેલા ઘડાઓ'ઘટ' પદના વ્યુત્પત્તિનિમિત્ત બનતા ન હોવાથી 'ઘટ' પદથી વાચ્ય બની શકે નહિ

